

श्री स्वामिनारायणो जयति।

# वचनामृत-भूमिका

(परमात्मा, जीवात्मा, माया, तत्त्व, हित, पुरुषार्थ,
आ छ तत्त्व विषयोना विमर्शवाळी)


संपादक : संशोधक : प्रकाशक

**शास्त्री हरिजीवनदास, वडताल.**



जैनानन्द प्रिन्टिंग प्रेस, दरिया महल, सुरत.

संवत् २०२८..................सन् १९७२

कींमत रु. ८-०-०

ॐ

# ॥ निवेदनम् ॥

**श्री स्वामिनारायणो जयति**

આ **"વચનામૃત ભૂમિકા"** નામના નવ્ય નિબન્ધમાં તાત્ત્વિક ૭ બાબતોનો સમાવેશ છે. શિક્ષાપત્રીમાં **'ज्ञानं च जीवमायेशरूपाणां सुष्ठु वेदनम्'** એમ **ત્રણ તત્ત્વો** (પરમાત્મા, જીવાત્મા, માયા) તત્ત્વતઃ જાણવાનાં કહ્યાં છે. સ. ૭. માં તથા વચનામૃતમાં **ઇશ્વર** (વૈરાજાદિ) અને **બ્રહ્મ** (નિવાસસ્થાન, મુક્તવૃંદ, અક્ષરપુરુષ) એમ બે વધારાનાં કહ્યાં છે. આનું પણ નિરૂપણ ત્રણ તત્ત્વોમાં અવાંતર આવી જાય છે. એટલે કશી ન્યૂનતા નથી.

આમાં પ્રથમ **વચનામૃત** નામની યથાર્થતા, ભૂમિકાનું પ્રયોજન, વાક્ય વિભાગ, સરલતા, સ્વતઃ પ્રમાણતા, વિષય, પ્રયોજન, અધિકારી, ગુરુની આવશ્યકતા, ગુરુનાં લક્ષણો, વચનામૃતની ૨૬૨ સંખ્યા, વિગેરે વિજ્ઞેય વિષયોનો વિમર્શ ૩૧ પેજોમાં કરાયો છે.

તે પછી **'तत्त्वमेको महायोगी हरिर्नारायणः परः'** એમાં કહ્યા પ્રમાણે તત્ત્વોમાં મુખ્ય મનાતા પરબ્રહ્મ પરમાત્માનું અહમર્થ સ્વયંપ્રકાશ જ્ઞાનાનંદૈક **આત્મસ્વરૂપ**, તેના જ્ઞાન શક્તિ બળ આદિક સૃષ્ટિઉપયોગી **૭ ગુણો** તથા બીજા કારુણ્ય સૌશીલ્ય વાત્સલ્ય આદિક ભક્તોપયોગી **અનેક ગુણો**, જગત્ અને પરમાત્મા વચ્ચેના શરીરાત્મભાવ વિગેરે સંબન્ધો, પરમાત્માની જ ઉપાસ્યતા અને પ્રાપ્યતા, પરમાત્માની જગત્કારણતા, વિગેરે સ્વરૂપાનુબન્ધી વિષયોનો વિચાર છે.

ત્યાર બાદ પરમાત્માના **દિવ્ય રૂપના** વિમર્શમાં તેમના રૂપની પુરુષાકારતા, સર્વાંગસંપૂર્ણતા, નિત્યતા, અપ્રાકૃતતા, દિવ્ય રૂપનું પ્રયોજન, સ્વરૂપ—રૂપ વચ્ચે દ્રવ્ય ગુણાદિકથી ભેદ, દિવ્ય મૂર્તિના આકર્ષક ઔજ્જવલ્ય સૌન્દર્ય લાવણ્ય આદિક **ગુણો**, દિવ્ય આકારના

મુખ મસ્તક પાણી પાદાદિ **અવયવો,** દિવ્ય રૂપાશ્રિત પીતાંબરાદિ **વસ્ત્રો**—મુકુટાદિ **વિભૂષણો**—ચક્રાદિ **આયુધો,** પરમાત્માને રાધા રમા આદિક દિવ્ય **પત્નીઓ** અને વિશ્વક્સેન ગરૂડ શેષ વિગેરે **નિત્યમુક્તોનો** તથા **આદિમુક્તોનો** નિત્ય યોગ, પરમાત્માના રૂપનું **પર વ્યૂહ અવતાર અર્ચા અંતર્યામી** એવા ભેદથી પાંચ પ્રકારપણું, કૃષ્ણાવતારની **શ્રેષ્ઠતા,** ભગવાન્ શ્રીહરિની આત્મતત્ત્વથી **એકતા,** પરમાત્માને **ક્ષર** (જગત) **અક્ષર** (નિત્ય) અક્ષરધામાદિ **બે વિભૂતિઓનો** યોગ, વિગેરે વિષયો કે જે પરમાત્મા સાથે જ ખાસ સંબન્ધ ધરાવનારા છે તેનું નિરૂપણ ૨૫૧ પેજે સુધીમાં આવ્યું છે.

બીજા નંબરમાં—**જીવાત્મ તત્ત્વ** જાણવાનું કહ્યું છે. તેમાં પ્રથમ દેહ, ઈન્દ્રિયો, પ્રાણ, મન, વિજ્ઞાન આદિકને આત્માપણે માનનારાઓનું ખંડન કરવાપૂર્વક તેથી વિલક્ષણ આત્માનું અહમર્થ જ્ઞાનાનંદ સ્વયંપ્રકાશ સ્વરૂપ, જ્ઞાતાપણું, કર્તાપણું, આનંદિપણું, અણુપરિમાણપણું, આત્માઓમાં પરસ્પર ભેદ, તેમાં ત્રિવિધપણું, પરમાત્મદાસપણું, આત્માનું ધર્મભૂત જ્ઞાન, આવા આત્માને માયાનું બંધન, મુક્ત દશાનું નિરૂપણ, મુક્તોને પૃથક્ દિવ્ય દેહનો યોગ, મુક્તાત્મા અને દિવ્ય દેહ વચ્ચે દ્રવ્ય ગુણાદિકથી ભેદ, મુક્તોમાં સ્ત્રી પુરુષ ભેદ, મુક્તોને ભોગસામ્ય, ઈત્યાદિ વિષયો કે જે જીવાત્માના સંબંધવાળા છે તેનું નિરૂપણ ૩૪૯ પેજે સુધીમાં કર્યું છે.

ત્રીજા નંબરમાં—**માયાનું** સ્વરૂપ નિરૂપતાં, તેણીનું **માયા** શબ્દથી વાચ્યપણું, ત્રિગુણાત્મકપણું, સત્ત્વ રજ તમ આ નામના ત્રણ ગુણોનું નિરૂપણ, તેણીનું પરમાત્મપરતંત્રપણું, અનંતપણું, નિરવયવપણું, મહત્તત્ત્વ આદિક ચોવીશ તત્ત્વપણે થઈ રહેવાપણું, ચોવીશ તત્ત્વનાં લક્ષણો, માયાના વિસ્તારરૂપ ચૌદ લોકોનું

નિરૂપણ, ચાર પ્રકારના પ્રલયો, પ્રકૃતિથકી પૃથક્ તત્ત્વ **કાળનું** નિરૂપણ કરતાં તેના ક્ષણ લવ વિગેરે પ્રકારો, તેનું ભગવદધીનપણું, પ્રસંગાત્ ભૂ ભ્રમણ–પતનવાદનું ખંડન, વિગેરે જડ તત્ત્વની સાથે સંબન્ધ ધરાવનારા વિષયોનું વર્ણન ૩૫૦થી ૪૩૭ પેજ સુધીમાં આવ્યું છે. આ રીતે શિક્ષાપત્રીમાં અવશ્ય જ્ઞાતવ્યપણે કહેલાં **ત્રણ તત્ત્વોનું** નિરૂપણ છે. એમાં તેતે પ્રસંગે ઈશ્વર અને બ્રહ્મનું પણ નિરૂપણ આવી જાય છે. જેથી કશી ન્યૂનતા નથી.

આ ઉપરાંત ઉપરોક્ત તત્ત્વજ્ઞાનમાં ખાસ ઉપયોગી **એક નારાયણ પારમ્ય** છે. સર્વોપરી એક પરંબ્રહ્મ નારાયણજ જગત્કારણ હોવાથી એ જ એક ઉપાસ્ય અને પ્રાપ્ય છે. એ નારાયણ બીજા કોઈ નહિ પણ સ્વયં શ્રીકૃષ્ણ છે અને એજ શ્રીહરિ હોવાથી એજ ઉપાસ્ય અને પ્રાપ્ય છે. આ બાબતનું સમ્યક્ નિરૂપણ છે. **બીજુ હિત** કે જેને ઉપાયો કે સાધન કહે છે. પરમાત્મ પ્રાપ્તિના આ ઉપાયોમાં **ધર્મ, આત્મજ્ઞાન, વૈરાગ્ય,** માહાત્મ્ય **જ્ઞાન, ભક્તિ-પ્રપત્તિ** વિગેરેનો સમાવેશ છે. તેનો **સપ્રમાણ** લક્ષણો સાથે વિચાર કરવામાં આવ્યો છે. **ત્રીજો** પુરુષાર્થ છે. એમાં ધર્મ અર્થ કામ અને મોક્ષનો સમાવેશ છે. એમાં **આત્યંતિક મોક્ષની** મુખ્યતા માની છે. આને અંતે પામવાના ફળરૂપ કહે છે. આ રીતે આ ત્રણ વિષયોનો આમાં સમાવેશ કર્યો છે, મળીને છ **વિષયો** થાય છે. એનું નિરૂપણ ૪૩૮ પછીનાં બાકીનાં પેજોમાં છે.

આમાં મુમુક્ષુઓએ ખાસ જાણવા જેવી બધી જ તાત્ત્વિક બાબતો સવિવેચન આવી જાય છે. આ બાબતોના ઉપપાદનમાં શ્રીહરિ માન્ય વેદાદિ આઠ સત્શાસ્ત્રો, શ્રીહરિએ અધ્યાત્મ શાસ્ત્ર તરીકે માનેલાં રામાનુજીય ગીતાભાષ્ય તથા સૂત્રભાષ્ય, તેમજ સંપ્રદાયમાં ઉ. સૂ. ગી. ભાષ્યો, તથા સંપ્રદાયના મુખ્ય મનાતા શિક્ષાપત્રી, (સટીક સભાષ્ય) સત્સંગિજીવન, વચનામૃત, તદનુવાદ-

રૂપ હરિવાકયસુધાસિંધુ, વિગેરે શાસ્ત્રોનો આધાર લેવામાં આવ્યો છે. તેતે બાબતની પુષ્ટિ માટે તેતે પ્રમાણો મળતાં લીધાં છે. એમ કરીને સપ્રમાણતા સંસાધી છે. આ રીતનો આ નવ્ય પ્રબન્ધ તત્ત્વ જીજ્ઞાસુઓ માટે સંગ્રહ્યો છે, તો તેનો સદુપયોગ કરશે એવી આશા છે.

આવો આ અપૂર્વ **તત્ત્વ પ્રબન્ધ**, નિર્ણય સાગર પ્રેસમાં છપાવવાનો વિચાર થએલો, પરંતુ એકતો ડબલ ભાવ અને બહુ વિલંબ થાય એમ જાણીને સુરતના જૈનાનંદ પ્રેસમાં છપાવીને સારૂં પાકુ બાઈંડીંગ કરાવીને તૈયાર કર્યો છે. ટાઇપો તો નિર્ણય સાગરના હોવાથી બહુ ફરક નથી. ચાલુ અસહ્ય મહામોંઘવારીને લીધે વધુ ખર્ચો આવે એ સહજ છે અને તેને સુજ્ઞો સમજે છે. આની પડતર કીંમત રૂા. ૮—આઠ રાખી છે. આના પ્રુફો શોધવામાં બહુ કાળજી રાખી છે તથાપિ કંઈક અશુદ્ધિ આવી છે તેના માટે શુદ્ધિપત્રક પણ અંતે આપ્યું છે. આમાં શુદ્ધ તત્ત્વજ્ઞાનની તીવ્ર લાગણી વશાત્ કોઈ સામાઓને વિષમ કહેવામાં આવ્યું છે તો તેની ક્ષમા કરશે.

**લી. શા. હરિજીવનદાસ વડતાલ**

# श्रीवचनामृतमाहात्म्यम् ।

वेदान्तेषु मितं निजस्य परमं रूपं च साङ्ख्योदितं
तत्त्वानां निचयं यमादिसहितं योगं च योगेरितम् ।
ऐकान्ताभिधधर्मवर्यमपि च श्रीपाञ्चरात्रोदितं
नैजान् श्रीवचनामृतेन गमयन् स्तान्मे गतिः श्रीहरिः ॥ १ ॥
मुक्तराजान् योगिवर्यान् ज्ञानिनश्च मुनीश्वरान् ।
वाक्यामृतप्रबन्धृंस्तान् सद्गुरून् चतुरो नुमः ॥ २ ॥
संसारसर्पदष्टानां पुनर्जीवनकाङ्क्षिणाम् ।
भेषजं सन्मतं त्वेकं राजते वचनामृतम् ॥ ३ ॥
हरिकृष्णवदनचन्द्रादमृतनदीयं विनिःसृता सरसा ।
सद्गुरुभिः कृतबन्धा प्रवहति तापार्तजीवसस्यचये ॥ ४ ॥
मतिमन्थानमाविध्य सर्वशास्त्रपयोनिधेः ।
प्रादुष्कृत्य सुधा दत्ता सेयं श्रीहरिणा भुवि ॥ ५ ॥
सच्छास्त्राख्यपयोम्बुराशित इयं त्वाविष्कृता सारतः
संसाराग्निविदीपनव्यपगतप्राणात्मसञ्जीवनी ।
ब्रह्मानन्दफलप्रदा भवभयप्रध्वंसनी देहिनां
सेव्या श्रीहरिकृष्णवाङ्मयसुधा शान्त्यर्थिभिः सन्ततम् ॥ ६ ॥
सहजानन्दमुखेन्दोर्विनिःसृतं त्रिविधतापशोकघ्नम् ॥
विबुधचकोराः पिबत श्रोत्रपुटाभ्यां सुधारसं त्वेनम् ॥ ७ ॥
मा मा भ्राम्यत तर्ककर्कशमहाशास्त्राटवीष्वन्वहं
दुर्गम्यासु भयङ्करीषु पुरुधा वादीन्द्रसिंहारवैः ।
श्रेयोऽर्थं सदसद्विवेकमभिकाङ्क्षन्तो हि यूयं सदा
सेवध्वं वचनामृतं भगवतः सर्वार्थसंसिद्धिदम् ॥ ८ ॥
असारमल्पसारं च सारं सारतरं तथा ।
त्यक्त्वा सारतमं शास्त्रं सेवध्वं वचनामृतम् ॥ ९ ॥

अधर्मसर्गनिर्जयस्य साधनानि कात्स्न्र्यतः
तथाऽऽर्जनस्य साधनानि धर्मसर्गसंपदाम् ।
स्फुटानि सन्ति सज्जना भवाहिवीर्यभञ्जना-
न्यनुत्तमे हरेर्वचःसुधामयेऽत्र चोत्तमे ॥ १० ॥
प्रश्नोत्तरैर्विशदयद्गहनं च तत्त्वं
स्वान्तान्धकारविनिवर्तनबद्धदीक्षम् ।
सद्धर्मबोधहरिभक्तिविवृद्धिकारं
वन्दे सदा हरिवचोऽमृतदिव्यशास्त्रम् ॥ ११ ॥
हरिवचनामृतशास्त्रं त्वपरं रूपं हरेः परं साक्षात् ।
दर्शयतु भावमखिलं कृपया परया स्फुटं गभीरं स्वम् ॥ १२ ॥

---

# वचनामृतनी मूल संख्या ।

---

| | |
|---|---|
| गढडा प्रथम प्रकरणनां ... ... ... | ७८ |
| सारंगपुरनां ... ... ... ... | १८ |
| कारियाणीनां ... ... ... ... | १२ |
| लोयानां ... ... ... ... | १८ |
| पंचालानां ... ... ... ... | ७ |
| गढडा मध्य प्रकरणनां ... ... ... | ६७ |
| वरतालनां ... ... ... ... | २० |
| अमदावादनां ... ... ... ... | ३ |
| गढडा अंत्य प्रकरणनां ... ... ... | ३९ |
| | २६२ |

---



श्रीस्वामिनारायणो जयति ।

# वचनामृत-भूमिका-

## शास्त्रि हरिजीवनदास विलिखिता ।

(સુધારા વધારા સાથે)

---

**सर्वाविर्भावहेतुः परमखनिलयो योऽवतीर्येह लोके**
**संसारव्यालदंशप्रसरदुरुविषोद्ग्रवेगापहर्तृ ।**
**धर्मात्मज्ञानभक्तिप्रकटपरतरस्वस्वरूपोपदेशं**
**प्रादाद्वाक्यामृतं स्वं स जयति भगवान् स्वामिनारायणोऽयम् ॥१॥**
**सुखयामास यः स्वीयान् स्वकीयवचनामृतैः ।**
**कृपया श्रीहरिर्मेऽस्तु सुखदायी सदैव सः ॥२॥**

### વચનામૃત નામની યથાર્થતા-

આ **વચનામૃત તો** નિશ્ચયથી અમૃતજ છે, એટલે પાન કરનારા દૈવી જીવોને 'तमेव विदित्वाऽतिमृत्युमेति' 'विजरो विमृत्युः' 'तमेवं विद्वानमृत इह भवति' 'य एनं विदुरमृतास्ते भवन्ति' 'अमृतत्वमेति' 'रसं ह्येवायं लब्ध्वाऽऽनन्दी भवति' 'अमृतत्वाय कल्पते' ઇત્યાદિ શ્રુતિ-સ્મૃતિઓમાં વર્ણવેલા અજરામરરૂપ અને નિરતિશય બ્રહ્માનંદરૂપ અલૌકિક અનુત્તમ અનુપમ અમૃતને અનાયાસથી આપનાર છે. આ **અમૃત** અન્ય કોઈ અવરે નહિ, પણ 'अजरोऽमरः' 'विजरो विमृत्युः' 'अजरोऽमरोऽभयः' 'रसो वै सः' 'सर्वगन्धः सर्वरसः' 'आनन्दो ब्रह्म' 'अन्तर्याम्यमृतः' 'अमृतस्यैष सेतुः' ઇત્યાદિ શ્રુતિઓમાં નિત્ય અજરામરમૂર્તિપણે અને નિરવધિકાતિશય આનંદમૂર્તિપણે વર્ણવેલા પરબ્રહ્મ પરમાત્મા દેવદેવ શ્રીકૃષ્ણ પુરુષોત્તમ ભગવાન્ શ્રીસ્વામિનારાયણે પોતાના મુખકમળથી વેદામૃતવત્ ગીતામૃતવત્ દોહન કરેલું અલૌકિક છે. ધર્મ જ્ઞાન અને વૈરાગ્યથી સાધ્ય એવી ભક્તિના વિષયભૂત પ્રત્યક્ષ સ્વસ્વરૂપના ઉપદેશરૂપ આ **અમૃત** ક્ષીરસાગરમાંથી ઉદ્ધાર કરેલા અમૃતની પેઠે સમગ્ર વેદાદિ સચ્છાસ્ત્રરૂપ અગાધ દુગ્ધાબ્ધિના મધ્ય ભાગમાંથી નવનીતવત્ ઉદ્ધાર કરેલું છે. જેમ દેવાધિદેવ ભગવાને અસુરોનો ઉચ્છેદ કરી, અજરામર થવા માટે પાત્રભૂત અમરોને અમૃતપાન કરાવ્યું હતું તેમ પરમકૃપાળુ શ્રીહરિએ આસુરી સંપત્તિનો અનાયાસથી ઉચ્છેદ કરી, સંસારરૂપ મહાસર્પના ઉગ્ર વિષને ઉતારી અજરામર કરવા માટે પાત્રભૂત દૈવી સંપત્તિવાળા મુક્તાનંદાદિ આશ્રિત જનોને આ અમૃતનું પાન કરાવ્યું છે, જેનો આસ્વાદ લઈને અનેક દૈવી જીવો અજરામર થઈ આનંદમય પરમાત્મા શ્રીહરિનો પરમાનંદ અનુભવી ગયા છે અને અનુભવે છે અને અનુભવશે.

આવા પદેપદે સ્વાદુતમ અલૌકિક અમૃતનું પાન કરીને કયો રસિક જન તૃપ્તિને પામે ? 'भूयः कथय तृप्तिर्हि शृण्वतो नास्ति मेऽमृतम्' એમ કોઈપણ નજ પામે. માટે આ પ્રબન્ધનું **'વચનામૃત'** એવું નામ આપ્યું છે તે યથાર્થ છે. આ અનુત્તમ અમૃતની શ્રીશતાનંદમુનિએ હરિવાક્યસુધાસિંધુમાં–'ग्रन्थोऽयं सकलार्थसाधनकरो दुस्तर्कमूलापहृत् भक्तिज्ञानविरागधर्मभगवन्माहात्म्यरत्नाकरः । अत्र श्रीहरिणाऽऽत्मनो ह्यनुभवः सच्छास्त्रसम्मानितः प्रोक्तोऽस्तीति भजन्निम प्रतिदिनं स्यात्पूर्णकामो नरः ॥' એમ પરમ પ્રશંસા કારણ પ્રદર્શન પૂર્વક કરી છે. તેની ટીકાના કર્તા શ્રીરઘુવીરાચાર્યે પણ–'हरिवाक्यसुधासिन्धुः सर्वग्रन्थशिरोमणिः। विराजतेऽयं सकलसच्छास्त्रोपरि सर्वथा॥ सच्छास्त्राणां यथा वेदः प्रमाणमधिकं तथा । ग्रन्थोऽयं सर्वथैवास्ति हरेरास्योद्भवत्वतः ॥' એમ બહુ પ્રશંસા કરી છે.

**ભૂમિકાનું પ્રયોજન—**

ભૂમિકાનું પરમ **પ્રયોજન** એજ હોવું જોઈએ કે જે પ્રબન્ધની ભૂમિકા લખાય તેના ઉપદેષ્ટાના જન્મનો હેતુ, તેના કારુણ્યાદિ ગુણો અને તેનાં ઉચ્ચ ચરિત્રો વર્ણવવાં અને પ્રબન્ધપ્રોક્ત વિષયોનો સાર સંગ્રહમાં જણાવવો વગેરે. આ પ્રબન્ધના ઉપદેષ્ટા પરંબ્રહ્મ પરમાત્મા ભગવાન્ શ્રીહરિ હોવાથી તેમનું મૂળ જ્ઞાનાનંદ આત્મસ્વરૂપ, દિવ્ય રૂપ અને તેમના અવતારનો મુખ્ય હેતુ તથા તેમણે પ્રદર્શિત કરેલા કારુણ્ય, સૌશીલ્ય, વાત્સલ્ય ઔદાર્ય આદિક ગુણો અને તેમનાં પારમૈશ્વર્ય ભરેલાં દિવ્ય ચરિત્રો વિગેરે વર્ણવવાં અને પ્રબન્ધપ્રોક્ત વિષયોનો સારાંશ સંક્ષેપથી વિવેચન કરવો, એ આ ભૂમિકાનું મુખ્ય પ્રયોજન હોવું જોઈએ. કારણ કે-'ध्रुवासो अस्य कीरयो जनासः' 'कलौ सङ्कीर्त्य केशवम्' 'एतावताऽलमघनिर्हरणाय पुंसां सङ्कीर्तनं भगवतो गुणकर्मनाम्नाम्' 'यज्ञानां जपयज्ञोऽस्मि' ઈત્યાદિ શ્રુતિ–સ્મૃતિઓ કલિયુગમાં ભગવાનના નામ ગુણ ચારિત્રોના સંકીર્તનનેજ મોક્ષમાં મુખ્ય હેતુપણે કહે છે. આ બાબત સ્વયં શ્રીહરિએ મધ્ય ૩૫ મામાં સ્વરૂપાનંદસ્વામીને ઉદ્દેશીને સમજાવી છે. અને તેવા ગુણચરિત્રપ્રધાન પ્રબન્ધને સંપ્રદાયની પુષ્ટિમાં પરમ હેતુપણે કહીને તેવા પ્રબન્ધો કરવાની આજ્ઞા વિદ્વદ્વર્ય શતાનંદમુનિ મુક્તાનંદમુનિ વગેરેને આપી છે. માટે ભૂમિકાનું એજ પ્રયોજન પ્રમુખ્ય હોવું જોઈએ એ વ્યાજબી સરસ છે.

આ પ્રબન્ધ તત્ત્વપ્રધાન હોઈ ને ઈષ્ટદેવ શ્રીહરિનાં ગુણ ચરિત્રોના વર્ણનનો ઘણો સંકોચ હોવાથી તેનેજ ભૂમિકામાં મુખ્ય પદ આપવું ઉચિત છે. ભૂમિકાને બીજા નામથી મૂકીએ તો **'જીવનચરિત્ર'** એમ પણ મૂકી શકાય. જે આ વિષય મુખ્ય હોવો જોઈએ તે સંગ્રહકર્તા મુનિઓના મનોપથમાં પ્રથમ પડ્યો છે, જેથી તેમણે ઉપોદ્ઘાતપ્રકરણમાં પ્રથમ પર રૂપ અને અવતાર રૂપની તત્ત્વથી એકતા સૂચવાને; તેનું સંક્ષેપથી વિવેચન કરીને પછીથી શ્રીહરિના અવતારનો હેતુ તથા તેમના આશ્રયણોપયોગી કારુણ્ય સૌશીલ્ય વાત્સલ્ય આદિક ગુણો તથા આશ્ચર્યકારી અલૌકિક ચરિત્રો તથા સચિહ્ન સાલંકાર મૂર્તિ તથા સ્વાભાવિક ચેષ્ટાઓ વિગેરે વર્ણવવામાં પ્રથમ લક્ષ્ય આપ્યું છે. વિશેષમાં પ્રત્યેક વચનામૃતના આરંભમાં પણ સ્મરણીય રમણીય શ્રીહરિની

મૂર્તિનું વર્ણન આપ્યું છે. સત્સંગિજીવન આદિક ચરિત્રપ્રધાન પ્રબન્ધમાં તો પૂર્ણ રીતે શ્રીહરિનાં ગુણચરિત્રો વર્ણવ્યાં છે. એટલે હવે એ વિષયમાં પ્રવૃત્તિ કરવાની જરૂર નહિ જણાયાથી કરી નથી. કેટલાકનું એવું કહેવું માનવું છે કે- "વચનામૃતની ભવ્ય ભૂમિકા નથી" આ એમની ભારે ભૂલ છે, કેમકે ઉપોદ્‌ઘાત-પ્રકરણ કે જે વચનામૃત ગ્રન્થથી બહિર્ભૂત નથી, એનોજ એક ભાગ છે, તેને ભૂમિકાપણે માની શકાય તેમ છે. ભૂમિકામાં જે પ્રધાનપદને યોગ્ય છે તે ગુણ રૂપ ચરિત્રો ઉપોદ્‌ઘાતમાં વર્ણવ્યાં છે. એટલે કાંઈ પણ ન્યૂનતા નથી. વિષયવિવેચન તો વચનામૃતથી પણ જાણી શકાશે એમ જાણીને ઉપોદ્‌ઘાતમાં સંગ્રહકર્તાઓએ તે તરફ લક્ષ નહિ આપ્યો હોય એમ જણાય છે. તેથી આ સમયે મુખ્ય વિષયોના સંક્ષિપ્ત વિવેચન પૂરતી પ્રવૃત્તિ કરવી ઉચિત જાણીને સમ્યક્ કરી છે. યદ્યપિ વિષયાનુક્રમણિકા પણ પ્રત્યેક વચનામૃતોના વિષયોને સંક્ષેપથી સૂચવે છે, પરંતુ બહુ સંકીર્ણપણે સૂચવે છે, તેથી વિષયોની એકત્રતા નહિ જણાતી હોવાથી વાંચકોને તત્ત્વસાર સ્પષ્ટ સમજવામાં બહુ કલેશ રહે છે, માટે વિષયોની એકત્રતા સંક્ષેપમાં બતાવવી કે જેથી શ્રીહરિનો તત્ત્વસાર અનાયાસથી સરલ રીતે ટુંકામાં સમજાઈ જાય. એજ ભૂમિકા લખવાનો પરમ ઉદ્દેશ અવશેષ રહે છે. વિષયોની એકત્રતા સંક્ષેપમાં કરીએ અને તેની સમૂળતા સવિવેચન બતાવીએ તો વચનામૃત જેટલુંજ એક બીજું પુસ્તક થવા જાય, જેથી સંક્ષેપમાં વિષયવિમર્શ કરવામાં આવશે. તેમાં ઉપયોગી થાય એવા અનુબંધ-ચતુષ્ટય વગેરેનું નિરૂપણ પ્રથમ કરવામાં આવ્યું છે. **વિષય, પ્રયોજન, અધિકારી** અને લેખ-અર્થનો વાચ્ય-વાચક ભાવરૂપ **સંબંધ,** આને અનુબન્ધ ચતુષ્ટય કહે છે.

## વાક્યવિભાગ—

આ પ્રબન્ધ, બહુધા પ્રશ્નોત્તરરૂપે હોવાથી તેનાં વાક્યોનો વિભાગ જાણવાની પણ જરૂર છે. આમાં કેટલાંક શ્રીહરિનાં વાક્યો છે અને કેટલાંક સંગ્રહકર્તાઓએ પ્રશ્નોત્તરની સંગતિ માટે અનુગુણ નિવેશ કરેલાં છે. શ્રીકૃષ્ણ ભગવાને ગાયેલી ગીતાનું ગ્રથન કરનારા વ્યાસમુનિએ સંગતિ માટે મધ્યે મધ્યે અર્જુન સંજય ધૃતરાષ્ટ્ર વિગેરેનાં વાક્યોનો નિવેશ કર્યો છે તેમ આ પ્રબન્ધમાં જણાય છે. કોઈના પણ પૂછ્યા વિના શ્રીહરિએ કહેલાં કેટલાંક કૃપાવાક્યો છે અને કેટલાંક તો પોતે પ્રશ્ન પૂછીને તેના ઉત્તરરૂપે કહેલાં છે અને કેટલાંક બીજાઓએ પૂછેલા પ્રશ્નોના પ્રત્યુત્તરરૂપે કહેલાં છે. પ્રત્યેક વચનામૃતના આરંભમાં શ્રીહરિની સાલંકાર મૂર્તિનું વર્ણન વિગેરે તથા **'પછી શ્રીજીમહારાજ બોલ્યા' 'મુક્તાનંદસ્વામિએ પૂછ્યું' 'એવી રીતે શ્રીજીમહારાજે પોતાના પુરુષોત્તમસ્વરૂપના નિરૂપણની વાર્તા પરોક્ષપણે કરીને કહી' 'પોતે તો પુરુષોત્તમ નારાયણ છે'** ઈત્યાદિક વાક્યો સંગ્રહકર્તાઓનાં છે. એટલે બધાંજ વાક્યો શ્રીહરિનાં છે એમ સમજવું નહિ. ઇત્યાદિક વિભાગ પણ વાચકોએ યથાયથં જાણી લેવો.

વચનામૃતના ઉપદેશનું સ્વરૂપ એવું છે કે—અમુક વચનામૃત, અમુક એકજ વિષયમાં પ્રવર્તે છે એમ બહુધા કહી શકાય નહિ. એવાં તો અલ્પ સંખ્યાનાં વચનામૃતો છે, પણ વધારે ભાગ નથી. બધાં વચનામૃતમાં અનેક વિષયો એવા આવે છે કે જેનો એક અન્વય ન થતાં પૃથક્ પૃથક્ અન્વયને માગે છે, જેથી અમુક વચનામૃત, એક એક વિષયપર છે એમ કહેવું કઠિન થઈ પડે છે. એક ચાલુ વિષયમાં પણ મધ્યે મધ્યે એવા અવાંતર વિષયો આવે છે કે જેનું સમાધાન 'આતો પ્રસંગ પ્રાપ્ત છે' એમ કહીને થાય છે. અમુક વચનામૃત ધર્મનાં, અમુક જ્ઞાનનાં, અમુક વૈરાગ્યનાં, અમુક માહાત્મ્ય જ્ઞાનનાં, અમુક ભક્તિનાં, અમુક નિશ્ચયનાં, એવો વિભાગ કરવા કેટલાક ગયા છે, પરંતુ તેમાં ઘણા પ્રધાન પદને અર્હ એવા નિરાળા વિષયો આવે છે કે જેથી એમ કહેવું એ પણ એકદેશીજ થાય છે. અને અર્થનો અનર્થ પણ થાય છે. અને અપેક્ષિત અર્થ એમાંથી મળી આવતો પણ નથી. વળી તેવા વિષય વિજ્ઞાન માટે વિષયાનુક્રમણિકા અલં છે. એવા યોગ્ય કારણોથી 'અમુક વચનામૃત અમુક વિષયપર છે' એવી એકદેશી પામર ગોઠવણી કરવા તરફ પ્રવૃત્તિ કરી નથી.

## વચનામૃતની સરલતા—

ઉપનિષદાદિકમાં એવા તાત્ત્વિક દુર્બોધ અર્થો રહ્યા છે કે જેમાં મોટા મોટા કવિઓ પણ મોહ પામે છે, તેને સુબોધ કરી આપવા તરફ શ્રીહરિની મુખ્ય વૃત્તિ છે, તે વાક્યોના વિચારથી વિસ્પષ્ટ જણાય છે. વાક્યપ્રમાણતામાં ઉપયોગી યોગ્યતા આકાંક્ષતા સન્નિધિ વિગેરે જે જે ગુણો શાસ્ત્રમાં વર્ણવ્યા છે તે તરફ પણ પૂરે પૂરી દૃષ્ટિ આપેલી જણાય છે. બીજાઓને સ્પષ્ટ બોધ થવા માટે જે પંચાવયવ વાક્યનો પ્રયોગ કરવો ઘટે તે પણ કરેલો જણાય છે. શ્રીહરિનું એવું વાક્ય ભાગ્યે જ હશે કે જેમાં પ્રતિજ્ઞા હેતુ દૃષ્ટાંત ઉપનય અને નિગમન નહિ હોય. દુર્બોધ અર્થોની સુબોધતા તરફ એટલી બધી વૃત્તિ ગઈ છે કે વાક્યપુનરુક્તિ દોષ તરફ દૃષ્ટિ કરી નથી. અર્થની સ્ફુટતા માટે થયેલી પુનરુક્તિ દોષને માટે નથી, પરંતુ 'पौनःपुन्यमलंकृतिः' એ પ્રમાણે અલંકારને માટે થાય છે. વાક્યનું સ્વરૂપ ભલે વધે પરંતુ મંદપ્રજ્ઞોને પણ સુખેથી બોધ થાય એજ વાક્યનું સ્વારસ્ય છે, એમ વાક્ય-સ્વારસ્યવિદોની સાચી સમજણ છે. શ્રીહરિએ જે જે હેતુઓ અને દૃષ્ટાંત આપ્યાં છે તેપણ લોકપ્રસિદ્ધ સરલ અને અર્થસિદ્ધિકર આપ્યાં છે, તે પણ એની સરલતાને સૂચવે છે. જેવી રીતે વાક્યશૈલી સુબોધ તરફ વળે છે તેવીજ રીતે શબ્દશૈલી પણ સુબોધ તરફ વળે છે, તેપણ શબ્દોનો વિચાર કરવાથી જણાય છે. એટલે બહુ કઠિન અપરિચિત સંશયાર્થવાળા કોઈ શબ્દો વાપર્યા નથી. જે સમયે જે ભાષાના શબ્દો જનસમાજમાં પ્રચલિત હોય તેવા શબ્દોથી આપેલો બોધજ સુબોધ થાય એમ ધારીને તે ઉપર પૂરતું લક્ષ્ય આપ્યું જણાય છે. ક્વચિત્ વિષયોની પુનરુક્તિ પ્રતીત થાય છે તેનું સમાધાનતો પ્રતિપત્તૃભેદથી સુશક છે. એટલે ભિન્નભિન્ન

ગામોમાં ભિન્નભિન્ન સમયે ભિન્નભિન્ન અનેક બોધગ્રાહી વ્યક્તિઓ પૂછનારી મળેલી અને તેના ઉત્તરો શ્રીહરિએ આપેલા હોવાથી તેવી પુનરુક્તિ દોષને માટે નથી. ઉપનિષદ્વાક્યોની પણ પુનરુક્તિમાં પૂર્વોક્ત જ સમાધાન આપ્યું છે. કેટલીક વાક્યરચના એવી પણ હોય છે કે જેનો અર્થ કરવો મુશ્કેલ થતાં લક્ષણાથી કરવો પડે છે. આમાં તેની પણ સંભાળ રાખી છે. તે તે પદથી જ પૂરતો મુખ્ય અર્થ સ્ફુટ થાય એવાં પદોનો નિવેશ કર્યો છે, જેથી તેમાં લક્ષણાદોષ આવી શકે નહિ. પરપક્ષમાં દોષ પ્રદર્શન કરાવ્યા સિવાય સ્વપક્ષની સિદ્ધિ ન જ થાય એ સ્વપક્ષ-સિદ્ધિમાં મુખ્ય મુદ્દો છે, તે પ્રમાણે જ આ પ્રબંધમાં પરપક્ષમાં દોષપ્રદર્શન પૂર્વક સ્વપક્ષમાં સર્વ પ્રમાણાર્થની અનુકૂળતા બતાવવા પૂર્વક તત્વાર્થ નિરૂપણ કર્યો છે. આ બાબત નાસ્તિક શુષ્કવેદાંતી વગેરેનાં પ્રકરણો વાંચવાથી વિદિત થાય છે. કોઈ સ્થળે સાક્ષાત્ તો કોઈ સ્થળે અર્થાત્ પરમતનું ખંડન કરેલું પ્રસિદ્ધ છે. એ રીતે શાસ્ત્રોના દુર્બોધ અર્થોને સુબોધ કરવા તરફ વચનામૃતના શબ્દોનું વલણ છે એ સ્પષ્ટ છે.

## વચનામૃતની સ્વતઃપ્રમાણતા વિષે—

જે કોઈ અર્થ સિદ્ધ કરવો હોય તેમાં પ્રથમ પ્રમાણની અપેક્ષા રહે છે, પ્રમાણ વિના કોઈ પણ અર્થ સિદ્ધ થઈ શકે નહિ. જેનો પ્રમાણપણે પરિગ્રહ કરીએ તેની જ પ્રમાણતા ન હોય તો તેનાથી પણ કોઈ અર્થ પ્રામાણિકપણે સિદ્ધ થાય નહિ, માટે પ્રમાણનું પ્રામાણ્ય પ્રથમ હોવું જોઈએ. પ્રમાણનું પ્રામાણ્યતો તેના ઉપદેશકની પ્રમાણતાને આધીન હોય છે, એટલે 'आप्तवाक्यं प्रमाणम्' એ ન્યાયે ઉપદેષ્ટાની આપ્ત-તમતા પ્રથમ હોવી જોઈએ. અલ્પજ્ઞ અકરુણ અનાપ્ત પ્રમાદી અશક્ત હોય તો તેના ઉપદેશમાં ભ્રમ વંચના પ્રમાદ અશક્તિ આદિક અનેક પ્રકારના દોષની સંભાવના આવે, જેથી તેનું વાકય પ્રમાણભૂત થાય નહિ, એટલે અર્થસિદ્ધિ તો દૂરજ રહે. માટેજ કહ્યું છે કે 'बिभेत्यल्पश्रुताद्वेदो मामयं प्रतरिष्यति' (વેદપણ એવો ભય રાખે છે કે આ અલ્પશ્રુત મને છેતરશે, એટલે અર્થનો અનર્થ કરશે) જેમ પરંબ્રહ્મ પરમાત્મા શ્રીનારાયણે પોતે સર્વજ્ઞ સર્વશક્તિ હોઈને સ્વાર્થનિરપેક્ષ કેવળ કરુણાથીજ લોકોના નિઃશ્રેયસનીજ એક તત્પરતાથી પ્રકાશ કરેલા વેદની, તેમાં ભ્રમાદિક દોષની સંભાવના નહિ હોવાથી સ્વતઃપ્રમાણતા છે તેમ 'यः सर्वज्ञः सर्ववित्' 'स्वाभाविकी ज्ञानबलक्रिया च' 'यो वेत्ति युगपत्सर्वं प्रत्यक्षेण सदा स्वतः' 'वेदाहं समतीतानि' ઇત્યાદિકમાં વર્ણવેલા સર્વજ્ઞ શક્તિશાળી અને 'यदा यदा हि धर्मस्य' 'परित्राणाय साधूनाम्' ઇત્યાદિકમાં કહ્યા પ્રમાણે કેવળ કૃપાથીજ કલિજનોના કલ્યાણ કારણ અવતાર ધારણ કરીને, એક સાધુ-પરિત્રાણમાં જ તત્પરતાથી પ્રવર્તેલા સર્વસુહૃત્ અને શરણ્ય એવા પરંબ્રહ્મ પરમાત્મા શ્રીહરિનાં વચનોમાં ભ્રમ કે વંચના વિગેરે દોષની સંભાવના હોઈ શકે જ નહિ, જેથી તેમનાં વચનોનું સર્વાંશે વેદવત્ પ્રામાણ્ય છે. એમાં સંશયને લેશ પણ અવકાશ નથી.

સ્વવચનમાં ભ્રમાદિ દોષની અસંભાવના સૂચવવા પૂર્વક તેની પ્રમાણતા માટે આ પ્રબંધમાંજ શ્રીમુખે પોતાની પરોક્ષાપરોક્ષપણે ભગવત્તા, સર્વજ્ઞતા, સર્વશક્તિતા,

સ્વાર્થનિરપેક્ષકૃપાલુતા, સુશીલતા, વત્સલતા, ઉદારતા, સુલભતા, અવંચકતા, નિર્દંભતા, આશ્રિતહિતૈકતત્પરતા, નિષ્પ્રમાદતા, આપ્તતમતા વગેરે ઉપયોગી ઘણા ગુણો અન્યત્ર દુર્લભ વર્ણાવ્યા છે. આ બધા ગુણો ગુરુત્વસાધનમાં પણ બહુ ઉપયોગના છે. (એવા ગુણશાલી હોય એજ ગુરુ થઈ શકે) પ્ર૦ ૩૧ 'આજ જે સર્વ હરિભક્ત છે તે એમ સમજે છે જે અક્ષરાતીત એવા ભગવાન્ પુરુષોત્તમ તે અમને પ્રત્યક્ષ મળ્યા છે' સા૦ ૨ લો૦ ૩–૭–૧૪–૧૮ માં પણ પોતાની ભગવત્તા કહી છે. મધ્ય૦ ૯ 'સર્વોપરી ને સદા દિવ્ય સાકારમૂર્તિ અને સર્વ અવતારનું અવતારી એવું જે ભગવાનનું સ્વરૂપ છે તેજ મને પ્રાપ્ત થયું છે' મધ્ય૦ ૧૩ 'જે તેજને વિષે મૂર્તિ છે તેજ આ પ્રત્યક્ષ મહારાજ છે એમ જાણજો' મધ્ય૦ ૩૫ 'અને આ તમો સર્વે છો તે મને ભગવાન જાણો છો' અંત્ય૦ ૩૧ 'એવા જે એ ભગવાન્ તેજ પોતે દયાએ કરીને જીવોનાં પરમ કલ્યાણ કરવાને અર્થે હમણાં પ્રગટ પ્રમાણ તમારી સર્વેની દૃષ્ટિને ગોચર સાક્ષાત્પણે વર્તે છે' **(આથી ભગવત્તા કહી)** પ્રથમ. ૧૮ 'મારા મનમાં તો એમ થાય છે જે વાત ન કહું પણ તમે અમારા છો માટે જાણીએ છીએ જે કહીએજ...અને અમારૂં વચન છે તે ભલા થઈને સર્વે જરૂર રાખજો તો જાણીએ તમે અમારી સર્વે સેવા કરી અને અમે પણ તમને સર્વેને આશીર્વાદ દઈશું અને તમો ઉપર ઘણા પ્રસન્ન થઈશું, કાં જે તમે અમારો દાખડો સુફળ કર્યો...અને અમે જે કોઈને હેત કરીને બોલાવીએ છીએ તે તો તેના જીવના રૂડાસારૂ બોલાવીએ છીએ...પણ અમારા સુખને વાસ્તે કરતા નથી અને જો અમારા સુખને વાસ્તે કરતા હોઈએ તો અમને શ્રીરામાનંદસ્વામીના સમ છે' પ્ર૦ ૭૦ 'અને રામાનંદસ્વામી પાસે માગી લીધું છે જે તમારા સત્સંગી હોય તેને એક વીંછીનું દુઃખ થવાનું હોય તો તે મને એક એક રૂંવાડે કોટીકોટી વીંછીનું દુઃખ થાઓ પણ તમારા સત્સંગીને તે થાઓ નહિ અને તમારા સત્સંગીને પ્રારબ્ધમાં રામપત્તર લખ્યું હોય તો તે મને આવે પણ તમારા સત્સંગી અન્ન વસ્ત્રે કરીને દુઃખી ન થાય' કા૦ ૬ 'અને અમારે જે ખાવું, પીવું, ઓઢવું, પહેરવું છે તે સર્વ સંત અને સત્સંગીને અર્થે છે અને જો એમને અર્થે ન જણાય ને પોતાને અર્થે જણાય તો અમે એનો તત્કાળ ત્યાગ કરી દઈએ અને આ દેહ રાખીએ છીએ તે પણ સત્સંગીને અર્થે રાખીએ છીએ પણ બીજો કોઈ દેહ રાખ્યાનો અર્થ નથી...અને અમે તો જે મન કર્મ વચને પરમેશ્વરના ભક્ત છે તેને અર્થે અમારો દેહ પણ શ્રીકૃષ્ણાર્પણ કરી રાખ્યો છે' પ્ર૦ ૭૩ 'અને કોઈને દયા કરીને પાસે બેસવા દે છે કે જ્ઞાનવાર્તા કરે છે તે તો કેવળ તેના જીવના કલ્યાણને અર્થે દયા કરીને કરે છે...કોઈ અમને સાચો થઈને મન અર્પે અને લેશમાત્ર અંતરાય રાખે નહિ તો તેમાં અમે કોઈ વાતની કસર રહેવા દઈએ નહિ' મધ્ય૦ ૪૫ 'એ તમે સર્વે મારા કહેવાઓ છો તે હું ખટકો રાખીને તમને વર્તાવું નહિ અને તમે કાંઈક ગાફલપણે વર્તો તે અમારાથી દેખાય નહિ માટે જે મારા કહેવાયા છો એમાં મારે એક તલમાત્ર કસર રહેવા દેવી નથી. માટે તમે પણ સુધા સાવધાન રહેજ્યો...સર્વ માયિક ઉપાધિથી રહિત

સત્તામાત્ર એવો જે આત્મા તે રૂપે થઈને ભગવાનની ભક્તિ કરો એવા સર્વને કરવા છે પણ કોઈ જાતનો માયાનો લોચો રહેવા દેવો નથી' અંત્ય૦ ૨૧ 'અમે તો ભગવાન્ તથા ભગવાનના ભક્તને અર્થે માણસના ભીડામાં રહીએ છીએ અને ભગવાનના ભક્તને અર્થે ગમે તેવી પ્રવૃત્તિ કરવી પડે તો પણ એને અમે નિવૃત્તિ જાણીએ છીએ...એવા જે દઢ સત્સંગી વૈષ્ણવ છે તેજ અમારે તો સગા-વહાલા છે અને તેજ અમારી નાત છે...તમે સર્વે અમારે આશ્રિત થયા છો માટે અમારે તમને હિતની વાત હોય તે કહી જોઈએ અને મિત્ર પણ તેનેજ જાણવો. જે પોતાના હિતની વાત હોય તે દુઃખ લગાડીને પણ કહે એજ મિત્રનું લક્ષણ છે તે સમજી રાખજ્યો' **(આથી સ્વાર્થનિરપેક્ષ આશ્રિતહિતૈકતત્પરતા, સુશીલતા, આપ્તતમતા, અપ્રમાદતા વિગેરે ગુણો જણાવ્યા)** પ્ર૦ ૧૮ 'અને હું તો અનાદિ મુક્તજ છું પણ કોઈને ઉપદેશે કરીને મુક્ત થયો નથી' પ્ર૦ ૭૩ 'મહારાજ તો આકાશ જેવા નિર્લેપ છે અને એમને કોઈ પોતાનું પણ નથી અને પારકું પણ નથી.' મધ્ય ૩૩ 'એવી રીતે અમે સદાય નિર્દોષપણે છીએ' મધ્ય ૨૮ 'અમારે તો પરમેશ્વરના ભક્ત ઉપર અતિશય દયા વર્તે છે' મધ્ય ૬૦ 'હું તો દત્તાત્રેય જડભરત નારદ શુકજી તે સરખો દયાવાળો છું, **(આથી સ્વાર્થનિરપેક્ષ દયાળુતા અને નિત્યનિર્દોષતા કહી)** પ્ર૦ ૬૪ 'અને આ જે વાર્તા તે અમે પ્રત્યક્ષ દેખીને કહી છે માટે એમાં સંશય નથી' પંચાળા૦ ૧ 'અને આ જે સર્વે વાત છે તે જે બુદ્ધિવાળો હોય તેને જાણવામાં આવે છે માટે બુદ્ધિવાળા ઉપર અમારે હેત છે, કેમકે અમે બુદ્ધિવાળા છીએ તો એવી રીતે અમારી દૃષ્ટિ પુગે છે' પંચાળા ૨ 'એવી રીતે એ બે પ્રકારના જે વિચાર છે તે કોઈક અમારા જેવા મોટા પાસેથી શીખે ત્યારે આવડે, નહિ તો શાસ્ત્રને ભણે સાંભળે પણ આવડે નહિ' 'મધ્ય૦ ૯ 'અને આ સમયમાં જેવી સત્સંગમાં વાર્તા થાય છે તેને જો નારદ સનકાદિક અને બ્રહ્માદિક દેવતા સાંભળે તો સાંભળીને એમ કહે જે આવી વાર્તા કોઈ કાળે સાંભળી પણ નથી અને સાંભળશું પણ નહિ. આ વાર્તા તો 'न भूत्तो न भविष्यति' એવી છે અને અતિશય ઝીણી વાર્તા થાય છે' મધ્ય ૧૩ 'અને આ જે મારે વાત કરવી છે તે કાંઈ દંભે કરીને નથી કરવી. તથા માને કરીને નથી કરવી તથા પોતાની મોટપ વધારવા સારૂ નથી કરવી. અને આ જે વાત છે તે અમારી દીઠેલ છે ને અમારા અનુભવે કરીને પણ મેં સિદ્ધ કરી છે...અને નારદ સનકાદિક ને બ્રહ્માદિક દેવ તેમની સભામાં પણ નિરંતર આજ વાર્તા થાય છે. અને અમે પ્રત્યક્ષ નજરે જોઈને તમને આ વાત કરી છે અને જો પ્રત્યક્ષ જોઈને ન કરી હોય તો અમને સર્વ પરમહંસના સમ છે' મધ્ય ૩૫ 'અને તમારે સર્વેને મારે વિષે વિશ્વાસ છે તે હું તમને જેવી તેવી અવળી વાતે ચઢાવી દઉં તો જેમ સર્વેને કૂવામાં નાંખીને ઉપરથી પાણીની શીલા ઢાંકે ત્યારે તેને નીકળવાની આશા જ

નહિ તેમ તમે પણ મારા વચનને વિશ્વાસે કરીને અવળે માર્ગે ચઢી જાઓ તો તેમાં મારૂં શું સારું થાય ? માટે આ વાર્તા તમારા કલ્યાણની છે તે મેં તમને હેતે કરીને કહી છે' મધ્ય ૫૩ 'એ ભગવાન તો અનંતકોટી બ્રહ્માંડને વિષે રહ્યા એવા જે જીવ ને ઇશ્વર તેને જેમ હથેળીમાં જળનું ટીપું હોય તેને દેખે તેમ દેખે છે' અંત્ય૦ ૩૯ 'અને આ વાત અમે કરીએ છીએ તે કાંઈ બુદ્ધિની કલ્પનાએ નથી કરતા તથા સિદ્ધાઈ જણાવા સારુ નથી કરતા. આ તો અમારી અજમાવેલ વાત છે અને અમે જેમ વર્તિએ છીએ તેમ કહીએ છીએ' **(આથી સર્વજ્ઞતા, ભ્રમ દંભ માન વંચના પ્રમાદ આદિક દોષે રહિતતા જણાવી)** ઉપર પ્રમાણે શ્રીહરિ શ્રીમુખથી પોતાની સર્વજ્ઞતા નિઃસ્વાર્થકૃપાળુતા આપ્તતમતા અવંચકતા આશ્રિતહિતૈકતત્પરતા વગેરે ગુણો કહેવા પૂર્વક પોતામાં ભ્રમ વંચના પ્રમાદ દંભ આદિક દોષની અસંભાવના સૂચવવા પૂર્વક સ્વવચનામૃતની વેદવત્ સ્વતઃપ્રમાણતા નિઃસંશયપણે કહે છે. એટલે હવે બીજા પ્રમાણની અપેક્ષા રહેતી નથી.

જેમ શ્રીકૃષ્ણ પરમાત્માએ ગાયેલી ગીતાનું ગ્રથન કરનારા વ્યાસમુનિ, સ્વયં સર્વજ્ઞ કૃપણવત્સલ ભગવદવતાર વેદવિભાગકર્તા હોવાથી તેમનામાં પુરુષપ્રયુકત વંચનાદિ દોષની સંભાવના સંભવિત નથી, તેમ આ વચનામૃતોના સંગ્રહ કરનારા ચાર સદ્ગુરુઓ કે જે અવતરતા શ્રીહરિના સાથેના મહામુકતો હોવાથી ભગવાનના જેવા જ ગુણ ઐશ્વર્યવાળા અને સર્વથા સર્વ દોષે રહિત હતા. જેમનું જીવન સ્વાર્થનિરપેક્ષ કેવળ કળિજનોના કલ્યાણ માટે હતું. જેઓ શ્રીહરિના દિવ્ય જ્ઞાનના સર્વોત્તમ સમુચિત પાત્ર હતા. અને શ્રીહરિને ધર્માદિ–પ્રવૃત્તિમાં મુખ્ય દ્વારભૂત હતા. જેમના કારુણ્ય વાત્સલ્યાદિ ગુણો સંપ્રદાયમાં પ્રસિદ્ધ છે. સંપ્રદાયમાં જેમનાથી બીજી કોઈ પરતર માનનીય વ્યકિતઓ હતી જ નહિ. જેમને શ્રીહરિએ સંપ્રદાયમાં અગ્રેસર સદ્ગુરુપદે સ્થાપ્યા હતા. જેમની જ્ઞાન–સ્થિતિની મહત્તા અને ચિત્રકૃત ચરિત્રો સંપ્રદાયિ જનોમાં તથા ગ્રંથોમાં પણ ગાયેલાં સુપ્રસિદ્ધ છે. જેઓને શ્રીહરિએ સંપ્રદાયની પુષ્ટિના ગ્રંથો કરવાની પણ આજ્ઞા આપેલી છે. ઉપરનાં કારણોથી તેમની આપ્તતમતા નિર્વિવાદ છે. જેઓ શ્રુતાર્થનું અવધાન કરવામાં સર્વથા સમર્થ અને સર્વશ્રુત હતા અને કર્ણોપકર્ણ નહિ પરંતુ સાક્ષાત્ શ્રવણ કરીને આજ્ઞાનુસારે **'યથાશ્રુત"** શ્રુતાર્થને નહિ ઉલ્લંઘન કરીને સંગ્રહ કરનારા હતા. આ કારણથી સંગ્રહમાં પણ પુરુષપ્રયુકત ભ્રમ વંચના વગેરે દોષની સંભાવનાનો અવકાશ હોઈ શકેજ નહિ. એક એક મૂર્તિજ નિર્દોષ સંગ્રહ કરવા માટે શકિતમતી હતી તો જ્યાં વેદચતુષ્ટયીની સંમેલના હોય ત્યાં કયો અપૂર્વ અર્થ અવશેષ રહે ? અને કયા દોષના પ્રવેશને અવકાશ રહે ?

મુકતાનંદમુનિ કે જે પોતે મુકતરાજ હોઈને શ્રીહરિએ જેમની ગુરુપણે સંભાવના કરેલી છે અને જ્યાં ત્યાં સાધુના ઉદાહરણમાં એમને જ અગ્રપદ આપેલું છે અને જેમની ઉચ્ચ સ્થિતિની પ્રશંસા શ્રીમુખે કરેલી છે. જેમના કરેલા અનેક જ્ઞાન પ્રબન્ધો પણ ઉપલબ્ધ છે. ગોપાળાનંદમુનિ કે જે યોગિરાજ હોઈને

વિસ્મૃત અર્થોની યોગબળથી સ્મૃતિ લાવવામાં શકત હતા. અને જેમને શ્રીહરિએ બંન્ને દેશના ત્યાગિઓને સ્વધર્મમાં વર્તાવવાની અને ત્યાગિઓને તેમની આજ્ઞા પ્રમાણે વર્તવાની લેખિત આજ્ઞા કરી હતી. નિત્યાનંદમુનિ કે જે પંડિતરાજ હોઈ ને સમસ્ત શાસ્ત્રાર્થને જાણતા હતા અને સંપ્રદાય સામેના વાદિઓને પરાજય કરવામાં પ્રવીણ સભાસદ હતા અને શ્રીહરિની સન્નિધિમાં વેદ વેદાંત પુરાણાદિકના વક્તા તરીકે સર્વદા વરેલા હતા. શુકાનંદમુનિ કે જે મુનિરાજ હતા અને શ્રીહરિના લેખાદિક કાર્યમાં હસ્તતુલ્ય હતા અને છાયાવત્ અહર્નિશ શ્રીહરિની સન્નિધિમાં રહીને અનુસરનારા હતા અને જેની ભાવના શુકાવતાર તરીકે મનાય છે. જેમણે ઘણા ગ્રંથો લખ્યા શોધ્યા છે. કિં બહુના—આ પ્રવર પ્રબન્ધમાંજ પ્રસંગે પ્રસંગે જે ચાર મુનિરાજોની શ્રીમુખે પ્રશંસા કરી છે. સા૦ ૩ 'જેમ મુક્તાનંદસ્વામીને અમે પ્રથમ લોજ પુરમાં દીઠા હતા અને જેવી શ્રદ્ધા ને ભગવાનનું માહાત્મ્ય હતું તેવુંને તેવું જ આજ દિવસ સુધી નવું ને નવું છે પણ ગૌણ પડયું નથી' લોયા૦ ૩ 'અમે સ્વામીનાં દર્શન થયા મોર નવ મહિના સુધી મુકતાનંદસ્વામીની આજ્ઞામાં રહ્યા હતા' લોયા ૬ 'તથા ભગવાનના સંત જે મુકતાનંદસ્વામી જેવા મોટા હોય તેમના નામ લઈને પ્રાર્થના કરવી તો ઘાટ સર્વે ટળી જાય...મુકતાનંદસ્વામી જેવા હોય તે સર્વેથી સરસ વર્તમાન પાળતા હોય' લો૦ ૮ 'મુકતાનંદસ્વામી જેવા વાર્તા કરતા હોય તથા કથા વાંચતા હોય' લો૦ ૧૩ 'અને હમણાં આ મુકતાનંદસ્વામી જેવા સંતને વિષે એ નારાયણને લઈએ તો એમને પણ ભગવાન કહેવાય' મધ્ય ૨૭ 'એવું તમારે વિચારનું બળ રહે છે તે શાને યોગે રહે છે...કામ ક્રોધાદિકના જોરને હઠાવે એવો જે વિચાર તે તો ગુણ થકી પર છે તે એ તમારા જીવમાં રહ્યો છે' મધ્ય ૫૮ 'મુકતાનંદસ્વામીને કહ્યું જે તમે પણ પોતાના સંપ્રદાય સંબન્ધી ને ઇષ્ટદેવસંબન્ધી જે વાણી તથા શાસ્ત્ર તેજ દેહપર્યંત કર્યા કરજ્યો ને તમારો દેહ રહે ત્યાં સુધી તમને એજ આજ્ઞા છે' મધ્ય ૫૬ 'પછી તો ગોપાળાનંદસ્વામી આદિક જે ભગવાનને વિષે પ્રીતિવાળા હરિભકત તે સર્વે સાંભરી આવ્યા' મધ્ય ૬૨ 'એવા દાસત્વ ભકિતવાળા તો આજ ગોપાળાનંદસ્વામી અને બીજા મુકતાનંદસ્વામી છે...અને મુકતાનંદસ્વામી ઉપર અમને ઘણું હેત છે' અંત્ય ૨૪ 'તથા ગોપાળાનંદસ્વામી બ્રહ્માનંદસ્વામી નિત્યાનંદસ્વામા શુકમુનિ એ તમે સર્વે જેમ હમણાં આ વર્તમાન કાળે કેવા રૂડી રીતે વર્તો છો' અંત્ય ૩૩ એવા તો આ મુકતાનંદસ્વામી તથા ગોપાળાનંદસ્વામી છે તેમને કોઈ બીજો ગમે તેવો હોય અને ચમતકાર દેખાડે તો પણ તેનો કોઈ રીતે ભાર આવેજ નહિ' લોયા ૭ 'તે સમયમાં વચનામૃતનું પુસ્તક નિત્યાનંદસ્વામીએ લાવીને શ્રીજીમહારાજને આપ્યું, પછી તે પુસ્તક જોઈને બહુ રાજી થયા' પં૦ ૭ 'શ્રીજીમહારાજ નિત્યાનંદસ્વામી પાસે શ્રીમદ્ભાગવતના પ્રથમ સ્કંધની કથા કરાવતા હતા' અંત્ય૦ ૨૪ 'નિત્યાનંદસ્વામીને અમારી પ્રસન્નતા કરવી એ અંગ' કા૦ ૩ 'આ શુકમુનિ બહુ

મોટા સાધુ છે અને જે દિવસથી અમારી પાસે રહ્યા છે તે દિવસથી એમનો ચડતો ને ચડતો રંગ છે પણ મંદ તો પડતો નથી, માટે એ તો મુકતાનંદસ્વામી જેવા છે' ઇત્યાદિ સ્વયં શ્રીહરિએજ જેમની ઉચ્ચ સ્થિતિની પ્રશંસા પરમ કરી છે, એવા બહુશ્રુત બ્રહ્મનિષ્ઠ નિર્દોષ નિઃસ્વાર્થકરુણ નિષ્પ્રમાદ આપ્તતમ મુકતરાજ મુકતાનંદસ્વામી, યોગિરાજ ગોપાળાનંદસ્વામી, પંડિતરાજ નિત્યાનંદસ્વામી અને મુનિરાજ શુકાનંદસ્વામી, આ ચાર મુખ્ય સદ્‌ગુરુઓએ પરમગુરુ શ્રીહરિની આજ્ઞાનુસારે યથાશ્રુતં કરેલા વચનામૃતોના સંગ્રહમાં ભ્રમ વંચના વગેરે દોષોની સંભાવના સંભવિત નહિ હોવાથી વચનામૃતની સ્વતઃપ્રમાણતા સુસિદ્ધ થાય છે.

વળી વિષય પ્રામાણ્યથી પણ વચનામૃતની પ્રમાણતા સુસિદ્ધ સ્વતઃ થાય છે. વેદશાસ્ત્રથી વિરુદ્ધ કલ્પિત વિષયો વર્ણવ્યા હોય તો તેની પ્રમાણતા થાય જ નહિ, માટે વિષયોની પ્રમાણતા પણ પ્રથમ અપેક્ષિત છે. આ પ્રબન્ધમાં જે જે વિષયો વર્ણવ્યા છે તે મેળવીએ તો અક્ષરશઃ સચ્છાસ્ત્રમૂલક છે. સ્વયં ભગવાને વેદ ઉપનિષદ્ સાંખ્ય યોગ બ્રહ્મસૂત્ર ગીતા પંચરાત્ર ભાગવતાદિપુરાણ મહાભારત આદિદ્વારા જે જે મોક્ષોપયોગી આત્મપરમાત્મસ્વરૂપ જ્ઞાન ભકિત વૈરાગ્ય ધર્મ વિગેરે વિષયો વર્ણવ્યા છે તેને અનુસારે તેના અવિરોધથી જ વિશેષ અર્થ સાથે વર્ણવ્યા છે. તેમાં કેટલાંક તો તે તે શ્રુતિ સ્મૃતિ પુરાણ વગેરેનાં વચનો સાક્ષાત્ મૂકયાં છે તો કેટલાંક વચનોનો ગુર્જર અનુવાદ કરેલો છે, તો કેટલાંકનો ભાવાર્થ તાત્પર્યાર્થ સવિસ્તર વર્ણવ્યો છે. તેનો જો પૂર્ણ તપાસ કરીએ તો એક પણ વચન એવું ન નીકળે કે જેનું મૂળ સચ્છાસ્ત્રમાંથી ઉપલબ્ધ ન થાય. મૂળમાં તથા ટીપણીમાં તથા વિષયાનુ-ક્રમણિકામાં તથા આ ભૂમિકામાં પણ દિગ્દર્શન કરાવ્યું છે, જેથી બાળાક્ષરમાત્ર બોધવાળાને પણ સર્વ અર્થની શાસ્ત્રમૂળકતા સમજાશે. શાસ્ત્રોના પરિશીલનવાળાઓને તો પદેપદે સમૂળતા જ સમજાય એમાં કાંઈ કહેવાનું નથી. વચનામૃતની સમૂળતા સૂચવવા માટે જ આઠ સચ્છાસ્ત્રોની સ્વાભીષ્ટતા સકારણ કહેવાપૂર્વક તેના શ્રવણ પઠન વાચન વિગેરેનો વિધિ શિક્ષાપત્રીમાં તથા આ પ્રબન્ધમાં કર્યો છે.

વિશેષ એ છે કે—બીજા આચાર્યોએ જેમ ઉપનિષદ્ વ્યાસસૂત્ર ભગવદ્‌ગીતા વિગેરે તત્વપ્રધાન પ્રબન્ધો ઉપર ભાષ્યો રચીને તેનો અર્થ ન્યાય-યુકિતથી સમજાવ્યો છે તેમ શ્રીહરિએ તે તે પ્રબન્ધોના દુર્બોધ ગહન ગંભીર અર્થ પણ ન્યાય યુકિત હેતુ દૃષ્ટાંત વગેરેથી સુબોધ કરીને વચનામૃતદ્વારા ગુર્જરગિરામાં સરલ સુલભ સર્વાધિકારી કરી આપ્યા છે. આ અર્થ શ્રીહરિ જ તાત્પર્ય વૃત્તિથી સૂચવે છે-પ્ર૦ ૭૧ 'અને વેદનો અર્થ તો અતિ કઠણ છે માટે તેની કથા થતી નથી અને શ્રીમદ્‌ભાગવત પુરાણ ભારત એમાં વેદનો જ અર્થ છે ને સુગમ છે માટે તેની કથા થયા છે' આ ન્યાય વચનામૃતમાં પણ જાણી લેવો. એટલે હવે આ વચનામૃતને પ્રસ્થાન—ત્રયીનું સુબોધ સર્વાધિકારી ભાષ્ય કહીએ તેમાં અતિશયોકિત ગણાશે નહિ. વળી આ પ્રબન્ધમાં જે વિષયો વર્ણવ્યા છે તે પણ જેના વર્ણવ્યા

પછી વ્યાસમુનિને શોક થયો હતો એવા નહિ, પરંતુ જેના વર્ણનથી વ્યાસજીના શોકની નિવૃત્તિ થઈ હતી એવા વિશુદ્ધ સાક્ષાત્ મોક્ષની સાથે સંબન્ધ ધરાવનારા શુદ્ધ ભાગવત ધર્મો જ વર્ણવ્યા છે. 'पुष्पेभ्य इव षट्पदः' 'यावानर्थ उदपाने' આમાં કહેલા ન્યાય પ્રમાણે 'દત્તાત્રેયમુનિની પેઠે સર્વ શાસ્ત્રમાંથી સારસાર ગ્રહણ કરીને કહીએ છીએ' એમ શ્રીહરિ જ ઘણે સ્થળે વચનામૃતમાં જ કહે છે.

ઉપરનો અપેક્ષિત અર્થ આ શ્રીમુખવચનોથી સ્પષ્ટ સમજાશે-પં. ૨ 'એવી રીતે સાંખ્યશાસ્ત્ર તથા યોગશાસ્ત્ર તેનો જે સનાતન સિદ્ધાંત છે તે અમે યથાર્થ કહ્યો છે.' મધ્ય ૧ 'અને વેદ શાસ્ત્ર પુરાણ ઇતિહાસ એ સર્વે ગ્રંથોનો એ જ નિર્ગલિતાર્થ છે. આ જે અમે વાત કરી છે તે સર્વ શાસ્ત્રનું રહસ્ય છે' મધ્ય ૧૩ 'અને સર્વ શાસ્ત્રમાં પણ મળતી આવે છે....અને તમને આ વાત કરી તે સર્વ શાસ્ત્રનો સિદ્ધાંત છે.' મધ્ય ૨૮ 'આ વાર્તા જે અમે કરી છે તે કેવી છે તો વેદ શાસ્ત્ર પુરાણ આદિક જે જે કલ્યાણને અર્થે પૃથ્વીને વિષે શબ્દમાત્ર છે તે સર્વેનું અમે શ્રવણ કરીને તેનું સાર કાઢીને આ વાર્તા કરી છે તે પરમ રહસ્ય છે ને સારનું પણ સાર છે...અને પૂર્વે જે જે મોક્ષને પામી ગયા છે અને હવે જે જે પામશે ને હમણાં જે જે મોક્ષને માર્ગે ચાલ્યા છે તે સર્વેને આ વાર્તા જીવનદોરીરૂપ છે' મધ્ય ૩૫ 'અમે શ્રીમદ્ભાગવત આદિક આઠ ગ્રંથનું અતિશય પ્રતિપાદન કર્યું છે માટે એ ગ્રંથને સાંભળવા ને ભણવા' વર૦ ૧૮ 'અમારા સંપ્રદાયમાં અતિ પ્રમાણરૂપ જે જે શાસ્ત્ર છે તેને જાણવાં. તે શાસ્ત્રનાં નામ-વેદ, વ્યાસસૂત્ર, શ્રીમદ્ભાગવતપુરાણ, શ્રીવિષ્ણુસહસ્રનામ, ભગવદ્ગીતા, વિદુરનીતિ, શ્રીવાસુદેવમાહાત્મ્ય અને યાજ્ઞવલ્કયસ્મૃતિ એ જે આઠ શાસ્ત્ર તેને જાણવાં' મધ્ય ૨૧ 'સર્વ શાસ્ત્રનું રહસ્ય આ વાર્તા છે' મધ્ય ૮ 'અને તે શાસ્ત્ર પ્રમાણેજ અમે કહીએ છીએ' અંત્ય ૧૦ 'વેદ પુરાણ ઇતિહાસ અને સ્મૃતિઓ એ સર્વ શાસ્ત્રમાંથી અમે એ સિદ્ધાંત કર્યો છે' અંત્ય ૩૬ 'અમે સર્વ શાસ્ત્રને સાંભળીને એ સિદ્ધાંત કર્યો છે' અંત્ય ૩૯ 'અને આ વાત અમે કરીએ છીએ તે કાંઈ બુદ્ધિની કલ્પનાએ નથી કરતા' લોયા ૮ 'શ્રીમદ્ભાગવતાદિક જે આઠ સચ્છાસ્ત્ર તેમાંથી કોઈ ત્યાગ કરવા યોગ્ય છે કે સર્વ ગ્રહણ કરવા યોગ્ય છે ?...એ સર્વે ગ્રંથમાં પણ અનેક પ્રકારનાં પ્રકરણ છે તે સર્વ પ્રકરણે કરીને ભગવાનને પામ્યા જે ભક્ત તેમનાં અધિકારને અનુસારે અંગ કહ્યાં છે, માટે સર્વે ગ્રહણ કરવા યોગ્ય છે, પણ સર્વ પ્રકરણમાંથી જે પ્રકરણ પોતાના અંગમાં મળતું આવતું હોય તેને ગ્રહણ કરવું અને બીજાનો ત્યાગ કરવો. અને એમ જાણવું જે એ છે તો સાચું પણ એ બીજા ભક્તને અર્થે છે પણ મારે અર્થે નથી' પ્ર૦ ૭ 'શાસ્ત્રમાં જ્યાં જ્યાં અધ્યાત્મ વાર્તા આવે છે તે કોઈને સમજાતી નથી અને ભમી જવાય છે, માટે એ અધ્યાત્મ વાર્તા જેમ છે તેમ યથાર્થપણે અમે કહીએ છીએ' પ્ર. ૨૩ 'વાસુદેવમાહાત્મ્ય નામે જે ગ્રંથ તે અમને અતિશય પ્રિય છે, કેમ જે ભગવાનના

ભક્તને ભગવાનને ભજ્યાની જે રીતિ તે સર્વે એ ગ્રંથમાં કહી છે' પ્ર. ૩૯ 'પછી શ્રીજીમહારાજે એક વેદાંતી બ્રાહ્મણ આવ્યો હતો તેને પ્રશ્ન પૂછ્યો જે 'તમે એક બ્રહ્મનું પ્રતિપાદન કરે છો ને તે વિના જે જીવ ઈશ્વર માયા અને જગત તથા વેદ શાસ્ત્ર પુરાણ તે સર્વેને મિથ્યા કહો છો તે વાત અમને સમજાતી નથી તથા માન્યામાં આવતી નથી, માટે તમને પૂછીએ છીએ તેનો ઉત્તર કરો, તે વેદ શાસ્ત્ર પુરાણ સ્મૃતિ અને ઇતિહાસ તેની સાંખ્યે કરીને કરો પણ કોઈ કલ્પિત ગ્રંથને વચને કરીને કરશો તો અમે તેને નહિ માનીએ અને જો વ્યાસજીને વચને કરીને કરશો તો અમારા માન્યામાં આવશે, કેમ કે અમારે વ્યાસજીના વચનમાં દૃઢ પ્રતીતિ છે' પ્ર૦ પર 'સાંખ્ય યોગ વેદાંત અને પંચરાત્ર એ ચાર શાસ્ત્રે કરીને જે ભગવાનના સ્વરૂપને સમજે તે પૂરો જ્ઞાની કહેવાય' ।સા૦ ૩ 'અને વળી ધર્મની પ્રવૃત્તિનું જે કારણ છે તે પણ શાસ્ત્રજ છે અને જેણે શાસ્ત્ર કોઈ દિવસ સાંભળ્યાંજ નથી એવા જે અજ્ઞાની જીવ તેમને વિષે પણ મા બ્હેન દીકરી અને સ્ત્રી તેની વિગતિરૂપ જે ધર્મની મર્યાદા તે આજ સુધી ચાલી આવે છે તેનું કારણ પણ શાસ્ત્ર જ છે....માટે જેને શાસ્ત્રના વચનનો વિશ્વાસ હોય તેને જ ભગવાનના સ્વરૂપનો નિશ્ચય અડગ થાય છે અને કલ્યાણ પણ તેનું જ થાય છે. અને તે ધર્મમાંથી પણ કોઈ કાળે ડગે જ નહિ' લોયા ૯ 'અને જ્ઞાન તો એમ થાય જે જે બૃહદારણ્ય છાંદોગ્ય કઠવલ્લી આદિક જે ઉપનિષદ્ તથા ભગવદ્‌ગીતા તથા વાસુદેવમાહાત્મ્ય તથા વ્યાસસૂત્ર ઇત્યાદિક ગ્રંથનું સદ્‌ગુરુથકી શ્રવણ કરે તો જ્ઞાન ઉપજે' ઇત્યાદિ. કિં બહુના—હરિવાક્યસુધાસિંધુમાં વચનામૃતને 'सच्छास्त्रैः सम्मितानि च' 'सच्छास्त्रसम्मानितः' એવું વિશેષણ આપીને તેની શાસ્ત્રૈકમૂળતા સુદૃઢ કરી છે.

વચનામૃતમાં વર્ણવેલું તત્ત્વજ્ઞાન, કેના તત્ત્વજ્ઞાન સાથે ગાઢ દૃઢ સંબન્ધ ધરાવે છે તે પણ શ્રીહરિએ કહ્યું છે—વર૦ ૧૮ 'બીજી ગુરુપરંપરા જાણી જોઈએ. તે કેવી રીતે તો ઉદ્ધવ તે રામાનંદસ્વામીરૂપે હતા ને તે રામાનંદસ્વામી શ્રીરંગક્ષેત્રને વિષે સ્વપ્નમાં સાક્ષાત રામાનુજાચાર્યથકી વૈષ્ણવી દીક્ષાને પામ્યા, માટે રામાનંદ-સ્વામીના ગુરુ તે રામાનુજાચાર્ય છે ને તે રામાનંદસ્વામીના શિષ્ય અમે છીએ. એ રીતે ગુરુપરંપરા જાણવી' એમ ગુરુપરંપરામાં પ્રાચાર્ય તરીકે પરિગ્રહીને, 'मतं विशिष्टाद्वैतं मे' એમ શ્રીરામાનુજાચાર્ય પ્રવર્તિત વિશિષ્ટાદ્વૈત મતને સ્વમત તરીકે સ્વીકારીને, 'शारीरकाणां भगवद्गीतायाश्चावगम्यताम् । रामानुजाचार्यकृतंभाष्य माध्यात्मिकं मम ॥' એમ શ્રીરામાનુજાચાર્યકૃત સૂત્રભાષ્ય અને ગીતાભાષ્યને અધ્યાત્મ-શાસ્ત્રપણે સ્વીકારીને, લોયા ૧૪ 'તથા રામાનુજનો એમ મત છે જે જીવ માયા અને પુરુષોત્તમ એ ત્રણે નિત્ય છે ને પુરુષોત્તમ છે તે જીવ માયાના નિયંતા છે ને સર્વના કારણ છે ને પોતાના અક્ષર ધામને વિષે સદા દિવ્ય આકારથકા વિરાજમાન છે ને સર્વે જે અવતાર તે તેના છે, એવા જે પુરુષોત્તમ નારાયણ તેની ઉપાસના જીવને કરવી, એવી રામાનુજની સમજણ જણાય છે... તથા રામાનુજસ્વામીએ

જેવી રીતે ક્ષર અક્ષર થકી પર જે પુરુષોત્તમ ભગવાન્ તેનું નિરૂપણ કર્યું છે તે પુરુષોત્તમ ભગવાનને વિષે અમારે ભક્તિ છે.' આ સ્થળે સુધાસિન્ધુમાં- 'अनेन रामानुजाचार्योक्तरीत्या भगवत्स्वरूपावबोधो ममाभीष्टोऽस्तीति सूचितम्' અર્થ-"આ ઉપરથી રામાનુજાચાર્યે કહેલી રીતિથી ભગવાનના સ્વરૂપનું જ્ઞાન મેળવવું તે મને અભીષ્ટ છે એમ સૂચવ્યું" તથા "मया मतानामष्टानां सच्छास्त्राणामपि स्फुटम् । अयमेवाशयोऽस्तीति बुद्धिमद्भिर्विभाव्यताम्" એમ આઠ સ્વાભિમત સચ્છાસ્ત્રના આશયને અને પોતાના આશયને એકપણે બુદ્ધિમાનોએ જાણવાનું કહે છે. એવી રીતે ઉત્કર્ષવિશેષથી સ્વાભીષ્ટપણે માનેલાં આઠ સચ્છાસ્ત્રોને અનુસારે તેના સારરૂપ પરમ રહસ્યાર્થો આ પ્રબન્ધમાં વર્ણવવાનું સ્વયં શ્રીહરિ કહે છે, જેથી આમાં કોઈ પણ વિષય નિર્મૂળ કે અપ્રામાણિક કે કલ્પિત નહિ હોવાથી વિષયોથી પણ વચનામૃતની પ્રમાણતા સ્વતઃ સુસ્થિર થાય છે. એવી રીતે ઉપદેષ્ટા, સંગ્રહકર્તા અને વિષયોની પ્રમાણતાથી વચનામૃતની વેદવત્ સ્વતઃ પ્રમાણતા સુસિદ્ધ થાય છે.

## વિષય—

સર્વકોઈને એવી જીજ્ઞાસા રહે કે 'અમુક પ્રબન્ધમાં કયો વિષય હશે.' વિષય વિજ્ઞાન વિના વિદુષોની પ્રવૃત્તિ પ્રબન્ધમાં થાય નહિ, માટે વિષય વર્ણવાની પણ મુખ્ય જરૂર જણાય છે. જેમ વેદાંતમાં સત્ બ્રહ્મ ઈશ આદિક શબ્દથી પ્રતિપાદન કરેલા પરંબ્રહ્મ પરમાત્માજ પ્રધાનપ્રતિપાદ્ય પરમ વિષય હોવાથી 'अथातो ब्रह्मजिज्ञासा' એવો આરંભ કર્યો છે, જેમ ગીતામાં શ્રીકૃષ્ણ નારાયણજ મુખ્ય વિષય હોવાથી 'स्वधर्मज्ञानवैराग्यसाध्यभक्त्येकगोचरः । नारायणः परंब्रह्म गीताशास्त्रे समीरितः' એવો અર્થસંગ્રહ કર્યો છે, તેમ આ વચનામૃતમાં સ્વધર્મ જ્ઞાન વૈરાગ્ય અને માહાત્મ્ય જ્ઞાનથી સાધ્ય એવી ભક્તિ-પ્રપતિથી પ્રાપ્ય સિદ્ધોપાયભૂત એવું જે પ્રકટતર સ્વસ્વરૂપ એજ પ્રધાન પ્રતિપાદ્ય છે. તે સ્વસ્વરૂપ શ્રીકૃષ્ણાદિ શબ્દથી આ પ્રબન્ધમાં શ્રીમુખે પરોક્ષાપરોક્ષપણે પ્રતિપાદન કર્યું છે. આ અર્થ હરિવાક્યસુધાસિંધુમાં 'पारोक्ष्येणात्र कथितं माहात्म्यं हरिणास्ति यत् । कृष्णस्य च सतां तत्तु ज्ञेय तस्य च तत्सताम् ॥ धर्मज्ञानविरागाढ्य-भक्तिशिक्षा च या कृता । साऽपि साक्षात्स्वभक्तानां तद्वाढ्यायेति गम्यताम् ॥' આ રીતે સૂચવ્યો છે. જેમાં સર્વાર્થનો સર્વથા સમન્વય થતો હોય તેજ પ્રકૃષ્ટ પ્રમેય માની શકાય. પરમાત્મસ્વરૂપથી પ્રકૃષ્ટ પ્રમેય કોઈપણ નહિ હોવાથી એજ પ્રધાન વિષય કહેવાય. આ અર્થ 'तत्त्वं जिज्ञासमानानां हेतुभिः सर्वतोमुखैः । तत्त्वमेको महायोगी हरिर्नारायणः परः ॥' 'नारायणपरा वेदाः' 'वासुदेवपरा वेदाः' वेदैश्च सर्वैरहमेव वेद्यः' 'वचसां वाच्यमुत्तमम्' 'प्रतिष्ठा यत्र शाश्वती' 'परमार्थस्त्वमेवैको नान्योऽस्ति' ઇત્યાદિ શાસ્ત્રવચનો પ્રતિપાદન કરે છે. તત્ત્વ એટલે પ્રામાણિક અર્થ, પરમાર્થ એટલે પ્રધાનાર્થ. પરમાત્માજ પરમ પ્રાપ્ય અને પરમ પ્રાપક હોવાથી પરમ વિષય હોઈ શકે. આ અર્થપણ 'परज्योतिरुपसम्पद्य' 'परात्परं पुरुषमुपैति दिव्यं' 'रसं ह्येवायं लब्ध्वाऽऽनन्दी भवति' 'ब्रह्मविदाप्नोति परम्' 'परमं साम्यमुपैति' 'मामुपेत्य तु कौन्तेय'

'मद्भक्ता यान्ति मामपि' 'अमृतस्यैष सेतुः' 'यमेवैष वृणुते तेन लभ्यः' 'मुमुक्षुर्वै शरणमहं प्रपद्ये' 'मामेव ये प्रपद्यन्ते' 'सर्वधर्मान् परित्यज्य मामेकं शरणं व्रज' 'त्वमेवोपायभूतो मे' 'तदेकोपायतायाञ्चा' 'मुख्योऽयं सर्वसिद्धिकृत्' ઇત્યાદિ શ્રુતિ–સ્મૃતિઓ સ્ફુટપણે કહે છે. 'फलमत उपपत्तेः' આ સૂત્રમાં પણ વ્યાસે ઉક્તાર્થ સ્પષ્ટ વર્ણવ્યો છે. આ ગ્રન્થમાં સ્વસ્વરૂપની પરોક્ષાપરોક્ષપણે પરમપ્રાપ્યતા અને પ્રાપકતા બહુશઃ પ્રદર્શાવી છે. પ્ર૦ ૩૧, સા૦ ૨, લો૦ ૩–૭–૧૧–૧૪–૧૮, મધ્ય ૯ ૧૩–૩૫, અંત્ય ૩૧–૩૮ વગેરેમાં સ્વપ્રાપ્યતા કહી છે અને પ્ર૦ ૩૩, લો૦ ૬, મધ્ય ૯–૬૬, વર૦ ૫ વગેરેમાં 'ભગવાનનો જે દઢ આશરો એજ એક સર્વસાધનમાં મોટું સાધન છે તેણે કરીને ભગવાન્ રાજી થાય છે' 'પણ ભગવાનની મૂર્તિનું બળ અતિશય રાખવું' જેમ અર્જુન હતા તેને તો ભગવાનના સ્વરૂપનું બળ હતું' 'ભગવાનના આશ્રયનું બળ રાખી રહ્યા' 'માટે બુદ્ધિમાનને તો ભગવત્સ્વરુપનું બળ અતિશય રાખ્યું જોઈએ' 'કલ્યાણતો એક ભગવાનના આશ્રયે કરીને જ છે...એટલે એક ભગવાન વતેજ કલ્યાણ છે અને સાધન છે તે તો ભગવાનની પ્રસન્નતાને અર્થે છે' ઇત્યાદિ વાકયોથી સ્વપ્રાપકતા પણ કહી છે. યદ્યપિ ભકિત અને પ્રપત્તિ પરમાત્મપ્રાપ્તિમાં મુખ્ય ઉપાયપણે માની છે પરંતુ તે પણ પરમાત્માની પ્રસન્નતા દ્વારા ઉપાય થાય છે પણ સ્વતંત્રપણે નહિ. જેથી તે પણ મુખ્ય ઉપાય નથી. સાધ્ય અને સિદ્ધ એવા ભેદથી બે પ્રકારનો ધર્મ છે, તેમાં સિદ્ધ ધર્મ તો ભગવાન જ છે અને સાધ્ય ધર્મ તો ભગવાનનો આશ્રિત છે એમ 'कृष्णं धर्मं सनातनम्' 'धर्मस्य प्रभुरच्युतः' 'ब्रह्मण्ये धर्मवर्मणि' 'अहं हि सर्वयज्ञानां भोक्ता च प्रभुरेव च' ઇત્યાદિ વચનો કહે છે. ભકિતના આશ્રય તો ભગવાનજ છે એ નિર્વિવાદ વાત છે. આ અર્થ મધ્ય ૪–૧૬ માં વર્ણાવ્યો છે. યદ્યપિ આ પ્રબન્ધમાં ધર્મ જ્ઞાન વૈરાગ્ય મહાત્મ્યજ્ઞાન ભકિત પ્રપત્તિ આદિક અને તેમાં ઉપયોગી સત્સંગાદિ ઘણા વિષયો વર્ણવ્યા છે પરંતુ 'પ્રધાનેન વ્યપદેશા ભવન્તિ' આ ન્યાયને અનુસારે એવો વ્યપદેશ છે. સર્વથી પ્રધાન વિષય પરમાત્મા છે અને બીજા અવાંતર છે. માટે એ સિદ્ધ થયું કે આ પ્રબન્ધમાં પરોક્ષ અપરોક્ષપણે પ્રતિપાદન કરેલું પ્રાપ્યપ્રાપકભૂત સ્વસ્વરૂપજ પ્રધાનપ્રતિપાદ્ય પરમ વિષય છે. પ્રકારાંતરથી કહેવું હોય તો એમ પણ કહી શકાય કે–તત્ત્વ હિત અને પુરુષાર્થ આ ત્રણ વિષયો છે. તત્ત્વ એટલે આત્મપરમાત્મસ્વરૂપ, હિત એટલે આત્મપરમાત્મપ્રાપ્તિના ધર્મ જ્ઞાન ભકિત વગેરે ઉપાયો, પુરુષાર્થ એટલે આત્યંતિક મોક્ષરૂપ ફળ. એવો પણ વિભાગ કરી શકાય કે–આમાં ઉપાય ઉપેયસ્વરૂપ એજ વિષય છે. ભકિત વગેરે ઉપાયસ્વરૂપ અને પરમાત્મસ્વરૂપ એ ઉપેયસ્વરૂપ સમજવું. આગળ ઉપર વિષયોનું વર્ણન વિસ્તારથી પૃથક્ પૃથક્ અપાશે. અહીં તો આરંભમાં ઉપયોગી પ્રધાન વિષય જણાવા પુરતો વિમર્શ કર્યો છે.

### પ્રયોજન—

જે કોઈ શબ્દ છે તે પ્રયોજનપર્યવસાયી છે. લોકમાં કે શાસ્ત્રમાં પ્રયોજન વિના તો કોઈ પણ શબ્દપ્રયોગ હોતો નથી, તેમજ પ્રયોજન વિના શ્રવણ પણ સંભવિત નથી. 'प्रयोजन विना मन्द पण प्रवर्ततो नथी' એવી અભિયુક્તિ પણ છે.

પ્રયોજન પણ મુખ્ય અને અવાંતર હોય છે. અનિષ્ટની નિવૃત્તિ એ અવાંતર પ્રયોજન અને ઇષ્ટની પ્રાપ્તિ એ પરમ પ્રયોજન ગણાય છે. આ પ્રબન્ધનું પરમ પ્રયોજન શું છે? તેનો વિચાર કરતાં મુખ્ય વિષયપણે નિરૂપેલું, મોક્ષદશામાં અનુભાવ્ય, સ્વતઃસિદ્ધ ફળરૂપ, પ્રત્યક્ષ સ્વસ્વરૂપની પ્રાપ્તિ એજ જણાય છે. જે નિરતિશય ભોગ્ય હોય એજ પરમ પ્રયોજન માની શકાય. પરમાત્માનું સ્વરૂપ નિરવધિકાતિશય આનંદરૂપ હોવાથી એજ નિરતિશય પરમ ભોગ્ય છે. આ અર્થ 'आनन्दो ब्रह्म' 'रसो वै सः' 'यदेष आकाश आनन्दो न स्यात् कः प्राण्यात्' 'कं ब्रह्म खं ब्रह्म' 'यतो वाचो निवर्तन्ते अप्राप्य मनसा सह । आनन्दं ब्रह्मणो विद्वान्' 'आनन्दमयोऽभ्यासात्' ઇત્યાદિ શ્રુતિ સૂત્રોએ સમર્થન કર્યા છે. માટે જ, 'परंज्योतिरुपसम्पद्य' 'परात्परं पुरुषमुपैति दिव्यम्' 'आस्थितः स हि युक्तात्मा मामेवानुत्तमां गतिं' 'वासुदेवः सर्वमिति स महात्मा सुदुर्लभः' ઇત્યાદિ વચનો આનંદમય પરમાત્માને પરમ પ્રાપ્ય અને પરમ ભોગ્યપણે કહે છે. પરમ-પદ કલ્યાણ મોક્ષ કે પરમપુરુષાર્થને જે શાસ્ત્રો વર્ણવે છે તે પરમાત્મસ્વરૂપ થકી વ્યતિરિકત નથી. આ સમગ્ર અર્થ 'तत्तु समन्वयात्' આ બ્રહ્મસૂત્રમાં સ્પષ્ટપણે વર્ણવ્યો છે. તો હવે ઉપર કહ્યા પ્રમાણે એમ જ સિદ્ધ થાય છે કે–સ્વતઃસિદ્ધ ફળરૂપ, પરમ પ્રાપ્ય, મોક્ષદશામાં અનુભાવ્ય, નિરતિશય સુખસ્વરૂપ, અક્ષરધામસ્થ, આરાધ્ય દિવ્ય સ્વસ્વરૂપ પ્રદર્શનપૂર્વક સ્વસ્વરૂપનો અવબોધ આપી પોતામાં અનન્યનિષ્ઠા કરાવી, સ્વસ્વરૂપ ઇષ્ટિની અનાયાસથી પ્રાપ્તિ કરાવવી એજ આ પ્રબન્ધનું પરમ પ્રયોજન માનવું વાસ્તવિક જણાય છે. ઉપાયપ્રદર્શન અનિષ્ટનિવૃત્તિ વિગેરે તો અવાંતર પ્રયોજન છે. 'સુખરૂપ મારા સ્વરૂપનો' સપ્રકાર બોધ આપી પરમપ્રાપ્યરૂપ મારૂં સ્વરૂપ પમાડવારૂપ પરમ મોક્ષ કરાવવો' એજ મારા અવતારનું મુખ્ય પ્રયોજન છે. એમ હરિવાકયસુધાસિંધુમાં મધ્ય ૧૩ 'एतां बोधयितुं सम्यक् ममैवेदं जनुर्नृषु' આ વાકયથી શ્રીહરિ જ કહે છે.

સંસારરૂપ અનિષ્ટની નિવૃત્તિ કરાવી પ્રત્યક્ષ સ્વસ્વરૂપ રૂપ ઇષ્ટિની પ્રાપ્ત કરાવા રૂપ સ્વોપદેશનું પ્રયોજન તત્રતત્ર વર્ણવ્યું છે તે આ નીચેનાં શ્રીહરિવાકયોથી સ્પષ્ટ સમજાય છે–મધ્ય ૧૩ 'આ સર્વે સંત તથા હરિભકત છે તેમાંથી એ વાત કોઈને સમજાઈ જાય તો તેના જીવનું રૂડું થાય તે સારુ વાત કરીએ છીએ...અને જ્યારે એ સ્વરૂપ જેને જાણ્યામાં આવે તેને જેમ અમને કોઈ વિષયસંબન્ધી સુખમાં આસકિત નથી તેમ તે પુરુષને પણ કયાંઈ આસકિત રહેજ નહિ અને તે સ્વરૂપને તો તમે પણ દેખોછો પણ તમારા સમજ્યામાં પરિપૂર્ણ આવતું નથી અને જ્યારે એ વાર્તા સમજ્યામાં આવશે ત્યારે પંચ વિષય કે કામ ક્રોધાદિક સ્વભાવ તે જીત્યામાં પ્રયાસ થશે નહિ. સહજે જીતાઈ જશે...અને જ્યારે એવું ભગવાનનું સ્વરૂપ છે તે દૃઢ કરીને સમજશો ત્યારે તમને કોઈ પ્રકારનું વિઘ્ન કલ્યાણના માર્ગમાં નહિ થાય. અને એ ભગવાનના સ્વરૂપની દૃઢતા વિના તો ગમે તેટલો ત્યાગ રાખો ને ગમે તેટલા ઉપવાસ કરો પણ કોઈ રીતે વાંધો ભાગશે નહિ...માટે દેહ છતેજ જે પ્રકારે આવું રહસ્ય સમજાય તેવો ઉપાય કરવો. કોઈ રીતે આ વાત સમજાય તો બહુ સારું

થાય...જે તેજને વિષે મૂર્તિ છે તેજ આ પ્રત્યક્ષ મહારાજ છે એમ જાણજ્યો...એમ જાણશો તો પણ તમારે મારે વિષે હેત રહેશે તેણે કરીને તમારું પરમ કલ્યાણ થશે અને આ વાતને નિત્ય નવી ને નવી રાખજ્યો પણ ગાફલપણે કરીને વિસારી દેશો માં...અને જે જે ભગવાનની વાત કરો તે તે વાતને વિષે આ વાતનું બીજ લાવજ્યો એમ અમારી આજ્ઞા છે અને આ વાર્તા તો એવી જીવનદોર છે જે દેહ રહે ત્યાંસુધી પણ નિત્ય પ્રત્યે કરવી અને દેહ મૂકીને ભાગવતી તનુએ કરીને પણ આજ વાર્તા કરવી છે અને આ જે અમે તમને વાત કહી તે સર્વ શાસ્ત્રનો સિદ્ધાંત છે' પં૦ ૬ 'એવી રીતે ઉપાસનાની દઢતા ભગવાનને વિષે રાખશો તો કદાચિત્ કાંઈક અવળું વર્તાઈ જશે તો પણ અંતે કલ્યાણ થશે' પં૦ ૭ 'આવી રીતે જેને પ્રત્યક્ષ ભગવાનના સ્વરૂપની દઢ ઉપાસના હોય તેને... કાંઈ અવળું વર્તાઈ જાય તો પણ તેનું કલ્યાણ થાય...ભગવાનને જાણ્યામાં સંશય હોય...તેનું કલ્યાણ થવું અતિ કઠિન છે' લો૦ ૧૮ 'અને આ જે વાત છે તે સૂઝે તો આજ સમજો તો એટલી સમજવી છે અને સૂઝે તો સો વર્ષે કરીને સમજો તો પણ એટલી સમજવી છે અને આ વાત સમજીને એની દઢતાની ગાંઠ પડ્યા વિના છૂટકો નથી. માટે આ અમારી વાત છે તે સર્વે હરિભકતને યાદ રાખીને પરસ્પર કરવી' પ્ર૦ ૧ 'ભગવાનની મૂર્તિ છે તે તો ચિંતામણી તુલ્ય છે...અને તેથી કોઈ મોટી પ્રાપ્તિ પણ નથી' પ્ર૦ ૩૧ 'અક્ષરાતીત એવા જે ભગવાન્ પુરુષોત્તમ તે અમને પ્રત્યક્ષ મળ્યા છે અને અમે કૃતાર્થ થયા છીએ' પં૦ ૧ 'સંપૂર્ણ સુખ તો ભગવાનને સમીપે રહ્યું છે' અં૦ ૨ 'પરમેશ્વરને સર્વ પ્રકારે સુખના સિંધુ જાણે છે...દેહ મુકીને જેને પામવા હતા તે તો દેહ છતેજ મળ્યા છે માટે પરમપદ કહીએ મોક્ષ કહીએ તેને છતે દેહજ પામ્યો છે' પ્ર૦ ૭૭ 'ભગવાન મળ્યા પછી જેના મનમાં એમ રહેતું હોય જે જ્યારે અક્ષરાદિક ધામ દેખીશું અથવા કોટિકોટિ સૂર્યનો પ્રકાશ દેખીશું ત્યારે આપણું કલ્યાણ થયું, એવી સમજણવાળાને તો યથાર્થભગવાનનો નિશ્ચય નથી' મધ્ય૦ ૮ 'પ્રત્યક્ષ ભગવાનની પ્રાપ્તિ તેજ પરમ પદ છે' અંત્ય૦ ૧૩ 'આપણે તો ભગવાન થકી કાંઈ અધિક નથી' અંત્ય ૧૪ 'પરમેશ્વર થકી તો બીજું કાંઈ સાર વસ્તુ નથી...ભગવાન્ સર્વ સુખના નિધિ છે' અંત્ય ૨૭ 'અલૌકિક સુખમય એવી જે ભગવાનની દિવ્ય મૂર્તિ' અંત્ય ૨૮ 'સર્વ સુખમય મૂર્તિતો એક ભગવાન જ છે' મધ્ય ૪૫'જે જે મારા કહેવાઓ છો તેમાં મારે એક તલમાત્ર કસર રહેવા દેવી નથી...તેના હૃદયમાં કોઈ જાતની વાસના તથા કોઈ જાતનો અયોગ્ય સ્વભાવ તે રહેવા દેવો નથી અને એ સર્વ માયિક ઉપાધિ થકી રહિત સત્તામાત્ર એવો જે આત્મા તે રૂપે થઈને ભગવાનની ભકિત કરો એવા સર્વને કરવા છે પણ કોઈ જાતનો માયાનો ગુણ રહેવા દેવો નથી' ઈત્યાદિ. એવી રીતે આ પ્રબન્ધનું પ્રયોજન સમજાય છે.

**અધિકારી—**

'આ પ્રબન્ધના શ્રવણાદિકમાં અને તદુક્ત અર્થોના અનુષ્ઠાનમાં કેવા લક્ષણ-વાળો અધિકારી હોઈ શકે' આ એક વિચાર હવે પ્રાપ્ત થાય છે. અધિકારિપરત્વે

શાસ્ત્રો જુદા જુદા અનેક ગુણો વર્ણવે છે, પરંતુ સાર તો એટલોજ જણાય છે કે–**મુમુક્ષુતા** એજ પ્રથમ અધિકારસંપાદનમાં પર્યાપ્ત સુગુણ છે. અધ્યાત્માદિ ત્રિવિધ તાપથી મુક્ત થઈને નિરવધિકાતિશય બ્રહ્માનંદ પામવાની ઈચ્છાને **મુમુક્ષા** કહે છે. કર્મ અને કર્મપ્રાપ્ય સ્વર્ગાદિ લોક અને ભોગની ક્ષયિષ્ણુતાનો વિચાર કરવાથી અને ભગવદાનંદની નિરતિશયતાનો વિચાર કરવાથી જેને મોક્ષની અભિલાષા થાય એજ બ્રહ્મવિદ્યાનો **અધિકારી** થઈ શકે છે. અધિકારપરત્વે ઉપનિષદાદિકમાં નિર્વેદ શમ દમ શ્રદ્ધા બ્રહ્મચર્ય ગુરુપ્રપત્તિ ગુરુસેવા ગુરુવચનવિશ્વાસ નિર્માન અનસૂયા પ્રણિપાત ગુરુમાં દેવબુદ્ધિ વિગેરે બીજા પણ ગુણો વર્ણવ્યા છે અને અનધિકારપરત્વે દોષો પણ વર્ણવ્યા છે : तद्यथेह कर्मचितो लोकः क्षीयते एवमेवामुत्र पुण्यचितो लोकः क्षीयते' 'अन्तवदेवास्य तद्भवति' 'क्षीणे पुण्ये मर्त्यलोकं विशन्ति' 'परीक्ष्य लोकान् कर्मचितान् ब्राह्मणो निर्वेदमायात् नास्त्यकृतः कृतेन तद्विज्ञानार्थं स गुरुमेवाभिगच्छेत्समित्पाणिः...तस्मै स विद्वानुपसन्नाय सम्यक्प्रशान्तचित्ताय शमान्विताय...प्रोवाच तां तत्त्वतो ब्रह्मविद्याम्' 'आचार्यदेवो भव' 'यस्य देवे परा भक्तिर्यथा देवे तथा गुरौ' 'तपसा ब्रह्मचर्येण श्रद्धया संवत्सरं संवत्स्यथ' 'द्वादश सवत्सरं ब्रह्मचर्यं चर पश्चात्ते उपदिशामि' 'आचार्योपासनं चैव' 'शिष्यस्तेऽहं शाधि मां त्वां प्रपन्नम्' 'तद्विद्धि प्रणिपातेन परिप्रश्नेन सेवया' 'शुश्रूषमाण आचार्यं संदोपासीत नीचवत्' 'एतत्सर्वं गुरौ भक्त्या पुरुषो ह्यञ्जसा जयेत्' 'अमाययाऽनुवृत्त्या' 'यस्यात्मबुद्धिः' 'आचार्यस्य प्रसादेन मम सर्वमभीप्सितम्। प्राप्नुयामिति यस्यास्ति विश्वासः स सुखी भवेत्' 'तथा गुरुगतां विद्यां शुश्रूषुरधिगच्छति' 'नोद्धवोऽण्वपि मन्न्यूनो यद् गुणैर्नार्दितः प्रभुः। अतो मद्वयुनं लोकं ग्राहयन्निह तिष्ठतु' 'आचार्यं मां विजानीयात्' 'विद्या ह वै ब्राह्मणमाजगाम गोपाय मा शेवधिष्टेऽहमस्मि। असूयकायानृजवेऽव्रताय न मां ब्रूया वीर्यवती तथा स्याम्' 'इदं ते नातपस्काय नाभक्ताय कदाचन। न चाशुश्रूषवे वाच्यं नच मां योऽभ्यसूयति॥' 'युक्ताय सम्पदा दैव्या दातव्येयं तु पत्रिका। आसुर्या सम्पदाढ्याय पुंसे देया न कर्हिचित्॥' ઇત્યાદિ. ઉપરના વચનાર્થને અનુસારે અભિયુક્તકૃત સંગ્રહ છે કે–'सद्बुद्धिः साधुसेवी समुचितचरितस्तत्त्वबोधाभिलाषी शुश्रूषुस्त्यक्तमानः प्रणिपतनपरः प्रश्नकालप्रतीक्षः। शान्तो दान्तोऽनसूयः शरणमुपगतः शास्त्रविश्वासशाली शिष्यः प्राप्तः परीक्षां कृतविदभिमतां तत्त्वतः शिक्षणीयः॥' ઇતિ.

ઉપરના વચનોમાં વર્ણવેલા સર્વ ગુણો શ્રીહરિએ સ્વોપદેશના અધિકારિપરત્વે આ નિબન્ધમાં સવિવેચન વર્ણવ્યા છે—લોયા ૯ 'પિંડ બ્રહ્માંડ સર્વ પદાર્થને કાળનું ભક્ષ્ય જાણે' મધ્ય ૨૪ 'ભગવાનનું જે અક્ષર ધામ ને તે ધામનેવિષે રહી જે ભગવાનની મૂર્તિ ને તે ધામને વિષે રહ્યા એવા જે ભગવાનના ભક્ત, તે વિના જે જે લોક છે ને તે લોકને વિષે રહ્યા એવા જે દેવ છે ને તે દેવના જે વૈભવ છે તે સર્વે નાશવંત છે એમ જાણીને...દુઃખે સહિત એવાં જે સુખ તે થકી

વૈરાગ્યને પામીને' **(આથી નિર્વેદ કહ્યો)** લોયા ૯ 'જે ધર્મ છે તે તો કાચી બુદ્ધિ હોય ને પ્રથમ જ કર્મકાંડરૂપ જે સ્મૃતિઓ તેનું શ્રવણ કરે તો ઉપજે અને જ્યારે ધર્મને વિષે દૃઢતા થાય ત્યાર પછી ઉપાસનાના ગ્રંથનું શ્રવણ કરે ત્યારે એને જ્ઞાન ભક્તિ વૈરાગ્ય એ ત્રણે ઉપજે' (अथातो ब्रह्मजिज्ञासा' આ સૂત્રનો અર્થ છે, જેણે કર્મવિચાર કર્યો હોય તેને જ બ્રહ્મવિચારનો અધિકાર છે.) લોયા ૩ 'જેમ કહે તેમ કરે, તે ઉપર પોતાની વાત કરી...સ્વામીએ ભુજનગરથી કહી મોકલ્યું જે જો સત્સંગમાં રહ્યાનો ખપ હોય તો થાંભલાને બાથ લઈને પણ રહેવું પડશે. એમ મયારામ ભટ્ટે આવીને કહ્યું ત્યારે અમે થાંભલાને બાથ લીધી, ત્યાર પછી તેમણે કહ્યું જે મુક્તાનંદસ્વામીની આજ્ઞામાં રહો, પછી અમે સ્વામીનાં દર્શન થયા મોર નવ મહિના સુધી મુક્તાનંદસ્વામીની આજ્ઞામાં રહ્યા' અંત્ય ૨૭ 'મુક્તાનંદ સ્વામીની આજ્ઞાને અનુસારે વર્ત્યા, પણ અમારા મનનું ગમતું કાંઈ ન કર્યું' **(આથી ગુરુની અનુવૃત્તિ પાળવારૂપ શિષ્યધર્મ કહ્યો)** પ્ર૦ ૬૭ 'જેને આ લોકના સુખમાં ઇચ્છા નથી એવા સત્પુરુષ છે તેને વિષે દેવની બુદ્ધિ રાખે અને જે વચન કહે તે સત્ય માને અને તે પ્રમાણે વર્તે તો એ સત્પુરુષના ગુણ હોય તે મુમુક્ષુમાં આવે' અંત્ય ૨ 'અને બ્રહ્માદિકને પણ દુર્લભ એવો જે આ **સત્સંગ** તેમાં આવીને પરમેશ્વર વિના જેને બીજા પદાર્થમાં હેત રહે છે તેનું કારણ એ છે જે જેવી એ જીવને પરોક્ષને વિષે પ્રતીતિ છે તેવી પ્રત્યક્ષને વિષે દૃઢપણે પ્રતીતિ થતી નથી. તે શ્રુતિમાં કહ્યું છે જે-'જેવી પરોક્ષ દેવને વિષે જીવને પ્રતીતિ છે તેવી જો પ્રત્યક્ષ ગુરુરૂપ હરિને વિષે આવે તો જેટલા અર્થ પ્રાપ્ત થવાના કહ્યા છે તેટલા સર્વે અર્થ તેને પ્રાપ્ત થાય છે' **(આથી ગુરુદેવતાબુદ્ધિ કહી)** પ્ર૦ ૭૩ 'કોઈ અમને સાચો થઈને મન અર્પે અને લેશમાત્ર, અંતરાય રાખે નહિ...અને જેણે મન ન અર્પ્યું હોય તેને તો ઉપદેશ કરતાં પણ બીક લાગે જે શું જાણીએ સવળું સમજશે કે અવળું સમજશે.' પ્ર૦ ૭૬ 'અને ગમે તેવાં વચનના ભીડામાં લઈએ અને એનું ગમતું મુકાવીને અમારા ગમતામાં રાખીએ તો પણ કોઈ રીતે દેહપર્યંત મુંઝાય નહિ...એવા હરિભક્ત ઉપર અમારે વગર કર્યું સહજે જ હેત થાય છે' અંત્ય ૨૪ 'અને જેનો જે સ્વભાવ હોય તેને ઉપર વારંવાર અમે કઠણ વચનના ડંક માર્યા હોય ને કચવાવ્યો હોય તો પણ કોઈ રીતે પાછો ન પડ્યો હોય તે ઉપરતો અમારે એવું હેત રહે છે જે જાગ્રત્ સ્વપ્નમાં સંભાર્યા વિના તે હેત એમનું એમ રહ્યું જાય છે ને ગમે તેમ થાય પણ તે હેત ટળતું નથી' અંત્ય ૨૩ 'અને શિક્ષાને અર્થે ભગવાન્ ને ભગવાનના ભક્ત પોતાને વઢે ત્યારે પણ એમ વિચારવું જે મારાં મોટાં ભાગ્ય જે મને ભગવાન ને ભગવાનના ભક્ત વઢ્યા, જેણે કરીને મારામાં અવગુણ હશે તે જશે, એવી રીતે વઢે તો પણ રાજી રહેવું પણ વઢે ત્યારે મનમાં શોક ન કરવો ને કચવાવું નહિ' પ્ર૦ ૧૫ 'ભગવાન્ તથા સંત તે મને જે જે વચન કહેશે તેમજ મારે કરવું છે...આટલું વચન મારાથી મનાશે અને આટલું વચન નહિ મનાય એવું વચન તો ભૂલ્યે પણ ન કહે' પ્ર૦ ૧૬ 'અને ભગવાન્ અને સંત

તે જે જે વચન કહે તેને પરમ સત્ય કરીને માને, પણ તે વચનમાં સંશય કરે નહિ' **(આથી વિશ્વાસાદિ કહ્યું)** પ્ર૦ ૭૮ 'આ તો કૃતઘ્ની નથી, જેની પાસે ચાર અક્ષર ભણ્યો છે તેનો ગુણ મુકતો નથી' સા૦ ૧૦ 'અને જેને આવી સમજણ તો આવી શકે નહિ ને જો તે સંતના સમાગમમાં પડ્યો રહે ને તે સંત નિત્ય પાંચ ખાસડાં મારે તો પણ તે અપમાનનું સહન કરે ને સંતનો સમાગમ મુકી શકે નહિ, જેમ અફીણનો બંધાણી હોય વિગેરે' કા૦ ૬ 'શ્રીમદ્‌ભાગવતને વિષે નિર્મત્સર એવા જે સંત તે જ ભાગવત ધર્મના અધિકારી કહ્યા છે' કા૦ ૧૨ 'આવી રીતની વાતમાં વિશ્વાસ રાખીને પ્રીતિએ કરીને સાંભળે તો તેના સર્વે વિકાર ટળી જાય છે...આવી રીતની વાતને આસ્તિક થઈને શ્રદ્ધાએ સહિત સાંભળે તો' લો૦ ૮ 'જેના સંત વખાણ કરે છે તેને જ શ્રદ્ધા છે...ને સંતનો વિશ્વાસ છે માટે એ વધી ગયો' લો૦ ૧૦ 'તથા જે વિશ્વાસી હોય, કહેતાં એમ સમજતો હોય જે આવા મોટા સંત તથા ભગવાન્ જે વાત કરે છે તે એમજ છે પણ એમાં કાંઈ સંશય નથી...એમ સમજીને તે ભગવાન્ તથા સંત જેમ કહે તેમ કરવા લાગે એ એ જણજ સુખીયા છે.' લોયા ૧૨ 'જ્યારે મુમુક્ષુ પ્રથમ ગુરુ પાસે આવે ત્યારે ..પોતાની જે શ્રદ્ધા તેનું જે મંદ તીક્ષ્ણપણું...જો શ્રોતાને ઉત્કૃષ્ટ શ્રદ્ધા ઉપજે તથા રૂડા દેશાદિક પ્રાપ્ત થાય' મધ્ય ૬ 'વ્યાસ વાલ્મિક ઇત્યાદિક જે મોટા પુરુષ તેના વચનનો જેને વિશ્વાસ નથી તેને **નાસ્તિક** જાણવો' મધ્ય ૨૬ 'એ રીત તો સર્વ ઠેકાણે છે. જે ચાકર હોય અથવા શિષ્ય હોય તેને રાજા હોય તથા ગુરુ હોય તે જેમ વઢીને કહેવા માંડે તેમાં જો સવળું લેતો જાય તો તે ઉપર રાજા તથા ગુરુને અતિશય હેત થાય છે અને શિખામણની વાત કહે ને અવળુ લે તો તે ઉપર હેત થતું નથી **(આથી શ્રદ્ધા આસ્તા વિશ્વાસ મુમુક્ષુતા વિગેરે શિષ્યગુણો કહ્યા)** મધ્ય ૩૭ 'સ્વભાવ મુકાવ્યા સારૂ જે સત્પુરુષ ઉપદેશ કરતા હોય તેના વચનને વિષે અતિશય વિશ્વાસ હોય અને ઉપદેશના કરનારાની ઉપર સાંભળનારાને અતિ-શય પ્રીતિ હોય અને ઉપદેશનો કરનારો હોય તે ગમે તેટલાં દુઃખવીને કઠણ વચન કહે તો પણ તેને હિતકારી જ માનતો જાય' મધ્ય ૪૭ 'સત્પુરુષ હોય તે વિષયનું ખંડન કરતા હોય ત્યારે મુમુક્ષુ હોય તેને મનમાં દુઃખાઈ જવું નહિ...અને સાધુ જેમ વઢીને કહે તેમ ગુણ લેવો પણ અવગુણ લેવો નહિ, તે મુકતાનંદસ્વામીના કીર્તનમાં કહ્યું છે જે **'શૂળી ઉપર શયન કરાવે તોય સાધુને સંગે રહીએ રે'** મધ્ય ૫૪ 'જેને ભગવાનના સંતને વિષે આત્મબુદ્ધિ છે...એ વાર્તા ભાગવતમાં કહી છે–'यस्यात्मबुद्धिः' અમ૦ ૩ 'ભગવાનને ભગવાનના સંતની સેવા ચાકરી દર્શન કરવું તેમાં અતિશય વેગવાન્ શ્રદ્ધા વર્તતી હોય...જે સેવક માની હશે તે તો કોઈને નહિ ગમતો હોય...અને ધણીનો રાજીપો તો જેવો નિર્માની સેવક ઉપર હોય એવો માની ઉપર ન હોય, માટે ધણીનું ગમતું કરે તેજ સેવક સાચો' **(આથી નિર્માનાદિ ગુણો કહ્યા)** અંત્ય ૩૯ અને આ જે બે પ્રકારે વાર્તા છે તેને દૈવી જીવ સાંભળે

ત્યારે તેના હૃદયમાં લાગીને રગરગમાં પ્રવર્તી જાય અને જે આસુરી જીવ હોય ને તે સાંભળે ત્યારે તેને તો કાનથી બહાર જ નીકળી જાય પણ હૃદયમાં ઉતરે નહિ, જેમ શ્વાન હોય ને તે ખીર ખાય તે તેના પેટમાં રહેજ નહિ વમન થઈ જાય ને ખીર જેવું કોઈ ભોજન સરસ ન કહેવાય તો પણ તે શ્વાનના પેટમાં રહીને રગરગમાં પ્રવર્તે નહિ અને તે ખીરને માણસ ખાય ત્યારે તેને પેટમાં રહે ને રગરગમાં પ્રવર્તે ને બહુ સુખ થાય, તેમ શ્વાન જેવો જે **આસુરી** જીવ તેના હૃદયમાં તો આ વાત પેસે નહિ ને માણસ જેવો જે **દૈવી** જીવ તેના હૃદયમાં ઉતરે ને રગરગમાં વ્યાપી જાય' (ગીતામાં 'अभयं सत्त्वसंशुद्धिः' 'दम्भो दर्पोऽभिमानश्च' ઇત્યાદિ વચનથી દૈવી-આસુરી સંપત્તિ કહી છે) આ રીતે આ પ્રબન્ધના અધિકારીના **દૈવી સંપત્તિ** વિગેરે ઘણા ગુણો શ્રીમુખે વર્ણવ્યા છે.

**ગુરુની આવશ્યકતા—**

આ પ્રસંગે આ પણ એક વિચાર કરવા જેવો છે. આ વિચાર આમાં શ્રીહરિએ પણ કરેલો જણાય છે. શાસ્ત્રો પોતે જ્ઞાનજનક છે પરંતુ તે ગુરુના ઉપદેશરૂપ સંસ્કારની અપેક્ષા રાખે છે. સદ્‌ગુરુદ્વારા મેળવેલું જ્ઞાન જ મુમુક્ષુને ઉપકારક થાય છે. માટે જ જ્ઞાન માટે ગુરુની આવશ્યકતા શાસ્ત્ર જ કહે છે **'ગુરુ વિના જ્ઞાન નહિ'** એવી અભિયુકિત પણ છે, ઉપનિષદાદિકમાં ઘણી આખ્યાયિકાઓ અને સદાચારો પણ મળી આવે છે. માટે જ શ્રીહરિ આ નિબન્ધમાં તત્ર તત્ર જ્ઞાન માટે ગુરુની મુખ્ય આવશ્યકતા કહે છે. વ૦ ૧૮ 'અને તમારો સર્વેનો **આચાર્ય ને ગુરુ ને ઉપદેષ્ટા** એવો જે હું' ઇત્યાદિ સ્વમુખશબ્દથી શિષ્યોને પોતામાં ગુરુબુદ્ધિ સુદૃઢ કરવાનું પ્રથમ વિધાન કરે છે. આ અર્થને કહેનારાં ઘણાં વચનો છે-પં૦ ૨ 'અમારા જેવા મોટા પાસેથી શીખે ત્યારે આવડે, નહિ તો શાસ્ત્રને ભણે સાંભળે પણ આવડે નહિ' મધ્ય૦ ૧૩ 'અને આવી ભગવત્ સ્વરૂપ સંબન્ધી જે વાર્તા તે તો શાસ્ત્રમાંથી પણ પોતાની મેળે સમજાય નહિ અને સદ્‌ગ્રંથોમાં આવી વાર્તા હોય પણ જ્યારે સત્પુરુષ પ્રગટ થાય છે. ત્યારે તેમના મુખ થકીજ વાત સમજ્યામાં આવે છે.' પ્ર૦ ૬૦ 'અને આવી રીતનો જે એકાંતિક ધર્મ તે તો જે એવા નિર્વાસનિક પુરુષ હોય અને જેને ભગવાનને વિષે સ્થિતિ થઈ હોય તેને વચને કરીને જ પમાય પણ ગ્રંથમાં લખી રાખ્યો હોય તેણે કરીને નથી પમાતો.' પ્ર૦ ૬૬ 'અને શાસ્ત્રમાં જે શબ્દ છે તે એકાંતિક ભકત વિના સમજાતા નથી' લોયા ૯ 'અને જ્ઞાન તો એમ થાય જે...ઇત્યાદિ ગ્રંથનું સદ્‌ગુરુ થકી શ્રવણ કરે' લોયા ૧૨ 'ઉત્કૃષ્ટ જ્ઞાનવાળો વક્તા મળે' ઇત્યાદિ. **(આથી જ્ઞાન માટે પણ શ્રોત્રિય બ્રહ્મનિષ્ઠ ગુરુની પ્રથમ આવશ્યકતા કહી)** ઉપરના અર્થને પ્રતિપાદન કરનારાં શાસ્ત્ર વચનો પણ છે 'तद्विज्ञानार्थं स गुरुमेवाभिगच्छेत्' 'आचार्यवान् पुरुषो वेद' 'आचार्याद्धैव विद्या विदिता साधिष्ठं प्रापयति' 'पुस्तकप्रत्ययाधीतं नाधीतं गुरुसन्निधौ। भ्राजते न सभामध्ये जारगर्भ इव स्त्रियाः॥' 'तस्माद्गुरुं प्रपद्येत जिज्ञासुः श्रेय उत्तमम्' 'ज्ञानं च नैगमं

प्रोक्तं गुरुशिष्यप्रयोजनम् ॥ निमित्तानि च तस्येह प्रोक्तान्यनघ! सूरिभिः' 'स्वतो ज्ञानं कुतः पुंसां भक्तिर्वैराग्यमेव वा' ઇત્યાદિ. આ જોતાં સિદ્ધ થયું કે જ્ઞાન માટે ગુરુની પ્રથમ આવશ્યકતા છે.

જ્ઞાન પણ સુસ્થિર કરવા માટે અનેક ગુરુ થકી શ્રવણ કરવાનું શાસ્ત્રો કહે છે– 'नह्येकस्माद्गुरोर्ज्ञान सुस्थिरं स्यात्सुपुष्कलम् । ब्रह्मैतदद्वितीयं वै गीयते बहुधर्षिभिः' 'सन्ति मे गुरवो राजन् बहवो बुद्ध्युपाश्रिताः' ઇત્યાદિ. એવા હેતુથી જ શ્રીહરિ પણ ઘણે સ્થળે સ્વોપદેશના શ્રવણ વિધાન સાથે 'સત્પુરુષો થકી ઉપદેશ શ્રવણ કરવો અને સમાગમ કરવો' એમ વારે વારે કહે છે. અને પોતે પણ સ્વભક્તશિક્ષાર્થે મુનિ દત્તાત્રેયની પેઠે કરેલા અનેક ગુરુઓ પણ કહી બતાવ્યા છે. માટે સુસિદ્ધ થાય છે કે અનેક ગુરુઓ થકી પણ શ્રવણ કરીને તે જ્ઞાનને **સુસ્થિર** કરવું.

જ્ઞાન પણ ગુરુપરંપરા પ્રાપ્ત હોય એજ અર્થકર થાય છે. આ કારણથી જ ઉપનિષદાદિકમાં જ્ઞાનપ્રદાનના આરંભમાં કે અંતમાં **ગુરુપરંપરા** કહેવામાં આવે છે– 'स ब्रह्मविद्यां सर्वविद्याप्रतिष्ठामथर्वाय ज्येष्ठपुत्राय प्राह...अथर्वा तां पुरोवाचाङ्गिरसे' 'स चाचार्यवंशो ज्ञेयो भवत्याचार्याणामसावसावित्याभगवत्तः' 'धर्मार्थकाममोक्षाणामालयः साम्प्रदायिकः सप्रदायविहीना ये मन्त्रास्ते निष्फला मताः ॥' ઇત્યાદિ. આ પદ્ધતિથી ભગવાન શ્રીકૃષ્ણ પણ 'इमं विवस्वते योगं प्रोक्तवानहमव्ययम् । विवस्वान् मनवे प्राह मनुरिक्ष्वाकवेऽब्रवीत् ॥ एवं परंपराप्राप्तमिमं राजर्षयो विदुः ॥' એમ ગીતામાં કહે છે. માટે જ શ્રીહરિએ વ૦ ૧૮ વચનામૃતમાં સમસ્ત સમાશ્રિતોને **ગુરુપરંપરા** જાણવાની આવશ્યકતા સકારણ કહી છે. ગુરુપરંપરા પ્રાપ્ત સદુપદેશનેજ **'સંપ્રદાય'** શબ્દથી કહેવામાં આવે છે. અંત્ય ૩ 'એને જો શુદ્ધ સંપ્રદાયે કરીને ભગવાનનું જ્ઞાન પ્રાપ્ત થયું હોય.' એમ શુદ્ધ સંપ્રદાયથી જ્ઞાન મેળવવાનું જણાવે છે.

## ગુરુનાં લક્ષણો—

જ્ઞાન માટે કેવા ગુરુ કરવા તેનો પણ સુવિવેક 'श्रोत्रियं ब्रह्मनिष्ठं' એમ શ્રુતિએજ પ્રદર્શાવ્યો છે. ભલે શ્રોત્રિય હોય પણ જો રુચિભેદથી બ્રહ્મનિષ્ઠ ન હોય તો તે ગુરુ કરવા યોગ્ય નથી. એમજ બ્રહ્મનિષ્ઠ હોય પણ જો શ્રોત્રિય ન હોય તો શિષ્યના સંશયો ન ટાળી શકનાર હોવાથી ગુરુ કરવા યોગ્ય નથી. એક બીજાની અપેક્ષા હોવાથી બન્ને ગુણો જોઈએ. શ્રોત્રિય એટલે શ્રુતવેદાંત અને બ્રહ્મનિષ્ઠ એટલે પરમાત્માના સાક્ષાત્કારવાળા. માટે જ 'शाब्दे परे च निष्णातं ब्रह्मण्युपशमाश्रयम्' એમ બન્ને ગુણોને કહે છે. આ અર્થ ગીતામાં 'उपदेक्ष्यन्ति ते ज्ञानं ज्ञानिनस्तत्त्वदर्शिनः' એમ **જ્ઞાની** તથા **તત્ત્વદર્શી** પદથી સૂચવ્યો છે. 'शब्दब्रह्मणि निष्णातो न निष्णायात्परे यदि । श्रमस्तस्य श्रमफलो ह्यधेनुमिव रक्षतः' એમ શ્રોત્રિય હોઈને જો બ્રહ્મનિષ્ઠ ન હોય તો તેના શ્રુતની નિષ્ફળતા કહે છે.હ. વા. સિંધુમાં 'सम्यक् ज्ञानादिसम्पन्नाद्गुरोश्चोपशमस्थितेः । प्राप्यं ज्ञानं भगवत इष्टसिद्धिर्भवेत्ततः' એમ બન્ને ગુણોને શ્રીહરિ કહે છે. આ ઉપરથી

એ અર્થ સિદ્ધ થયો, કે બન્ને–લક્ષણવાળા ગુરુ જ્ઞાન માટે કરવા. 'તમારો સર્વેનો આચાર્ય અને ગુરુ આ ૧૦૧૮ માં કહેલો **આચાર્ય** શબ્દ અને **ગુરુ** શબ્દની નિરુક્તિ– 'आचिनोति हि शास्त्रार्थान् आचारे स्थापयत्यपि । स्वयमाचरते यस्मादाचार्यस्तेन चोच्यते ॥' 'गुकारस्त्वन्धकारः स्यात् रुकारस्तन्निरोधकः । अन्धकारनिरोधित्वात् गुरुरित्यभिधीयते ॥' આ રીતે કરી છે. ગુરુના બીજા પણ કેટલાક ગુણો કહ્યા છે–'जितेन्द्रियः शुचिर्दक्षः सर्वाङ्गो धर्मसंस्थितः । कर्मणा मनसा वाचा भीतेष्वभयदो गुरुः' 'गुरवो दीनवत्सलाः' 'गुरवो हि दयालवः' 'को गुरुरधिगततत्त्वः शिष्यहितायोद्यतः सततम्' ઇત્યાદિ. આ બધા ગ્રાહ્ય ગુરુગુણોનો સંગ્રહ એક અભિયુક્તિમાં–'सिद्धं सत्सम्प्रदाये स्थिरधियमनघं श्रोत्रियं ब्रह्मनिष्ठं सत्वस्थं सत्यवाचं समयनियततया साधुवृत्त्या समेतम् ॥ दम्भासूयादिमुक्तं जितविषयगणं दीर्घबन्धुं दयालुं स्खालित्ये शासितारं स्वपरहितपरं देशिकं भूष्णुरीप्सेत् ॥' આ રીતે કર્યો છે.

કેવા ગુરુ ન કરવા એનો પણ વિવેક બતાવ્યો છે 'भिन्ननावाश्रितस्तब्धो यथा पारं न गच्छति । ज्ञानहीनं गुरुं प्राप्य कुतो मोक्षमवाप्नुयात्' 'न शिला तारयेच्छिलाम्' 'महाकुलप्रसूतोऽपि सर्वयज्ञेषु दीक्षितः । सहस्रशाखाध्यायी च न गुरुः स्यादवैष्णवः 'संपन्नो ज्ञानभक्तिभ्यां स्वधर्मरहितस्तु यः । स गुरुर्नैव कर्तव्यः स्त्रीहतात्मा च कर्हिचित्' प्राप्ता स्त्रैणाद्गुरोर्दीक्षा ज्ञानं भक्तिश्च कर्हिचित् । फलेन्नैव यथाऽपत्यं युवतिः षण्ढसङ्गिनी' 'गुरोरप्यवलिप्तस्य कार्याकार्यमजानतः । उत्पथं प्रतिपन्नस्य परित्यागो विधीयते' ઇત્યાદિ. **(આથી જ્ઞાનહીન, અવૈષ્ણવ, સ્વધર્મરહિત, સ્ત્રીલંપટને ગુરુ નહી કરવાનું કહેવા પૂર્વક તેવાનો ત્યાગ પણ કરવાનો જણાવ્યો છે.)** ઉપરનાં વચનોમાં વર્ણવેલા સમસ્ત ગુરુગુણો શ્રીહરિએ પ્રથમ પોતામાં જ ગુરુભાવ જણાવીને સ્વવૃત્તાંતથી જ બતાવ્યા છે અને પ્રસંગે પ્રસંગે તેનું વિવેચન પણ કર્યું છે. તત્ત્વબોધ લેવા યોગ્ય અને સમાગમ કરવા યોગ્ય એવા સત્પુરુષનાં લક્ષણો અને અસત્પુરુષનાં અપલક્ષણો પણ બતાવ્યા છે. પ્ર૦ ૨૯ 'અને સંગ પણ પ્રભુના ભક્ત અને પંચ વર્તમાને યુક્ત એવા જે બ્રહ્મવેત્તા સાધુ તેનો કરવો. **(આથી બ્રહ્મનિષ્ઠતા કહી)** પ્ર૦ ૩૮ 'અને તેના ઘાટ ટાળ્યામાં કેવી ચાડ હોય તો જેમ પોતાના ઘાટને ટાળ્યાની ચાડ હોય તેવી ચાડ હોય એવા આગળ કહેવો' પ્ર૦ ૬૭ 'અને જે તેનો સંગ કરે તેનું પણ એવીજ જાતનું હિત કરે જે આ મારો સંગી છે તેને સંસારની વાસના તૂટી જાય અને ભગવાનને વિષે પ્રીતિ થાય તો ઘણું સારૂં છે.' **(આથી સ્વપરહિતપરતા કહી)** પ્ર૦ ૭૩ 'અને જે બુદ્ધિમાન છે તે તો અમારે સમીપે રહીને અમારી સર્વે પ્રકૃતિને જાણે છે જે જેટલાં સંસારમ મોહ ઉપજાવનારાં પદાર્થ ધન સ્ત્રી અલંકારાદિક તથા ખાન પાનાદિક છે તે કોઇમાં મહારાજને હેત નથી અને મહારાજ તો સર્વ થકી ઉદાસી છે અને કોઇકને દયા કરીને પાસે બેસવા દે છે કે જ્ઞાનવાર્તા કરે છે તે તો તેમના જીવના કલ્યાણને અર્થે દયા કરીને કરે છે' **(આથી સ્વાચારથી વિષયમાં ઉદાસીનતારૂપ વૈરાગ્ય ઉપશમ દયા વિગેરે ગુરુગુણો જણાવ્યા)** લો૦ ૧૨

'વક્તાપણ સુધો શાંત હોય ને તેમાં કોઈ દોષ ન હોય...ઉત્કૃષ્ટ જ્ઞાનવાળો વક્તા મળે' (આથી **શમ જ્ઞાન વક્તૃત્વ** વગેરે ગુરુગુણો કહ્યા) લો૦ ૧૪ 'એવા જે મુક્તે સહિત નારાયણ તેને અમે નિરંતર દેખીએ છીએ' **(સ્વાચારથી ગુરુની બ્રહ્મનિષ્ઠતા જણાવી)** મધ્ય૦ ૩૫ 'હું તમને જેવી તેવી અવળી વાતે ચડાવી દેઉં તેમાં મારું શું સારું થાય? આથી(**અવંચકતારૂપ** ગુરુગુણ જણાવ્યો) મધ્ય૦ ૪૫ 'તમે સર્વે મારા કહેવાઓ છો તે હું ખટકો રાખીને તમને વર્તાવું નહિ અને તમે કાંઈક ગાફલપણે વર્તો તે અમારાથકી દેખાય નહિ, માટે જે જે મારા કહેવાયા છો તેમાં મારે એક તલમાત્ર કસર રહેવા દેવી નથી. માટે તમે પણ સુધા સાવધાન રહેજ્યો' મધ્ય ૫૭ 'જે જીવ મારો સંગ કરે તેની આગળ હું કલ્યાણથી વાત ન કરું ત્યારે મારું જ્ઞાન શા કામમાં આવ્યું. એમ વિચારીને ઉપદેશ કર્યા નિમિત્ત કાંઈક થોડી ઘણી ઉપાધિ રહે તો પણ પરમેશ્વરની વાત કર્યામાં કાયરપણું રાખે નહિ' (આથી **ઉપદેષ્ટાનો ગુણ** કહ્યો) મધ્ય૦ ૧૩ 'આ જે મારે વાત કરવી છે તે કાંઈ **દંભે** કરીને નથી કરવી તથા **માને** કરીને નથી કરવી તથા **મોટ્યપ** વધાર્યા સારૂ નથી કરવી' (આથી **દંભ માન અસૂયાદિ દોષે રહિતતારૂપ** ગુરુગુણો સુચવ્યા છે) વર૦ ૧૨ 'જેમ રાજા હોય તે નપુંસક હોય ને તેનું રાજ્ય જતું હોય ને વંશ જતો હોય પણ એ થકી તેની સ્ત્રીને પુત્ર થાય નહિ અને સર્વ મુલકમાંથી પોતા જેવા નપુંસકને તેડાવીને તે સ્ત્રીને સંગે રાખે તો પણ સ્ત્રીને પુત્ર થાય નહિ, તેમ જેને ભગવાનનો મહિમાસહિત નિશ્ચય નથી તો તેને મુખે ગીતા ભાગવત જેવા સદ્ગ્રંથ સાંભળે પણ તેણે કરીને કોઈનું કલ્યાણ થતું નથી. અને વળી જેમ દુધ ને સાકર હોય ને તેમાં સર્પની લાળ પડી પછી એને જે કોઈ પીવે તેના પ્રાણ જાય તેમ માહાત્મ્યસહિત જે ભગવાનનો નિશ્ચય તેણે રહિત એવો જે જીવ તેના મુખથકી ગીતા ભાગવતને સાંભળે તેણે કરીને કોઈનું કલ્યાણ થતું નથી. એમાંથી તો મુળગું ભુડું થાય છે' **(આથી ત્યાજ્ય ગુરુનું લક્ષણ કહ્યું)** અંત્ય૦ ૩૫ માં સાધુનાં છ લક્ષણો કહેવા દ્વારા ગુરુગુણો સૂચવ્યા છે. અંત્ય૦ ૩૯ 'અને અમે જેમ વર્તીએ છીએ તેમ જ વાત કરીએ છીએ' **(આથી પરોપદેશે પાંડિત્યની પેઠે નહિ પણ તે પ્રમાણે વર્તવારૂપ ગુરુનો ગુણ કહ્યો)** ઇત્યાદિ. આ રીતે આ પ્રબંધમાં હેય ઉપાદેય ગુરુનાં લક્ષણો શ્રીહરિએ બતાવ્યાં છે. જેવો પરાત્પર પરમોત્કૃષ્ટ **વિષય** છે અને પરમ ઉત્કૃષ્ટ **પ્રાપ્ય** છે તેવોજ તેને પામનારો ઉત્કૃષ્ટ **અધિકારી** જોઈએ. અને તેવો જ તેને પમાડનારો ઉત્કૃષ્ટ **ગુરુ** પણ જોઈએ. માટે ઉક્ત લક્ષણવાળા શિષ્ય થઈને ઉક્ત લક્ષણવાળા ગુરુનો સમાશ્રય કરીને ઉક્ત લક્ષણવાળું પરમપ્રાપ્ય પરમાત્મસ્વરૂપ પ્રાપ્ત કરવું એજ મનુષ્ય દેહનો પરમ લાભ છે. આટલું અમૃત વચન શ્રીહરિ કહે છે.

**વચનામૃતની ૨૬૨ સંખ્યા—**

આ પ્રસંગે વચનામૃતની સંખ્યાનો પણ વિચાર જરૂરી છે. ઉપદેષ્ટા શ્રીહરિ અને સંગ્રહકર્તા ચાર સદ્ગુરુઓ વચ્ચે ૨૬૨ સંખ્યા નિશ્ચિત થએલી છે. ને અંતે આપેલા શ્લોકોમાં ગ્રામવાર ગણીને 'द्विरसाक्षिभिः' એમ ૨૬૨ ની સ્વયં નિશ્ચિત કરી

આપી છે. યદ્યપિ શ્રીહરિને શ્રીરામાનંદસ્વામિનો મેળાપ થયો ત્યારથી તે છેવટ સુધી અનેક ગ્રામ નગરાદિકમાં વિચરણ હતું અને ઔપદેશિક પ્રવૃત્તિ પણ ચાલુ હતી, તો 'અમુક ગામનાં જ, અમુક સંખ્યાનાં જ, અમુક વર્ષનાં જ, વચનામૃતો છે અને અમુક ગામનાં અમુક વર્ષનાં વચનામૃતો કેમ નહિ હોય' એવી શંકા સમુદ્ભવે એ સહજ છે. તેનું સમાધાન ઉપોદ્ઘાતપ્રકરણને અંતે સંગ્રહિતાઓએજ કર્યું છે. એટલે તે તે ગામના તે તે દિવસોના ઘણા ઉપદેશો હતા તેમાંથી કેટલાક ગ્રામના અને કેટલાક દિવસોના ઉપદેશોનો સંગ્રહ કર્યો છે. 'સં૦ ૧૮૭૬ થી પહેલાંનાં વચનામૃત કેમ નથી ? એવી પણ શંકા સહજે જ સમુદ્ભવે, તેનું પણ સમાધાન એમ જ આપી શકાય કે–તે પહેલાં સંગ્રહ કરવાનો વિચાર કે પદ્ધતિ નહિ હોય અથવા તો વિષમ કાળાદિવશાત્ ઉપદેશોમાં ફેરફારી થતી હોવાથી નિશ્ચિત રૂપમાં સંગ્રહ નહિ થયો હોય અથવા થએલામાં કાંઇક અંશે વિરુદ્ધતા હશે. જ્યારથી શ્રીહરિએ ભાવિ મનુષ્યોના હિતનો ત્રણ પ્રકારે વિચાર કર્યો અને તેમાં એક સંપ્રદાયની પુષ્ટિના ગ્રંથો રચાવાનો વિચાર થયો અને સંપ્રદાયના તત્વજ્ઞાનનો સુદૃઢ નિર્ધાર થયો અને દેશ કાળની વિષમતા વિદૂર થઈ ત્યાર પછીથી નિશ્ચિત ઉપદેશનો સંગ્રહ લખવાનો આરંભ થયો હશે. જેથી સં૦ ૧૮૭૬ થી વચનામૃતનો આરંભ થયો છે. એટલું તો મળી શકે છે અને યોગ્ય છે અને તેથી કહી શકાય તેમ છે કે—શ્રીહરિના તે તે ઉપદેશોના ૧૮૭૬ પહેલાંના પણ ખરડા લખાયા હતા. પરંતુ તેમાંથી પોતે શ્રીહરિએ નિશ્ચિત તત્વજ્ઞાન બંધારણમાં ઉપયોગી થાય અને અતિપિષ્ટપેષણ ન થાય અને વિરુદ્ધ ન હોય એવા સારભૂત તત્ત્વોપદેશો પોતાની વિદ્યમાન દશામાંજ સ્વાજ્ઞાનુસારે સંગ્રહકારોએ વચનામૃત નામથી સંગ્રહ્યા અને બીજા ભાગને વચનામૃત નામથી વિદૂર રાખ્યો. કેટલાક દિવસના તે તે ગ્રામના યોગ્ય અપેક્ષિત તાત્ત્વિક ઉપદેશો સત્સંગિજીવન વગેરે મહા પ્રબંધોમાં પણ પ્રવેશ થવા પામ્યા હોવાથી અપૂર્ણતાની શંકાને અવકાશ નથી. ૧૮૭૬ પહેલાં જેજે તત્ત્વોપદેશો કર્યા હશે તેનો પણ ફરીથી ઉપદેશ થયેલો જ છે, તે ઉપદેશો આ સંગ્રહમાં પણ આવી ગયેલા હોવાથી અપૂર્ણતાની શંકાને અવકાશ નથી. લોયા ૭ માં 'વચનામૃતનું પુસ્તક લાવીને નિત્યાનંદસ્વામિએ શ્રીજીમહારાજને આપ્યું તે જોઈને બહુ રાજી થયા' એમ લખ્યું છે. એ ઉપરથી સુખેથી માની શકાય કે હેયોપાદેય વિભાગ કરાવાપૂર્વક તે તે સ્વોપદેશોનો સંગ્રહ પોતે કરાવતા હતા અને અવલોકતા જતા હતા. એટલે સ્વોપદેશની વચનામૃત નામની ૨૬૨ સંખ્યા એમણેજ નિશ્ચિત કરેલી સાબિત થાય છે. સંખ્યાનો નિયમ કરવાનું પણ કારણ એમ જ સમજાય છે કે—કાળાંતરે તેમાં વધારો કરી સ્વવચનામૃતમાં અન્ય વચન વિષ પ્રવેશ થવા પામે નહિં. જો એવો નિયમ ન કર્યો હોત તો ઘણી વ્યકિતઓ અત્યારે ચાલતી વિગીત વિરુદ્ધ યદ્વાતદ્વા વાર્તાઓને 'વચનામૃત' નામથી જ પોષાવાના પ્રયત્નપર થઈ હોત અને 'વાર્તા' નામ તો કોઈનું હોત જ નહિ. એમ થતાં તત્ત્વાર્થની વિગુણતા વાતોમાં છે તે આમાં થાત. એમ ધારીને અંત્ય ભાગના હુંડાના શ્લોકોમાં

આમવાર ક્રમવાર ગણીને દ્વિરસાક્ષિમિઃ' એમ ૨૬૨ સંખ્યા પ્રથમથીજ સુનિશ્ચિત કરી છે. શતાનંદમુનિ કે જેમને શ્રીહરિએ જ વચનામૃતોનું સંસ્કૃત પદ્યોથી ગ્રથન કરવાની આજ્ઞા આપી હતી તેમણે 'तासां तल्लिखिताः स्मृत्वा तास्तु सत्सङ्गिनां मुदे। शतद्वयेन प्रमिता द्विषष्टया संयुतेन च॥' (સ. પ્ર. ૫ અ. ૬૮ શ્લો. ૮૦) આ રીતે ૨૬૨ નુંજ ગ્રથન કરવાનું કહેલું છે. એ ગ્રંથ **"હરિવાક્યસુધાસિંધુ"** નામથી કહેવાય છે. જુનાં જુનાં બન્ને દેશનાં લેખી પુસ્તકો જોતાં ૨૬૨ સંખ્યા જ મળી આવે છે. તો હવે 'વધારે વચનામૃત હશે કે નહિ' એવી શંકા કરવી કે 'અમુક પાસે અધિક વચનામૃતો છે' એવી કથા કરવી તે કોઈપિણ ઉપયોગની નથી અને તે યોગ્ય પ્રમાણ પદને અર્હ નથી.

ઉપરની બાબતના નિશ્ચય માટે આટલું વિવેચન અલં છે, પરંતુ અમદાવાદ દેશખાતે સં. ૧૯૯૩ માં સૂર્યપ્રકાશ પ્રિન્ટિંગ પ્રેસમાં **"સત્સંગસાહિત્ય પ્રકાશક ફંડની વ્યવસ્થાપક સમિતિ"**ના નામથી એક આવૃત્તિ નવી નીકળવા પામી છે. તેની વિજ્ઞાપનામાં—"જે અગીયાર વચનામૃતો વડતાલ દેશની પ્રતોમાં દાખલ થયાં નથી તે આ દેશની પ્રતોમાં રાખેલાં છે" એવી વિચિત્ર ચર્ચા કરી છે. શાથી વડતાલની પ્રતમાં દાખલ થયાં નથી ? તે તો જણાવતા નથી. પ્રસ્તાવનામાં તો—"સંગ્રહકર્તા સદ્‌ગુરુઓમાં બ્રહ્માનંદસ્વામીનું નામ ઘણી જુની પ્રતોમાં છે છતાં તેમનું નામ વડતાલ દેશની છાપેલી પ્રતોમાંથી નીકળી ગયેલું જણાય છે. એવી જ રીતે જેતલપુરનાં પાંચ વચનામૃત, અમદાવાદના પાંચ તથા અશ્લાલીનું ૧ મળી ૧૧ વચનામૃતો પણ જુની પ્રતોમાં હોવા છતાં તે દેશમાં છપાયેલી પ્રતોમાંથી નીકળી જવા પામ્યાં છે. જેવી રીતે કેટલાંક મૂળ વચનામૃતોમાંથી કેટલોક ભાગ કેટલીક છાપેલી પ્રતોમાંથી નીકળી ગયેલો જણાઈ આવે છે તેજ પ્રમાણે આ વચનામૃતો નીકળી ગયાં હોય એ બનવાજોગ છે" એવા નવા ઉદ્દાવના યથાતથા આગ્રહી શબ્દો લખીને "વડતાલની જુની પ્રતોમાં ૧૧ હતાં પણ છપાવતી વખતે કાઢી નાંખ્યાં છે" એવો હડહડતો જુઠો અપૂર્વ અપવાદ આપીને આખા વડતાલ દેશને અપવાદિત અપમાનિત ખોટી રીતે કરવામાં આવ્યો છે. જેથી અપવાદ નિવારણ માટે વિશેષ વિવેચનની અકામે પણ જરૂર પડી છે. આવા ઉટાંગ ઉદ્દાવથી તો ઉલટી આખી બનાવટી પોલમપોલ જનતામાં પ્રકાશમાં આવે છે. વડતાલમાં લેખી જુની પ્રતો પાંચસો ઉપરાંત હશે તેમાં કોઈમાં ૧૧ વચનામૃતો આરંભથી જ નથી, તો કાઢી નાંખવાનો પ્રસંગ જ ક્યાંથી હોય ? 'मूलं नास्ति कुतः शाखा' એમ છે. હજી ક્યાં જતું રહ્યું છે. વડતાલ અને અમદાવાદ દેશની લેખી જુની પ્રતો પંચ સમક્ષ જુવો, મેળવો અને સત્ય નક્કી કરો. ઉભાંગડ ઉદ્દાવથી અને ખોટા આગ્રહથી અને જુદા અપવાદથી કશો અર્થ સરે નહિ અને તેને કોઈ અનાગ્રહી પ્રેક્ષાવતો પ્રમાણ તરીકે પરિગ્રહે પણ નહિ. ખરૂં ખુલ્લું કહીએ તો પ્રત્યેક પુસ્તકોનો રચનાપ્રયાસ પ્રથમ વડતાલથી થાય અને તૈયાર લખીને તેને વિના પ્રયાસે એમને આપે. પછી તેમાં

વધારો કે ફેરફાર મનસ્વી પોતે કરે અને પછી 'કાઢી નાખ્યું કે લીધું નહિ' એવો ઉલટો અપવાદ વડતાલવાળાને માથે મૂકે. એ કાંઈ ન્યાયસર ન કહેવાય.

વડતાલ દેશની લેખી મુદ્રિત પ્રતોમાં તો ૨૬૨ છે એ બાબત નિઃશંક છે, અમદાવાદ દેશની લેખી જુની પ્રતોમાં પણ ૨૬૨ જ સંખ્યા મળી આવે છે. હવે મુદ્રિતનો વિચાર રહે છે તે સત્યથી વિશેષતઃ કરીએ–ધ. ધુ. આચાર્યશ્રી **કેશવપ્રસાદજી** મહારાજશ્રીની ખાસ આજ્ઞાથી શેઠ ચીમનલાલ હરિવલ્લભદાસે અમદાવાદમાં યુનાઈટેડ પ્રિન્ટિંગ પ્રેસમાં સં૦ ૧૯૩૩ માં પત્રાત્મક આવૃત્તિ કઢાવી છે, તેમાં યદ્યપિ અમદાવાદનાં પાંચ, અશ્લાલીનું એક અને જેતલપુરનાં પાંચ, મળીને ૧૧ ની સંખ્યા વધારે લઈને ૨૭૩ નો મેળ તો છાપવામાં સાધ્યો છે. પરંતુ છેવટે ઉપસંહારમાં "એવી રીતે આ જે સર્વે શ્રીજીમહારાજનાં વચનામૃત તે **મુક્તાનંદસ્વામી** તથા **ગોપાળાનંદસ્વામી** તથા **નિત્યાનંદસ્વામી** તથા **શુકમુનિ** એ ચાર સાધુઓએ ભેળા થઈને લખ્યાં છે" એમ છાપીને, પછી 'मुक्तानन्दश्च गोपालानन्दो मुनिरुदारधीः। नित्यानन्दशुकानन्दौ चत्वारो मुनयस्तु ये॥ एतैः सङ्गत्य लिखितानि॥" એમ સંગ્રહકર્તા ચાર સદ્દગુરુઓના નામવાળા શ્લોકો છાપીને, પછીથી ૨૬૨ની ગ્રામવાર ગણનાવાળા શ્લોકો છાપીને, છેવટે 'एवं हि तानि सर्वाणि मितानि द्विरसाक्षिभिः। सन्ति संलिखितानि श्रीमहाराजनिदेशतः॥' એમ વચનામૃતની ૨૬૨ સંખ્યાનો નિર્ધાર કરનાર શ્લોક ૧૨ મો છાપ્યો છે. દ્વિ–૨, રસ–૬, અક્ષિ–૨, એમ અંકોને સાથે મુકતાં ૨૬૨ થાય. આમાં પાંચમા બ્રહ્માનંદસ્વામીનું નામ આવે અને ૨૬૨ ઉપરાંત ૧૧ની વધુ ગણના કરીને ૨૭૩ નો મેળ થાય એવા શ્લોકો જોઈએ તે નહિ હોવાથી કલાભાઈની શાખી જેવું હાંડો હાંડો થઈ ગયું છે. આ સ્વયંકૃત ઉપસ્થિતિથી ૧૧ વધારાનાં વચનામૃતો પાછળથી બનાવટ કરેલાં સ્વયં સાબિત થાય છે. આને હવે સદ્દગુરુઓએ સંગ્રહ કરેલાં શ્રીહરિવચનામૃત તરીકે સુજ્ઞો એ કેમ માની શકાય? આ આવૃત્તિ ધ. ધુ. આ. મહારાજશ્રીની આજ્ઞાથી પહેલ વહેલી છપાઈ છે અને છપાવી પ્રસિદ્ધકર્તા શેઠ ચીમનલાલભાઈ કે જે પ્રોફેસર જેઠાલાલભાઈના પિતા થાય તે હતા. આવા સંપ્રદાયની પ્રથિત જ્ઞાતા વ્યક્તિઓની સન્નિધિ છતાં આવું વિચિત્ર બન્યું છે તે આશ્ચર્ય પામવા જેવું હાસ્યાપદ નથી? અસ્તુ. જ્યાં પાંચમું દૈવજ ભૂલાવે કે સાચું જાહેરમાં લાવે ત્યાં કોઈનો ઉપાય નહિ. ૧૯૩૩ માં વડતાલ તરફથી ૨૬૨ વાળી પત્રાત્મક આવૃત્તિ મુંબઈમાં છપાયાની સાથે જ અમદાવાદ તરફથી ૨૬૨ વાળી આવૃત્તિ છપાવાની ચળવળ થઈ જણાય છે. એટલે એક જ વર્ષમાં બન્ને આવૃત્તિઓ બહાર પડી છે. આચાર્યશ્રીની આજ્ઞાથી પહેલ વહેલી નીકળેલી આ આવૃત્તિ ઉપર અમદાવાદ દેશ અને બાપાપંથીઓ તો ખાસ આધાર રાખે છે. એટલે આને અસલ જુની લેખી પ્રત ઉપરથી છાપેલી માનતા હોવાથી એની ઉપર આધાર રાખ્યા વિના છુટકો

પણ નથી. છાપતી વખતે કોઈપણ લેખી પ્રતનો આધાર લેવો પડ્યો હશે. જેનો આધાર લીધો હોય તેમાં જો પાંચમા બ્રહ્માનંદસ્વામીનું નામ હોય અને ૨૭૩ હોય તો હુંડાના શ્લોકોમાં તે સ્વામિનું નામ અને ૧૧ વધારાનાં કેમ ન આવે ? હોય તો જરૂર આવવાં જ જોઈએ. વડતાલવાળા તે વખતે કાંઈ ઘાલવા કાઢવા આવ્યા નથી. આ જોતાં જેનો આધાર છાપતી વખતે લીધો હશે તે અસલ લેખી પ્રતમાં ૧૧ નજ હોવાં જોઈએ. છાપતી વખતે ૧૧ ઉમેરેલાં હોવાં જોઈએ. જેથી શ્લોકોમાં ૨૬૨ સંખ્યા યથાપૂર્વ અકામેપણ રહી જવા પામી છે. કાવતરૂ કરવા ગયા છે પણ જોઈએ તેવું નહિ બનવાથી યદ્વાતદ્વા થઈ ગયું અને સ્વયં બન્યા છે. જેની ઉપર ખાસ આધાર રાખ્યો છે તે જુની લેખી અસલમાં ૧૧ નથી તો બીજી પ્રતોમાં ન હોય એ પણ સહજ છે. લખેલામાં જે હશે તે તેમાં રહ્યું. હવે તો મુદ્રિત ઉપર જ આધાર રાખવો પડે. ૨૬૨ નિશ્ચિત સંખ્યામાં અને ૧૧ વધારાનામાં આ સ્વપ્રમાણ જ પર્યાપ્ત છે.

હવે બીજી વાત કરીએ—ઉપરની આવૃત્તિ બહાર પડી એજ સં. ૧૯૩૩ માં હિતેચ્છુ પ્રેસમાં અમદાવાદમાંજ મહેતા પીતાંબરદાસ ત્રિભુવનદાસે આડી સાઈઝ છપાવી છે. એના ટાઈટલ પેજમાં **"વડતાલના સાધુ પાસે મેળવેલાં"** એવું અપૂર્વ વિચિત્ર છાપવામાં આવ્યું છે. એ ઉપરથી એવું અનુમાન થાય કે—૧૧ નો વધારો બહાર આવવાથી તેનો કાંઈ ઉહાપોહ બનાવટી બાબતનો થયો હશે, તેને ઢાંકવા માટે 'વડતાલના સાધુ પાસે મેળવેલાં' એમ મોઘમ લખીને વડતાલમાં પણ ૨૭૩ છે એવો દેખાવ કરવા એક વધુ પડતો નવો બનાવટ કર્યો હશે. વડતાલના સાધુ પાસેથી અંતરિક્ષ રીતે તો મેળવ્યાં નહિ હોય પણ ભેગા થઈને જ મેળવ્યાં હોય. ભેળા થાય તો તે સાધુનું નામ ઠામ તો જાણવામાં આવેજ. તે નામ અહીં જણાવવું જોઈતું હતું તે જણાવ્યું નથી. આમાં કોઈની શિખામણથી એવું કપટ થયું હોવું જોઈએ. જો એવું કપટ ન હોય તો એકજ વર્ષમાં એકજ શહેરમાં બીજી નવી આવૃત્તિ કાઢવાનું અને તેમાં "વડતાલના સાધુ પાસે મેળવેલાં" એવું ખોટું લખવાનું કાંઈ કારણ ખાસ નથી. આ કપટ બનાવટ ઉપર કાંઈ ખાસ નિસ્બત નથી. આમાં પણ ૧૧ વધારે છાપીને ૨૭૩ ની સંખ્યા ક્રમથી મેળવી છે. પરંતુ હુંડાના શ્લોકોમાં યથાપૂર્વ ચારજ સંગ્રહકર્તાનાં નામ લખીને વચનામૃતની સંખ્યા ગણતાં "ततः श्रीनगरे तानि प्रोक्तानि त्रीणि तेन तु" એમ અમદાવાદનાં ત્રણજ ગણીને ૧૨ મા શ્લોકમાં 'द्विरसाक्षिभिः' એમ ૨૬૨ સંખ્યા ક્રમથી લખી છે. વધારામાં બ્રહ્માનંદસ્વામીના નામનો અને ૧૧ વચનામૃતોનો ઉલ્લેખ શ્લોકોમાં કરવામાં આવ્યો નથી. આ ઉપરથી વધારાનાં અગીયાર કોઈએ પાછળથી ગોઠવી કાઢ્યાં હોય એમ નિશ્ચય થાય છે. સત્ય હોય તે સ્વયં બહાર આવે છે એનું આ નિદર્શન છે.

એ પછી ધ. ધુ. આ. **પુરુષોત્તમપ્રસાદજી** મહારાજશ્રીની આજ્ઞાથી "ધર્માદા પુસ્તક પ્રસિદ્ધિ ફંડની વ્યવસ્થાપક મંડળી" ના નામથી સં. ૧૯૫૫ માં યુનાઈટેડ

પ્રિન્ટિંગ પ્રેસ કે જેમાં ૧૯૩૩ ની આવૃત્તિ છપાઈ હતી તેમાં મોટા ટાઈપોથી ગુટકા સાઈઝમાં એક આવૃત્તિ કાઢવામાં આવી છે. ૧૯૪૬ માં તથા ૧૯૫૫ માં રાજકોટમાં મોટા ટાઈપોથી આવૃત્તિ નીકળી છે તેનું અનુકરણ બહુધા આમાં કરવામાં આવ્યું છે. આમાં ચાર સંગ્રહકર્તા મધ્યે પાંચમા બ્રહ્માનંદસ્વામીનું નામ દાખલ કર્યું છે, જે અત્યાર સુધીના સ્વવ્યવહારમાં હતું નહિ. ૨૭૩ ક્રમથી છાપીને, છેવટના શ્લોકોમાં પાંચ નામ આવે એવો ૧-૨ શ્લોકમાં પદોનો ફેરફાર કર્યો છે. ૩ શ્લોકમાં તો વગર કારણે પદો ફેરવ્યાં છે. દશમા શ્લોકમાં શ્રીનગરનાં ત્રણ હતાં તેને બદલે આઠ ગણવા માટે પદનો ફેરફાર કર્યો છે. અશ્લાલીનું એક અને જેતલપુરના પાંચ ગણવા માટે ૧૧ મો શ્લોક સાવ નવો બનાવ્યો છે. ૧૩ મા શ્લોકમાં 'द्विरसरक्षिभिः' એ પ્રાચીન પદને ફેરવીને 'त्रिनगाक्षिभिः' એમ ૨૭૩ સંખ્યા આવે એવું નવું પદ ગોઠવ્યું છે. આમાં એક શ્લોક નવો બનાવીને દાખલ કરવાથી ૧૯ થાય. પ્રથમાવૃત્તિમાં ૧૮ હતા તો આમાં ૧૯ થાય તે અનુચિત જાણીને ૧૭ નંબરને બે વાર મુકીને અંતે ૧૮ નંબરો મેળવી દીધા છે. ૧૭ નંબર બે વાર ભુલથી મુકાયા હોય કે જાણીને મુકયા હોય તે તો તેઓ જાણે. પણ આમાં અંતે ૧૮ નંબરો મેળવી દેવાનો કપટ બનાવટતો ઉઘાડોજ દેખાય છે. પ્રત્યેક લેખી મુદ્રિત પ્રતોમાં ઉપલબ્ધ થતા સદ્‌ગુરુકૃત શ્લોકોમાં બે ત્રણ પદો ફેરવવાનું અને એક શ્લોક નવો ક્ષેપક બનાવવાનું અને પાંચમું નામ દાખલ કરવાનું અખતર ડહાપણ પહેલ વહેલું અહીંથી શરૂ થયું છે. પ્રથમની આવૃત્તિઓમાં જેમ ૨૭૩ છાપીને પણ ૨૬૨ ની સંખ્યા શ્લોકોમાં એમની એમજ રહી હતી. આ આવૃત્તિમાં પણ એમનું એમજ ચાલ્યું જતું હતું પણ અમદાવાદમાં રહેલા વડતાલના વૃદ્ધ સદ્‌ગુરુએ બુદ્ધિભેદ કરવાથી શ્લોકોમાં ૨૭૩ ની સંખ્યા મેળવી છે એમ પણ જાણવા મળેલું. અસ્તુ બનાવટ તે બનાવટજ. એમાં કાંઈ સત્ય કે સાર નજ હોય.

એ પછી વળી સં. ૧૯૬૩ માં અમદાવાદમાંજ પારેખ **હરગોવિંદદાસ** હરજીવનદાસે ગ્રંથોદય પ્રેસમાં ગૂટકા આવૃત્તિ કઢાવી છે. ૧૯૫૫ માં મોટા ટાઈપોની ગૂટકાત્મક આવૃત્તિ પ્રથમ છપાઈને બહાર આવ્યા છતાં પણ આમાં બનાવટને વધુ સમર્થન મળે એવી વિચિત્રજ રચના કરી છે. ૨૬૨ યથાપૂર્વ છાપ્યા પછી ભૂગોળ ખગોળનું એક છાપીને ૧૧ વધારાનાં ક્ષેપક વચનામૃતો છેવટના ભાગમાં જુદાં જ છાપ્યાં છે. એટલે બનાવટ ભાગને જાણીનેજ છેવટના ભાગમાં જુદાંજ છાપ્યાં છે. સંગ્રહકર્તા તરીકે ચાર સદ્‌ગુરુઓનેજ લીધા છે. હુંડાના શ્લોકોમાં અમદાવાદનાં ત્રણજ ગણ્યાં છે. ૧૧ ની ગણના તો લીધીજ નથી. એમ કરીને છેવટે યથાપૂર્વ 'द्विरसाक्षिभिः' એમ ૨૬૨ નીજ ગણના કરી છે. એટલે ૨૭૩ ને જેમ તેમ છાપીને પણ શ્લોકોમાં ૨૬૨ સંખ્યા રાખી છે. ૧૯૫૫ ની આવૃત્તિમાં જે ફેરફાર કર્યો છે તે આમાં લીધો નથી. કારણ તો સર્વકારણ પ્રભુ જાણે. ૧૯૫૫ ની આવૃત્તિ અપૂર્વ ભભકાથી પ્રથમ બહાર પડી છે છતાં આવું વિચિત્ર કેમ બનવા પામ્યું છે એ આશ્ચર્યની વાત છે. વિરોધ વાતાવરણમાં સાચું બહાર આવ્યા વિના રહે નહિ. 'सत्यमेव जयति' એવી અભિયુક્તિ યથાર્થ છે.

વળી જુનાગઢના શાસ્ત્રી કૃષ્ણવલ્લભદાસે હીંદીમાં વચનામૃતો કાશીમાં છપાવ્યાં છે. તેના છેલ્લા પેજમાં **"અમદાવાદની ગાદી તળે વધારે વચનામૃતો'** એમ લખીને તેમને રાજી કરવાનો ખાસ ઉદ્દેશ જણાવ્યો છે. તેમાં પ્રથમ અમદાવાદનાં ત્રણ જ લઈને ૨૬૨ ક્રમમાં છાપ્યાં. પછીથી ભૂગોળ ખગોળનું એક છાપ્યું. પછીથી **"શ્રીઅમદાવાદ દેશમેં પ્રચલિત અધિક વચનામૃત"** એવું જુદું જ મથાળું બાંધીને, અધિકનાં ૧૧ છાપ્યાં. ઇતિમાં **"અમદાવાદ દેશમેં પ્રચલિત અધિક વચનામૃત સમાપ્ત"** એમ જુદાઈ જણાવી છે. ૨૬૨ ના ટાઇપોથી ૧૧ ના ટાઇપો પણ જુદા નાના લીધા છે. નંબરો પણ જુદા જ ટાંકયા છે. વિષયાનુક્રમણિકા ૨૬૨ ની કરી છે. ૧૧ ની કરી નથી. ભૂમિકામાં ૧૧ નો ગંધ પણ લીધો નથી. આ રીતે બનાવટ સ્વયં સાબીત થાય એવી બધી જ રીતે જુદાઈ જણાવી છે. આથી અમદાવાદવાળા રાજી થયા હશે કે કેમ ? તેતો તે જાણે. ગ્રામવાર ગણનાવાળા મંગળ ૧૮ શ્લોકો કે જે વચનામૃત ગ્રંથની અંતર્ગત હોઈને તમામ પ્રતોમાં અનુસ્યૂત હોય છે તે તો કાઢીજ નાંખ્યા છે. છાપવામાં લીધા નથી. એટલે સંગ્રહકર્તાની ચર્ચાની તો તેમને જરૂર જ શી ?

હાલમાં રાજકોટમાં **'સત્સંગસાહિત્ય કાર્યાલય'**ના અપર નામથી જુનાગઢના બ્ર. શાસ્ત્રી **બાળકૃષ્ણાનંદજીના** હસ્તક એક પુસ્તક ગુજરાતી ટાઇપોમાં છપાયું છે. તેમાં એક ચિત્ર સંગ્રહકર્તા પાંચને જણાવા માટે છાપીને મુકયું છે. એમાં ઓળખાણ પડે એવું નામાદિ કાંઇપણ મુકયું નથી. ફક્ત "મુકતાનંદસ્વામી વગેરે સદ્‌ગુરુઓ વચનામૃત લખે છે" એમ નીચે છાપ્યું છે. મુકતાનંદસ્વામીને આદિ તરીકે લખ્યા છે પણ એમને તો છેલ્લા મુકયા જણાય છે. બીજા ચારનાં તો નામ જ લીધાં નથી. પાંચમા બ્રહ્માનંદસ્વામીને જણાવા ચિત્રની તો વિચિત્ર ગોઠવણી કરી પણ હુંડાના શ્લોકમાં તો "ચાર સદ્‌ગુરુઓએ મળીને વચનામૃતો લખ્યાં" એમ ચોખ્ખું લખ્યું છે. એટલે હાંઠોહાંઠો થઈ ગયું. અમદાવાદવાળાને છેતરવાની આ ચાલાકી કેમ ન કહેવાય ? છાપતાં પહેલાં અમદાવાદવાળા માટે વધારાનાં ૧૧ છાપીને જુદાં પુસ્તકો આપવાનો વિચાર થએલો પણ પાછળથી માંડી વાળ્યો જણાય છે. જો એ થયું હોત તો વળી વધુ વિચિત્રતા બહાર આવત. આટલો ગોટાળો ગુરુપરંપરાવિરુદ્ધ જુનાગઢના જ્ઞાતા શાસ્ત્રીઓએ કર્યો છે. એમ ૧૧ ની અને પાંચમા નામની અતિ અવદશા જ્યાં ત્યાં જેમતેમ સ્વપર તરફથી થએલી જોવાય છે.

સં. ૧૯૮૨ માં એક નાની આવૃત્તિ **ભુજમંદિરથી** બહાર પડી છે. તેમાં સંગ્રહકર્તા તરીકે ચારજ સદ્‌ગુરુઓનાં નામો લીધાં છે. બીજુ ૧૯૫૫ની આવૃત્તિનું અનુકરણ છે. સં. ૧૯૮૨ માં **સહસાર્થપ્રદીપિકા ટીકા સાથેની આવૃત્તિ** અમદાવાદથી બાપાપંથીઓ ખાતે બહાર પડી છે. તેમાં ૧૯૫૫ ની આવૃત્તિનું અનુકરણ છે. આ તો મહાભારત ઝઘડામાં બન્ને દેશને અમાન્ય ખાતે પડી છે.

સંગ્રહકર્તા સદ્‌ગુરુઓ ચાર કે પાંચ એની વિચિત્ર ચર્ચા ઉપર આવી ગઈ છે, એમાં ખાસ મુદ્દો નહિ હોવાથી જેમ જેને માનવું હોય તેમ ભલે માને, સાંભળ્યા પ્રમાણે ખરૂ ખુલ્લું કહીએ તો આ પ્રબન્ધ નિબન્ધનની બધીજ મહેનત શ્રીહરિના સહચર વિદ્વાન લેખક **શુકાનંદસ્વામિની** કહેવાય છે. એમની આદ્યન્ત એકજ કલમ હોવાથી ૨૬૨ ની એકસરખીજ શબ્દાર્થરચના અને ભાષા વગેરે જોવામાં આવે છે. ૧૮૮૧ માં દેશવિભાગ થવાથી બ્રહ્માનંદસ્વામી તો અમદાવાદ દેશ ખાતે ગયા છે. વચનામૃતતો ૧૮૮૬ સુધીનાં છે. એમાં એમનો સહકાર કેટલો કેવો સંભવી શકે એ એક વિચારવાનું છે. બીજા ત્રણની તો વડતાલમાં સન્નિધિ હોવાથી એમાં એમનો સહકાર સંભવે એ સહજ છે. એમ જોતાં ઠેઠ સુધી એક સાથે રહેલા ચારની સંભાવના સંગ્રહમાં સમુચિત જણાય છે.

ઉપર પ્રમાણે ૧૧ સંખ્યાના વધારાના બનાવટની વાત થઈ. ૧૧ ના શબ્દો અર્થ અને ભાષા જોતાં ૨૬૨ થી તે જુદાં જ પડે છે, ૨૬૨ ની એકજ ભાષા શબ્દ અને અર્થ સર્વાંશે મળતો આવે છે. આ બાબત અનાગ્રહી અપક્ષપાતી વિમર્શકોને હસ્તામલકવત્ સ્પષ્ટ જણાઇ આવે એવી છે. ૧૧ માં કોઈ અપૂર્વ અર્થપણ નથી. ઘણાંખરામાં શ્રીનરનારાયણના સમુત્કર્ષના યથાતથા શબ્દો લખીને શ્રીહરિની સાથે સ્વરૂપથી અભિન્નતા અને ગોલોક અક્ષરની પણ અભિન્નતા વર્ણવી છે. આ એક અપૂર્વ બાબત માટે ૧૧ નો વધારો કર્યો જણાય છે. પરંતુ જેવા રૂપથી વર્ણવ્યા છે તેવા રૂપથી માનવા અમદાવાદવાળા કોઈપણ તૈયાર કયાં છે? નરનારાયણને તો સહસાર્થપ્રદીપિકા ટીકા કરીને પરબ્રહ્મપદથી છઠે સાતમે ભકત મુકત થકી પણ સાવ નીચે નંબરે ઉતારી પાડવામાં આવ્યા છે. અને ગોલોકને પણ એમ જ કરવામાં આવ્યું છે. સં૦ ૧૯૫૫ ની આવૃત્તિમાં શ્રીહરિને પ્રગટ થવાના છ હેતુના શ્લોકો નવા બનાવ્યા છે, તેના 'स्वकीयावतारास्तदीयाश्च भक्ताः' આ શ્લોકમાં પૂર્વના નરનારાયણાદિ અવતારોને અને તેમના ભકતોને જ્ઞાન ઉપાસના કરાવીને ધામ પ્રત્યે લઈ જવાના' ઠરાવ્યા છે. અવતારો એ શું તત્ત્વ? અને તે અત્યાર સુધી કયાં રહ્યા હતા? અને તેમના ભકતોની મહેનતનું શું? એ બધું શાસ્ત્રદૃષ્ટિએ એ ધતીંગવાળાએ વિચારણીય છે. આ પણ અવતારોને નીચે ભકત મુકતપદે ઉતારી પાડવાની અરાતિપ્રવૃત્તિ છે. જેને માટે વધારાની મહેનત અત્યાગ્રહથી બનાવટી કરી છે એનો કશો અર્થ રહ્યો નથી અને ઉપયોગ પણ સારો થતો નથી. ગમે તે આડી અવળી રીતે ખોદવા નિંદવા ખાતે જ એ અંશ પડ્યો છે.

પ્રથમ ૮–૪૮–૬૪ વગેરે વચનામૃતોમાં નવા પ્રશ્નોત્તરો ઉપસ્થિત કરીને વિષયોથી તેમજ અર્થાંતર કરવા અન્યથા શબ્દોથી વધારો કર્યો જણાય છે. આ વિષયો ૨૬૨ ના વિષયો સાથે મળતા થતા નથી. ઉથડક રહે છે. ભાષ છાયા અને શબ્દરચના પણ જુદી જ પડે છે. મળતી ભળતી આવતી નથી. આ જે વિષયોથી વધારો કર્યો છે તે વડતાલની લેખી મુદ્રિત પ્રતોમાં નથી. ૧૯૩૩ તથા

૧૯૬૩માં છપાએલ ગૂટકા સાઈઝમાં નથી તેમજ ૧૯૮૨માં ભુજમંદિર તરફથી છપાએલી આવૃત્તિમાં પણ નથી. પ્રથમના ૬૪ના વચનામૃતના શબ્દોનો ફેરફાર તો બધી જ પ્રતોમાં આવે છે. જે વિષયોથી વધારાનો પ્રક્ષેપ ક્ષેપક થયો છે તેમાં પણ બહુધા શ્રીનરનારાયણનું પ્રાધાન્ય આવે છે. પરંતુ તેને ખરી રીતે માનતા નહિ હોવાતી કશો ઉપયોગ નથી. કિં બહુના—અમદાવાદનાં ત્રણ પ્રથમનાં અને પછીનાં વધારેલાં પાંચનો શબ્દ અર્થ ભાષા વગેરેથી મુકાબલો કરવામાં આવે તો સહજમાં જ બનાવટ જણાયા વિના રહે નહિ. એમ યદ્દતદ્દા બહુ બન્યું છે તે કાંતો અજ્ઞાન અને કાંતો અસૂયા અને કાંતો આગ્રહને આભારી છે.

શ્રીહરિ તો જુનાગઢ જેતપુર ગોંડળ રાજકોટ માણાવદર ભુજ માંડવી સુરત વડોદરા ડભાણ ધોળેરા વગેરે ઘણાં ગામ નગરે વિચર્યા છે અને વાર્તાઓ પણ તાત્વિક કરી છે. છતાં તેનાં વચનામૃતો નથી. ત્યાંના કોઈ સ્પર્ધા કરતા નથી. જેવું જેતલપુર છે તેવું જ ડભાણ છે. ત્યાંના પણ સ્પર્ધા કરતા નથી. તો જેતલપુર અશ્લાલી માટે શા સારૂં આગ્રહ રાખવો જોઈએ. આ તો વડતાલવાળાઓને ૧૧ કાઢી નાંખવાનો કે નહિ લેવાનો અપવાદ અસહ્ય આપવાથી આટલું વિવેચનથી સત્ય કહેવું પડ્યું છે તે અભિજ્ઞો ક્ષમા કરશે.

ટુંકામાં તત્ત્વ કહીએ તો શ્રીહરિ અને સંગ્રહ કર્તા ચાર સદ્‌ગુરુઓએ વચનામૃતની સંખ્યા ૨૬૨ સપ્રમાણ નિશ્ચિત કરેલી છે. જેથી તેમાં હવે આપણને શંકા લાવવાનો કે કલ્પના કરવાનો લેશ પણ અવકાશ નથી. જેમ વચનામૃતમાં સંખ્યાથી ગોટાળો ન થઈ શકે તેમ વિષયોથી પણ ન થઈ શકે તેનું પણ પૂરતું ધ્યાન આપીને વચનામૃત નામથી કરેલો સંગ્રહ વેળાસર જનસમાજમાં સુપ્રસિદ્ધ કર્યો છે. ગમે તેમ થયું હશે પરંતુ આપણને જે અમૃતની અપેક્ષા છે તે તૈયાર કરીને આપ્યું છે, તેનું પાન કરવું એટલુંજ આપણે કર્તવ્ય છે. પરંતુ કેમ? ક્યારે? કોણે? કેવી રીતે? વગેરે વિકલ્પ જાળમાં ભરાવાનું નથી. શ્રીહરિ અને સદ્‌ગુરુઓએ જે વ્યવસ્થા વ્યવસ્થિત કરી છે તેમાં મન.કલ્પિત પર્યનુયોગ કરવો ઉચિત નથી. એમાં એમની ઇચ્છા એજ નિયામિકા હતી. પર્યનુયોગ કરવા બેસીએ તો પાર પણ આવે નહિ અને શંકા ઉપર શંકાઓ આવ્યા કરે. અને કશું તત્ત્વ સ્થિર થાય નહિ માટે મુમુક્ષુઓએ ઉપર પ્રમાણેના ૨૬૨ માં એકાર્થતાથી વર્ણવેલા ઉપદેશોને સંમાન્ય કરીને તત્ત્વ-જ્ઞાન મેળવવું એજ ઉપયોગનું છે. **સુજ્ઞેષુ કિં બહુના.**

## विषयविमर्शः—

### પરમાત્મસ્વરૂપ—

પરમ પ્રાપ્ય પરમાત્મા **શ્રીહરિજ** પ્રમેયમાં મુખ્ય **પ્રમેય** છે અને તે વેદ વેદાંત વિગેરે શાસ્ત્ર પ્રમાણથી જ એક **પ્રતિપાદ્ય** છે. 'त्वमेव त्वां वेत्थ योऽसि सोऽसि' (यजुषि काठके) 'स्वयमेवात्मनाऽऽत्मानं वेत्थ त्वां पुरुषोत्तम' (ગીતા) આમાં કહ્યા પ્રમાણે શ્રીહરિએ પોતે પોતાનું સ્વરૂપાદિ આ પ્રબન્ધમાં પ્રતિપાદન કર્યું છે.

પરમાત્માને **સ્વરૂપથી, રૂપથી,** ગુણથી, વિભૂતિથી એમ અનેક પ્રકારે વર્ણવ્યા છે. તેમાં સ્વરૂપજ મુખ્ય છે, એને લઈ નેજ બીજા રૂપ આદિકની અર્થવત્તા છે. એવી તત્ત્વ-સ્થિતિ હોવાથી સ્વરૂપનું નિરૂપણ પ્રથમ કરવું સમુચિત છે. એ સ્વરૂપને પરંબ્રહ્મ પરમાત્મા પરમેશ્વર પુરુષોત્તમ વાસુદેવ વિષ્ણુ નારાયણ ભગવાન્ કૃષ્ણ હરિ આદિક અનેક ગુણાનુગુણ મંગળ નામોથી સર્વ શાસ્ત્રોમાં અને આ ગ્રંથમાં પણ ગાયા છે.

### પરમાત્માની જ્ઞાનસ્વરૂપતા—

સ્વરૂપનેજ ધર્મ, ગુણ, વિશેષણની અપેક્ષાએ **ધર્મી, ગુણી, વિશેષ્ય,** એમ કહેવાય છે. ધર્મ કહો કે ગુણ કહો એ બન્નેનો એકજ અર્થ છે. સ્વરૂપ કહો કે ધર્મી કહો એનો પણ એકજ અર્થ છે. પ્રત્યેક પદાર્થનું નિરૂપણ તેના કોઈપિણ ધર્મથી થાય, ધર્મ વિના ધર્મીનું નિરૂપણ થઈ શકે નહિ. એ ધર્મો બે પ્રકારના છે–એક સ્વરૂપને નિરૂપનારા અને બીજા અમુક ધર્મથી નિરૂપેલા સ્વરૂપને વિષે વિશેષને બતાવનારા. જેના વિના ધર્મિસ્વરૂપ સમજવામાં આવે નહિ અને જેનાથી તત્ક્ષણ આવી જાય તે મુખ્ય (અસાધારણ) ધર્મો કહેવાય. બીજા વધારાના ધર્મો તો મુખ્ય ધર્મોથી નિરૂપેલા ધર્મિસ્વરૂપનના વિશેષ ઉત્કર્ષને સંપાદનારા છે. જેમ 'सास्नावत्त्वं गोत्वं' '**સાસ્ના** (ગળે લટકતી ગોદડી) હોય તે **ગૌ** કહેવાય' એમાં ગાયને નિરૂપનારી સાસ્ના એ મુખ્ય ધર્મ છે અને બીજા શુકલત્વાદિ ધર્મો તો તેના અતિશય ઉત્કર્ષને જણાવનારા છે. તેમ પરમાત્મસ્વરૂપને નિરૂપનારા તેવા મુખ્ય ધર્મો **જ્ઞાનત્વ–આનંદત્વ–અનંતત્વ–સત્યત્વ–અમલત્વ** આદિક છે. બીજા **જ્ઞાન શક્તિ** રૂપાદિકતો તેમના નિરતિશય ઉત્કર્ષને આપાદનારા છે.

'सत्यं ज्ञानमनन्तं ब्रह्म' (तै. उ.) 'विज्ञानमानन्दं ब्रह्म' 'विज्ञानघन एवा-यमानन्दमयः' (बृ. उ.) 'प्रज्ञानं ब्रह्म' 'ज्ञानस्वरूपो भगवान् यतोऽसौ' वि. पु.) ઇત્યાદિ શ્રુતિ સ્મૃતિઓ પરંબ્રહ્મને પ્રથમ **જ્ઞાન**પદથી નિરૂપે છે. અભિપ્રાય એવો છે કે– પ્રત્યેક પદાર્થના પ્રતિપાદનમાં **'તે શું દ્રવ્ય છે ?'** એવો વિચાર પ્રથમ આવે છે. દ્રવ્યનો વિભાગ **'ચિત્ અચિત્'** એવા ભેદથી સમજાવ્યો છે. જીવનું સ્વરૂપ નિરૂપતા તેને **ચિત્** દ્રવ્યપણે અને પ્રકૃતિનું સ્વરૂપ નિરૂપતાં તેને **અચિત્** દ્રવ્યપણે નિરૂપે છે. જેમ **ઘટ** એ મૃત્તિકાદ્રવ્ય છે. અને **પટ** એ તંતુદ્રવ્ય છે, તેમ પરમાત્મા એ **શું** દ્રવ્ય છે

છે ? તો **જ્ઞાન દ્રવ્ય** છે. માટેજ **જ્ઞાનસ્વરૂપ** કહે છે. 'જ્ઞાન એજ સ્વરૂપ જેમનું છે' એવો અર્થ છે. જ્ઞાનદ્રવ્યપણે નિરૂપેલા પરમાત્મસ્વરૂપમાં **જ્ઞાન ધર્મ** પણ છે. માટે જ 'यः सर्वज्ञः सर्ववित्' (मु. उ) 'विज्ञातारमरे' (बृ. उ.) 'स्वाभाविकी ज्ञानबल-क्रिया च' (श्व. उ.) ઇત્યાદિ શ્રુતિઓ જાણવારૂપ **જ્ઞાન** ગુણને પણ પ્રતિપાદે છે. જેમ મણિ દ્યુમણિ દીપ આદિક સ્વયં તેજ:સ્વરૂપ હોઈને પ્રભારૂપ તેજ ગુણના આશ્રય પણ છે, જેથી **'તેજ તેજસ્વી'** એમ બન્ને પ્રકારે કહેવાય છે, તેમ પરમાત્માને જ્ઞાનસ્વરૂપ હોવાથી **જ્ઞાન** અને **જ્ઞાન**ગુણના આશ્રય હોવાથી **જ્ઞાતા** એમ બન્ને પ્રકારે કહેવાય. જ્ઞાનગુણનું આશ્રયપણુ એજ જ્ઞાતાપણું જાણવું.

**જ્ઞાનસ્વરૂપ જ્ઞાતા પરમાત્માની સ્વયંપ્રકાશતા અને અહમર્થતા—**

**જ્ઞાન**પદ કવચિત્ **ધર્મિ**પર તો કવચિત્ **ધર્મ**પર લેવાય છે. તેની પ્રવૃત્તિનું નિમિત્ત શું ? તો સ્વયંપ્રકાશતારૂપજ લેવું. અસંકોચન્યાયે જ્ઞાનત્વાશ્રયપણું **સ્વરૂપથી** અને **ગુણથી** પણ લેવાય. જેમ **બ્રહ્મ**પદથી કહેલું બૃહત્ત્વ સ્વરૂપથી અને ગુણથી પણ લેવામાં આવ્યું છે તેમ. સામાન્યત: **જ્ઞાન** એટલે ઇતર પ્રકાશકની અપેક્ષા વિના પોતેજ પ્રકાશ પામે તે જાણવું. 'अहमिदं जानामि' 'હું, આને, જાણું છું' એવો સર્વ કોઈને અનુભવ થાય છે, તેમાં **'હું'** એવો જે ઉલ્લેખ થાય છે તે સ્વયં આત્માનો છે, **'આ'** એવો જે કોઈ વસ્તુનો ઉલ્લેખ થાય છે તે બહારના વિષયનો છે, **'જાણું છું'** એવો જે ઉલ્લેખ થાય છે તે જાણવારૂપ ધર્મભૂત જ્ઞાનનો છે. લોયા ૭ **'જ્ઞાન તે જાણવાનું નામ** છે' એમ ધર્મભૂત જ્ઞાનનો અર્થ કર્યો છે. **'હું હું'** એવો જે પ્રકાશ કે અનુભવ થાય છે તે પોતાને આત્માને જ થાય છે અને તેમાં બીજા કોઈની અપેક્ષા પડતી નથી. પોતાની મેળે જ થાય છે, તેથી તેને **સ્વયંપ્રકાશ** કહેવાય, આને જ **ધર્મિભૂત જ્ઞાન** જાણવું. **ધર્મભૂત જ્ઞાન** તો **'જાણું છું'** એમ અન્ય જ્ઞાનની અપેક્ષા વિના પોતે પ્રકાશ-માન થઈને પોતાના આશ્રય અહમર્થ આત્માને માટે પ્રકાશમાન થાય તે જાણવું. વળી આ ધર્મભૂત જ્ઞાન સ્વયંપ્રકાશ છતાં બહારના વિષયોને પણ ('આને જાણું છું.' એમ) પ્રકાશ કરી આપે છે, એમાં એને અન્ય જ્ઞાનની અપેક્ષા નહિ આવતી હોવાથી એને પણ **સ્વયં પ્રકાશ** કહેવાય. જેમ સ્વયંપ્રકાશમાન દીપને જોવા માટે બીજા દીપની અપેક્ષા પડતી નથી તેમ આમાં જાણવું. એ રીતે ધર્મભૂત **જ્ઞાન** અને તેનો આશ્રય અહમર્થ **આત્મા** એ બન્નેની સ્વયંપ્રકાશતા કહેવાય. આ રીતે સદા સ્વયંપ્રકાશ હોવાથી જ આત્મામાં ક્યારેય પણ **'હું છું કે નહિ ?'** એવો સંદેહ ઉપજતો નથી. તેમાં પણ 'હું હું' એ રીતે સ્વયંભાસમાન થતા ચેતનનેજ **પ્રત્યક્** કહેવાય, કેમકે 'स्वस्मै स्वेनैव भास-मानत्वं प्रत्यक्त्वं' આ લક્ષણ એમાં જ ઘટતું આવે. ચેતન તો જીવાત્મા તથા પરમાત્મા એ બે જ પ્રમાણસિદ્ધ છે. તેમને બન્નેને **પ્રત્યક્** કહેવાય. પરને ભાસ થાય તે **પરાક્** કહેવાય. ચૈતન્યસ્વરૂપ થકી બીજું બધુંય **પરાક્** કહેવાય. કેમકે તેનો ભાસ પર જે જ્ઞાનાશ્રય અહમર્થ તેને જ થાય છે. માટે જ 'परस्मै भासमानत्वं पराक्त्वं' એવું

પરાક્નું લક્ષણ કર્યું છે. જે ધર્મભૂત જ્ઞાન કહેવાય છે તેનો પ્રકાશપણ પોતાનો આશ્રય જે આત્મા અહમર્થ તેનેજ થતો હોવાથી તેને પણ **પરાક્** કહેવાય. આત્માને અને તેના ધર્મભૂત જ્ઞાનને પણ સ્વયંપ્રકાશ કહેવામાં આવે છે પણ તેમાં આવો ભેદ સમજવો ઘટે. જે 'હું' એમ ન ભાસે તે **પ્રત્યક્** ન કહેવાય, જેમકે ઘટ ક્યારેયપણ 'હું' એમ પ્રકાશ પામતો નથી તો તે પ્રત્યક્ ન કહેવાય. આ પ્રત્યક્ પરાક્ તત્ત્વવિવેક તો 'इदमहं' એવી બુદ્ધિથી અને શબ્દથી થાય છે. એટલે જેનો 'अहं' બુદ્ધિથી અને 'अहं' શબ્દથી વ્યવહાર થાય તે પ્રત્યક્ અને 'इदं' બુદ્ધિથી અને 'इदं' શબ્દથી વ્યવહાર થાય તે **પરાક્** કહેવાય. એમ પ્રત્યક્ પરાક્ તત્ત્વમાં ભેદ છે.

'હું' એવો જે અર્થ એ જ આત્મા છે. મુમુક્ષુઓ અને મુક્તાત્માઓ પણ સ્વાત્મસ્વરૂપને 'હું' એવી બુદ્ધિથી અનુભવે છે અને 'હુ' એવા શબ્દથી વ્યવહરે છે. જેમ અહમર્થ જીવાત્મા સ્વયં જ્ઞાનસ્વરૂપ હોઈને જ્ઞાનનો આશ્રય જ્ઞાતા છે તેમ પરમાત્મા પણ જ્ઞાનસ્વરૂપ અને જ્ઞાતા છે. માટે જ શ્રુતિ સ્મૃતિઓ તેમને બન્ને પ્રકારે વર્ણવે છે. પરમાત્મા પણ સ્વસ્વરૂપને સર્વદા 'હું' પદથી અનુભવે છે અને વ્યવહરે છે. એમાં એમને અન્ય કોઈની પણ અપેક્ષા નહિ પડતી હોવાથી સ્વયંપ્રકાશમાન અને પ્રત્યક્ કહેવાય. 'હું જાણું છું' એવું જે પરમાત્માનું જાણવારૂપ જ્ઞાન કે જેને સર્વજ્ઞપણું કહે છે તે જ્ઞાનના વિષયને પ્રકાશ કરવામાં અને પોતાના પ્રકાશમાં અન્ય જ્ઞાનની અપેક્ષા નહિ પડતી હોવાથી એને પણ **સ્વયંપ્રકાશ** કહેવાય. આવો અભિપ્રાય શાસ્ત્રીય હોવાથી આ પ્રબન્ધમાં શ્રીહરિ પણ મધ્ય ૩૯ 'શ્રુતિ સ્મૃતિ તેમાં જેને બ્રહ્મરૂપ કહ્યા છે, જ્યોતિરૂપ કહ્યા છે. જ્ઞાનરૂપ કહ્યા છે' એમ બ્રહ્મને જ્ઞાનસ્વરૂપપણે નિરૂપવાપૂર્વક જ્યોતિરૂપ (સ્વયંપ્રકાશ) પણે પ્રતિપાદન કરે છે. વચ૦-ઉપો૦ **'સ્વપ્રકાશ** છે' એમ શબ્દથી પણ સ્વયંપ્રકાશતાને કહે છે. અર્થ તો ઉપર કહ્યો એજ મળતો જાણવો.

પરંબ્રહ્મ પરમાત્માનો જે **'અહું'** પ્રત્યય છે તે **જ્ઞાનસ્વરૂપ** અને **જ્ઞાતા** એવા પોતાની સાથેજ સદાય સંલગ્ન છે. સર્વજ્ઞ પરમાત્મા 'हन्ताहमिमास्तिस्रो देवताः' (छा. उ.) એમ સૃષ્ટિના સમારંભમાં જગત્સ્રષ્ટા પોતાને 'अहं' એમ વ્યવહરે છે અને અનુભવે છે. પરમાત્માએ **'અહ'** એમ કરેલો વ્યવહાર સાક્ષાત્ શ્રુતિએજ અનુવાદ કર્યો છે. 'सोऽकामयत बहु स्यां प्रजायेय' (तै.उ.) 'स ईक्षत लोकान्नु सृजा इति' (ऐ. उ.) ઇત્યાદિ બહુ શ્રુતિઓમાં પરમાત્માએ સ્વસ્વરૂપનો 'અહ' એમ કરેલો વ્યવહાર જણાવ્યો છે. જ્યાં **'અહ'** એમ સાક્ષાત્ શબ્દ ન હોય ત્યાં 'अस्मद्युत्तमः' આ નિયમને અનુસરે 'स्यां' 'प्रजायेय' 'सृजै' આ ઉત્તમ પુરુષના બળથી **'અહ'** એ શબ્દની સિદ્ધિ સમજી લેવી. ભગવાન્ શ્રીકૃષ્ણે પણ ક્ષરાક્ષરાતીત પુરુષોત્તમ સ્વાત્મસ્વરૂપનો વ્યવહાર કે અનુભવ 'यस्मात्क्षरमतीतोऽहं...प्रथितः पुरुषोत्तमः' 'अहमात्मा गुडाकेश' 'अहं कृत्स्नस्य जगतः' 'अहं सर्वस्य प्रभवः' 'वेदाहं समतीतानि' 'अहं त्वां सर्वपापेभ्यः' એમ ગીતામાં **'અહ'** પણ અનેકવાર કર્યો છે. ભગવાન્ શ્રીહરિએ પણ આ પ્રબન્ધમાં પ્ર૦ ૧૮ 'અને હું તો અનાદિ મુક્ત છું' પ્ર૦ ૩૫ 'તે હું તમને જેવી તેવી' મધ્ય૦ ૧૦ 'હું તો દત્તાત્રેય' એમ

હુંપણે કરેલો આત્મસ્વરૂપવ્યવહાર બહુધા છે. આવો જે 'હું હું' પણે કરેલો વ્યવહાર કે અનુભવ તે આભિમાનિક અહંકારથી નહિ, કારણ કે જ્ઞાનસ્વરૂપ સર્વજ્ઞ સર્વેશ્વર નિર્ગુણ પરમાત્મસ્વરૂપમાં આભિમાનિક અહંકાર સંભવેજ નહિ. પ્રકૃતિના પરિણામરૂપ જે અહંકાર તેતો સ્વરૂપથી જડ હોવાથી પોતે 'अहं' એવો વ્યવહાર કરી શકે જ નહિ. તેમ શરીરપણ જડ હોવાથી એવો વ્યવહાર કદાપિ કરી શકે નહિ. માટે અહમર્થ તો પરમાત્મસ્વરૂપ છે. તે જ્ઞાનસ્વરૂપ અને જ્ઞાનગુણક હોવાથી **જ્ઞાન જ્ઞાતા** એમ બન્ને પ્રકારે શ્રુતિ સ્મૃતિઓ વર્ણવે છે. જ્ઞાનાશ્રયપણું કહો કે ચેતનપણું કહો એ બન્નેનો એકજ અર્થ છે. માટેજ સર્વજ્ઞ પરમાત્માને 'चेतनश्चेतनानां' (श्वे. उ.) એમ પરમચેતનપણે પ્રતિપાદે છે. આવો અભિપ્રાય હોવાથી જ 'विभुत्वे सति चेतनत्वं એવું લક્ષણ પરમાત્માનું કર્યું છે તે સુસંગત છે. શિક્ષાપત્રીના 'चिद्रूपः' આ મૂળ પદનું વ્યાખ્યાન, તેની ટીકામાં 'चित्-चैतन्यमेव रूपं-स्वरूपं यस्य सः, ज्ञानस्वरूप इति यावत्' એમ કર્યું છે. આ ઉપરથી ચિત્ ચૈતન્ય જ્ઞાન આ બધા શબ્દો પર્યાય સમજાય છે. પરમાત્મામાં વપરાએલા ચિત્ ચૈતન્ય શબ્દનો પણ એવોજ અર્થ સમજી લેવો. પરં ચિત્ શબ્દ કોઈ સ્થળે **જ્ઞાતારૂપ** અર્થમાં પણ લેવાય છે. 'विपश्चिता' આ શ્રુતિમાં **ચિત્**શબ્દ જ્ઞાતૃરૂપ અર્થમાં લીધો છે. વિપશ્ચિત્ પદનો 'સર્વજ્ઞ ચેતન' એવો અર્થ થાય. મધ્ય૦ ૧૭. 'અને ભગવાનનું સ્વરૂપ કેવળ ચૈતન્યમય સમજે તેની સમજણ ઠીક છે' પં૦ ૭માં 'પરમ ચૈતન્ય સત્ ચિત્' મધ્ય૦ ૩૯ 'જ્ઞાનરૂપ કહ્યા છે' આવા શબ્દો આવે છે એનો પણ ઉપર પ્રમાણે અર્થ જાણી લેવો. આ બધા શબ્દો પરમાત્મનિરૂપણમાં આવતા હોવાથી તેના અર્થની સ્પષ્ટતા અહીં કરી છે. આ રીતે જ્ઞાનની વાત કરી.

## પરમાત્માની આનંદસ્વરૂપતા—

હવે આનંદની વાત કરીએ-**આનંદ** એ પણ એક પ્રકારનું જ્ઞાનજ છે, અનુકૂળ જ્ઞાનનેજ આનંદ કહે છે. આ અર્થ 'विज्ञानमानन्दं ब्रह्म' (बृ. उ.) આ શ્રુતિએ 'આનંદરૂપ જે વિજ્ઞાન એજ બ્રહ્મ છે' એમ સમજાવ્યો છે. જ્ઞાન અને આનંદ પદની પ્રવૃત્તિનું નિમિત્ત જુદું જુદું છે. જ્યારે સ્વયંપ્રકાશતા કહેવી હોય ત્યારે **જ્ઞાન** પદથી અને જ્યારે અનુકૂળતા કહેવી હોય ત્યારે **આનંદ** પદથી વ્યવહાર થાય. બન્નેનું પ્રવૃત્તિનિમિત્ત જુદું હોવાથી જુદાં પદ છે. જ્ઞાનસ્વરૂપ પરમાત્મા, સારભૂત પ્રધાન **આનંદ** ગુણથી નિરૂપણીય હોવાથી તેમનો **આનંદ** શબ્દથી પણ વ્યવહાર થાય. આ અર્થ 'आनन्दो ब्रह्मेति व्यजानात्' 'यदेष आकाश आनन्दो न स्यात्' 'आनन्दोऽजरोऽमृतः' 'कं ब्रह्म खं ब्रह्म' ઇત્યાદિ શ્રુતિઓએ સ્ફુટ સમજાવ્યો છે. 'कं' શબ્દ સુખનો વાચક છે. સુખ કહો કે આનંદ કહો બન્નેનો એકજ અર્થ છે. આનંદ છે તે પરબ્રહ્મનો સારભૂત પ્રધાન ગુણ છે. એ અર્થ પણ 'स एको ब्रह्मण आनन्दः' 'आनन्दं ब्रह्मणो विद्वान्' 'अन्योऽन्तर आत्मा आनन्दमयः' 'विज्ञानघन एवायमानन्दमयः' ઇત્યાદિ શ્રુતિઓએ વર્ણવ્યો છે. આ અર્થની સ્પષ્ટતા 'आनन्दमयोऽभ्यासात्' 'आनन्दादयः प्रधानस्य' આ વ્યાસસૂત્રના ભાષ્યમાં સારી રીતે કરી

છે. જેમ પરમાત્માનું જ્ઞાતાપણું છે તેમજ 'स एको ब्रह्मण आनन्दः' આ શ્રુતિએ બ્રહ્મ થકી આનંદનો વ્યતિરેક વ્યપદેશ કરેલો હોવાથી બ્રહ્મ આનંદમાત્ર નહિ પણ **આનંદી**–આનંદ ગુણના આશ્રય પણ છે એમ તાત્પર્ય કાઢ્યું છે. જ્ઞાતાપણા થકી આનંદીપણું જુદું નથી પણ એકજ છે. તાત્પર્ય એવું છે કે–એક જ્ઞાન દ્રવ્ય છે અને એક આનંદ દ્રવ્ય છે એમ બે દ્રવ્યનું મિશ્રણ નથી. દ્રવ્ય તો એક જ્ઞાનજ છે. આનંદ તો એની એક અનુકૂળ અવસ્થા છે. જ્ઞાન આનંદને એક સાથે વ્યપદેશ કરવાનું કારણ તો પૂર્વોક્તજ છે. આવા અનુસંધાનથી શ્રીરામાનુજાચાર્યે ગીતાભાષ્યના ઉપોદ્‌ઘાતમાં પરમાત્મસ્વરૂપને 'अनन्तज्ञानानन्दैकस्वरूपः' એવું વિશેષણ આપ્યું છે. 'આનંદરૂપ જે જ્ઞાન એજ એક સ્વરૂપ જેમનું છે' એવો તાત્પર્યાર્થ સમજાવ્યો છે. સર્વવ્યાપક પરમાત્મસ્વરૂપનો કોઈપણ પ્રદેશ (અંશ) એવો નથી કે જે પોતાને અનુકૂળ અને અપ્રકાશમાન હોય. સંપૂર્ણપણે અનુકૂળ અને પ્રકાશમાન છે. માટે 'ज्ञानानन्दैकस्वरूपः' એવો નિર્દેશ કર્યો છે તે સુસંગત છે. આ તત્ત્વાર્થ વચનામૃતમાં અનુસ્યૂત છે— પં. ૭ 'ભગવાનની મૂર્તિ તેને પરમ ચૈતન્ય સત્ ચિત્ આનંદમય જાણે છે' મધ્ય ૩૯ 'શ્રુતિ સ્મૃતિ તેમાં જેને જ્યોતિરૂપ કહ્યા છે જ્ઞાનરૂપ કહ્યા છે' પ્ર. ૭૮ 'જય સચ્ચિદાનંદ કહીને' પં૦ ૧ 'ને સુખરૂપ જે ભગવાન....પં'ડે ભગવાનમાં જેવું સુખ છે તેવું કોઈને વિષે નથી' લોયા ૧૮ 'ભગવાન તો સચ્ચિદાનંદરૂપ છે... અને અતિશે સુખસ્વરૂપ છે. અંત્ય. ૩૯ 'અને જે ભગવાન છે તે તો સર્વ સુખમાત્રના રાશિ છે' લોયા. ૭ 'આનંદમય બ્રહ્મ કહ્યો છે' આ રીતે શ્રીમુખે ભગવાનને જ્ઞાનાનંદસ્વરૂપપણે અને જ્ઞાનાનંદગુણકપણે નિરૂપ્યા છે. જ્ઞાન કહો કે ચિત્ કહો બન્નેનો એકજ અર્થ છે. આનંદ કહો કે સુખ કહો બન્નેનો એકજ અર્થ છે. **'સચ્ચિદાનંદ'** એવું ભગવાનનું ગુણાનુગુણ મંગળ નામ છે. અર્થવિશેષને લીધે એ નામનો ઉચ્ચાર શ્રીમુખે બહુશઃ કરેલો આ ગ્રંથમા પ્રસિદ્ધ છે. જેમ શાસ્ત્રમાં સત્ ચિત્ આનંદ આ શબ્દો જુદા જુદા આવે છે તેમ સ. પ્ર. ૩ અ. ૫૫માં એ ત્રણ નામો જુદાં પણ લીધાં છે.

### પરમાત્માની અનંતતા—

જ્ઞાનાનંદૈકસ્વરૂપપણે નિરૂપેલા પરંબ્રહ્મને **અનંત**પણે નિરૂપ્યા છે. જેનો **અંત**–અવધિ ન હોય તે **અનંત** કહેવાય. અંત અવધિ પરિચ્છેદ માપ પરિમાણ આ બધા શબ્દો પર્યાય છે. તાત્પર્યાર્થ એવો છે કે–સર્વ કોઈ પદાર્થનો અમુક પરિમાણ (માપ) પ્રમાણપ્રતિપન્ન હોય છે. પરિમાણ તો **અણુ, મધ્યમ** અને **વિભુ** એમ ત્રણ પ્રકારે કહેવાય છે. જીવાત્માને વિભુ પરિમાણનો પ્રતિષેધ કરવા પૂર્વક 'एषोऽणुरात्मा' એમ અણુ–પરિમાણપણે અને પરમાત્માને અણુ–પરિમાણનો પ્રતિષેધ કરવાપૂર્વક 'नित्यं विभुं' એમ વિભુ પરિમાણપણે નિરૂપે છે. એમ બન્નેનો સ્વરૂપથી અત્યંત ભેદ જણાવવા **અણુત્વ, વિભુત્વ** શાસ્ત્રોમાં સયુક્તિસ મજાવ્યું છે. **મધ્યમ ( અવાંતર ) પરિમાણતો બીજા પદાર્થોમાં છે. તેમાં અનેકવિધતા હોવાથી**

નિર્વિકારી આત્મા પરમાત્મામાં સંભવે નહિ. જેનાથી કોઈ નાનું વસ્તુ ન હોય તે **અણુ** અને જેનાથી કોઈ મોટું વસ્તુ ન હોય તે **વિભુ** એવો એનો સ્પષ્ટાર્થ છે. **દેશથી, કાળથી અને વસ્તુથી** એમ ત્રણ પ્રકારે પરિચ્છેદ મનાય છે. 'આ દેશમાં છે અને આ દેશમાં નથી' એને **દેશપરિચ્છેદ** કહે છે. જેમ અમુક વસ્તુ એક દેશમાં હોય તો તે બીજા દેશમાં ન હોય તેમ. 'આ કાળમાં છે અને આ કાળમાં નથી' એને **કાળપરિચ્છેદ** કહે છે. જેમ અમુક વસ્તુ એક કાળમાં હોય તો તે બીજા કાળમાં ન હોય તેમ. 'આ વસ્તુને આ વસ્તુ ન કહેવાય' એને **વસ્તુપરિચ્છેદ** કહે છે. જેમ ઘટને પટ ન કહેવાય અને પટને ઘટ ન કહેવાય તેમ. આ ત્રિવિધ પરિચ્છેદો પરિચ્છિન્ન (માપવાળી) વસ્તુઓમાં કહી શકાય છે. પરમાત્મા તો આ ત્રિવિધ પરિચ્છેદે રહિત હોવાથી **અપરિચ્છિન્ન** (અમાપ) કહેવાય છે. પરમાત્માને 'આ દેશમાં છે અને આ દેશમાં નથી' એમ કદાપિ કહી શકાય નહિ, કેમકે તેતો 'महान्तं विभुमात्मानं' આમાં કહ્યા પ્રમાણે વિભુ–સર્વ વ્યાપક મહાસ્વરૂપ હોવાથી સર્વ દેશમાં એક સાથે રહ્યા છે. અલ્પપણ દેશ એમના વિના ખાલી નથી. 'जले विष्णुः स्थले विष्णुः' એવી અભિયુક્તિ છે. તેમજ પરમાત્માને 'આ કાળમાં છે અને આ કાળમાં નથી' એમ કહી શકાય નહિ, કેમકે તે તો 'नित्यो नित्यानां' એમાં કહ્યા મુજબ નિત્ય (આદ્યંતે રહિત) હોવાથી કોઈપણ કાળમાં ન હોય એમ નહિ. ભૂત ભવિષ્ય વર્તમાન સર્વ કાળમાં એક સાથે સદાય વિદ્યમાન સનાતન છે. તેમજ 'આ વસ્તુને બ્રહ્મ કહેવાય અને આ વસ્તુને બ્રહ્મ ન કહેવાય' એમ નહિ. કેમકે તે તો 'सर्वव्यापी सर्वभूतान्तरात्मा' આમાં કહ્યા પ્રમાણે સર્વ વસ્તુઓમાં આત્માપણે વ્યાપ્ત હોવાથી સર્વને બ્રહ્મ કહી શકાય. આ તત્ત્વાર્થ 'सर्वं समाप्नोषि ततोऽसि सर्वः' આ ગીતાવચનમાં અતિવ્યક્ત છે. આવા અભિપ્રાયથી જ 'पुरुष एवेदं सर्वं' 'आत्मैवेदं सर्वं' 'नारायण एवेदं सर्वं' 'तत्त्वमसि' 'अयमात्मा ब्रह्म' 'विश्वं विष्णुः' 'ज्योतींषि विष्णुर्भुवनानि विष्णुः' ઇત્યાદિ શ્રુતિ સ્મૃતિઓ સર્વને બ્રહ્મરૂપે નિરૂપે છે. આનો નિર્ગલિતાર્થ લોયા ૭ 'ભગવાન સર્વના કારણ છે અને સર્વના આધાર છે માટે એ સર્વને (અન્નમય મનોમય વિજ્ઞાનમય) બ્રહ્મ કહ્યા છે. પણ એ સર્વે શરીર છે અને એ સર્વેના શરીરી તે ભગવાન છે' લોયા ૧૩ 'અને એ નારાયણને લઈને તો જેને વિષે મોક્ષરૂપ કહીએ તેને વિષે સંભવે અને એને લઈને બ્રહ્મા શિવ નારદ સનકાદિક એ સર્વને ભગવાન કહેવાય છે' પં૦ ૨ 'એ પરાત્પર એવા જે પુરુષોત્તમ ભગવાન્ તેનું એ પ્રકૃતિ પુરુષાદિક સર્વને વિષે અન્વયપણુ છે માટે એ સર્વે ભગવાન છે...અને એ વાત દૃઢ કરવાને અર્થે શ્રુતિ છે જે 'सर्वं खल्विदं ब्रह्म' 'नेह नानास्ति किञ्चन' 'इदं हि विश्वं भगवान्' આ રીતે શ્રીમુખે સપ્રમાણ કહ્યો છે. 'આ દેશમાં નથી, આ કાળમાં નથી' એની પેઠે 'આ વસ્તુમાં છે અને આમાં નથી' એમ પણ પ્રકારાંતરે પણ **વસ્તુપરિચ્છેદ** કહેવાય. જેમ તિલમાં તૈલ છે અને

વેણુમાં નથી તેમ. બ્રહ્મ તો તેવા પરિચ્છેદે રહિત છે, કેમકે તેતો યત્કિંચિત્ સર્વમાં અંદર બહાર રહેલું હોવાથી 'આ વસ્તુમાં નથી' એમ કદાપિ કહેવાય નહિ. 'આ કહ્યા એટલાજ ગુણો છે પણ બીજા નથી' એમ ગુણથી પણ પરિચ્છેદ અન્ય પ્રકારે કહેવાય. આતો પરિમિત ગુણવાળા આપણે વિષે કહેવાય. ભગવાનમાં તો **ગુણથી** પરિચ્છેદ કહી શકાય નહિ, કેમકે 'समस्तकल्याणगुणात्मकोऽसौ' 'गुणैकराशिः' (વિ. પુ.) એમાં કહ્યા મુજબ અસંખ્યેય કલ્યાણ ગુણાકર છે. અથવા 'આ આને સમ છે કે આ આનાથી ન્યૂન છે' એમ સમાન્તરપણું કે અધિકાંતરપણું એ પણ એક વસ્તુ-પરિચ્છેદ કહેવાય. લોકમાં 'આને આ સામાન છે, આનાથી આ અધિક છે' એવો વ્યવહાર બહુધા વર્તતો હોવાથી આપણે વિષે એવો વસ્તુપરિચ્છેદ ઘટે. પરમાત્મા તો આવા પરિચ્છેદે રહિત છે, કેમ કે એમને કોઇપણ સમાન નથી તેમજ એમનાથી કોઈ-પણ અધિક નથી. પોતે જ પોતાને સમાન છે. પોતા થકી અન્ય અધિક તો હોય જ ક્યાંથી ? આ જે સમાધિકે રહિતપણું કહ્યું તે સર્વ પ્રકારે નિરુપાધિક નિરવધિક ઉત્કર્ષ-રૂપ સમજવું. આનું પર્યવસાન નિત્યનિર્દોષપણાએ યુકત સમસ્ત કલ્યાણગુણ પરિપૂર્ણતામાં થાય છે. એટલે પરમાત્મા સમસ્ત દોષે રહિત અને સમસ્ત કલ્યાણગુણે પરિપૂર્ણ છે. આવા તો પોતે એકજ છે, બીજો કોઈ નથી. ઉપર જે ગુણથી અપરિચ્છેદ પૃથક્ કહ્યો છે તે આની અંદર સ્વયં આવી જાય છે. આ તત્ત્વાર્થ 'न तत्समश्चाभ्यधिकश्च दृश्यते' 'तेनार्हति ब्रह्मणा स्पर्धितुं कः' 'तेन कोऽर्हति स्पर्धितुं' (अष्ट, २ प्र. ७) (તે બ્રહ્મ સાથે 'હું સમાન છું કે અધિક છું' એવી સ્પર્ધા કરવા કોણ યોગ્ય થાય ? કોઇપણ નહિ) 'नास्ति नारायणसमः' ઇત્યાદિ શ્રુતિ સ્મૃતિમાં વ્યકત છે. આ સમસ્ત પ્રકારના પરિચ્છેદે રહિતપણા રૂપ અર્થ 'नित्यं विभुं सर्वगतं' આ શ્રુતિમાં અતિ સ્પષ્ટ છે. અન્ય પદાર્થમાં પ્રતીત થતા આવા અવધિઓએ રહિતપણું એજ અનંતપણું જાણવું. એટલે સર્વ દેશ, સર્વ કાળ, સર્વ વસ્તુમાં વ્યાપવારૂપ જાણવું. જે સ્વરૂપથી અનવધિ હોય એજ સર્વમાં વ્યાપક હોઈ શકે. જે સર્વવ્યાપક મહતો મહીયાન્ હોય એજ સર્વની સાથે સંબન્ધ ધરાવી શકે. પરિમાણમાં મોટા થકી મોટાપણું એ એનો સ્પષ્ટાર્થ છે. આવો ભાવાર્થ હોવાથી જ વિષ્ણુનામ સહસ્રમાં આવેલા **અનંત** નામની 'देशतः कालतो वापि गुणतो वस्तुतोऽपि वा । अवधिर्यस्य नास्तीति सोऽनन्तः समुदाहृतः ॥' એવી સર્વવિધ અવાધએ રહિતપણારુપ અર્થને અનુગુણ નિરુક્તિ કરી છે. આ તત્ત્વાર્થ કહેવા માટેજ 'अथैतस्यैवान्तो नास्ति यद्ब्रह्म' 'अनन्तमूर्तये' 'न ते विष्णो...महिम्नः परमन्तमाप' 'अथात आदेशो नेति नेति' 'त्वया ततं विश्वमनन्तरुपं' 'नास्त्यन्तो विस्तरस्य मे' 'नान्तोऽस्ति मम दिव्यानां विभूतीनां' 'नान्तं गुणानां गच्छन्ति तेनानन्तोऽयमुच्यते' ઇત્યાદિ શ્રુતિ સ્મૃતિઓ પ્રવર્તી છે. આ રીતે **સ્વરૂપ રૂપ ગુણ વિભૂતિ** વગેરે સર્વ પ્રકારથી **અનંતપણુ** પ્રતિપાદન કર્યું છે.

આનો નિર્ગલિતાર્થ આ ગ્રંથમાં સ્પષ્ટ છે-મધ્ય ૫૩ 'અને નિગમ પણ જેના મહિમાને 'नेति नेति' (અવધિએ રહિત) કહે છે' મધ્ય ૬૭ 'ભગવાન્ જેવો કોઇ

થવા માટે સમર્થ નથી. શા માટે જે ભગવાનનો મહિમા...એ આદિક જે અનંત કલ્યાણકારી ગુણ તેના પારને શેષ શારદા બ્રહ્માદિક દેવતા તથા ચાર વેદ એ પામતા નથી અને ભગવાન્ પોતે પણ પોતાના મહિમાના પારને પામતા નથી. માટે ભગવાન્ તો સર્વે સામર્થીએ કરીને અપાર છે...શા માટે જે તે સમુદ્ર તો અપાર છે તેમજ ભગવાનનો મહિમા પણ અતિશે અપાર છે માટે કોઈ રીતે કરીને વધે ઘટે એવો નથી' **(સમુદ્રના દૃષ્ટાંતથી સ્વરૂપ ગુણાદિકની સર્વ પ્રકારથી અપરિચ્છિન્નતા કહી)** લો૦ ૧૦ 'અને તે ભગવાનનો મહિમા તો એમ સમજે જે 'द्युपतय एव ते न ययुरन्तमनन्तया त्वमपि' ઇત્યાદિ શ્રુતિએ ભગવાનનો મહિમા અતિશે પ્રતિપાદન કર્યો છે. **(આથી સપ્રમાણ અનંતપણું કહ્યું)** અંત્ય.૩૯ માટે 'ભગવાનની તો બહુજ મોટાઈ છે' મોટાઈ તો સ્વરૂપ રૂપ ગુણ વિભૂતિ વગેરે સર્વ પ્રકારથી લઈ શકાય છે. અંત્ય. ૩૯ 'તથા ભગવાન સાથે બીજાને દાવ (સમાધિકપણાની સ્પર્ધા) બંધાય એમ પણ નથી જણાતું, માટે ભગવાન્ તો એકજ છે પણ બીજો કોઈ એ જેવો થતો નથી' લોયા. ૧૩ 'માટે એ નારાયણ જેવાતો એક નારાયણજ છે પણ બીજો તે જેવો થતો નથી અને 'एकमेवाद्वितीयं' એ શ્રુતિનો પણ એજ અર્થ છે જે એ નારાયણ જેવાતો એક નારાયણ જ છે' **(આથી સમાધિકતારહિતતારૂપ વસ્તવપરિચ્છેદ કહ્યો)** લોયા ૧૩ 'જેમ ચંદ્રમા છે ને તારા છે તેમાં ભેદ છે કે નહિ ? જુવોને પ્રકાશકપણે કરીને (ગુણથી) સરખા નથી અને બિંબમાં પણ ઘણોજ ભેદ છે (સ્વરૂપથી) અને સર્વ ઔષધિનું પોષણ તે પણ ચંદ્રમાવતેજ થાય પણ બીજે તારે ન થાય અને રાત્રિનો અંધકાર તે પણ ચંદ્રમાએ કરીને ટળે પણ તારાએ કરીને ટળે નહિ તેમ નારાયણ તથા મુક્તોમાં ભેદ છે.' **(આથી ભગવાનની સ્વરૂપ રૂપ ગુણાદિકથી અપરિચ્છિન્નતારૂપ અનંતતા સદૃષ્ટાંત જણાવી)** પ્ર. પર 'યોગશાસ્ત્રે ભગવાનને મૂર્તિમાન્ કહ્યા છે તેને પરિચ્છિન્ન સમજે પણ સર્વાન્તર્યામી અને પરિપૂર્ણ એવા ન સમજે...તથા એકદેશસ્થપણું સમજાઈ જાય પણ સર્વાન્તર્યામીપણું અને પરિપૂર્ણપણું ન સમજાય' **(આથી દેશકૃત પરિચ્છેદે રહિતતા રૂપ પરિપૂર્ણતા કહી. એજ અનંતતા જાણવી)** લોયા. ૪ 'ને તે ભગવાનનું સ્વરૂપ સર્વ કાળનેવિષે સત્ય છે' લોયા. ૧૪ 'પુરૂષોત્તમ એ નિત્ય છે' **(આથી કાળકૃત પરિચ્છેદે રહિતતારૂપ અનંતતા કહી)** પ્ર. ૪૧ 'એવી રીતે એક પુરુષોત્તમ ભગવાન્ છે તે અંતર્યામિરૂપે કરીને એ સર્વેને વિષે પ્રવેશ કરીને રહ્યા છે' **(આથી આ વસ્તુમાં નથી એવો જે વસ્તુપરિચ્છેદ તેનો અભાવરૂપ અનંતતા કહી)** આ રીતે શ્રીમુખે ભગવાનના સ્વરૂપ ગુણાદિકનું સર્વવિધ પરિચ્છેદે રહિતતારૂપ **અનંતપણું** કહ્યું છે.

## પરમાત્માનું સત્યત્વ તથા અમલત્વ—

અનંતપણે નિરૂપેલા પરમાત્માને 'सत्यं' 'सदेव' 'सत्यस्य सत्यं' 'सत्यं त्वेव विजिज्ञासितव्यं' 'निरवद्यं निरञ्जनं' 'य आत्माऽपहतपाप्मा विजरो विमृत्युः' 'अजरोऽमरः' 'निर्गुणः' 'शु पर निर्मलमेकरूपं' 'एकरूपरूपं च सदा हेयाभावाच्च निर्मलम्'

ઇત્યાદિ શ્રુતિ સ્મૃતિમાં કહ્યા મુજબ **સત્યત્વ** તથા **અમલત્વ** ધર્મથી પણ નિરૂપ્યા છે. સતત એક રૂપે રહેવાપણું–ક્યારેક પણ નામાંતર કે રૂપાંતર વિકારને યોગ્ય ન થવાપણું એજ ખરીરીતે **સત્યત્વ** કહેવાય અને સદાય સમસ્ત હેય દોષે રહિતપણું એ **અમલત્વ** કહેવાય. અમળ કહો કે નિર્મળ કહો બન્નેનો એકજ અર્થ છે. તાત્પર્ય એવું છે કે–'य आत्मनि तिष्ठन्' 'यः पृथिव्यां तिष्ठन्' 'यश्चक्षुषि तिष्ठन्' 'यो रेतसि तिष्ठन्' ઇત્યાદિ શ્રુતિમાં કહેલાં સ્વશરીરભૂત ચિત્ અચિત્ દોષસ્થાનોમાં અંતરાત્મા શરીરીપણે વસ્તુતાએ સદાય રહેવા છતાં પણ તેના તેના વિકાર અને દોષનો ગંધપણ આકાશવત્ અડતો નથી. પરમાત્માની સત્યતામાં અને અમળતામાં આ મહાન્ વિશેષ છે. જે બીજામાં રહેલા સમસ્ત હેય દોષોને હરનારા હરિ છે તે પોતામાં દોષોને સહન કરી શકેજ નહિ એમાં કાંઈ કહેવાનું રહેતું નથી. જેમ અંધકારનું વિરોધિ તેજ હોવાથી જ્યાં તેજ હોય ત્યાં અંધકાર ઉભો રહેજ નહિ–પલાયન કરી જાય. જેમ સર્પનો વિરોધી ગરુડ હોવાથી જ્યાં ગરુડ હોય ત્યાં સર્પ ઉભોજ રહે નહિ. તેમ પરમાત્મા વિકારાદિ અને કલેશકર્માદિ સમસ્ત દોષોના કટ્ટા વિરોધી હોવાથી એમની પાસે એકપણ અણુપણ દોષ ક્ષણપણ ઉભો રહી શકે નહિ. આ રીતે પરમાત્માના સ્વરૂપને નિરૂપનારા **સત્યત્વ અમલત્વ** ધર્મો છે.

ઉપરનો રહસ્યાર્થ શ્રીહરિએ પોતાના અમૃત વચનથી અનુવાદ કર્યોછે–પ્ર. ૪૨ 'સત્યસ્વરૂપ એવા ભગવાન્' વર૦ ૭ 'એતો ભગવાનનું સ્વરૂપ જ એવું છે જે માયામાં અન્વય થયા થકાપણ વ્યતિરેક છે, પણ ભગવાનને એમ બીક નથી જે 'રખે હું માયામાં જઉં ને અશુદ્ધ થઈ જઉં'...તે ભાગવતમાં કહ્યું છે જે—'धाम्ना स्वेन सदा निरस्तकुहकं सत्यं परं धीमहि' લોયા૦ ૧૩ 'અને તે ભાગવતમાં કહ્યું છે જે "एतदीशनमीशस्य प्रकृतिस्थोऽपि तद्गुणैः । न युज्यते'...એવી રીતે માયાએ કરીને નિર્લેપપણું તે એક નારાયણનેજ છે' (પ્રકૃતિમાં રહ્યા છતાં પણ તેના ગુણોનો સ્પર્શ નહિ એજ ઈશ્વરનું ખરૂં ઈશ્વરપણું છે) કા૦૭ 'અને એ ભગવાન તો ઉત્પત્તિ, સ્થિતિ અને પ્રલય એ સર્વે કાળને વિષે એક રૂપે કરીનેજ વિરાજમાન છે પણ માયિક પદાર્થની પેઠે વિકારને પામતા નથી.' કા૦ ૮ 'અને જેમ આકાશ છે તે પૃથિવ્યાદિક ચાર ભૂતમાં વ્યાપક છે ને પૃથ્વી આદિક ચાર ભૂત થકી અસંગી છે અને એ ચાર ભૂતની ઉપાધિ તે આકાશને અડતી નથી...તેમ પુરુષોતમ ભગવાન્ સર્વના આત્માપણે કરીને સર્વને વિષે રહ્યા છે તો પણ અતિશે નિર્વિકાર છે ને અસંગી છે ને પોતે પોતાના સ્વભાવે યુકત છે' ઇત્યાદિ. આ રીતે વિકારાભાવરૂપ **સત્યત્વ** અને કલેશાદિ દોષાભાવરૂપ **અમલત્વ** સદૃષ્ટાંત નિરૂપ્યું છે.

## પરમાત્માની ઈતર સમસ્તથકી વિલક્ષણતા—

ઉપરના જ્ઞાનાનંદાદિ અસાધારણ ધર્મોથી પરમાત્માની વિલક્ષણતા સાધી છે. તેમાં **જ્ઞાન**પદથી મુકતો થકી પરંબ્રહ્મની વિલક્ષણતા જણાવી, મુકતો તો મુકિત પહેલાં સંકુચિત જ્ઞાનવાળા હોવાથી એમને ખરી રીતે અસંકુચિત જ્ઞાનવાળા ન કહેવાય.

**અનંત** પદથી પરબ્રહ્મની નિત્યમુક્તો થકી વિલક્ષણતા જણાવી, નિત્યમુક્તો અસંકુચિત જ્ઞાનવાળા છે પણ તેમાં તો સ્વરૂપ સ્વભાવથી સાતિશયતા હોવાથી અનંતપણું સંભવે નહિ. **સત્ય** અને **નિર્મળ** પદથી વિકારના સ્થાનભૂત પ્રકૃતિ અને તેના સંસર્ગવાળા જીવાત્મા થકી પરંબ્રહ્મની વિલક્ષણતા જણાવી. પ્રકૃતિમાં સતત એક રૂપે નહિ રહેવા રૂપ દોષ અને જીવમાં અજ્ઞાન દુઃખાદિ અનેક દોષો હોવાથી એમાં નિરુપાધિક સત્યત્વ અમલત્વ કહેવાય નહિ. આ રીતે આ મુખ્ય ધર્મોથી પોતા થકી ઇતર સમસ્ત થકી પરમાત્માની વિલક્ષણતા સાધી છે. વિલક્ષણતા જણાવવા માટે જ આ પદોનો પ્રયોગ છે. અભિપ્રાય એવો છે કે–જો જગત્કર્તા કોઈ પરમેશ્વરને માનવા તો જગત થકી વિલક્ષણ જ માનવા જોઈએ. જગતને સમાન સ્વરૂપ સ્વભાવવાળા માનવામાં આવે તો પરમેશ્વર પણ પરિચ્છિન્ન પરિણામી સદોષ અકલ્યાણગુણ જ ઠરે. એવા માનવાથી કશો અર્થ નથી. એના કરતાં તો પરમેશ્વરને ન માનવા એ સારૂ છે. માટે જ શાસ્ત્રો જડચિદાત્મક જગત થકી પરમેશ્વરની સ્વરૂપ સ્વભાવાદિ સર્વ પ્રકારથી વિલક્ષણતા (જુદાઈ) જણાવવા તેમના સ્વરૂપ ગુણાદિકને **પર પરમ નિરતિશય નિરુપાધિક નિત્ય** વગેરે વિશેષણો આપે છે. અને વિલક્ષણતા સાધક ધર્મોથી તેમને નિરૂપે છે. તમામ સચ્છાસ્ત્રોનું તાત્પર્ય પરમાત્માની જે કોઈ રીતે સર્વ થકી વિલક્ષણતા જણાવામાં જ છે. એથી જ 'सत्यं ज्ञानमनन्तं ब्रह्म' 'आनन्दो ब्रह्म' એમ આરંભ કરે છે. વેદાંતપ્રતિપાદ્ય ઉપરોક્ત સમસ્ત નિર્ગલિતાર્થ ભગવાન્ શ્રીહરિએ સ્વવચનામૃતમાં બીજરૂપે તો વિવેચનરૂપે યથાસ્થિત પ્રદર્શાવ્યો છે, પ્ર૦ ૬૨ ભગવાનને કાળ જેવા **ન** જાણે, **કર્મ** જેવા ન જાણે, સ્વભાવ જેવા ન જાણે, માયા જેવા ન જાણે, પુરુષ જેવા ન જાણે અને સર્વથકી ભગવાનને જુદા જાણે' પ્ર૦ ૬૪ 'અને વસ્તુતાએ તો રૂપવાન્ જે દૃશ્ય અને અરૂપ જે આત્મા એ બેય થકી પુરુષોત્તમ ભગવાન્ **ન્યારા** છે' લોયા ૧૫ 'આ હું છું ને આ પુરુષ છે ને આ અક્ષર છે ને એ સર્વેથી **વિલક્ષણ** એવા આ પુરુષોત્તમ છે' મધ્ય ૨૧ 'એતો એ જીવ ઈશ્વર થકી પર જે પરમેશ્વર' અંત્ય ૩૭ 'તેમ ભગવાન્ સર્વ જીવને વિષે રહ્યા છે તે ભગવાનનું સ્વરૂપ બીજી રીતનું છે' અંત્ય. ૩૭ 'ધામમાં ભક્ત છે તેનો આકાર પણ ભગવાન જેવો છે તો પણ તે પુરુષ છે ને તે ભગવાન્ પુરૂષોત્તમ છે ને તે સર્વમાં શ્રેષ્ઠ છે' ઇત્યાદિ.

### પરમાત્માની વિભુતા અને ચેતનતા—

જ્ઞાનાનંદાદિ અસાધારણ ધર્મોથી નિરૂપેલા પરમાત્મસ્વરૂપમાં બીજા બહુ ધર્મો વર્તે છે, જેથી તેમનો નિરતિશય સમુત્કર્ષ સમજવામાં આવે. પરમાત્માને **વિભુપણે** અને **ચેતનપણે** નિરૂપ્યા છે. આ બે ધર્મોને સાથે લઈને તેમનું 'विभुत्वे सति चेतनत्वं' એવું લક્ષણ પરિષ્કૃત કર્યું છે. જો **વિભુત્વ** માત્ર લક્ષણ કરે તો કાળ અને ધર્મભૂત જ્ઞાનને પણ વિભુપણે માનેલા હોવાથી અલક્ષ્ય તેમાં પણ આ લક્ષણ જતું રહે, તેના નિવારણ માટે **ચેતનત્વ** લીધું છે. કાળ અને ધર્મભૂત જ્ઞાન યદ્યપિ વિભુ છે પણ તેમાં ચેતનત્વ નથી એટલે એ લક્ષણ એમાં જશે નહિ. જો

**ચેતનત્વ** માત્ર લક્ષણ કરે તો જીવ પણ ચેતન હોવાથી અલક્ષ્ય તેમાં આ લક્ષણ જતું રહે, તેના નિવારણ માટે સાથે **વિભુત્વ** લીધું છે, જીવમાં ચેતનત્વ છે પણ વિભુત્વ નથી, કેમકે તે તો અણુપરિમાણ છે. એટલે એમાં એ લક્ષણ જશે નહિ. યદ્યપિ સ્વભાવથી વિભુત્વ ચેતન મુકતોમાં પણ છે પરંતુ સ્વરૂપથી વિભુત્વ નથી. એટલે લક્ષણમાં સ્વરૂપથી વિભુત્વ સમજવું. પરમાત્મા એકજ સ્વરૂપથી **વિભુ** અને **ચેતન** હોવાથી એમાં આ લક્ષણ સુસંગત થાય છે. 'व्यापकत्वे सति चेतनत्वं' 'ज्ञानाश्रयत्वे सति विभुत्वं' આવું શબ્દાંતરથી પણ લક્ષણ કરવામાં આવ્યું છે. અર્થ તો એકજ મળતો છે.

સર્વ દેશમાં સંબન્ધ ધરાવવારૂપ જે વ્યાપકપણું એજ **વિભુત્વ** જાણવું. આવું વિભુત્વ, **સ્વરૂપથી, રૂપથી અને ગુણથી** એમ ત્રણ **પ્રકારે** શાસ્ત્રમાં વર્ણવ્યું છે, તે યથાપ્રકરણ સમજવું ઘટે. તેમાં સ્વરૂપથી જે વિભુત્વ છે એજ મુખ્ય છે. આ તત્ત્વાર્થ શ્રુતિસ્મૃતિઓએ અત્યાદરથી અનુવર્ણવ્યો છે–'नित्य विभु सर्वगतं सुसूक्ष्मं' (मु. उ.) સર્વ કાળમાં સંબદ્ધ હોવાથી કાળપરિચ્છેદે રહિત માટે **નિત્ય** છે. સર્વદેશમાં સંબદ્ધ હોવાથી દેશપરિચ્છેદે રહિત માટે **વિભુ** છે. દેશ તથા કાળપરિચ્છેદે રહિત એટલું જ નહિ પરંતુ બહારજ જેમ એમ ચિદચિદાદિ સર્વની અંદર પણ સ્વરૂપથી સાક્ષાત્ સંબન્ધ (સંયોગરૂપ) ધરાવે છે માટે **સર્વગત** કહ્યા છે. સ્થૂળમાં તો અંદર બહાર સંબન્ધ ધરાવા શકે પણ સૂક્ષ્મ જીવાદિકમાં અંતઃ પ્રવેશરૂપ સંબંધ શી રીતે ધરાવી શકે? તો **સુસૂક્ષ્મ** છે. જીવાદિકથી પણ નિરતિશય સૂક્ષ્મ હોવાથી સૂક્ષ્મ જીવાદિ સર્વની અંદર પણ પોતાના વિભુ ચૈતન્ય આત્મસ્વરૂપથી સાક્ષાત્ સંબન્ધ ધરાવી શકે છે, એમ મળીને ત્રિવિધ પરિચ્છેદે રહિતપણું પરમાત્માનું કહ્યું છે. 'सर्वव्यापी स भगवान्' એમ ભગવાનની સર્વમાં વ્યાપકતા સ્પષ્ટાર્થ શબ્દથી કહી. 'यच्च किञ्चिज्जगत्यस्मिन् दृश्यते श्रूयतेऽपि वा। अन्तर्बहिश्च तत्सर्वं व्याप्य **नारायणः** स्थित.' (તૈત્તિ. આર.) આ જગતમાં જે યત્કિંચિત્ જોવામાં આવે છે અને જે કાંઈ સાંભળવામાં આવે છે તે સર્વની અંદર બહાર વ્યાપીને રહેલા નારાયણ છે. 'नारायणपरं ब्रह्म' 'एको ह वै नारायण आसीत् न ब्रह्मा नेशानः' 'दिव्यो देव एको नारायण.' 'नारायणाद्ब्रह्मा जायते' ઇત્યાદિ શ્રુતિઓમાં પરતત્વનું ભવ બ્રહ્માદિ અન્ય થકી વ્યાવૃત્તિ કરનારૂં અસાધારણ **નારાયણ** નામ છે, તેનો અવયવાર્થ વિષ્ણુ નામ સહસ્રભાષ્યમાં–જેનો **ર**–એટલે ક્ષય–નાશ **ન** એટલે નથી તે **નર** કહેવાય, અર્થાત્ જે ચિત્ અચિત્ છે તે સ્વરૂપથી નાશ નહિ પામતા હોવાથી **નર** કહેવાય. તેનો સમૂહ તે **નાર** કહેવાય. તે નાર **અયન**–આશ્રય જેમને છે–એટલે નારનો આશ્રય કરી વ્યાપકપણે રહેલા. અથવા તે નારના **અયન**–એટલે આશ્રય એટલે તેના અંતરાત્માપણે આધારભૂત તે **નારાયણ** કહેવાય. સ્ફુટ અર્થ એ થયો કે–**નાર** શબ્દવાચ્ય ચિદચિદાત્મક સર્વ વિશ્વમાં અંદર બહાર અંતરાત્માપણે વ્યાપી રહેલા આ રીતે કર્યો છે. નારાયણ નામનો અન્વર્થ અર્થ 'अन्तर्बहिश्च तत्सर्वं व्याप्य' એમ શ્રુતિએજ સ્વયં કર્યો છે. આ જોતાં નારાયણપદનો જ 'સર્વવ્યાપક' એવો અર્થ નક્કી થયો. આથી નારાયણની જ સર્વ વ્યાપકતા અને તેથી પરબ્રહ્મતા શ્રુતિએ જ નિશ્ચિત કરી આપી.

'नारायणाय विद्महे वासुदेवाय धीमहि । तन्नो विष्णुः प्रचोदयात्' આ **વિષ્ણુગાયત્રી મંત્ર** કે જે ત્યાગીઓને નિત્ય જપવાનો (स. प्र. ૩ અ ૨૮) કહ્યો છે તેમાં આવેલા **વાસુદેવ** નામનો અર્થ 'सर्वत्रासौ समस्तं च वसत्यत्रेति वै यतः । ततः स **वासुदेवेति** विद्वद्भिः परिपठ्यते' (वि पु.) એમ સર્વ વ્યાપકતારૂપ કર્યો છે. **વિષ્ણુ** નામનો સપ્રમાણ અર્થ 'विवेश भूतानि चराचराणि' આ શ્રુત્યર્થના અનુસંધાનથી 'व्याप्य सर्वानिमान् लोकान् स्थितः सर्वत्र केशवः । ततः स **विष्णुना**-मासि विशेर्धातोः प्रवेशनात्' (હરિવંશે) એમ સર્વવ્યાપકતારૂપ કર્યો છે. આ રીતે ગાયત્રી મંત્રમાંના **નારાયણ વાસુદેવ વિષ્ણુ** આ ત્રણેય જપનીય મંગળ નામોનો સર્વવ્યાપકતારૂપ અર્થ કર્યો છે. **બ્રહ્મ** શબ્દનો અર્થ જોતાં પણ સર્વવ્યાપકતા સુસિદ્ધ થાય છે. 'ब्रह्म परिवृढं सर्वतः' એવું યાસ્ક નિરુકત છે. જે સર્વથી મોટું હોય તે બ્રહ્મ કહેવાય એવો અર્થ છે. 'बृहति बृंहयति तस्मादुच्यते परंब्रह्म' 'बृहत्त्वाद्बृंहणत्वाच्च ब्रह्मेति परिपठ्यते' એવી સ્મૃતિ છે. આના અનુસંધાનની વિષ્ણુ નામ સહસ્રમાં આવેલા **બ્રહ્મ** નામની 'रूपैः स्वरूपेण गुणैर्विभवैश्च स्वयं मुहुः । ब्रह्मति रुतु ब्रह्म' એવી નિરુકિત કરી છે. જે સ્વરૂપ રૂપાદિ સર્વ પ્રકારથી નિરંતિશય મોટા **હોઈને** બીજાઓને પણ મોટા કરી દે તે **બ્રહ્મ** કહેવાય, એવો તાત્પર્યાર્થ છે. સ્વરૂપથી મોટા હોય એજ સર્વની સાથે સંબન્ધ ધરાવી શકે, સર્વની સાથે સ્વરૂપથી સંબન્ધ ધરાવવો એને જ વ્યાપકપણું કહે છે. એમ **બ્રહ્મ** શબ્દથી સર્વવ્યાપકતારૂપ વિભુતા સિદ્ધ થાય છે. વિ. પુ. માં **ભગવચ્છબ્દનો** અવયવાર્થ કરતાં વકારનો અર્થ સર્વ ભૂતોમાં વ્યાપકતારૂપ કર્યો છે. પુરુષોત્તમ શબ્દના ઘણા અર્થો કર્યા છે તેમાં સર્વોત્કૃષ્ટ વ્યાપક એવો પણ એક અર્થ છે. 'पूर्षु शेते इति पुरुषः' **પુર**–સર્વ પ્રાણિઓના શરીરમાં (હૃદયમાં) વ્યાપીને રહે છે માટે **પુરુષ** કહેવાય. 'भगवानिति शब्दोऽयं तथा पुरुष इत्यपि । निरुपाधी च वर्तेते वासुदेवे सनातने ॥' એમ **પુરુષ** શબ્દ નિરુપાધિપણે સાક્ષાત્ વાસુદેવમાં પ્રવર્તે છે. 'स उत्तमः पुरुषः' આ શ્રુતિમાં કહ્યા પ્રમાણે 'ઉત્તમ એવા પુરુષ **તે પુરુષોત્તમ** કહેવાય. આ રીતે આ શબ્દથી પણ પરમાત્માની સર્વવ્યાપકતા સિદ્ધ થાય છે. પરમાત્મા શબ્દમાં તો સર્વવ્યાપકતારૂપ અર્થ વિશેષપણે વર્તે છે. 'देशकालस्वरूपानवच्छिन्नव्याप्तिः' એવી **પરમાત્મપદ**ની નિરુકિત કરી છે. ગીતામાં ભગવાને સર્વવ્યાપિપણું 'मया ततमिदं सर्वं जगदव्यक्तमूर्तिना' 'आदिदेवमजं विभुं' 'त्वया ततं विश्वमनन्तरूप' 'इमांस्त्वं व्याप्य तिष्ठसि' ઇત્યાદિ વચનથી કહ્યું છે.

આ જે સર્વમાં **વ્યાપ્તિ કહી** તે સ્વરૂપથી સમજવી. સ્વરૂપ તો અહમર્થ આત્મા છે. આત્મસ્વરૂપથી સર્વવ્યાપિપણું 'सर्वव्यापी सर्वभूतान्तरात्मा' 'महान्तं विभुमात्मानं' सर्वात्मानं सर्वगतं विभुत्वात्' 'तेनेदं पूर्णं पुरुषेण सर्वं' 'अहमात्मा गुडाकेश सर्वभूताशयस्थितः' ઇત્યાદિ શ્રુતિ સ્મૃતિમાં અતિસ્પષ્ટ છે. આત્માપણે સર્વમાં વ્યાપિ રહેવાનું પ્રયોજન તો તેનું ધારણ નિયમન વગેરે છે. આ ઉપયોગી અર્થ 'अन्तः प्रविष्टः शास्ता जनानां सर्वात्मा' આ શ્રુતિમાં અતિવ્યકત છે. આ તત્ત્વાર્થ 'य आत्मनि तिष्ठन्नात्मनोऽन्तरो यमात्मा न वेद यस्यात्मा शरीरं य

आत्मानमन्तरो यमयति स त आत्माऽन्तर्याम्यमृतः' ઇત્યાદિ શ્રુતિઓમાં સ્પષ્ટ છે. આવી આત્મસ્વરૂપથી વ્યાપ્તિને 'तवैष महिमा येन व्याप्तमेतच्चराचरम्' એમ પરમાત્માના મહિમા તરીકે વર્ણવે છે. જ્યાં વ્યાપ્તિ પ્રદર્શાવી છે ત્યાં 'आत्मतया' 'ज्ञानात्मना' 'स्वरूपतः' 'अन्तर्यामितया' 'नियन्तृतया' 'आधारतया' 'शेषितया' એવાં પદો મુકીને વ્યાપ્તિનો વિશેષ અને પ્રયોજન પ્રદર્શાવ્યું છે.

લોકમાં સ્વરૂપ સ્વભાવાદિકે કરીને જે કોઈ અતિ મોટા પદાર્થો છે તે તમામની અપેક્ષાએ નિરતિશય ઉત્કર્ષને લીધે પરમાત્માને 'महतो महीयान्' 'महान्तं विभुं' 'महानज आत्मा' 'परात्परं' यन्महतो महान्तं 'अतो ज्यायांश्च पुरुषः' 'परमं यो महद्ब्रह्म' ઇત્યાદિ શ્રુતિ સ્મૃતિમાં મોટા થકી અતિમોટાપણે (અપરિચ્છિન્ન) નિરૂપ્યા છે. સર્વથી મોટા છે તો સૂક્ષ્મ જીવાદિકમાં શી રીતે વ્યાપી શકે? તો પરમાત્મા સર્વ કરતાં અત્યંત **સૂક્ષ્મ** હોવાથી સર્વમાં આત્મસ્વરૂપથી વ્યાપી રહે છે. અહિંયાં પરિમાણની અલ્પતારૂપ સૂક્ષ્મતા નહિ પણ સર્વ વસ્તુઓમાં પ્રવેશના સામર્થ્યરૂપ સમજવી. સ્પષ્ટ અર્થ એવો છે કે–પોતાને વ્યાપવામાં વ્યાપ્ય વસ્તુઓ કિંચિત્ પણ પ્રતિરોધ–અટકાવ કરી શકે નહિ. જેમ એક મૂર્ત પદાર્થ બીજા મૂર્ત પદાર્થની ગતિને રોકે છે–પેસવા દેતા નથી તેમ કોઈ પણ જેને રોકી શકે નહિ. જેમ આકાશ છે તે સર્વથી મોટો છે તથાપિ સૂક્ષ્મ હોવાથી સ્થૂળ ચાર ભૂતોમાં વ્યાપી શકે છે. કોઈ પણ ભૂત એની વ્યાપ્તિને અટકાવી શકતું નથી. તેમ પરમાત્માનું જ્ઞાનસ્વરૂપ તો તેથી પણ નિરતિશય સૂક્ષ્મ હોવાથી તેમના પ્રવેશને ચિત્ અચિત્ કોઈ પણ ક્ષણ પણ રોકી શકે નહિ. જ્ઞાનદ્રવ્ય જ એવું નિરતિશય સૂક્ષ્મ (પાતળું) છે કે જેનો આકાશવત્ સ્પર્શ જ થઈ શકે નહિ. એ અસ્પર્શવાળું સૂક્ષ્મ દ્રવ્ય હોવાથી મોટું છતાં કોઈને એનો સ્પર્શ જ થાય નહિ અને કોઈને કદાપિ દેખવામાં પણ આવે નહિ. ('यमात्मा न वेद' અંદર રહ્યા છે તથાપિ જીવાત્મા પરમાત્માને જાણતો નથી) આવો અર્થ હોવાથી જ 'आकाशवत्सर्वगतश्च नित्यः' એમ પરમાત્માની વ્યાપ્તિને આકાશનું દૃષ્ટાંત આપવામાં આવે છે. એક તરફથી મોટાથકી અતિ મોટાપણું અને બીજી તરફથી સૂક્ષ્મથકી અતિ સૂક્ષ્મપણું કહે છે, આ તો એક પરમાત્માનું મહદાશ્ચર્ય અતકર્ય મનાય છે. આ અર્થ શ્રુતિ સ્મૃતિઓએ બહુધા વર્ણવ્યો છે. 'सर्वगतं सुसूक्ष्मं' સુતરાં સૂક્ષ્મ હોવાથી સુસૂક્ષ્મ છે. 'अणोरणीयान्' સમસ્ત અચિત્ વસ્તુની અપેક્ષાએ અણુ–અતિ સૂક્ષ્મ એવા ચિતથકી પણ અણીયાન્–અતિસૂક્ષ્મ –એની અંદર પ્રવેશ કરી રહેવાને યોગ્ય છે 'यस्मान्नाणीयो न ज्यायोऽस्ति कश्चित्' 'यदर्चिमदणुभ्योऽणु च' 'सूक्ष्माच्च तत्सूक्ष्मतरं विभाति' 'अणोरणीयांसम्' ઇત્યાદિ. આવા શાસ્ત્રીય અર્થના અનુસંધાનથી વિષ્ણુ નામ સહસ્રમાં આવેલા **અણુ** નામની નિરૂકિત 'अतिसूक्ष्महृदाकाशाव्यक्तजीवप्रवेशने शक्तिमानणुरित्युक्तः' આ પ્રકારે કરી છે. અતિસૂક્ષ્મ હૃદાકાશ, અવ્યક્ત અને જીવમાં પ્રવેશ કરવાને શકિતમાન્ હોવાથી **અણુ** કહ્યા છે. આ રીતે 'अणोरणीयान्' આ શ્રુતિનું તાત્પર્ય અપ્રતિઘાતરૂપ અતિ સૂક્ષ્મતામાં હોવાથી પરમાત્માના 'महतो महीयान्' આમાં કહેલા પરમ મહત્ત્વને કશી ક્ષતિ નથી. આ રીતે સર્વવ્યાપકતારૂપ **વિભુત્વ** કહ્યું.

ચેતનત્વતો 'चेत्तनश्चेतनानां' 'आत्मा चेतनचेतनः' ઇત્યાદિ શ્રુતિ સ્મૃતિસિદ્ધ છે. 'चिती सज्ञाने' આ ધાતુ ઉપરથી 'चेततीति चेतनः' એમ **ચેતન** શબ્દ નિષ્પન્ન થયો છે. જે સ્વયં જાણે તે **ચેતન** કહેવાય, તે તો અહમર્થ વિભુ આત્મા છે. ચેતનનો ભાવ તે ચૈતન્ય કહેવાય, તે તો ચેતન આત્માનો ધર્મ છે. ચેતન અને ચૈતન્યમાં આવો ભેદ સમજવો. ચૈતન્ય એટલે જ્ઞાન અને ચેતન એટલે જ્ઞાનવાળો. પરમાત્મામાં પણ એવો અર્થ સમજી લેવો. 'જાણું છું' એવું જે જાણવારૂપ જ્ઞાન કે અનુભવ તે જ્ઞાન ગુણ કહેવાય. પરમાત્મામાં આ જ્ઞાન સ્વરૂપવત્ વિભુ (સર્વવ્યાપક) અનવધિ વર્તે છે. આવા જ્ઞાનગુણને કહેનારી શ્રુતિ સ્મૃતિએ અનેક છે–'स्वाभाविकी ज्ञानबल-क्रिया च' પરમાત્માનું જે જ્ઞાનાદિ છે તે સ્વાભાવિક–આગંતુક કે અન્યાધીન નથી. 'यः सर्वज्ञः सर्ववित् यस्य ज्ञानमय तपः' જે બ્રહ્મ છે તે સર્વજ્ઞ–સર્વ વસ્તુને સ્વરૂપથી અને સર્વવિત્–સર્વ વસ્તુને સર્વ પ્રકારથી જાણનારૂં છે. 'तप आलोचने' ધાતુ છે, એનો આલોચન અર્થ છે. આલોચન કહો કે વિચાર કહો કે સંકલ્પ કહો એ બધું જ્ઞાનવિશેષ જ છે. જેને જગત્સૃષ્ટિમાં સંકલ્પરૂપ જ્ઞાન થકી બીજુ ઉપયોગિ કોઈપણ કર્મ નથી. સંકલ્પમાત્રથી જગતને સર્જે છે. 'तदैक्षत बहु स्यां' બ્રહ્મે ઇક્ષિણ કર્યું કે હું બહુ રૂપે થઉં. આ ઇક્ષિણ સંકલ્પરૂપ જાણવું. નેત્રવૃત્તિથી જોવા રૂપ કેવળ નહિ, કેમ કે સંકલ્પ–સહાયથી સૃષ્ટિ કરે છે. 'सोऽकामयत बहु स्यां' પરમાત્માએ કામ–ઇચ્છા કરી કે હું બહુરૂપે થઉં. 'तन्मनोऽकुरुत स्यामिति' બ્રહ્મે મન કર્યું કે હું બહુરૂપે થઉં. **કામ મન ઇચ્છા સંકલ્પ** આ બધા શબ્દો એકાર્થ છે. 'सह ब्रह्मणा विपश्चिता' વિવિધના દ્રષ્ટારૂપ જે **ચિત્** જ્ઞાતા એવા બ્રહ્મ. (આથી જ્ઞાનરૂપ ચિત્ કહ્યું) 'कर्माध्यक्षः' 'योऽस्याध्यक्षः' જીવોનાં કર્મોને અધ્યક્ષ–સાક્ષાત્ જાણનારા છે. આથી **પ્રત્યક્ષરૂપ** જ્ઞાન કહ્યું. 'प्राज्ञेनाऽऽत्मना' સર્વને જાણવારૂપ પ્રકર્ષ જ્ઞાનમાં કહ્યો. 'वेदाहं समतीतानि' આથી **વેદન** શબ્દથી જ્ઞાન કહ્યું. 'साक्षी चेता' 'प्रभुः साक्षी' આથી સાક્ષાત્ જાણવા રૂપ વિશેષ જ્ઞાનમાં કહ્યો.'सर्वदृक् सर्ववेत्ता' 'विश्वतश्चक्षुः सहस्राक्षः' આ શ્રુતિમાં કહ્યા મુજબ સર્વદૃક્ હોઈને સર્વના વેત્તા–જાણનારા. 'सत्यकामः सत्यसङ्कल्प.' આથી **કામ સંકલ્પરૂપ** જ્ઞાનમાં વિશેષ કહ્યો. વિષ્ણુનામ સહસ્રમાં આવેલા 'महाबुद्धिः' 'उदारधीः' આ નામમાં આવેલા **બુદ્ધિ, ધી** શબ્દનો અર્થ પણ જ્ઞાનને મળતો કર્યો છે. આ રીતે જાણવારૂપ જ્ઞાનને **જ્ઞાન ચૈતન્ય ઈક્ષિણ દર્શન વેદન તપ અનુભવ સંકલ્પ કામ ઇચ્છા મન બુદ્ધિ પ્રત્યક્ષ** આદિક અનેક શબ્દોથી કહ્યું છે. જ્ઞાનના આ પ્રકાર વિશેષો છે પણ પૃથક્ પદાર્થ નથી.

જ્ઞાનસ્વરૂપ પરમાત્મામાં રહેલા ધર્મભૂત જ્ઞાનના ઉત્કર્ષને સંપાદનારા તેના **વિશેષો**–એક સાથે જાણવાપણું, સર્વને જાણવાપણું, પ્રત્યક્ષવત્ જાણવાપણું, સદાય જાણવાપણું, સ્વતઃ જાણવાપણું, યથાર્થ જાણવાપણું, વગેરે ઘણા જણાવ્યા છે. આ બાબત 'यो वेत्ति युगपत् सर्वं प्रत्यक्षेण सदा स्वतः' આ અભિયુક્તિમાં વ્યક્ત છે. **તાત્પર્યાર્થ એવો** છે-કે આપણે જે કંઇક જાણીએ તે એક સાથે નહિ પણ ક્ષણાદિ કાલક્રમથી જાણીએ.

અપરિચ્છિન્ન જ્ઞાનવાળા પરમાત્મા તો અનંત અંડમાં રહેલા અનંત ચેતનો અચેતનો શું શું કરી રહ્યા છે તેને ક્ષણાદિ કાલક્રમથી નહિ પણ **યુગપત**-એકજ કાળમાં જાણે છે. આ એક વિશેષ છે. આપણે જે જાણીએ તે તો એકાદ વસ્તુને અને તે પણ અલ્પ પ્રકારથી પણ સર્વને સર્વ પ્રકારથી નહિ. પરમાત્મા તો યત્કિંચિત્ સર્વ પદાર્થોને અને તેના તમામ પ્રકારોને પણ જાણે છે. જગતમાં કેટલીક વસ્તુઓ દેશથી તથા કાળથી દૂર હોય તો કેટલીક દેશ કાળથી સમીપે હોય છે, કેટલીક વસ્તુઓ સ્વભાવથી દૂર તો સમીપે હોય છે. (વસ્તુઓના સ્વભાવો જાણવામાં આવતા નથી.) પરમાત્માને તો દેશ કાળ સ્વભાવથી કશું જ વસ્તુ દૂર નથી, કેમ કે ત્રણેય કાળમાં સર્વ વસ્તુઓ અને તેના સ્વભાવોનું જ્ઞાન વર્તે છે. કોઈપણ વસ્તુ કે તેનો સ્વભાવ ભગવાનના જ્ઞાન બહાર નથી. અર્થાત્ સર્વ દેશાવચ્છેદથી જાણે છે. આ એક જ્ઞાનનો વિશેષ છે. આપણે જાણીએ તે બધું પ્રત્યક્ષપણે નહિ પણ અનુમાન આગમાદિકથી જાણીએ. પરમાત્મા તો જેમ હસ્તતળમાં રહેલા જળના ટીપાને કે આમળાને જુવે તેમ **પ્રત્યક્ષ** જાણે છે. વિશદ સ્પષ્ટ અવભાસને પ્રત્યક્ષ કહે છે. માટેજ પરમાત્માને **અધ્યક્ષ સાક્ષી** શબ્દથી કહે છે. આ એક વિશેષ છે. વળી પરમાત્માનું જ્ઞાન **યથાર્થ** છે, કેમ કે **સંશય** વિપર્યાસે રહિત છે. અભિપ્રાય એવો છે કે **ક્લેશ,** ( અવિદ્યા અસ્મિતા રાગ દ્વેષ અભિનિવેશ ) **કર્મ,** (પુણ્યપાપાત્મક) **વિપાક,** (જાતિ આયુષ્ય ભોગ) **આશય** (વાસના સંસ્કાર) ઇત્યાદિ દોષોનો ગંધપણ ગુણાતીત ભગવાનમાં નહિ હોવાથી તેમનું **જ્ઞાન સંશય વિપર્યાસે** રહિત કહેવાય. જો આ દોષોથી જ્ઞાન ઉપજનારૂં હોય તો **સંશય વિપર્યાસવાળું** હોઈને અયથાર્થ થાય. આપણામાં જ અયથાર્થ જ્ઞાન સંભવે, કેમ કે ક્લેશાદિ દોષોના સંબંધથી ઉપજનારૂં હોઈને સંશય વિપર્યાસવાળું હોય છે. આ પણ એક જ્ઞાનનો મહા વિશેષ છે. વળી પરમાત્માનું જ્ઞાન આપણા જ્ઞાનની પેઠે અનિત્ય નહિ પણ સદાકાળ વર્તતું **નિત્ય** છે. કારણ કે સ્વાભાવિક છે. જો આગંતુક હોય કે અન્યને આધીન હોય તો તે નિત્ય ન કહેવાય. જેમ જ્ઞાનસ્વરૂપ નિત્ય છે તેમ જ્ઞાનગુણ પણ નિત્ય વિભુ છે. વળી આ જ્ઞાન સ્વતઃ-**નિરપેક્ષ** છે. આ જ્ઞાનમાં એમને શાસ્ત્ર કે ગુરુ કે ઇન્દ્રિયાદિ કશાની અપેક્ષા નથી. આપણે જે કાંઈક જાણીએ તે સ્વતઃ નહિ પણ કર્માધીન પરમેશ્વર પ્રેરણાથી કે શાસ્ત્રથી કે ગુરુમુખથી કે ચક્ષુરાદિ સાધનથી જાણીએ છીએ. આ પણ જ્ઞાનમાં વિશેષ છે. વળી આ જ્ઞાન **અમોઘ**-સફળ છે. કારણ કે સર્વને નિર્વહન કરે છે. 'मनसैव जगत्सृष्टिं संहारं च करोति यः' એમ સર્વ કાર્યને જ્ઞાનથી જ કરે છે. બીજો કશો ઉદ્યમ દાખડો કરવો પડતો નથી. આ પણ જ્ઞાનમાં વિશેષ છે. આ રીતે ભગવદ્વિષયક જ્ઞાનમાં આપણા જ્ઞાન કરતાં ઘણા વિશેષો રહ્યા છે. 'प्रज्ञा च तस्मात्प्रसृता पुराणी' 'मत्तः स्मृतिर्ज्ञानमपोहनं च' એમાં કહ્યા મુજબ જે બીજા સર્વને જ્ઞાનનો પ્રસાર કરી આપનારા ઇન્દ્રિયેશ છે તેમનામાં આવું જ્ઞાન હોય એમાં કહેવું જ શું ? આ જ્ઞાનરૂપ ચૈતન્યનો એકજ લવ નિત્યમુક્તાદિકને ભગવાને આપેલો તદધીન છે. તેથી તેમનામાં જાણપણું છે. આ અર્થનું વિવેચન પ્ર૦ ૬૫ કા૦ ૪ સા૦ ૬ માં કર્યું છે. આ રીતે પરમાત્મા વિભુ અને ચેતન હોવાથી ઉપર જે લક્ષણ કર્યું છે તે યથાર્થ છે.

આ સમસ્તનો નિર્ગલિતાર્થ વચનામૃતમાં વિસ્પષ્ટ છે. ઉપોદ્ઘાતમાં–'જેને **પુરુષોત્તમ** (પૂરમાં વ્યાપક હોવાથી) **વાસુદેવ** (સર્વવ્યાપક હોવાથી) **નારાયણ** (નરોમાં વ્યાપક હોવાથી) **પરમાત્મા** (સર્વમાં આત્માપણે વ્યાપક હોવાથી) **પરબ્રહ્મ** (સ્વરૂપ સ્વભાવથી મોટા હોવાથી) **વિષ્ણુ** (સર્વમાં વ્યાપક હોવાથી) કહે છે. (આ નામોથી **આત્મસ્વરૂપથી સર્વવ્યાપકતારૂપ વિભુતા કહી) સર્વજ્ઞ** છે. (આથી જ્ઞાનમાં સર્વને જાણવા રૂપ વિશેષ કહ્યો) પ્ર૦ ૭ 'અક્ષરબ્રહ્મ ઈશ્વર જીવ અને માયાનાં કાર્ય જે બ્રહ્માંડ તેને વિષે જે શ્રીકૃષ્ણ ભગવાનને અંતર્યામિપણે કહેવા તે એ ભગવાનનું **અન્વયપણું** છે' **(આથી સર્વ વિશ્વની અંદર નિયંતાપણે સ્થિતિરૂપ વ્યાપકતા કહી. સર્વની સાથે સતત સંબંધ ધરાવવો એને અન્વય કહે છે. એનેજ વિભુપણું કહે છે.)** પ્ર૦ ૪૧ 'એવી રીતે એક પુરુષોત્તમ ભગવાન છે તે અંતર્યામિરૂપે કરીને એ સર્વને વિષે પ્રવેશ કરીને રહ્યા છે' **(આથી પ્રવેશ શબ્દથી વ્યાપ્તિ કહી)** પ્ર૦ ૫૧ 'અક્ષરાતીત એવા જે પુરુષોત્તમ ભગવાન્ છે...તે સર્વના કારણ છે. જે કારણ હોય તે પોતાના કાર્યને વિષે વ્યાપક હોય' **(આથી સર્વમાં કારણપણે વ્યાપકતા કહી)** પ્ર૦ ૬૨ 'ભગવાન્ સર્વમાં અંતર્યામિરૂપે કરીને રહ્યા છે. તે પોતાની ઇચ્છા આવે ત્યાં તેટલી સામર્થી જણાવે છે' **(આથી આકાશની પેઠે કેવળ સન્નિધિ માત્ર વ્યાપ્તિ નહિ પણ સમસ્ત સામર્થ્ય સાથેની કહી અને જ્ઞાનમાં ઇચ્છારૂપ વિશેષ કહ્યાં)** પ્ર૦ ૬૪ 'ભગવાન્ જે તે પોતાની અંતર્યામિશક્તિએ કરીને આત્મા ને અક્ષર તેને વિષે વ્યાપક છે...અને એ સર્વેમાં પોતાની અંતર્યામિ શક્તિએ કરીને આત્મપણે રહ્યા છે' **(આથી સર્વમાં અહમર્થ આત્મસ્વરૂપથી વ્યાપ્તિ સાક્ષાત્ વ્યાપક શબ્દથી કહી અને આત્મા તથા અક્ષરમાં વ્યાપકપણારૂપ આત્મા શબ્દનો અર્થ જણાવ્યો.)** પ્ર૦ ૭૨ 'જેના એકએક રોમના છિદ્રને વિષે અનેક કોટિ બ્રહ્માંડ પરમાણુની પેઠે રહ્યાં છે એવા મોટા ભગવાન' **(આથી સર્વ દેશ સર્વ કાળ સર્વ વસ્તુથી અપરિચ્છિન્નતારૂપ સ્વરૂપમહત્તા કહી)** પ્ર૦ ૭૮ 'સત્યસંકલ્પ એવા ભગવાન્...**(આથી ભગવાનના જ્ઞાનમાં સંકલ્પરૂપ વિશેષ કહ્યો અને જ્ઞાનની સત્ય શબ્દથી યથાર્થતા તથા અમોઘતા કહી)** 'અણુઅણુ પ્રત્યે અંતર્યામિરૂપે વિરાજમાન છે' **(આથી સર્વાવચ્છેદથી વ્યાપ્તિ અને અણુમાં પણ પ્રવેશવાની યોગ્યતારૂપ સૂક્ષ્મતા કહી)** સા૦ ૫ 'અને બદ્ધ જીવ તથા મુક્ત જીવ એ એના હૃદયમાં સાક્ષીરૂપ થકા રહ્યા છે' **(આથી સર્વના સૂક્ષ્મ હૃદયમાં રહેવાની યોગ્યતારૂપ સૂક્ષ્મતા અને જ્ઞાનમાં સાક્ષાત્ જાણવારૂપ વિશેષ કહ્યો)** સા૦ ૬ 'જેને દ્રષ્ટા કહે છે' **(દ્રષ્ટાપદથી પ્રત્યક્ષ દર્શનરૂપ વિશેષ જ્ઞાનમાં કહ્યો)** કા૦ ૪ અને તે જીવને વિષે સાક્ષી રહ્યા છે માટે સાક્ષીના જાણપણાને કહેવે કરીને જીવનું જાણપણું પણ કહેવાયું' **(આથી જ્ઞાનમાં પ્રત્યક્ષપણે જાણવારૂપ વિશેષ કહ્યો અને જીવાત્માના જ્ઞાનની પરમાત્માધીનતા કહી)** કા૦ ૮ 'ભગવાનનું નિર્ગુણ સ્વરૂપ છે તે તો સૂક્ષ્મ થકી પણ અતિસૂક્ષ્મ છે. અને પૃથિવ્યાદિક જે સર્વે તત્ત્વ તેનું આત્મા છે...

અક્ષર તેનું પણ આત્મા છે અને જેમ આકાશ છે તે પૃથિવ્યાદિક ચાર ભૂતમાં વ્યાપક છે...તેમ પુરુષોત્તમ ભગવાન્ સર્વના આત્મારૂપે કરીને સર્વને વિષે રહ્યા છે' (આથી આત્માદિ સર્વ સૂક્ષ્મ વસ્તુઓમાં પણ વ્યાપવામાં કોઇપિણ અટકાવી શકે નહિ એવા રૂપના નિરતિશય **સૂક્ષ્મતા** તથા **સર્વાત્મતા** તથા આકાશના દૃષ્ટાંતથી અહમર્થ આત્મસ્વરૂપથી આત્માદિ સર્વમાં **વ્યાપકતા** કહી) લોયા૦ ૭ "એવા જે ભગવાન્ તે સર્વેના આત્મા છે. ત્યાં શ્રુતિઓ છે—'अन्तः प्रविष्टः शास्ता जनानां सर्वात्मा' 'यस्याक्षरं शरीरं...एष सर्वभूतान्तरात्मा' 'यस्यात्मा शरीरं...य आत्मानमन्तरो यमयति स त आत्माऽन्तर्याम्यमृतः' ઇત્યાદિ શ્રુતિઓ છે' (**આથી આત્મસ્વરૂપથી સર્વના અંદર પ્રવેશરૂપ વ્યાપ્તિ તથા અંતર્વ્યાપ્તિનું સર્વના નિયમનરૂપ પ્રયોજન કહ્યું**) મધ્ય ૫૩ 'એ ભગવાન તો અનંત કોટિ બ્રહ્માંડને વિષે રહ્યા એવા જે જીવ ને ઈશ્વર તેને જેમ હથેળીમાં જળનું ટીપું હોય ને તેને દેખે તેમ દેખે છે' (આથી ભગવાનના જ્ઞાનમાં સર્વના **દર્શનરૂપ** અને **પ્રત્યક્ષ દર્શનરૂપ** વિશેષ અને તે જ્ઞાનની **વિભુતા** કહી) મધ્ય ૬૫ 'એવી રીતે ભગવાનને વિષે જ્ઞાનશકિત ક્રિયાશકિત અને ઇચ્છાશકિત તે રહી છે' (**આથી ભગવાનમાં જ્ઞાનાદિ શક્તિ** કહી અને તેના પરતંત્રપણે જીવોની **જ્ઞાનશક્તિ** કહી) અંત્ય ૩૨ 'સર્વના નિયંતા છે સર્વના અન્તર્યામી છે' (અંદર રહીને નિયમન કરવાપણું એ **અંતર્યામી** શબ્દનોજ અર્થ છે છતાં નિયંતા પદ પૃથક્ મુકયું છે તે નિયંતાપણે અંતર્વ્યાપ્તિને સ્પષ્ટ જણાવા માટે છે) ઇત્યાદિ. કોઈ સ્થળે **અન્વય** તો કોઈ સ્થળે પ્રવેશ **શબ્દ** આવે છે. એનો અર્થ એકજ છે. કોઈ સ્થળે આત્માપણે વ્યાપ્તિ કહે છે એ તો અહમર્થ આત્મસ્વરૂપથીજ માનવી જોઈએ. એટલે સર્વના ધારક નિયામક શેષીપણે વ્યાપકતા આવે. કોઈ સ્થળે **અંતર્યામિપણે** તો કોઈ સ્થળે **અંતર્યામિરૂપે** તો કોઈ સ્થળે **અંતર્યામિશક્તિએ** વ્યાપ્તિ આવે છે એનો પણ એજ અર્થ મળતો સમજવો પડે. અંતર્યામિ એ શબ્દમાં જ અંતઃસ્થિતિ આવે છે. આતો સ્વરૂપથી જ માનવી પડે. આ અંતઃસ્થિતિ કેવળ આકાશાદિકના જેવી સન્નિધિમાત્ર નહિ પણ નિયંતાપણે છે એમ જણાવા માટે **યામી** કહે છે. એમ મળીને અંતર્યામી થાય છે. એની આગળ રૂપ કે શકિત શબ્દ આવે છે તો તેવા **પ્રકારથી** વ્યાપ્તિ જણાવા માટે છે. આ રીતે માનીએ તોજ બધાની એકાર્થતા થાય. નહિ તો પરસ્પર પારાવાર વિરોધ આવે. કોઈ અણસમજુઓ સ્વરૂપથી વ્યાપ્તિ માનવામાં પરમાત્મા વિષે દોષાવેશની સંભાવના કરીને તેને પડતી મુકીને કેવળ ગુણભૂત શકિતથી વ્યાપ્તિને માને છે. આ તો સમન્વિત નથી અને પ્રમાણ વિરુદ્ધ છે. પ્રમાણો તો આકાશાદિકના દૃષ્ટાંતથી સ્વરૂપવ્યાપ્તિને કહીને પરમાત્માની નિત્યનિર્દોષતાને કહે છે. સર્વમાં રહીને પણ નિર્દોષતા એજ ખરી નિર્દોષતા કહેવાય. યદ્યપિ જ્ઞાન શકિત આદિક ગુણોથી પણ વ્યાપકતા કહી છે પણ તે તો સ્વરૂપને આધીન છે. સ્વરૂપ વ્યાપ્તિને ઉપજીવીને જ તેની અર્થવત્તા છે. માટે સ્વરૂપ વ્યાપ્તિને જ મુખ્ય માનવી જોઈએ. કોઈએ એવું પણ આપડહાપણ વાપર્યું છે કે—અમુકમાં સ્વરૂપથી વ્યાપ્તિ અને અમુકમાં શકિતથી વ્યાપ્તિ છે. આમાં તો મૂર્ખાઈ સીવાય કશો ગ્રાહ્ય અર્થ નથી. કોઈ તો વિગ્રહપર્યાય રૂપથી વ્યાપ્તિને માનીને **સ્વરૂપ વ્યાપ્તિને તદ્દન પડતી જ મુકે છે. રૂપની વ્યાપ્તિ તો જુદી કહેવામાં આવે છે.**

સ્વરૂપને સમજ્યા વિના યદ્વા તદ્વા અનેક પ્રલપનો પ્રવર્ત્યા છે. પ્રમાણ શું છે? અને ન્યાય શો છે? તે પ્રથમ જોવાનું છે. અસ્તુ. ઉપરનાં શ્રીહરિનાં તત્ત્વશાસ્ત્રાનુસારી મુખવચનોથી સ્વરૂપવ્યાપ્તિ સાબીત થાય છે. આવી વ્યાપ્તિને જ વિભુપણું કહે છે. પ્ર. ૪૬ 'કેમ જે જે સર્વાધાર હોય તે કોણ થકી વ્યતિરેક હોય? તે તો સદા સર્વમાં રહ્યો જ હોય' આ ન્યાયે જે સદા સર્વમાં સ્વરૂપથી આધાર નિયંતાપણે વ્યાપી રહ્યા છે તેનો વ્યતિરેક કહી શકાય નહિ. અન્વય કહીને કવચિત્ વ્યતિરેક કહે છે તે તો વિલક્ષણતા કે નિર્દોષતા જણાવા માટે છે. આત્માપણે વ્યાપ્તિ કહીને તેનો વ્યતિરેક પૃથક્સ્થિતિરૂપ કદાપિ કહેવાય નહિ એમ પણ જાણી લેવું.

## ભગવાનની નિર્દોષતા અને કલ્યાણગુણપૂર્ણતા—

ભગવાનને નિરસ્ત નિખિલ દોષપણે અને સમસ્ત કલ્યાણગુણપરિપૂર્ણપણે પ્રતિપાદન કરે છે. આને જ **ઉભયલિંગ**પણું કહે છે. આ બે ધર્મોએ કરીને સમસ્ત ઇતરથકી ભગવાનની વિલક્ષણતા સાધવામાં આવી છે. એમ હોવાથી જ શ્રીરામાનુજાચાર્યે ગીતાભાષ્યમાં 'निखिलहेयप्रत्यनीक–कल्याणैकतानः स्वेतरसमस्तवस्तुविलक्षणः' એમ પરમાત્મપ્રતિપાદનનો પ્રારંભ કર્યો છે. આ અર્થ 'न स्थानतोऽपि परस्य उभयलिङ्गः सर्वत्र हि' આ બ્રહ્મસૂત્રમાં વિસ્પષ્ટ છે. શ્રીહરિએ પણ મધ્ય૦ ૧૦ 'સર્વ ગુણે કરીને સંપૂર્ણ અને સર્વ દોષે રહિત ને સર્વ સુખના નિધાન એવા એક ભગવાનને દીઠા ત્યારે લક્ષ્મીજીને ભગવાનને વિષે દૃઢ ભક્તિ થઈ' પ્ર૦ ૫૨ 'પ્રાકૃત વિશેષણે રહિત અને દિવ્ય વિશેષણે સહિત એમ કહે છે' એમ ઉભયલિંગત્વ કહ્યું છે. તેમાં પ્રથમ નિર્દોષત્વ કહેવામાં આવે છે—

યદ્યપિ પરમાત્મા સ્વતઃ નિત્ય નિર્દોષ છે એમાં સંશય નથી, પરંતુ દોષસ્થાનમાં રહેતા હોવાથી દોષની વધુ સંભાવના આવે છે, તેના નિવારણ માટે **નિર્દોષત્વ** કહેવાની જરૂર પડે છે. માટેજ સૂત્રમાં 'न स्थानतोऽपि' એમ **સ્થાનશબ્દ** વાપર્યો છે. તાત્પર્ય એવું છે કે–પ્રકૃતિમાં જડત્વ વિકારિત્વ વગેરે દોષો છે, બદ્ધોમાં કર્મવશત્વ વગેરે દોષો છે, મુક્તોમાં પૂર્વ દશામાં પ્રકૃતિના સંસર્ગરૂપ દોષ છે, નિત્યમુક્તોમાં પરિચ્છિન્નત્વ, પરતંત્રત્વ વગેરે દોષો છે. આ દોષોના સ્થાનભૂત ચિત્ અચિત્માં સ્વતઃ સર્વદા વ્યાપીને રહે છે તથાપિ તેમને સ્થાનગત દોષનો ગંધપણ અડતો નથી. બહાર છેટે જુદા રહીને નિર્દોષ રહેવું એ બહુ કઠિન ન હોવાથી એમાં ઉત્કર્ષ આવતો નથી. દોષસ્થાનમાં રહીને નિર્દોષ રહેવું એતો અતિ કઠિન અસંભવિત હોવાથી એમાં ઉત્કર્ષ વધુ આવે છે, એમ અવધારીને 'विकारहेतौ सति विक्रियन्ते येषां न चेतांसि त एव धीराः' એમાં કહ્યા મુજબની ઉચ્ચ રીતિએ પરમાત્માને નિત્યનિર્દોષપણે શ્રુતિ સ્મૃતિઓ વર્ણવે છે. 'य आत्मनि तिष्ठन्' 'यः पृथिव्यां तिष्ठन्' 'यश्चक्षुषि तिष्ठन्' 'यो रेतसि तिष्ठन्' ઇત્યાદિ શ્રુતિમાં કહેલાં શરીરભૂત ચિદચિત્ દૂષિત સ્થાનોમાં શરીરી આત્માપણે વસ્તુતઃ રહેવા છતાં પણ પરમાત્માને તેનો દોષગંધ પણ અડતો નથી, એમ જણાવવા પ્રત્યેક પર્યાયમાં 'स त आत्माऽन्तर्याम्यमृतः' એમ અંતર્યામી છતાં પણ અમૃતઃ—દોષે રહિત છે એમ પ્રતિપાદે છે. આ બાબતની વધુ સ્પષ્ટતા 'द्वा सुपर्णा सयुजा सखाया समानं वृक्षं परि-

षस्वजाते। तयोरन्यः पिप्पलं स्वाद्वत्त्यनश्नन्नन्योऽभिचाकशीति' આ શ્રુતિએ કરી છે. શરીરરૂપ એક જ વૃક્ષમાં બન્ને સાથે રહ્યા છે, તેમાં જે જીવાત્મા છે તે કર્મફળને ભોગવે છે. બીજા જે પરબ્રહ્મ પરમાત્મા છે તે સ્વયં કર્મફળને નહિ ભોગવતાં જીવાત્માથકી વિશેષપણે પ્રકાશે છે. જેમ એક જ બંધીખાનામાં શાસ્ય શાસક બન્ને સાથે રહે છે, તેમાં જે ગુનેગાર છે તે શિક્ષાને ભોગવે છે અને જે શાસક હોય છે તે તો શિક્ષાને નહિ ભોગવતાં શાસ્યથકી વિશેષપણે રહે છે એમ. આ રીતે સર્વમાં રહેવા છતાં નિર્દોષતા કહી. 'एष सर्वभूतान्तरात्मा अपहतपाप्मा दिव्यो देव एको नारायणः' સર્વ ભૂતોમાં અંતરાત્માપણે રહ્યા છતાં પણ અપહતપાપ્મા (નિર્દોષ) દિવ્ય દેવ નારાયણ એકજ છે બીજા કોઈ નથી. આ અર્થની સ્પષ્ટતા અંત્ય ૩૩ માં 'એનો સંગતો એક ભગવાનને ન લાગે, તે કહ્યું છે જે 'ऋषिं नारायणमृते' એમ શ્રીમુખે કરી છે. 'स न साधुना कर्मणा भूयान्नो एवासाधुना कनीयान्' આ શ્રુતિ પણ એવાજ અર્થને અનુવર્ણવે છે. 'न जरा न मृत्युर्न शोको सुकृतं न दुष्कृतं सर्वे पाप्मानोऽतो निवर्तन्ते अपहतपाप्माः एष ब्रह्मलोकः' આ શ્રુતિ કર્મવશ્યત્વ અને તત્કૃત શોકાદિ સર્વ દોષોનો પરબ્રહ્મમાં નિષેધ કરે છે. પુણ્યપાપરૂપ કર્મમાત્રમાં વિરોધિપણું અને કર્યા છતાં પણ તેના તેના અનિષ્ટ ફળને ઉત્પન્ન કરનારી શકિતને રોકી દેવાપણું એ અપહતપાપ્મા શબ્દનો તાત્પર્યાર્થ છે. 'केवलो निर्गुणश्च' 'निष्कलं निष्क्रियं शान्तं निरवद्यं निरञ्जनम्' 'अजरोऽमृतः' 'स पर्यगात् शुक्रमकायमव्रणमस्नाविरं शुद्धमपापविद्धम्' ઇત્યાદિ શ્રુતિઓ દોષમાત્રનો પરમાત્મામાં નિષેધ કરે છે. આ રીતે સમસ્ત હેયે રહિત હોવાથી જ 'तस्योदिति नाम एष सर्वेभ्यः पाप्मभ्य उदितः' આ રીતે બ્રહ્મને ઉત્ એવા સ્વરૂપાનુબન્ધિ સાર્થક નામથી સંબોધે છે. આવો ઉચ્ચ અભિપ્રાય હોવાથી વિષ્ણુનામ સહસ્રમાં આવેલા **નિર્ગુણ** નામની નિરુક્તિ 'स्थितोऽपि नीरक्षीरवत् जगतोऽस्पर्शनाद्गुणैः। उक्तः स निर्गुणः' આ રીતે કરી છે. જગતમાં નીરક્ષીરવત્ એકમેક રહ્યા છતાં પણ તેના ગુણોનો સ્પર્શ નથી.

સ્મૃતિઓમાં પણ આ અર્થની અતિ સ્પષ્ટતા કરી છે—'स सर्वभूतप्रकृतिं विकारान् गुणादिदोषांश्च मुने व्यतीतः। अतीतसर्वावरणोऽखिलात्मा' (સર્વમાં આત્મા-પણે સ્વતઃ રહ્યા છતાં પણ સમસ્ત દોષે રહિત છે) 'परः पराणां सकला न यत्र क्लेशादयः सन्ति परावरेशे' 'एवंप्रकारममलं नित्यं व्यापकमक्षयम्। समस्तहेयरहितं विष्णवाख्यं परमं पदम्' (સર્વમાં સદાય વ્યાપક છતાં નિર્દોષ છે) 'अपक्षयविनाशाभ्यां परिणामर्धिजन्मभिः। वर्जितः शक्यते वक्तुं यः सदास्तीति केवलम्' ('उत्पद्यते' ઇત્યાદિ જે ૭ ભાવવિકારો કહેવાય છે તેણે રહિત છે. ફકત 'अस्ति'—છે એટલું જ કહેવાય) 'सत्त्वादयो न सन्तीशे यत्र च प्राकृता गुणाः। स शुद्धः सर्वशुद्धेभ्यः पुमानाद्यः प्रसीदतु' (वि. पु.) એમ પરમાત્માને નિત્ય શુદ્ધ કહે છે. 'तस्य कर्तारमपिमां विद्ध्यकर्तारमव्ययम्' 'न मां कर्माणि लिम्पन्ति' 'नच मां तानि कर्माणि निबध्नन्ति धनञ्जय' એમ ગીતામાં ભગવાન પોતાને કર્તાથકા અકર્તાપણે કહે છે. 'आकाशमेकं हि यथा घटादिषु पृथक् भवेत्। तथाऽऽत्मैको ह्यनेकस्थो जलाधारेष्विवांशुमान' (યા૦ સ્મૃ૦) એમ સર્વમાં સ્વતઃ રહ્યા છતાં નિર્દોષત્વને આકાશ અને સૂર્યના દૃષ્ટાંતથી

કહે છે. આ અર્થ 'सम्भोगप्राप्तिरिति चेन्न वशेष्यात्' 'अत एव चोपमा सूर्यकादिवत्' આ સૂત્રના ભાષ્યમાં સવિસ્તર વર્ણવ્યો છે. આવો અભિપ્રાય સર્વ શાસ્ત્રોનો હોવાથી યોગસૂત્રમાં क्लेशकर्मविपाकाशयैरपरामृष्टः पुरुषविशेष ईश्वरः' એમ સમસ્ત દોષોએ રહિતપણાને જ પરમેશ્વરના અસાધારણ લક્ષણ તરીકે કહે છે. આ રીતે પરમાત્માની **નિત્ય નિર્દોષતા** નિરૂપી છે.

ઉપરનો અર્થ શ્રીહરિએ વચનામૃતમાં યથાસ્થિત વર્ણવ્યો છે–પ્ર૦ ૨૩ 'જેને ભજને કરીને હું આવો (નિર્દોષ) થયો એવા જે ભગવાન્ તેને વિષે તો કોઈ માયિક દોષ હોય જ કેમ?' પ્ર. ૩૩ 'અને પુરુષોત્તમ ભગવાનને સર્વથી પર ને નિર્વિકાર સમજતો હોય' પ્ર. ૬૨ 'અને એ સર્વેને કર્તા થકી પણ એ નિર્દોષ છે એમ ભગવાનને જાણે...ભગવાન્ સર્વ પ્રકારે નિર્બન્ધ છે.' સા. ૫ 'અને બદ્ધ જીવ તથા મુક્ત જીવ એ બેના હૃદયમાં સાક્ષીરૂપ થકા રહ્યા છે અને બદ્ધપણું ને મુક્તપણું જેને અડતું નથી. તેમ જે ઇશ્વરના ને અક્ષરના હૃદયમાં સાક્ષીરૂપે રહ્યા છે અને તે તે ઉપાધિ થકી રહિત છે એ પુરુષોત્તમનું અન્વય સ્વરૂપ છે.' **(બદ્ધાદિ સર્વના હૃદયમાં અન્વયપણે રહ્યા છતાં પણ તેના તેના દોષોએ રહિતપણું કહ્યું)** કા. ૮ 'તેમ પુરુષોત્તમ ભગવાન્ સર્વના આત્મારૂપે કરીને સર્વને વિષે રહ્યા છે તો પણ અતિશય નિર્વિકાર છે ને અસંગી છે' પં ૨ 'પરાત્પર એવા જે પુરુષોત્તમ ભગવાન્ તેનું એ પ્રકૃતિ પુરુષાદિકને વિષે અન્વયપણું છે... ભગવાન્ અચ્યુત છે નિરંશ છે નિર્વિકાર છે અક્ષર છે અખંડ છે' **(પ્રકૃત્યાદિકમાં અન્વયપણે રહ્યા છતાં નિર્દોષતા કહી)** પં૦ ૭ 'यत्र त्रिसर्गो मृषा' માયાના ત્રણ ગુણનો સર્ગ જે પંચ ભૂત, ઇન્દ્રિયો, અંતઃકરણ અને દેવતા તે ભગવાનના સ્વરૂપને વિષે ત્રિકાળમાં છેજ નહિ...'धाम्ना स्वेन सदा निरस्तकुहकं' કહેતાં ધામ જે પોતાનું સ્વરૂપ તેણે કરીને ટાળ્યું છે માયાના સર્ગરૂપ કપટ જેણે એવું ભગવાનનું પરમ સત્ય સ્વરૂપ છે' **(આથી હેયવિરોધિપણું કહ્યું)** મધ્ય ૧૦ 'જેમ આકાશ જેતે પૃથ્વી જળ તેજ વાયુ તેમાં વ્યાપક છે અને આકાશ વિના એક અણુપણ ક્યાંઈ ખાલી નથી તો પણ પૃથ્વી આદિકના જે વિકાર તે આકાશને અડતા જ નથી તેમ પુરુષોત્તમ ભગવાન છે તેને આકાશની પેઠે માયિક વિકાર કોઈ અડતો જ નથી. અને સર્વે ક્રિયાઓને કર્તા થકા ભગવાન **અકર્તા** છે અને સર્વના સંગી થકા પણ અત્યંત **અસંગી** છે' **(સર્વમાં વ્યાપક છતાં નિત્ય-નિર્દોષતા કહી)** મધ્ય ૧૭ 'અને ભગવાન્ છે તે તો ક્ષેત્ર ને ક્ષેત્રજ્ઞ એ બેયના આશ્રય છે માટે ભગવાનથકી માયિક તત્ત્વ જુદાં કેમ કહેવાય? અને જેમ આકાશ છે તેને વિષે ચાર તત્ત્વ રહ્યાં છે તો પણ આકાશને કોઈનો દોષ અડતો નથી તેમ પરમેશ્વરને પણ માયિક તત્ત્વનો એકેય દોષ અડતો નથી. એવું જ ભગવાનનું સ્વરૂપ છે તેમાં ચોવીશ તત્ત્વ કહીએ તેમાં શો બાધ છે?...અને પુરુષોત્તમ ભગવાન છે તે સર્વ ક્ષેત્રજ્ઞના ક્ષેત્રજ્ઞ છે તો પણ નિર્વિકાર છે અને માયા આદિક જે વિકારવાન પદાર્થ તેનો વિકાર પુરુષોત્તમ ભગવાનને અડતો નથી' મધ્ય ૩૯ 'અને નિરંજન કહ્યા છે' ઇત્યાદિ.

કેવળ નિત્યનિર્દોષપણે નિરૂપવાથી કશો અર્થ નથી. લોકોતો ગુણોની સ્પૃહા રાખે છે. શ્રીહરિ પણ સા. ૨ 'અને જે ગુણે કરીને સ્નેહ થયો હોય તે અંતે રહે છે' એમ ગુણનું ગૌરવ કહે છે. દોષો નથી એમ કહેવાથી તેમાં ગુણો છે એમ માની શકાય નહિ. 'આ દોષ છે આ ગુણ છે' એવો વિભાગ વ્યવસ્થિત વર્તે છે. તો કલ્યાણગુણપરિપૂર્ણપણે પણ વર્ણવવા જોઈએ. માટે જ બન્ને પ્રકારે એક સાથે અત્યાદરથી અનુવર્ણવે છે. ઉપરોક્ત ઉભયલિંગત્વ એક જ શ્રુતિમાં 'एष आत्माऽपहतपाप्मा विजरो विमृत्युर्विशोको विजिघत्सोऽपिपासः' એમ ષડૂર્મિરૂપ દોષોનો પ્રથમ નિષેધ કરીને, અનુપદ 'सत्यकामः सत्यसङ्कल्पः' એમ કલ્યાણ ગુણોને પ્રતિપાદન કરે છે 'यत्तदद्रेश्यमग्राह्यं...नित्यं विभुं सर्वगतं' આ શ્રુતિ પણ પ્રાકૃત દશ્યત્વાદિ હેય દોષોનો નિષેધ કરવાપૂર્વક નિત્યત્વાદિ કલ્યાણ ગુણોને પ્રતિપાદન કરે છે. 'भगेशं ज्ञात्वाऽऽत्मस्थममृतं' આ શ્રુતિપણ **અમૃત** પદથી દોષનો નિષેધ અને **ભગેશ** પદથી જ્ઞાનાદિ છ મુખ્ય ગુણોને પ્રતિપાદન કરે છે. શ્રીહરિ પણ મધ્ય ૧૦ માં એજ રીતે કહે છે.

પરમાત્મામાં કલ્યાણ ગુણો હોવામાં ઘણી શ્રુતિ સ્મૃતિઓ પ્રમાણ છે–'एवं हि सर्वाणि कामान्यभिसंविशन्ति' એમ **કામ**શબ્દવાચ્ય મંગલ ગુણોના સદ્ભાવને કહે છે. 'सोऽश्नुते सर्वान् कामान् सह ब्रह्मणा विपश्चिता' ઉપાસક પુરુષ પરમ ધામમાં વિપશ્ચિત્ બ્રહ્મ અને તેમના **કામ** શબ્દવાચ્ય કલ્યાણ ગુણોને અનુભવે છે. 'काम्यन्त इति कामाः–कल्याणगुणाः' એમ **કામ** શબ્દનું કલ્યાણગુણપર વ્યાખ્યાન કર્યું છે. છાંદોગ્યમાં–'दहरोऽस्मिन्नन्तर आकाशस्तस्मिन् यदन्तस्तदन्वेष्टव्यं तद्वा विजिज्ञासितव्यम्' એમ હૃદયમાં સૂક્ષ્મતમ **આકાશ** શબ્દવાચ્ય પરમાત્મા રહ્યા છે, તે અને તેમની અંદર જે નિગૂઢ વર્તે છે તે બન્ને શોધવા યોગ્ય અને વિશેષતઃ જાણવા યોગ્ય છે એમ કહીને, 'किं तदत्र विद्यते यदन्वेष्टव्यं यद्वाव विजिज्ञासितव्यम्' એમ દહરાકાશમાં એવું શું વર્તે છે? કે જે શોધીને જાણવા યોગ્ય છે એવી આશંકા ઉઠાવીને, 'अस्मिन् कामाः समाहिताः' એમ પરમાત્મામાં સર્વ **કામો**–કલ્યાણ ગુણો રહ્યા છે એમ શ્રુતિજ સ્વયં સમાધાન આપીને, 'एष आत्माऽपहतपाप्मा...सत्यकामः सत्यसङ्कल्पः' એમ હેય દોષોને નિષેધ કરીને સત્યકામત્વાદિ કલ્યાણ ગુણોને કહીને તે બન્નેની ધ્યેયતા નક્કી કરીને 'अथ य इहात्मानमनुविद्य व्रजन्त्येतांश्च सत्यान् कामान् तेषां सर्वेषु लोकेषु कामचारो भवति' એમ પરમાત્મા અને તેમનામાં વર્તતા કલ્યાણ ગુણોને ઉપાસીને ધામ પ્રતિ જનારાઓને સર્વ લોકમાં યથેચ્છ વિહરણરૂપ ફલની પ્રાપ્તિને કહે છે. આ રીતે સ્વયં શ્રુતિજ પરમાત્મા અને તેમના કલ્યાણ ગુણોનું ધ્યાન ઉપાસન કરવાનું કહે છે, 'तत्रापि दहरं गगनं विशोकस्तस्मिन् यदन्तस्तदुपासितव्यम् (तै. ना.) આ શ્રુતિ પણ ઉપરનો અર્થ કહે છે. 'गुणी सर्वविद्यः' 'गुणेशः' (श्वे. उ.) આ શ્રુતિ પણ ગુણોના આશ્રયપણે પરબ્રહ્મ પરમાત્માને કહે છે. 'मां भजन्ति गुणाः सर्वे निर्गुणं निरपेक्षकम्' (भा. पु.) 'समस्तकल्याणगुणात्मकोऽसौ' 'गुणकराशिः' (विं. पु.) ઇત્યાદિ ઘણી શ્રુતિ સ્મૃતિઓ એવી છે. શ્રીહરિએ પણ પ્ર० ૬૨ 'सत्यं शौचं'

ઇત્યાદિક જે ઓગણચાળીસ કલ્યાણકારી ગુણો તે ભગવાનને વિષે નિરંતર રહે છે' પ્ર૦ ૭૭ 'ભગવાનના સ્વરૂપમાં તો એવા કલ્યાણકારી અનંત ગુણ રહ્યા છે, ઉપોદ્‌ઘાતમાં–'અને અનંત કોટિ એવા જે કલ્યાણકારી ગુણ તેણે યુક્ત છે' એમ વ્યક્ત કહ્યું છે. આ રીતે શ્રુતિસ્મૃતિઓ ભગવાનમાં કલ્યાણ ગુણોનો સદ્‌ભાવ સમર્થન કરે છે.

કેટલાક એમ માને છે કે–'જે જ્ઞાનાનંદાદિ ભગવત્સ્વરૂપ છે તેજ ભગવદ્‌ગુણો-રૂપે જણાય છે, વસ્તુતઃ ગુણો નથી, તો ગુણ ગુણી એવો એવો ભેદજ કેમ મનાય ?' આ માન્યતા યોગ્ય નથી. કારણ કે 'स एको ब्रह्मण आनन्दः' 'अस्मिन् कामाः समाहिताः' 'तस्मिन् यदन्तस्तदुपासितव्यम्' 'गुणेशः' 'मां भजन्ति गुणाः सर्वे' ઇત્યાદિ શ્રુતિ સ્મૃતિઓ વ્યતિરેક નિર્દેશો કરીને ગુણગુણિભેદને પ્રદર્શાવે છે. ગુણીથકી ગુણો અપૃથક્‌સિદ્ધ હોવાથી બન્નેનો અભેદવાદતો ઘટતો આવે છે. તો **ગુણગુણિભાવ** ભેદ શાસ્ત્રપ્રતિપાદિત હોવાથી અવશ્ય સ્વીકારવો પડે.

કેટલાકતો પરમાત્માને મૂળથી જ નિર્ગુણ (ગુણશૂન્ય) માને છે તે તો સર્વથા અયોગ્ય છે. જે કોઈ વસ્તુ છે તેમાં અમુક ગુણ હોય છે જ અને તે ગુણથી જ તેનું નિરૂપણ થાય છે. ગુણ વિનાનું તો કોઈ વસ્તુજ નથી અને ગુણ લીધા વિના વસ્તુનું નિરૂપણ પણ થઈ શકે નહિ. સર્વ વસ્તુમાં અને તેના નિરૂપણમાં આવી જ ગતિ પ્રામાણિકી છે. તો તે સર્વથી વિલક્ષણ પરમાત્માના નિરૂપણમાં એવી ગતિ સ્વીકારવી પડે એ સહજ છે. એમ હોવાથી જ શાસ્ત્રો તેમના હરકોઈ વિલક્ષણ ગુણવિશેષને આગળ ધરીનેજ તેમનું નિરૂપણ કરે છે. નિર્ગુણની તો કોઈ વાતે સિદ્ધિજ થતી નથી.

કોઈ વાક્યો ભગવાનને સગુણપણે તો કોઈ વાક્યો નિર્ગુણપણે વર્ણવે છે; એમાં તત્ત્વવિદોની તાત્ત્વિક વ્યવસ્થા ગ્રાહ્ય એવી છે કે–'निर्गुणं' 'निरवद्यं निरञ्जनं' ઇત્યાદિ **નિર્ગુણ** શ્રુતિઓ છે તે ભગવાનમાં રાગદ્વેષાદિક દોષોને નિષેધ કરે છે. અને सत्यं ज्ञानं' ઇત્યાદિ **સગુણ** શ્રુતિઓ છે તે જ્ઞાનાદિ મંગલ ગુણોને પ્રતિપાદન કરે છે. આ અપેક્ષિત અર્થ 'अपहतपाप्मा...सत्यसङ्कल्पः' આ એક જ શ્રુતિ સમર્થન કરે છે. પ્રથમ દેહાત્માના દુર્ગુણભૂત જે પાપ જરા મૃત્યુ શોક અશના પિપાસા ઇત્યાદિ દોષોને નિષેધ કરીને, સત્યસંકલ્પત્વાદિ મંગલ ગુણોને પ્રતિપાદે છે. એવાં તો ઘણાં શ્રુતિવાક્યો છે. વિષ્ણુપુરાણમાં–'सत्त्वादयो न सन्तीशे यत्र च प्राकृता गुणाः' એમ પ્રાકૃત ગુણોનો પ્રતિષેધ કરીને 'समस्तकल्याणगुणात्मकोऽसौ' એમ કલ્યાણ ગુણોને પ્રતિપાદે છે. આ જે સગુણ-નિર્ગુણ વાક્યોની વ્યવસ્થા તે સ્વયંકલ્પિત નહિ પણ પ્રમાણસિદ્ધપણ છે–'योऽसौ निर्गुण इत्युक्तः शास्त्रेषु जगदीश्वरः। प्राकृतैर्हेयसंयुक्तैर्गुणैर्हीनः स उच्यते' (पाद्मे) વેદાદિ શાસ્ત્રોમાં જગદીશ્વરને નિર્ગુણપણે કહ્યા છે તે પ્રાકૃત હેય ગુણોએ રહિત હોવાથી કહ્યા છે પણ ગુણશૂન્ય હોવાથી નહિ. જગદીશ્વર તો સમસ્ત સદ્‌ગુણોએ સંપન્ન છે. ભગવાન્ શ્રીહરિએ પણ કા૦ ૭ 'વેદાંત શાસ્ત્ર છે તે નિર્ગુણ અચ્છેદ્ય અભેદ્ય સર્વવ્યાપક એવી રીતે પ્રતિપાદન કરે છે તે જીવની બુદ્ધિમાંથી માયિક ભાવ ટાળવાને અર્થે નિર્ગુણપણે કરીને પ્રતિપાદન કરે છે' પ્ર૦ ૬૬ 'શાસ્ત્રમાં ભગવાનને

જે અરૂપ અને નિર્ગુણ કહ્યા છે તે તો માયિક એવા જે રૂપ ને ગુણ તેના નિષેધને અર્થે કહ્યા છે પણ ભગવાન તો નિત્ય દિવ્યમૂર્તિ છે અને અનંત કલ્યાણગુણે યુકત છે' એમ સ્વવચનથી રહસ્યાર્થ સમજાવ્યો છે. આવી વિશુદ્ધ વ્યવસ્થા થવાથી સગુણ-નિર્ગુણ વાકયનો કશો વિરોધ આવતો નથી અને બન્ને વાકયોની સાર્થકતા થાય છે. તો બીજી બધી પામર પંચાતોને પડતી મુકીને આજ સુવ્યવસ્થા સ્વીકારવી સમુચિત છે.

આ પ્રસંગે એક વિચાર આવે છે કે–જ્યારે ગુણોનો ઉત્કર્ષ બહુ કહેવામાં આવે છે; ત્યારે ગુણોને અધીન ગુણીનો ઉત્કર્ષ છે ? કે ગુણીને અધીન ગુણોનો ઉત્કર્ષ છે ? લોકમાં તો 'गुणाः पूजास्थानं' 'गुणैर्गौरवमायाति' એમ ગુણોને અધીન ગુણીનો ઉત્કર્ષ જણાય છે. જેમાં કશો ગુણ ન હોય તેનો કશો ઉત્કર્ષ જણાતો નથી. પરમાત્માની બાબતમાં તો તે થકી વિપરીત છે. એટલે ગુણીને લીધેજ ગુણોનો ઉત્કર્ષ છે પણ ગુણોને લીધે ગુણીનો નહિ. 'सत्यं ज्ञानमनन्तं' 'आनन्दो ब्रह्म' 'शान्तिसमृद्धममृतं' 'मङ्गलं मङ्गलानां' એમાં કહ્યા પ્રમાણે ગુણી અહમર્થ પરમાત્મસ્વરૂપ જ સ્વયં નિત્યનિર્દોષ, શાંત, અનંત, અનુપમ, અત્યનુકૂળ, સ્વયંપ્રકાશ, નિરપેક્ષ, નિત્યતૃપ્ત, જ્ઞાનમય, હોઈને તરંગ વિનાના નિશ્ચલ અમૃતમહાસાગર જેવું છે. ગુણી પરમાત્મસ્વરૂપજ સ્વયં આવું મંગળ હોવાથી એનો ઉત્કર્ષ ગુણોને અધીન કહેવાય જ કેમ ? જો ગુણોને અધીન ગુણીનો ઉત્કર્ષ કહેવામાં આવે તો સ્વરૂપની ગૌણતા આવે. તો પરમાત્માની બાબતમાં તો ગુણોનો ઉત્કર્ષ ગુણીને અધીન જ માનવો સમુચિત છે. યદ્યપિ ભગવાનમાં કલ્યાણગુણો **નિર્દોષ નિત્ય નૈસર્ગિક નિરવધિક નિઃસંખ્ય** હોવાથી તેનો ઉત્કર્ષ સદાય વર્તે છે પણ આ ઉત્કર્ષ કલ્યાણસ્વરૂપ પરમાત્માને અધીન સમજવો એટલું જ તત્વ છે.

ઉપર પ્રમાણે ભગવાનમાં કલ્યાણગુણોનો સદ્ભાવ સુનિશ્ચિત થયો. તેમનામાં જે ગુણો છે તે **નિત્ય** છે. ઉત્પત્તિવિનાશે રહિતપણું એજ નિત્યત્વ કહેવાય. આપણામાં જે કોઈ ગુણો વર્તે છે તે ઉત્પત્તિ વિનાશના કે સંકોચ વિકાસના યોગવાળા હોવાથી અનિત્ય છે. ગુણોની નિત્યતાને 'एतांश्च सत्यान् कामान्' 'सत्यसङ्कल्पः' 'सर्वमेतदृतं मन्ये यन्मां वदसि केशव' 'एते चान्ये च भगवन्नित्या यत्र महागुणाः । प्रार्थ्या महत्त्वमिच्छद्भिर्न वियन्ति स्म कर्हिचित्' ઇત્યાદિ વચનો પ્રતિપાદે છે. શ્રીહરિપણ પ્ર૦ ૬૨ 'કલ્યાણકારી ગુણો તે ભગવાનને વિષે નિરંતર રહે છે' એમ ગુણોની **નિત્યતાને** કહે છે.

વળી આ ગુણો **નિઃસીમ**–અવધિએ રહિત છે, અનંત ગુણોમધ્યે એક એકનો પણ અવધિ (માપ) નથી. જેમ સ્વરૂપ અપરિચ્છિન્ન છે તેમ એક એક ગુણ અપરિચ્છિન્ન છે. માટેજ તેને કોઈ સમગ્રપણે જાણી શકતો નથી, આ અર્થ શ્રુતિસ્મૃતિઓએ બહુ સુંદર વર્ણવ્યો છે.–'यतो वाचो निवर्तन्ते अप्राप्य मनसा सह' એમ આનંદગુણથકી મન વાણી પાર નહિ પામવાથી પાછાં વળી જવાનું કહે છે. આનંદગુણનો અવધિ નથી એ તાત્પર્ય છે. આજ ન્યાય બીજા ગુણોમાટે પણ જાણવો. 'यस्यामतं तस्य मतं मतं यस्य न वेद सः' જે એમ માને છે કે–'હું બ્રહ્મને સમગ્રપણે જાણતો નથી' તેણેજ બ્રહ્મ જાણ્યું છે. અને

જે એમ માને છે કે–"હું બ્રહ્મને સમગ્રપણે જાણુંછું' તેણે તે બ્રહ્મ જાણ્યુંજ નથી. કારણ કે ગુણી બ્રહ્મ, સ્વરૂપ સ્વભાવથી અપરિચ્છિન્ન હોવાથી તેને સમગ્રપણે કોઈ જાણી શકતો નથી. જે કોઈ જાણે તે અલ્પ અશજ જાણે. त्वमेव त्वां वेत्थ योऽसि सोऽसि' જેવા છે તેવા તો એક પરમાત્માજ પોતે પોતાને જાણે છે, બીજો કોઈ જાણતો નથી. 'सो अङ्ग वेद यदि वा न वेद' તે પરમાત્મા પોતાને જાણે અથવા ન પણ જાણે. 'પોતે પણ પોતાને પુરા જાણતા નથી' એમ કહેવાથી એમના સર્વજ્ઞપણાને હાનિ નથી. સ્વયં સર્વજ્ઞ સર્વશકિત હોવા છતાં પણ સ્વરૂપ સ્વભાવથી અપરિચ્છિન્ન હોવાથી પરિચ્છિન્ન જ્ઞાનનો અભાવ દોષ માટે નથી. અપરિચ્છિન્ન વસ્તુને પુરેપુરી ન જાણે એ ઉપરથી એ **અજ્ઞ** ન કહેવાય. 'न ते विष्णो ! जायमानो न जातो देव ! महिम्नः परमन्तमाप' વિષ્ણુના મહિમાના અંતને કોઈ પામ્યો નથી તેમજ પામનારો પણ નથી. કેમકે અપાર છે. "नान्तं गुणानां गच्छन्ति तेनानन्तोऽयमुच्यते' ભગવાનના ગુણોના અંતને કોઈ પામતો નથી, તેથી તેમને **અનંત** નામથી નિરૂપે છે. જેમ સ્વરૂપથી અનંત છે તેમ ગુણથી પણ છે. "मय्यनन्तगुणे ब्रह्मण्यानन्दानुभवात्मनि' એમ પરમાત્મા પોતાને અનંત ગુણાશ્રયપણે કહે છે. चतुर्मुखायुर्यदि कोटिवक्त्रो भवेन्नरः क्वापि विशुद्धचेताः । स ते गुणानामयुतैकमंशं वदेन्न वा देववर ! प्रसीद' ઇત્યાદિ. એ રીતે એક એક ગુણ પણ સીમાશૂન્ય છે. શ્રીહરિપણ મ૦ મ૦ ૬૭ 'અનંત કલ્યાણકારી ગુણ તેના પારને શેષ શારદા બ્રહ્માદિક દેવતા તથા ચાર વેદ એ પામતા નથી' એમ એક એક ગુણની અપારતાને કહે છે.

વળી આ ગુણો **અસંખ્યેય**—એક બે ત્રણ એમ સંખ્યા–ગણના થઈ શકે નહિ એવા છે. ચેતનોમાં જે કોઈ ગુણો છે તેની તો સંખ્યા થઈ શકે છે. અને વળી તે પરમાત્માના સંકલ્પને અધીન છે. પરમાત્મામાં વિદ્યમાન ન હોય એવાં એક પણ ગુણ નથી. આ બાબત 'यथा रत्नानि जलधेरसङ्ख्येयानि पुत्रकं । तथा गुणा ह्यनन्तस्य असङ्ख्येया महात्मनः' (वा पु.) આ વચનમાં વ્યકત છે. જેમ સમુદ્રમાં રત્નો અસંખ્યાત રહ્યાં છે તેમ અનંત મહાત્મા ભગવાનમાં અસંખ્યાત ગુણો રહ્યા છે. 'वर्षायुतैर्यस्य गुणा न शक्या वक्तुं समेतैरपि सर्वलोकैः' 'गुणात्मनस्तेऽपि गुणान् विमातुं हितावतीर्णस्य क ईशिरेऽस्य । कालेन यैर्वा विमिता सुकल्पैर्भूपांसवः खे मिहिका द्युभासः' એમ ગુણોની અસંખ્યાતતાને કહે છે. આનો ભાવાર્થ 'असितगिरिसमं....तदपि तव गुणानामीश पारं न याति' આ અભિયુક્તિમાં વ્યકત છે. આ રીતે ગુણો અસંખ્યાત છે. શ્રીહરિએ ગુણોને 'અનંતકોટી' એવું વિશેષણ આપીને તેની **અસંખ્યતા** કહી છે.

વળી આ ગુણો **સ્વાભાવિક** છે. જેમ આપણામાં જ્ઞાનાદિ ગુણોનો ઉદ્ભવ પરમાત્માના સંકલ્પથી થાય છે તેમ તેમનામાં બીજા કોઈના સંકલ્પથી નહિ પણ સ્વતઃસિદ્ધ છે. આ અર્થ તો 'स्वाभाविकी ज्ञानबलक्रिया च' આ શ્રુતિએજ શબ્દથી કહ્યો છે. આ રીતે ગુણો **નિરુપાધિક** છે.

વળી આ ગુણો હેય ગુણોના સંસર્ગરૂપ દોષે રહિત **નિર્દોષ છે.** જેમ આપણામાં

કોઈ જ્ઞાનાદિ ગુણો છે પણ તે પ્રકૃતિના સત્ત્વાદિ ત્રણ હેય ગુણો તથા તેના કાર્યભૂત રાગદ્વેષાદિ દોષે સહિત છે. પરમાત્મામાં તેવા હેય દોષોએ રહિત કેવળ કલ્યાણ ગુણો છે.

વળી આ ગુણો **સમાધિકરહિત** છે. અર્થ એવો છે કે એક જીવાત્મામાં રહેલા ગુણોને સમાન ગુણો બીજામાં હોય છે. એજ રીતે જીવાત્માના ગુણો કરતાં પરમાત્માના ગુણો અધિક છે. માટે જીવાત્મામાં જે ગુણો છે તે સમાધિકે રહિત ન કહેવાય. પરમાત્માને સમાન કે અધિક ગુણ બીજા કોઈમાં પણ નહિ હોવાથી તેમના ગુણો સમાધિકરહિત નિરતિશય છે. માટેજ 'न तत्समश्चाभ्यधिकश्च दृश्यते' એમ શ્રુતિમાં પરમાત્માને **નિઃસમાધિક** કહે છે. શ્રીહરિપણ કા૦ ૮ 'અને તે સરખો થવાને કોઈ સમર્થ થતો નથી' ઇત્યાદિ.

આ પ્રકારે પરમાત્મામાં રહેલા જે ગુણો તે **નિત્ય નિઃસીમ નિઃસંખ્ય નિરુપાધિક નિર્દોષ અને નિઃસમાધિક છે.** એમ સ્વરૂપથીજ જેમ એમ ગુણથી પણ ભગવાનની **અનંતતા** નિરૂપી છે.

ભગવાનમાં ગુણો અસંખ્યાત છે, તેમાં **જ્ઞાન શક્તિ બળ ઐશ્વર્ય વીર્ય તેજ** આ છ ગુણોને જગત્સર્ગાદિકમાં ઉપયોગી હોવાથી મુખ્ય માન્યા છે. આ અર્થ 'तवानन्तगुणस्यापि षडेव प्रथमे गुणाः। यस्त्वयेव जगत्कुक्षावन्येऽप्यन्तर्निवेशिताः' (વારાહે) આમાં વ્યક્ત છે. કયા તે ગુણો ? તો 'तेजोबलैश्वर्यमहावबोधसुवीर्यशक्त्यादिगुणैकराशिः' (वि. पु.) એમ નામવાર કહે છે. વિ. પુ. માં **ભગવાન્** શબ્દનો અક્ષરશઃ અને સમુદાયશઃ અર્થ કરતાં છ ગુણોનું પ્રાધાન્ય પ્રદર્શાવ્યું છે. 'सम्भर्तेति तथा भर्ता भकारोऽर्थद्वयान्वितः। नेता गमयिता स्रष्टा गकारार्थस्तथा मुने' **ભ, ગ, વ, અન્**, એમ મળીને ભગવાન્ શબ્દ થાય છે. તેમાં ભકારનો એક અર્થ **સંભર્તા** (પ્રકૃત્યાદિકને કાર્યોત્પત્તિને યોગ્ય કરી આપવું તે) છે અને બીજો **ભર્તા** (સ્વામી) અર્થ છે. ગકારનો અર્થ **નેતા ગમયિતા સ્રષ્ટા** આ ત્રણ છે. **નેતા** સ્થિતિકર્તા, **ગમયિતા**-સંહારકર્તા, **સ્રષ્ટા**-ઉત્પત્તિકર્તા. હવે **ભગ** શબ્દનો અર્થ કરે છે— 'ऐश्वर्यस्य समग्रस्य वीर्यस्य यशसः श्रियः। ज्ञानवैराग्ययोश्चैव षण्णां **भग** इतीरणा' **ઐશ્વર્ય, વીર્ય, યશ, શ્રી** (ભાગ્ય સંપત્તિ) **જ્ઞાન** (સર્વજ્ઞરૂપ) **વૈરાગ્ય** (પરિપૂર્ણ હોવાથી અનાદરતારૂપ વિરક્તિ) આ છ **ભગ** શબ્દથી કહ્યા છે. તે જેમાં હોય તે **ભગવાન્** કહેવાય. હવે **વકારનો** અર્થ કરે છે 'वसन्ति तत्र भूतानि भूतात्मन्यखिलात्मनि। स च भूतेष्वशेषेषु वकारार्थस्ततोऽव्ययः' આ રીતે સર્વાન્તરાત્મારૂપ વકારનો અર્થ કર્યો છે. ઉપર પ્રમાણે **ભ ગ વ** એ ત્રણેનો અર્થ કરીને, સમુદાયનો અર્થ કરવાની સાથે અવશિષ્ટ **અન્** શબ્દના અર્થને પણ 'ज्ञानशक्तिबलैश्वर्यवीर्यतेजांस्यशेषतः। भगवच्छब्दवाच्यानि विना हेयैर्गुणादिभः' આ રીતે કરે છે. **જ્ઞાન શક્તિ બળ ઐશ્વર્ય વીર્ય** તેજ આ છ ગુણો ભગવચ્છબ્દની પ્રવૃત્તિના નિમિત્ત છે. આ છ ગુણો જેમાં સમુદાયથી હોય તે ખરા ભગવાન્ કહેવાય. 'विना हेयैर्गुणादिभिः' આ વાક્યથી **અન્**શબ્દનો અર્થ કહ્યો. 'कश्यपः पश्यको भवति'

એ ન્યાયે અન્ એટલે **'ન'** એવો અર્થ છે. નકારથી નિષેધ્ય તો હેય ગુણો છે. તેતો સત્ત્વાદિ તથા તેના કાર્યભૂત ક્લેશાદિ દોષો છે. શ્લોકમાં **વિના** શબ્દ છે તે નિષેધાર્થક છે. સમસ્ત દોષોએ રહિતપણું એ **અન્** શબ્દનો ભાવાર્થ છે. ભગવાન્ શબ્દનો સમુદિત અર્થ સ્પષ્ટ એ થયો કે–સમસ્ત પ્રાકૃત હેય ગુણોએ રહિતપણું અને સમસ્ત જ્ઞાનાદિ કલ્યાણ ગુણોએ યુક્તપણું, આ રીતે **ભગવચ્છબ્દની** પ્રવૃત્તિનું નિમિત્ત ઉભય હોવાથી પરબ્રહ્મને **ઉભયલિંગ** કહેવામાં આવે છે. 'एवमेष महाशब्दो मैत्रेय **भगवा**निति। परमब्रह्मभूतस्य वासुदेवस्य नान्यगः' આ રીતે અવયવાર્થયોગને લીધે **'ભગવાન્'** આ **મહા**શબ્દ પરમબ્રહ્મભૂત વાસુદેવનોજ મુખ્ય વાચક છે, પણ બીજા કોઈનો નહિ. જેમાં ઉક્ત પ્રવૃત્તિનિમિત્તનું બાહુલ્ય હોય તેમાં જ આ શબ્દ મુખ્યપણે પ્રવર્તે છે. આવો મોટો અર્થ અંદર સમાએલો હોવાથી ભગવાન્ શબ્દને **મહાશબ્દ** એવું અન્વર્થ વિશેષણ આપ્યું છે. બીજામાં તો જ્ઞાનાદિ ગુણલેશને લીધે ઉપચારથી પ્રવર્તે છે. આ રીતે સર્વ શાસ્ત્રોમાં તથા લોકમાં પણ બહુ પ્રસિદ્ધિને પામેલા **'ભગવાન્'** આ મહા-શબ્દનો અન્વર્થ અર્થ છે. ઉપર પ્રમાણે ભગવાન્ શબ્દનો અર્થ કરવામાં **ભગ** શબ્દ-વાચ્ય છ ગુણોનું પ્રાધાન્ય પ્રદર્શાવામાં આવ્યું છે. **'ॐ नमो भगवते वासुदेवाय'** એવો ભગવન્નામઘટિત મહામંત્ર પણ જપનીય છે. ભગવાન્ શ્રીહરિએ પણ શિક્ષાપત્રીમાં 'भगवान् पुरुषोत्तमः' એમ પરબ્રહ્મને **ભગવાન્** શબ્દથી કહ્યા છે. આ ગ્રંથમાં તો ભગવાન્ શબ્દથી બહુ જ શ્રીમુખે વ્યવહાર કર્યો છે. એનો અર્થ 'ષડૈશ્વર્યસંપન્ન' એવો કર્યો છે. હવે સિદ્ધ થયું છે કે–છ ગુણો પ્રધાન છે અને બીજા ગુણો તો કોઇ જ્ઞાનમાંથી તો કોઈ શક્તિમાંથી એમ છ ગુણોમાંથી પ્રસવેલા અવસ્થાવિશેષરૂપ અસંખ્યાત છે. ઉપરના અર્થના અનુસંધાનથી શ્રીરામાનુજાચાર્ય ગીતાભાષ્યમાં પ્રથમ જ્ઞાનાનંદાદિ સ્વરૂપને નિરૂપીને, તેના ગુણો કહેતાં **'स्वाभाविकानवधिकातिशयज्ञान-बलैश्वर्यवीर्यशक्तितेजःप्रभृत्यसङ्ख्येयकल्याणगुणगणमहोदधिः'** આ વાક્યથી છ ગુણોનું પ્રાધાન્ય પ્રદર્શાવીને બીજા ગુણોની અસંખ્યતાને કહે છે. આ છ ગુણોમાં પણ **જ્ઞાન** ગુણતો જ્ઞાનસ્વરૂપ પરમાત્માના સ્વરૂપાનુબન્ધિ હોઈને સ્વરૂપને નિરૂપનાર હોવાથી મુખ્ય છે. માટે જ તેને સર્વત્ર **પ્રથમ** લેવામાં આવે છે. જગદુત્પત્ત્યાદિ સમસ્ત પ્રવૃત્તિનું મૂળ કારણપણુ જ્ઞાન જ છે. જ્ઞાન હોય તોજ કાર્ય કરી શકે. જેનો ગુણમાં સમાવેશ છે એવા ચૈતન્યપર્યાય જ્ઞાનનું નિરૂપણ પ્રથમ આવી ગયું છે.

### ભગવાનની શક્તિ—

ભગવાનમાં **શક્તિ** નામનો બીજો ગુણ છે. 'જ્ઞાનવિશેષ જ શક્તિ છે' એમ કોઈ માને છે તે યોગ્ય નથી, કારણ કે અજ્ઞ એવાં પણ દ્રવ્યોમાં શક્તિ અને અશક્તોમાં પણ જ્ઞાન જોવામાં આવે છે. તો જ્ઞાનથકી **શક્તિ** ગુણતો જુદોજ માનવો પડે. **બલ ઐશ્વર્ય વીર્ય તેજ** આ ચાર ગુણો તો બહુ આખર વિચાર કરીએ તો **જ્ઞાન** અને **શક્તિના** વિસ્તારરૂપ અવસ્થાવિશેષ જણાય છે. સર્વ પદાર્થોમાં તેના તેના કાર્ય ઉપ-રથી જાણવા યોગ્ય **શક્તિ** નામનો ગુણ હોય છે જ. એની સિદ્ધિ તર્કથી અને શાસ્ત્રથી

પણ થાય છે. પ્રતિબંધક મણિ કે મંત્રાદિકની સન્નિધિમાં સ્વરૂપ તથા સહકારી હોવા છતાં પણ જેના ઉપરોધથી અગ્નિ પોતે દાહક છતાં પણ બાળી શકતો નથી. મણિ-મંત્રાદિકમાં એવી કોઈ **શકિત** છે કે જેથી અગ્નિ અને તેનું સહકારી કાષ્ઠાદિક હોવા છતાં પણ તેની દાહક શકિતને એકદમ દબાવી દે છે. આ ઉપરથી **શકિત** નામનો ગુણ માનવો જોઈએ. આની પ્રસિદ્ધિ લોહચુંબક દુંદુભિનાદ વગેરેમાં સ્પષ્ટ જોવામાં આવે છે. આથી સર્વત્ર પણ **શકિત** નામનો એક ધર્મવિશેષ સાબિત થાય છે. 'शक्तयः सर्वभावानामचिन्त्या अपृथक्स्थिताः' (अ. सं.) કોઈ કોઈ કાર્યપ્રત્યે કારણ થનારાં સર્વ કોઈ વસ્તુઓમાં કારણપણાનો નિર્વાહ કરનારો કોઈ અદ્રવ્યવિશેષ—દ્રવ્યથી ભિન્ન ગુણવિશેષ હોય છે જ. આનેજ **શકિતસંજ્ઞા**થી સંબોધવામાં આવે છે. વિ. પુ. માં 'शक्तयः सर्वभावानामचिन्त्यभावगोचराः । यतोऽतो ब्रह्मणस्तास्तु सर्गाद्या भावशक्तयः ॥ भवन्ति तपतांश्रेष्ठ पावकस्य यथोष्णता' એમ અગ્નિના દૃષ્ટાંતથી સર્વ વસ્તુઓમાં શકિતનો સદ્‌ભાવ સાધીને બ્રહ્મમાં પણ અચિંત્ય શકિતની સિદ્ધિ કરી છે. 'सर्वशक्त्यात्मने' એવો મંત્રવર્ણ છે. પરબ્રહ્મ પરમાત્મા તો સર્વકારણકારણ હોવાથી એમાં એ ગુણ હોય એમાં કહેવુંજ શું ? આ બાબતને 'पराऽस्य शक्तिर्विविधैव श्रूयते' આ ભગવતી શ્રુતિજ પ્રતિપાદે છે. કોઈ તો સગુણ થઈ જવાના ભયથી શાસ્ત્રસિદ્ધ પણ શકિતગુણને વસ્તુસ્થિતિમાં માનતા નથી, તેમજ કોઈ તો શકિતને માનીને પણ શકિતશકિતમાનનો અભેદ વસ્તુતઃ આત્યંતિક માને છે એ અતિ અયોગ્ય છે. શ્રુતિતો પરમાત્મસ્વરૂપથી પૃથક્ શકિત નામના ગુણને 'पराऽस्य शक्तिः' એમ વ્યતિરેક નિર્દેશથી સ્પષ્ટ કહે છે. એટલે બન્ને વચ્ચે ગુણગુણિભાવને ઉઘાડો કહે છે. બન્નેનો અપૃથક્સિદ્ધરૂપ અભેદતો કહી શકાય પણ વસ્તુતઃ સ્વરૂપૈક્ય કહી શકાય નહિ. ઈશાવાસ્યોપનિષદ્‌માં 'अनेजदेकं मनसो जवीयः । तदेजति तन्नैजति' આ શ્રુતિઓએ વિરોધાભાસમુખથી ભગવાનમાં **વિવિધ વિચિત્ર** શકિતનો યોગ વર્ણવ્યો છે. શ્રીહરિએ પણ અમૃત વચનથી અમ૦ ૧ 'જેમ કોઈ ચમત્કારી મંત્ર હોય અથવા ચમત્કારી ઔષધિ હોય તેમાં સ્વાભાવિક ચમત્કાર છે' એમ મંત્ર ઓષધિનું ઉદાહરણ આપીને સર્વ વસ્તુઓમાં હરકોઈ **ચમત્કાર**શબ્દવાચ્ય શકિત ગુણનો સદ્‌ભાવ તર્કથી સમર્થન કર્યો છે અને તેની સ્વાભાવિકતા કહી છે.

અઘટિત ઘટનાસામર્થ્યને **શકિત** કહે છે. કોઈ પ્રકારે કોઈથી પણ ન જ કરી શકાય એવી વિચિત્ર વિવિધ વિસ્તૃત વિશ્વની વિરચના રચવાનું જે **ચાતુર્ય** એજ એનો ભાવાર્થ છે. જો પરમેશ્વર અઘટિતને ઘટાવે તો નીલને રકત કરે અને ઘટને પટ કરે અને મનુષ્યને પશુ કરે, એમ કરે તો તે તે વસ્તુઓના જે સ્વભાવો નિયમિત છે તેનો લોપ થઈ જાય, સ્વભાવોની કશી વ્યવસ્થા રહે નહિ. તો એનો અર્થ એવો નથી. બીજાઓએ શત કલ્પે પણ બનાવી શકાય નહિ એવા રચનાવિશેષોને સ્વભાવમાં વિરુદ્ધતા ન આવે એ રીતે તત્વોમાં સ્વશકિતથી ઘટાવે છે એવો એનો અર્થ સમજવો. લોયા ૧૩ માં અન્યથાકર્તું શકિત કહી છે એનો પણ એવો જ અર્થ સમજવો ઘટે, કેમકે તે તે વસ્તુઓના સ્વભાવો ભગવાને જ સ્વસંકલ્પથી અનાદિથી વ્યવસ્થિત કર્યા છે તેને જો

ફેરવ્યા કરે તો કશી વ્યવસ્થા રહે નહિ. સ્વકૃત વ્યવસ્થાને વારે વારે ફેરવી નાંખવી એતો એક જાતનું ઉન્મત્તપણું કહેવાય. સત્યસંકલ્પતા ન કહેવાય. કૃત સંકલ્પને કદાપિ ફરવા દેવો નહિ એજ ખરી સંકલ્પની સત્યતા છે. સ્વતંત્ર સમર્થે પણ સ્વકૃત વ્યવસ્થા સાચવવી જ પડે. આ તત્ત્વાર્થ શ્રીહરિએ અંત્ય ૩૯ 'અને વળી એ ભગવાને જગતમાં વિચિત્ર સૃષ્ટિ કેવી કરી છે ને તેમાં કેવું ડહાપણ (ચાતુર્ય) કર્યું છે જે જુવોને માણસમાંથી માણસ થાય છે, પશુમાંથી પશુ થાય છે, ઝાડમાંથી ઝાડ થાય છે, કીડામાંથી કીડો થાય છે અને માણસના અંગમાંથી કોઈ અંગનો ભંગ થઈ ગયો હોય ને ગમે તેવો ડાહ્યો હોય તો પણ તે અંગને તેવું કરવાને સમર્થ કોઈ રીતે ન જ થાય' આ રીતે કહ્યો છે. મનુષ્યના ધર્મો પશુમાં તો પશુના ધર્મો મનુષ્યમાં કરવા એ અઘટિત ઘટનાનો તથા અન્યથાકર્તુંનો અર્થ નથી. એવો વ્યત્યાસતો અનેક પરમેશ્વરો હોય તો બને. આ અર્થપણ અંત્ય૦ ૩૯ માંજ કહ્યો છે. એકજ પરમેશ્વર હોવાથી યથાપૂર્વ વ્યવસ્થા રહે છે.

અનંતશકિત પરમાત્માની કેટલીક આશ્ચર્યશકિતઓનું દિગ્દર્શન 'मेघोदयः सागरसन्निवृत्तिरिन्दोर्विभागः स्फुरितानि वायोः। विद्युद्विभङ्गो गतिरुष्णरश्मेर्विष्णोर्विचित्राः प्रभवन्ति मायाः' આ રીતે કરાવ્યું છે. આ રીતે પ્રત્યેક પદાર્થમાં કોઈની કોઈપણ આશ્ચર્યશકિત ભગવાનની પ્રત્યક્ષ થાય છે. **માયા** શબ્દની વ્યુત્પત્તિ આશ્ચર્યરૂપ અર્થમાં છે પણ મિથ્યા અર્થમાં નથી. એટલે આ બધુ ઐંદ્રજાળિકવત્ મિથ્યા નહિ. જો મિથ્યા હોય તો પરાવરતત્ત્વને જાણનારા પ્રહ્લાદ બળિ યશોદા અક્રૂર આદિક ભકતાગ્રેસરોને તે તે આશ્ચર્યનો અનુભવ થયો છે તે ઘટતો આવે નહિ. શ્રીકૃષ્ણના ઉદરમાં બ્રહ્માંડને જોઈને આશ્ચર્યને પામેલાં **યશોદાજી** 'આ તે કોઈ મને સ્વપ્ન આવ્યું છે ? કે કોઈ દેવમાયા છે ? કે મારી મતિનો જ મોહ છે ?' એમ તર્કો કરીને, પોતે જ વિચારીને તેને માંડી વાળીને, છેવટે 'આ તો મારા પુત્રની જ કોઈ સ્વાભાવિકી શકિત છે' એમ નિશ્ચય ઉપર આવ્યાં હતાં. આ બાબત 'किं स्वप्न एतदुत देवमाया किं वा मदीयो बत बुद्धिमोहः। अथो अमुष्यैव ममार्भकस्य यः कश्चनौत्पत्तिक आत्मयोगः' (ભા. પુ.) આમાં વ્યકત છે. યમુનાના ધરામાં અંદર અને બહાર રથમાં બે રૂપે આશ્ચર્યમૂર્તિ શ્રીકૃષ્ણનાં દર્શન કરીને અત્યાશ્ચર્ય પામેલા **અક્રુરજીએ** 'जगदेतन्महाश्चर्यं रूपं यस्य महात्मनः। तेनाश्चर्यपरेणाहं भवता कृष्ण सङ्गतः' (વિ. પુ.) એમ સ્તુતિ કરી છે. અમ૦ ૧ 'જેમ વટપત્રશાયી ભગવાન્ એક વડના પત્રમાં નાના બાળક થઈને પોઢ્યા હતા અને તેજ ભગવાનના ઉદરનેવિષે **માર્કંડેયઋ**ષિએ સમગ્ર બ્રહ્માંડ દીઠું' આ બધું મિથ્યા નહિ પણ સાચું જ હતું. ભકતોએ તેવાં તેવાં અદ્‌ભૂત આશ્ચર્યો પ્રત્યક્ષ જોયાં છે. 'नच मत्स्थानि भूतानि पश्य मे योगमैश्वरम्' 'सर्वाश्चर्यमयं देवं' (ગીતા) 'समस्ताः शक्तयश्चैता नृप ! यत्र प्रतिष्ठिताः 'समस्तशक्तिरूपाणि' समस्तशक्तिः परमेश्वराख्यः' 'स्वशक्तिलेशोद्धृत भूतसर्गः' 'अनन्तशक्तिश्च विभुः' ઇત્યાદિ વચનો ઉપરના અર્થને અનુમોદે છે.

પરમાત્માની આ પણ એક **શકિત** છે. આ વિવિધ વિચિત્ર વિશ્વ પ્રત્યે જે પરમાત્માનો પ્રકૃતિભાવ ઉપાદાનરૂપનો છે તે. એમાં 'जगत्प्रकृतिभावो यः सा शक्तिः परिकीर्तिता' આ અભિયુકિત છે. વિષ્ણુ નામ સહસ્રમાં આવેલા 'महाशक्तिः' આ નામનો અર્થ ભાષ્યમાં આ રીતે કર્યો છે–મોટી શકિત જેમની છે તે **મહાશકિત** કહેવાય. આ તો કાળ માયા આદિક સમગ્ર સાધનોનો વિનિયોગ કરવારૂપ તથા કાળાદિ સામગ્રી હોય કે ન હોય તથાપિ સર્વ અર્થોને સર્વદા સંપાદન કરવારૂપ તથા પોતાના શરીરના એક દેશમાં પ્રકૃતિપરિણામ કરવારૂપ સમજવી. આ ભગવાનની શકિતમાં મહત્ત્વ રહ્યું છે. પરમાત્મા પોતે વિલક્ષણ સર્વશકિત હોવાથી સ્વયં **ઉપાદાન** થઈ શકે છે અને સર્વજ્ઞ હોવાથી **નિમિત્ત** પણ થઈ શકે છે. ક્ષુદ્ર કીટ જાતિ **કરોળિયો** પોતે તંતુ જાળને સર્જવામાં **નિમિત્ત** કારણ હોઈને પણ શરીરદ્વારા **ઉપાદાન** શકિતને પણ ધરાવે છે. જ્યારે ક્ષુદ્ર કીટની આવી અદ્ભુત શકિતમાં કોઈને શંકા આવતી નથી તો સર્વ વસ્તુથકી વિલક્ષણ પરમાત્માની એવી ઉપાદાન શકિતમાં શંકા કરાય જ કેમ ? કેમકે ભગવાન તો અદ્ભુત અચિંત્ય અલૌકિક સમસ્ત શકિત છે.' પરમાત્માને ઉપાદાન કહીએ તો વિકારીપણાનો પ્રસંગ આવે ? એવી શંકાનું સમાધાન પણ શ્રુતિએ જ यथोर्णनाभिः सृजते गृह्णते च' એમ કરોળિયાના દષ્ટાંતથી આપ્યું છે, પરમાત્મા અનંતશકિત હોવાથી એવી શંકાને સ્થાનજ નથી. પ્રકૃતિમાં મહદાદિ ચોવીશ અને અવાંતર અનંત પરિણામો પ્રતિક્ષણ થતા જોવાય છે. દુધમાંથી દહીં અને દહીંમાંથી માખણ ઘી છાશ વિગેરે બહુ થાય છે. એમ બીજા બધા પદાર્થોમાં કોઈ કોઈ પરિણામો થતા જોવાય છે. અનંતશકિત પરમાત્માએ આપેલા શકિતના એક બિંદુથી સર્વમાં એવો પરિણામ પ્રતિક્ષણ થયા જ કરે છે, અન્ય અવસ્થાના યોગને જ **પરિણામ** કહે છે. આ સમસ્ત અર્થ પ્રકૃત્યધિકરણમાં 'प्रकृतिश्च प्रतिज्ञादृष्टान्तानुपरोधात्' ઇત્યાદિ ૭ સૂત્રોથી વ્યાસે શંકા સમાધાનપૂર્વક વર્ણવ્યો છે. આ અર્થનો સંગ્રહ **વૈકુંઠગદ્યમાં** એકજ શ્લોકથી શંકાસમાધાનપૂર્વક 'किंसाधनः क्व निवसन् कमुपाददानः कस्मै फलाय सृजतीश इदं समस्तम् । इत्याद्यनिष्ठितकुतर्कमतर्कयन्तस्त्वद्वैभव श्रुतिविदो विदुरतर्क्यम् ॥' આ રીતે કર્યો છે.

**શકિત** શબ્દ તો અનેક અર્થમાં વપરાએલો છે, તો તે સર્વને લાગુ થાય એવું લક્ષણ कार्योपयोगि अपृथक्सिद्धविशेषणं' એમ કરવામાં આવ્યું છે. પરમાત્મામાં ગુણભૂત શકિત છે તે ગુણી શકત સ્વરૂપનું અપૃથક્સિદ્ધ વિશેષણ છે અને કાર્યોપયોગિ પણ છે માટે લક્ષણની સંગતિ થાય છે. આ શકિત 'त इमे सत्याः कामाः' 'नित्या यत्र महागुणाः' આમાં કહ્યા પ્રમાણે **નિત્ય**–ઉત્પત્તિવિનાશે રહિત છે. વળી 'सर्वभूतात्मभूतया विष्णुशक्त्या' આમાં કહ્યા પ્રમાણે **સર્વવ્યાપક** અનવધિ છે. વળી અગ્નિમાં ઉષ્ણતા જ જેમ એમ એક જ પ્રકારની નહિ પણ અનંત પ્રકારની **અસંખ્યાત** છે. વળી **સ્વાભાવિક** છે. વળી **અનવધિકાતિશય** (જેના ઉત્કર્ષ કરતાં અધિક ઉત્કર્ષ બીજા કોઈની શકિતમાં નથી) છે. આ ભાવાર્થ 'पराऽस्य शक्तिर्विविधैव

श्रूयते स्वाभाविकी' 'अनन्तशक्तिः' 'समस्तशक्तिः' એમાં સ્પષ્ટ સમજાવ્યો છે. શક્તિનું **પરત્વ** કહ્યું તે નિરવધિકોત્કર્ષરૂપ સમજવું. **સ્વાભાવિકત્વ**–અનન્યાધીનત્વરૂપ સમજવું, **વિવિધત્વ**–અનંત પ્રકારત્વરૂપ જાણવું, **અનંતત્વ**–અસંખ્યાતત્વરૂપ અને અપરિચ્છિન્નત્વરૂપ જાણવું. આ રીતે શક્તિશાલી પરમાત્માની શક્તિમાં અનેક વિશેષો સર્વોત્કર્ષસૂચક કહ્યા છે. આવા વિશેષોને લીધે પરમાત્માને નિરૂપવા પ્રવર્તેલાં શાસ્ત્રો અનંતશક્તિ, અદ્‌ભુતશક્તિ, અચિંત્યશક્તિ, અઘટિતઘટનાશક્તિ, વિચિત્રશક્તિ, વિવિધશક્તિ, વિલક્ષણશક્તિ, દિવ્યશક્તિ, નિરંકુશશક્તિ, મહાશક્તિ, સમસ્તશક્તિ, અલૌકિકશક્તિ, આશ્ચર્યશક્તિ, ઇત્યાદિ અનેક અનેકાર્થસૂચક મંગલ અન્વર્થ નામોથી વર્ણવે છે. આ રીતે **શક્તિ** ગુણનું ગૌરવ ઘણું યુક્તિ દૃષ્ટાંતોથી વર્ણવ્યું છે.

આનો નિર્ગલિતાર્થ ભગવાન શ્રીહરિએ અમૃત વચનથી બહુ સારો વર્ણવ્યો છે–પ્ર૦ ૨૭ "આ પૃથ્વી જેની રાખી સ્થિર રહી છે ને ડોલાવી ડોલે છે તથા તારામંડળ જેનું રાખ્યું અધર રહ્યું છે, તથા જેના વરસાવ્યા મેઘ વર્ષે છે. તથા જેની આજ્ઞાએ કરીને સૂર્ય ચંદ્ર ઉદય અસ્તપણાને પામે છે તથા ચંદ્રમાની કળા વધે ઘટે છે તથા પાળ વિનાનો સમુદ્ર જેની મર્યાદામાં રહે છે તથા જળના બિંદુમાંથી મનુષ્ય ઉત્પન્ન થાય છે અને તેને હાથ પગ નાક કાન આદિક દશ ઇન્દ્રિયો થઈ આવે છે તથા આકાશને વિષે અધર જળ રાખી મુકયું છે અને તેમાં ગાજ વીજ થાય છે એવાં અનંત આશ્ચર્ય છે." **(આથી આશ્ચર્યશબ્દવાચ્ય અઘટિત ઘટનારૂપ શક્તિની અનંતતા કહી)** પ્ર૦ ૭૨ 'અને વડવાનળ અગ્નિ છે તે સમુદ્રના જળને વિષે રહ્યો છે અને સમુદ્રના જળને પીએ છે ને સમુદ્રનો ઓલાવ્યો ઓલાતો નથી' **(આ પણ એક આશ્ચર્યશક્તિનું કાર્ય છે)** કા. ૮ 'માતા યશોદાજીને પોતાના મુખને વિષે ...સમગ્ર બ્રહ્માંડ દેખાડયું અને અર્જુનને મૂર્તિને વિષે વિશ્વરૂપ દેખાડયું...વામનાવતાર ધાર્યો ત્યારે ભગવાનનું મોટું સ્વરૂપ થયું તેને બળિરાજાએ દીઠું...આકાશમાં વાદળાં ઉપજે છે અને પાછાં લીન થઈ જાય છે તેમ ભગવાન્ પોતાની ઇચ્છાએ કરીને પોતામાંથી નિર્ગુણ ને સગુણ રૂપ જે **ઐશ્વર્ય** તેને પ્રકટ કરીને પાછું પોતાને વિષે લીન કરે છે. **:(આથી નાના મોટા થવારૂપ અદ્‌ભુત શક્તિ કહી)** લોયા ૨ 'ભગવાન્ પોતાના અંગમાંથી યોગકળાએ કરીને અનંતકોટિ બ્રહ્માંડને ઉત્પન્ન કરવાને સમર્થ છે અને પાછાં પોતાને વિષે લય કરવાને સમર્થ છે'. **(આથી કાર્યપ્રત્યે ઉપાદાન થવારૂપ શક્તિ કહી)** લોયા ૪ 'મત્સ્ય કચ્છાદિક રૂપે કરીને ભાસે છે ...ભગવાન્ પુરુષોત્તમ તેતો યોગેશ્વર છે ને સર્વ યોગકળાના નિધિ છે તે એક ઠેકાણે રહ્યા થકા અનંત કોટી બ્રહ્માંડમાં પોતાની ઇચ્છાએ કરીને જ્યાં જેમ ઘટે તેમ ભાસે તેમાં શું કહેવું ? કેમ જે કોઈક ગોડાયો હોયતે તુચ્છ માયાને જાણે છે તેમાં પણ લોકોને કેવું આશ્ચર્ય થાય છે ને તેના યથાર્થ ખબર પડતી નથી. તો ભગવાનમાં તો સર્વ યોગ કળાઓ રહી છે તે મહા આશ્ચર્યરૂપ છે તેને જીવ કેમ જાણી શકે? **(આથી આશ્ચર્ય**

**શબ્દવાચ્ય સર્વવિધ શક્તિ કહી)**લોયા ૧૮'તેજ ભગવાન્ પોતે અનંત ઐશ્વર્ય ને અનંત શક્તિસહિત જ મત્સ્ય કચ્છાદિક રૂપને ધારણ કરે છે' **(આથી શક્તિની અનંતતા કહી)** પં૦ ૭ 'એવી રીતની જે નટની માયા તે પણ કળ્યામાં કોઈને આવતી નથી તો ભગવાનની **યોગમાયા** કળ્યામાં કેમ આવે ? **(આથી અતકર્યશક્તિત્વ કહ્યું)** મધ્ય ૬૪ 'અને જે ભગવાનની યોગમાયાએ કરીને પચાસ કરોડ યોજન જે પૃથ્વીનું મંડલ છે તે પ્રલયકાળને વિષે પરમાણુરૂપ થઈ જાય છે. અને તે પૃથ્વી પાછી સૃષ્ટિકાળને વિષે પરમાણુમાંથી પચાસ કરોડ યોજન થાય છે અને ચોમાસું આવે છે ત્યારે ગાજવીજ ને મેઘની ઘટા થઈ આવે છે એ આદિક સર્વે **આશ્ચર્ય** તે ભગવાનની યોગમાયાએ કરીને થાય છે' **(આથી અદ્‌ભુતશકિતત્વ કહ્યું.)** **પરમાણુ** શબ્દનો અર્થ સૂક્ષ્મ દશાને પામવારૂપ જાણવો. કેમકે જળના એક અંશમાંથી પૃથ્વી થાય છે એવી તત્ત્વ વ્યવસ્થા છે.) આ રીતે **શક્તિ ગુણ** છે.

### ભગવાનનું બળ—

ભગવાનમાં ત્રીજો **બળ** નામનો ગુણ **ઓજસ** પર્યાય વર્તે છે. ધારણસામર્થ્યને **બળ** કહે છે. વિભુ આત્મસ્વરૂપથી જ જેમ એમ **બળ** ગુણથી પણ વિશ્વને ધારી રહ્યા છે. પોતાની સર્વજ્ઞતાસહકારિણી મહાશક્તિથી વિવિધ વિચિત્ર વિશ્વ તો વિરચ્યું પણ તેને તેવાને તેવાજ રૂપમાં ધારી ન રાખે તો જે અત્યારે **ચિત્ અચિત્** સ્વરૂપ વિભાગથી, **જ્ઞ અજ્ઞ** આદિક સ્વભાવ વિભાગથી, **સત્ અસત્** વિવેકથી અને **સ્વર્ગ પાતાલાદિ સ્થાન** વિભાગથી પૃથક્ પૃથક્ વર્તે છે તે વર્તે નહિ. પ્રચ્યુતિ પામીને સેળભેળ થઈ જાય અને રચવાનો સઘળો દાખડો નિષ્ફળ થઈ જાય. માટે તેને યથા-પૂર્વ ધારી રાખવાની ખાસ જરૂર પડે છે. જે અત્યારે એક સ્થિતિબદ્ધ વિશ્વવ્યવસ્થા જોવામાં આવે છે તે પરમાત્માના ધારણસામર્થ્યરૂપ મહાબળનો પ્રબળ પ્રતાપ પ્રત્યક્ષ છે. માટેજ પરમાત્માને સર્વાધાર માનવામાં અત્યાદર દર્શાવ્યો છે.

આ જે ધારકપણું કહ્યું તે રાષ્ટ્ર પ્રત્યે રાજાનું જેમ ઉપરથી છે તેમ નહિ, પરંતુ અંતરાત્માપણે છે. એટલે આત્મા જેમ શરીરને ધારે છે તેમ જાણવું. વળી જેમ આકાશ, ભૂતોને પ્રશાસન વિના ધારે છે તેમ નહિ પણ પ્રશાસન સાથેનું છે. અર્થ એ થયો કે પ્રશાસન સાથે આત્માપણે અંદર રહીને સર્વેને ધારે છે. વળી બીજાઓની પેઠે અન્યને અધીન નહિ પણ સ્વતંત્ર (નિરુપાધિક) છે. વળી જેમ સર્વને કોઈ કોઈ ઉપરી આધાર હોય છે તેમ પરમાત્માને નથી. પોતેજ પોતાના આધાર છે. માટેજ 'स्वे महिम्नि प्रतिष्ठितः' 'आत्माधारोऽखिलाश्रयः' 'नाहं कञ्चिदुपाश्रितः' એમ **આત્માધાર અનન્યાધાર** કહે છે. આ રીતે ધારકપણામાં ઘણા વિશેષો છે.

અથવા 'શ્રમનો અભાવ' એ **બળ** કહેવાય. 'श्रमहानिस्तु या तस्य सततं कुर्वतो जगत् । **बलं** नाम गुणस्तस्य कथितं गुणचिन्तकैः' એવી અભિયુક્તિ છે. બીજાઓ અલ્પ કામ કરવાથી પણ થાકી જાય છે અને પછી કંટાળીને તેને પડતી મૂકે છે અને

પછી તે કામ ધૂળધાણી થઈ જાય છે. પરમાત્મા તો અનાદિ કાળથી વિવિધ વિચિત્ર અનંત અંડોની ઉત્પત્તિ સ્થિતિ પ્રલયને સતત કર્યાજ જાય છે તથાપિ કદાપિ **પરિશ્રમ** પામતા નથી. જો થાકી જાય તો કંટાળીને જગત્ વ્યાપારને છોડી દે. એમ થાય તો જે આ વિશ્વની એક વ્યવસ્થા જોવામાં આવે છે તે હોય જ નહિ. બહુ ગડબડ ગોટાળો થઈ જાય. માટે **પરિશ્રમના અભાવરૂપ** બળની ખાસ જરૂર છે.

વિષ્ણુનામસહસ્રમાં આવેલા 'महाबल:' આ નામની નિરુક્તિ પ્રકારાંતરે 'कर्त्रन्तरानपेक्षो यः सृष्टेः स स्यान्महाबलः' એવી કરી છે. અર્થ એવો છે કે–લોકમાં કોઈ કાર્ય પ્રત્યે કોઈ કર્તા થાય છે તેમાં તેને બીજા કર્તાની સહાયની અપેક્ષા પ્રત્યક્ષ જોવામાં આવે છે. પરમાત્માને તો જગત્સર્ગાદિરૂપ મહાકાર્ય કરવામાં પોતા સિવાય બીજા કોઈ પણ કર્તાની સહાયની અલ્પ પણ અપેક્ષા નથી. માટે એમનું જે કર્તૃત્વ છે તે અન્ય નિરપેક્ષ **સ્વતંત્ર** છે. એથી જ પરમાત્માને **સ્વતંત્રકર્તા** કહેવામાં આવે છે. આ રીતે **બળ** શબ્દનો અર્થ કર્યો છે.

ઉપરોક્ત સમસ્ત અર્થ શ્રુતિ સ્મૃતિઓએ રમ્ય રીતે વર્ણવ્યો છે–'तस्मिन्नपो मातरिश्वा दधाति' (વાયુ, જળને અને પૃથ્વી, સમુદ્ર, મેઘ, ગ્રહ, નક્ષત્ર, તારા આદિક સર્વને ધારે છે. એમાં આશ્ચર્ય એ છે કે વાયુ પોતે પૃથ્વીની પેઠે ધારણોપયોગી કાઠિન્ય ગુણે રહિત છે છતાં બીજાને ધારે છે. આ ઉપરથી સાબીત થાય છે કે તેનું પોતાનું બળ નથી, પરમાત્માએ જ આપેલું છે) 'यस्मिन् द्यौः पृथिवी चान्तरिक्षमोतं मनः सह प्राणैश्च सर्वैः, तमेवैकं जानथात्मानं' (એક પરમાત્માને જ સર્વના આધાર સમજવા) 'स भगवः कस्मिन् प्रतिष्ठित इति' (લોકમાં સર્વ કોઈને કોઈપણ આધાર છે તો પરમાત્માને પણ હોવો જોઈએ ? એવા શિષ્યના પ્રશ્નમાં 'स्वे महिम्नि' એવો ગુરુએ ઉત્તર આપ્યો છે. અર્થ એવો છે કે 'स्वयंदासास्तपस्विनः' એની પેઠે એમને કોઈનો આધાર નથી. પોતે જ પોતાના આધાર **આત્માધાર અનાધાર** છે. બીજાઓના આધાર થાય અને પોતાને કોઈ આધારની અપેક્ષા નહિ એજ એમનો લોકવિલક્ષણ મહામહિમા છે) 'अथ य आत्मा स सेतुर्विधृतिरेषां लोकानामसम्भेदाय' પરમાત્મા જ સર્વના સેતુની પેઠે ધારક છે. ધારક થવાનું પ્રયોજન શું ? તો આ લોકોનો અસંભેદ–સેળભેળ ન થવા દેવી એજ છે. અન્યથા તો પૃથ્વીનું જ **કાઠિન્ય,** જળનું જ **શૈત્ય,** અગ્નિનું જ **ઔષ્ણ્ય,** એમ પ્રત્યેક પદાર્થોનાં સ્વરૂપસ્વભાવની જે પૃથક્ પૃથક્ વ્યવસ્થા યથાપૂર્વ એકધારી રહ્યા કરે છે તે નજ રહે. વળી અનંત જીવોનાં અનંત જન્મનાં અનંત પુણ્યપાપ કર્મોમાં 'કોઈએ ન કર્યાં હોય તથાપિ તેને મળી જાય અને કોઈએ કર્યાં હોય તથાપિ તેને ન મળે' એવો વિપરીત પ્રસંગ પણ જરૂરથી આવે. ધારક હોવાથીજ એવો અવળો પ્રસંગ કદાપિ આવવાનો ભય નથી. માટેજ શ્રુતિ સ્મૃતિઓ વિના સંકોચે ઉઘાડા શબ્દોમાં 'साधुकारी साधुर्भवति पापकारी पापो भवति पुण्यः पुण्येन कर्मणा पापः पापेन कर्मणा' 'रमणीयचरणा...रमणीयां योनिमापद्येरन्:...कपूयचरणाः...कपूयां योनिमापद्येरन्' 'यथा धेनुसहस्रेषु वत्सो विन्दति मातरम् । तथा पूर्वकृतं कर्म कर्तारमनुगच्छति' આ રીતે

ઉદ્‌ઘોષીને કહી શકે છે. સંભેદ હોય તો એમ કહી શકાય નહિ. પોતાવિષે વસ્તુમાત્રને જુદા જુદા સ્વરૂપસ્વભાવમાં યથાપૂર્વ સતત બાંધી રાખે છે માટે પરમાત્માને **સેતુ** શબ્દથી કહ્યા છે. 'ब्रह्माध्यतिष्ठत् भुवनानि धारयन्' 'विश्वं बिभर्ति भुवनस्य नाभिः' स दाधार पृथिवीं द्यामुतेमां' किंस्विदन्तरा भूतं येनेमे विधृते उभे। विष्णुना विधृते भूमी' (तै. आ.) ભૂગોળ ખગોળને મધ્યે એવું શું વસ્તુ છે? કે જેણે તે બન્ને ધારી રાખ્યું છે એવો વિતર્ક કરીને, વિષ્ણુએ જ તે બન્ને ધારી રાખ્યાં છે એવો નિર્ણય કર્યો છે. 'एतस्य अक्षरस्य प्रशासने गार्गि सूर्याचन्द्रमसौ विधृतौ तिष्ठतः...द्यावापृथिव्यौ विधृते तिष्ठतः' **અક્ષર**શબ્દવાચ્ય પરમાત્માના પ્રશાસનમાં સૂર્ય ચંદ્ર દ્યાવા પૃથિવી સર્વને વિશેષપણે ધારેલાં રહે છે. સર્વનું ધારવાપણું કેવળ પૃથિવ્યાદિક જેવું નહિ પણ પ્રકૃષ્ટ શાસન સાથેનું છે. આજ્ઞા કહો કે શાસન કહો બન્નેનો એકજ અર્થ છે. આજ્ઞાનો કોઈ પણ ભંગ કરી શકે નહિ એ શાસનમાં પ્રકૃષ્ટપણું છે. ધારણમાં આ એક વિશેષ શ્રુતિએ બતાવ્યો છે.

द्यौः 'सचन्द्रार्कनक्षत्रा खं दिशो भूर्महोदधिः। वासुदेवस्य वीर्येण विधृतानि महात्मनः' આમાં સર્વને ધારવાપણું વાસુદેવનું કહ્યું. અહીં ધારણસામર્થ્યરૂપ બળ **वीर्य**શબ્દથી કહ્યું છે, 'गामाविश्य च भूतानि धारयाम्यहमोजसा' (હું પૃથ્વીમાં પ્રવેશીને સર્વ ભૂતોને ઓજસ્થી ધારૂં છું. જેમ ઘટાદિ પદાર્થો કોઈ પ્રતિઘાતી સંયોગથી જળાદિકને ધારે છે તેવું મારૂં ધારકત્વ નથી પરંતુ તેનાથી અત્યંત વિલક્ષણ હોઈ અપ્રતિહત સામર્થ્યથી છે એમ સ્વયં કહે છે. અહીં ધારણસામર્થ્યરૂપ બળ **ઓજસ** શબ્દથી કહ્યું. 'यो लोकत्रयमाविश्य बिभर्त्यव्यय ईश्वरः' (આથી પ્રવેશ સાથેના નિયંતાપણે ધારકત્વ કહ્યું) 'मयि सर्वमिदं प्रोतं सूत्रे मणिगणा इव' (જેમ અનેક મણિઓના આધારભૂત સૂત્ર એકજ છે તેમ એકજ પરમાત્મા સર્વના આધાર છે. જેમ અનેક મણિઓમાં રહેલું સૂત્ર નિગૂઢ છે તેમ સર્વમાં પરમાત્મા નિગૂઢ રહ્યા છે. જેમ આધારસૂત્રની સ્થિતિ આધેય મણિગણોને અધીન નથી તેમ આધારભૂત પરમાત્માની સ્થિતિ આધેયભૂત જગતને અધીન નથી. સૂત્ર દૃષ્ટાંતથી આવો ભાવાર્થ નીકળે છે.) 'त्वमस्य विश्वस्य परं निधानं' (નિધાનોના નિધાન હોવાથી **'પરં નિધાન'** એમ કહે છે. આ બન્ને પદને સાથે લઈને 'परमाधारभूत' એમ ગીતાભાષ્યમાં વ્યાખ્યાન કર્યું છે. એમ કરીને અનન્યાધારપણું સાબીત કર્યું છે. અનન્યાધાર હોઈને સર્વાધાર તો એક પરમાત્મા જ હોઈ શકે. 'परमात्मा च सर्वेषामाधारः परमेश्वरः। **विष्णुनामा** स वेदेषु वेदान्तेषु च गीयते' (પરમાત્મા પરમેશ્વર આધાર આ ત્રણે પદોને સાથે મુકતાં 'સર્વમાં આત્માપણે રહીને નિયંતાપણે આધાર, એવો અર્થ ફળિત થાય. આથી ધારકપણામાં વિશેષ કહ્યો) આ શ્રુતિસ્મૃત્યનુસારી તત્ત્વાર્થ 'द्युभ्वाद्यायतनं स्वशब्दात्' 'अक्षरमम्बरान्तधृतेः' 'सा च प्रशासनात्' 'धृतेश्च महिम्नोऽस्यास्मिन्नुपलब्धेः' આ બ્રહ્મસૂત્રમાં વ્યક્ત છે. પ્રાણવાયુમાં શરીરને ધારવારૂપ બળ છે, વાયુમાં સ્વર્ગાદિ લોકોને ધારવારૂપ બળ છે, પર્વતમાં વૃક્ષાદિકને ધારવારૂપ બળ છે, પૃથ્વીમાં ભૂતોને ધારવારૂપ બળ છે, એ રીતે સર્વમાં પણ જે કાંઈ બળ છે તે સર્વાધાર પરમાત્માના બળનો એક બિંદુ છે. 'य

आत्मदा बलदाः' એવી શ્રુતિ છે. 'बलं बलवतां चाहं' એમ સ્વયં ભગવાન્ કહે છે. આ અર્થને સમર્થન કરનારી જાણવા જેવી એક આખ્યાયિકા કેનોપનિષદમાં છે તે તે થકી જાણવી. આ રીતે **આત્માધાર સર્વાધાર** ભગવાનમાં સમસ્ત જગતને યથાવિભાગ **ધારવારૂપ** તથા અન્ય કર્તાની સહાયની અપેક્ષા વિના **સ્વતંત્ર કર્તૃત્વરૂપ** તથા અનંત જગદુત્પત્ત્યાદિ કાર્યોને અહર્નિશ કરવા છતાં પણ **પરિશ્રમના અભાવરૂપ** બળ કહેવામાં આવ્યું છે. ઉપરના ભાવાર્થના અનુસંધાનથી પરમાત્માનું **'સર્વાધારત્વ'** લક્ષણ કર્યું છે તે સુસંગત છે. આ રીતે **બળ** ગુણનું બહોળું વિવેચન તત્રતત્ર સુંદર કર્યું છે.

આનો રહસ્યાર્થ વચનામૃતમાં વિસ્પષ્ટ છે–પ્ર૦ ૩૪ 'જે દિવસથી પરમેશ્વરે આ જગતની સૃષ્ટિ કરી છે તે દિવસથી એવી જ કળ (ઘટીયંત્રની પેઠે) ચઢાવી મુકી છે જે ફરીને પરમેશ્વરને દાખડો કરવો પડે નહિ. અને સંસારની વૃદ્ધિ કરવી તે પોતાની મેળે જ થયા કરે એવો ફેર ચઢાવી મુકયો છે' **(આથી જગત્સર્ગમાં પરિશ્રમના અભાવરૂપ બળ કહ્યું)** પ્ર૦ પર 'અને વેદાંત શાસ્ત્ર છે તે ભગવાનને સર્વાધાર કહે છે' પ્ર૦ ૭૨ 'અને એ ભગવાન તો જેમ ક્ષરના આત્મા છે તેમજ પ્રકૃતિ પુરુષ થકી પર જે અક્ષરબ્રહ્મ તેનાપણ આત્મા છે અને ક્ષર અક્ષર એ બેયને પોતાની શક્તિએ કરીને ધારી રહ્યા છે'**(આથી સર્વને આત્માપણે રહીને ધારણ કરી રાખવારૂપ બળ કહ્યું)** પ્ર૦ ૭૮ 'અને તે બ્રહ્માંડને પોતાની શક્તિએ કરીને ધારી રહ્યા છે...ભગવાનના ડોલાવ્યા વિના એક તૃણ પણ ડોલવા સમર્થ નથી' **(આથી સર્વાધારત્વ કહ્યું)** લોયા૦ ૭ 'मयि सर्वमिदं प्रोतं सूत्रे मणिगणा इव' (સર્વાધાર માટે ગીતાવચન લીધું છે) અષ્ટ પ્રકારની વ્યાપ્ય પ્રકૃતિ અને તેને વિષે વ્યાપક એવી જે ચૈતન્ય પ્રકૃતિ તે બેયના આધાર (આત્માપણે) છે, જેમ આકાશ છે તે પૃથ્વી આદિક ચાર તત્ત્વનો આધાર છે' લોયા૦ ૧૩ 'અને પોતાને મનમાં આવે તો એ અક્ષરધામ વિના પણ અનંત કોટી મુક્તોને પોતાને (બળરૂપ) ઐશ્વર્યે કરીને ધારવાને સમર્થ છે. જેમ પૃથુ ભગવાને પૃથ્વીને કહ્યું કે મારા ધનુષ થકી નિસર્યાં જે બાણ તેણે કરીને તને મારીને મારા સામર્થ્યે કરીને આ સર્વ જગતને ધારવાને હું સમર્થ છું' **(આથી સ્વતંત્ર સર્વાધારત્વ કહ્યું)** મધ્ય૦ ૧૭ 'અને ભગવાન છે તે તો ક્ષેત્ર ને ક્ષેત્રજ્ઞ એ બેયના આશ્રય છે' (**આશ્રય** શબ્દથી આધારત્વ જાણવું.) મધ્ય૦ ૨૧ 'પરમેશ્વરને આધારે છે. જેમ શિશુમાર ચક્ર છે તે ભૂમંડળને આધારે છે. અને પ્રજા સર્વે જેમ રાજાને આધારે છે તેમ.' મધ્ય૦ પ૩ 'અનંત કોટી બ્રહ્માંડના આધાર છે'ઇત્યાદિ.

### ભગવાનનું ઐશ્વર્ય—

ભગવાનમાં ચોથો **ઐશ્વર્ય** મહાગુણ છે. નિયમનસામર્થ્યને **ઐશ્વર્ય** કહે છે. જગત્કર્તૃત્વમાં સ્વતંત્રતાને પણ **ઐશ્વર્ય** કહે છે. **નિયમન સંયમ યમ પ્રશાસન અજ્ઞાપન પ્રેરણ પ્રવર્તન શિક્ષણ દમન** એ સર્વનો એક મળતો અર્થ છે.આવા ગુણયોગને લીધે ભગવાનને **નિયંતા નિયામક પ્રશાસક પ્રશાસ્તા ઈશ ઇશિતા ઈશ્વર ઈશાન શિક્ષક પ્રેરક પ્રેરયિતા સર્વેશ્વર પરમેશ્વર સર્વેશ પરમેશ અંતર્યામી પ્રભુ**

**સ્વામી** વગેરે અનેક શબ્દોથી વર્ણવવામાં આવ્યા છે. એમ ઐશ્વર્યના પ્રકારો અનેક જણાવ્યા છે. **આ ગુણનું** ગૌરવ ગ્રંથોમાં ઘણું ગાયું છે. આ જડચિદાત્મક જગત તો વિવિધ વિચિત્ર અપરિમિત છે, તેમાં પ્રત્યેકના **સ્વરૂપ સ્વભાવ પ્રકાર પરિણામ** આદિકપણ જુદાજુદા છે. આ તમામની એક વ્યવસ્થા રાખવા માટે નિયમનસામર્થ્યની ખાસ જરૂર છે. આ ન હોય તો આખું જગત્ સ્વચ્છંદવૃત્તિવાળું ઉત્શૃંખલ અનર્ગલ થઈ જાય. અને કરેલી સર્વની સ્વરૂપ સ્વભાવાદિકની વ્યવસ્થા છિન્નભિન્ન કરી નાખે. જેમ જો રાજામાં નિયમનસામર્થ્ય હોય તો પ્રજાઓને રાજ્યબંધારણમાં રાખે. નહિ તો રાજ્યબંધારણ અવ્યવસ્થિત થતાં રાજ્ય જ ઉચ્છિન્ન થઈ જાય. માટે જ 'राज्यं किमाज्ञाफलं' એમ નીતિ કહે છે. નિયમનસામર્થ્યને લીધેજ રાજાને ઈશ્વર શાસ્તા પ્રભુ નેતા નિયંતા આદિક ઐશ્વર્યસૂચક **સંજ્ઞાથી** કહે છે. આજ ન્યાય જગત્ જગદીશ્વર વચ્ચે જાણવો.

ભગવાનના ઐશ્વર્યમાં રાજા થકી **વિશેષ** એ છે કે—યત્કિંચિત્ સર્વની અંદર પ્રવેશીને નિયમન કરે છે, રાજા કોઈની અંદર પ્રવેશીને નિયમન કરી શકતો નથી, માટેજ ભગવાનને **અંતર્યામી અંતરાત્મા** અંતઃપ્રવિષ્ટ **સંનિવિષ્ટ** ઇત્યાદિ વિશેષાર્થ-સૂચક શબ્દોથી કહે છે. 'अन्तः प्रविष्टः शास्ता जनानां' આ શ્રુતિજ રાજાના શાસનથકી અને આકાશના અંતઃપ્રવેશ થકી પરમાત્માના **શાસનની** અને **અંતઃપ્રવેશની** વિલક્ષણતાને કહે છે. આપણા શરીરાત્મા જેવો નિયામ્યનિયામક ભાવ જાણવો. અંતઃપ્રવેશ સાથેનું નિયમન હોવાથીજ સર્વના સ્વરૂપ સ્વભાવની અદલ વ્યવસ્થા રહે છે. કશી અવ્યવસ્થા થવા પામતી નથી. એકલું નિયમન હોય તો જેમ પ્રજાઓ રાજાને ગાંઠતી નથી તેમ ગાંઠે નહિ. અંતઃપ્રવેશ હોવાથી કોઈનાથી આઘુંપાછું થવાય નહિ. પરમાત્માનું નિયમન બે પ્રકારે લોકોમાં પ્રવર્તે છે. તેમાં એક **અંતર્યામિપણે** છે અને બીજું તો પોતાના શાસનભૂત શ્રુતિ સ્મૃત્યાદિ દ્વારે પ્રવર્તે છે, તે **બાહ્ય** કહેવાય છે.

આ **ઐશ્વર્ય** કોઈને અધીન કે કોઈ ઉપરીના અંકુશવાળું નહિ હોવાથી **સ્વાભાવિક નિરંકુશ** મનાય છે. 'स्वाभाविकी ज्ञानबलक्रिया च' આ શ્રુતિ જ એ અર્થને કહે છે. **ક્રિયા**શબ્દથી નિયમન જાણવું. એથીજ પરમાત્માને **અનન્યેશ્વર સ્વતંત્રઈશ્વર પરમેશ્વર પરેશ આત્મેશ્વર મહેશ્વર ઈશ્વરેશ્વર ઇશેશ** ઇત્યાદિ ગુણાનુગુણ નામોથી કહે છે. આ અર્થ 'एकमेवाद्वितीयं' 'आत्मेश्वरं' 'न तस्य कश्चित्पतिरस्ति लोके न चेशिता' 'न तस्येशे कश्चन' 'एकः शास्ता न द्वितीयोऽस्ति कश्चित्' ઇત્યાદિ શ્રુતિઓમાં સ્પષ્ટ છે. સમસ્ત જગતના એકજ સ્વતંત્ર ઈશ્વર હોવાથી જગતની વ્યવસ્થા અનાદિથી અવિચ્છિન્ન ચાલ્યા કરે છે. અનેક ઈશ્વરો હોય તો અંક ૩૯ માં કહ્યા પ્રમાણે અવ્યવસ્થાનો અવધિ ન રહે.

આ સમસ્ત અર્થ, શ્રુતિ સ્મૃતિઓએ મુક્તકંઠે વર્ણવ્યો છે. ઉપનિષદોમાં પ્રથમ નંબરે ગણાતા ઈશાવાસ્યમાં પ્રથમનીજ શ્રુતિ પ્રથમનાંજ 'ईशा वास्यं' આ બે સહપદોથીજ અંતર્વાસ સાથેના **ઐશ્વર્યને** કહે છે. ઐશ્વર્યાર્થક **ઈશ** ધાતુ ઉપરથી **ઈશ** શબ્દ

નિષ્પન્ન થયો છે. **ઐશ્વર્ય** નિયમનરૂપ જાણવું. 'ईशानं भूतभव्यस्य' (ત્રિકાલવર્તિ સર્વના ઇશાન–નિયંતા. 'एको वशी सर्वभूतान्तरात्मा' સર્વમાં અંતરાત્માપણે રહીને સર્વને સ્વવશમાં વર્તાવવારૂપ **ઐશ્વર્ય**વાળા. 'यदिदं किञ्च जगत्सर्वं प्राण एजति निःसृतम्। महद्भयं वज्रमुद्यतं' (આજ્ઞા ઉલ્લંઘતાં આપણી શી દશા થશે ? એમ મહાભયથી ઉગામેલા વજ્ર થકી જેમ એમ યત્કિંચિત્ જગત્ થરથર કંપે છે— કંપીને પોતાના કાર્યમાં પ્રમાદને છોડીને પ્રવર્તે છે. આથી નિયમનમાં **ઉગ્રતારૂપ** કે **તત્પરતારૂપ ઉત્કર્ષ જણાવ્યો.**' 'भीषाऽस्माद्वातः पवते भीषोदेति सूर्यः। भीषाऽस्मादग्निश्चेन्द्रश्च मृत्युर्धावति पञ्चमः) (तै. उ.) (આથી પવનાદિ સર્વ ભૂતોનું ચેષ્ટિત, સૂર્યાદિ ગ્રહોનું પરિભ્રમણ, ઇન્દ્રાદિકનો અસાધારણ લોકનિર્વાહાદિ વ્યાપાર અને મૃત્યુનો સંહારવ્યાપાર છે તે તમામ પરમાત્માના ભયથી પરતંત્રપણે પ્રવર્તનારો જણાવ્યો. જ્યારે લોકેશ્વરોની આવી સભય દશા છે તો બીજાની તો વાતજ શી કરવી ? આ અર્થ પણ સૂચવ્યો છે) 'एष सर्वेश्वर एष अन्तर्यामी' (**આથી સર્વેશ્વરપણું અંતર્યામિત્વરૂપનું કહ્યું**) 'सर्वेषां भूतानां राजा' (આથી રાજા પદથી **નિયંતાપણું કહ્યુ**) 'यः पृथिव्यामन्तरो यमयत्येष त आत्माऽन्तर्याम्यमृतः' 'य आत्मानमन्तरो यमयत्येष त आत्मान्तर्याम्यमृतः (આથી ચિત્ અચિત્ સર્વની અંદર આત્માપણે રહીને સર્વનું **યમન** કહ્યું) 'सर्वस्य वशी सर्वस्येशानः' (આથી સર્વને સ્વેચ્છાનુસારે સ્વવશમાં વર્તાવવારૂપ **ઐશ્વર્ય** કહ્યું) 'एक इद्राजा जगतो बभूव' (આથી જગતના એકજ રાજા–**નિયંતા** કહ્યા) 'न तस्येशे कश्चन' પરમાત્માના ઇશાનમાં બીજો કોઈ નથી. પોતેજ પોતાના ઇશ છે. આથી **અનન્યેશ્વરપણું** જણાવ્યું. 'पतिं विश्वस्य आत्मेश्वरं' વિશ્વના પતિ–શેષી અને આત્મેશ્વર–પોતેજ પોતાના ઈશ્વિર છે. (અન્યની અપેક્ષા વિના પોતાનો નિર્વાહ પોતેજ કરી લે તે આત્મેશ્વર સ્વતંત્રઈશ્વિર કહેવાય) 'पृथगात्मानं प्रेरयितारं च मत्त्वा' (આથી જીવ પ્રત્યે સર્વ કર્મમાં **પ્રેરકપણું** પરમાત્માનું કહ્યું) 'क्षरात्मानावीशते देव एकः' (ક્ષરાક્ષરને એકજ દેવ નિયમે છે) 'तमीश्वराणां परमं महेश्वरम्' (આથી **ઈશ્વિરેશ્વરત્વ** અને **અનન્યેશ્વરત્વ** કહ્યું) 'न तस्य कश्चित्पतिरस्ति लोके...न चेशिता' (આથી **અનન્યેશ્વરત્વ** કહ્યું) 'य ईशोऽस्य जगतो नित्यमेव नान्यो हेतुर्विद्यत ईशनाय' આ જગતના નિત્ય ઇશિ-નિરુપાધિક નિયંતા છે. ઇશિનમાટે એમને બીજા કોઈ હેતુની અપેક્ષા નથી. એટલે સ્વતંત્ર ઈશ્વિર છે. (આથી અન્યનિરપેક્ષ નિયમનરૂપ **ઐશ્વર્ય** કહ્યું)

'भूतानामीश्वरोऽपि सन्' 'भूतमहेश्वरम्' 'लोकमहेश्वरम्' 'मत्तः सर्वं प्रवर्तते' (ગીતા) આથી સર્વેશ્વરેશ્વરપણું અને સર્વની પ્રવૃત્તિનું ભગવદધીનપણું કહ્યું. 'विष्टभ्याहमिदं कृत्स्नमेकांशेन स्थितो जगत्' મારા અપરિમિત ઐશ્વર્યનો એક અંશ જે દશ હજારમો ભાગ, તેનો પણ જે દશ હજારમો ભાગ તેનાથી આ સર્વ જગતની સ્વૈર વૃત્તિને દબાવીને સ્વવશ કરીને રહ્યો છું. જેથી કોઈપણ પોતાના સ્વરૂપસદ્ભાવમાં, સ્થિતિમાં અને ભિન્નભિન્ન પ્રવૃત્તિમાં મારા સંકલ્પનું ઉલ્લંઘન કરી શકે નહિ. આથી ઐશ્વર્યની **અપરિચ્છિન્નતા** કહી. 'ईश्वरः सर्वभूतानां हृद्देशेऽर्जुन तिष्ठति' '**ઈશ્વિરશબ્દ** નિયંતાપણારૂપ ઐશ્વર્યથી જ નિરૂપણીય છે' એવો ભાષ્યમાં અર્થ

કર્યો છે. આથી ઐશ્વર્યનો અર્થ નિયમનરૂપ થયો. 'स्थितिसंयमकर्ताऽसौ' (આથી **સંયમ** શબ્દથી નિયમન કહ્યું) 'यस्यायुतायुतांशांशे विश्वशक्तिरियं स्थिता' પરમાત્માની શક્તિભૂત આ જગતની સ્થિતિ નિયમનસામર્થ્યરૂપ મહિમાનો જે દશ હજારમો ભાગ, તેનો પણ દશ હજારમો ભાગ, તેને અધીન છે. જેમ મેરુની આગળ અણું તો અત્યલ્પાંશ કહેવાય તેમ અપરિમિત મહિમાવાળા પરમાત્માના અત્યાલ્પાંશથી સમસ્ત જગતનું નિયમન થાય છે. સમસ્ત સામર્થ્યનો કદાપિ કુત્રાપિ ઉપયોગ કરવાનો પ્રસંગજ આવતો નથી. આથી ઐશ્વર્યનો મોટો મહિમા જણાવ્યો. 'सर्वेश्वरः परमेश्वराख्यः' જેનો કોઈ પર ઉપરી ઈશ્વર ન હોય તે **પરમેશ્વર** કહેવાય. આથી નિરુપાધિક **નિયંતાપણું** કહ્યું) 'ऐश्वर्यस्य समग्रस्य' એમ ભગવચ્છબ્દવાચ્ય છ ગુણોમાં **ઐશ્વર્ય** ગુણને પ્રથમ લીધો છે. 'यत्किञ्चिद्वर्तते लोके सर्वं तन्मच्चिचेष्टितम्। अन्यो ह्यन्यच्चिन्तयति स्वच्छन्दं विदधाम्यहम्' 'भस्म कुर्याज्जगत्सर्वं मनसैव जनार्दनः। न तु कृत्स्नं जगच्छक्तं किञ्चित्कर्तुं जनार्दने' (આથી **નિરંકુશ ઐશ્વર્ય** કહ્યું) 'स्वाभाविकानवधिकातिशयेशितृत्वं नारायण त्वयि न मृष्यति वैदिकः कः' (આથી ઐશ્વર્યનું **સ્વાભાવિકત્વ** અને **અનવધિકાતિશયત્વ** કહ્યું.) ઉપરના સમસ્ત અનુસંધાનથી વ્યાસે 'जगद्व्यापारवर्जं' જગત્સર્જન અને નિયમનરૂપ જે સઘળો વ્યાપાર છે તે બીજા નિત્યમુક્તાદિક કોઈનો પણ નથી પરંતુ એક પરમાત્માનો જ અસાધારણ છે, એમ સપ્રમાણ સયુક્તિ સમર્થન કર્યું છે. આવા અનુસંધાનથી જ શિક્ષાપત્રીમાં પરમેશ્વરનું લક્ષણ 'ज्ञेयः स्वतन्त्र ईशोऽसौ' એમ કર્યું છે તે બરોબર બંધબેસતું મળતું છે. વિષ્ણુનામસહસ્રમાં આવેલા 'महोत्साहः' આ નામનો ભાષ્યમાં અર્થ કરતાં ઐશ્વર્યગુણ જગત્કર્તૃત્વમાં સ્વતંત્રતારૂપ વર્ણવ્યો છે. કર્તાનું જ પ્રાધાન્ય હોવાથી જગત્કર્તૃત્વરૂપ જે ઐશ્વર્ય એ જ મુખ્ય કહેવાય. આ ઐશ્વર્યયોગથી પોતાના સંકલ્પકણિકામાત્ર સહાયથી જગત્સર્ગાદિ સર્વ કાર્યોને કરે છે. આ **ઉત્સાહ**શબ્દવાચ્ય સ્વતંત્ર કર્તૃત્વરૂપ ઐશ્વર્ય મહાન્ હોવાથી ભગવાનને **મહોત્સાહ** કહ્યા છે. આથી સ્વતંત્ર કર્તૃત્વરૂપ ઐશ્વર્ય કહ્યું. ઉપર પ્રમાણે પરમાત્મામાં નિત્ય વર્તતા જગન્નિયમનરૂપ ઐશ્વર્યગુણનું વિશદ વિસ્તૃત વર્ણન ત્યાં ત્યાં અનેકધા કર્યું છે. આ તત્ત્વાર્થના અનુસંધાનથી પરમાત્માનું 'सर्वनियंतृत्व' લક્ષણ કરવામાં આવે છે તે સુસંગત છે.

પરમાત્માનું સર્વાધારત્વ સર્વનિયંતૃત્વ અને સર્વશેષિત્વ કહ્યું તે પૃથક્સિદ્ધ નથી. જેમ ધારક ભૂતળથકી ઘટાદિ પદાર્થો પૃથક્સિદ્ધ છે, જેમ નિયંતા નૃપતિથકી ભૃત્યાદિક પૃથક્સિદ્ધ છે, એમ આ બધો ચિદચિદાત્મક પ્રપંચ પૃથક્સિદ્ધ નથી. જેમ જીવે ધારેલું નિયમેલું શેષભૂત શરીર જીવથકી અપૃથક્સિદ્ધ છે તેમ પરમાત્મા સર્વ શરીરી હોવાથી તેમણે ધારેલું નિયમેલું શેષભૂત જગત્ પરમાત્માથકી અપૃથક્સિદ્ધ છે. (જુદું નથી) આ અર્થ ભગવાને જ ગીતામાં—'न तदस्ति विना यत्स्यात् मया भूतं चराचरम्' એમ કહ્યો છે. જેમ જળનો સંબન્ધ ન હોય તો મત્સ્યાદિકની સ્થિતિને હાનિ પહોંચે છે એમ પરમાત્માનો સંબન્ધ ન હોય તો સર્વની સત્તાને જ

હાનિ પહોંચે. માટે જ પોતે સર્વના પરમસુહૃદ્ હોવાથી વિરોધિઓની પણ અંદર પ્રવેશ કરીને અદૃશ્ય રૂપથી સત્તાને સંપાદે છે. 'अहमात्मा...सर्वभूताशयस्थितः' એમ પ્રથમ અંતરાત્માપણે સર્વાધારત્વ કહ્યું છે એજ અહીં વ્યતિરેક ઉક્તિથી દૃઢ કરી આપ્યું છે. અંતરાત્માપણે મારો સંબંધ ન હોય તો કોઈની સત્તા હોઈ શકે નહિ. એથી સર્વે પણ મારાથી અવિનાભૂત હોઈને મદાત્મક છે એમ સ્વયં કહે છે. આવો અભિપ્રાય હોવાથીજ 'विष्णुः स्यादविनाभावात् व्याप्यव्यापकभावतः' એવી **વિષ્ણુ** નામની નિરુક્તિ કરી છે. આથી યત્કિંચિત્પણ પરમાત્માથકી જરાપણ જુદું નથી એ અર્થ સિદ્ધ થાય છે. આ અર્થ સંપ્રદાયના ગ્રંથમાં પણ અનુસ્યૂત છે –'कालो माया पुमान् यस्य महत्तत्त्वादयस्तथा । शक्तयः सन्त्येकमेवाद्वितीयं ब्रह्म यः प्रभुः ॥' એમ સર્વને શક્તિપણે કહીને સર્વની પરમાત્માથકી અપૃથક્ સ્થિતિ 'सर्वकारणता सर्वाधारता ब्रह्मणोऽस्ति हि । पृथक् नाधेयमाधारात्तिष्ठेत्कार्यं च कारणात् ॥' એમ સ્પષ્ટ શબ્દોથી કહે છે. આમાં કારણ કહ્યું તે ઉપાદાનરૂપ જાણવું. કેમકે તેનોજ કાર્યાવસ્થામાં અન્વય છે. આ રીતે સર્વનું પરમાત્માથકી અપૃથક્સિદ્ધપણું જણાવ્યું.

આ રહસ્યાર્થ વચનામૃતમાં અનુસ્યૂત છે. ઉપોદ્ઘાતમાં—'ઇશ્વર કહે છે પરમેશ્વર કહે છે...સર્વના નિયંતા છે. સર્વના અંતર્યામી છે સ્વતંત્ર છે...પ્રકૃતિ કાળાદિક શક્તિઓના પ્રેરક છે. અનંત કોટિ બ્રહ્માંડના રાજાધિરાજ છે.' આ બધા શબ્દોથી નિયમનરૂપ સ્વતંત્ર ઐશ્વર્ય કહ્યું છે. પ્ર૦ ૩૭ 'ભગવાન વિના સુકું પાંદડું પણ ફરવા શક્તિમાન નથી' પ્ર૦ ૬૪ 'સર્વના પ્રેરક છે સ્વતંત્ર છે નિયંતા છે સકળ ઐશ્વર્યે સંપન્ન છે' લોયા ૧ 'ભગવાનમાં અસંખ્યાત ઐશ્વર્ય છે.' લોયા ૧૨ 'ભગવાન તો સર્વના કર્તા છે ને પરમેશ્વર છે તે સર્વના ભોક્તા છે માટે જે જે ક્રિયા પ્રવર્તે છે તે તે અન્વયપણે નિયંતારૂપે કરીને સર્વને વિષે રહ્યા જે ભગવાન્ તે થકીજ પ્રવર્તે છે...ભગવાનને વિષે સર્વેશ્વરપણું જાણે.' **(આથી સર્વમાં આત્માપણે રહેવાની સાથે નિયંતાપણું અને સર્વ પ્રવૃત્તિનું ભગવદ્દધીનપણું કહ્યું)** લોયા ૧૩ 'રાજા ચાકરના દૃષ્ટાંતથી સર્વનિયંતાપણું કહ્યું છે.' 'કર્તુમકર્તુમન્યથાકર્તું સમર્થ છે' **(આથી કર્તૃત્વમાં સ્વતંત્રતારૂપ ઐશ્વર્ય કહ્યું)** 'એ નારાયણ પોતાને ઐશ્વર્ય કરીને સર્વોપરી છે' **(આથી અનન્યેશ્વરત્વ કહ્યું)** લોયા ૧૬ 'मद्भयाद्वाति वातोऽयं सूर्यस्तपति मद्भयात्' એ રીતે અનંત પ્રકારના માહાત્મ્યે સહિત' **(આથી સભય નિયમન કહ્યું)** લોયા ૧૭ 'ભગવાનની બીકે કરીને ઇન્દ્ર વર્ષે છે, સૂર્ય અગ્નિ ચંદ્રમા પ્રકાશ કરે છે, પૃથ્વી સર્વને ધરી રહી છે, સમુદ્ર મર્યાદા નથી લોપતા, ઔષધિઓ ઋતુને પામીને ફળે છે' (આથી **સભય નિયમન** જણાવ્યું) લોયા ૧૮ 'અનંત કોટિ બ્રહ્માંડના પતિ છે રાજાધિરાજ છે. સર્વના નિયંતા છે સર્વના અંતર્યામી છે...તેજ ભગવાન અનંત ઐશ્વર્ય ને અનંત શક્તિઓએ સહિત' **(આથી અંતઃપ્રવેશ સાથેના નિયમનરૂપ ઐશ્વર્યની અનવધિકતા કહી)** પં૦ ૪ 'ભગવાન રાજાધિરાજ છે...આજ્ઞામાં રહે છે' મધ્ય૦ ૨૧–'પર જે પરમેશ્વર તે સ્વમસૃષ્ટિને સર્જે છે' **(આથી 'સ્વતંત્ર કર્તૃત્વરૂપ**

**ઐશ્વર્ય કહ્યું)** 'અને પરમેશ્વર છે તે તો દેશ કાળ કર્મ માયા એ સર્વના પ્રેરક છે... અને જેમ પ્રજા સર્વે રાજાને આધારે છે તેમાં દિવાન હોય તથા વજીર હોય તેનું રાજા ચાલવા દે તેટલું ચાલે પણ ન ચાલવા દે ત્યારે એક અણુમાત્ર ન ચાલે, તેમ દેશ કાળ કર્મ માયા તેનું પરમેશ્વર ચાલવા દે તેટલું ચાલે પણ પરમેશ્વરના ગમતા બહાર અણુમાત્ર પણ ન ચાલે માટે સર્વકર્તા તે પરમેશ્વર છે' (આથી **સ્વતંત્ર કર્તૃત્વ-રૂપ ઐશ્વર્ય કહ્યું)** મધ્ય૦ ૬૬ 'ભગવાન છે તે અતિ સમર્થ છે ને તેની આજ્ઞાને બ્રહ્માદિક સમગ્ર દેવ પાળે છે તથા કાળ માયાદિક જે સર્વે બ્રહ્માંડનાં કારણ છે તે પણ ભગવાનના ભય થકી સાવધાન થઈને ભગવાનની આજ્ઞામાં રહે છે.' **(આથી સર્વ ઉપર સભય આજ્ઞાપ્રવૃત્તિરૂપ ઐશ્વર્ય કહ્યું)** અંત્ય ૩૨ 'સર્વના નિયંતા છે સર્વના અંતર્યામી છે અનંતકોટી બ્રહ્માંડના રાજાધિરાજ છે...' એવા અતિશય મોટા જે ભગવાન્ તેની મર્યાદાને વિષે કાળ માયા બ્રહ્મા શિવ સૂર્ય ચંદ્રમા ઇત્યાદિ સર્વે સમર્થ છે તે પણ નિરંતર વર્તે છે' (આથી **સર્વેશ્વરેશ્વરપણું** કહ્યું) અંત્ય ૩૭ 'એવી રીતના અનંત ઐશ્વર્યે યુકત એવા જે એ ભગવાન' (આથી **ઐશ્વર્યની અપરિચ્છિન્નતા** કહી) અંત્ય ૩૮ 'ભગવાન્ તે અક્ષરાદિક સર્વના નિયંતા છે, ઇશ્વરના પણ ઇશ્વર છે' (આથી **ઈશ્વરેશ્વરપણું** કહ્યું) અંત્ય ૩૯ 'અનેક બ્રહ્માંડના રાજાધિરાજ છે' ઇત્યાદિ બહુ છે.

## ભગવાનનું વીર્ય—

ભગવાનમાં પાંચમો **વીર્ય** નામનો ગુણ વર્તે છે. જગત્પ્રત્યે ઉપાદાન થવારૂપ હેતુ થતાં પણ કરોળીયાની પેઠે સ્વરૂપ સ્વભાવથી પ્રચ્યુતિ નહિ પામવારૂપ **અવિકારિત્વરૂપ** અથવા દોષાસ્પદ જડાજડમાં આત્મસ્વરૂપથી સતત રહ્યા છતાં પણ આકાશની પેઠે **અદોષત્વરૂપ** અથવા અનંત કાર્યોને કરવા છતાં પણ **અલેપત્વરૂપ** અથવા અનંત જગતના ધારણ નિયમનમાં **અશિથિલત્વરૂપ** એમ અનેક પ્રકારે **વીર્ય** ગુણને વર્ણવ્યો છે. એમ કરીને ભગવાનની લોકવિલક્ષણતા સમર્થન કરી છે.

**સ્વરૂપથી અને સ્વભાવથી** એમ બે પ્રકારનો અન્યથાભાવરૂપ વિકાર કહેવાય છે. પ્રથમનો અચિતમાં અને બીજો ચિતમાં જોવાય છે. લોકમાં કાર્ય પ્રત્યે જે કોઈ ઉપાદાન થાય તેમાં કોઈનો કોઈ વિકાર અવસ્ય આવેજ છે. વિકાર પામે તોજ ઉપાદાન કારણ થાય. પરમાત્મા સ્વયં જગત્પ્રત્યે ઉપાદાન થાય છે તથાપિ સ્વરૂપ સ્વભાવથી કદાપિ વિકારભાવને પામતા નથી. એજ એમનામાં વિલક્ષણ વીર્ય છે. આ અર્થના અનુસંધાનથી વિષ્ણુનામસહસ્રમાં આવેલા **મહાવીર્ય** નામની નિરુક્તિ 'हेतौ सति विकारित्वेऽप्यविकारित्वलक्षणम् । महद्धि वीर्यं यस्येति महावीर्यः स स्मृतः' આ રીતે કરી છે. જ્યારે વિકારને પામતા નથી ત્યારે કાર્ય શી રીતે થાય ? તો સન્નિધિ-માત્રથી થાય છે. સ્વસન્નિધિ સિવાય બીજા ઉપકારાદિકની એમને અપેક્ષા નથી. જેમ અગુરૂ કસ્તુરી પુષ્પ આદિકનો સુગંધ સ્વયં કશી વિક્રિયાને નહિ પામતાં તેમજ ઉપકર્તા નહિ થતાં સ્વસન્નિધિમાત્રથી બીજાના મનને સુખદુઃખાદિરૂપ ક્ષોભને કરે છે. તેમ પરમાત્મા સ્વયં અવિકારી હોઈનેજ સન્નિધિમાત્રથી પ્રકૃતિ પુરુષાદિકને ક્ષોભ

પમાડે છે. એટલે વિકાર પામે તોજ કાર્ય થાય એમ નથી. આ અર્થ 'यथा सन्निधिमात्रेण गन्धः क्षोभाय जायते। मनसो नोपकर्तृत्वं तथाऽसौ परमात्मनः' (વિ–પુ.) આ વચનમાં વ્યકત છે. માટેજ 'शाश्वत शिवमच्युतं' આ શ્રુતિ ભગવાનને **અચ્યુતપણે** કહે છે. વિકારના અભાવરૂપ અચ્યુતત્વ સમજવું.

લોકમાં જે કોઈ દૂષિત સ્થાનમાં રહે તેને તેનો દોષ લાગ્યા વિના રહેજ નહિ, પરમાત્મા તો દોષસ્થાન જડ અજડમાં અખંડ અંતરાત્માપણે વસ્તુતઃ રહ્યા છે તથાપિ તેઅને તેનો દોષ કશો અડતો નથી, આ પણ એક **વીર્ય** ગુણનો પ્રબળ પ્રતાપ છે. આ અર્થ "सूर्यो यथा सर्वलोकस्य चक्षुर्न लिप्यते चाक्षुषैर्बाह्यदोषैः। एकस्तथा सर्वभूतान्तरात्मा न लिप्यते लोकदुःखेन बाह्यः॥' 'आकाशमेकं हि यथा' એમ સૂર્યના તથા આકાશના દૃષ્ટાંતથી સમજાવ્યો છે. આ રીતે દૂષિત સ્થાનોમાં રહેવા છતાં અદોષતારૂપ **વીર્ય** ગુણ કહ્યો છે.

લોકમાં કોઈ કાર્યપ્રત્યે કર્તા થાય છે તેને તેનો લેપ લાગ્યા વિના રહેતો નથી. પરમાત્મા તો સર્વ કાર્યોપ્રત્યે કર્તા થાય છે તથાપિ તેનો લેપ તેમને અડતો નથી. આ અર્થ 'तस्य कर्तारमपि मां विद्धयकर्तारमव्ययम्' એમ સ્વયં ભગવાન્ કહે છે. આ રીતે કર્તાથકાપણ અકર્તારૂપ **વીર્ય** ગુણ કહ્યો છે. અવિકારિતામાં, અદોષતામાં અને અલેપતામાં વિશેષ પ્રમાણો નિર્દોષતાનિરૂપણમાં અપાઈ ગયાં છે.

લોકમાં રાજા વિગેરે કોઈ ધારણ નિયમનાદિ કરે છે પણ તેમાં તે **શિથિલ** થઈ જતા જોઈએ છીએ. થાકી કંટાળીને ઉદા**સીન** થઈને છેવટે તે કાર્યને પડીપણ મુકે છે, ગમે તેવો વીર્ય પરાક્રમવાળો હોય પણ છેવટે **નિર્વેદ** પામીને આળસુ શિથિલ બનીજ જાય છે. પરમાત્મા તો અનંત કાળથી અનંત વિશ્વની ઉત્પત્તિ કરીને તેનું ધારણ નિયમનાદિ અપરિમિત કાર્યને કર્યા જ જાય છે. તથાપિ કદાપિ **શિથિલ કે અલસ** થયા જોયા નથી. પોતાના કાર્યમાં નિર્વેદ પામી કંટાળીને શિથિલ ન થતાં સદા **જાગરૂક** રહે છે. માટે જ 'अव्युच्छिन्नास्ततस्त्वेते सर्गस्थित्यन्तसंयमाः' (વિ. પુ.) આમાં કહ્યા પ્રમાણે અનાદિ કાળથી જગદુત્પત્ત્યાદિરૂપ વ્યાપાર અવિચ્છિન્ન અચળ ચાલ્યા જ કરે છે. જો જરાપણ ગાફલતા રાખે કે કંટાળે કે આળસ શિથિલતા રાખે તો બધો જ વ્યાપાર ઉચ્છિન્ન હતો ન હતો થઈ જાય. તો પરમાત્માને પણ અશિથિલતા અનિર્વિણ્ણતાની ખાસ જરૂર છે. આ બાબત લોકમાં તો પ્રસિદ્ધ જ છે. આવા કારણથી જ પરમાત્માને વિષ્ણુનામ સહસ્રમાં 'अनिर्विण्णः' એવા નામથી નિરૂપ્યા છે. 'अनन्तवीर्यं' 'अमितवीर्यामितविक्रमस्त्वं' એમ ગીતામાં વીર્ય ગુણની અપરિમિતતા કહી છે. આ રીતે અનંત કાર્યો કરવા છતાંપણ અશિથિલતારૂપ વીર્ય ગુણ કહ્યો છે. ઉપર પ્રમાણે વિવિધ પ્રકારે વર્ણવેલા **વીર્ય** ગુણને લીધે પરમાત્માને **અવિકારી અચ્યુત અવ્યય અક્ષોભ્ય અક્ષર અદોષ અલેપ અસંગ અકર્તા** ઇત્યાદિ અન્વર્થ નામથી કહેવામાં આવે છે. આ રીતે વીર્યગુણનો વિશેષ વર્ણવ્યો છે.

ઉપરનો તત્ત્વાર્થ વચનામૃતમાં વિસ્પષ્ટ છે–પ્ર૦ ૪૧ 'ભગવાન તો અચ્યુત છે તે ચ્યવીને જીવ ઈશ્વરરૂપે થાય નહિ' (**ઉપાદાન કારણ થતાં પણ અચ્યુતતા કહી**)પ્ર૦ ૫૨

'વેદાંત શાસ્ત્ર છે તે નિરંજન કર્તાથકા **અકર્તા** કહે છે' પ્ર० ૬૨ 'સર્વના કર્તા જાણે અને એ સર્વને કર્તાથકા પણ **નિર્લેપ** છે એમ ભગવાનને જાણે...ભગવાન્ સર્વ પ્રકારે **નિર્બંધ** છે અને ચહાય તે કરવાને સમર્થ છે' સા० ૧૧ 'ભગવાન્ શુભ અશુભ કર્મે કરીને **બંધાતા** નથી' લોયા० ૧૨ 'શ્રીકૃષ્ણ તો અગ્નિની પેઠે તેજસ્વી છે તે જે જે શુભ અશુભ ક્રિયાને કરે છે તે સર્વે ભસ્મ થઈ જાય છે એવી રીતે ભગવાનને **નિર્લેપ** એવા બ્રહ્મરૂપ જાણે' લોયા० ૧૩ 'એને વિષે રહ્યા થકા તો એક નારાયણ ઋષિને **પરાભવ** ન થાય...અને નારાયણ છે તે તો ગુણમાં રહ્યા થકા દેશકાળાદિકે કરીને પરાભવને ન પામે' મધ્ય० ૫૭ 'આત્માથકી પર જે પરમાત્મા નારાયણ વાસુદેવ તેને વિષે તો માયાનો લેશપણ કેમ હોય' વર० ૭ 'તેમ ભગવાન પણ માયા ને માયાનું કાર્ય તેને વિષે અન્વય થયા થકાપણ આકાશની પેઠે વ્યતિરેક જ છે' **(આથી અંદર રહ્યા છતાં પણ નિર્લેપતા કહી.)** આથી વ્યતિરેક શબ્દનો અર્થ નિર્લેપતારૂપ સંગત સમજવો.

## ભગવાનનું તેજ—

ભગવાનમાં છઠ્ઠો **તેજ** ગુણ છે. 'तेजोबलैश्वर्य' આ વચનમાં તેજ ગુણને પ્રથમ લીધેલો હોવાથી તેનું ગૌરવપણ કાંઈ ગૌણ નથી. સહકારીની અનપેક્ષતાને કે પરાભિભવસામર્થ્યને **તેજ** કહે છે. તેજને **પ્રતાપ** શબ્દથી પણ કહે છે. આ તેજ ભૌતિક પ્રભાપર્યાય નહિ પણ આ તો આત્માના ગુણભૂત જાણવું. લોકમાં તો કાર્યકર્તા સર્વને સહકારી સાધનની અપેક્ષા પડે છે, પરમાત્માને તો અનાદિ કાળથી અનંત અઘટિત ઘટનાને ઘટાવ્યા જાય છે પણ સહકારીની અપેક્ષા પડતી નથી, કારણ કે સ્વયં મહાતેજસ્વી છે. લોકમાં જેટલું જેનામાં તેજ હોય તેટલો તે પોતે પરથી પરાભવ નહિ પામતાં બીજાઓને પરાભવે છે–દબાવી દે છે. ભગવાન તો મહાતેજસ્વી હોવાથી બ્રહ્માદિ કોઈથી પણ કદાપિ પરાભવ ન પામતાં બીજા સર્વને પરાભવ પમાડી દેછે–દબાવી દે છે..જો આ તેજ ગુણ ન હોય તો કાયાનગરમાં નાદાર જીવનેજ જેમ એમ મધ્ય० ૧૨ માં નાદાર રાજાના દૃષ્ટાંતથી કહેલા અનર્થ જેવો અનર્થ વિશ્વમાં થાય. આ જગત્ પોતે દબાય નહિ, ઉલટું ભગવાનને દબાવી દેવા તૈયાર થાય, (કશું ચાલવા દે નહિ) એમ થતાં જે અત્યારે વિશ્વની વ્યવસ્થા એકરૂપ અદલ ચાલે છે તે નજ રહે. અંત્ય ૩૯ માં કહ્યા મુજબનો અતિ અનર્થ થાય. આતો પોતાના તેજથી એવા સર્વને દબાવી દીધા છે કે કોઈપણ કદાપિ ઉંચુ માથું કરી શકે જ નહિ. ઉચ્છૃંખલ જગતને દબાવા માટે તેજ ગુણની ખાસ જરૂર છે. ભગવાને ગીતામાં 'स्वतेजसा विश्वमिदं तपन्तम्' 'तेजस्तेजस्विनामहम्' (એમ સ્વતેજથી વિશ્વને દબાવી દેવાનું અને બીજાઓમાં જે તેજ છે તે મદર્પિત છે એમ કહીને સ્વતેજની **અનન્યાધીનતા** કહી છે. ભાષ્યમાં તેજનો 'પરાભિભવસામર્થ્ય' એવો અર્થ કર્યો છે) 'यद्यद्विभूतिमत्सत्त्वं श्रीमदूर्जितमेव वा। तत्तदेवावगच्छ त्वं मम तेजोंशसंभवम्' એમ તેજના અલ્પાંશથીજ સર્વ કાર્યની સિદ્ધિ થવાની કહીને તેજની મહત્તા કહી છે.વિષ્ણુનામ સહસ્રમાં આવેલા 'महाद्युतिः' આ નામનો 'तेजोऽनपेक्षरूपं स्वं महद्यस्य महाद्युतिः' એમ સહકારીની અનપેક્ષતારૂપ **દ્યુતિ** (તેજ)

શબ્દનો અર્થ કર્યો છે. 'તેજ' આ નામનો અર્થ 'पराभिभवसामर्थ्यं तेजश्च परिपठ्यते' એવો કર્યો છે. એમ તેજના બે અર્થો કર્યા છે. દ્યુતિ કહો કે તેજ કહો બન્ને એક જ અર્થમાં છે. આ જે ભગવત્તેજ તે બાહ્ય આંતર તમમાં વિરોધિ હોઈને ભક્તોને **આહ્લાદરૂપ** અને દ્વેષિઓને **ભીષણરૂપ** થાય છે. આ તેજથી બાહ્ય અંધકાર અને આંતર—અજ્ઞાનરૂપ અંધકાર ટળી જાય છે. આ તેજનું એક ટીપું સૂર્ય મણિ માણિક્ય આદિકમાં ભગવાને આપેલું હોઈને તેમને અધીનપણે પ્રકાશે છે. 'तस्य भासा सर्वमिदं विभाति' એવી શ્રુતિ છે. આ રીતનો **તેજગુણ** ભગવાનમાં વર્તે છે.

આનો ભાવાર્થ વચનામૃતમાં સ્પષ્ટ છે. 'પ્ર. ૫૬' 'સૂર્ય ચંદ્રાદિક સર્વને પ્રકાશના દાતા છે' પ્ર૦ ૬૩ 'આવું ઐશ્વર્ય અને તેજ' પ્ર૦ ૧૮ 'ભગવાન તો સૂર્ય ચંદ્રમા અગ્નિ એ સર્વેને પ્રકાશના દાતા છે' લોયા ૧૩ 'અતિ તેજસ્વી છે' પં૦ ૭ 'ભગવાનનું સ્વરૂપ અનંત ઐશ્વર્ય તેજે યુક્ત છે'...તેમ એ ભગવાન્ જેને જેને વિષે આવે છે ત્યારે તેના તેજને પરાભવ કરીને પોતાના પ્રકાશને અધિકપણે જણાવે છે' ઇત્યાદિ.

ઉપર પ્રમાણે જ્ઞાનાનંદૈકસ્વરૂપ પરમાત્મામાં ભગવચ્છબ્દની પ્રવૃત્તિના નિમિત્ત-ભૂત **જ્ઞાન શક્તિ બળ ઐશ્વર્ય વીર્ય તેજ** આ છ મુખ્ય ગુણોનું નિરૂપણ તત્પર શાસ્ત્રોને અનુસારે થયું. આ ગુણોનાં સંક્ષિપ્ત લક્ષણો—સર્વદા સર્વ વિષયને પ્રકાશ કરનારો અને સ્વયંપ્રકાશ એવો જે ગુણવિશેષ તે **જ્ઞાન.** જગત્પ્રત્યે ઉપાદાનભાવ અથવા અઘટિત ઘટનાસામર્થ્ય તે **શક્તિ.** સમસ્ત જગતને ધારવાનું સામર્થ્ય અથવા અનંત અંડોની ઉત્પત્યાદિ કરવા છતાં પણ પરિશ્રમનો અભાવ તે **બળ.** જગતને સ્વતંત્રપણે સર્જવાપણું અથવા સર્વને નિયમન કરવાનું સામર્થ્ય તે **ઐશ્વર્ય.** જગત્પ્રત્યે ઉપાદાન થવા છતાં પણ સ્વરૂપ સ્વભાવ વિષે વિકારનો અભાવ અથવા જગતના ધારણ નિયમનમાં અશિથિલતા તે **વીર્ય.** સહકારીની અનપેક્ષતા અથવા પરાભિભવસામર્થ્ય તે **તેજ.** આ પ્રકારે જાણવાં.

આ ગુણો અપરિમિત અગાધ શક્તિવાળા હોઈને, પોતપોતાને કરવાનાં પરાવર યાવત્કાર્યોને 'विष्टभ्याहमिदं कृत्स्नमेकांशेन स्थितो जगत्' આમાં કહ્યા પ્રમાણે અલ્પાંશ-થીજ કરી દઈને બીજા અવશિષ્ટ અનુપયોગી બહુ અંશોને અનુગુણ કાર્ય કરવાનું સ્થાન કે વિષય બહાર નહિ મળવાથી મહાસાગરમાં મહાતરંગોજ જેમ એમ અનંત ભગવત્સ્વરૂપમાં પ્રર્યાપ્ત સ્થાન મેળવીને સમાઈ રહે છે. એક એક ગુણમાં સ્વકાર્ય કરવાની જેટલી શક્તિ છે તેટલીનો સમગ્રનો ઉપયોગતો કદાપિ કુત્રાપિ થતો નથી. જેમ અગ્નિમાં સર્વને બાળી દેવાની મોટી શકિત છે, તેના અલ્પાંશથીજ બાળી દેવાનું કાર્ય કરી દે છે, બીજી બધી શકિતનો ઉપયોગ કરવો પડતો નથી, બીજી વધારાની શકિત તો પોતામાં કાર્ય કર્યા વગરની અનુપયોગી પડી રહે છે, તેમ પરમાત્માના ગુણમાં સમજી લેવું. આવો ગુણોનો નિરતિશય ઉત્કર્ષ હોવાથી જ પરમાત્માને **ગુણનિધિ ગુણરત્નાકર ગુણાકર ગુણસાગર ષાડ્ગુણ્યનિધિ** એવા નામથી કહેવામાં આવે છે.

આ છ ગુણોમાં ખાસ અનુક્રમ જણાતો નથી. 'ज्ञानशक्तिबलैश्वर्यवीर्यतेजांस्य-शेषतः' આ ભગવચ્છબ્દની પ્રવૃત્તિનું નિમિત્ત કહેવાને પ્રસંગે આવો અનુક્રમ કર્યો છે તેને આધારે આ ગુણોનું વિવેચન કર્યું છે. ગી૦ ઉ૦ માં શ્રીરામાનુજાચાર્યે 'જ્ઞાન બળ ઐશ્વર્ય વીર્ય શકિત તેજ' એવો અનુક્રમ કર્યો છે. એનો અભિપ્રાય એવો કે—સંકર્ષણમાં **જ્ઞાન બળ,** પ્રદ્યુમ્નમાં **ઐશ્વર્ય વીર્ય,** અનિરુદ્ધમાં **શકિત તેજ** અને વાસુદેવમાં **જ્ઞાનાદિ છ એ** ગુણો પ્રકાશે છે.પરાત્પર સ્વરૂપમાંતો આ ગુણો સર્વદા સર્વથા પ્રકાશે એમાં કાંઈ કહેવાનું નથી. આવો વિભાગ જણાવવા પુરતો અનુક્રમ કર્યો છે.

આ છ ગુણોનો જગત્સર્ગાદિકમાં સમુપયોગ હોવાથી તેનું પ્રાધાન્ય 'षडेव प्रथमे गुणाः' એમ પ્રદર્શાવ્યું છે. છતાંપણ બળાદિ ચારનો જ્ઞાન શકિતમાં અંતર્ભાવ જાણવો. જ્ઞાનનો શકિતમાં કે શકિતનો જ્ઞાનમાં સમાવેશ નહિ પણ જુદાજ જાણવા. 'अन्येऽप्यन्तर्निवेशिताः' એમાં કહ્યા મુજબ છ ગુણોમાં અંતર્ભાવ પામી રહેલા બીજા અગણિત ગુણો રત્નાકરમાં રત્નો જ જેમ એમ ગુણરત્નાકર પરમાત્મામાં નિત્ય વર્તે છે. તેમાં **કારુણ્ય સૌશીલ્ય વાત્સલ્ય ઔદાર્ય સૌલભ્ય સૌહાર્દ આર્જવ માર્દવ ધૈર્ય શૌર્ય સ્થૈર્ય માધુર્ય ગાંભીર્ય ચાતુર્ય સામ્ય દાક્ષિણ્ય ક્ષમા શુચિતા કૃતજ્ઞતા પરાક્રમ** ઇત્યાદિ સ્વલ્પ ગુણો ગણવામાં આવ્યા છે. આ ગુણો શાસ્ત્રોમાં તેતે પ્રસંગે લક્ષણથી નિરૂપ્યા છે તેને પણ જાણવાની જરૂર હોવાથી હવે સંક્ષેપમાં જણાવીએ.

**કારુણ્ય**—સ્વાર્થનિરપેક્ષ પરદુઃખ નિવારણની ઇચ્છા અથવા પરદુઃખે દુઃખી થવું એ **કરુણા** કહેવાય. કોઈએ પૂર્વે પોતાનું કાંઈ કામ કર્યું હોય અથવા ભવિષ્યમાં 'આ મારૂં કામ કરશે' એવા સ્વાર્થથી જે પ્રવૃત્તિ છે તે ખરી કરુણા નહિ, પણ એ તો એક જાતનો વ્યાપાર લેવાદેવાનો કહેવાય. માટેજ લક્ષણમાં **'સ્વાર્થનિરપેક્ષ'** એવું કરુણાને વિશેષણ આપવું પડ્યું છે. દયાતો સમર્થ અસમર્થ બન્નેમાં વર્તે છે. અસમર્થમાં વર્તતી દયા તો તેને દયાળુ કહેવરાવે પરંતુ એનાથી પરને કશો લાભ નથી. સમર્થમાં વર્તતી દયા તો પરોપકાર માટે વર્તે છે. એજ એનો વિશેષ છે. જેમ જેમ સમર્થમાં અધિકાધિક દયા હોય તેમતેમ પરનો ઉપકાર અધિકાધિક થાય છે. માટે સમર્થમાં જ સમધિક દયા જોઈએ, માટેજ દયાના લક્ષણમાં **'પર'** પદનો નિવેશ કર્યો છે. **સ્વાર્થ વિના પરોપકાર માટે થાય તે ખરી દયા કહેવાય.**

આ દયારૂપ ધર્મ માનવજાતિનો સાધારણ અને સર્વ ધર્મોમાં મુખ્ય છે. યદ્યપિ 'अहिंसा परमो धर्मः' એમ અહિંસાને મુખ્ય ધર્મપણે કહે છે, પરંતુ અહિંસા ધર્મ પણ દયામૂળક હોવાથી દયા જ મુખ્ય ધર્મ છે. દયા હોય તો જ અહિંસાદિ ધર્મ તેનામાં આવી શકે, માટે જ 'नास्ति धर्मो दयापरः' 'દયા ધર્મકો મૂળ હૈ' એવી અભિયુક્તોક્તિ પ્રવર્તે છે. ભાગવતમાં 'कृपालुरकृतद्रोहः' એમ સાધુલક્ષણ કહેતાં કૃપાને પ્રથમ નંબરે મુકી છે. આ ધર્મ લોકોના યોગક્ષેમ માટે અને ભગવત્પ્રસન્નતા માટે થતો હોવાથી તેને શાસ્ત્રોમાં બહુ વખાણવામાં આવ્યો છે. અને એ ધર્મમાં પરિનિષ્ઠિત રાજર્ષિ બ્રહ્મર્ષિઓની

અદ્ભૂત આખ્યાયિકાએ આલેખવામાં આવી છે. 'दया भूतेषु' 'अद्वेष्टा सर्वभूतानां मैत्रः करुण एव च' (ગીતા) દ્વેષી એવા પણ સર્વ ભૂતોનો દ્વેષ નહિ કરનારો, એટલું જ નહિ પણ તેની ઉપર મિત્રબુદ્ધિ રાખનારો, એટલું જ નહિ પણ તેને દુ:ખી દેખીને તેનું દુ:ખ ટાળવારૂપ કરુણાને કરનારો જ્ઞાની ભક્ત થાય, એમ ભગવાને કહ્યું છે. 'दयया सर्वभूतेषु...तुष्यत्याशु जनार्दनः' 'पुंसः कृपयतो भद्रे सर्वात्मा प्रीयते हरिः' (ભા. પુ.) એમ દયાથી ભગવત્પ્રસન્નતા કહી છે. 'नातिप्रसीदति तथोपचितोपचारैः...यत्सर्वभूतदयया' એમ સર્વ ભૂતો ઉપર દયા રાખવાથી જેવા ભગવાન્ પ્રસન્ન થાય છે તેવા ઉપચિત ઉપચારોએ કરીને પણ પ્રસન્ન થતા નથી. આથી દયાનો અત્યુત્કર્ષ કહ્યો. એમ હોવાથી જ 'आत्मवत्सर्वभूतानि ततः पश्येच्च नान्यथा' એમ ઉપદેશ આપે છે. આ રીતે લોકોપકારી હોવાથી દયાનું ઘણું ગૌરવ ગ્રંથોમાં ગાયું છે.

ભગવાનમાં તો આ દયા ગુણ **નિરુપધિ નિરવધિક** છે. લૌકિક દયાળુમાં તો છેવટે કીર્તિ જેટલો પણ સ્વાર્થ સમાએલો હોય છે. અપૂર્ણકામ એમાં એ હોય એ સહજ છે. ભગવાન્ તો પૂર્ણકામ હોવાથી તેમને કશા સ્વાર્થની અપેક્ષા નથી. માટે તેમની દયા તો **નિ:સ્વાર્થ** કહેવાય. માટે જ તેમની દયાને **નિરુપધિ નિષ્કારણ નિર્હેતુક નિર્વ્યાજ નિષ્કપટ** વગેરે સાર્થક વિશેષણો આપે છે. બીજાઓ સ્વરૂપ સ્વભાવથી પરિમિત હોવાથી તેમનામાં વર્તતો આ ગુણ પરિમિત જ હોય. પરમાત્માનો સ્વરૂપ સ્વભાવથી અપરિમિત હોવાથી તેમને વિષે વર્તતો આ ગુણ **અપરિમિત** હોય જ. માટે જ તેમની દયાને **અપરિમિત અનવધિક અસીમ અમર્યાદ અપાર અનંત** આદિક વિશેષણો અપાય છે અને પરમાત્માને **કૃપાપારાવાર દયાસાગર કરુણાસિંધુ** એવી સાર્થક સંજ્ઞાથી સંબોધે છે. લોકમાં કોઈને કાંઈક દુ:ખ હોય તેને બીજા જાણી શકતા નથી. કોઈ જાણે પણ પોતે અશક્ત હોવાથી દુ:ખને ટાળી શકતા નથી. ભગવાન તો **સર્વજ્ઞ** હોવાથી સર્વના દુ:ખને જાણે છે અને **સર્વશક્ત** હોવાથી દુ:ખને ટાળી શકે છે. આ રીતે ભગવાનની દયા તો લોકવિલક્ષણ સર્વ લોકોપકારી **અનવધિકાતિશય** છે. માટે જ તેમનું 'हरणात्सर्वदुःखानां हरिरित्यभिधीयते' એવું અન્વર્થ **હરિ** નામ વર્તે છે. 'स तं निपतितं भूमौ शरण्यः शरणागतम् । वधार्हमपि काकुत्स्थः कृपया पर्यपालयत्' (રામાયણ) વાયસ કે જે અપરાધી હોઈને વધને યોગ્ય હતો તથાપિ દુ:ખી શરણાગત તેની શરણ્ય શ્રીરામે કૃપાથી રક્ષા કરી હતી. આથી ભગવાન શ્રીરામની દયાની **પરમાવધિ** જણાવી છે. 'स हि नारायणः स्वामी धाम्नः स्वादक्षरात्परात् । आविर्बभूव भूलोके त्राकृतिः श्रेयसे नृणाम् ॥ रक्षार्थं च स्वाश्रययोर्दुष्टेभ्यो भक्तिधर्मयोः । जातस्य तस्य कारुण्यं को वा वक्तुं नरः क्षमः ॥' (સ. પ્ર. ૪) એમ શ્રીકૃષ્ણના કારુણ્યની **પરમાવધિ** કહી છે. 'कथंकारं मे स्याद्यदि न पुरुकारण्यपदवीं श्रयेथा नाथ त्वं त्वयि हि तदिदं केवलमहो' 'तदपि यस्त्वं दृशि गतो न जाने तद्धेतुं त्वदितरकारुण्यत ऋते' (સ. પ્ર. ૩) એમ શ્રીહરિની કરુણાની **પરમાવધિ** કહી છે. આ પ્રમાણે પરમાત્મામાં પરદુ:ખાસહિષ્ણુત્વરૂપ દયાગુણ **નિરવધિ નિરુપધિ** વર્ણવ્યો છે.

**પરદુઃખદુઃખિત્વ** એ જે દયાનું બીજું લક્ષણ કર્યું છે તે પણ પરમાત્મામાં સંભવે છે. ભગવાન્ પણ ભક્તોનાં સુખ દુઃખ દેખીને હર્ષશોકરૂપ વિકારને પામતા હોવાથી તેમને 'विकर्ता' નામથી કહ્યા છે. યદ્યપિ ભગવાનમાં સ્વાર્થે સુખદુઃખાદિકનો પ્રસંગ નથી પરંતુ પરાર્થેજ હોવાથી એમને દોષ માટે નથી. એતો મહાગુણ સ્તુત્ય કહેવાય. આ બાબત 'व्यसनेषु मनुष्याणां भृशं भवति दुःखितः । उत्सवेषु च सर्वेषु पितेव परितुष्यति ॥' (રામયણ) પિતા જેમ પુત્રના સુખ દુઃખને દેખીને બહુ સુખી દુઃખી થાય છે તેમ ભગવાન્ શ્રીરામ પણ પોતાની પ્રજાઓનાં સુખ કે દુઃખ દેખીને બહુ હર્ષ શોકને પામે છે. સર્વાત્મા ભગવાનને તો બધુંજ જગત્ કુટુંબ છે અને ભગવાન કુટુંબી છે. આવી શ્રીરામની કૃપાળુતા અંત્ય ૧૧ માં ભગવાન્ શ્રીહરિએ જણાવી છે.

આ દયા ગુણ ભગવાન શ્રીહરિ વિષે વચ૦ઉપો૦ 'અને કયારેક તો કોઈ પ્રાણીને દુઃખીયો દેખીને અથવા સાંભળીને તત્કાળ દયાએ યુક્ત થકા **રામ રામ** એમ બોલવાનો સ્વભાવ છે અને વળી કયારેક તો હરકોઈ મનુષ્યને દુઃખીયો દેખીને દયાએ કરીને પોતાના ચિત્તમાં ખેદને પામતા થકા પ્રસન્ન થઈને તે મનુષ્યનું દુઃખ ટળે એવી રીતે અન્ન વસ્ત્રાદિક પદાર્થે કરીને ઉપકાર કરે છે.' 'એ રીતે બંને દયાનાં લક્ષણો જણાવ્યાં છે. પ્ર, ૭૦ માં પણ શ્રીહરિએ પોતા વિષે આવો દયાગુણ દર્શાવ્યો છે. પં. ૬ પં. ૩ માં 'હે દયાસિંધો ! હે દયાનિધે !' એમ વિશેષણો આપીને દયાની નિરવધિકતા જણાવી છે. મધ્ય૦ ૨૮ 'અમારે તો પરમેશ્વરના ભક્ત ઉપર અતિશય દયા વર્તે છે.' અંત્ય ૩૫ 'વૈર બુદ્ધિએ કરીને પણ એ દૈત્યે મારું ચિંતવન કર્યું ને મારા સંબન્ધને પામ્યા માટે એનું કલ્યાણ કરવું એવી રીતે ભગવાનની **દયાનું** અધિકપણું જાણવું' વર ૭ 'મહાપાપણી જે પૂતના તેણે ભગવાનને ઝેર પાયું તેને શ્રીકૃષ્ણ ભગવાને પોતાની માતા જે યશોદાજી તે બરોબર ગતિ આપી...એ ઠેકાણે તો પરમેશ્વરનું બળ (દયાનું) અતિશે કહ્યું છે' ઈત્યાદિ.

**સૌશીલ્ય**—મોટાઓનો મંદો સાથે કપટ વિનાનો જે સંશ્લેષ તે **સૌશીલ્ય** કહેવાય. પોતાની મોટાઈ આડી આવે નહિ અને મંદ તુચ્છોની સાથે કાંઈપણ કપટ–અંતરાય રાખ્યા વિના નિરંતર સંશ્લેષ (મેળાપ)માં રસ આવે એવો જે ઉચ્ચ સ્વભાવ તે **સુશીલતા** સમજવી. પોતાની મોટાઈને આગળ ધરીને કે અંતરાય રાખીને મંદો સાથે મેળાપ રાખનારા મોટાઓ તો ઘણા મળી આવે, પણ આવા લક્ષણવાળો સુશીલ તો કોઈ વિરલો જ મળી આવે, લોકમાં રાજા કે અધિકારી કે બીજો કોઈ મોટો માણસ હોય તે પોતાની મોટાઈનું અભિમાન નહિ રાખીને કોઈ ગરીબ રાંક જેવો ક્ષુદ્ર સાધારણ હોય તેની સાથે પણ કશોય અંતરાય રાખ્યા વિના સદાય એકમેક મેળાપ રાખે એ નાનીસુની વાત નથી, બહુ કઠિન છે. બીજા ગુણોથી મોટો હોય પણ જો તેનામાં આ ગુણ ન હોય તો તેની મોટાઈ કશી શોભે નહિ. મોટાઓને ક્ષુદ્ર તુચ્છના ઘરમાં અતિથિ થવું, તેણે આપેલું જેતે જમવું, તેની સાથે સમાન યોગક્ષેમ રાખવું, આ બધું દૂષણરૂપ નથી પણ

ભૂષણરૂપ છે. માટેજ 'शीलं परं भूषणं' આ અભિયુક્તિ મળતી આવે છે. સૌશીલ્ય ગુણથી લોકો સ્વવશ થાય છે એતો સર્વ લોકપ્રસિદ્ધ છે. મોટાઓમાં આ ગુણ અવશ્ય જોઈએજ. આવા હેતુથી આ ગુણની ઘણી જ દુર્લભતા કહી છે. પરમાત્મા પોતે સ્વરૂપ રૂપ ગુણ વિભૂતિ વગેરે વડે સર્વોપરી મોટા છે અને સર્વને અગોચર છે તથાપિ ચર્મચક્ષુવાળાઓને પણ પ્રત્યક્ષયોગ્ય થાય છે તથા નિકૃષ્ટ વિવિધ વિચિત્ર યોનિમાં અવતાર ધારીને પોતાની મોટાઈને કિંચિત્ પણ નહિ ગણીને, ગરીબ ભક્તોની સાથે લેશ પણ કપટ રાખ્યા વિના સર્વ પ્રકારનો તેની સાથે મેળાપ કરે છે. આજ એમનો સૌશીલ્ય મહાગુણ મનાય છે. ભગવાનનો આ કલ્યાણ ગુણ 'હું તો મંદ છું, કનિષ્ઠ છું' એમ માનનારાને બહુ ઉપયોગનો છે. જેમ ભગવાન્ **શ્રીરામે** વ્યાધ વાનર શબરી આદિક તુચ્છની સાથે સંશ્લેષ કર્યો હતો. જેમ **શ્રીકૃષ્ણે** ગાયો ગોપ ગોપીઓ માળી સુદામા કુબ્જા વગેરે સાથે સંશ્લેષ રાખ્યો હતો. જેમ **શ્રીહરિએ** કાઠી કોળી કણબી આહીર આદિક સાથે મેળાપ રાખ્યો હતો. આવી કથાઓ બહુ છે.

વિષ્ણુનામ સહસ્રના ભાષ્યાદિકમાં એનું વિવેચન છે ભગવાન સ્વયં મહિષી લક્ષ્મીજીને લીધે અને મહાવિભૂતિને લીધે ઉત્શૃંખલ મનવાળા છે તથાપિ સુશીલ ગુણવાળા હોવાથી પ્રેમી ભક્તોએ એમનું મન વશ કરી લીધું છે. એ બાબત ભગવાન્ પોતેજ કહે છે કે– 'अहं भक्तपराधीनो ह्यस्वतन्त्र इव द्विज। साधुभिर्ग्रस्तहृदयो भक्तैर्भक्तजनप्रियः॥' 'विसृजति हृदयं न यस्य साक्षात्...प्रणयरशनया धृताङ्घ्रिपद्मः' (ભા. પુ.) ઇત્યાદિ. વળી પરમ ભક્તોએ 'અહીં આવો, અહીં ઉભા રહો, અહીં બેસો, આ જમો,' ઇત્યાદિમાં પણ ભગવાનને વશ કરી લીધા છે. વળી બીજા ગુણો કરતાં **સુશીલ** ગુણથી જ ભગવાને મોટી કીર્તિ મેળવી છે. વળી 'ભગવાન્ સુજ્ઞાન હશે કે દુર્જ્ઞાન હશે ? સુસાધ હશે કે દુઃસાધ હશે ? સુલભ હશે કે દુર્લભ હશે ? ઇત્યાદિ ભક્તશંકાઓ પણ સૌશીલ્યગુણથી ટાળી નાખી છે. આ ગુણથી ભક્તોની આગળ કશું માન અહંકાર નહિ રાખીને અર્જુનના સારથિ થયા, ઉગ્રસેનને રાજા બનાવ્યો, પાંડવોનું દૂતપણું કર્યું, વગેરેથી ભક્તોને બહુ માન આપ્યું છે. આ બાબત ભગવાનેજ 'ये भजन्ति तु मां भक्त्या मयि ते तेषु चाप्यहम्' 'ताः सर्वाः शिरसा देवः प्रतिगृह्णाति वै स्वयम्' 'पत्रं पुष्प...अश्नामि प्रयतात्मनः' આ રીતે કહી છે. આ રીતે સૌશીલ્ય ગુણનું સ્વરૂપ અને તેનાં કાર્યો ઘણાં જણાવ્યાં છે. **સારલ્ય સૌજન્ય** પણ આવુંજ જાણવું. ભગવાન્ શ્રીહરિએ પોતાનું સૌશીલ્ય અંત્ય ૨૧ 'અમે તો ભગવાન્ તથા ભગવાનના ભક્તને અર્થે લાખો માણસના ભીડામાં રહીએ છીએ અને ભગવાનના ભક્તને અર્થે ગમે તેવી પ્રવૃત્તિ કરવી પડે તેને પણ નિવૃત્તિ જાણીએ છીએ. એવા જે દૃઢ સત્સંગી વૈષ્ણવ છે તેજ અમારે તો સગા વહાલા છે અને તેજ અમારી નાત છે' 'અને અમે તો જે મન કર્મ વચને પરમેશ્વરના ભક્ત છે તેને અર્થે અમારો દેહ પણ શ્રીકૃષ્ણાર્પણ કરી રાખ્યો છે' 'જો ભગવાનનો ખરેખરો ભક્ત હોય તો હું તો તે ભગવાનના ભક્તનો પણ ભક્ત છું અને હું ભગવાનના ભક્તની ભક્તિ કરું છું એજ મારે વિષે મોટો ગુણ છે' આ રીતે બહુ બતાવ્યું છે.

**વાત્સલ્ય**—ભક્તોના દોષમાં પણ ગુણપણાની બુદ્ધિ અથવા પરના દોષ જોવા નહિ એ **વાત્સલ્ય** કહેવાય. સ્નેહાતિશયનું આ કાર્ય હોવાથી નિરતિશય સ્નેહને પણ **વાત્સલ્ય** કહે છે. જેમ પુત્રવત્સલ માતા પિતા, પોતાના પુત્રના દોષોને જોતા નથી, ઉલટું તેના દોષને પણ ગુણ તરીકે ગણે છે એમ આ બાબત લોકમાં બહુ પ્રસિદ્ધ છે. ભગવાન્ પણ ભક્તોના દોષને જોતા નથી, ઉલટું દોષને પણ કદાચિત્ ગુણ તરીકે માની લે છે. આજ એમનામાં વાત્સલ્ય ગુણ જાણવો. જો દોષ જુવે તો ભક્તોનો નિસ્તાર કદાપિ આવેજ નહિ. કેમકે દોષો તો અનંત જન્મના અનંત અસહ્ય હોય છે, દોષને જુવે નહિ અને દોષને ગુણ તરીકે વાત્સલ્યવશાત્ માનીલે તોજ નિસ્તાર આવે. આ ગુણ દોષવાળાને બહુ ઉપયોગનો છે. આ ગુણ શ્રીકૃષ્ણે કનિષ્ઠ અર્જુનને ઉત્કૃષ્ટ સ્થાન રથિપણામાં બેસાડીને અને ઉત્કૃષ્ટ પોતે કનિષ્ઠ સ્થાન સારથિપણામાં રહીને પ્રસિદ્ધપણે જણાવ્યો છે.

આ બાબત શ્રુતિ સ્મૃતિસિદ્ધ પણ છે–'अङ्गुष्ठमात्रपुरुषो मध्य आत्मनि तिष्ठति। ईशानो भूतभव्यस्य न ततो विजुप्सते ॥' (કઠ–ઉ.) ત્રિકાળવર્તી સર્વના નિયામક એવા પણ ભગવાન્ ઉપાસકોના અનુગ્રહ માટે હૃદયકમળમાં અંગુષ્ઠપરિમાણ રૂપથી રહ્યા છે. દોષસ્થાનમાં રહેવામાં જુગુપ્સા–હીણપ્ય માનતા નથી, કેમકે સર્વની ઉપર અતિવત્સલ છે. એમ સર્વસામાન્યપણે **વાત્સલ્ય** ગુણ કહ્યો છે. 'रिपूणामपि वत्सलः' 'विदितः सहि धर्मज्ञः शरणागतवत्सलः' એમ ભગવાન્ શ્રીરામને શત્રુ મિત્ર ભક્ત સર્વમાં વાત્સલ્ય રાખનારા કહ્યા છે. 'प्रीतिमान् पुण्डरीकाक्षः शरणागतवत्सलः' 'नारायणेति यस्यास्ये वर्तते नाम मङ्गलम् । नारायणस्तमन्वास्ते वत्सं गौरिव वत्सला ॥' જેમ વત્સ-વત્સલ ગાય, વત્સપાછળ ફર્યા કરે છે તેમ જેના મુખમાં મંગળ નારાયણ નામ છે એવા ભક્તની પાછળ ભક્તવત્સલ ભગવાન્ ફર્યા કરે છે. ગાયના દૃષ્ટાંતથી એ અભિપ્રાય નીકળે છે કે–જેમ ગાય વત્સના દોષને જોતી નથી, ઉલટી વત્સના દોષને પણ ગુણ તરીકે માને છે, તેમ ભગવાન્ પણ અનન્યભક્તના દોષને નહિ જોતાં તેને ગુણતરીકે માની લે છે. દોષના અનાદરમાં હેતુભૂત જે પરમ સ્નેહ એજ ખરો વાત્સલ્ય ગુણ કહેવાય. આવો સ્નેહ પુત્રોવિષે માતાનો હોવાથી વાત્સલ્ય ગુણના નિરૂપણમાં માતાનું દૃષ્ટાંત અપાય છે. આતો વાત્સલ્ય ગુણની પરમાવધિ જણાવી, 'निरवधिकवात्सल्य-जलधे' (स्तोत्ररत्न) આમાં વાત્સલ્યને સમુદ્રની ઉપમા આપવાથી એ અર્થ નીકળે છે કે–જેમ મહાસમુદ્રમાં મોટી મોટી અનંત વસ્તુઓ ડુબી જાય છે–તેની કશી ખબર પડતી નથી, તેમ એ બાબતની સમુદ્રને કશી ગણતરી પણ નથી. તેમ ભગવાનના વાત્સલ્યમાં ભક્તોના અનંત મોટામોટા અપરાધો ડુબી જાય છે--ક્ષમા થઈ જાય છે તેની ભગવાનને કશી ગણતરી નથી. વિષ્ણુનામસહસ્રમાં આવેલા 'वत्सलः' આ નામનો અર્થ ભાષ્યમાં આ રીતે કર્યો છે–બહુ સમયથી સ્વપરિચયમાં આવેલા પણ શરણાગતોમાં કોઈપણ કારણથી અત્યંત સંભ્રમને પામી જાય છે, કેની પેઠે ? તો તત્ક્ષણ પ્રસવેલા પ્રિય વત્સને વિષે ગાયો બહુ હુંકારા કરે છે, શું કરવું ? એમાં બહુ આકુળ વ્યાકુળ થઇ જાય છે, સ્તનવેદનાને નહિ ગણીને દુધને પ્રસવે છે, વત્સના દોષને નહિ ગણીને એકદમ

ચાટવા મંડી પડે છે, કોઈ પ્રતિકૂળ પાસે આવે તો બહુ ચિડાઈ જાય છે, એમ અત્યંત ગભરામણમાં આવી જાય છે, માટે **વત્સલ** નામથી કહ્યા છે. ભક્તો કે જે ભગવાનને સત્ય સ્વામી સમજતા હોય અને 'त्वमेव माता च पिता त्वमेव' એમાં કહ્યા પ્રમાણે ભગવાનને પોતાના સર્વવિધ સાચા સ્વજન સમજતા હોય અને તેવા ભાવમાંજ બહુ ઉત્સાહ ધરાવતા હોય તેવાઓને વિષે વિશેષતઃ ભાસે છે, એટલે ભક્તલાભના સંભ્રમને લીધે બીજાં બધાં કાર્યો ભૂલી જાય છે અને ભક્તોના કાર્યોમાંજ તલ્લીન થઈ જાય છે, તેથી **ભક્તવત્સલ** નામથી કહ્યા છે. આ અર્થ 'मम प्राणा हि पाण्डवाः' ( ભારત ) 'प्रियो हि ज्ञानिनोऽत्यर्थमहं स च मम प्रियः' 'ज्ञानी त्वात्मैव मे मतम्' 'न तस्यान्यः प्रियतरः प्रतिबुद्धैर्महात्मभिः' આ રીતે શ્રીમુખે કહ્યો છે. ઉપર પ્રમાણે વાત્સલ્ય ગુણનું વિવેચન છે.

ઉપરનો અર્થ વચનામૃતમાં સ્પષ્ટ છે–પ્ર૦ ૬૧ 'અનન્યભક્તિ જોઈને પોતે ભગવાન્ તે બળિના બંધનમાં આવતા હવા. અને ભગવાને તો બળિરાજાને ક્ષણમાત્ર બાંધ્યો હતો અને ભગવાન તો એની ભક્તિરૂપી દોરીએ કરીને બંધાયા છે તે આજ દિવસ સુધી પણ અખંડ ભગવાન્ બળિને દરવાજે ઉભા છે અને બળિરાજાની દૃષ્ટિથકી પળમાત્ર પણ છેટે રહેતા નથી...શા માટે જે પોતે ભક્તવત્સલ છે અને અતિકૃપાસિંધુ છે તે જેની પોતાવિષે અતિ દૃઢ ભક્તિ દેખે તેને પોતે આધીન થઈ જાય છે' મધ્ય૦ ૨૮ ' અને રઘુનાથજીને વિષે શરણાગતવત્સલપણું તો ખરૂં' મધ્ય૦ ૧૮ ભક્તવત્સલ છે' પં૦ ૩ 'હે ભક્તવત્સલ.' પોતે વત્સલ હોવાથી ભક્તોને 'सर्वैरपि यथाशक्ति भाव्यं दीनेषु वत्सलैः' એવો શિક્ષાપત્રીમાં ઉપદેશ આપ્યો છે. ઇત્યાદિ.

**ઔદાર્ય**—બહુ આપીને પણ તૃપ્તિ પામવી નહિ એ **ઔદાર્ય** કહેવાય. આ ગુણ અત્યંત લોકોપયોગી હોવાથી એનું ગૌરવ લોકશાસ્ત્રમાં ઘણું પ્રસિદ્ધ છે. સાચા ઉદાર મનવાળાની પ્રવૃત્તિ પરાર્થેજ હોય છે.લોકમાં યશ ખ્યાતિ પણ ઉદાર પ્રકૃત્તિવાળાને મળે છે. પૂર્વે ઘણા બ્રહ્મર્ષિઓ અને રાજર્ષિઓ એવા સ્વભાવવાળા થઈ ગયા છે, આમાં પરમોદાર **રતિદેવ** રાજાનું આખ્યાન અદ્ભુત છે. **દધીચિ** ઋષિએ પોતાનાં અસ્થિ આપ્યા હતાં. **શિબી**રાજાએ પોતાનું માંસ આપ્યું હતું. **બળિરાજાએ** પોતાનું સર્વસ્વ સમર્પ્યું હતું. અકિંચનમાં વર્તતો ઉદાર ગુણ કશા ઉપયોગનો નથી. એનાથી પરને કશો લાભ નથી. વિભૂતિમાનમાં વર્તતો આ ગુણ બહુ લાભદાયી થાય. એમાં આ ગુણ અવશ્ય હોવો જોઈએ. દયાની સાથે **ઉદારતા** હોય તો કાંઈ મણાજ રહે નહિ. ઉદારતાની સાથે **પ્રિય વાણી** પણ હોવી જોઈએ.

ભગવાન તો સર્વના નિરુપાધિક સ્વામી અને માતા પિતા હોવાથી એમનામાં આ ગુણ અવશ્ય અનવધિ હોવો જોઈએ, જેથી લોકો ને બહુ લાભ થાય. માટે જ ભગવાનને **પરમોદાર** તરીકે બહુધા શાસ્ત્રો વર્ણવે છે. બીજાઓ તો અપૂર્ણ હોવાથી સ્વાર્થવશાત્ કાંઈ ઉદારતા દાખવે. પરમાત્માતો પૂર્ણકામ હોવાથી એમની પ્રવૃત્તિ સ્વાર્થી ન હોઈ શકે. વળી બીજાઓ તો પરિમિત વિભૂતિવાળા હોવાથી પરિમિતજ આપી શકે. પરમાત્મા તો અનંત અખુટ મહાવિભૂતિવાળા હોવાથી લોકોને યથેપ્સિત પરિપૂર્ણ આપી

શકે. વળી સર્વેશ્વર આત્મેશ્વર હોવાથી એમને કોઈ અટકાવી શકે નહિ. આવા હેતુથીજ પરમાત્માની ઉદારતાને **નિરુપાધિક નિરવધિક** કહે છે. આ **ઔદાર્ય** ગુણ અવતાર અવસ્થામાં અતિસ્પષ્ટ થયો છે. સ્વાત્મપર્યંત સર્વસ્વ આપવાનો અને આપીને પણ નહિ તૃપ્તિ પામવાનો સ્વભાવ તો એક ભગવાનવિષેજ સંભવે છે. ગોપ ગોપિકા આદિકને સ્વાત્મસમર્પણ કર્યું તથાપિ તેમને મેં કશુંય આપ્યું નહિ એવી અતૃપ્તિપણાની ભાવના 'न पारयेऽहं निरवद्यसंयुजां स्वसाधुकृत्यं विबुधायुषाऽपि वः। या माभजन् दुर्जरगेहशृङ्खलाः संवृश्चय तद्वः प्रतियातु साधुना ॥' ( ભા. પૂ. ) આ રીતે કહી છે. વસ્ત્રાકર્ષણ વિપત્તિમાં સ્મૃતિમાત્રથી વસ્ત્રોની પૂર્તિ કરી તથાપિ મેં કશુંજ આપ્યું નહિ એમ અતૃપ્તિ જણાવી હતી. આ અર્થ 'गोविन्देति यदाक्रन्दत्कृष्णा मां दूरवासिनम्। ऋणं प्रवृद्धमिव मे हृदयान्नापसर्पति ॥' આ શ્રીમુખવચનમાં વ્યકત છે. સુદામાને દિવ્યસમૃદ્ધિસંપન્ન કંચનમહોલ કરી આપ્યા હતા તથાપિ કશુંય મેં આપ્યું નહિ એવી અતૃપ્તિ જાહેર કરી હતી. આ રીતે આપીને પણ નહિ તૃપ્તિ પામવાપણું તે એક ભગવાનમાંજ ઘટે છે.

ઉપરનો અર્થ વિષ્ણુનામસહસ્રમાં આવેલાં ' पुरुषः ' ' स्थाणुः ' 'मुकुन्दः' 'प्राणदः' ઈત્યાદિ નામોનો ભાષ્યમાં અર્થ કરતાં બહુ સારો વર્ણવ્યો છે તે તે થકી જાણવો. ઉપરના અર્થને ઉપપાદન કરનારાં શ્રુતિસ્મૃતિનાં પ્રમાણો ભગવાનનું ' **સર્વકર્મફલપ્રદત્વ** ' લક્ષણ કહેવામાં આવનાર છે ત્યાં આપ્યાં છે. આ રીતે **ઔદાર્યનું વિવરણ** છે. શ્રીહરિનો પરમોદાર સ્વભાવ ઉપો૦ 'અને અતિઉદાર છે સ્વભાવ જેનો એવા જે શ્રીજીમહારાજ તે પોતાને અતિશય પ્રિય એવું જે પદાર્થ તે ભારે મૂલ્યવાળું હોય તો પણ તેને દેવાનો મનમાં સંકલ્પ કરતાથકા તત્કાળ આપી દે છે પણ વાર નથી લગાડતા એવો સ્વભાવ છે' કા. ૬ 'પછી શ્રીજીમહારાજે ભારેભારે વસ્ત્ર હતાં તે સર્વ દીનાનાથભટ્ટને આપ્યાં...અને મહારાજને પણ ધન્ય છે જે તરત બ્રાહ્મણને દેઈ દિધાં ' ઈત્યાદિક વચનોથી કહ્યો છે.

**સૌલભ્ય**—સુદુર્લભ છતાં સર્વને સુલભ થવામાં ઉપયોગી ગુણવિશેષને **સૌલભ્ય** કહે છે. કીડી કુંજરના મેળાપ જેવી આ વાત છે. આનું ગૌરવ તો સર્વોત્તમ છે આમાં ઘણા ગુણોનો હેતુપણે ઉપયોગ થાય છે. ઉપર જે ચાર ગુણો વર્ણવ્યા તે સુલભપણામાં પ્રથમ બહુ ઉપયોગના છે. લોકમાં કોઈ રાજા કે અધિકારી કે મહાજનનો મેળાપ મંદોનેતો મહાદુર્લભજ હોય પરંતુ જો તેનામાં ઉપરના ચાર ગુણો હોય તો સુખેથી મેળાપ થઈ શકે. મોટાઓની મોટપ્ય પરને સુલભ થવામાંજ સમાએલી છે. નહિતો મોટાઈનો કશો અર્થ નથી, નિરર્થક કેવળ ભારરૂપજ છે. ભગવાન તો સ્વરૂપ સ્વભાવથી મહતો મહીયાન્ મહાદુર્લભ છે, તેમનામાં આ ગુણ અવશ્ય હોવોજ જોઈએ, તેથીજ પરને પરમ લાભ થાય. ભગવાનમાં આ ગુણ **નિત્ય નૈસર્ગિક નિઃસીમ** છે. તેથીજ પોતાના પરંભાવને નહિ ગણીને પરને લાભ થાય એવીજ પ્રવૃત્તિમાં સ્વયં તત્પર વર્તે છે. તેથીજ તેમનો મહાલાભ પરમ ભકતો લઈ રહ્યા છે. અને તેથીજ તેમની મહામોટપ્ય

પ્રસિદ્ધમાં આવી છે. ભગવાનતો મન વાણીને અગોચર, અપરિચ્છિન્ન જ્ઞાનાનંદૈક સ્વરૂપ આત્મારામ પૂર્ણકામ અવાકી અનાદર હોવાથી એમને કશી પ્રવૃત્તિની જરૂર નથી તથાપિ **દિવ્ય મૂર્તિ** વિશેષથી મુકતોને આનંદ આપવા પરરૂપે પરસ્થાનમાં સદા વિરાજે છે, વળી દોષાસ્પદ હૃદયમાં મુમુક્ષુઓને ઉપાસન કરાવા **અંગુષ્ઠ પરિમિત** મૂર્તિવિશેષથી સન્નિધ આપી રહ્યા છે. વળી વાસુદેવાદિ **વ્યહરૂપે** પ્રકાશે છે, વળી પ્રાકૃત ભૂમિમાં રામકૃષ્ણાદિ અનંત **અવતારરૂપે** અને **અર્ચાવતારરૂપે** પણ વિરાજે છે. આ સઘળો ભગવાનના **સૌલભ્ય** ગુણનો પ્રત્યક્ષ પુરાવો છે. વળી પોતે પૂર્ણકામ સત્યકામ સત્યસંકલ્પ મહાવિભૂતિમાન્ લક્ષ્મીપતિ હોવા છતાં ભકતોએ અર્પેલા અતિક્ષુદ્ર પત્ર પુષ્પાદિકને પણ સાપેક્ષવત્ પરિગ્રહે છે. વળી ચર્મચક્ષુ કોઈ ભકતને પુત્રરૂપે, તો કોઈને પતિરૂપે, તો કોઈને સારથિરૂપે, તો કોઈને દૂતરૂપે, તો કોઈ ભકતને અઘટિત નારસિંહ વરાહ મત્સ્ય કૂર્માદિ અવતારરૂપે, ભકતેચ્છાનુસારે પ્રકાશમાં આવે છે. આ બધી બાબત ભગવાનની પરમાવધિ સુલભતાને સૂચવનારી સરસ છે. આ પ્રમાણે ચાર ગુણોની પ્રેરણાથીજ અત્યંત દુર્લભ છતાં અત્યંત સુલભ થયા છે. શ્રીહરિએ પ્ર.૭૮ 'ભગવાનતો અક્ષરાતીત છે અને મન વાણીથકી પર છે અને સર્વને અગોચર (દુર્લભ) છે તે સર્વને પ્રત્યક્ષ (સુલભ) દેખાય છે તેનો શો હેતુ છે?...કૃપા કરીને એમ ધારે છે જે 'જ્ઞાની અજ્ઞાની એવા જે મૃત્યુ લોકનાં મનુષ્ય તે સર્વે મને દેખો' એમ ધારીને સત્યસંકલ્પ એવા જે ભગવાન્ તે કૃપાએ કરીને મૃત્યુ લોકનાં સર્વ મનુષ્ય દેખે એવા થાય છે' આ રીતે સુલભ થવામાં કૃપાને કારણ કહી છે.

આ સમસ્ત સમુપયોગી અર્થ શાસ્ત્રોમાં ત્યાં ત્યાં સ્પષ્ટ વર્ણવ્યો છે–'यमेवैष वृणुते तेन लभ्यस्तस्यैष आत्मा विवृणुते तनूं स्वाम्' (मु. उ.) 'तस्याहं सुलभः पार्थ नित्ययुक्तस्य योगिनः' 'तेषां सततयुक्तानां' 'तेषामेवानुकम्पार्थं' 'ये यथा मां प्रपद्यन्ते तांस्तथैव भजाम्यहम्' 'पत्रं पुष्पं...अश्नामि' (ગીતા) 'जगदुपकृतिमर्त्यः' 'जगतामुपकाराय' ઇત્યાદિ. શબરી ભીલડીને મળીને તેની પૂજા સ્વીકારી,ગુહ રાજાને મળ્યા, ભરદ્વાજના આશ્રમમાં પધાર્યા, વિભીષણને સ્વસમાગમ આપ્યો, ઇત્યાદિકથી **શ્રીરામનું** સૌલભ્ય જણાવ્યું છે. માળીની પૂજા સ્વીકારી, કુબ્જાને ઘેર આવવાનું કહ્યું, 'अहो भाग्यं' એમ નંદગોપ અને વ્રજવાસિઓના મિત્ર થઈ રહ્યા, ઇત્યાદિકથી **શ્રીકૃષ્ણનું** સૌલભ્ય જણાવ્યું છે. ઉપરના અર્થના અનુસંધાનથી શ્રીરામાનુજાચાર્યે અવતારધારણમાં હેતુભૂત **સૌલભ્ય** ગુણને સૂચવનારૂં 'ब्रह्मादिदेवमनुष्याणां ध्यानाराधनाद्यगोचरोऽपारकारुण्यसौशील्यवात्सल्यौदार्यमहोदधिः स्वमेव रूपं तत्तत्सजातीयसंस्थानं स्वस्वभावमजह. देव कुर्वन्' એવું વાકય લખ્યું છે. કારુણ્યાદિ ગુણોની પ્રેરણાથીજ અવતાર ધારે છે અને તેથીજ સુદુર્લભ છતાં સુલભ થાય છે. આ સૌલભ્ય ગુણ ઉપાસનમાં બહુ ઉપયોગનો છે. આશ્રિતોને ધ્યાન ઉપાસન કરાવાજ સુલભ થઈ રહે છે. માટેજ કવિઓ **'દુર્લભ સુલભ થયા આજ'** એમ કાવ્યમાં ગાય છે. આ રીતે પરમોદાર પરમાત્મામાં વર્તતા **સૌલભ્ય** ગુણનું વિવરણ છે. શ્રીહરિનું સૌલભ્ય તે તે આખ્યાયિકાઓમાં અનુસ્યૂત છે.

**સૌહાર્દ**—'અમુકે પૂર્વે મારો ઉપકાર કર્યો છે, અમુક મારો ઉપકાર કરશે' એવી અપેક્ષા નહિ રાખીને ઉપકારિ વિષેજ જેમ એમ અપકારિવિષે પણ 'આ બિચારાનું શું થશે ? એને માટે હું શું કરૂં' એવો જે સર્વદા શુભ હિત ચિંતવવાનો નૈસર્ગિક સ્વભાવ તે **સૌહાર્દ** કહેવાય. લોકમાં પૂર્વોપકાર કે પ્રત્યુપકારની અપેક્ષા રાખીને ઉપકારિ વિષે સુહૃદ્‌ભાવ જણાવનારા સ્વાર્થી તો ઘણા મળી આવે પણ આવા લક્ષણવાળો સુહૃદ્‌તો કોઈ વિરલોજ મળી આવે. ઉપકારિવિષે સુહૃદ્‌પણું રાખવું એ સર્વ લોકોપકારી ગુણતરીકે વસ્તુતઃ ન કહેવાય. અપકારિ વિષે પણ સૌહાર્દ રાખવું એજ ખરા ગુણ તરીકે ગણાય. માટેજ 'उपकारिषु यः साधुः साधुत्वे तस्य को गुणः । अपकारिषु यः साधुः स साधुः सद्भिरुच्यते' એવી અભિયુક્તિ પ્રવર્તે છે. આવા અર્થના અનુસંધાનથીજ શિક્ષાપત્રીમાં 'गालिदानं ताडनं च कृतं कुमतिभिर्जनैः । क्षन्तव्यमेव सर्वेषां चिन्तनीयं हितं च तैः' એવો સાધુધર્મ કહ્યો છે. જે નિસર્ગ સુહૃદ્ હોય એજ પરોપકારવ્યસની હોય. ભગવાન તો સર્વના સાચા સ્વતઃસિદ્ધ અકૃત્રિમ સુહૃદ્ છે. પોતે પૂર્ણ-કામ મહાસમર્થ હોવાથી કોઇનો પણ ઉપકારની એમને અપેક્ષા નથી. તેમજ સર્વના નિરુપાધિક માતા પિતા બંધુ હોવાથી તેમનું સૌહાર્દ સર્વવિષે સ્વાભાવિક કહેવાય. આવો ગુણ ભગવાનવિષે અનવધિ હોવોજ જોઈએ, તોજ સર્વ લોકોનો ઉપકાર થઈ શકે. આવો અભિપ્રાય હોવાથીજ વિષ્ણુનામસહસ્રમાં ભગવાનને **'સુહૃદ્'** નામથી સંબોધ્યા છે. આ ભગવદ્‌ગુણ 'હું સર્વદા અશુભ ચિંતન કરનારો દુષ્ટ હૃદયવાળો છું' એમ સમજનારાને બહુ ઉપયોગનો છે.

આવા અભિપ્રાયથીજ શાસ્ત્રો પરમાત્માને નિસર્ગ સુહૃદ્‌પણે વર્ણવે છે—'सर्वस्य प्रभुमीशानं सर्वस्य शरणं सुहृत्' (श्वे. उ.) 'सुहृदं सर्वभूतानां' 'निवासः शरणं सुहृत्' (ગીતા) 'यदेष सर्वभूतानां प्रिय आत्मेश्वरः सुहृत्' (ભા—પુ.) 'निसर्गसुहृदि त्वयि सर्वजन्तोः स्वामिन्न चित्रमिदमाश्रितवत्सलत्वम्' (સ્તોત્રરત્ન) એમ ભગવાનને સર્વના નિસર્ગ સુહૃદ્‌પણે અને તેથીજ આશ્રિતવત્સલપણે કહે છે. સુહૃદ્ હોય એજ વત્સલ હોઈ શકે. આ રીતે સૌહાર્દ નિરૂપ્યું છે.

**આર્જવ**—પર— આશ્રિતો પ્રત્યે મન વાણી કાયની એકરૂપતા હોવાથી કુટિલતાએ રહિતપણું એજ **આર્જવ** કહેવાય. 'मनस्यन्यद्वचस्यन्यत् कार्ये चान्यदुरात्मनाम्' એમાં કહ્યા પ્રમાણે મનમાં કાંઈ હોય અને વચનમાં બીજું જ બોલે અને કાયથીતો કાંઇક ત્રીજું જ કરે આવાને **દુરાત્મા** કહે છે. 'मनस्येकं वचस्येकं कार्ये चैकं महात्मनाम्' આમાં કહ્યા પ્રમાણે જેવું મનમાં હોય તેવું જ વચન બોલે અને તેવીજ ક્રિયા કરે તેને **મહાત્મા** કહે છે. આવી જે ત્રણ કરણની એકરૂપતા તેને **સરલતા** કહે છે. લોકમાં ત્રણ કરણની એકરૂપતા નહિ રાખનારા ખળ કુટિલો તો ઘણા મળી આવે પણ ઉક્તલક્ષણ સરલ તો કોઈ વિરલોજ હોય. આ ગુણ લોકોપકારી ઘણો હોવાથી તેનું ઘણું ગૌરવ છે. ભગવાનતો પૂર્ણકામ આશ્રિતવત્સલ સર્વસુહૃદ્ હોવાથી સદાય સરલસ્વભાવવાળા છે.

આથી વિશ્વસનીયપણું સિદ્ધ થાય છે. જે ઉક્તલક્ષણ કુટિલતાએ રહિત સરલ હોય એજ વિશ્વાસ કરવા યોગ્ય લોકમાં પણ થાય છે. કુટિલનો કોઈ વિશ્વાસ કરે નહિ. ભગવાન્ પણ સરલ સ્વભાવવાળા હોવાથી સર્વ કોઈએ વિશ્વાસ કરવા યોગ્ય છે, માટેજ સર્વ કોઈ એમને વિશ્વાસે રહ્યા છે અને રહેવા વાંછે છે. આ અર્થ 'भूयो भूयोऽपि ते ब्रह्मन् विश्वास्यः पुरुषोत्तमः' આ વચનમાં વ્યક્ત છે. એમ હોવાથીજ વિષ્ણુનામસહસ્રમાં ભગવાનને **'પ્રત્યય'** નામથી નિરૂપ્યા છે. ભગવાનને દઢ વિશ્વાસે રહેલાજ સુખી રહે છે. ભગવાન પણ દઢ વિશ્વાસુની સ્વાત્મવત્ સ્વશરીરવત્ રક્ષા કરે છે. આ બાબત અંત્ય ૧૪ 'વિશ્વાસી એજ શ્રેષ્ઠ છે. તે રામકથામાં રામચંદ્રજીએ કહ્યું છે જે જે મારે દઢ વિશ્વાસે રહે તેની માતા જેમ બાળકની રક્ષા કરે છે તેમ હું રક્ષા કરૂં છું' વર૦ ૧૦ 'અને તેમનો દઢ વિશ્વાસ રાખવો' ઇત્યાદિકમાં કહી છે. 'न त्यजेयं कथञ्चन' 'न मे भक्तः प्रणश्यति' 'न स पुनरावर्तते' ઇત્યાદિ અનેક વિશ્વાસ વચનોપણ વર્તે છે. આ પ્રકારે દઢ વિશ્વાસમાં હેતુભૂત અકુટિલતારૂપ સારલ્યપર્યાય **આર્જવ** ભગવાનમાં વર્ણવ્યું છે. અથવા— આશ્રિતોની ઇચ્છાને અનુસારે રહેવું તે **આર્જવ** કહેવાય. આ અર્થ તો **'ये यथा मां प्रपद्यन्ते तांस्तथैव भजाम्यहम्'** એમ શ્રીમુખે ગીતામાં ગાયો છે. ભગવાનની પ્રકૃતિ ભક્તોની ઇચ્છાનુસારે વર્તવાની પ્રસિદ્ધ છે. આવું સારલ્ય ભક્તોના બહુજ ઉપયોગનું છે. આ બાબત પણ શ્રીહરિએ અમૃતવચનથી સ્પષ્ટ કહી છે—કા૦ ૫ 'પ્રીતિવાળા જે ભક્ત હોય તેની ભક્તિને આધીન થઈને તે ભક્તને સુખ દેવાને અર્થે જેવી ભક્તની ઇચ્છા હોય તેવા રૂપનું ધારણ કરે છે...પોતાના સામર્થ્યને છપાડીને તે ભક્ત સંગાથે પુત્રભાવે વર્તે છે અથવા સખાભાવે વર્તે છે અથવા મિત્રભાવે વર્તે છે અથવા સગાં સંબન્ધીને ભાવે વર્તે છે' ઇત્યાદિ. આવું સરલપણું શ્રીહરિને વિષે ચરિત્રગ્રંથમાં ઘણું જણાવ્યું છે.

**માર્દવ**—અપરાધિઓ પણ આશ્રય કરી શકે એવા **મૃદુ**–કોમળ સ્વભાવપણું તે **માર્દવ** કહેવાય. મૃદુ સ્વભાવવાળાઓનો આશ્રય સર્વ કોઈ સુખેથી કરી શકે પણ કઠોર કુટિલ સ્વભાવવાળાનો નહિ. ભગવાનતો અનવધિ મૃદુસ્વભાવ હોવાથી તેમનો આશ્રય મહાઅપરાધિઓ પણ અસંશય અસંકોચ કરી શક્યા છે. આ અર્થ 'विदितः स हि धर्मज्ञः शरणागतवत्सलः । तेन मैत्री भवतु ते यदि जीवितुमिच्छसि' (રા. સું) આ રાવણ પ્રત્યેના સીતાદેવીવચનમાં વ્યક્ત છે. **અથવા** અનન્ય આશ્રિતોનો વિયોગ સહન કરી શકે નહિ એવો જે સ્વભાવ તે **મૃદુતા** જાણવી. 'साधूनां परित्राणाय' આમાં કહ્યા પ્રમાણે પોતાની મૂર્તિ આદિકના અનુભવનો વિચ્છેદ ન થાય એ રીતે સદાય સંશ્લેષ આપે છે. આ અર્થ 'ज्ञानी त्वात्मैव मे मतम्' 'नारायणस्तमन्वास्ते वत्सं गौरिव वत्सला' 'वसन्ति वैष्णवा यत्र तत्र सन्निहितो हरिः' 'अनुयामि श्रिया सार्कं तानहं परवानिव । यत्र यत्र च ते सन्ति तत्र तत्राहमस्मि हि' (वा. मा.) ઇત્યાદિકમાં

વ્યક્ત છે. આ અર્થનું વિવેચન કા૦ ૧૧ 'જેમ એ ભક્તને ભગવાન્ વિના રહેવાતું નથી તેમજ ભગવાનને પણ એ ભક્ત વિના રહેવાતું નથી. અને એ ભક્તના હૃદયમાંથી આંખ્યનું મટકું ભરીએ એટલી વાર છેટે રહેતા નથી' આ રીતે કર્યું છે. **અથવા** શાસનમાં પ્રવર્તે તથાપિ 'सामोपहितया वाचा रूक्षाणि परिवर्जयन्' (રા. કિ.) આમાં કહેલા ક્રમથી સામપ્રધાનપણું તે **મૃદુતા** જાણવી. પ્રેમપ્રિય વચન બોલવું તે **સામ** કહેવાય. આ અર્થ 'स च नित्यं प्रशान्तात्मा मृदुपूर्वं च भाषते । उच्यमानोऽपि परुषं नोत्तरं प्रतिपद्यते' (રા. અયો.) આમાં વિશદ છે. આ ગુણ સંશ્લેષભીરુ ભક્તોને ભારે કામનો છે.

**ધૈર્ય**—અભગ્ન પ્રતિજ્ઞાપણું તે **ધૈર્ય** કહેવાય. પ્રથમ પ્રતિજ્ઞા કરીને પછીથી તેનો ભંગ કરે તે ધીર ન કહેવાય. 'द्यौः पतेत् पृथ्वी शीर्येत् हिमवान् शकली भवेत् । शुष्येत्तोयनिधिः कृष्णे न मे मोघं वचो भवेत्' 'अप्यहं जीवितं जह्यां त्वां वा सीते सलक्ष्मणाम् । न तु प्रतिज्ञां संश्रित्य ब्राह्मणेभ्यो विशेषतः' આ શ્રીકૃષ્ણ શ્રીરામના વચન પ્રમાણે પ્રથમ રક્ષણ પ્રતિજ્ઞા કરીને પછીથી તેનો ભંગ નહિ કરવાનો જે ઉન્નત સ્વભાવ તે **ધૈર્ય** કહેવાય. વિષ્ણુનામસહસ્રમાં આવેલા 'सत्यसन्धः' આ નામનો અર્થ ભાષ્યમાં—અનન્ય ભક્તો વિષે **સત્ય** અકપટ **સન્ધા**–પ્રતિજ્ઞા જેમની છે તે **સત્યસંધ** કહેવાય. અર્થાત્ સત્ય પ્રતિજ્ઞાવાળા. **અથવા**–'विकारहेतौ सति विक्रियन्ते येषां न चेतांसि त एव धीराः' આમાં કહ્યા પ્રમાણે ધીરસ્વાભાવપણું તે **ધૈર્ય** જાણવું. **અથવા**—આરંભેલા કાર્યમાં અનેક વિઘ્નો આવી પડે તથાપિ 'आरब्धस्यान्तनयनं द्वितीयं बुद्धिलक्षणम्' એમાં કહ્યા પ્રમાણે તેને સમાપ્ત કરવાનું જે સામર્થ્ય તે **ધૈર્ય** કહેવાય.

**શૌર્ય**—પરબળમાં નિર્ભયપણે પ્રવેશવાનું સામર્થ્ય તે **શૌર્ય** કહેવાય. ભક્ત-રક્ષાર્થે અસુરો સાથે થએલાં યુદ્ધોમાં ભગવાને આ ગુણ બહુવાર બતાવેલો પ્રસિદ્ધ છે.

**સ્થૈર્ય**—આશ્રિતોના અપરાધોને પોતે તો જુવે નહિ, કોઈ સૂચક બીજાઓ અપરાધોને બતાવે અને પોતે જાણે તોપણ તેના પ્રતિપક્ષી થઈને દઢતાપૂર્વક રક્ષણ કરવાનો જે સ્વભાવ તે **સ્થિરતા** કહેવાય. જેમ હનુમાન્ સુગ્રીવાદિકે શરણાગત વિભીષણના બહુ બહુ દોષો કહ્યા પણ ભગવાન્ શ્રીરામે પ્રતિપક્ષી થઈને દઢતાપૂર્વક તેની રક્ષા કરી હતી. આ પ્રસંગે શરણ્ય **શ્રીરામે** તેઓના પ્રત્યે કહેલાં વચનો અર્થ-સૂચક આવાં છે—'मित्रभावेन सम्प्राप्तं न त्यजेयं कथञ्चन । दोषो यद्यपि तस्य स्यात्सतामेतदगर्हितम्' 'सकृदेव प्रपन्नाय तवास्मीति च याचते । अभयं सर्वभूतेभ्यो ददाम्येतद्व्रतं मम । आनयैनं हरिश्रेष्ठ दत्तमस्याभयं मया । विभीषणो वा सुग्रीव यदि वा रावणः स्वयम् ॥ तस्मात्क्षिप्रं सहास्माभिस्तुल्यो भवतु राघव । विभीषणो महाप्राज्ञः सखित्वं चाभ्युपैतु नः ॥' (રા. યુ.) ઇત્યાદિ. આ ગુણ, સદોષ ભક્તના બહુ ઉપયોગનો છે.

**માધુર્ય**—'रसो वै स.' 'आनन्दो ब्रह्म' 'शान्तिसमृद्धममृतम्' ઇત્યાદિકમાં વર્ણવ્યા પ્રમાણે ભગવાન્ સ્વયં નિરતિશય આનંદસ્વરૂપ હોવાથી ઉપાય દશામાં પણ 'प्रियो हि ज्ञानिनोऽत्यर्थमहं स च मम प्रियः' 'कथयन्तश्च मां नित्यं तुष्यन्ति च रमन्ति च' 'क्व जपो

वासुदेवेति मुक्तिबीजमनुत्तमम्' આમાં કહ્યા મુજબ મધુરપણું તે **માધુર્ય** કહેવાય. અભિપ્રાય એવો છે કે-જેમ ઉપેય સ્વયં ભગવાન્ મધુર મધુવત્ મધુરસ્વરુપ છે તેમ પોતાની પ્રાપ્તિના ઉપાય થાય છે તેમાં પણ બહુ મધુરજ રહે છે, આજ **માધુર્ય** કહેવાય. 'मधुरमधुरमेतत्' એમ ભગવાનના નામને પણ મધુરમધુર કહ્યું છે. **અથવા**–અનાદિ કાળથી અનુભવાતા પણ સર્વ વિષયો ભુલી જવાય એવું જે સર્વદા સ્વયં ક્ષીરવત્ ભોગ્ય-પણું (સ્વાદુપણું) તે **માધુર્ય** કહેવાય. આનંદસ્વરૂપ ભગવાનનો સાક્ષાત્ અનુભવ થતાં બીજા બધા રસો અનાદિથી અનુભવાતા પણ ભુલી જવાય છે એજ એમનામાં **માધુર્ય** જાણવું. ભગવાનમાં એવો મધુર સ્વાદ છે કે બીજા બધા સ્વાદો ભુલી જવાય છે; તેનું પુનઃ સ્મરણજ ન થાય. અર્થાત્ અનન્ય ભક્તોનો ક્ષીરવત્ કે મધુવત્ પોતેજ ભોગ્ય થાય છે કે જેથી ભક્તો બીજા બધાય માયિક ભોગોને ભુલી જાય. આનું જ નામ ખરૂ **માધુર્ય** કહેવાય. એને જ સ્વાદુત્વ કહે છે. આ રીતે નિરતિશય મધુર હોવાથી જ પરમાત્માને 'अमृतस्यैष सेतुः' 'यस्य छायाऽमृतम्' 'अन्तर्याम्यमृतः' 'स खल्वमृतोपमः' ઇત્યાદિકમાં નિરુપાધિક અમૃતપણે નિરૂપ્યા છે. લોકપ્રસિદ્ધ અમૃતમાં પણ મધુરતારૂપ અમૃતત્વ પરમાત્માએ આપેલું છે. આ રીતે પરમાત્માજ મધુરસ્વરૂપ હોવાથી નિરવધિક **મધુર** એમને એકલાનેજ કહી શકાય.

આ તત્ત્વાર્થ શ્રીહરિએ અંત્ય૦ ૩૭ 'તેમ જેણે ભગવાનના સ્વરૂપનું સુખ તથા ભગવાનના ભજનનું સુખ પોતાના મનમાં એકવાર યથાર્થપણે જાણ્યું છે...તે સુખને ભુલી ન જાય' મધ્ય–૧ 'અને ભગવાનનું જે સ્વરૂપ છે તેમાં તો સર્વ સુખ ભેળાં રહ્યાં છે તે એક દર્શન કરે તો પણ તે ભક્ત પૂર્ણકામ થઈ જાય' સા૦ ૧૮ 'અને તે ભગવાનનું જે એક નિમિષમાત્રનું દર્શન તે ઉપર અનંતકોટી બ્રહ્માંડનાં જે વિષયસુખ છે તે સર્વને વારી ફેરીને નાંખી દેઇએ' પં૦ ૩ 'અને જેવો ભગવાનમાં રસ છે તેવો બીજે નથી' પં૦ ૪ 'તથા એ ભગવાનમાં જેવો રસ છે તેવો આ બ્રહ્માંડમાં કોઈનો રસ નથી જે જેની એને ઉપમા દેઇએ' **સુખ** કહો કે **રસ** કહો કે **માધુર્ય** કહો એ બધું એકજ છે. **અથવા**–દિવ્ય **મૂર્તિ**સંબન્ધી તથા **વાણી**સંબન્ધી માધુર્ય જાણવું 'प्रियवादी च भूतानां सत्यवादी च राघवः' 'सच नित्यं प्रशान्तात्मा मृदुपूर्वं च भाषते' (रा. अ.) ઇત્યાદિકમાં ભગવાનવિષે વર્ણવેલું વાઙ્માધુર્ય જાણવું. **મૂર્તિમાધુર્ય** તો આગળ ઉપર મૂર્તિના ગુણવર્ણન પ્રસંગે આવશે.

**ગાંભીર્ય**—ભક્તોની ઉપર અનુગ્રહ કરવો કે વદાન્યપણું વાપરવું, વિગેરેનું મૂળથીજ કોઇથી પણ જાણી શકાય નહિ તે **ગાંભીર્ય** ગુણ જાણવો. **અથવા** સમુદ્રની પેઠે કયારેય પણ ક્ષોભ નહિ પામવાપણું તે **ગાંભીર્ય** કહેવાય. આ અર્થ 'मनोमयः.... अवाक्यनादरः' (छा. उ.) આ શ્રુતિમાં સ્પષ્ટ છે. 'गम्भीरः परमो देवः' 'गाम्भीर्यात्सागरोपमः' 'महोदधिमिवाक्षोभ्यम्' વિગેરે વચનોમાં વિસ્પષ્ટ છે. આ ગુણયોગથી જ ભગવાનને વિષ્ણુનામસહસ્રમાં 'गम्भीरः' 'गभीरात्मा' આ નામથી સંબોધ્યા છે.

**ચાતુર્ય**—જેમ ગૃહી પુરુષ પોતાની પત્ની પુત્રાદિકના દોષોને જોવા જાણવા છતાં પણ તેને હૃદયથી નહિ સ્મરણ કરીને તેના દોષોને ઢાંકે છે, તેમ આશ્રિતોના દોષોને જાણવા છતાં તેનું હૃદયથી નહિ સ્મરણ કરીને તેને ઢાંકી દેવાની જે નિપુણતા તે **ચાતુર્ય** ગુણ જાણવો. ભગવાનનું બીજું ચાતુર્ય વિવિધ વિશ્વવિરચના વિગેરેનું બહુ છે પણ આશ્રિતોને આવાજ રૂપનું ચાતુર્ય ઉપયોગી થાય છે.

**સામ્ય**—સમનો ભાવ તે **સામ્ય** કહેવાય. જાતિ આકાર વિદ્યા વૃત્ત વિગેરેની વિષમતાવાળાઓના પણ શરણ્ય–રક્ષક થવામાં વિશેષ નહિ સમજવાનો જે સ્વભાવ જે **સામ્ય** કહેવાય. આવી સર્વ ઉપર **સમતા** હોવાથીજ ઉચ્ચ નીચ જાત્યાદિકના વિભાગ વિના સર્વ કોઈએ ભગવાન્ આશ્રય કરવા યોગ્ય થાય છે. આ અર્થ શ્રુતિસ્મૃતિઓએ વ્યકત વર્ણવ્યો છે–'सर्वस्य शरणं सुहृद्' 'सुहृदं सर्वभूतानां' 'सर्वलोकशरण्याय' '**विभीषणो** वा सुग्रीव यदि वा रावणः स्वयम्' એમ ઉચ્ચ નીચ સર્વ કોઈના શરણ સુહૃદ્ થવામાં સમતા જણાવી છે. આની વધુ સ્પષ્ટતા શ્રીમુખે 'समोऽहं सर्वभूतेषु न मे द्वेष्योऽस्ति न प्रियः' એમ કરી છે. તાત્પર્ય એ છે કે–દેવ તિર્યક્ મનુષ્ય સ્થાવરરૂપે રહેલાં સર્વ ભૂતો કે જે દેવત્વ મનુષ્યત્વ વિપ્રત્વાદિ **જાતિથી,** સ્ત્રીત્વ પુંસ્ત્વ સમ વિષમ **અંગત્વાદિકથી**, સાત્વિક રાજસત્વાદિ **સ્વભાવથી** અને **જ્ઞાનથી** પણ અત્યંત ઉત્કૃષ્ટ કનિષ્ઠરૂપે વર્તે છે, તે સર્વમાં હું તો સમાશ્રયણીય પણામાં **સમ** છું. વિષમ સર્વ કોઈ સમબુદ્ધિ મારો સમાશ્રય કરી શકે છે 'આ જાતિથી આકારથી સ્વભાવથી અને જ્ઞાનાદિકથી કનિષ્ઠ છે' એમ માનીને સમાશ્રયણમાં મારે **દ્વેષ્ય**–ત્યાજ્ય નથી તથા 'આ જાત્યાદિકથી ઉત્કૃષ્ટ છે' એમ માનીને સમાશ્રયણમાં કોઈ મને **પ્રિય** ગ્રાહ્ય નથી. જાત્યાદિકથી કનિષ્ઠને મારા આશ્રયમાં ન ગ્રહણ કરૂં અને ઉત્કૃષ્ટનેજ ગ્રહણ કરૂં એમ મારે નથી. મારે તો સર્વે સમ છે. આનુંજ નામ **સામ્ય** સમજવું. આવો સામ્યસ્વભાવ તો એક ભગવાન વિષેજ સંભવિત છે. માટેજ ભગવાનને વિષ્ણુનામસહસ્રમાં 'समात्मा' 'समः' એવા નામથી સંબોધ્યા છે. આવો અભિપ્રાય હોવાથી રામાનુજાચાર્યે 'अनालोचितविशेषाशेषलोकशरण्य' એવું ભગવાનને વિશેષણ આપ્યું છે 'જાતિ વર્ણ વિદ્યા વૃત્ત ગુણ સંસ્કાર અને ભૂતભાવિ ઉપકાર વિગેરે વિશેષનો વિચાર કર્યા વિનાજ સર્વ લોકોના શરણ્ય–રક્ષક ઉપાય થનારા' એવો અર્થ છે. આ ભાવાર્થ 'अपि चेत्सुदुराचारो भजते मामनन्यभाक् । साधुरेव स मन्तव्यः सम्यग्व्यवसितो हि सः' 'मां हि पार्थ व्यपाश्रित्य येऽपि स्युः पापयोनयः । स्त्रियो वैश्यास्तथा शूद्रास्तेऽपि यान्ति परां गतिम्' 'देवोऽसुरो मनुष्यो वा यक्षो गन्धर्व एव च । भजन् मुकुन्दचरणं स्वस्तिमान् स्याद्यथा वयम्' આ ગીતા ભાગવતના વચનમાં વિસ્પષ્ટ છે. આ સામ્ય ગુણ, જાતિ વર્ણ વિદ્યા વૃત્ત વિગેરેથી કનિષ્ઠ મનાતા આશ્રિતોના ઉપયોગનો છે. શ્રીહરિએ પોતાવિષે પ્ર૦ ૭૩ 'અને એમને કોઈ પોતાનું પણ નથી અને પારકું પણ નથી' એમ 'समोऽहं सर्वभूतेषु' એમાં કહ્યા મુજબની સમતા જણાવી છે અને એમના જીવનથી પણ જાણવા મળે છે.

**दाक्षिण्य—**'दीर्घसूत्री विनश्यति' એવી નીતિ હોવાથી ભક્તોના કાર્યને તો વિના વિલંબે **શીઘ્ર**-જલદી કરી દેવાનો સ્વભાવ તે **દાક્ષિણ્ય** કહેવાય. 'क्षिप्रकारी जनार्दनः' એવું વચન છે. આ ગુણ ભગવાને ગજેન્દ્ર દ્રોપદી પ્રહ્લાદ આદિકના રક્ષણ પ્રસંગે વાપરેલો પ્રસિદ્ધ છે. આવો અર્થ હોવાથી વિષ્ણુનામસહસ્રમાં 'दक्ष' નામથી સંબોધ્યા છે. દક્ષ કહો કે દક્ષિણ કહો બન્નેનો એકજ અર્થ છે. **અથવા** કાર્ય કરવાની જે કુશળતા તે **દાક્ષિણ્ય** જાણવું. આતો પ્રસિદ્ધ અર્થ છે. એનેજ ભાષામાં 'ડહાપણ' કહે છે. આ ગુણ તો ભક્તોનાં કાર્યને જલદી કરવામાં અતિ ઉપયોગનો છે. શ્રીહરિની કાર્ય કરવામાં શીઘ્રતા ઉપો. 'અને પોતે ભક્તિ ધર્મસંબન્ધી જે જે કાર્યનો આરંભ કરે છે તેને સંપૂર્ણ કરવામાં પોતાને શીઘ્રપણું ઘણું છે' આ રીતે જણાવી છે.

**શરણ્યતા—**જાતિ વર્ણ વિદ્યા વૃત્ત સંસ્કાર વિગેરેની આલોચના કર્યા વિના શરણાગત સર્વના સમાનપણે **શરણ**—રક્ષક ઉપાય થવાનો જે ઉન્નત સ્વભાવ તે **શરણ્યતા** કહેવાય. 'આ જાતિથી ઉચ્ચ છે આ નીચ છે, આ વર્ણથી ઉચ્ચ છે આ નીચ છે, આ વિદ્યાવાળો છે આ નથી, આ વૃત્તવાળો છે આ નથી, આ સંસ્કારવાળો છે આ નથી' ઇત્યાદિ કશોય ભેદ જોયા વિના શરણ્ય ભગવાને શરણાગત દેવ દૈત્ય મનુષ્ય પશુ પક્ષી આદિક અનેકની રક્ષા કરેલી સુપ્રસિદ્ધ છે.

આ અપેક્ષિત અર્થ શાસ્ત્રમાં બહુધા વર્ણવ્યો છે–'मुमुक्षुर्वै शरणमहं प्रपद्ये' (श्वे. उ.) 'सर्वलोकशरण्याय' (रा. यु.) 'सर्वधर्मान् परित्यज्य मामेकं शरणं व्रज' (ગીતા) 'श्रीकृष्णदेवं शरणं प्रपन्नोऽस्मि स पातु माम्' (स. प्र. ४) ઇત્યાદિ. **શરણ** શબ્દ રક્ષકમાં તથા ઉપાયમાં પ્રવર્તે છે, એમ 'उपायो गृहरक्षित्रोः शब्दः शरणमित्ययम्' (અહિ. સં) કહ્યું છે. કારુણ્યાદિગુણવિશિષ્ટ હોઈને ઉપાયસ્થાને રહીને શરણાગતનું અભીષ્ટ કાર્ય કરવું તે **ઉપાય** કહેવાય. જે કૃપાળુ વત્સલ હોય તેજ શરણ્ય હોઈ શકે. 'તમે જ મને ઉપાયભૂત થાવ' એવી ભગવાનની પ્રાર્થના કરવી તેને **શરણાગતિ પ્રપત્તિ** કહે છે. શરણાગતની રક્ષા કેવી રીતે કરે છે તો જેમ પોતાના આત્માની તથા શરીરની રક્ષા કરે તેમ ભગવાન્ રક્ષા કરે છે. આનો મહિમા ઘણો વર્ણવ્યો છે. આવા ગુણયોગને લીધે વિષ્ણુનામસહસ્રમાં ભગવાનને 'शरण' નામથી જ સંબોધ્યા છે. 'मुख्योऽयं सर्वसिद्धिकृत्' એમ આ ઉપાયને મુખ્ય અને સર્વ સિદ્ધિને આપનારો કહ્યો છે.

આનો નિર્ગલિતાર્થ આ પ્રબન્ધમાં સ્પષ્ટ છે–પ્રં ૩૩ 'ભગવાનનો જે દૃઢ આશરો (શરણ) એજ એક સર્વ સાધનમાં મોટું સાધન છે તેણે કરીને ભગવાન્ રાજી થાય છે' લોયા ૧૩ મધ્ય૦ ૯ માં 'दैवी ह्येषा' 'सर्वधर्मान्' આ ગીતાશ્લોકોને લઈને શરણનું નિરૂપણ કર્યું છે. મધ્ય૦ ૯ માં 'માટે જે ડાહ્યો હોય તેને તો આ વાર્તા સમજી વિચારીને અતિદૃઢ ભગવાનનો આશ્રય કરવો એજ મત અતિસારમાં સાર છે' એવા શબ્દો લખ્યા છે. મધ્ય૦ ૧૩ 'માટે એ જે ભગવાનનો દૃઢ આશ્રય છે એવો નિર્વિઘ્ન માર્ગ કોઈ નથી' મધ્ય૦ ૬૬ 'કલ્યાણ તો એક ભગવાનના આશ્રયે કરીને છે' વર૦ ૫ માં પણ ગીતાના શ્લોકોને આગળ ધરીને શરણાગતિનું સ્વરૂપ નિરૂપ્યું છે. ઇત્યાદિ.

**ક્ષમા**—પરનો અપરાધ સહન કરવાનો જે સ્વભાવ તે **ક્ષમા** કહેવાય. ભક્તવત્સલ ભગવાન્ ભકતોના અનંત જન્મના અનંત અપરાધોને પણ સન્મુખ થવા માત્રથી માફ કરી દે છે. ક્ષમા આગળ કોઈપણ અપરાધ ઉભો રહી શકતો નથી-પલાયન કરી જાય છે. વાયસ કે જે સીતાદેવીના સ્તનાંતર વિદારણરૂપ અસહ્ય અપરાધને કરનારો હોવાથી તેને મારવા માટે અમોઘ બ્રહ્માસ્ત્ર શ્રીરામે મુકયું હતું. પરંતુ સર્વત્ર રખડીને છેવટે સ્વશરણે આવેલા વધાર્હ પણ તેને દયાર્દ્ર હૃદયથી પ્રણતપણે પરિગ્રહીને તેના તે મહા અપરાધની ક્ષમા કરીને જીવિતદાન આપ્યું હતું. શિશુપાળ કે જે જન્મોજન્મ પોતાના અને સ્વભકતોના મહા અપરાધોને કરનારો હતો તેના પણ અપરાધોને દયાભાવથી ક્ષમા કરીને શ્રીકૃષ્ણે સાધર્મ્ય મુકિત આપી હતી. એવીજ રીતે બીજા કંસાદિ બહુ જનોના અપરાધોને સહન કરીને અભીષ્ટ ફળ આપ્યું છે. આ અર્થ 'रघुवीर यदभूस्त्वं तादृशो वायसस्य प्रणत इति दयालुर्यच्च चैद्यस्य कृष्णः। प्रतिभवमपराद्धुर्मुग्ध सायुज्यदोऽभूर्वद किमपदमागस्तस्य तेऽस्ति क्षमायाः ॥' એમ સ્તોત્રરત્નમાં વ્યકત છે. ભગવાનની દયા ક્ષમા આગળ કોઈપણ અપરાધ રહી શકતો નથી. ભગવાન્ જો દયા ક્ષમા ન કરે તો ભકતોના અપરાધનો નિસ્તાર કદાપિ ન જ આવે. માટેજ ભકતો 'अपराधसहस्राणि क्रियन्तेऽहर्निशं मया। दासोऽयमिति मां मत्वा क्षमस्व पुरुषोत्तमं ॥' એમ અપરાધક્ષમાની પ્રાર્થના કરે છે. દાસના અપરાધો સ્વામીએ ક્ષમા કરવાજ જોઈએ એ સ્વામિસેવકસંબન્ધસિદ્ધ છે. દોષની ઉપેક્ષા કરવી એ ક્ષમા કહેવાય તે સ્વામીએ શકય છે. પ્રપન્નના દોષો ન ગણવા એ મોટાઓ વિષે મહાગુણ મનાય છે. મોટાઓની એમાં જ મોટાઈ છે. પરમાત્માથી કોઈ મોટો ક્ષમાશીલ નથી. માટેજ તેમને વિષ્ણુનામસહસ્રમાં 'क्षमिणांवरः એ નામથી નિરૂપ્યા છે. ભકતોના અપરાધોને જોઈને પણ ક્ષમા કરે છે એટલુંજ નહિ પણ તે અપરાધોને જાણવાનો વિચાર સરખોપણ કરતા નહિ હોવાથી 'अविज्ञाता' નામથી નિરૂપ્યા છે. સ્વયં જ્ઞાતા છતાં પ્રપન્નોના અપરાધોની ગણના ન કરવી એ મહાગુણ જ છે પણ દોષ નથી. પાપના ફળભૂત યમયાતનાદિકપણ ભગવદધીન હોવાથી તેમની ક્ષમામાં તે પણ આવી જાય છે. તેથી તે પણ ભકતોને બાધ કરી શકે નહિ. આ બાબત ભાગવતાદિકમાં આવેલા યમકિંકર સંવાદમાં સુસ્પષ્ટ છે. આવો અભિપ્રાય હોવાથી જ ભગવાનની ક્ષમાને 'क्षमया पृथिवीसमः' (રા. બા.) એમ પૃથ્વીની ઉપમા આપી છે. પૃથ્વી જેમ સર્વના દોષોને સહન કરે છે તેમ. આ બાબત સ્વયં ભગવાન જ 'दोषो यद्यपि तस्य स्यात्' 'अपि चेत्सुदुराचारः' 'शरणागतपापपर्वतं न गणयित्वा' એમ કહે છે. આ ક્ષમાગુણ 'હું મહાઅપરાધી છું' એમ માનનારા ભકતને બહુ જ ઉપયોગનો છે. આવો ક્ષમા ગુણ શ્રીહરિએ બહુધા બતાવ્યો છે અને તેનો બોધ પણ આશ્રિતોને બહુ આપ્યો છે તે આ ગ્રંથમાં પ્રસિદ્ધ છે.

**શુચિતા**—'शुद्धमपापविद्धम्' 'अपहतपाप्मा' 'स सर्वेभ्यः पाप्मभ्यः उदितः' 'स शुद्धः सर्वशुद्धेभ्यः' ઇત્યાદિ શ્રુતિ સ્મૃતિમાં કહ્યા પ્રમાણે સદા સ્વતઃ શુદ્ધસ્વભાવપણું તે **શુચિતા** કહેવાય. પ્ર૦ ૪૭ 'ભગવાનને સર્વથી પર અને અતિ શુદ્ધસ્વરૂપ સમજે'

એમ શુચિતા કહી છે. અથવા—આશ્રિતોના સંરક્ષણમાં પ્રત્યુપકારાદિકની અપેક્ષા નહિ રાખવારુપ **ભાવશુદ્ધિ**પણું તે **શુચિતા** કહેવાય. અથવા—'पत्रं पुष्पं फलं तोयं यो मे भक्त्या प्रयच्छति' 'भक्तैरण्वप्युपानीतं प्रेम्णा भूर्येव मे भवेत्' એમાં કહ્યા પ્રમાણે પદાર્થની તારતમ્યતાનો અનાદર કરીને કેવળ 'भक्त्याहमेकया ग्राह्यः' 'भक्त्या लभ्यस्त्वनन्यया' ઇત્યાદિકમાં કહ્યા પ્રમાણે ભક્તિથી જ પ્રસન્ન થવાપણું તે **શુચિતા** કહેવાય. અથવા-'पावनः सर्वभूतानां त्वमेव रघुनन्दन' 'पवित्राणां हि गोविन्दः पवित्रं परमुच्यते' 'पवित्राणां पवित्रं यो मङ्गलानां च मङ्गलम्' 'शुचिर्भवति संस्मृत्य स्नातो भवति दर्शनात् । प्रणिपातेन पूतात्मा त्रयः कृष्णे महागुणाः' ઇત્યાદિકમાં કહ્યા પ્રમાણે ગંગાદિ સર્વને પણ પવિત્ર કરવાપણું તે **શુચિતા** કહેવાય. આ અપેક્ષિત અખિલ અર્થ વિષ્ણુનામસહસ્રમાં આવેલાં 'शुचिः' 'पवित्रं' 'मङ्गलं परम्' 'पुरुषः' 'प्रसन्नात्मा' 'पूतात्मा' આ નામોનું નિર્વચન કરતાં બહુ સારો વર્ણવ્યો છે. શુચિ પવિત્ર પાવન મંગળ આ શબ્દો એકાર્થ છે. આ રીતે પરમાત્મામાં અનેક પ્રકારની **શુચિતા** શાસ્ત્રોએ સંવર્ણવી છે. આ ગુણ અશુચિ આશ્રિતોને અત્યંત ઉપયોગનો છે.

**કૃતજ્ઞતા**—પરે કરેલા લેશપણ ઉપકારને બહુ માનવાપણું તે **કૃતજ્ઞતા** કહેવાય. આ અર્થ 'कथञ्चिदुपकारेण कृतेनैकेन तुष्यति । न स्मरत्यपकाराणां शतमप्यात्मवत्तया ॥' (રા—અયો.) આમાં સ્પષ્ટ છે. તાત્પર્ય એવું છે કે-**કથંચિત્** 'यथा तथा वाऽपि सकृत्कृतोऽञ्जलिः' આમાં કહેલી રીતિથી કરેલા યાદચ્છિક પ્રાસંગિકપણે કરેલા કે પ્રયોજનાંતરપણે કરેલા કે અહૃદયથી કરેલા કે પત્ર પુષ્પાદિક મધ્યે હરકોઈથી કરેલા કે પોતાથકી કિંચિત્ ફળલાભ માટે કરેલા કે 'साङ्केत्यं परिहास्यं वा स्तोमं हेलनमेव वा' આમાં કહેલી રીતિએ કરેલા એકપણ **અલ્પ પણ ઉપકારથી** ભગવાન્ શ્રીરામ સદા પ્રીતિને પામે છે. ઉપકારથી પ્રસન્ન થાય છે ત્યારે અપકારથી પણ શું કોપ પામે છે ? ઉપકારથી પ્રસન્ન થતા હોય તો અપકારથી કોપ પણ પામવા જોઈએ ? તો તેમ નથી. સો એ સો રીતે કરેલા અપકારોને સ્મૃતિમાંજ લેતા નથી, તો કોપનો અવસરજ ક્યાંથી હોય ? પરે કરેલા લવપણ ઉપકારથી પ્રસન્ન થાય છે અને અનંત અપકારોને જોઈ જાણીને પણ કોપ કરતા નથી એ બન્ને બાબતમાં કારણ શું ? તો 'आत्मवत्तया' વશીકૃત મન છે. જેનું મન કાબુમાં હોય તે તેમ કરી શકે એમાં નવાઇ નથી. અથવા 'उदाराः सर्व एवैते' (ગીતા) 'न कश्चिन्नापराध्यति' (રા.—કિં.) આવા અધ્યવસાયવાળા હોવાથી તેમ કરી શકે છે. આ રીતે શ્રીરામની **કૃતજ્ઞતા** જણાવી છે. શ્રીકૃષ્ણેપણ 'गोविन्देति यदाक्रन्दत्कृष्णा मां दूरवासिनम् । ऋणं प्रवृद्धमिव मे हृदयान्नापसर्पति ।' (ભા. ઉદ્યો.) આ રીતે જણાવી છે. અર્થ એવો છે કે-વસ્ત્રાહરણ વિપત્તિમાં આવેલાં દ્રૌપદીએ દૂરવાસી મારા પ્રત્યે 'હે ગોવિંદ રક્ષા કરો' એમ અતિદીન આક્રંદન કરવાથી વસ્ત્રની પૂર્તિ કરીને તે આપત્તિનેતો ટાળી નાખી. તથાપિ આક્રંદનના બદલામાં મારે બહુ ઉપકાર કરવો જોઈતો હતો તે હું કરી શકયો નથી, તેનું ઋણ ટાળવાનું બાકી રહી ગયું છે તે કયારે ટાળીશ એમ હૃદયમાં ઊંડું ખુંચ્યા જ કરે છે. ભગવાન્ શ્રીહરિવિષે

પણ 'शरणागतपापर्वतं गणयित्वा न तदीयसद्गुणम् । अणुमप्यतुलं हि मन्यते सहजानन्दगुरुं भजे सदा ॥' એમ કૃતજ્ઞતા જણાવી છે. આ અર્થ 'रामं जीवहितं भजेऽतिकरुणं निर्हेतुकोपक्रियम् (સ. પ્ર. ૧ અ-૨૮) આ શ્રીહરિકૃત શ્રીરામસ્તુતિમાં અતિસ્પષ્ટ છે.

અથવા-કદાચિત્ કોઈ આશ્રિતની પ્રાર્થના પરિપૂર્ણ ન કરી હોય તેને અવસર આવતાં તેને અપેક્ષિત પૂરવા માટે 'અરેરે! આનું કામ મેં ન કર્યું ?' એમ પશ્ચાત્તાપ સાથે જાણવાપણું તે **કૃતજ્ઞતા** કહેવાય. આ અર્થ 'शिरसा याचतस्तस्य न कृतं वचनं मया' આ ભરતજીના સંબન્ધમાં ઉચ્ચારેલા શ્રીરામવચનમાં વ્યક્ત છે. આવો અભિપ્રાય હોવાથી જ વિષ્ણુનામસહસ્રમાં ભગવાનને 'कृतज्ञ' નામથી સંબોધ્યા છે. આ ગુણ અલ્પસુકૃતિ જનોને બહુ ઉપયોગનો છે.

**પરાક્રમ**—પરબળને નિરાકરણ કરવાનું સામર્થ્ય તે **પરાક્રમ** કહેવાય. આ ગુણતો ભગવાનવિષે રાવણાદિ અસુરો સાથે આવેલા યુદ્ધાદિ પ્રસંગમાં બહુ પ્રસિદ્ધિમાં આવેલો શાસ્ત્રોવિષેપણ બહુ વિસ્તારથી વર્ણવ્યો છે. આવો પરાક્રમ **સત્ય**-ક્યારેય પણ ખોટો જુઠો નહિ પડતો હોવાથી ભગવાનને 'तमेव गुणसम्पन्नं रामं सत्यपराक्रमम्' (રા.-બા.) ઇત્યાદિકમાં **સત્યપરાક્રમ** નામથી સાર્થક કહ્યા છે. સત્યપરાક્રમ હોવાથીજ તેમની ઇચ્છાનો કોઈ પણ ઘાત કરી શકે નહિ. એમ એમનામાં **વિક્રમ** પૌરુષપર્યાય નિઃસીમ વર્તે છે.

આ પ્રકારે 'महद्गुणत्वाद्यमनन्तमाहुः' 'तेनाहं गुणपात्रेण श्रीनिवासेन' (ભા. પુ.) 'धातूनामिव शैलेन्द्रो गुणानामाकरो महान्' (રા-કિં.) આમાં કહ્યા પ્રમાણે અનંત ગુણાકર ભગવાનના ગુણોનું દિગ્દર્શન સલક્ષણ કરાવ્યું.

આ ગુણો **ત્રણ પ્રકારના** છે કોઈ અનુકૂળ વિષયવાળા, તો કોઈ પ્રતિકૂળ વિષયવાળા, તો કોઈ અનુકૂળ પ્રતિકૂળ બન્ને વિષયવાળા છે, તેમાં **કારુણ્ય વાત્સલ્ય ઔદાર્ય સૌલભ્ય** આદિક ગુણો અનુકૂળ ભગવદાશ્રિતોમાં પ્રવર્તનારા ઉપયોગના છે. અનુકૂળ તો ભગવદાશ્રિતો છે. આ ગુણ પ્રતિકૂળ અસુરોમાં પ્રવર્તનારા નથી. તેમજ **શૌર્ય પરાક્રમ** વિગેરે ગુણો તો આશ્રિતોના વિરોધી અસુરોમાં પ્રવર્તનારા છે. ભગવાનને પ્રતિકૂળ તો આશ્રિતવિરોધી અસુરોજ છે. વાત્સલ્યાદિ સમગ્ર ગુણોની ઉત્પત્તિના સ્થાનભૂત **જ્ઞાન શક્તિ** આદિક છ ગુણો છે તે તો અનુકૂળ આશ્રિતોનું રક્ષણાદિ કાર્ય અને પ્રતિકૂળ આશ્રિતશત્રુ અસુરોના નિકંદનાદિ કાર્ય, એમ બન્નેમાં પ્રવર્તનારા ઉપયોગના છે. આ રીતે ગુણોમાં **અનુકૂળ પ્રતિકૂળ** વિષયવિભાગ જાણી લેવો.

સર્વ કોઈ લોકો ગુણવાનની સ્પૃહા કરે છે. ભગવાન તો ઉપર પ્રમાણે સમસ્ત કલ્યાણ ગુણથી પરિપૂર્ણ છે. આ ગુણોનું જ્ઞાન થતાં મુમુક્ષુઓને 'હું પરમાત્માનો સ્વતઃ દાસ છું' એવી પ્રતિપત્તિ સ્વરૂપતઃ પ્રસરે છે. આ ગુણોજ મોક્ષમાટે સદા અનુભવવા યોગ્ય છે. અનુભવજન્ય પ્રીતિએ કરાવાતી સમગ્ર પ્રકારની દાસત્વવૃત્તિ એજ પરમપુરુષાર્થ છે. સાધનદશાને આરંભીને મોક્ષસિદ્ધિપર્યંત મુમુક્ષુ જનોને

ભગવદ્‌ગુણોજ સ્વનિઃશ્રેયસમાં પરમાલંબન થતા હોવાથી એની ઉપેક્ષા કરવા જેવી નથી. આ ગુણો અવતારદશામાં પ્રકાશે છે પણ પરદશામાં પ્રકાશતા નથી? એમ કહેવાય નહિ. પરદશામાં જ્ઞાનાદિ ૭ ગુણો તો સ્વતઃ પ્રકાશે છે. એજ ગુણો કારુણ્ય સૌશીલ્ય આદિકના બીજરૂપે રહ્યા છે. પરમ ધામમાં કોઈ કનિષ્ઠ કે અપરાધી નથી કે જેથી તે ગુણોનો સ્પષ્ટ પ્રકાશ થાય. માટે પરદશામાં જે અપ્રકાશપણે રહ્યા હતા એજ સૌશીલ્યાદિકનો પ્રકાશ અહીં સ્પષ્ટ થાય છે. જેમ પ્રદીપનો પ્રકાશ અંધકારમાં જ થાય છે તેમ. માટે જ પરમાત્માને 'स उ श्रेयान् भवति जायमानः' એમ જ્યારે અવતાર ધરે છે ત્યારે આ ગુણોથી તેમની શ્રેષ્ઠતા કહેવાય છે. આ રીતે મુમુક્ષુ મુક્ત આદિક સર્વેએ પરમાત્માના ઉક્ત સમગ્ર ગુણો સર્વદા અનુભાવ્ય છે.

ઉપર પ્રમાણે પરમાત્માનું નિત્યનિર્દોષત્વરૂપ અને કલ્યાણગુણપૂર્ણતારૂપ **ઉભયલિંગત્વ** લક્ષણ કર્યું છે તે સુસંગત છે.

### જગત્ અને પરમાત્મા વચ્ચેના સંબન્ધવિશેષો–<br>શરીરાત્મભાવ–

જગત્ અને પરમાત્મા વચ્ચે **શરીરાત્મભાવ, સ્વસ્વામિભાવ, સેવ્યસેવકભાવ** અને **શેષશેષિભાવ** વગેરે સંબન્ધવિશેષો અધ્યાત્મશાસ્ત્રમાં જણાવ્યા છે. આ સંબન્ધોથી જગતથકી પરમાત્માની અત્યંત વિલક્ષણતા અને નિરતિશય ઉત્કર્ષ સિદ્ધ થાય છે. એમાં શરીરાત્મભાવસંબન્ધ આ રીતે છે—આ સંબન્ધ 'यः पृथिव्यां तिष्ठन् यस्य पृथिवी शरीरं स त आत्मा' 'य आत्मनि तिष्ठन् यस्यात्मा शरीरं स त आत्मा' 'योऽक्षरमन्तरे सञ्चरन् यस्याक्षरं शरीरं...सर्वभूतान्तरात्मा' ઇત્યાદિ બહુ શ્રુતિ સિદ્ધ છે. 'आप्नोति–व्याप्नोति सर्वात्मनाऽऽधारतया नियन्तृतया शेषितया च शरीरमिति ह्यात्मा' એમ **આત્મ**શબ્દની વ્યુત્પત્તિ છે. જે સર્વ પ્રકારે આધારપણે, નિયંતાપણે અને શેષિપણે શરીરમાં વ્યાપે છે તે **આત્મા** કહેવાય. 'सर्वात्मना' આ પદથી અપૃથક્‌સિદ્ધપણું જાણવું. **આત્મા** શબ્દ કેવળ વ્યાપ્તાનો વાચક નથી, પરંતુ યોગરૂઢ હોવાથી નિયંતારૂપ વ્યાપ્તાનો વાચક છે. **આત્મા** શબ્દનો પ્રયોગ વ્યાપકપણ આકાશાદિકમાં નહિ હોવાથી 'નિયંતારૂપ વ્યાપ્તા' એવો અર્થ લેવો પડે. આવો તાત્પર્યાર્થ હોવાથી શ્રીભાષ્યમાં–'आत्मशब्दश्च निरुपाधिकः परस्मिन् ब्रह्मणि मुख्यवृत्तः। आप्नोतीति ह्यात्मा, स्वेतरसमस्तस्य नियन्तृत्वेन व्याप्तिस्तस्यैव सम्भवति' વેદાંતદીપમાં–'सर्वं नियन्तृतया आप्नोतीति ह्यात्मा' એમ નિયંતાપણે વ્યાપ્તિને **આત્માપણું** કહે છે. આ અર્થ 'अन्तः प्रविष्टः शास्ता जनानां सर्वात्मा' આ શ્રુતિથી સિદ્ધ છે. 'अन्तः प्रविश्य नियमनेन धारकत्वं आत्मत्वम्' 'અંદર પ્રવેશ કરીને નિયમન વડે ધારવાપણું' એ રીતે આત્માનું નિષ્કૃષ્ટ લક્ષણ છે. (દ્રવ્ય પ્રત્યે અપૃથકસિદ્ધાધાર રૂપ **ચેતનપણું**, દ્રવ્યપ્રત્યે અપૃથક્‌સિદ્ધ **નિયન્તાપણું**, દ્રવ્યપ્રત્યે અપૃથક્‌સિદ્ધ **શેષિપણું**, એવાંપણ આત્માનાં લક્ષણ સંભવે છે.) યદ્યપિ **આત્મા** શબ્દ અનેક અર્થમાં વપરાતો છે, પરંતુ શરીરના પ્રતિસંબન્ધી તે તે જીવાત્મામાં બહુ પ્રસિદ્ધિ હોવાથી

તેમાંજ મુખ્યપણે વર્તે છે. પરમાત્મા તો ચેતન અચેતન સર્વના સર્વ પ્રકારે **આધાર નિયંતા શેષી** હોવાથી તેમાંતો અસંકોચ વૃત્તિથી સ્વરસતઃ મુખ્યપણે પ્રવર્તે એમાં કાંઈ કહેવાનુંજ રહેતું નથી. આવો અભિપ્રાય હોવાથીજ જગત્કારણ પરબ્રહ્મમાં 'आत्मन आकाशः सम्भूतः' 'आत्मा वा इदमेवाग्र आसीत्' 'आत्मैवेदं सर्वं' 'अन्योऽन्तर आत्मा आनन्दमयः' 'ऐतदात्म्यमिदं सर्वं तत्सत्यं स आत्मा' 'तमेवैकं जानथात्मानं' 'अहमात्मा' એમ **આત્મા** શબ્દથી વ્યપદેશ કર્યો છે. જેનાથી કોઈ **પર**–ઉત્કૃષ્ટ કે ઉપરી **મા**–ન હોય તે **પરમ** કહેવાય, પરમ એવા આત્મા તે **પરમાત્મા** કહેવાય. અર્થ એ થયો કે જેનાથી કોઈ ઉત્કૃષ્ટ ન હોય કે જેનો કોઈ ઉપરી ન હોય તે સર્વોત્કૃષ્ટ **પરમાત્મા** કહેવાય. આવો અનુત્તમ અભિપ્રાય હોવાથીજ 'तस्याः शिखाया मध्ये **परमात्मा** व्यवस्थितः' 'परः पराणां परमः **परमात्मा**त्मसंस्थितः' '**परमात्मा** च सर्वेषामाधार. परमेश्वरः' 'उत्तमः पुरुषस्त्वन्यः **परमात्मे**त्युदाहृतः' ઇત્યાદિ શ્રુતિ સ્મૃતિઓ જગત્કર્તા પરંબ્રહ્મને **પરમાત્મા** શબ્દથી વ્યપદેશ કરે છે. વિષ્ણુનામસહસ્રમાં **પરમાત્મા** નામનો સર્વભૂતાન્તરાત્મત્વ અને અનન્યાત્મત્વરૂપ ખરો અર્થ જણાવવા '**येन** भूतान्यात्मवन्ति नायमन्येन केनचित् । अतो ह्यात्मेश्वरत्वाच्च परमात्मा प्रकीर्तितः' એવી નિરુક્તિ કરી છે. એવા ઉચ્ચ અભિપ્રાયથીજ 'आत्मेश्वरं' 'सर्वात्मा' 'सर्वभूतान्तरात्मा' 'आत्मा नारायणः परः' 'एकात्मा' 'भूतात्मा' 'आत्मात्मा' 'अहमात्मात्मनां' ઇત્યાદિ શ્રુતિસ્મૃતિઓ આવા નામથી પરમાત્માને નિર્દેશે છે. કોઈ વાક્યમાં વ્યાપકપણું, તો કોઈમાં આધારપણું, તો કોઈમાં નિયંતાપણું તો કોઈમાં શેષિપણું, એમ **પરમાત્મા** શબ્દના અર્થનુંજ વિવરણ કરવામાં આવ્યું છે. બીજી બધી બાબતોનો આ મુખ્ય બાબતમાં જ સમાવેશ થઈ જાય છે. આવા નિરતિશય ઉત્કર્ષને લીધેજ શાસ્ત્રોમાં તથા લોકમાં જગત્કર્તા પરબ્રહ્મનો '**પરમાત્મા**' શબ્દથી બહુધા વ્યવહાર થવા પામ્યો છે તે સમુચિત છે. આ રીતે આત્માનું લક્ષણ છે.

**શરીરલક્ષણ—**

શ્રીભાષ્યમાં શરીરનું લક્ષણ 'यस्य चेतनस्य यद्द्रव्यं सर्वात्मना स्वार्थे नियन्तुं धारयितुं च शक्यं तच्छेषतैकस्वरूपं च तत्तस्य शरीरं' આ રીતે કર્યું છે. અર્થ એવો છે કે જે દ્રવ્ય, જે ચેતનનું સર્વ પ્રકારે સ્વપ્રયોજન માટેજ **નિયમન** અને **ધારણ** કરી શકાય અને વળી તે ચેતનનુંજ એક **શેષ** થઈને રહે તે દ્રવ્ય, તે ચેતનનું **શરીર** કહેવાય. જેમ આપણો એક ચેતન આત્મા પોતાના શરીરદ્રવ્યને સર્વ પ્રકારે સ્વપ્રયોજન માટેજ નિયમન કરવા અને ધારવા સમર્થ થાય છે અને શરીર આત્માનાજ એક શેષભૂત થાય છે માટે તે આત્માનું તે શરીર કહેવાય છે. તેમજ પરમચેતનભૂત પરમાત્મા સમસ્ત ચેતન અચેતન દ્રવ્યોને સર્વપ્રકારે પોતાના લીલાપ્રયોજન માટે નિયમન અને ધારણ કરી શકે છે અને તેથીજ તે તેમની શેષતાજ એક સ્વરૂપવાળાં થઈ રહે છે, તેથી તેઓને પરમાત્માનું **શરીર** કહેવાય. આ રીતે લક્ષણનો સમન્વય થાય છે. 'चेतनं प्रत्यपृथक्सिद्धविशेषण द्रव्यं शरीरं' એવું પણ લઘુ લક્ષણ શ્રીભાષ્યકારાભિપ્રેત છે. જેમ આપણા ચેતન આત્મા પ્રત્યે અપૃથક્સિદ્ધ વિશેષણ દ્રવ્ય શરીર છે તેમજ સમસ્ત

ચેતન અચેતન દ્રવ્યો પરમચેતનીભૂત પરમાત્માનાં અપૃથક્સિદ્ધ વિશેષણ હોવાથી તેમનું શરીર કહેવાય. એમ લક્ષણની સંગતિ થાય છે. જે ચેતનો અચેતનો છે તે ભગવાનનાં અપૃથક્સિદ્ધ (ક્યારેય જુદાં રહે નહિ) વિશેષણ છે એ બાબત **શરીર તનુ વપુ શક્તિ રૂપ** ઇત્યાદિ શબ્દોથી શ્રુતિ સ્મૃતિઓમાં પ્રતિપાદન કરી છે. 'द्वे वा ब्रह्मणो रूपे मूर्तं चामूर्तमेव च' એવી શ્રુતિ છે. 'जगत्सर्वं शरीरं ते' 'तत्सर्वं वै हरेस्तनुः' 'तानि सर्वाणि तद्वपुः' 'परस्य ब्रह्मणः शक्तिस्तथेदमखिलं जगत्' ઇત્યાદિ સ્મૃતિઓ છે. માટેજ આનંદમય પરમાત્માને 'शारीर आत्मा' એમ શારીરપણે શ્રુતિ કહે છે. અસંકોચન્યાયે **શારીર** શબ્દ સમસ્ત ચેતન અચેતન શરીર જેમનું છે એવા પરમાત્માનોજ વાચક સ્વરસતઃ થાય છે માટે જ તેમને પ્રતિપાદનારી ઉત્તરમીમાંસાને **શારીરકશાસ્ત્ર** એવું નામ આપ્યું છે તે સારી રીતે ઉપપન્ન થાય છે. આ રીતે જ્યાં જ્યાં **શરીર** શબ્દનો પ્રયોગ થાય છે ત્યાં સર્વત્ર સુસંગત થાય એવું આ લક્ષણ છે બીજાઓએ કરેલ લક્ષણો તો અવ્યાપ્તિ આદિક દોષોથી દૂષિત હોવાથી ત્યાજ્ય છે.

વેદાર્થસંગ્રહમાં—આત્મા અને શરીર વચ્ચે કેવો સંબન્ધ છે? તે જણાવવા માટે શરીરશરીરિનું એક સાથે લક્ષણ 'अयमेव च आत्मशरीरभावः—पृथक्सिद्ध्यनर्हाधाराधेयभावो नियन्तृनियाम्यभावः शेषशेषिभावश्च । सर्वात्मनाऽऽधारतया नियन्तृतया शेषितया च आप्नोत्यात्मा । सर्वात्मनाऽऽधेयतया नियाम्यतया शेषितया अपृथक्सिद्धं प्रकारभूतमित्याकारः शरीरमिति चोच्यते' આ રીતે કર્યું છે. ભાવાર્થ તો ઉપર કહ્યો એ જ છે. શરીર અને આત્મા એ બન્ને પદાર્થો પ્રતિસંબન્ધથી (સામસામા સંબંધથી) નિરૂપણીય હોવાથી શરીરનો જે પ્રતિસંબંધી તે **શરીરી** આત્મા કહેવાય અને શરીરી આત્માનું જે પ્રતિસંબંધી તે **શરીર** કહેવાય. એમ હોવાથી શરીરનું લક્ષણ કરવાથી શરીરિનું અને શરીરીનું લક્ષણ કરવાથી શરીરનું લક્ષણ આપોઆપ થઈ જાય છે એમ અવધારીને બન્નેનું સાથે લક્ષણ કર્યું છે. સ્પષ્ટ અર્થ એ થાય છે કે–જે વ્યાપક આધાર નિયંતા અને શેષી થાય તે **આત્મા** અને આત્માએ વ્યાપ્ય આધેય નિયામ્ય અને શેષ થાય તે **શરીર** કહેવાય. આ બન્નેના સંબંધને આત્માથકી શરીર ક્યારેય પણ જુદુ નહિ રહેનાર હોવાથી અપૃથક્સિદ્ધસંબંધ કહે છે. જગત્ અને પરમાત્મા વચ્ચેના આવા સંબંધને સમજાવા માટે આપણા દેહ આત્માને દૃષ્ટાંત તરીકે લેવામાં આવે છે. એટલે જેમ જીવાત્મા પોતાના એકજ શરીરમાં વ્યાપીને તેને ધારે છે નિયમે છે અને યથેષ્ટ વિનિયોગ કરે છે તેથી શરીરનો પ્રતિસંબંધી જે આત્મા તે સ્વયં વ્યાપક ધારક નિયામક અને શેષી થાય છે. અને જે શરીર છે તે જીવાત્માએ વ્યાપ્ય ધાર્ય નિયામ્ય અને તેનું શેષ થાય છે. તેમજ પરમાત્મા જડાજડ સર્વ વિશ્વમાં વ્યાપીને તેને ધારે છે, નિયમે છે અને તેનો યથેષ્ટ વિનિયોગ કરે છે તેથી જગતના પ્રતિસંબંધી પરમાત્મા સ્વયં સર્વના **વ્યાપક ધારક નિયામક અને શેષી થાય** છે અને જગત્ પરમાત્માએ **વ્યાપ્ય ધાર્ય નિયામ્ય અને શેષ થાય** છે. જે આ દેહનો આત્મા સાથેનો સંબંધ કહ્યો તે તો સ્ત્રી ઘર ખેતર આદિકના સંબન્ધ કરતાં અતિ વિલક્ષણ વધુ

પરતંત્રરુપનો છે. આત્માની આગળ દેહનું જેવું અત્યંત પારતંત્ર્ય છે તેવું દૈહિક સ્ત્રી ઘર આદિકમાં નથી. એમનું પારતંત્ર્યતો ઉપરથી અલ્પ છે અને દેહનું પારતંત્ર્યતો અંતરથી અત્યધિક છે. તેમજ સમસ્ત જગતના એકાત્મા સર્વશરીરી પરમાત્માની આગળ શરીરભૂત જગતનું પારતંત્ર્ય અત્યંત છે, તેને સમજવા માટેજ બન્ને વચ્ચે શરીરાત્મભાવરૂપ અંતરંગ સંબન્ધ સ્વીકાર્યો છે. આ શરીરાત્મભાવ સંબન્ધથી **વ્યાપ્યવ્યાપકભાવ આધેયાધારભાવ નિયામ્યનિયામકભાવ** અને **શેષશેષિભાવ** સંબન્ધ ફલિત થાય છે. આ સંબન્ધનો ફલિતાર્થ પરમાત્માની અત્યંત સ્વતંત્રતામાં અને જગતની અત્યંત પરતંત્રતામાં આવે છે. ગીતાના વિભૂતિઅધ્યાયમાં જગત અને જગદીશ્વર વચ્ચે **'વિભૂતિવિભૂતિમાન'** સંબન્ધ જણાવ્યો છે. તે તો નિયામ્યનિયામકભાવ રૂપનો હોવાથી પૃથક્ નથી. કેમ કે **વિભૂતિ**શબ્દનો 'નિયામ્ય' એવો અર્થ ભાષ્યમાં કર્યો છે.

વિશિષ્ટાદ્વૈત સિદ્ધાંતનો મુખ્ય પ્રમેયભૂત જે આ શરીરાત્મભાવ સંબન્ધ તે શબ્દથી કે અર્થથી આ વચનામૃતોમાં સ્થળે સ્થળે સ્પષ્ટ બતાવ્યો છે–પ્ર૦ ૬૪ "એવા જે ભગવાન્ તેનું શરીર, આત્મા તથા અક્ષર છે એમ શ્રુતિએ કહ્યું છે... તેમ પુરુષોત્તમને અને પુરુષોત્તમના શરીર જે આત્મા ને અક્ષર તેને વિષે અત્યંત વિલક્ષણપણું જોઈએ...આત્મા ને અક્ષર એ બેને જે ભગવાનનું શરીરપણું તે તો **વ્યાપ્યપણું, આધીનપણું અને અસમર્થપણું** તેણે કરીને છે. કેવી રીતે તો ભગવાન્ જે તે આત્મા ને અક્ષર તેને વિષે **વ્યાપક** છે અને એ બેય તો **વ્યાપ્ય** છે અને ભગવાન જે **સ્વતંત્ર** છે ને આત્મા ને અક્ષર તે તો ભગવાનને આધીન છે–**પરતંત્ર** છે અને ભગવાન જે તે **અતિસમર્થ** છે ને આત્મા ને અક્ષર તે તો ભગવાનની આગળ અતિ **અસમર્થ** છે. એવી રીતે ભગવાન્ જે તે એ બેયના **શરીરી** છે અને એ બેય જે તે ભગવાનનું **શરીર છે**...સર્વેના આત્મા જે પુરુષોત્તમ ભગવાન્" (આ રીતે આમાં આત્મા અને પરમાત્મા વચ્ચે શરીરાત્મભાવ સંબંધ અને તે બન્નેનું સંક્ષેપમાં લક્ષણ ઉપર કરેલા લક્ષણ મળતું કર્યું છે. તાત્પર્ય એ છે કે–'शीर्यते तच्छरीरं' એ **શરીર** શબ્દનો મુખ્ય અર્થ નથી. મુખ્યાર્થ તો વ્યાપ્યપણું આધીનપણું અને પરતંત્રપણું છે. અન્યને અધીન હોય તથાપિ કદાચિત્ કોઈ ક્રિયા કરવા સમથ થાય તેની નિવૃત્તિ માટે અસમર્થપણું કહ્યું છે. એટલે બન્ને મળીને 'તદેકાધીન' એવો અર્થ થયો. **આધીન** શબ્દ પરતંત્રરૂપ અર્થમાં છે. પરતંત્રપણું એટલે નિયામ્યપણું કહેવાય. આ પરતંત્રપણું પણ રાજાની અપેક્ષાએ રાષ્ટ્રનું છે એમ ઉપરથી કેવળ નહિ પરંતુ વ્યાપ્યપણે કરીને છે તે જણાવવા સાથે વ્યાપ્યપણું કહ્યું છે. ત્રણે શબ્દો મળીને શરીરનું લક્ષણ એ થયું કે અંદર આત્માએ વ્યાપીને સર્વ પ્રકારે નિયમમાં કરી શકાય તે. આત્માનું લક્ષણ એ થયું કે જે સર્વમાં વ્યાપક હોઈને નિયંતા થાય તે. 'अन्तः प्रविश्य नियन्तृत्वं आत्मत्वं' એવું આત્માનું લક્ષણ કર્યું છે તે આને મળતું થાય છે. આ રીતે જીવાત્માઓ અને પરમાત્મા વચ્ચે **વ્યાપ્યવ્યાપક ભાવ** અને **નિયામ્ય નિયામક** ભાવ શબ્દથી સિદ્ધ થાય છે. આપણા દેહાત્માને દષ્ટાંત તરીકે લીધા હોવાથી તેના સંબંધો વિચારતાં **ધાર્યધારકભાવ** અને **શેષશેષિભાવ**

પણ અર્થાત્ આવી જાય છે. આમાં આરંભમાં જ 'यस्यात्मा शरीरं' આ શ્રુતિઓનો આધાર લીધો હોવાથી અને **શરીર** લક્ષણની ચર્ચા કરેલી હોવાથી ઉપર મુજબનો સારાંશ સુસિદ્ધ થાય છે. મુખ્ય મુદ્દો તો ભગવાનની વિલક્ષણતા સાધવાનો છે તે શરીરાત્મભાવથી સાધ્યો છે. જેને શરીર તરીકે કહ્યા છે તે આત્મા ને અક્ષર તો પરમાત્માએ **વ્યાપ્ય ધાર્ય નિયામ્ય અને શેષ છે** અને પરમાત્મા તો **વ્યાપક, ધારક, નિયામક અને શેષી** છે. એવો ભેદ આવતાં પરમાત્માની જ સ્વતંત્રતા અને એમની આગળ આત્માદિ સર્વની પરતંત્રતા સાબીત થાય છે. **'વિલક્ષણપણું'** જોઈએ, એ જે મુદ્દો હતો તે આ રીતે સ્વતંત્રતાથી સાધ્યો છે. ભગવાનને શરીરી આત્મ શબ્દથી કહેલા હોવાથી શરીરી કહો કે આત્મા કહો બંનેનો એકજ અર્થ છે. એમ આમાં વિશિષ્ટાદ્વૈત મતનો મુખ્ય મુદ્દો આલેખ્યો છે.

સા. ૧૦ 'જેમ દેહમાં જીવ હોય તેમ મારા જીવને વિષે ભગવાન્ રહ્યા છે અને મારો જીવ છે તેતો શરીર છે અને ભગવાન તો મારા જીવના **શરીરી** છે' (આથી આપણા દેહાત્માના દૃષ્ટાંતથી જીવાત્મા પરમાત્મા વચ્ચે શરીરાત્મભાવ કહ્યો) કા. ૮ 'અને પૃથ્વી આદિક જે સર્વે તત્ત્વ તેનું **આત્મા** છે...શુદ્ધ પુરુષ અને પ્રકૃતિ તેનું **આત્મા** છે...અક્ષર તેનું **આત્મા** છે અને એ સર્વે ભગવાનનું શરીર છે' લોયા ૭ 'એવા જે ભગવાન તે સર્વેના **આત્મા** છે...'यस्याक्षरं शरीरं' 'यस्यात्मा शरीरं' 'यस्य पृथिवी शरीरं'...પણ એ સર્વે શરીર છે અને એ સર્વેના શરીરી તે ભગવાન્' (આથી જડાજડ સમસ્ત જગત્ અને પરમાત્મા વચ્ચે **શરીરાત્મ**ભાવ સંબન્ધ કહ્યો) પ્ર૦ ૧૩ 'પ્રકૃતિપુરુષરુપ જે પોતાની શક્તિઓ' (આથી બન્નેને ભગવાનના અપૃથક-સિદ્ધ વિશેષપણે કહ્યા) આ પ્રકારે **શરીરાત્મભાવનું** સંનિરૂપણ છે.

## સ્વસ્વામિભાવ—

**સ્વસ્વામિભાવ** સંબન્ધ આ રીતે છે—યથેષ્ટ વિનિયોગને યોગ્ય જે થાય તે **સ્વ** (ધન) અને યથેષ્ટ વિનિયોગનો જે કર્તા તે **સ્વામી** (ધણી માલિક) કહેવાય. જેમ લોકમાં કોઈ ઘર ખેતર ધન આદિક મીલકતનો સ્વામી હોય તે ઘર ખેતર વગેરે **સ્વ**નો ઇચ્છા મુજબ ઉપયોગ કરે છે, એમાં એને કોઈ રોકી શકે નહિ, તેમ પરમાત્મા પ્રકૃતિ પુરુષાદિક સર્વસ્વનો સ્વેચ્છા મુજબ ઉપયોગ કરે છે, એમને કોઈ પણ રોકી શકતું નથી. માટે તે **સર્વસ્વામી** (તમામના ધણી) કહેવાય. ચિદચિતો અને પરમાત્મા વચ્ચે બીજો કોઈ તાદાત્મ્યાદિ સંબન્ધ નહિ, પણ સ્વસ્વામિભાવ સંબન્ધજ શાસ્ત્રાભિમત છે. આ અર્થ 'यथेष्टविनियोगार्हं स्वमित्येवं प्रकीर्त्यते । विष्णुना च जगत्सर्वं यथेष्टं विनियुज्यते ॥' આ મહર્ષિવચનસિદ્ધ છે. 'स्वत्वमात्मनि सञ्जातं स्वामित्वं ब्रह्मणि स्थितम् । उभयोरेष सम्बन्धो न परोऽभिमतो मम ॥' 'एक एव हरिः **स्वामि**शब्दवाच्योऽस्ति सर्वथा' 'त्वमेवैकः स्वामी सकलजगतामित्यपि हरे' 'ज्ञातोऽस्यद्य हरे मयाऽखिलजगत्स्वामी त्वमेकः प्रभुः' 'स हि नारायणः स्वामी' ઇત્યાદિ વચનોમાં શ્રીહરિનેજ સર્વસ્વામીપણે નક્કી કર્યા છે. સર્વનો ઉપયોગ યથેચ્છ આ

રીતે કરે છે–'तदैक्षत बहु स्यां प्रजायेय' अस्मान्मायी सृजते विश्वमेतत्' એમ સંકલ્પ પૂર્વક જગત્સર્ગાદિકને પ્રતિપાદનારાં વચનો, પ્રકૃત્યાદિકના યથેષ્ટ વિનિયોકતા તરીકે પરંબ્રહ્મને કહે છે. ભગવાન પ્રથમતો પોતાના સ્વભૂત પ્રકૃતિને મહદાદિરૂપે લીલાર્થે પરિણામે છે. અને પછી ભૂત ઇન્દ્રિયો આદિકના સંઘાતરૂપ શરીરને પોતાના સ્વભૂત જીવોને કર્માનુસારે આપીને તેનાથી લીલારસને ભોગવે છે. આ અર્થ त्वं न्यञ्चद्भिरुदञ्चद्भिः कर्मसूत्रोपपादितैः । हरे विहरसि क्रीडाकन्दुकैरिव जन्तुभिः' 'बालः क्रीडनकैरिव' ઇત્યાદિ વચનમાં વિશદ છે. સાત્ત્વિક ભક્તોને તો સ્વાતિપ્રિય સ્વારાધનમાં વિનિયોજે છે. મુકતોને પણ સ્વપ્રિયતમ ઐકાંતિક આત્યંતિક સ્વપરિચર્યામાં યથેષ્ટ વિનિયોજે છે. એમ યત્કિંચિત્ સર્વસ્વનો સ્વેચ્છા પ્રમાણે ઉપયોગ કરે છે. જો ભગવાન સ્વાર્થ સર્વનો ઉપયોગ કરતા હોય તો તેમના અવાપ્તસમસ્ત કામત્વનો ભંગ થશે ? અને સ્વાર્થપરતાનો પણ પ્રસંગ આવશે ? તો તેમ નથી. સંકલ્પને અનુસારે અભીષ્ટ સમગ્ર અર્થની સિદ્ધિ થવી એ અવાપ્તસમસ્ત કામત્વનો અર્થ છે. શેષભૂત જીવાદિકના પરમ પ્રયોજનની સિદ્ધિ માટે તેમને પોતાની સેવામાં નિયોજતા હોવાથી સ્વાર્થપરતાનો પ્રસંગ નથી. રાજભૃત્યાદિ સ્થળે પણ આવો સ્વસ્વામિભાવ સંબંધ જોવામાં આવે છે. રાજા સ્વભૃત્યને સ્વેચ્છા પ્રમાણે સ્વીય કાર્યમાં વિનિયોજે છે. પરંતુ આ સંબંધ લૌકિક હોઈને શરીરશરીરિભાવ વિનાનો પૃથક્ સિદ્ધ હોવાથી વેતનાદિવડે નિર્વાહ્ય છે. રાજાએ ભૃત્યને પગાર આપીને પોતાનું કામ પરાણે કરાવવું પડે છે. એમ કરીને મહેનતથી ભૃત્યસ્વામિભાવ નભાવવો પડે છે. શરીર તો અપૃથક્સિદ્ધ વિશેષણ હોવાથી ચેતન આત્માએ પોતાના શરીરનો યથેષ્ટ વિનિયોગ કરવામાં વેતનાદિ કશું આપવું પડતું નથી, કાંઈ પણ વેતનાદિ આપીને મહેનતથી સ્વસ્વામિભાવ નભાવવો પડતો નથી. આ સંબન્ધતો અકૃત્રિમ છે.ચેતનોને આ શરીરસંબન્ધ છે તે કર્મમૂળક હોવાથી યદ્યપિ યથેચ્છ વિનિયોગને યોગ્ય છે તથાપિ કર્મવિપાકને લીધે વાયુઆદિક વ્યાધિ થતાં એની શકિત રોકાઇ જાય છે ત્યારે યથેચ્છ વિનિયોગનો સંભવ રહેતો નથી. ભગવાનને તો સર્વ અવસ્થામાં વર્તતા ચિદચિત્ સાથેનો શરીરસંબન્ધ સ્વાભાવિક હોવાથી સર્વદા સર્વનો યથેચ્છ વિનિયોગ કરે છે. એમાં કયારેય પ્રતિરોધ આવતો નથી. આ જે સ્વસ્વામિભાવ કહ્યો તે શરીરશરીરિભાવથી જુદો જાણવો પણ એમાં એનો અંતર્ભાવ જાણવો નહિ. કારણ કે ઘર ખેતર ધન આદિક કે જે શરીરથી ભિન્ન વસ્તુ છે તેમાં પણ સ્વત્વ હોવામાં કોઈનો વિવાદ નથી. પણ ખેતર આદિક ધન અને તેના ધણી વચ્ચે શરીરશરીરિભાવ સંબન્ધ નથી. માટે સ્વસ્વામિભાવ સંબન્ધને જુદો જ માનવો જોઈએ. આ રીતે જગત્ અને જગદીશ્વર વચ્ચે સ્વસ્વામિભાવ સંબન્ધ સદાનો સ્વતઃ વર્તે છે. આ સંબન્ધથી પરમાત્માનો વિશેષ છે. આવો અત્યુત્તમ અભિપ્રાય હોવાથી સર્વ મંગળમાં સહસ્રનામોમાં પ્રથમ નંબરે **'સ્વામી'** મંગળ નામનો નિર્દેશ કર્યો છે. અને સંપ્રદાયના ઉપાસ્ય ઇષ્ટદેવ શ્રીહરિના જપનીય **'સ્વામિનારાયણ'** નામમાં પણ **'સ્વામી'** પદનો પ્રથમ નિવેશ કર્યો છે. આ રીતે સ્વસ્વામિભાવતું નિરૂપણ છે.

આ રહસ્યાર્થ આ પ્રબન્ધમાં અનુસ્યૂત છે—અંત્ય ૨૮ 'તેમ જેણે ભગવાનને સમગ્ર અશ્વર્ય સમૃદ્ધિના **ધણી** જાણ્યા હોય' અંત્ય૦ ૩૯ 'સર્વ ક્રિયાના પ્રવર્તાવનારા અને સર્વના **સ્વામી** એક જ ભગવાન્ છે' (આથી **સ્વસ્વામિભાવ** કહ્યો. જે ચિદચિત્ છે તે ભગવાનની સમૃદ્ધિ (સ્વ) છે અને ધણી ભગવાન છે) પ્ર૦ ૨૧ 'પુરુષોત્તમ નારાયણ તે સર્વના **સ્વામી** છે' પં૦ ૩ 'હે સ્વામિન્' પ્ર૦ ૫૬ તથા લોયા ૧૮ માં 'સ્વામિનારાયણ' નામ આવે છે, એમાંના **સ્વામિ**નામનો પણ ઉક્ત અર્થ જ છે. લોયા ૧ 'બ્રહ્મપુર ઇત્યાદિક જે ધામ તે સર્વેના સ્વામી છે અને અનંતકોટી એવા જે અક્ષરરૂપ મુક્ત તે સર્વેના **સ્વામી** છે' (આથી સ્વભૂત ધામ અને મુક્તોપ્રત્યે પણ ભગવાનનું **સ્વામિત્વ** કહ્યું) ઇત્યાદિ.

## સેવ્યસેવકભાવ—

**સેવ્યસેવકભાવ** એ રીતે છે કે—સ્વામિને અભિમત સમસ્ત કાર્યોને કર્યા કરે તે **સેવક** અને સેવકે કરેલી સેવાને સ્વીકારે તે **સેવ્ય** કહેવાય. જે પ્રથમ સ્વસ્વામિભાવ કહ્યો એજ સેવ્યસેવકભાવ છે એમ કહેવાય એવું નથી. કેમ કે, જે ગૃહ ક્ષેત્ર ધન આદિક છે તે **સ્વ**ભૂત છે પણ તેને સેવક ન કહેવાય. એ કોઇની સ્વયં સેવા કરી શકે નહિ, શરીરભિન્ન ગર્ભદાસમાં પણ સ્વત્વ જોવામાં આવે છે, માટે આ સંબન્ધ જુદોજ જાણવો. જીવ તો પરમાત્માની આજ્ઞારૂપ નિત્ય નૈમિત્તિકાદિક વર્ણાશ્રમધર્મને અને ભગવાનને અતિ અભિમત વંદનાદિક ભાગવત ધર્મને પાળે છે, માટે તેને ભગવાનનો **સેવક** કહેવાય. જો ફળની ઇચ્છાથી યજ્ઞ પૂજન ભજનાદિકને કરે તો તે ભગવત્સેવારૂપ ન કહેવાય. કેમ કે જીવનું સ્વરૂપ જે **શેષત્વ** આદિક કહ્યું છે તેનાથી તે વિરુદ્ધ થાય. ફળની ઇચ્છાથી કરે તો તે સાચો હરિસેવક ન કહેવાય, એ તો એક જાતનો વ્યાપાર લેવા દેવારૂપ છે. આ અર્થ ભકતરાજ પ્રહ્લાદે 'यस्त आशिष आशास्ते न स भृत्यः स वै वणिक्' એમ કહ્યો છે. 'यस्यास्मि न तमन्तरैमि' આ શ્રુતિ પણ પરમાત્માની અનુવૃત્તિરૂપ સેવાને જ બતાવે છે. ભગવત્સેવકે તો ભગવત્પ્રીત્યર્થે જ સર્વ કર્મો કરવાં એવો અધ્યાત્મશાસ્ત્રનો હાર્દ અભિપ્રાય છે. દાસ કહો કે સેવક કહો કે કિંકર કહો એ બધા શબ્દો એકાર્થ છે. તમામ આત્માઓ ભગવાનના સ્વાભાવિક સેવકો છે. આ અર્થ 'दासभूताः स्वतः सर्वे ह्यात्मानः परमात्मनः । नान्यथा लक्षणं तेषां बन्धे मोक्षे तथैव च ॥' (મોક્ષદશામાં પણ દાસત્વ સ્વાભાવિક છે) 'आत्मदास्यं हरेः स्वाम्यं स्वभावं च सदा स्मर' (હું દાસ છું અને શ્રીહરિ મારા સ્વામી છે આવા સ્વભાવનું સ્મરણ સદાય કર્યા કરવું) 'कृष्णसेवा मुक्तिश्च गम्यताम्' (જીવોને પરમાત્માની દાસતા સ્વભાવસિદ્ધ હોવાથી મોક્ષ દશામાં પણ સેવા એજ મુક્તિ માની છે) 'ब्रह्माऽहं कृष्णदासोऽस्मि' (હું બ્રહ્મરૂપ કૃષ્ણદાસ છું એવી ભાવના સતત કરવી) ઇત્યાદિ વચનમાં વ્યક્ત છે. 'कृष्ण एकः स्वतंत्रोऽस्ति सर्वसेव्यस्ततस्तु सः' એમ એક શ્રીકૃષ્ણનેજ સર્વસેવ્યપણે કહ્યા છે.

આ ઉપર એવી શંકા આવે છે કે-જે સેવા છે તે તો લોકમાં દુઃખરૂપ દેખાતી
હોવાથી જીવને ભગવાનનું સેવકપણું સ્વાભાવિક છે એમ અંગીકાર કરી શકાય નહિ,
ત્યારે તો 'જીવનો દુઃખિત્વ સ્વભાવ છે' એવો અર્થ આવે. તે તો સ્વતઃ જ્ઞાનાનંદમય
જીવાત્માને વિષે વિરુદ્ધ કહેવાય. તો તેમ નથી. સેવામાત્ર દુઃખરૂપ છે એવો નિયમ
નથી. દુઃખરૂપતામાં કર્મોપાધિ કારણ છે. જે કોઈ પાપકર્મથી કોઈની સેવા મળી હોય
તો તે દુઃખરૂપ થાય. પરમાત્માની સેવા કોઈ પાપકર્મથી આરંભાએલી નથી. વળી
સ્વામી જો દુર્ગુણી હોય તો તેની સેવા દુઃખરૂપ થાય, પણ જો સુગુણી હોય તો
તેની સેવા તો આનંદ માટે થાય છે. જેમ પતિવ્રતા ભાર્યાને સુગુણ ભર્તાની
અનુવૃત્તિ મહા મોદમાટે થાય છે. તેમ ભગવાનની સેવાપણ અત્યંત આનંદ માટે થાય
છે. જે વિષય અભિમત ન હોય તેની સેવા દુઃખરૂપ થાય પરંતુ અત્યંત અભિમત
ભર્તાદિકની સેવા છે તેતો લોકમાં સુખરૂપ જણાય છે. ભગવાન તો સર્વવિધબંધુત્વ
સર્વસુહૃત્ત્વ વગેરે ગુણોથી વિશિષ્ટ છે અને જ્ઞાનિઓને અત્યંત અભિમત છે. તેમની
સેવા સુખરૂપ થાય એમાં કહેવું જ શું ? અભિમત વિષયની સેવા જ્યારે સુખરૂપ
સાબીત થાય છે તો જે ભગવાન છે તે તો નિત્યનિર્દોષ અને સમસ્ત કલ્યાણગુણ
પૂર્ણ છે અને પોતાના નિરૂપાધિક સ્વામિભૂત છે તેમની સેવા તો તેમના ગુણાનુભવ-
જન્ય પ્રીતિએજ કરાવાતી હોવાથી મોક્ષના યથાવસ્થિત સ્વરૂપને અનુરૂપ છે એમ
આચાર્યો કહે છે. યદ્યપિ ચેતનોને ભગવત્સેવા સ્વરૂપથી પ્રાપ્ત છે પરંતુ 'कुर्वन्त्यहैतुकीं
भक्तिमित्थंभूतगुणो हरिः' 'अहमस्म्यवरो भ्राता गुणैर्दास्यमुपागतः' (હું નાનો ભાઇ
છું તથાપિ રામના ગુણોથી તેમના દાસપણાને પામેલો છું એમ લક્ષ્મણજીએ હનુમાન
પ્રત્યે કહ્યું છે.) એમાં કહ્યા પ્રમાણે સેવ્ય પરમાત્મામાં રહેલા ગુણોનો જે અનુભવ
છે તે સેવામાં ઉત્તેજન આપનારો થાય છે. ભગવાનમાં એવા ગુણો રહ્યા છે કે
સેવા ન કરવી હોય તોપણ પરાણે તે કરવા મંડી પડે. લોકમાં પણ ગુણવાનમાં
ગુણોનું જ્ઞાન થતાં પ્રીતિ થાય છે અને તે મૂળથી તેની સર્વવિધ સેવામાં પ્રવૃત્તિ
આપોઆપ સ્વરૂપતઃ થતી જોવામાં આવે છે. મુક્તિદશામાં તો આવરણકારક સમસ્ત
કર્મબંધનની નિવૃત્તિ થઈ જવાથી ભગવાનના કલ્યાણગુણોની યથાસ્થિત સ્ફૂર્તિ થતાં
પરમાત્મામાં નિરતિશય પ્રીતિએ કરાવાતી સમગ્ર દાસવૃત્તિ મુક્તોની બાબતમાં ઘટતી
આવે છે. એમાં કશી શંકાને સ્થાન નથી. આ રીતે ભગવત્સેવકપણું મુક્તોનું અને
સર્વ આત્માઓનું સ્વાભાવિક છે એમ સિદ્ધ થાય છે. માટેજ નિષ્કામ અનન્ય ભક્તો
અન્ય કોઈ અર્થની ઇચ્છા નહિ કરતાં ભગવાનની સેવાનેજ ઇચ્છે છે. આ બાબત
'सेवानुरक्तमनसामभवोऽपि फल्गुः' 'अपवर्गमात्यन्तिकं परमपुरुषार्थमपि नो एवाद्रियन्ते
भगवदीयत्वेनैव परिसमाप्तसर्वार्थाः' ઇત્યાદિ વચનોમાં વ્યક્ત છે.

આ બાબત આ પ્રબન્ધમાં યથાસ્થિત વર્ણવી છે—પ્ર૦ ૧૪ 'અને જે ભગવાનના
દાસ થયા છે તેને તો કાંઈ કરવું રહ્યું નથી...પણ દાસપણું આવવું એ ઘણું કઠણ છે.
...ભગવાનના દાસ હોય તેનાં તો એ લક્ષણ છે...પોતાના સ્વામી તેને ભોગવવાનાં જે
પદાર્થ તેને પોતે ઇચ્છે નહિ અને પોતાના સ્વામિનું ગમતું મુકીને બીજું આચરણ

કરેજ નહિ. એવો હોય તે હરિનો દાસ કહેવાય, (આથી સેવ્યસેવકભાવ કહ્યો) પ્ર૦ ૬૧ 'ભગવાન વિના બિજું કાંઈ ન ઇચ્છે...ભગવાનને સર્વસ્વ અર્પણ કરીને ભગવાનના દાસ થઈ રહેશું' પ્ર૦ ૬૩ 'અનંત કોટિ મુકતો તે એ ભગવાનની સેવાને વિષે રહે છે...માટે જેના સેવક એવા છે તો એમના સ્વામી જે પુરુષોત્તમ ભગવાન્' (આથી **સેવ્યસેવકભાવ** કહ્યો) પ્ર૦ ૭૧ 'અનંતકોટિ મુકત તેમણે સેવ્યાં છે ચરણ કમળ જેનાં એવા છે' (આથી મુકિતદશામાં પણ **સેવ્યસેવકભાવ** જણાવ્યો) લોયા ૧૮ 'અને એમની સેવાના કરતલ તો રાધિકા લક્ષ્મી આદિક છે' અંત્ય૦ ૩૮ 'મુકત પુરુષ તેમણે દિવ્ય એવા જે નાના પ્રકારના ઉપચાર તેણે કરીને સેવ્યા થકા...તમારી સેવાને અંગીકાર કરે છે' મધ્ય૦ ૬૭ 'સ્વામિસેવકપણાનો નાતો રહે છે...બ્રહ્મરૂપ થયા છે તો પણ ભગવાનના દઢ દાસ થઈને ભગવાનનું ભજન કરે છે...સાધર્મ્યપણાને પામે છે તો પણ સ્વામિસેવકપણું રહે છે' (આથી મોક્ષદશામાં પણ **સેવ્યસેવકભાવની** કાયમતા કહી) લોયા ૧ 'અને પોતે બ્રહ્મરૂપે વર્તે છે તોપણ પરબ્રહ્મ જે પુરુષોત્તમ ભગવાન્ તેનું દાસપણું મૂકે નહિ સ્વામિસેવકપણે કરીને ભગવાનની દઢ ઉપાસના કરે' કા૦ ૧૦ 'અને સ્વામિસેવકને ભાવે કરીને એ ભગવાનની ભકિત કરવી' સા૦ ૧૭ 'સ્વામિસેવકપણાનો ભાવપણ અતિદૃઢ થતો ગયો છે...અને ભગવાનને વિષે દાસપણું પણ અતિદઢ થતું ગયું છે' લોયા ૧૦ 'એવા જે પરંબ્રહ્મ પરમાત્મા નારાયણ તેનો હું બ્રહ્મરૂપ દાસ છું' મધ્ય૦ ૩ 'પરબ્રહ્મની સ્વામિસેવકભાવે ઉપાસના કરવી' (આથી **સેવ્યસેવકભાવ** કહ્યો. સેવક શબ્દ સાથે મુકેલા સ્વામિ શબ્દનો 'સેવ્ય' એવો અર્થ સમન્વિત સમજવો) પ્ર૦ ૪૩ 'અને જે એ ચતુર્ધા મુકિતને ન ઇચ્છે ને ભગવાનની સેવાનેજ ઇચ્છે તે નિષ્કામ ભકત કહેવાય. તે શ્રીમદ્ભાગવતમાં કહ્યું છે જે 'मत्सेवया प्रतीतं च सालोक्यादिचतुष्टयम् । नेच्छन्ति सेवया पूर्णाः' 'दीयमानं न गृह्णन्ति विना मत्सेवनं जनाः' માટે ભગવાનના ભકતને ભગવાનની સેવા વિના બીજું કાંઈ ન ઇચ્છવુ" અમ૦ ૩ 'અને ધણીનો રાજીપોતો જેવો નિર્માની સેવક ઉપર હોય એવો માની ઉપર ન હોય માટે ધણીનું ગમતું કરે તેજ સેવક સાચો' મધ્ય૦ ૬૨ 'અને ત્રીજું દાસપણાનું અંગ જે હનુમાનજી તથા ઉદ્ધવજીની પેઠે દાસભાવે કરીને ભગવાનનું ભજન કરવું" આ રીતે સેવ્યસેવકભાવનું સંનિરૂપણ છે.

## શેષશેષિભાવ—

**શેષશેષિભાવ** આ રીતે છે–પરને માટેજ (પરને ઉદ્દેશીનેજ) જેનું સ્વરૂપ કલ્પાએલું હોય તે **શેષ** અને તેનો પ્રતિસંબન્ધી (ઉદ્દેશ્ય) તે **શેષી** કહેવાય. જેમ પુષ્પ ચંદન ઘર ખેતર આદિક ભોગ્ય વસ્તુમાત્ર છે તેનું સ્વરૂપ ભોકતાઓના ભોગ માટેજ કલ્પાએલું હોવાથી ભોકતાઓના શેષભૂત કહેવાય. અચેતન વસ્તુઓને પોતાને કશોજ સ્વાર્થ નથી. પરાર્થેજ પોતાનું સ્વરૂપ છે એ દેખીતી વાત છે. જેમ પતિવ્રતા ભાર્યાનું સ્વરૂપ કેવળ પતિના ભોગમાટેજ કલ્પાએલું હોવાથી તે પતિના શેષભૂત કહેવાય. યદ્યપિ ભાર્યાને ઉપભોગજન્ય સ્વભોગપણ જોવામાં આવે છે પરંતુ તે અવાંતર ગૌણ

ગણાય છે. સતીની જે ઉપભોગપ્રવૃત્તિ છે તે પતિભોગના ઉદ્દેશથીજ છે પણ સ્વતઃ નથી. જો સતીની ઉપભોગપ્રવૃતિ સ્વભોગના ઉદ્દેશથી થાય તો તે સતીત્વને ઉપઘાત કરનારી થાય—એને સતીજ ન કહેવાય. સતીની પેઠે જીવનું સ્વરૂપ પણ પરમાત્મભોગના ઉદ્દેશથી કલ્પાએલું હોવાથી તે પરમાત્માનાજ શેષભૂત છે એમ સિદ્ધ થાય છે. શેષત્વનું લક્ષણ 'परगतातिशयाधानेच्छयैवोपादेयत्वं शेषत्वम्' 'शेषः परार्थत्वात्' એમ કર્યું છે. જે પરને માટેજ થાય તે શેષ કહેવાય. પરમાત્મા તો અવાપ્તસમસ્તકામ છે, એમનામાં ચેતને આધાન કરાવા યોગ્ય અતિશય તો બીજો કોઈ નહિ પણ તેમનો મુખોલ્લાસ (પ્રસાદરૂપ) છે. ભકત જીવની અનુકૂળ સેવાદિ પ્રવૃત્તિને જોઈને ભગવાન્ પ્રસન્ન થાય છે. આ અર્થ આ વચનમાં વ્યકત છે 'कृष्णस्य हि कृते भूतमिदं विश्वं चराचरम्' આ ચરાચર વિશ્વ 'કૃષ્ણસ્ય કૃતે' કૃષ્ણના ભોગ માટેજ છે. આથી આ વિશ્વ કૃષ્ણના શેષભૂત છે એમ સુસિદ્ધ થાય છે. મુકિતદશામાં પણ સેવાજ મુકિત માનેલી હોવાથી 'बद्धाञ्जलिपुटा हृष्टा नम इत्येव वादिनः' એમાં કહ્યા પ્રમાણે નમસ્કારાદિ સેવાજન્ય આનંદવાળા મુકતો 'નમ' 'અમારૂં કાંઈ નથી' એમ સ્વભોગને ગૌણ ગણીને પરમાત્માના મુખપ્રસાદનેજ વાંછે છે. તો પોતાના ભોગને ગૌણ કરીને ભગવદીય પરમ ભોગનેજ ઉદ્દેશીને ભગવાનનો અનુભવાદિ કરવું એ જ સ્વપુરુષાર્થ છે એમ સિદ્ધ થાય છે. આ બધો અર્થ 'पतिं विश्वस्य' 'स वा अयमात्मा सर्वेषां भूतानामधिपतिः' 'एष भूताधिपतिः' 'तस्य लोकप्रधानस्य जगन्नाथस्य भूपते' 'ज्ञानानन्दमयस्त्वात्मा शेषो हि परमात्मनः' 'अहमात्मा न देहोऽस्मि विष्णुशेषोऽपरिग्रहः' ઇત્યાદિ શ્રુતિસ્મૃતિસિદ્ધ છે. વિષ્ણુનામસહસ્રમાં આવેલા 'भूतभव्यभवत्प्रभुः' આ નામની નિરુકિત 'त्रिकालवर्तिनां शेषी भूतभव्यभवत्प्रभुः' આ રીતે કરી છે. **પતિ**શબ્દ શેષિરૂપ અર્થમાં લેવામાં આવ્યો છે. સંપ્રદાયગ્રંથમાં પણ 'सकलैश्वर्यसम्पन्नः सर्वशेषी परात्परः' 'शेषीकृताक्षरपरश्रीकृष्णः' 'सर्वाश्रयः सर्वपतिस्त्वमेव' એમ ભગવાનને શેષિપણે નિરૂપ્યા છે. 'ચેતન હોઈને જે શેષ હોય' તે **દાસ** કહેવાય એમ પણ જાણી લેવું. કારણ કે અચેતન પુષ્પ ચંદનાદિક વસ્તુઓ યદ્યપિ શેષ છે પરંતુ તેમાં દાસત્વનો વ્યવહાર નથી—એને કોઈ દાસ તરીકે કહેતું નથી. આ રીતે **શેષશેષિભાવ** જાણવો.

આ અર્થ આ ગ્રંથમાં પણ અનુસ્યૂત છે—પ્રo ૫૯ 'સર્વે ધામના પતિ છે તથા અનંત કોટિ બ્રહ્માંડના પતિ છે' લોયા ૧૨ 'ભગવાન તો સર્વેના ભોકતા છે' (આથી સર્વની ભગવદ્‌ભોગ્યતા જણાવી. જે ભોગ્ય હોય તે તેનું શેષ કહેવાય) મધ્યo ૫ 'એવી રીતે ભગવાનના ભકતને પતિવ્રતાનો ધર્મ ભગવાનને વિષે રાખવો' લોયાo ૨ 'જેમ પતિવ્રતા સ્ત્રી હોય તેને પોતાના પતિ વિના બીજે ઠેકાણે વૃત્તિ ડોલે નહિ ને એક પોતાના પતિને વિષેજ પ્રીતિ રાખે. તેમ તે ભગવાનનો ભકત તે પતિવ્રતાની પેઠે પોતાના પતિ એવા જે ભગવાન તેને વિષેજ પ્રીતિ રાખે. (પતિવ્રતાના દષ્ટાંતથી **શેષશેષિભાવ** જણાવ્યો) અંત્ય ૧૩ 'આપણે તો ભગવાનથકી કોઈ અધિક નથી ને આપણું મન છે તે ભગવાનનાં ચરણારવિંદમાં ચોટાડયું છે...અને જે ભગવાન્ છે તેજ આ દેહના

પ્રવર્તાવનારા છે તે ગમેતો દેહને હાથીએ બેસારો કે ગમે તો બંધીખાનામાં નંખાવો અને ગમે તો આ દેહમાં કોઇક મોટો રોગ પ્રેરો પણ કોઈ દિવસ ભગવાન આગળ એવી પ્રાર્થના કરવી નથી જે હે મહારાજ આ મારૂં દુ:ખ છે તેને ટાળો. શા માટે જે આપણે પોતાના દેહને ભગવાનના ગમતામાં વર્તાવવો છે, તે જેમ એ ભગવાનનું ગમતું હોય તેમજ આપણે ગમે છે પણ ભગવાનના ગમતા થકી પોતાનું ગમતું લેશ પણ નાંખુ રાખવું નથી અને આપણે જ્યારે તન મન ધન ભગવાનને અર્પણ કર્યું ત્યારે હવે ભગવાનની ઇચ્છા તેજ આપણું પ્રારબ્ધ છે તે વિના બીજું કોઈ પ્રારબ્ધ નથી... તેની રક્ષાને તો એ ભગવાન્ પોતેજ કરે છે' (આમાં વર્ણવેલી બાબત શેષશેષિભાવને મળતી છે. જેની સ્વાર્થ વિના ભગવદર્થેજ પ્રવૃત્તિ છે તેને **શેષ** કહે છે) ઇત્યાદિ.

ઉપર પ્રમાણે જગત્ અને જગદીશ્વર વચ્ચેના સંબંધો સપ્રમાણ સયુકિત જણાવ્યા છે. યદ્યપિ આ સંબંધોમાં કહેલા ધર્મો સંકીર્ણ છે. જેમ કે–શરીરમાં **શેષત્વ** અને **સ્વત્વ** એ બે ધર્મો આવે છે. જીવમાં તો **ભગવચ્છેષત્વ, સેવકત્વ, સ્વત્વ** અને **શરીરત્વ** આ ચાર ધર્મો આવે છે, ગૃહ પુષ્પ ચંદનાદિકમાં તો **શેષત્વ** અને **સ્વત્વ** એ બે ધર્મો આવે છે. આ રીતે સ્થિતિ છે તથાપિ એમનાં લક્ષણો તો ઉપરોકત પ્રકારે ભિન્નભિન્નજ સમજવાં. જીવાત્મા પોતાના શરીરની પેઠે 'હું ભગવાનને અત્યંત પરતંત્ર છું અને તેમણે નિયામ્ય છું' એવી વિભાવના પોતામાં કરીને, ભગવદભિમત સેવાદિ યત્કિંચિત્ કર્મને ભગવાનની પ્રસન્નતા માટે જ કરતોથકો પરમાત્માના ભોગનેજ પોતાનો મુખ્ય પુરુષાર્થ માને, આટલો ઉકત ચાર સંબંધનો સાર ફલિત થાય છે.

શરીર શરીરિભાવથી જ **પાલ્યપાલકભાવ** પણ (રક્ષ્યરક્ષકભાવ) ફલિત થાય છે. અને 'एष लोकपालः एष लोकाधिपतिः' 'एष भूतपालः' 'ममात्मा भूतभावनः' 'लक्ष्म्या सह हृषीकेशो देव्या कारुण्यरूपया। रक्षकः सर्वसिद्धान्ते वेदान्तेष्वपि गीयते॥' (પાંચરાત્ર) ઇત્યાદિકમાં સાક્ષાત્ પણ જણાવ્યો છે. અભિપ્રાય એવો છે કે–આ ચાર શાસ્ત્રીય સંબંધોને જાણીને સ્વરૂપની સ્થિતિ પ્રવૃત્તિ સર્વમાં 'હું ભગવાનને તદ્દન પરતંત્ર છું' એવી સ્વાત્મામાં વિભાવના કરીને, પરમાત્મભોગાર્થેજ કર્મોને સેવારૂપપણે કરતો થકો, 'ભગવાનજ મારા સર્વથા રક્ષક છે' એવો વિનિશ્ચય કરીને, ભગવાનને શરણપણે વરીને રહે છે અને કરાતી ભગવદ્ભકિતને પણ તેમાં પુરુષાર્થસાધનત્વબુદ્ધિનો ત્યાગ કરીને આત્મા આત્મીય સર્વ ભાર ભગવાનને સોંપીને ભગવત્પ્રીત્યર્થેજ કરતો થકો રહે છે તેને ભગવાન્ 'रक्षते भगवान् विष्णुर्भक्तानात्मशरीरवत्' એમાં કહ્યા પ્રમાણે પોતાના આત્માની પેઠે અને પોતાના શરીરની પેઠે સદા સર્વથા રક્ષણ આપશેજ. આટલું અધ્યાત્મશાસ્ત્રનું રહસ્ય છે. આ અર્થ વચનામૃતમાં શરણાગતિપ્રકરણમાં સ્પષ્ટ છે.

## પરમાત્માની મુમુક્ષુઉપાસ્યતા અને મુકતપ્રાપ્યતા–

પરમાત્માને મુમુક્ષુઉપાસ્યપણે અને મુકતપ્રાપ્યપણે પ્રતિપાદન કર્યા છે. ઉપર જે જીવાત્મા પરમાત્મા વચ્ચેના સંબંધો સપ્રમાણ વર્ણવ્યા એ દષ્ટિએ જોઈએ તો આ

બાબત અત્યંત સમુચિત છે. 'कश्च ध्येयः' એવો શિષ્યે પ્રશ્ન પુછતાં, 'कारणं तु ध्येयः' 'જે જગત્કારણ હોય એજ ધ્યેય છે' એવો ગુરુએ ઉત્તર આપ્યો છે. જગત્કારણ કોણ હોઈ શકે? તો જે સર્વાન્તરાત્મા હોય એજ. આ અર્થ 'आत्मन आकाशः सम्भूतः' 'आत्मैवेदं सर्वं' 'आत्मा वा इदमेवाग्र आसीत्' ઇત્યાદિ શ્રુતિઓમાં સ્પષ્ટ છે. સર્વાન્તરાત્મા કોણ છે? તો '**एष** सर्वभूतान्तरात्माऽपहतपाप्मा दिव्यो देव एको नारायणः' આ શ્રુતિમાં પ્રસિદ્ધ નિત્યનિર્દોષ દિવ્ય દેવ એક **નારાયણજ** છે એમ સમર્થન કર્યું છે. આ જોતાં નારાયણજ સર્વાન્તરાત્મા જગત્કારણ હોવાથી ધ્યેય–ઉપાસ્ય છે એમ સિદ્ધ થાય છે. 'नारायणोऽकामयत प्रजाः सृजेयेति नारायणाद्ब्रह्मा जायते नारायणाद्रुद्रो जायते' 'एक एव नारायण आसीत् न ब्रह्मा नेशानः' એમ એક નારાયણનોજ પ્રલય સમયે સદ્‌ભાવ કહીને નારાયણ થકીજ ભવ બ્રહ્માદિક સર્વની ઉત્પત્તિ કહીને, એક નારાયણનીજ સર્વકારણતા શ્રુતિએજ સમર્થન કરી છે. 'क इति ब्रह्मणो नाम ईशोऽहं सर्वदेहिनाम् । आवां तवाङ्गसम्भूतौ तस्मात्**केशव**नामवान् ॥' આ **કેશવ** નામની કરેલી નિરુક્તિ ઉપરથી પણ ભવ બ્રહ્માદિક પ્રત્યે નારાયણનુંજ કારણત્વ આવે છે. 'अन्तर्बहिश्च तत्सर्वं व्याप्य नारायणः स्थितः' 'नारायणः परं ब्रह्म तत्त्वं नारायणः परः । नारायणः परं ज्योतिरात्मा नारायणः परः ॥' ઇત્યાદિ અનેક વચનો નારાયણના પારમ્યને પ્રતિપાદે છે. એમ પ્રતિપાદેલા નારાયણનીજ સર્વશાસ્ત્રાર્થના સારતમપણે પરમતત્ત્વરૂપતા અને મુમુક્ષુધ્યેયતા વ્યાસે 'तत्त्वं जिज्ञासमानानां हेतुभिः सर्वतोमुखैः । तत्त्वमेको महायोगी हरिर्नारायणः परः ॥' 'आलोड्य सर्वशास्त्राणि विचार्य च पुनः पुनः । इदमेकं सुनिष्पन्नं ध्येयो नारायणः सदा ॥' 'ध्येयः सदा सवितृमण्डलमध्यवर्ती नारायणः' આ રીતે કહી છે. 'शुभाशुभैर्विनिर्मुक्तः ऊर्मिषङ्कात्परः प्रभुः । तं वेद्यममलं विष्णुं सदा ध्यायन् विमुच्यते ॥' 'नान्यत्र मद्भगवतः प्रधानपुरुषेश्वरात् । आत्मनः सर्वभूतानां भयं तीव्रं निवर्तते ॥' 'वरं वृणीष्व भद्रं ते ऋते कैवल्यमद्य नः । एक एवेश्वरस्तस्य भगवान् विष्णुरव्ययः ॥' 'विचार्याहं वेदान् मुहुरुपगतो निश्चयमिमं रमारामे भक्तिस्त्वयि दृढतरा यद्व्रसुमृताम् ॥' ઇત્યાદિ સ્મૃતિમાં ભવ બ્રહ્માદિકની મોક્ષપ્રદાનમાં અશકિત કહેવાપૂર્વક અકર્મવશ્ય રમાપતિ શ્રીવિષ્ણુનું ધ્યાન ઉપાસન મોક્ષસાધન છે એમ સ્પષ્ટપણે પ્રતિપાદન કરવામાં આવ્યું છે. ભવ બ્રહ્માદિકતો કાર્ય કોટિમાં આવતા હોવાથી મોક્ષ માટે ધ્યેય નથી.

શ્રીભાષ્યમાં 'જે ચતુર્મુખ સનકાદિક છે તે જગદન્તર્વર્તી હોઈને અવિદ્યાવેષ્ટિત હોવાથી ધ્યાનાર્હ નથી એમ કહીને, મુકતો કે જે પ્રથમ બદ્ધો હોઈને પછીથી ઉપાસનાથી જ્ઞાન પામતાં સ્વસ્વરૂપને પામેલા છે તેઓમાં પણ સ્વતઃ શુદ્ધિ નહિ હોવાથી તેઓ પણ ધ્યાનાર્હ નથી એમ કહીને, એક નિત્યનિર્મળ પરબ્રહ્મનુંજ ધ્યાન કરવાનું શૌનક–'आब्रह्मस्तम्बपर्यन्ता जगदन्तर्व्यवस्थिताः । प्राणिनः कर्मजनितसंसारवशवर्तिनः । यतस्ततो न ते ध्याने ध्यानिनामुपकारकाः । अविद्यान्तर्गताः सर्वे ते हि संसारगोचराः । पश्चादुद्भूतबोधाश्च ध्याने नैवोपकारकाः । नैसर्गिको न वै बोधस्तेषामप्यन्यतो यतः । तस्मात्तदमलं ब्रह्म निसर्गादेव बोधवत्' આ રીતે કહે છે. આ રીતે મુકતાદિક સર્વની અધ્યેયતા કહેવા

પૂર્વક મોક્ષમાટે એક નારાયણનીજ ધ્યેયતા સકારણ કહે છે. વળી ભવ બ્રહ્માદિકનું સામર્થ્ય પરિમિત ફળપ્રદાનમાં હોવાથી મુમુક્ષુઓએ ધ્યેય નથી એમપણ કહે છે— 'ब्रह्माणं शितिकण्ठं च याश्चान्या देवताः स्मृताः। प्रतिबुद्धा न सेवन्ते यस्मात्परिमितं फलम् ॥' ઇત્યાદિ. ગીતામાં–देवान् देवयजो यान्ति पितॄन् यान्ति पितृव्रताः। भूतानि यान्ति भूतेज्या यान्ति मद्याजिनोऽपि माम् ॥ मामुपेत्य पुनर्जन्म दुःखालयमशाश्वतम्। नाप्नुवन्ति महात्मानः संसिद्धिं परमां गताः। आब्रह्मभुवनाल्लोकाः पुनरावर्तिनोऽर्जुन। मामुपेत्य तु कौन्तेय पुनर्जन्म न विद्यते ॥' આ રીતે દેવતાંતરની ઉપાસના કહીને તેના સાયુજ્યને પામનારાઓની પુનરાવૃત્તિ થવાની અને પોતાની ઉપાસના કરનારાઓની તો અપુનરાવૃત્તિ હોઈને અનંત ફળની પ્રાપ્તિ થવાની સ્વયં ભગવાનેજ કહી છે. સંસાર-સાગર તરવાનું સાધનપણ ભગવાન્ છે એમ 'मामेव ये प्रपद्यन्ते मायामेतां तरन्ति ते' એમ શ્રીમુખે કહે છે. જે સ્વયં સમસ્ત દોષરહિત હોઇ ને સમસ્તકલ્યાણગુણાકર હોય એજ મુક્તિફળને આપી શકે એ વાત યોગ્ય જ છે. અનાદિ કાળથી પ્રવર્તેલા અનંત કર્મપાશો અને ત્રિગુણાત્મક મોહક પ્રકૃતિબંધોમાંથી મુકાવાપણું તે અકર્મવશ સ્વતંત્ર ઇશ્વિરમાંજ સંભવી શકે, બીજા કર્મપરવશોમાં તે કદાપિ સંભવી શકે નહિ. જે જાતે બંધીખાનામાં બંધાએલો હોય તે બીજાઓને બંધીખાનામાંથી છોડાવા માટે નજ સમર્થ થાય. ભવબ્રહ્માદિક સર્વેપણ કર્મવશ વર્તનારા છે એ બાબત શાસ્ત્રપ્રસિદ્ધ છે.

વળી 'तस्य यथा कप्यासं पुण्डरीकमेवमक्षिणी' 'महान् प्रभुर्वै पुरुषः सत्त्वस्यैष प्रवर्तकः' 'यत्सत्त्वं स हरिर्देवो यो हरिस्तत्परं पदम्' 'सत्त्वेन मुच्यते जन्तुः सत्त्वं नारायणात्मकम्' ઇત્યાદિકમાં કહ્યા પ્રમાણે જે કમળનયન હોઇ ને સત્ત્વગુણને પ્રવર્તાવનારા શાંતમૂર્તિ વિષ્ણુ નારાયણ છે એમનું જ ધ્યાન ઉપાસન મોક્ષ માટે થાય. ભૃગુઋષિએ પરીક્ષા કરીને વિષ્ણુનારાયણનીજ મોક્ષ માટે ઉપાસ્યતા નક્કી કરેલી ભાગવતમાં પ્રસિદ્ધ છે. આથીજ 'त्रिषु देवेषु महान्तं भृगुर्बुभुत्सुः परीक्ष्य हरिमेवम्। मेनेऽधिकं महिम्ना सेव्यः सर्वोत्तमो विष्णुः ॥' એવી અભિયુકિત યથાર્થ છે.

જે નારાયણ વિષ્ણુ કહ્યા એજ **શ્રીકૃષ્ણ** છે. આ અર્થ 'एष नारायणः श्रीमान् क्षीरार्णवनिकेतनः। नागपर्यङ्कमुत्सृज्य ह्यागतो मथुरां पुरीम्' આ વચનમાં વ્યકત છે. વાસુદેવમાહાત્મ્યમાં–'तत्राथ कृष्णं भगवन्तमैक्षत् नारायणं निर्गुणमास्थितं सः। सर्वज्ञमीशं पुरुषोत्त च यं वासुदेवं प्रवदन्ति सात्त्वताः ॥' એમ અક્ષરધામાધિપતિ શ્રીકૃષ્ણને નારાયણપણે પ્રતિપાદન કર્યા છે. શ્રીકૃષ્ણના પારમ્યને કહેનારાં વચનો પણ અનેક છે 'कृ ण एव हि लोकानामुत्पत्तिरपि चाप्ययः। कृष्णस्य हि कृते भूतमिदं विश्वं चराचरम्॥ एवमेषोऽसुराणां च सुराणामपि सर्वशः। भयाभयकरः कृष्णः सर्वलोकमहेश्वरः ॥' 'कृष्णस्तु भगवान् स्वयं' 'न वासुदेवात्परमस्ति पावनं न वासुदेवात्परमस्ति मङ्गलम्। न वासुदेवात्परमस्ति दैवतं न वासुदेवात्परमस्ति वाञ्छितम् ॥' 'परंब्रह्म परंधाम पवित्रं परमं भवान्। पुरुषं शाश्वतं दिव्यमादिदेवमजं विभुम् ॥ आहुस्त्वामृषयः सर्वे देवर्षिर्नारदस्तथा। असितो देवलो व्यासः स्वयं चैव ब्रवीषि मे ॥' ઇત્યાદિ. આનંદમય હોવાથી કૃષ્ણશબ્દથી

કહ્યા છે. 'कृषिर्भूवाचकः शब्दो णश्च निर्वृतिवाचकः । **कृष्ण**स्तद्भावयोगाच्च परंब्रह्माभिधीयते ॥' એવી નિરુક્તિ કરી છે. આવો અભિપ્રાય વાસ્તવિક હોવાથીજ **પુરુષોત્તમ નારાયણ** આદિક શબ્દથી કહેલા શ્રીકૃષ્ણનુંજ પારમ્ય શિક્ષાપત્રીમાં શ્રીહરિએ પોતેજ ઇશ્વરસ્વરૂપના નિરૂપણ અવસરે કહ્યું છે–'हृदये जीववज्जीवे योऽन्तर्यामितया स्थितः । ज्ञेयः स्वतन्त्र ईशोऽसौ सर्वकर्मफलप्रदः ॥ स श्रीकृष्णः परंब्रह्म भगवान् पुरुषोत्तमः । उपास्य इष्टदेवो नः सर्वाविर्भावकारणम् ॥' ઇત્યાદિ. આ રીતે કહીને 'तस्यैव सर्वथा भक्तिः कर्तव्या मनुजैर्भुवि । कृष्णस्तदवताराश्च ध्येयास्तत्प्रतिमाऽपि च । नतु जीवा नृदेवाद्या भक्ता ब्रह्मविदोऽपि च ॥' એમ બીજાની ધ્યેયતાનો નિષેધ કરીને મુમુક્ષુઓએ શ્રીકૃષ્ણનુંજ ધ્યાન કરવું એમ સ્પષ્ટ કહ્યું છે. આ બાબત સત્સંગિજીવનમાં 'वासुदेवो हि भगवान् साक्षान्नारायणः प्रभुः । मुमुक्षूणामुपास्योऽस्ति नान्य इत्यस्ति निश्चयः ॥' 'जीवानामीश्वराणां च भक्त्योपास्यः स एव हि । श्रीवासुदेवो भगवानेक एवास्ति नापरः ॥' એમ અતિસ્પષ્ટ કહી છે.

**મુક્તપ્રાપ્યતા** તો 'एष एवानन्दयाति' 'परात्परं पुरुषमुपैति दिव्यम्' 'परंज्योतिरुपसम्पद्य स्वेन रूपेणाभिनिष्पद्यते' 'ब्रह्मविदाप्नोति परम्' 'सोऽध्वनः पारमाप्नोति तद्विष्णोः परमं पदम्' 'निरञ्जनः परमं साम्यमुपैति' 'सोऽश्नुते सर्वान् कामान् सह ब्रह्मणा' 'मुक्तानां परमा गतिः' 'इदं ज्ञानमुपाश्रित्य मम साधर्म्यमागताः' 'सायुज्यं प्रतिपन्ना ये तीव्रभक्तास्तपस्विनः । किङ्करा मम ते नित्यं भवन्ति निरुपद्रवाः' 'कृष्णसेवा मुक्तिश्च गम्यताम्' ઇત્યાદિ વચનોમાં વ્યક્ત છે. મુક્તાત્મા અને પરમાત્માનો વાસ્તવિક ભેદ હોવાથી સ્વરૂપૈક્યાદ મુક્તિનો પ્રતિષેધ કરવાપૂર્વક ભગવત્સેવાનેજ મુક્તિતરીકે માની છે. આ જોતાં **મુમુક્ષુઉપાસ્યત્વ** અને **મુક્તપ્રાપ્યત્વ** જે લક્ષણ કર્યું છે તે સુસંગત થાય છે.

ઉપરોક્ત અર્થનું તાત્પર્ય વચનામૃતમાં અતિસ્પષ્ટ છે–લોયા ૧ 'શિવ તો તમોગુણના દેવતા છે અને આપણે તો શાંતમૂર્તિ એવા જે **શ્રીકૃષ્ણ નારાયણ** તેના ઉપાસક છીએ તે માટે રજોગુણી તમોગુણી દેવ એવા જે બ્રહ્મા શિવ અને ઇન્દ્રાદિક દેવતા તેની ઉપર ભાવ બેસે નહિ' (આથી સકારણ ભવ બ્રહ્માદિકની **અનુપાસ્યતા** ઠરાવીને સકારણ શ્રીકૃષ્ણનારાયણની **ઉપાસ્યતા** શ્રીમુખે કહી) મધ્ય૦ ૧૯ 'અને પોતાના ઇષ્ટદેવ જે શ્રીકૃષ્ણ ભગવાન...શ્રીકૃષ્ણ નારાયણ એવા જે પુરુષોતમ ભગવાન્ તેના જે અવતાર...દેવ મનુષ્યાદિકને વિષે થાય છે તે અવતારને વિષે પતિવ્રતાના જેવી અનન્યપણે નિષ્ઠા રાખવી...અને એવા જે ભગવાન્ તેની હેતે કરીને માનસી પૂજા કરવી તથા દેહે કરીને નવ પ્રકારે ભક્તિ કરવી...ભગવાન્ વિના બીજા દેવની ઉપાસના કરીએ તો તેમાં મોટો દોષ લાગે છે ને પ્રતિવ્રતાપણું જાય છે...અને તે ભગવાનનુંજ ધ્યાન કરવું અને તે વિના બીજા કોઈ દેવનું ધ્યાન ન કરવું. બીજું જે સાધુ સિદ્ધગતિને પામ્યા હોય ને સમાધિનિષ્ઠ હોય તેનું પણ ધ્યાન ન કરવું" (આથી ભવ બ્રહ્માદિ સર્વની **અધ્યેયતા** કહેવાપૂર્વક એક શ્રીકૃષ્ણ નારાયણનીજ **ધ્યેયતા** કહી) મધ્ય ૬૪ 'એવા જે શ્રીકૃષ્ણ ભગવાન્ તે મુમુક્ષુને સર્વપ્રકારે ભજન કરવા યોગ્ય છે' વર૦ ૨ "શ્રીકૃષ્ણ પુરુષોત્તમ ભગવાન્...એજ ભગવાન્ પૂજવા યોગ્ય ભજવા યોગ્ય ને પામવા

યોગ્ય છે' અંત્ય ૩૭ 'અને ભગવાનના સાધર્મ્યપણાને પામ્યા એવા જે ભગવાનના ધામમાં ભક્ત છે તેનો આકારપણ ભગવાન્ જેવો છે તોપણ તે પુરુષ છે ને ભગવાન્ પુરુષોત્તમ છે. ને તે સર્વમાં શ્રેષ્ઠ છે ને એમને ઉપાસ્ય છે ને સર્વેના સ્વામી છે... ધ્યેય છે અને એનું જે ધ્યાન કરે છે તે નિર્ગુણ થઈ જાય છે' (આથી **મુમુક્ષુધ્યેયતા** અને **મુક્તપ્રાપ્યતા** કહી) અંસ૦ ૩૮ 'અને એ અક્ષરધામનેવિષે રહ્યા જે એ ભગવાન તે જેતે મુક્ત પુરુષ તેમણે દિવ્ય એવા જે નાના પ્રકારના ઉપચાર તેણે કરીને સેવ્યા થકા ને તે મુક્ત પુરુષને પરમ આનંદને ઉપજાવતા થકા સદા વિરાજમાન છે' (આથી **મુક્તપ્રાપ્યતા** કહી) મધ્ય ૩૧ 'પુરુષ અને પુરુષોત્તમ ભગવાન્ તેને વિષે એવો ઘણો ભેદ છે ને પુરુષોત્તમ વાસુદેવતો સર્વના સ્વામી છે અને એવા અક્ષરાત્મક પુરુષ બ્રહ્મરૂપ ઘણાક છે તે જેતે વાસુદેવના ચરણારવિંદની ઉપાસના કરે છે ને સ્તુતિ કરે છે' (આથી **મુક્તપ્રાપ્યતા** કહી) પ્ર૦ ૬૩ 'અને અક્ષર ધામને વિષે પોતાના સાધર્મ્યપણાને પામ્યા એવા જે અનંત કોટી મુક્ત તે એ ભગવાનની સેવાને વિષે રહે છે' પ્ર૦ ૭૧ 'અને બ્રહ્મરૂપ એવા જે અનંત કોટિ મુક્ત તેમણે સેવ્યાં છે ચરણકમળ જેનાં એવા છે' (આથી **મુક્તપ્રાપ્યતા** કહી) ઇત્યાદિ. ઉપર પ્રમાણે ભગવાન શ્રીકૃષ્ણને મુમુક્ષુ ઉપાસ્યપણે અને મુક્તપ્રાપ્યપણે કહ્યા છે.

## પરમાત્માની સર્વકર્મસમારાધ્યતા અને સર્વકર્મફળપ્રદતા—

ઉપર પ્રમાણે પરમાત્માજ સર્વશરીરી સર્વાન્તર્યામી સર્વસ્વામી હોવાથી એજ પોતે ઇન્દ્રાદિ તેતે દેવોના પણ અંતર્યામી હોઈને સર્વકર્મસમારાધ્ય અને તેતે ફળના પ્રદાતા છે એમ અધ્યાત્મશાસ્ત્રોમાં કહેવામાં આવે છે—'इष्टापूर्तं बहुधा जातं जायमानं विश्वं बिभर्ति भुवनस्य नाभिः । तदेवाग्निस्तद्वायुस्तत्सूर्यस्तदु चन्द्रमाः' 'यज्ञैस्त्वमिज्यसे नाथ सर्वदेवमयाच्युत' 'ये यजन्ति पितॄन् देवान् ब्राह्मणान् सहुताशनान् । सर्वभूतान्तरात्मानं विष्णुमेव यजन्ति ते ॥' 'पूजयन्ति तमेवेशं प्रवृत्तं धर्ममास्थिताः । तमेव पूजयन्तीशं निवृत्तं धर्ममास्थिताः ॥ वासुदेवस्याङ्गतया भावयित्वा सुरान् पितॄन् । अहिंसपूजाविधिना यजन्ते चान्वहं हि ते ॥ चतुर्वर्गे तेषु यस्य यद्यदिष्टतमं भवेत् । तत्तत्सम्पूरयत्येव सर्वशक्तिपतिः प्रभुः ॥' ઇત્યાદિ. તેતે વિધિવાક્યોમાં જે ઇન્દ્રાદિ શબ્દો આવે છે તે પણ ઇન્દ્રાદિ શરીર જેમનું છે એવા પરબ્રહ્માનાજ વાચક છે એમ મનુએ 'एकमेके वदन्त्यग्निं मरुतोऽन्यं प्रजापतिम् । इन्द्रमेकेऽपरे प्राणं अपरे ब्रह्म शाश्वतम् ॥' આ રીતે કહ્યું છે. કેટલાક વેદભાગો પરમાત્માનેજ અગ્નિઆદિક શબ્દોથી પ્રતિપાદન કરે છે એવો તાત્પર્યાર્થ સમજવો. 'यज देवपूजायां' એમ અર્થનો નિર્દેશ હોવાથી યજ્ઞો દેવતાઓના આરાધનરૂપ છે એમ સિદ્ધ થાય છે. માટેજ 'यतः प्रवृत्तिर्भूतानां येन सर्वमिदं ततम् । स्वकर्मणा तमभ्यर्च्य सिद्धिं विन्दति मानवः ॥' 'भोक्तारं यज्ञतपसां सर्वभूतमहेश्वरम्' આ રીતે યજ્ઞ દાન તપ હોમ જપ આદિક સર્વે કર્મો સર્વાન્તરાત્મભૂત પરમાત્માનાંજ આરાધનરૂપ છે એમ સુસિદ્ધ થાય છે. જેમકે લોકમાં પોતાના શરીરની પરિચર્યા આચરનારા દાસો ઉપર સ્વામિનો

પ્રસાદ થાય છે તેમજ પોતાના શરીરભૂત ઇન્દ્રાદિકના પરિચારકો ઉપર સર્વાન્તરાત્માનો પ્રસાદ થાય છે. એ વાત બરોબર બંધબેસતી છે. એજ રીતે ઇન્દ્રાદિકના આરાધનરૂપ કર્મથી તેના અંતર્યામી પરમાત્માજ આરાધિત થતા હોવાથી તેજ પોતે સ્વાભીષ્ટ ફળને ઇન્દ્રાદિદ્વારા તેને તેને આપે છે. આ અર્થ ગીતામાં શ્રીકૃષ્ણે સ્પષ્ટ શબ્દોમાં કહ્યો છે–'यो यो यां यां तनुं भक्तः श्रद्धयार्ऽचितुमिच्छति । तस्य तस्याचलां श्रद्धां तामेव विदधाम्यहम् ॥ स तया श्रद्धया युक्तस्तस्याराधनमीहते । लभते च ततः कामान् मयैव विहितान् हि तान् ॥' ઇત્યાદિ. સર્વે કર્મો સર્વાન્તરાત્મભૂત ભગવાનનાંજ આરાધનભૂત છે એમ નહિ જાણીને, તેતે દેવોના આરાધનમાત્રની પ્રતિપત્તિપૂર્વક કર્મો કરવામાં આવે છે તેનો પણ ભોક્તા આરાધ્ય અને પ્રભુ–તેતે ફળને આપનારો હુંજ છું. તત્ત્વતઃ મારું જ્ઞાન નહિ હોવાથી તેઓને અભિમત ઇન્દ્રાદિકના ક્ષયિષ્ણુ પદની પ્રાપ્તિમાત્ર થાય છે એમ પણ સ્વયં ભગવાને ગીતામાં ગાયું છે–'येऽत्वन्यदेवताभक्ता यजन्ते श्रद्धयाऽन्विताः । तेऽपि मामेव कौन्तेय यजन्त्यविधिपूर्वकम् । अहं हि सर्वयज्ञानां भोक्ता च प्रभुरेव च । न तु मामभिजानन्ति तत्त्वेनातश्च्यवन्ति ते' ઇત્યાદિ.

કર્મો ક્ષણવિનાશી છે, પણ તે તે કર્મજન્ય જે દેવતાપ્રસાદ છે તે તો સ્થિર હોવાથી તે દ્વારા ફળની પ્રાપ્તિ થાય છે, એમ 'वायव्यं श्वेतमालभेत भूतिकामः । वायर्वै क्षेपिष्ठा देवता स एवैनं भूतिं गमयति' ઇત્યાદિ વિધિવાક્યોના શેષભૂત અર્થવાદવાક્યોથી જાણવાનું મળે છે. યદ્યપિ કલ્પને અંતે વાયુ વગેરે પણ નાશ પામી જાય છે તથાપિ પરમાત્મા જ પૂર્વ પૂર્વ કલ્પમાં તે તે દેવતાઓના આરાધનપણે કરેલાં કર્મોવડે પ્રસન્ન થઈને અવિચ્છિન્ન જ્ઞાનવાળા પરમદયાળુ હોવાથી કલ્પાંતરમાં પણ તે તે દ્વારા ફળને આપે છે, માટે કરેલાં કર્મોની હાનિનો પ્રસંગ આવતો નથી. કરેલાં કર્મોનું ફળ મળેજ છે. માટેજ 'કર્મજ અપૂર્વદ્વારા ફળને આપે છે.' આવો જે જૈમિનીનો પક્ષ છે તેને 'કર્મો જડ હોવાથી સ્વતંત્રપણે ફળ આપી શકતાં નથી' એમ ખંડન કરીને 'फलमतः उपपद्यते' આ સૂત્રથી પરમચેતન સર્વાન્તરાત્મા પરમાત્માજ ફળપ્રદાતા છે એમ વ્યાસે સમર્થન કર્યું છે. પરમાત્માજ સર્વફળદાતા છે એમ શ્રુતિસ્મૃતિઓએ પ્રતિપાદન કર્યું છે. 'स वा एष महानज आत्माऽन्नादो वसुदानो विन्दते वसु' 'एष ह्येवानन्दयाति' 'नित्यो नित्यानां चेतनश्चेतनानामेको बहूनां यो विदधाति कामान्' 'भौमं मनोरथं स्वर्गं स्वर्गिवन्द्यं च यत्पदम् । प्राप्नोत्याराधिते विष्णौ मुक्तिमप्यतिदुर्लभाम्' 'यद्यदिच्छति यावच्च फलमाराधितेऽच्युते । तत्तदाप्नोति राजेन्द्र भूरि स्वल्पमथापि वा ॥' 'रत्नपर्वतमारुह्य यथा रत्नं नरो मुने । सत्त्वानुरूपमादत्ते तथा कृष्णान्मनोरथान् ॥' 'यथा कल्पद्रुमात्सर्वं प्राप्यते मनसेप्सितम् । तथा सम्प्राप्यते विष्णोरपि स्याद्दुर्लभं द्विज ॥' 'सकलफलप्रदो हि विष्णुः' 'तस्मात्त्वमपि विप्रेन्द्र नारायणपरो भव । तदन्यः को महोदारः प्रार्थितं दातुमीश्वरः ॥' ઇત્યાદિ.

ભગવાનનું ફળપ્રદાતાપણું બે પ્રકારે કહેવાય છે. એકતો તેના તેના અંતર્યામિપણે તે તે ફળને આપવાપણું અને બીજું ફળાંતરની ઇચ્છાવાળાએ પણ તપાદિવડે સાક્ષાત્

આરાધન કરતાં આપવામાં આવે છે તે. જેમ ધ્રુવને ઉત્કૃષ્ટ અપૂર્વ પદ આપ્યું હતું. આ અર્થ 'वासुदेवस्वरूपोऽहं सर्वकर्मफलप्रदः । अन्तर्यामितया वर्ते स्वतन्त्रः सर्वदेहिनाम् ॥ (વા. મા.) આ વચનમાં વ્યક્ત છે. માટે ફળાંતરની ઇચ્છાવાળાએપણ શ્રીહરિનીજ સેવા ભક્તિ કરવી. આ અર્થ ભગવાનેજ 'चतुर्विधा भजन्ते मां जनाः सुकृतिनोऽर्जुन । आर्तो जिज्ञासुरर्थार्थी ज्ञानी च भरतर्षभ ॥' 'अकामः सर्वकामो वा मोक्षकाम उदारधीः । तीव्रेण भक्तियोगेन यजेत पुरुषं परम् ॥' (ભા. પુ.) 'वासुदेवः परंब्रह्म श्रीकृष्णः पुरुषोत्तमः । देवोऽकामैः सकामैश्च पूज्यो मुक्तैर्नरैरपि' ઇત્યાદિ. સર્વફળપ્રદાતા શ્રીનારાયણથકીજ જે મોક્ષફળની સાથે અહિક ફળને ઇચ્છે તે **સકામ ભક્ત** અને સેવામાં અંતરાયરૂપ માનીને મોક્ષથકી બીજા કિંચિત્પણ ફળને ભગવાન પરાણે આપે તથાપિ ઇચ્છે નહિ તે **નિષ્કામ ભક્ત** કહેવાય છે. આ અર્થ સત્સંગિજીવનમાં 'एवं भजन्ति' (સ० પ્ર. ૨. અ. ૫૨) ઇત્યાદિ પાંચ શ્લોકથી કહ્યો છે. શિક્ષાપત્રીમાં 'सर्वकर्मफलप्रदः' એવું પરમેશ્વરનું લક્ષણ કર્યું છે. એમ હોવાથી પરમાત્માનું જે **'સર્વકર્મફલદત્વ અને સર્વકર્મસમારાધ્યત્વ'** લક્ષણ કર્યું છે તે સમન્વિત છે.

ઉપરનો અર્થ વચનામૃતમાં વિસ્પષ્ટ છે–વર० ૨ 'नारायणपरा वेदाः देवा नारायणाङ्गजाः । नारायणपरा लोका नारायणपरा मखाः ॥' ઇત્યાદિ શ્લોકોથી ઇન્દ્રાદિ દેવોની નારાયણશરીરતા કહેવા પૂર્વક તેમના આરાધનભૂત યજ્ઞ તપ યોગાદિ સર્વ કર્મોની નારાયણારાધનપરતા અને ફળપ્રદતા કહી છે. મધ્ય० ૧૧ 'અને જો ધર્મ-અર્થ ને કામસંબન્ધી જે ફળની ઇચ્છા તેનો ત્યાગ કરીને તેનાં તે શુભ કર્મ જો ભગવાનની પ્રસન્નતાર્થે કરે તો એજ શુભ કર્મ છે તે ભક્તિરૂપ થઈને કેવળ મોક્ષને અર્થે થાય છે. ત્યાં શ્લોક છે—'आमयो यश्च भूतानां...एवं नृणां क्रियायोगाः सर्वे संसृतिहेतवः । त एवाऽऽत्मविनाशाय कल्पन्ते कल्पिताः परे ॥' (આ રીતે સર્વ કર્મોની ભગવદારાધન વેષથી કરનારાને ભગવાનની પ્રસન્નતાદ્વારા **મોક્ષફળહેતુતા કહી**) પ્ર० ૧ 'ભગવાનની મૂર્તિ ચિંતામણિ તુલ્ય છે. જેમ કોઈક પુરુષના હાથમાં ચિંતામણિ હોય તે પુરુષ જે જે પદાર્થને ચિંતવે તે તે પ્રાપ્ત થાય છે તેમ' પ્ર० ૧૩ 'અને સુખ દુઃખરૂપ જે કર્મનાં ફળ તેને પમાડે છે' પ્ર० ૭૮ 'અને તેને વિષે સુખદુઃખનો જીવોને સંબન્ધ થાય છે તે સર્વે પુરુષોત્તમના હાથમાં છે' મધ્ય ૨૧ 'એતો એ જીવ ઇશ્વિર થકીપર જે પરમેશ્વર કર્મફળપ્રદાતા છે' અંત્ય ૩૭ 'અન્વયપણે અનેક બ્રહ્માંડને વિષે રહ્યા જે સર્વે જીવના સમૂહ તેમને વિષે તેમના યથાયોગ્ય કર્મફળ પ્રદાતાપણે અંતર્યામિરૂપે કરીને રહ્યા છે' (આથી અંતર્યામિરૂપથી **ફળપ્રદતા** કહી) પ્ર० ૬૫ 'એ તો એને કર્મના ફળપ્રદાતા જે પરમેશ્વર તે એ જીવને જ્યારે કર્મફળને ભોગવાવે છે ત્યારે ભોગવે છે' વર० ૬ 'નાસ્તિક એવા જે જૈન છે તે કેવળ કર્મનેજ કર્તા (ફળપ્રદાતા) કહે છે પણ પરમેશ્વરને કર્મ ફળ-પ્રદાતા નથી કહેતા તે નાસ્તિકનો મત ખોટો છે' (આથી કર્માદિ સર્વની ફળપ્રદતાનો નિષેધ કરીને એક **પરમેશ્વરનીજ ફળપ્રદતા** કહી) ઇત્યાદિ.

**પરમાત્માની જગત્કારણતા—**

પરમાત્માને જગતના જન્માદિ કારણપણે વર્ણવ્યા છે. 'यतो वा इमानि भूतानि जायन्ते, येन जातानि जीवन्ति, यत्प्रयन्त्यभिसंविशन्ति, तद्विजिज्ञासस्व तद्ब्रह्मेति' (तै. उ.) 'જેના થકી આ વિવિધ વિચિત્ર વિશ્વની ઉત્પત્તિ સ્થિતિ અને પ્રલય પ્રવર્તે છે તે **બ્રહ્મ** છે એમ જાણવું' બ્રહ્મનું એવું લક્ષણ શ્રુતિએજ કર્યું છે. આથી બ્રહ્મની વિલક્ષણતા જણાવી. આ અર્થ 'जन्माद्यस्य यतः' આ બ્રહ્મસૂત્રમાં સ્પષ્ટ છે. અભિપ્રાય એવો છે કે-લોકમાં **ઉપાદન, નિમિત્ત અને સહકારી** એમ ત્રણ પ્રકારે કારણ કહેવાય છે. તેમાં કાર્યરૂપે પરિણામને યોગ્ય જે વસ્તુ તે **ઉપાદાન** કહેવાય, જેમ ઘટકાર્યના પ્રત્યે મૃત્તિકા ઉપાદન છે. ઉપાદાન વસ્તુનો કાર્યરૂપે પરિણામ જે કરે તે કર્તા **નિમિત્ત** કહેવાય, જેમ કુલાલ ઉપાદાન વસ્તુ મૃત્તિકાનો ઘટ કાર્યરૂપે **પરિણામ** કરે છે. કાર્યની ઉત્પત્તિમાં ઉપકરણ થનાર જે વસ્તુ તે **સહકારિ** કહેવાય, જેમ ઘટોત્પત્તિ પ્રત્યે દંડ–ચક્રાદિ સહકારી છે. કર્તા કુલાલ દંડાદિકના સહકારથી મૃત્તિકામાંથી ઘટાદિકને બનાવે છે એવો સમુદિત અર્થ થયો. આ રીતે લોકમાં ત્રણેય કારણો જુદાં જુદાં જોવામાં આવે છે. આ લોકદૃષ્ટ ન્યાય પરમાત્મામાં લેવાનો નથી. એકજ પરમાત્મા સમસ્ત જગતના **ત્રિવિધ કારણ** છે. 'सदेव सोम्येदमग्र आसीदेकमेवाद्वितीयं' 'तदैक्षत बहु स्यां प्रजायेयेति तत्तेजोऽसृजत' એમ સચ્છબ્દવાચ્ય એકનેજ **નિમિત્ત ઉપાદાન**રૂપ કારણપણે કહે છે. તેમાં 'सदेवमग्रे एकमेवासीत्' એમ ઉપાદાનતાને પ્રતિપાદીને, 'अद्वितीयम्' એમ અન્ય અધિષ્ઠાતાનો પ્રતિષેધ કરીને, 'तदैक्षत' એમ એકનુંજ પ્રતિપાદન કરવામાં આવ્યું છે. જુદાં જુદાં કારણ કહેતા નથી. ભાવાર્થ એ છે કે–સૂક્ષ્મ ચિદચિદ્વિશિષ્ટપણે પોતેજ **ઉપાદાન** થાય છે અને સંકલ્પ વિશિષ્ટપણે પોતેજ **નિમિત્ત** થાય છે અને જ્ઞાનશકત્યાદિવિશિષ્ટપણે પોતેજ **સહકારી** થાય છે. એમ ત્રિવિધ કારણ એકજ બ્રહ્મ થાય છે. વળી 'येनाश्रुतं श्रुत भवत्यमतं मतमविज्ञातं विज्ञातं' એમ એક બ્રહ્મના વિજ્ઞાનથી સર્વનું વિજ્ઞાન થઈ જાય છે એવી પ્રતિજ્ઞા કરીને, 'यथा सोम्यैकेन मृत्पिण्डेन सर्वं मृण्मयं विज्ञातं स्यात्' એમ એક મૃત્તિકાપિંડના વિજ્ઞાનથી તેના કાર્યભૂત ઘટાદિકનું વિજ્ઞાન થઈ જાય છે એવું દૃષ્ટાંત આપ્યું છે. જો બ્રહ્મને કેવળ નિમિત્ત કારણજ માનવામાં આવે તો તેના વિજ્ઞાનથી સમસ્ત જગત જાણવામાં આવે નહિ. નિમિત્ત કારણ કુલાલના વિજ્ઞાનથી કાર્યભૂત ઘટાદિક જાણવામાં આવતા નથી. એમ થતાં પ્રતિજ્ઞા દૃષ્ટાંતનો બાધ આવે છે. જો બ્રહ્મનેજ ઉપાદાન માનવામાં આવે તો જેમ ઉપાદાનભૂત મૃત્તિકાપિંડના વિજ્ઞાનથી ઘટ મણિક આદિક જે તેનું કાર્ય તેનું વિજ્ઞાન થઈ જાય છે. તેમ સમસ્ત જગતના ઉપાદાન બ્રહ્મના વિજ્ઞાનથી તેના કાર્યભૂત જગતનું વિજ્ઞાન થઈ જાય છે. જે કારણ છે એજ અન્ય અવસ્થાને પામતાં કાર્ય કહેવાય છે. એથી દ્રવ્યાંતર થઈ જતું નથી. આ રીતે પ્રતિજ્ઞાવાક્ય અને દૃષ્ટાંતવાકયનો વિમર્શ કરતાં બન્ને કારણ બ્રહ્મજ છે એમ ચોકકસ થાય છે. લોકમાં ઉપાદાન અન્ય અને નિમિત્ત અન્ય જોવામાં આવે છે તેનું કારણ એ છે કે–અચેતન મૃત્તિકામાં જ્ઞાન નહિ હોવાથી

તે સ્વયં અધિષ્ઠાતા થઈ શકતી નથી, એટલે અન્ય અધિષ્ઠાતાની અપેક્ષા પડે છે. અધિષ્ઠાતા કુલાલમાં વિચિત્ર પરિણામશક્તિ નહિ હોવાથી સ્વયં ઉપાદન થઈ શકતો નથી, એટલે એને અન્ય મૃત્તિકાની અપેક્ષા પડે છે. બ્રહ્મતો સમસ્ત ઈતર થકી અતિવિલક્ષણ હોઈને 'यः सर्वज्ञः सर्ववित्' 'पराऽस्य शक्तिर्विविधैव श्रूयते' આમાં કહ્યા મુજબ **સર્વજ્ઞ સર્વશક્તિ** હોવાથી તેમનું એકનુંજ બન્ને કારણપણું ઘટતું આવે છે. શક્તિ અને અશક્તિ એજ સર્વત્ર નિયામિકા છે. કેવળ પ્રતિજ્ઞા, દૃષ્ટાંત અને સંકલ્પના ઉપદેશથીજ ઉભય કારણ બ્રહ્મ છે એમ નહિ 'ब्रह्म वनं स वृक्ष आसीत्...ब्रह्माध्यतिष्ठत्' આ શ્રુતિજ ઉપાદાન નિમિત્ત કારણ બ્રહ્મજ છે એમ સ્પષ્ટ પ્રતિપાદે છે. 'यद्भूतयोनिं परिपश्यन्ति धीराः' 'कर्तारमीशं पुरुषं ब्रह्म योनिम्' એમ પરમાત્માને સમસ્ત ભૂતોના યોનિપણે ઉપદેશેલા હોવાથી ઉપાદાન કારણ બ્રહ્મજ છે એમ સિદ્ધ થાય છે. **યોનિ**શબ્દ ઉપાદાનરૂપ અર્થમાં સ્વરસતઃ પ્રવર્તે છે. સંકલ્પ પ્રયત્નનો આશ્રય એનેજ **કર્તા** કહેવામાં આવે છે તો 'કર્તા' પદથી નિમિત્ત કારણ પણ બ્રહ્મજ છે એમ નક્કી થાય છે. આ રીતે જે ઉપાદાન છે એજ નિમિત્ત હોવાથી અભિન્નનિમિત્તોપાદાન કારણ બ્રહ્મજ છે એમ સુદૃઢ થાય છે. 'सोऽकामयत बहु स्यां...तदात्मानं स्वयमकुरुत' સ્રષ્ટા બ્રહ્મ પોતાનેજ વિવિધ વિચિત્ર જગદાકારે થવાનું કહે છે, તો બ્રહ્મજ ઉભયવિધ કારણ છે. સૃષ્ટિમાં કર્મત્વ અને કર્તૃત્વ એક બ્રહ્મનુંજ જણાવે છે. તેથી બ્રહ્મજ કારણ અને બ્રહ્મજ કાર્ય થાય છે. અવિભક્તનામરૂપ પોતે કારણ થાય અને વિભક્તનામરૂપ પોતે કાર્ય થાય છે. એટલે બન્નેનો એકમાં કશો વિરોધ આવતો નથી. બ્રહ્મનોજ કાર્ય કારણભાવ મુક્તકંઠે– 'स एव सृज्यः स च सर्वकर्ता स एव पात्यत्ति च पाल्यते च। ब्रह्माद्यवस्थाभिरशेषमूर्तिर्विष्णुर्वरिष्ठो वरदो वरेण्यः ॥' ઇત્યાદિ વચનોમાં કહ્યો છે.

પરમાત્માને ઉપાદાન કહીએ તો વિકારીપણાનો પ્રસંગ આવે, તેમને તો 'निरवद्यं निरञ्जनम्' 'अविकाराय शुद्धाय' એમ નિર્વિકારી કહે છે તેમાં વિરોધ આવશે? તો તેમ નથી. **ચિત્**-આત્માઓ અને **અચિત્**–પ્રકૃત્યાદિ આ બન્ને 'यस्यात्मा शरीरं' 'यस्य प्रकृतिः शरीरं' આમાં કહ્યા મુજબ પરમાત્માનાં વિશેષણ થાય છે, તેણે વિશિષ્ટ એવા પરમેશ્વરનો જગદાકારે પરિણામ થાય તથાપિ વિશેષ્ય જે સ્વરૂપ તેમાં વિકાર આવી શકતો નથી, પરિણામ તો વિશેષણદ્વારાજ કહેવાય છે. જેમ કરોળિયો પોતાના સ્વરૂપમાં વિકાર નહિ પામતાં પોતાના શરીરભૂત વિશેષણદ્વારા તંતુજાળરૂપ કાર્યપ્રત્યે ઉપાદાન થાય તેની પેઠે સમજી લેવું. વિશિષ્ટસ્વરૂપથી વિકારાશ્રયપણું પરમાત્મામાં પણ સ્વીકારવામાં આવ્યું છે. જેમ મનુષ્યાદિ શરીરવિશિષ્ટ અને સ્વરૂપથી નિર્વિકાર એવા ચેતન પુરુષમાં બાલત્વ યુવત્વ વૃદ્ધત્વ સ્થૂલત્વ આદિક સ્વીકારવામાં આવે છે તેમ આમાં પણ જાણી લેવું. આ અપેક્ષિત અર્થ 'यथोर्णनाभिः सृजते गृह्णते च...तथाऽक्षरात्संभवतीह विश्वम्' આ શ્રુતિએજ બહુ સારી રીતે સમજાવ્યો છે. શ્રુત્યર્થ એવો છે કે–જેમ કરોળિઓ પોતાના શરીરથકી તંતુ (લાળ) ને સર્જે છે અને પછી ગળી લે છે તેમ **અક્ષર**શબ્દવાચ્ય પરમાત્માથકી આ વિશ્વ સમુદ્ભવે છે. આ દૃષ્ટાંત સ્વરૂપથી

નિર્વિકાર એવાપણ પરમાત્માનું ઉપાદાન કારણપણું બરોબર ઘટાવી આપે છે. કરોળિયાના સ્વરૂપમાં વિકાર નથી તથાપિ લાળની ઉત્પત્તિમાં પોતે ઉપાદાન થાય છે. સૂક્ષ્મચિદચિદ્વિશિષ્ટ બ્રહ્મનું સ્થૂલચિદચિદ્વિશિષ્ટ બ્રહ્મમાં ઉપાદાનપણું દૃષ્ટાંતાનુસારે ઘટતું આવે છે. સ્વરૂપથી અવિકારી એવાપણ પરમાત્મામાં પોતાના શરીરભૂત ચિદ-ચિદ્દ્વારા વિકારનો અન્વય ઘટતો આવે છે. આ દૃષ્ટાંત મુજબ પરમાત્મા ઉપાદાન કારણ હોઈ શકે. કેટલાક પરમાત્માને માત્ર નિમિત્તકારણ માને છે, વિકારભયથી ઉપાદાન કારણ માનતા નથી, આ માન્યતા શ્રુતિસ્વારસ્યથી વિરુદ્ધ હોવાથી સ્વીકાર્ય નથી. સર્વજ્ઞ હોવાથી **નિમિત્ત** અને સર્વશક્તિ હોવાથી **ઉપાદન** એમ બન્ને કારણ હોઈ શકે છે. ઉપરનો અર્થ પ્રકૃત્યધિકરણમાં વ્યાસે બહુ સૂત્રોથી યુક્તિ ન્યાય દૃષ્ટાંત સાથે નિરૂપ્યો છે.

જે આ જગત્સર્ગાદિ વ્યાપાર છે તેતો દેવદેવ ભગવાનની એક **લીલા** છે. જેમ કરોળિઓ વિહારની વાંછાથી પોતામાં લીન રહેલા અને સ્વાંશભૂત તંતુને મુખથકી બહાર કાઢીને વિસ્તારીને તંતુજાળથી યથેચ્છ વિહાર કરીને પછી તેને ગળી જાય છે. તેમ પરમાત્માપણ લીલારસના અનુભવની વાંછાથી પોતાના અંશભૂત ચેતનાચેતન કે જે પ્રલયકાલમાં અતિસૂક્ષ્મ દશાને પામીને પોતાથકી અવિભક્ત હતા તેને સંકલ્પથી વિવેચન કરીને, સમષ્ટિ અને વ્યષ્ટિરૂપથી વિસ્તારીને તેનાથી વિહાર કરીને અંતે ઉપ-સંહાર કરી લે છે. જેમ બાળકો પ્રથમ ગૃહનિર્માણાદિકને કરીને રમીને પછી તેનો નાશ કરી નાખે છે એ બધું બાળકોની લીલારૂપ મનાય છે એમ સંહારપણ લીલાજ છે. લીલાનું લક્ષણ સર્વાર્થસિદ્ધિમાં 'प्रीतिविशेषप्रभवः स्वयंप्रियो व्यापारो लीला' એમ કર્યું છે. **'પ્રીતિવિશેષપ્રભવ'** એમ કહેલું હોવાથી પૂર્ણાનંદનીજ લીલાવ્યાપારમાં પ્રવૃત્તિ સ્વાભાવિકી છે એમ જણાવ્યું. **'સ્વયંપ્રિય'** એમ કહેલું હોવાથી પ્રથમ લીલા સિવાય અન્ય પ્રયોજનનો અભિસન્ધિ હતો નહિ એમ જણાવ્યું છે. સર્ગાદિકતો લીલામાત્ર છે એમ વ્યાસાદિકો 'मोदते भगवान् भूतैर्बालः क्रीडनकैरिव' ઇત્યાદિ વચનોથી કહે છે. આ અર્થ 'लोकवत्त लीलाकैवल्यं' આ વ્યાસ સૂત્રમાં અતિસ્પષ્ટ છે. જેમ લોકમાં સાતદ્વીપવાળી પૃથ્વીનો મોટો રાજા પોતે સંપૂર્ણ શૌર્ય વીર્ય પરાક્રમવાળો હોય તથાપિ તેના કેવળ લીલાજ પ્રયોજનવાળા દડો રમવો વગેરે આરંભો જોવામાં આવે છે તેમ પરમાત્મા અવાપ્તસમસ્તકામ અને પરિપૂર્ણ છે તથાપિ લીલાર્થેજ કેવળ પ્રવૃત્તિ કરે છે

વળી કૃપાળુ ભગવાન્ હિતાહિતના જ્ઞાન માટે બ્રહ્માદિ દ્વારા વેદોને પ્રવર્તાવે છે. અને કરણ કલેવરને પામેલા જીવની અંદર પ્રવેશ કરીને તેને સત્તા સંપાદન કરી આપીને હિતપ્રવૃત્તિ અને અહિતનિવૃત્તિની શકિતનો ઉદ્બોધ આપવાવડે રક્ષણ પણ કરે છે. 'विचित्रा देहसम्पत्तिरीश्वराय निवेदितुम् । पूर्वमेव कृता ब्रह्मन् हस्तपादादिसं-युता' આમાં કહ્યા પ્રમાણે પોતાનો આશ્રય કરવા માટે આપેલાં કરણ કલેવરાદિકને પૂર્વ-પૂર્વ વાસનાબલાત્ શબ્દાદિવિષયપરાયણ કરીને જ્યારે જીવ પોતાની આજ્ઞારૂપ

વિધિનિષેધ શાસ્ત્રને ઉલ્લંઘીને અત્યંત વિપરીત પ્રવૃત્તિવાળો થાય છે ત્યારે ભગવાન્ વિપરીતપ્રવૃત્તિમાં હેતુભૂત કરણ કલેવરાદિકનો ઉપસંહાર કરીને તેના હિતની ઇચ્છાથી તેને પ્રવૃત્તિનિવૃત્તિમાં અસમર્થ કરી દે છે. જેમ પુત્રવત્સલ પિતા અવિનીત અને અત્યંત વિપરીત માર્ગે પ્રવર્તેલા પુત્રને બાંધીને બંધીખાનામાં નાખી મૂકે છે તેમ. આ રીતે ભગવાને કરેલો જગત્સર્ગાદિ વ્યાપાર સ્વાર્થે છે અને પરાર્થે પણ છે. (લીલા એ **સ્વાર્થ** અને જીવરક્ષા એ **પરાર્થ** છે) આ રીતે ત્રિવિધ કારણ બ્રહ્મ જ છે. યદ્યપિ સર્ગાદિકમાં પ્રકૃતિ પુરુષ કાળ આદિ સહકારિની અપેક્ષા રાખે છે તથાપિ બ્રહ્મના સ્વાતંત્ર્યની હાની નથી. જેમ હાથ આદિકની સ્થિતિ શરીરાધીન છે તેમ તેઓની સ્વરૂપ સ્થિતિ વગેરે પરમાત્માને આધીન છે. તેઓ તો પરમાત્માની શક્તિરૂપ હોઈને સદાય પરતંત્ર છે. જેમ કોઈ મહાવીર નિરાયુધ એકાકીજ પોતાના બાહુ-બલથી સંગ્રામમાં પ્રતિભટોને જીતીને વિજયમાં સ્વતંત્ર થાય એમ આમાંપણ જાણવું. વિશેષ અર્થ શ્રીભાષ્યથકી જાણવો. આ રીતે ચેતનાચેતનવિશિષ્ટપણે પરમાત્માનું ઉભયકારણપણું ઘટતું આવે છે. આ પ્રકારે **'જગત્કારણત્વ'** લક્ષણ કર્યું છે તે ઘટતું આવે છે.

ઉપરનો તત્ત્વશાસ્ત્રાર્થ આ શાસ્ત્રમાં અતિ સ્પષ્ટ છે–પ્ર૦ ૧૩ 'એવા જે શ્રીકૃષ્ણ ભગવાન્ તે પ્રકૃતિપુરુષરૂપ જે પોતાની બે શક્તિઓ' (આથી જગતને **શક્તિપણે** કહીને તેની પરતંત્રતા કહી) પ્ર૦ ૫૧ 'અક્ષરાતીત એવાં જે પુરુષોત્તમ ભગવાન્ છે તે સર્વની ઉત્પત્તિ સ્થિતિ અને પ્રલય તેના કર્તા છે તે સર્વના કારણ છે અને જે કારણ હોય તે પોતાના કાર્યમાં વ્યાપક હોય અને જુદું પણ રહે' (આથી પરબ્રહ્મનું **ઉભયવિધ કારણપણું** અને તે છતાં **જુદાઈ** પણ કહી) પ્ર૦ ૫૬ 'અને સૃષ્ટિ રચવાને સમેપણ પ્રકૃતિપુરુષદ્વારે કરીને અનંતકોટિ બ્રહ્માંડોને એજ ભગવાન્ ઉપજાવે છે' પ્ર૦ **૫૯** 'સર્વના કર્તા છે અને પુરુષ કાળ કર્મ માયા ત્રણ ગુણ ચોવીશ તત્ત્વ બ્રહ્માદિક દેવ એ કોઈને આ બ્રહ્માંડના કર્તા જાણે નહિ, એક ભગવાન્ પુરુષોત્તમનેજ કર્તા જાણે' (આથી અન્ય કર્તૃત્વનો નિષેધ કરીને એક **ભગવાનની કર્તૃતા કહી**) પ્ર૦ ૬૮ 'અને જગતની જે ઉત્પત્તિ સ્થિતિ અને પ્રલય તેને પણ કાળે કરીને ને માયાએ કરીને ને કર્મે કરીને માનશે પણ પરમેશ્વર વતે નહિ માને એવો પાકો નાસ્તિક થશે...(**આથી અન્યને કર્તા માનવામાં મોટો દોષ કહ્યો**) શ્રીમદ્ભાગવત જેવા આસ્તિક ગ્રંથને વિષે કહી જે જગતની ઉત્પત્તિ સ્થિતિ પ્રલયરૂપ એવી ભગવાનની **લીલા** તેને સાંભળે' (આથી જગદુત્પત્ત્યાદિકને **લીલા તરીકે** કહી) પ્ર૦ ૭૮ 'તે માહાત્મ્ય એમ સમજવું જે અક્ષરાતીત એવા જે ભગવાન્ તેની ઇચ્છાએ કરીને અનંતકોટિ બ્રહ્માંડની ઉત્પત્તિ થાય છે...જેટલું ભગવાન કરે તેટલું જ થાય છે' (આથી **સ્વતંત્રપણે સર્વકર્તૃત્વ** અને તેમાં ઇચ્છા માત્રની **સહાયતા** કહી) કા૦ ૧૦ 'શ્રીકૃષ્ણ નારાયણ તેનું જ કર્યું સર્વે થાય છે પણ

કાળ કર્મ ને માયાદિક કોઈનું કર્યું કાંઈ થતું નથી એવી રીતે એક ભગવાનને વિષેજ એક કર્તાપણું સમજે. એજ કલ્યાણનું પરમ કારણ છે... ભગવાનેજ સર્વકર્તા જાણે અને જે જીવ ભગવાનને સર્વકર્તા હર્તા નથી જાણતો તો તેનાથી બીજો કોઈ પાપી નથી... ભગવાન વિના જે કાલ કર્માદિક તેને એ કર્તા જાણે છે' (આથી અન્યના કર્તૃત્વનો નિષેધ કરીને એક ભગવાનનીજ **સ્વતંત્ર કર્તૃતા** અને તેવા જ્ઞાનની જ **મોક્ષહેતુતા** કહી) લોયા ૨ 'અને સર્વના કારણરૂપ એવા ભગવાન્ તે મનુષ્ય જેવા છે તો પણ પોતાના અંગમાંથી યોગ કળાએ કરીને અનંત કોટિ બ્રહ્માંડને ઉત્પન્ન કરવાને સમર્થ છે ને પાછાં પોતાને વિષે લય કરવાને સમર્થ છે' (આથી ભગવાનની **સર્વકારણતા** કહી) લોયા ૧૩ 'પુરુષોત્તમ નારાયણ તે સર્વકર્તા છે સર્વકારણ છે અને કર્તુમકર્તુમન્યથાકર્તું સમર્થ છે' (આથી **સ્વતંત્ર સર્વકર્તૃત્વ** કહ્યું) મધ્ય ૨૧ 'અને કલ્યાણને અર્થે તો ભગવાનને સર્વના કર્તા હર્તા જાણવા એજ છે... જીવ ઈશ્વરના કર્મને અનુસારે સ્વમસૃષ્ટિને સર્જે છે માટે સર્વકર્તા તે પરમેશ્વરજ છે' (આથી **કર્તૃત્વજ્ઞાનને કલ્યાણકારણ** કહ્યું) અં૰સં૰ ૩૮ 'સર્વ કારણના કારણ છે' કા૰ ૧ 'એવી રીતે જીવ અને ઈશ્વર એ બેય જ્યારે રૂપપણે થાય છે ત્યારે જે ભગવાન પ્રકાશે છે અને જ્યારે એ જીવ ને ઈશ્વર બેય નામરૂપરહિતથકા સુષુપ્તિમાં ને પ્રધાનમાં રહે છે ત્યારે પણ જે ભગવાન્ પ્રકાશે છે, કાળને પણ જે ભગવાન્ પ્રકાશે છે... એવા જે ભગવાન્ તેને આ જગતની ઉત્પત્તિ અને સ્થિતિનું કરવું છે તે કાંઈ પોતાને અર્થે નથી. કાંજે ભાગવતમાં કહ્યું છે જે 'बुद्धीन्द्रियमनःप्राणान् जनानामसृजत् प्रभुः। मात्रार्थं च भवार्थं च ह्यात्मनेऽकल्पनाय च ॥' માટે જગતની ઉત્પત્તિ કરે છે તે પણ જીવના કલ્યાણને અર્થે કરે છે અને સ્થિતિ કરે છે તે પણ જીવના કલ્યાણને અર્થે કરે છે અને પ્રલય કરે છે તે પણ જીવને અર્થે કરે છે, કાંજે નાના પ્રકારની સંસૃતિએ કરીને થાકયા જે જીવ તેના વિશ્રામને અર્થે પ્રલય કરે છે. એવી રીતે સર્વ પ્રકારે જીવના હિતને અર્થે પ્રવર્ત્યા એવા જે ભગવાન્ (આથી ભગવાનની જે સૃષ્ટયાદિ સમગ્ર પ્રવૃત્તિ તે **પરાર્થે** કહી. સર્વમાં પોતપોતાનું કાર્ય કરવાની શક્તિ પ્રેરવી એજ **પ્રકાશ** શબ્દનો અર્થ સમજવો.) પ્ર૰ ૭૮ 'પ્રભુની સર્વે ક્રિયા કલ્યાણને અર્થે છે' લોયા ૧૦ જેમ કરોળીયો પોતાની લાળને વિસ્તારીને પાછી સ્વતંત્રપણે ગળવી ઘટે ત્યારે ગળી લે છે' આ દૃષ્ટાંત અન્ય અર્થમાં આપ્યું છે પણ પરમાત્માના લીલારૂપ કર્તૃત્વ હર્તૃત્વમાં પણ લેવું. વ૰ ઉપો. 'અનંતકોટિબ્રહ્માંડની જે ઉત્પત્તિ સ્થિતિ ને પ્રલય તે રૂપ છે **લીલા** જેમની એવા છે' (આથી જગદ્વ્યાપારની **લીલાપ્રયોજનતા** કહી) ઇત્યાદિ.

निर्दोषानन्तकल्याणगुणगणनिधिः सर्वदा सर्वभूत-<br>व्रातस्याधार एकोऽप्रतिहतसकलव्यापिशास्तिश्च शेषी।<br>सेव्यः सर्वान्तरात्मा च सकलफलदः सर्वकर्ताऽक्षरस्थः<br>श्रीकृष्णोऽस्मान्स पुष्णात्वनितरशरणान् स्वामिनारायणात्मा ॥ १ ॥

## પરમાત્માની સાકારતા—

પરમાત્માનું અહમર્થ **સ્વરૂપ** અને તેના જ્ઞાનાદિ **ગુણો** નિરૂપ્યા.હવે **રૂપ** નિરૂપાય છે. આ પ્રકરણમાં **રૂપ મૂર્તિ આકૃતિ આકાર શરીર વપુ વિગ્રહ તનુ** વિગેરે શબ્દો એકાર્થ સમજવા અને તેની વિલક્ષણ દ્રવ્યતાને જણાવનારા **દિવ્ય અપ્રાકૃત અમાયિક શુદ્ધસત્વ નિર્ગુણ** વિગેરે શબ્દો સમજવા. શાસ્ત્રો એક તરફથી પરમાત્માને આત્મસ્વરૂપથી સર્વત્ર વ્યાપક અને બીજી તરફથી નિત્ય ધામમાં નિત્યમુકતો સાથે નિત્ય સ્થિતિને કહે છે, તે જો રૂપનો યોગ લેવામાં આવે તો ઘટતી આવે. એ ઘટાવવાજ રૂપનો યોગ વર્ણવ્યો છે. એક પ્રદેશમાં રહેવાપણું બહુધા વર્ણવેલું હોવાથી રૂપની સિદ્ધિ થાય છે. શ્રીહરિ પણ મધ્ય૦ ૩૫ 'સાકાર ન હોય તેને વિષે...એક દેશને વિષે રહેવાપણું ન કહેવાય' એમ એકદેશસ્થત્વથી સાકારત્વની સિદ્ધિને કહે છે. **સ્વરૂપથી સર્વત્ર સ્થિતિ અને રૂપથી એકત્ર સ્થિતિ** એમ વ્યવસ્થા થતાં બન્ને વાકયોની સંગતિ થાય છે.

આ **રૂપ** શ્રુતિસ્મૃતિસિદ્ધ છે 'वेदाहमेतं [illegible] महान्तं । आदित्यवर्णं तमसः परस्तात्' महान्तं–અપરિચ્છિન્નસ્વરૂપ-રૂપ-ગુણ-વિભૂતિવાળા પરમપુરુષ નારાયણને હું જાણું છું. કેવા ? તો આદિત્યને સમાન દેદીપ્યમાન વર્ણવાળા વિગ્રહથી વિશિષ્ટ છે. વળી કેવા ? તો **તમ:** શબ્દવાચ્ય મૂળ પ્રકૃતિથકી પર (પરમ પદમાં) વર્તતા છે. 'आदित्यवर्णं' આ પદથી જે સ્વાસાધારણ નિરતિશય દીપ્તિપર્યાય ઉજ્જવળ વર્ણનો યોગ વર્ણવ્યો તે અહમર્થ સર્વાત્મભૂત જ્ઞાનસ્વરૂપમાં ઘટતો આવતો નથી, હસ્તપાદાદિ અવયવવાળા વિગ્રહદ્વારાજ તેનો યોગ ઘટતો આવે, તો વિલક્ષણ વિગ્રહની સિદ્ધિ થાય છે. **તમઃ**–શબ્દવાચ્ય ત્રિગુણ પ્રકૃતિથકી પર કહેલ હોવાથી વિગ્રહની **અપ્રાકૃતતા** પણ ફલિત થાય છે. એમ હોવાથી ભાષ્યમાં બન્ને પદનો ભેગો અર્થ 'अप्राकृतस्वासाधारणदिव्यरूपं' એમ કર્યો છે. વળી આ પ્રકરણમાં **દેશવિશેષવર્તિત્વ નિત્યમુક્તસેવ્યત્વ લક્ષ્મી-પતિત્વ** આદિક કહ્યું છે તે પણ વિગ્રહના યોગથીજ ઘટતું આવે. 'क्षयन्तमस्य रजसः पराके' રજોગુણાત્મક પ્રકૃતિથકી પર (પરમ પદમાં) 'क्षयन्तं' નિવાસ કરી રહેલા. સર્વવ્યાપક પરમાત્માનો દેશવિશેષમાં કહેલો નિવાસ વિગ્રહ વિના અઘટિત હોવાથી વિગ્રહની સિદ્ધિ થાય છે. આ બે શ્રુતિઓથી **પરમ પદમાં રહેવાપણું અને નિત્ય દિવ્યવિગ્રહપણું સિદ્ધ થયું.**

'सर्वे निमेषा जज्ञिरे विद्युतः पुरुषादधि' **વિદ્યુત:**—વિજળીસમાન પ્રકાશમાન વર્ણવાળા પરમપુરુષથકી સર્વે નિમેષો ઉત્પન્ન થયા છે. અહીં જે વર્ણનો યોગ કહ્યો તે સ્વરૂપમાં અઘટિત હોવાથી વિગ્રહદ્વારાજ ઘટાવવો ઘટે. આથી **વિગ્રહની સિદ્ધિ** થાય છે. 'भारूपः...सर्वकामः सर्वगन्धः सर्वरसः' અપ્રાકૃત સ્વાસાધારણ નિરતિશયકલ્યાણ દિવ્ય રૂપધારી હોવાથી નિરતિશય દીપ્તિએ યુકત છે માટે **ભારૂપ** કહ્યા છે. દીપ્તિધર્મવાળાપણું રૂપદ્વારાજ ઘટિત હોવાથી રૂપની સિદ્ધિ થાય છે. સાક્ષાત્

રૂપશબ્દ પણ છે. અપ્રાકૃત ભોગ્ય ભોગોપકરણ ભોગસ્થાનાદિક સર્વવિધ કામ્ય વસ્તુઓએ સદા સમૃદ્ધ હોવાથી **સર્વકામ** કહ્યા છે. નિરવશેષ શુભ દિવ્ય ગંધવાળા તથા નિરવશેષ શુભ દિવ્ય રસવાળા હોવાથી **'સર્વગન્ધ સર્વરસ'** એમ કહ્યા છે. અહીં જે ગંધ રસાદિ કહ્યા તેનો સાક્ષાત્ અન્વય નિરવયવ સ્વરૂપમાં અસંભવિત હોવાથી દેહદ્વારાજ તેનો અન્વય કહેવો જોઈએ. એમ કહેલાં આ બે પદથી દિવ્ય દેહની સિદ્ધિ થાય છે. 'यदा पश्यः पश्यते रुक्मवर्णं' **રુકમ**શબ્દ સુવર્ણપર્યાય છે. રુકમવર્ણપણું વર્ણના આશ્રયભૂત વપુમાં ઘટિત હોવાથી વપુની સિદ્ધિ થાય છે. 'परात्परं पुरुष-मुपैति दिव्यम्' આમાં પુરુષનું દિવ્ય સ્થાનમાં રહેવારૂપ **દિવ્યત્વ** કહ્યું તે વિલક્ષણ વિગ્રહદ્વારાજ ઘટિત હોવાથી વિગ્રહની સિદ્ધિ થાય છે.

'व्यूह रश्मीन् समूह तेजो यत्ते कल्याणतमं रूपं तत्ते पश्यामि' આપના દિવ્ય દેહના **રશ્મિ**શબ્દવાચ્ય કિરણોને ક્ષણમાત્ર ઉપસંહરો, કેમકે અમે આપનાં દર્શન માટે અસમર્થ છીએ. અમારા નયનને સુખ સંપાદે એવા શાંત તેજને ભેગું કરી આપો કે જેથી આપના કલ્યાણતમ રૂપને અમે સાક્ષાત્ કરીએ. આમાં તેજનો ઉપસંહાર અને સમૂહ કરવાની વાત કરી તે સ્વરૂપમાં અઘટિત હોવાથી રૂપમાં જ ઘટાવવી પડે. એમ થતાં રૂપની સિદ્ધિ સ્વયં થાય છે. વળી આમાં તો સાક્ષાત્ **રૂપ**શબ્દજ હોવાથી રૂપના સદ્ભાવમાં સંશયજ રહેતો નથી. વળી 'ते रूपं' એમ વ્યતિરેક વ્યપદેશ હોવાથી સ્વરૂપ અને રૂપ વચ્ચે વાસ્તવિક ભેદ આપણા દેહાત્મા જેવો સિદ્ધ થાય છે. રૂપને **'કલ્યાણતમ'** એવું વિશેષણ આપેલું હોવાથી સૌન્દર્ય લાવણ્ય આદિક ગુણાતિશયને લીધે સર્વ કલ્યાણોની અપેક્ષાએ અતિશય કલ્યાણ (અતિભોગ્ય) કહેલું હોવાથી જ્ઞાનાનંદમય પરમાત્માને પણ અતિભોગ્ય છે. એટલે પરમાત્માને બહુ પ્રિય છે. એમ આ મંત્ર ખાસ દિવ્ય રૂપના નિરૂપણપર છે. 'यमेवैष वृणुते तेन लभ्यस्तस्यैष आत्मा विवृणुते तनूं स्वाम्' જેની ઉપર પરમાત્મા પ્રસન્ન થાય છે તેને જ તેમની લબ્ધિ થાય છે અને તેનેજ પોતાની તનૂ–મૂર્તિનાં દર્શન આપે છે. આમાં દેહ અર્થ થાય એવો **તનુ** શબ્દ હોવાથી વિગ્રહની સિદ્ધિ થાય છે. 'दिव्यो देव एको नारायणः' આથી નારાયણની દિવ્યાકારતા સુસિદ્ધ થાય છે. 'परात्परं पुरिशयं पुरुषमीक्षते' દિવ્ય પુરિ (ધામ) માં પુરુષની સ્થિતિ કહેલી હોવાથી પુરુષા-કારતા સાબીત થાય છે. ઇત્યાદિ અને શ્રુતિઓમાં સાક્ષાત્ શબ્દથી કે અર્થથી રૂપનું વર્ણન છે.

'परमात्मा वासुदेवो भगवान् दिव्यविग्रहः' 'अप्राकृततनुर्देवो दिव्याकृतिधरो युवा' 'न तस्य प्राकृता मूर्तिर्मांसमेदोऽस्थिसंभवा' 'न भूतसङ्घसंस्थानो देहोऽस्य परमात्मनः' 'तद्विश्वरूपवैरूप्यं रूपमन्यद्धरेर्महत्' ઇત્યાદિ સ્મૃતિઓમાં પરમાત્માને અપ્રાકૃત વિશ્વ-વિલક્ષણ દિવ્ય રૂપનો સદ્ભાવ વર્ણવ્યો છે.

આ પ્રબન્ધમાં પરમાત્માનું સાકારત્વ બહુધા વર્ણવ્યું છે–પ્ર૦ ૯ 'તેજોમય **રૂપ** છે' પ્ર૦ ૪૫ 'પુરુષોત્તમ છે તે તો સદા **સાકારજ** છે' લોયા ૧૪ 'રામાનુજનો

મત છે...પોતાના અક્ષરધામનેવિષે સદા **દિવ્યાકાર**થકા વિરાજમાન છે' પં૦ ૪ 'ઇત્યાદિક જે શાસ્ત્ર તેને વિષે ભગવાનનું સનાતન અનાદિ **દિવ્ય** એવું જે **મૂળ રૂપ** પોતાના અક્ષરધામમાં રહ્યું છે' વર. ૧૨ 'અક્ષરધામ તેને વિષે જે ભગવાન્ સદા **દિવ્ય**મૂર્તિથકા વિરાજમાન છે' અંત્ય ૩૧ 'ભગવાનનું ધામ તેને વિષે જે પુરુષોત્તમ ભગવાનની **આકૃતિ** રહી છે' અંત્ય ૩૩ 'તેજના મંડળને વિષે **દિવ્યમૂર્તિ** એવા જે વાસુદેવ ભગવાન્' અંત્ય ૩૫ 'ભગવાનને ક્યારેપણ નિરાકાર ન સમજે સદાય દિવ્ય **સાકારમૂર્તિ** સમજે'. ઇત્યાદિ.

## પરમાત્માના રૂપની પુરુષાકારતા—

પરમાત્માનું જે આ **રૂપ** વર્ણવ્યું તે બીજા કોઈ આકારવાળું નહિ, પરંતુ પુરુષના જેવાજ કર ચરણ મુખ મસ્તકાદિ અવયવવાળુંજ છે. જે પ્રમાણોથી રૂપ સ્વીકારવામાં આવે છે એજ પ્રમાણો રૂપની **પુરુષાકારતાને** પ્રતિપાદે છે.'पुरुषविधः' આ શ્રુતિ પુરુષના જેવાજ **વિધા**—પ્રકારને કહે છે. 'हिरण्मयः पुरुषो दृश्यते हिरण्यश्मश्रुर्हिरण्यकेश आप्रणखात्सर्वं एव सुवर्णः तस्य यथा कप्यासं पुण्डरीकमेवं क्षीणि' આ શ્રુતિ કમળલોચન, કમનીય શ્મશ્રુ (પુરુષાકારની પ્રતીતિ કરાવનારા દાઢી મુંછના કેશો) કેશ નખ આદિક જેમાં છે એવા મસ્તક કર ચરણાદિ અવયવોને વર્ણવવા પૂર્વક રૂપની **પુરુષાકારતાને** પ્રદર્શાવે છે. 'अन्तस्तद्धर्मोपदेशात्' આ સૂત્રના ભાષ્યમાં રામાનુજાચાર્યે શ્રુતિ આદિકના પ્રમાણોથી આ અર્થ સુસિદ્ધ કર્યો છે. વેદાંતસારમાં તો 'पुरुषाकारः **परमात्मैव**' એમ સાક્ષાત્ શબ્દ લખીને **પુરુષાકારતા** સમર્થન કરી છે. શિક્ષાપત્રી શ્લો૦ ૧૦૮ની ટીકામાં 'पुरुषाकारत्वात्पुरुषः' એમ **પુરુષ** શબ્દનો અર્થ કરતાં **પુરુષાકારતા** કહી છે. મધ્ય૦ ૧૩ માં પર રૂપના વર્ણન પ્રસંગે 'એ મૂર્તિતો અતિસૌમ્ય છે અને **મનુષ્યના જેવી આકૃતિ** છે.' અંત્ય ૩૮ 'ભગવાનનો અને મુક્તનો જે આકાર છે તે **પુરુષના જેવો દ્વિભુજ** છે' લોયા ૪ 'નારાયણતો સદા **મનુષ્યાકૃતિ** છે' એમ શ્રીમુખે **મનુષ્યાકારતા** કહી છે.

## પર રૂપની સર્વાંગસંપૂર્ણતા—

આ જે પુરુષાકાર **રૂપ** તે સર્વ અવયવોએ સંપન્ન છે. અવયવોની વિકળતામાં તો કર્મ કારણ છે. પરમાત્માતો કર્મવશ નહોવાથી ઇચ્છામાત્રથી પરિકલ્પેલા **રૂપ**માં અવયવોની વિકળતાને સ્વલ્પ પણ સ્થાન નથી. આ અર્થ 'बुद्धिमनोङ्गप्रत्यङ्गवत्तां भगवति लक्षयामहे शास्त्रशब्देभ्यः' એવું વિષ્ણુનામસહસ્રભાષ્યમાં વચન છે અને 'इन्द्रियाकाराङ्गप्रत्यङ्गव्यञ्जनवती' એવું રહસ્યામ્નાયમાં વચન છે. ભાગવતમાં 'ध्यायेद्देवं समग्राङ्गं यावन्न च्यवते मनः' એમ સર્વાંગપૂર્ણતા કહી છે. વર૦ ૨ 'ભગવાન છે તે કર ચરણાદિક સમગ્ર અંગે કરીને સંપૂર્ણ છે અને લેશમાત્ર પણ કોઈ અંગે **વિકળ** નથી' એવું શ્રીમુખ વચન છે.

આ **રૂપ** પુરુષવિધ હોવાથી પુરુષપરિમાણ સમજી લેવું. પુરુષમાં કોઈ ટુંકો કે લાંબો હોય છે તેવું નથી. આ તો હ્રસ્વત્વાદિક દોષે રહિત છે. રામાયણમાં રૂપ વર્ણન પ્રસંગે 'समः' એવુ વિશેષણ આપીને અતિદીર્ઘ નહિ તેમ અતિહ્રસ્વ નહિ. અર્થાત્ શોભે એવી ઉચિત ઉન્નતતાએ યુક્ત છે એમ કહ્યું છે. 'षण्णवत्यङ्गुलोच्छ्रायः सार्वभौमो

भवेन्नरः' એમ સામુદ્રિકમાં ૯૬ આંગળ ઊંચાઈની સુલક્ષણતા કહી છે. રૂપનું આ માપ ઉત્તમ છે. સવાચોસઠ તસુ માપ કહેવાય છે તે પણ તસુથી માપતાં ઉપરનું માપ લગભગ બરોબર મળી આવે છે. સ. પ્ર-૧અ-૨૨ માં સર્વાંગસુંદર દિવ્ય વિગ્રહને વર્ણવીને છેવટે 'एवं महापुरुषलक्षणलक्षितम्' એમ મહાપુરુષનાં લક્ષણોએ લક્ષિત કહ્યું છે. રૂપની જે સુંદરતા તે કર ચરણાદિ અવયવોની સુંદરતાથીજ છે. જો અવયવો વિરૂપ હોય તો રૂપપણ કુરૂપજ હોય એ દેખીતી વાત છે. માટેજ 'रूपानुरूपसम्पूर्णदिव्यावयवलक्षितम्' (વા. મા.) 'રૂપને અનુરૂપ સંપૂર્ણ દિવ્ય અવયવોએ સંપન્ન' એમ રૂપને વર્ણવ્યું છે. રૂપમાં રહેલા સમસ્ત અવયવો ન્યૂન અધિક માપવાળા નહિ પણ સમ માપવાળા અને વળી **વિભક્ત**–એક બીજા સાથે કોઈ અંશે નહિ મળી ચોટી ગમેલા જુદા જુદા છે. આ અર્થ समविभक्तसर्वाङ्गः' (રામાયણ) આ વચનમાં વ્યકત છે. આ રીતે મહાપુરુષ ભગવાનનું રૂપ **સર્વગુણે સંપન્ન** અને **સર્વ દોષે રહિત વિશ્વવિલક્ષણ દિવ્ય છે.**

## પર રૂપની નિત્યતા—

**આ રૂપ** નિત્યેચ્છાસિદ્ધ હોવાથી **નિત્ય** છે, પણ કાલ્પનિક કે આગંતુક નથી. નિત્યત્વને નિરૂપનારાં પ્રમાણો 'नित्यं नित्याकृतिधरं तेजसा सूर्यवर्चसम्' 'नित्यसिद्धे तदाकारे' 'नित्यालिङ्गा स्वाभावसंसिद्धिः' 'नास्ति विष्णोः परं तत्त्वं तस्य कालातपरा तनुः' 'सदैकरूपरूपाय' 'यद्रूपं ध्रुवमकृतकं' ઇત્યાદિ અનેક છે. 'सदा पश्यन्ति सूरयः' એમ દિવ્યરૂપની નિત્યમુક્તોએ સદા દૃશ્યતા કહેલી હોવાથી અને વળી 'कृष्णसेवा मुक्तिश्च गम्यताम्' એમ સેવારૂપ મુકિત આપવાની હોવાથી તેના નિર્વાહ માટે દૃશ્ય સેવ્ય રૂપની **સદાતનતા** અવશ્ય સ્વીકારવી જ પડે. 'આ કાળમાં છે અને આ કાળમાં નથી' એવા કાળપરિચ્છેદે રહિતપણું એજ **નિત્યત્વ** જાણવું. જેમ સ્વરૂપ નિત્ય છે તેમ રૂપ પણ નિત્ય સ્વતઃસિદ્ધ છે. પ્ર० ६६ 'ભગવાનતો **નિત્ય** દિવ્યમૂર્તિ છે' લોયા ૧૮ 'ભગવાનનું **અનાદિ** રૂપ છે' અંત્ય ૩૬ 'ભગવાનને બ્રહ્મજ્યોતિના સમૂહને વિષે **અનાદિ** સાકાર સમજવા' અંત્ય ૩૮ 'માયાના કાર્યમાંથી ઉત્પન્ન થયા જે આકારમાત્ર તે સર્વે મિથ્યા છે, કેમ જે એ સર્વે કાળે કરીને નાશ પામે છે. અને અક્ષરધામને વિષે જે ભગવાનનો આકાર છે...તે **સત્ય** છે' આ રીતે આકારની સહેતુક **નિત્યતા** શ્રીમુખે કહી છે. **નિત્ય સત્ય અનાદિ** શબ્દો એકાર્થ છે.

## પરમાત્માના રૂપની અપ્રાકૃતતા—

પરમાત્માને ભલે નિત્ય રૂપનો સદ્‌ભાવ મોનો, પરંતુ તે રૂપ કયા દ્રવ્યવાળું છે એ એક મહા પ્રશ્ન છે. **પ્રાકૃત** કહીએ તો આપણા જેવા એ પણ એક સંસારી ઠરે. **અપ્રાકૃત** કહીએ તો ભગવત્સ્વરૂપ એજ રૂપ છે કે બીજું કોઈ તત્ત્વ છે ? એવો વિકલ્પ આવે. જો પરમાત્મસ્વરૂપજ રૂપરૂપે થાય છે એમ કહીએ તો અહમર્થભૂત સર્વાત્મભૂત અવિકારી અચ્યુત નિરંશ નિરવયવ એવા સ્વરૂપના પરિણામનો પ્રસંગ આવે. અપરિણામી સ્વરૂપમાં પરિણામ થયા વિના પાણિ પાદ મુખાદિ વિવિધ વિલક્ષણ અવયવોવાળું રૂપ

બને નહિ. જો જ્ઞાનસ્વરૂપથકી અન્ય તત્ત્વમાંથી રૂપ થયું છે એમ કહીએ તો અન્ય અધિક તત્ત્વ નહિ હોવાથી અસંભવ દોષ આવે. કેમકે તત્ત્વતો પ્રકૃતિ પુરુષ ઇશ્વર કાળ આટલાંજ માન્યાં છે. આમાંથી કયું તત્ત્વ લેવું કે જેમાંથી રૂપ થાય. આવી મોટી ભાંજગડ ઉભી થાય છે. આ કારણોથી રૂપનો સદ્‌ભાવ કોઈ રીતે સાધી શકાતો નથી. ઇત્યાદિ અનેક આશંકાઓ આવે છે તેનું નિરાકરણ એક પૃથક્ **દિવ્ય દ્રવ્ય** સ્વીકારીને કર્યું છે. આ **દ્રવ્ય** 'पादोऽस्य विश्वा भूतानि त्रिपादस्यामृतं दिवि' 'आदित्यवर्णं तमसः परस्तात्' 'तमसः परमो धाता' 'दिव्ये ब्रह्मपुरे ह्येष व्योमन्यात्मा प्रतिष्ठितः' 'वैकुण्ठे तु परे लोके' 'गोलोको धाम चेप्सितम्' 'स्वसत्ताभासकं सत्त्वं गुणसत्त्वाद्विलक्षणम्' ઇત્યાદિ શ્રુતિ–સ્મૃતિઓમાં પ્રખ્યાત છે. આને પ્રકૃતિના સત્ત્વ રજ તમથકી વિલક્ષણ અને શુદ્ધ સત્ત્વના આશ્રયભૂત હોવાથી **શુદ્ધસત્ત્વ** સંજ્ઞાથી કહે છે. આ દ્રવ્યમાં જે સત્ત્વ કહ્યો તે માયાના સત્ત્વગુણ થકી જુદો, સ્વસત્તાથી ભાસમાન છે. માયાનો હોય તો હેય હોય. દ્રવ્ય કહ્યું તો તેમાં કોઈ ગુણ સ્વીકારવોજ પડે. આનેજ **નિત્યવિભૂતિ પરાપ્રકૃતિ ચૈતન્ય પ્રકૃતિ** આદિક નામાંતરથી કહે છે. આ દ્રવ્ય અવ્યક્તશબ્દવાચ્ય પ્રકૃતિની અંદરનું કોઈ નહિ પણ તેનાથી અત્યંત વિલક્ષણ અપ્રાકૃત દિવ્યપર્યાય છે. આ દ્રવ્યના સંબન્ધથી જન્મ મરણાદિ સંસારદોષોની પ્રવૃત્તિ નહિ થતી હોવાથી એને **નિર્દોષ નિર્ગુણ** પણ કહે છે. આવા શાસ્ત્રસિદ્ધ પ્રકૃતિવિલક્ષણ દિવ્ય દ્રવ્યમાંથી પરમાત્માનું હસ્તપાદાદિ અવયવવાળું રૂપ અનાદિથી બંધાએલું છે. જ્ઞાનાત્મસ્વરૂપ થકી પૃથક્ અને પ્રકૃતિથકી પૃથક્ એવા જે દ્રવ્યનો ભગવદ્વિગ્રહ છે તેજ દ્રવ્યના મુક્તવિગ્રહો અનાદિથી વર્તે છે. માટેજ સારૂપ્યમુક્તિ ઘટતી આવે છે. **'અહમર્થ આત્મસ્વરૂપજ વિચિત્ર વિગ્રહાકારે થાય છે'** એમ માનવામાં આવે તો 'સ્વરૂપજ વિચિત્ર વિવિધ વિશ્વાકારે થાય છે' એમ પણ માનવું પડે. એમ તો મનાય તેમ નથી. માટેજ સ્વરૂપ થકી વિગ્રહ જુદાજ દ્રવ્યનો છે એમજ માનવું યુક્તિયુક્ત યોગ્ય છે. કેટલાક રૂપને સ્વીકારીને પણ પ્રાકૃત માયિક માને છે તેનું આથી ખંડન થાય છે.

આ જે **અપ્રાકૃત દ્રવ્ય** કહ્યું તે નિત્યમુક્તો અને તેમણે સેવ્ય ભગવાનની ઇચ્છાને અનુસારે તેમના **શરીર, ઇન્દ્રિયો, પ્રાણ, ભૂષણ આયુધ સ્થાન** આદિક બહુ પ્રકારે નિત્ય રહેનાર હોવાથી **'નિત્યવિભૂતિ'** એવા સાર્થક નામથી પણ કહેવાય છે. યતીન્દ્રમતદીપિકામાં–"सा विभूतिरीश्वरस्य नित्यानां मुक्तानां चेश्वरसङ्कल्पात् भोग्यभोगोपकरणभोगस्थानरूपा च भवति । भोग्यमीश्वरशरीरादि" એમ નિત્યવિભૂતિને ભોગ્ય (ઇશ્વર મુક્ત શરીરાદિ) ભોગોપકરણ (ચંદન પુષ્પાદિ) અને ભોગસ્થાન (ધામાદિ) દિવ્ય તમામ પદાર્થ રૂપે રહેનારી કહે છે. તાત્પર્ય એ કે– જેમ પ્રકૃતિ દ્રવ્યમાંથી આપણાં ભોગ્ય ભોગોપકરણ ભોગસ્થાનાદિ થયાં છે, તેમ અપ્રાકૃત દિવ્ય દ્રવ્યમાંથી ભોગ્ય ભોગોપકરણ ભોગસ્થાનાદિ થયાં છે. 'दिव्यं कृष्णस्य रूपं भवति च सततं तस्य लोकोऽपि दिव्यो' (स. प्र. ૩ અ. ૨૯) એમ ભગવાનનું

રૂપ, લોક, ભોગ, ભોગ્યવસ્તુઓ, પાર્ષદો, રુક્મિણી આદિક સ્ત્રીઓ, સ્ત્રી પુરુષ ભક્તો, તેમની ક્રિયાઓ, એ સર્વની દિવ્યતા કહી છે.

પરમાત્માની **લીલાવિભૂતિ** અને **નિત્યવિભૂતિ** એમ બે વિભૂતિઓ છે– **'तमसः परस्तात्' 'प्रकृतेः परस्तात्'** એમ બન્ને વચ્ચે સીમાભેદ દર્શાવ્યો છે. બન્નેને અપરિચ્છિન્ન કહેલી હોવાથી ઉપર ઉપર **નિત્યવિભૂતિ** અપરિચ્છિન્ન છે અને નીચે નીચે **લીલાવિભૂતિ** અપરિચ્છિન્ન છે. પ્રાકૃતોના દેહાદિ લીલાવિભૂતિમાંથી થાય છે અને અપ્રાકૃત ઈશ્વર મુક્તાદિકના દેહાદિ નિત્યવિભૂતિમાંથી થાય છે. આ રીતે બન્નેનો આત્યંતિક તત્ત્વભેદ છે. આવી વ્યવસ્થા હોવાથી અક્ષરધામાદિકનું જે રસિક આશ્ચર્યકારી વર્ણન આપ્યું છે તે સઘળું સંગત થાય છે.

'ज्ञानानन्दमया लोकाः' એમ આ વિભૂતિને **જ્ઞાનાનંદાત્મિકા** કહે છે તેતો **સ્વયંપ્રકાશ** હોવાથી તેમજ અનુકૂળસ્વભાવ હોવાથી તેમજ જ્ઞાનાનંદાદિ ગુણોને આચ્છાદન ન કરતાં બહાર પ્રકાશમાં લાવનાર હોવાથી ઉપચારથી **જ્ઞાનાનંદાત્મક** કહેવાય છે. વસ્તુતઃ જ્ઞાનાનંદાત્મક તો પરમાત્મા અમે જીવાત્મા એ બેજ તત્ત્વ છે. આવી તત્ત્વસ્થિતિ હોવાથી 'दिव्यविग्रहाद्यचित्सु शरीरत्वमद्वारकम्' એમ દિવ્ય વિગ્રહને અચિત્–ચેતનથકી ભિન્નમાં ગણે છે. જેનો અહમર્થથી વ્યવહાર થાય એજ ચેતન આત્મા કહેવાય. વચનામૃતમાં 'सच्चिदानंद' આ વિશેષણ દિવ્ય મૂર્તિ અને ધામાદિકને પણ આપ્યું છે તેમાંપણ આ કહ્યો એજ અર્થ સમજવો ઘટે. સ્વયંપ્રકાશ અને અનુકૂળસ્વભાવ હોવાથી **ચિદાનંદ** કહે છે. અથવા ચિદાનંદને પ્રકાશમાં લાવનાર હોવાથી ઉપચારથી **ચિદાનંદ** કહે છે. વસ્તુતઃ ધામ અને રૂપાદિકને ચિદાનંદ ન કહેવાય. સત્ શબ્દથી કહેલું સત્યત્વ તો સર્વમાં કહી શકાય. એમજ કોઈ સ્થળે આ દ્રવ્યને **'ચૈતન્યપ્રકૃતિ'** કહી છે તેપણ સ્વયંપ્રકાશ હોવાથી સમજવી. અનેક પ્રકારે થનારી હોવાથી **પ્રકૃતિ** તો સુખેથી કહેવાય. કોઈ સ્થળે **'षाड्गुण्यविग्रहं'** એમ વિગ્રહને **પાડ્ગુણ્ય** કહે છે તેપણ જેમ જ્ઞાનાનંદમય એવાપણ જીવના જ્ઞાનશકિતઆદિક ગુણોને **કર્મ**કૃત શરીર તિરોધાન કરે છે તેમ છ ગુણોને તિરોધાન ન કરતાં પ્રત્યુત સદા પ્રકાશ કરનાર હોવાથી કહે છે. વસ્તુતઃ છ ગુણો તો સ્વરૂપના છે. આવી તત્ત્વવ્યવસ્થા અપરિહાર્ય હોવાથીજ **જ્ઞાતૃચૈતન્યસ્વરૂપ આત્મા તથા તેવા પરમાત્માથકી અને જડસ્વરૂપ માયાદ્રવ્યથકી જુદુંજ એક દ્રવ્ય સ્વીકારવામાં આવ્યું છે.** આ દ્રવ્યમાંથી પરમાત્માનો **દિવ્ય દેહ** અનાદિથી બંધાએલો **નિત્ય** છે. આ દિવ્ય દેહજ **વ્યૂહ** તથા સમસ્ત **અવતારોનું** ઉપાદાન છે. માટેજ વ્યૂહ અવતારમૂર્તિઓને પણ **દિવ્ય અમાયિક** કહેવામાં આવે છે.

ભગવદ્રૂપની **દિવ્યદ્રવ્યતા** વચનામૃતમાં વ્યકત છે–પ્ર–૪૫ 'ભગવાનનો આકાર છે તેતો **દિવ્ય** છે પણ માયિક નથી' પ્ર. ૬૪ 'સદા મૂર્તિમાન્ છે ને પ્રાકૃત આકારે રહિત છે' પં૦ ૪ 'ભગવાનનો જેવો આકાર છે તેવો આ બ્રહ્માંડમાં કોઈનો નથી જેની એને ઉપમા દઈએ, કેમકે આ બ્રહ્માંડમાં જેટલા પ્રકૃતિ પુરુષ થકી ઉત્પન્ન

થયા જે આકાર તે સર્વે માયિક છે અને ભગવાન છે તે **દિવ્ય** છે ને અમાયિક છે માટે એ એને વિષે અતિ વિલક્ષણતા છે' અંસ૦ ૩૧ 'ધામની મૂર્તિ ગુણાતીત છે' આ રીતે સ્વરૂપ થકી રૂપનો વ્યતિરેક નિર્દેશ કરીને તેનું દ્રવ્ય **દિવ્ય અપ્રાકૃત અમાયિક** આદિક શબ્દથી કહે છે.

કોઈ સ્થળે ભગવાનને અરૂપ નિરાકાર કહે છે તેતો પ્રાકૃત રૂપના નિષેધ માટે છે પણ દિવ્ય રૂપના નહિ. જો એમજ માને તો રૂપના પ્રતિપાદનની શ્રુતિ–સ્મૃતિઓનો વિરોધ આવે. આ વ્યવસ્થા 'अप्राकृताकृतित्वाच्च निराकारः स उच्यते' (સ. પ્ર. ૩ અ. ૨૯) પ્ર. ૬૬ 'શાસ્ત્રમાં ભગવાનને અરૂપ કહ્યા છે તે તો માયિક એવા જે રૂપ તેના નિષેધને અર્થે કહ્યા છે પણ ભગવાન તો નિત્ય દિવ્યમૂર્તિ છે' ઇત્યાદિકમાં કહી છે.

## પરમાત્માને રૂપનું પ્રયોજન—

કેટલાક અલ્પશ્રુતો એમજ આગ્રહથી માને છે કે—પરમાત્માને રૂપની અપેક્ષાજ નથી, કેમકે પરમાત્મા તો 'अपाणिपादो जवनो ग्रहीता पश्यत्यचक्षुः स शृणोत्यकर्णः' આ શ્રુતિમાં કહ્યા મુજબ ચક્ષુરાદિ કરણને આધીન જ્ઞાનક્રિયાવાળા નથી. વળી 'यः सर्वज्ञः सर्ववित्' 'पराऽस्य शक्तिर्विविधैव श्रूयते' આ શ્રુતિમાં કહ્યા મુજબ સ્વયં **સર્વજ્ઞ અને સર્વશક્તિ** પરમાત્માને જ્ઞાનકર્મમાં ઉપયોગિ ઇન્દ્રિયોની ગોઠવણીવાળા રૂપની બીલકુલ અપેક્ષાજ હોઈ શકે નહિ. જેની અપેક્ષાજ ન હોય તેનો સ્વીકાર પણ સંભવિત નથી. એ તો ઇન્દ્રિયાધીન જ્ઞાનક્રિયાવાળા આપણે વિષે સંભવિત છે. વળી દેહની અપેક્ષા ભોગમાટે હોઈ શકે, જેમ આપણે છે. પરમાત્મા સ્વરૂપથી પૂર્ણકામ અને આત્મારામ છે, એમને સ્વરૂપ થકી અન્ય ભોગની અપેક્ષાજ ન ઘટે. **તો તેમ નથી.** ઇન્દ્રિયોને અનપેક્ષ જ્ઞાનક્રિયાવાળા સ્વાનંદતૃપ્ત પરમાત્માને પણ **સ્વભોગ** માટે અને નિત્યમુક્તોને **આનંદ** આપવા માટે અને ઉપાસનાની **સિદ્ધિ માટે** વિગ્રહનો પરિગ્રહ સંભવેછે. આ અર્થ યતીન્દ્રમતદીપિકામાં 'शरीरादिपरिग्रहो... भगवतोऽपि स्वभोगाय स्वशेषभूतनित्यमुक्तानन्दाय मुमुक्षूपास्यत्वसिद्धये च' આ વાક્યોથી જણાવ્યો છે. લોકમાં અતિશય આનંદવાળાને પણ અન્ય આનંદની અપેક્ષા જોવામાં આવે છે, તેમ નિરતિશયાનંદસ્વરૂપ પરમાત્માને પણ અન્યમાં પ્રીતિવિશેષની અપેક્ષા ઘટે છે. 'मूर्तं ब्रह्म ततोऽपि तत्प्रियतरं रूपं यदत्यद्भुतम्' આમાં કહ્યા મુજબ ભગવાનને આનંદસ્વરૂપ કરતાં પણ સૌન્દર્યાદિ ગુણયોગને લીધે રૂપમાં નિરતિશય પ્રીતિ વર્તે છે. તાત્પર્ય એ છે કે—જેમ નિરોગ શરીરવાળાને **સ્વરૂપાનંદ** તથા ચંદનપુષ્પાદિકના સેવનથી **ભોગાનંદ** અને કંદુકાદિકની ક્રીડાથી **લીલાનંદ** આવે છે, તેમ પરમાત્માને પણ ત્રણ પ્રકારે આનંદનો યોગ હોવાથી તેમને **આનંદઘન** કહ્યા છે. અનંત જ્ઞાનાનંદસ્વરૂપ હોવાથી **સ્વરૂપાનંદ** અને અપ્રાકૃત સ્થાન ભોગ્ય રૂપાદિકના સેવનથી **ભોગાનંદ** અને સૃષ્ટ્યાદિ લીલાવ્યાપારથી **લીલાનંદ** આવે છે. આ અર્થ 'लोकवत्तु लीलाकैवल्यं' આ સૂત્ર ઉપરના વેદાંતસાર નામના વ્યાખ્યાનમાં શ્રીભાષ્યકારે જણાવ્યો છે. આ દષ્ટિએ સ્વાનંદતૃપ્ત સર્વજ્ઞ સર્વશક્તિ પરમાત્માને પણ ભોગાર્થે દેહની અપેક્ષા ઘટતી આવે છે. આ એક સ્વપ્રયોજન છે. બીજું—દાસભૂત નિત્ય

મુકતોને સેવારૂપ મુકિતનો આનંદ આપવામાટે દેહની અપેક્ષા ઘટે છે. જો દેહ ન હોય તો સેવા સંભવે નહિ. ત્રીજું-પ્રાથમિક મુમુક્ષુઓને ઉપાસનાની સિદ્ધિ માટે દેહની અપેક્ષા ઘટે છે. જો દેહ ન હોય તો ઉપાસકોને આલંબન નહિ મળતાં ઉપાસનાની સિદ્ધિ થાય નહિ. જ્ઞાનાનંદસ્વરૂપ તો સર્વતો વ્યાપ્ત અપરિચ્છિન્ન નિરવયવ અગોચર હોવાથી કોઈના ધ્યાન આરાધન સેવનમાં આલંબન થતું નથી. તો ઉપાસનની સિદ્ધિ માટે દેહની અપેક્ષા ઘટે છે. ભગવાનનો પોતાનો **આત્મા, દેહ, ગુણો, ભૂષણો, આયુધો, ધામ, પરિજનો, ઉપકરણો** આદિક સર્વસ્વ પણ પ્રિયતમ ભકતો માટેજ પરિગ્રહેલું છે. આ અર્થ 'परिजनपरिबर्हाभूषणान्यायुधानि प्रवरगुणगुणाश्च ज्ञानशक्त्यादयस्ते । परमपदमथाण्डान्यात्मदेहस्तथात्मा वरद सकलमेतत्संश्रितार्थं चकर्थ' આ અભિયુકિતમાં વ્યકત છે. એમ સ્વાર્થે અને મુખ્ય પરાર્થે પરમાત્માને દેહની અપેક્ષા ઘટતી આવે છે. આ જે દિવ્ય વિગ્રહનો પરિગ્રહ કર્યો તે ભગવાનને સ્વસંકલ્પથી છે, પણ કર્માદિ કારણથી નહિ. આ અર્થ 'इच्छागृहीताभिमतोरुदेहः' આ વચનમાં વ્યકત છે. ઇચ્છાકૃત હોવાથી કોઈ દોષની શંકાને સ્થાન નથી. આ બધી બાબત રૂપ સ્વરૂપ વચ્ચે આપણા દેહાત્મા જેવા ભેદને જણાવનારી સ્પષ્ટ છે.

### રૂપ–સ્વરૂપ ભેદ—

રૂપ શું? અને વળી સ્વરૂપ શું? અને વળી તેમાં ભેદ કેવો? એવો તત્ત્વજ્ઞાનવિધુરોને સંદેહ રહે છે. શ્રીહરિએ 'मतं विशिष्टाद्वैतं मे' એમ જેનો **મત** સ્વમત તરીકે સ્વીકાર્યો છે અને 'शारीरकाणां' એમ જેના રચેલા શ્રીભાષ્ય ગીતાભાષ્યને પોતાના **અધ્યાત્મ શાસ્ત્ર તરીકે** સ્વીકાર્યાં છે. અને વર૦ ૧૮ માં જેમને પોતાના **આચાર્ય** તરીકે સ્વીકાર્યા છે એવા શ્રી રામાનુજાચાર્યે પ્રતિપાદેલું તત્ત્વજ્ઞાનજ અનુયાયિઓએ સ્વીકારવાનું છે. તેમાં પણ જેની ઉપર શ્રીહરિએ ખાસ ભાર મુકયો છે એવો જે એક અંશ સાકાર બ્રહ્મના પ્રતિપાદનનો છે તે તો નિરાકારવાદિ આત્માનંદ ગુરુથકી ઉદાસી થઈને સાકારવાદી ગુરુની ગોત કરતાં, શ્રીરંગપ્રત્યે ગએલા રામાનંદસ્વામીએ શ્રીરામાનુજાચાર્યનું આરાધન કરતાં તેમની પ્રસન્નતાથી સાકાર બ્રહ્મનાં દર્શન પામીને સાકારત્વજ્ઞાન સંપ્રદાયમાં મેળવી આણ્યું છે અને જેમને સંપ્રદાયગ્રંથમાં 'साकारब्रह्मसिद्धान्तस्थापकं' એવું વિશેષણ આપ્યું છે અને જેના કરેલા ગ્રંથોને साकारब्रह्मनिश्चयान्' એવું વિશેષણ આપ્યું છે અને શિક્ષાપત્રી શ્લોક ૧૦૦ની ટીકામાં "अत्र स्वाभिमतभगवत्साकारत्वस्य सप्रपञ्चं प्रतिपादितत्वादिदमेवास्मदध्यात्मशास्त्रमिति भवद्भिरप्येतदेवाध्येतव्य चेति भावः" એવું વાકય લખીને સ્વાભિમત ભગવત્સાકારત્વનું જ્ઞાન જેના ગ્રંથો થકી શ્રીહરિ જાણવાનું કહે છે અને વળી પ્ર–૭૧માં 'અને રામાનુજાદિક જે આચાર્ય તેમણે તો સાકારપણે ભગવાનનું પ્રતિપાદન કર્યું છે' એમ શ્રીમુખે કહે છે. એવા શ્રીરામાનુજાચાર્યે જે રીતે સાકારત્વ કહ્યું છે એજ સ્વીકારવું સમુચિત છે. ગુરુઓ કંઈ કહે અને શિષ્યો કાંઈ જુદું જ જલ્પે એ

સંપ્રદાય ન કહેવાય. ગુરુપરંપરાગત સદુપદેશનેજ **સંપ્રદાય** કહે છે. આવો અભિપ્રાય હોવાથીજ સમસ્ત અનુયાયિઓને **શ્રીભાષ્ય ગીતાભાષ્ય** ભણવાની ખાસ આજ્ઞા કરી છે. અશક્તને તો એક **ગીતાભાષ્ય** ભણવાની ખાસ આજ્ઞા સ૦-પ્ર૦ ૨ અ૦-૨ શ્લો૦ ૩૬માં કરી છે.

આવા અતિ ગૌરવાન્વિત ગીતાભાષ્યના ઉપોદ્ઘાતમાં-'अनन्तज्ञानानन्दैकस्वरूपः' એમ અહમર્થ આત્મ સ્વરૂપને વર્ણવીને, 'स्वाभाविक...गुणगणमहोदधिः' એમ સ્વરૂપના જ્ઞાનાદિગુણોને વર્ણવીને, 'स्वाभिमतानुरूपैकरूपाचिन्त्यदिव्याद्भुतनित्यनिरवद्यनिरतिशयौज्ज्वल्यसौन्दर्यसौगन्ध्यसौकुमार्यलावण्ययौवनाद्यनन्तगुणनिधिदिव्यरूपः' એમ રૂપનું નિરૂપણ કર્યું છે. આમાં પ્રથમ **સ્વરૂપ** કહ્યું, પછી તેના **ગુણો** કહ્યા, પછીથી ત્રિજા નંબરે **રૂપ** અને તેના **ગુણો** કહ્યા. સ્વરૂપનું દ્રવ્ય **જ્ઞાનાનંદાદિ** કહ્યું અને રૂપનું દ્રવ્ય **દિવ્ય** કહ્યું, સ્વરૂપના ગુણો **જ્ઞાન શકિત** આદિક છ અને બીજા **કારુણ્યાદિ** કહ્યા અને રૂપના ગુણોતો **ઔજ્વલ્ય સૌન્દર્ય** આદિક કહ્યા. એમ સ્વરૂપ અને રૂપનું દ્રવ્ય તથા ગુણો જુદા જુદા કહ્યા. આ જે બાબત કહી તે સ્વરૂપ રૂપ વચ્ચે ભેદને સ્વયં સાબીત કરનારી ઉઘાડી છે.

આ ભાષ્ય ઉપર વેદાંતાચાર્યે કરેલી **તાત્પર્યચંદ્રિકા** નામની મોટી ટીકામાં—ભાષ્યમાં પ્રથમ **સ્વરૂપ** વર્ણવ્યું છે, તો તે પછી **રૂપ** વર્ણવવું જોઈતું હતું, વચ્ચે સ્વરૂપના **ગુણો** શા માટે વર્ણવ્યા ? આવી આશંકામાં તેનું પ્રયોજન પ્રદર્શાવવા અવતરણ તરીકે-"स्वरूपापेक्षया गुणविग्रहादीनामपृथक्सिद्धिसाम्येऽपि विग्रहादिधारणनियमनादौ ज्ञानादिगुणगणापेक्षत्वदर्शनाय उत्तरोत्तरसुग्रहत्वादिसिद्धये च प्रथमं गुणोक्तिः" આવી પંકિતઓ લખી છે. અર્થ એવો છે કે-જેમ સ્વરૂપ સાથે તેના **ગુણો** અપૃથક્સિદ્ધ છે તેમ **વિગ્રહાદિ** પણ અપૃથક્સિદ્ધ હોવાથી સ્વરૂપ કહ્યા પછી રૂપ કહેવામાં કશો વાંધો નથી. તથાપિ વિગ્રહાદિકના **ધારણ નિયમન** વિગેરે વ્યાપારમાં સ્વરૂપના જ્ઞાન શકિત બળ આદિક ગુણોની અપેક્ષા જણાવવા રૂપવર્ણન પહેલાં સ્વરૂપના ગુણો કહ્યા છે. બીજું કારણ એ છે કે-સ્વરૂપના વર્ણન પછી તેનાજ ગુણો વર્ણવ્યા હોય અને પછીથીજ રૂપ અને તેના ગુણો વર્ણવ્યા હોય તો લોકોને સુખેથી ઉત્તરોત્તર ગ્રહણ થાય વિગેરે પ્રયોજન છે. એમ ધારીને રૂપનિરૂપણ પહેલાં સ્વરૂપના જ્ઞાનાદિ ગુણો વર્ણવ્યા છે. આ ઉપરથી ઉઘાડો અભિપ્રાય આપો-આપ એ નીકળ્યો કે-જેમ આપણા દેહના ધારણ નિયમન હલનચલનાદિ વ્યાપારમાં આત્મસ્વરૂપના જ્ઞાન શકિત આદિક ગુણોની અપેક્ષા છે અને તેથી દેહ અને આત્મા વચ્ચે દેહાત્મભાવ સુસિદ્ધ છે, તેમજ પરમાત્માને પણ પોતાના રૂપના ધારણ નિયમન ચલન-હલનાદિ સમસ્ત વ્યાપારમાં સ્વરૂપના જ્ઞાન શકિત બલ આદિક ગણોની અપેક્ષા જણાવી છે, તો તેથી રૂપ અને પરમાત્મસ્વરૂપ વચ્ચે **દેહદેહિભાવ** સુસિદ્ધ થાય છે. તાત્પર્યાર્થ એ નીકળ્યો કે-રૂપમાં જે કાંઈ ધારણ નિયમન હલન-ચલનાદિ સત્તા જણાય છે તે અહમર્થ સર્વાત્મભૂત વિભુ ચૈતન્ય સ્વરૂપનીજ છે. સ્વરૂપસત્તા વિના રૂપતો અકિંચિત્કર છે. આ જોતાં જેમ આપણા

દેહ આત્માનો અત્યંત ભેદ (**વ્યાપ્યવ્યાપકભાવ નિયામ્યનિયામકભાવ આધેયાધારભાવ શેષશેષિભાવ રૂપ**) **છે** તેમ રૂપ અને સ્વરૂપનો અત્યંત ભેદ સિદ્ધ થાય છે. સ્વરૂપ, તેના ગુણો અને રૂપ, એમ ઉત્તરોત્તર બતાવેલા ક્રમથી ભેદની સ્વયં સિદ્ધિ થાય છે.

વળી ભાષ્યમાં–રૂપને વર્ણવ્યા પછી 'स्वोचित...दिव्यभूषणः' 'स्वानुरूप...दिव्यायुधः' એમ બે વાકયોથી દિવ્ય **આભરણો** અને દિવ્ય **આયુધો** વર્ણવ્યાં છે. ટીકામાં આ બે વાકયના અવતરણ તરીકે–'एवं स्वरूपतद्गुणौ विग्रहतद्गुणौ च प्रतिपाद्य विग्रहाश्रितमाभरणवर्गमायुधवर्गं च दर्शयति' આવું વાકય લખ્યું છે. અર્થ એવો છે કે–પૂર્વોકત પ્રકારે **સ્વરૂપ અને તેના ગુણો તથા રૂપ અને તેના ગુણો પ્રતિપાદીને,** હવે વિગ્રહનો આશ્રય કરીને રહેલા **આભરણ**વર્ગને અને **આયુધ**વર્ગને દર્શાવે છે. આ વાકયમાં તો સ્વરૂપ તથા રૂપ અને તે બન્નેના ગુણો જુદા જુદા સાક્ષાત્ શબ્દોથી ઉઘાડા અસંકોચથી પ્રતિપાદન કર્યાં છે. આથી બન્ને વચ્ચે તત્ત્વભેદ વસ્તુતઃ સિદ્ધ થાય છે. તો પછી સ્વરૂપનેજ રૂપ કે રૂપનેજ સ્વરૂપ કહી શકાય નહિ. 'स्वरूपतद्गुणौ रूपतद्गुणौ' આ વાકયને તત્ત્વદષ્ટિએ વિચારીએ તો સ્વરૂપ અને રૂપની ભિન્નતામાં લેશ સંશય રહે નહિ. વળી 'स्वोचित' આમાંના 'स्व' શબ્દનું ટીકામાં 'पूर्वोक्तविलक्षणविग्रहविशिष्टं स्वरूपमिह स्वशब्दार्थः' એવું વ્યાખ્યાન કર્યું છે. અને 'स्वानुरूप' આમાં આવેલા **સ્વ**શબ્દનું 'पूर्वोक्तगुणविग्रहाभरणविशिष्ट' એવું ટીકામાં વ્યાખ્યાન કર્યું છે. આમાં સ્વરૂપ અને રૂપ વચ્ચે **વિશેષ્યવિશેષણભાવ** સંબન્ધ ભેદક જણાવ્યો છે. આથી પણ રૂપ–સ્વરૂપ વચ્ચે આપણા જેવો દેહદેહિભાવ વિશદ થાય છે. તો કેવળ રૂપનેજ પરમાત્માસ્વરૂપ કહી શકાય નહિ. આ રીતે સટીક ગીતાભાષ્યના આરંભમાંજ સ્વરૂપ અને રૂપનો ભેદ સાક્ષાત્ શબ્દોથી ઉઘાડો વર્ણવ્યો છે.

'अजोऽपि सन्नव्ययात्मा' (ગીતા) આના ભાષ્યમાં 'स्वस्वरूप हि 'आदित्यवर्णं' ...इत्यादिश्रुतिसिद्धम्' એમ રૂપની શ્રુતિસિદ્ધતા કહી છે. જ્યારે સ્વરૂપને નિરૂપે છે ત્યારે 'सत्यं ज्ञानं' 'यः सर्वज्ञः' ઇત્યાદિ શ્રુતિઓને અને જ્યારે રૂપને નિરૂપે છે ત્યારે 'आदित्यवर्णं' ઇત્યાદિ શ્રુતિઓને સંગ્રહે છે. એમ બન્ને પ્રકારનાં વાકયોને પૃથક્ પૃથક્ લખે છે. આ ઉપરથી સ્વરૂપ રૂપ વચ્ચે સ્પષ્ટ ભેદ સિદ્ધ થાય છે. ભાષ્યમાં રૂપને નિરૂપતાં **સ્વરૂપ**શબ્દ વપરાયો છે તેનો અહીં સ્વરૂપપર અર્થ નથી પણ વિગ્રહપર છે એમ જણાવવા ટીકામાં 'स्वरूपशब्दोऽत्र विग्रहपरः' એવું વાકય લખ્યું છે. અને સ્વરૂપશબ્દનો વિગ્રહમાં પણ પ્રયોગ થાય છે એમ જણાવવા 'स्वरूपं ब्रह्मणोऽपरम्' (વિ. પુ.) એવું પ્રમાણપણ લખ્યું છે. **સ્વરૂપ**શબ્દનો વિગ્રહ પર અર્થ કરવાનું કારણ તો ભાષ્યમાં સંગ્રહેલી શ્રુતિઓ સ્વરૂપમાં સંભવતી નથી પણ રૂપમાંજ સંભવતી છે. આ રીતે રૂપમાં પણ સ્વરૂપ શબ્દનો પ્રયોગ ભાષ્યકારે કર્યો છે. આથી કોઈ સ્થળે રૂપમાં સ્વરૂપશબ્દનો પ્રયોગ આવતો હોય પણ અર્થાનુસંધાનથી વિવેક કરી લેવો.

'सर्वस्य धातारमचिन्त्यरूपमादित्यवर्णं तमसः परस्तात्' (ગીતા) આ શ્લોકનાં પદોનું ભાષ્યમાં 'अचिन्त्यरूपं-सकलेतरविसजातीयस्वरूपं, आदित्यवर्णं तमसः परस्तात्–अप्राकृत-स्वासाधारणदिव्यरूपं' એવું વ્યાખ્યાન કર્યું છે. પ્રથમનાં બધાં પદોનો અર્થ સ્વરૂપમાં સંભવિત સમજીને તેવો અર્થ કરીને, 'अचिन्त्यरूपं' આ **રૂપ**શબ્દનોપણ સ્વરૂપપર અર્થ કર્યો છે. આથી **રૂપ**શબ્દનો પ્રયોગ સ્વરૂપમાંપણ સંભવિત જણાવ્યો. 'आदित्य-वर्णं' આ વાક્યનું દિવ્ય રૂપપર વ્યાખ્યાન ભાષ્યકારે કર્યું છે, તેનું કારણ ટીકાકારે 'वर्णयोगस्य स्वरूपेणाघटनात् प्रमाणसिद्धविलक्षणविग्रहद्वारा तद्योगमाह' આ વાક્યથી જણાવ્યું છે. એમ એક પદનું સ્વરૂપપર અને બીજા પદનું રૂપપર વ્યાખ્યાન કર્યું છે. જો સ્વરૂપ રૂપ એકજ તત્ત્વ હોય તો સ્વરૂપમાં વર્ણની અસંભવ શંકા લાવીને તેના સમાધાન માટે રૂપમાં તેનો સંભવ વર્ણવવાની જરૂરજ નહિ. આ ઉપરથી બન્ને વચ્ચે તત્ત્વતઃ ભેદ સિદ્ધ થાય છે.

'मया ततमिदं सर्वं जगदव्यक्तमूर्तिना' આ શ્લોકના 'अव्यक्तमूर्तिना' આ પદનું ભાષ્ય 'अप्रकाशितस्वरूपेण' એમ કર્યું છે. **મૂર્તિ** શબ્દનું રૂપપર વ્યાખ્યાન નહિ કરતાં સ્વરૂપપર કર્યું છે, તેનું કારણ ટીકામાં 'अव्यक्तमूर्तिना' 'इत्यस्य विग्रहविषय-त्वेऽत्रानुपयोगात्स्वरूपविषयोऽयमौपचारिकः प्रयोग इति दर्शयितुं' આ રીતે દર્શાવ્યું છે. **મૂર્તિ**શબ્દનો બહુધા રૂપ અર્થ થાય છે તથાપિ અહીં સ્વરૂપ અર્થ કર્યો. આ ઉપરથી શબ્દનો અર્થ કરવામાં ઉપયોગિતા જાણવાની કહી. 'विग्रहपरत्वे' 'स्वरूप-विषयः' આ પદો રૂપ સ્વરૂપ વચ્ચે તત્ત્વતઃ ભેદને ઉઘાડો જણાવે છે.

'अहं सर्वस्य प्रभवः' (ગીતા) 'सौशील्यसौन्दर्यवात्सल्यादिकल्याणगुणगणयोगं' એવું વાક્ય છે. ભાષ્યાકારાભિમત અર્થને જણાવવા ટીકામાં–'सौशील्यवात्सल्येति दिव्यात्मगुणवर्गस्य प्रदर्शनार्थं 'सौन्दर्येत्याकर्षकतमदिव्यमङ्गलविग्रहगुणवर्गस्य' આવું વિવેચન કર્યું છે. ભાષ્યમાં સ્વરૂપના બે અને રૂપનો એક ગુણ એકસાથે મિશ્રિત વર્ણવ્યો છે તથાપિ ટીકામાં સૌન્દર્ય ગુણતો રૂપમાં સંભવે પણ સ્વરૂપમાં સંભવે નહિ અને સૌશીલ્ય વાત્સલ્યતો સ્વરૂપમાં સંભવે પણ રૂપમાં સંભવે નહિ એમ વિવેકથી બન્નેને ભિન્ન ભિન્ન જણાવ્યા અને સ્વરૂપને **દિવ્યાત્મ**સ્વરૂપથી અને રૂપને **વિગ્રહ** શબ્દથી જણાવ્યા છે, તો બન્ને વચ્ચે આપણા દેહાત્મા જેવો શરીરશરીરિ ભાવ સ્પષ્ટ સાબીત થાય છે. આવી તત્ત્વસ્થિતિ હોવાથી જેમ આપણા આત્માને **દેહ** ન કહેવાય અને દેહને **આત્મા** ન કહેવાય એમ સ્વરૂપને રૂપપણે કે રૂપને સ્વરૂપપણે કદાપિ કહેવાય નહિ. 'स्वयमेवात्मनात्मानं' આ શ્લોકના ભાષ્યમાં–'सौन्दर्यसौशील्यादिकल्याणगुणगणैः' એવું વાક્ય છે, તેનું વિવરણ ટીકામાં 'सौन्दर्य-सौशील्येति विग्रहगुणानामात्मगुणानां च उपलक्षणम्' આ રીતે કર્યું છે. અહીં સ્વરૂપને અહમર્થ **આત્મા**શબ્દથી અને રૂપને **વિગ્રહ** શબ્દથી કહેવા પૂર્વક બન્નેના ગુણોને પણ જુદાજુદા જણાવેલા હોવાથી બન્ને વચ્ચે દેહાત્મભાવ સુસિદ્ધ થાય છે.

'द्यावापृथिव्योरिदमन्तरं हि व्याप्तं त्वयैकेन दिशश्च सर्वाः' આની ભાષ્યટીકામાં 'विग्रहैकविषयतया' 'स्वरूपव्याप्ति' 'विग्रहस्य चातिमहत्त्वेन' 'तद्विषयोऽयं व्याप्तिव्यपदेशः'

આવાં વાકયો લખીને સ્વરૂપવ્યાપ્તિ અને વિગ્રહવ્યાપ્તિની પૃથક્તા કહેલી હોવાથી તે બન્ને વચ્ચે સ્વતઃ ભેદ થાય છે. આ રીતે આખા ૧૧ અધ્યાયમાં વિશ્વરૂપના વર્ણન પ્રસંગે તેને એક સાથે અપાએલાં અનેક વિશેષણોમાં સંભવિત અસંભવિતનો વિમર્શ કરવા પૂર્વક સંગતિ માટે કોઈ વિશેષણને અહમર્થ પરમાત્મસ્વરૂપમાં તો કોઈ વિશેષણને વિગ્રહપર્યાય રૂપમાં લગાડ્યાં છે. વિશેષના જીજ્ઞાસુએ તે થકી જાણી લેવું. આ બધીજ બાબત આપણા શરીરાત્મા જેવો રૂપ સ્વરૂપ વચ્ચે વાસ્તવિક ભેદ સમજાવવા માટેજ વર્ણવી છે. આ રીતે પ્રાચાર્યે ગીતાભાષ્યમાં સાકારત્વ કેવી રીતે કહ્યું છે તે સ્ફુટ જણાવ્યું.

શ્રીભાષ્યમાં પણ પ્રસંગે પ્રસંગે સાકારત્વ પ્રતિપાદન કર્યું છે–'अन्तस्तद्धर्मोपदेशात्' આ સૂત્ર કે જે ખાસ રૂપનિરૂપણપર છે તેના ભાષ્યમાં 'यत्तु–शरीरसम्बन्धात् ...यदि गुणमयः प्राकृतोऽस्य देहः स्यात् , सतु स्वाभिमतः स्वानुरूपोऽप्राकृत एवेति सर्वमुपपन्नम्' આવાં વાકયો લખીને શંકાસમાધાન સાથે પરમાત્માને અપ્રાકૃત શરીરનો સદ્ભાવ સમર્થ્યો છે. આમાં ઉપપાદનને અંતે 'एवदुक्तं भवति-परस्य ब्रह्मणः...अनन्तज्ञानानन्दैकस्वरूपतया...कल्याणगुणगणाश्च सन्ति। तद्वदेव स्वाभिमत...दिव्यरूपमपि स्वाभाविकमस्ति' આવાં વાકયો લખીને તાત્પર્ય કહ્યું છે. અભિપ્રાય એ છે કે–જેમ પરમાત્માનું જ્ઞાનાનંદાદિ **સ્વરૂપ** છે અને જેમ જ્ઞાન શકિત આદિક સ્વાભાવિક **કલ્યાણ ગુણો** છે તેમ સ્વાભિમત સ્વાનુરૂપ **દિવ્યરૂપપણ** સ્વાભાવિક છે. અહીં સ્વરૂપને અને તેના ગુણોને દૃષ્ટાંતપણે લઈને રૂપનું પૃથક્ નિરૂપણ હોવાથી અને રૂપમાં શરીર તથા **દેહ**શબ્દનો પ્રયોગ હોવાથી સ્વરૂપ રૂપ વચ્ચે આપણા દેહાત્મા જેવો શરીરાત્મભાવ સંબન્ધ સાબીત થાય છે. ઉપરનાં ભાષ્યવાકયોના અર્થની સ્પષ્ટતા માટે તેની સુદર્શનસૂરિકૃત **શ્રુતપ્રકાશિકા** નામની ટીકામાં–"परमात्मस्वरूपं हि निरतिशयानन्दरूपं सर्वज्ञत्वाच्च तच्च जानात्येवेति स्वरूपादन्यत्र भोग्यत्वज्ञानं न वक्तुं युक्तं, अतः सर्वज्ञस्य तस्य विग्रहे स्पृहणीये स्वरूपस्य भोग्यतावैकल्यं स्यात्' આવાં શંકાવાકયો લખીને, 'स्वसम्बन्धिभोग्यत्वं स्वस्य न भोग्यताविरोधि, अपितु स्वभोग्यत्वातिशयावहं, यथा स्वसम्बन्धिगुणगणभोग्यत्व, नहि स्वसम्बन्धिनामप्यामोदकरस्य कस्तुरिकादेरामोदवैकल्यमपितु तत्पौष्कल्यमेव, तथा स्वसम्बन्धाद्विग्रहभोग्यत्वमपि स्वभोग्यत्वातिशयावहम्" આવાં સમાધાનવાકયો લખ્યાં છે. **અર્થ એવો છે કે**–જે પરમાત્મસ્વરૂપ છે તે સ્વતઃ નિરતિશય આનંદસ્વરૂપ ભોગ્ય છે, ભગવાન્ સર્વજ્ઞ હોવાથી 'હું આનંદસ્વરૂપ છું" એમપણ સ્વયં જાણેજ છે, એવા પરમાત્માને જો સ્વરૂપથકી વ્યતિરિકત રૂપમાં ભોગ્યતા (પ્રીતિવિષયતા) મનાય તો સ્વરૂપભોગ્યતાની ન્યૂનતા આવે. આવી આશંકાનું સમાધાન આ રીતે કર્યું છે કે–સ્વરૂપ સાથે સંબન્ધ ધરાવનારા અન્યનું ભોગ્યપણું સ્વરૂપભોગ્યતામાં વિરોધી નથી, પરંતુ સ્વરૂપ ભોગ્યતાના અતિશયને કરનારૂં છે. જેમ સ્વરૂપ સંબન્ધી જ્ઞાનાદિ ગુણોનું ભોગ્યત્વ તે તદાશ્રય સ્વરૂપ ભોગ્યતામાં વિરોધી નથી પણ ઉલટું સ્પરૂપભોગ્યતાના

અતિશયનેજ કરનાર છે. જેમ કે કસ્તુરી કેસર અત્તર આદિક પદાર્થો પોતાના સંબન્ધમાં આવનારા અન્ય પદાર્થોને પણ સુગન્ધિમાન્ કરે છે, તે ઉપરથી તેના પોતાના સુગન્ધની લેશથી પણ ન્યૂનતા આવતી નથી, પરંતુ તેની પુષ્કળતાજ આવે છે. તેમ આનંદમય સ્વાત્મસ્વરૂપની ભોગ્યતાના અતિશયને કરનાર છે પણ ન્યૂનતાને કરનાર નથી. તો પરમાત્માને જેમ આત્મસ્વરૂપ ભોગ્ય ( પ્રીતિવિષય ) છે તેમ અપ્રાકૃત રૂપને ભોગ્ય કહીએ એમાં ન્યૂનતા આવી જતી નથી. અર્થાત્ જેમ **આત્મસ્વરૂપ** આનંદમય હોવાથી અતિવહાલું છે તેમ **રૂપપણ** અપ્રાકૃત હોવાથી અતિવહાલું છે. વળી 'स्वाभिमत' આ ભાષ્યપદનો ભાવાર્થ 'करणानपेक्षज्ञानक्रियस्यापि परस्य भोगार्थो विग्रहः, निरतिशयानन्दस्यापि तस्य प्रीतिविशेषापेक्षा घटते, प्रभुतानन्दानामप्यानन्दान्तरापेक्षादर्शनादिति भावः' આવો ટીકામાં કાઢ્યો છે. વળી ટીકામાં 'यथा परस्य ब्रह्मणो धर्मिस्वरूपं स्वाभाविकाश्च गुणाः प्रामाणिकत्वादङ्गिक्रियन्ते तथा विलक्षणशरीरमभ्युपगन्तव्यम्' આવું પણ વાક્ય લખ્યું છે. વળી ભાષ્યમાં સૂત્રાર્થના ઉપસંહાર તરીકે 'अतः परस्यैव ब्रह्मण एवंरूपरूपवत्वादयमपि तस्यैव धर्मः' આવું વાક્ય લખ્યું છે. ઉપરનાં વાકયોમાં પ્રથમ નંબરે **સ્વરૂપને** અને બીજા નંબરે **ગુણોને** અને ત્રીજા નંબરે **રૂપને** કહે છે. વળી રૂપને તો સ્વરૂપના એક **ધર્મ** તરીકે કહે છે. વળી સ્વરૂપ તથા રૂપની ભોગ્યતાનો પણ પૃથક્ વિચાર કરે છે. વળી સ્વરૂપ અને તેના ગુણોને દૃષ્ટાંત તરીકે લઈને રૂપની સિદ્ધિને કહે છે. વળી પરમાત્માને જ્ઞાન ક્રિયા માટે દેહની અપેક્ષા નથી એમ આશંકીને, લીલાભોગાર્થે અપેક્ષા કહે છે. વળી સ્વરૂપના તથા રૂપના ગુણોને જુદા જુદા વર્ણાવ્યા છે. વળી સ્વરૂપને **આત્મ**શબ્દથી અને રૂપને **વિગ્રહ–શરીર–દેહ** આદિક શબ્દથી વ્યવહરે છે. વળી આત્મસ્વરૂપને **સ્વ**શબ્દથી અને રૂપને **સ્વના સંબંધી** તરીકે વર્ણવે છે. આ બધા ભેદક ભાવનો તત્ત્વદૃષ્ટિએ વિચાર કરીએ તો આપણા દેહાત્મા જેવોજ પરમાત્માના રૂપ સ્વરૂપ વચ્ચે **દેહદેહિભાવ**સંબંધ કહીએ એમાં કશો બાધ નથી. આવી તત્ત્વસ્થિતિ હોવાથી અહમર્થ સર્વાત્મભૂત જ્ઞાનાનંદસ્વરૂપને **રૂપ** કે હસ્તપાદાદિ અવયવવાળા રૂપને **સ્વરૂપ** પણ કહી શકાય નહિ. બન્નેને એકતત્વ કહેવામાં અનેક દોષો આવે છે.

વળી 'नतु दृष्टान्तभावात्' આ સૂત્રના ભાષ્યમાં બીજાઓએ કરેલાં 'कर्मफलभोगहेतुत्वं' 'भूतसङ्घातरूपत्वं' ઇત્યાદિ શરીરલક્ષણોમાં અવ્યાપ્તિ આદિક દોષોનું ઉદ્ઘાટન કરીને, પોતે કરેલા 'यस्य चेतनस्य यद्द्रव्यं' આ લક્ષણની નિર્દોષતા કહી છે. દોષો એ રીતે કહ્યા છે કે–શરીરનું જે 'કર્મફળભોગમાં હેતુપણું' એ લક્ષણ કર્યું છે તે જેમાં જેમાં **શરીર**શબ્દનો પ્રયોગ લોકથી કે શાસ્ત્રથી થયો છે તેમાં સર્વમાં મળતું આવતું નથી. કેમકે–'यस्य पृथिवी शरीरं' 'यस्यात्मा शरीरं' ઇત્યાદિ શ્રુતિઓમાં પરમાત્માના શરીરપણે કહેલા પૃથિવ્યાદિ પદાર્થોમાં મળતું આવતું નથી. વળી પરમાત્માના જે ઐચ્છિક **દિવ્ય દેહો** છે તથા મુક્તોના 'स एकधा भवति त्रिधा भवति' ઇત્યાદિ શ્રુતિવચનોથી

જાણવામાં આવતા **દિવ્ય દેહો** છે તેમાં પણ આ લક્ષણ મળતું આવતું નથી, કારણ કે પરમાત્માનાં જે ચેતનાચેતન શરીરો શાસ્ત્રોથી કહેવાય છે તે તેમને કર્મફળ ભોગવવા માટે નથી. તેમજ પરમાત્માનાં જે સ્વેચ્છાકૃત દિવ્ય **શરીરો** શ્રુતિસિદ્ધ ધામવિશેષમાં રહેલાં છે તે પણ કર્મનાં ફળ ભોગવવા માટે નથી. તેમજ મુક્તોને જે મુક્તિદશામાં દિવ્ય શરીરો મળે છે તે પણ કર્મનાં ફળ ભોગવવા માટે નથી. પરમેશ્વરને અને મુક્તોને કર્મનો સંબંધ નથી. તો જે લક્ષણ કર્યું છે તે આમાં નહિ આવતું હોવાથી અવ્યાપ્તિ નામનો દોષ આવે છે. જો 'ભૂતસંઘાતરૂપત્વ' લક્ષણ કરવામાં આવે તો તે પણ અવ્યાપ્તિ દોષદૂષિત છે. કારણ કે **પરમેશ્વરનાં ઐચ્છિક** શરીરો છે તે 'न भूतसङ्घसंस्थानो देहोऽस्य परमात्मनः' આમાં કહ્યા પ્રમાણે પૃથિવ્યાદિ ભૂતસંઘાતરૂપ નથી. તેતો અપ્રાકૃત દિવ્ય છે. માટે આ લક્ષણ પણ તેમાં મળતું આવતું નથી.

આ રીતે અન્યકૃત શરીર લક્ષણમાં દોષ દેખાડીને, એવો કોઈપણ દોષ ન આવે એવું સર્વ પ્રયોગને અનુગુણ લક્ષણ 'यस्य चेतनस्य यद्द्रव्यं सर्वात्मना स्वार्थे नियन्तुं धारयितुं च शक्यं, तच्छेषतैकस्वरूपं च, तत्तस्य शरीरम्' આ પ્રકારે કર્યું છે. આ લક્ષણનો સર્વમાં સમન્વય આ રીતે છે—આપણા ચેતન આત્માએ આપણો આ દેહ પ્રાકૃત સર્વ પ્રકારે સ્વાર્થે ધારણ નિયમન કરી શકાય છે અને તેનુંજ એક શેષ (યથેચ્છ વિનિયોગ યોગ્ય) થાય છે માટે આત્માનું શરીર કહેવાય. ચેતનચેતન પરમાત્માએ આ ચેતનાચેતનાત્મક સમસ્ત જગત્ સર્વ પ્રકારે સ્વાર્થે ધારણ નિયમન કરી શકાય છે. અને તેમનુંજ એક શેષ થાય છે માટે આ જગત્ પરમાત્માનું શરીર કહેવાય છે. ચેતનસ્વરૂપ મુક્તોએ પણ મુક્તિદશામાં મળતા હસ્તાદિ અવયવવાળા દિવ્ય શરીરનું સર્વપ્રકારે સ્વાર્થે ધારણ નિયમન કરી શકાય છે અને તેમનુંજ એક શેષ થાય છે માટે તેમનું શરીર કહેવાય. આજ રીતિએ ચેતનસ્વરૂપ પરમાત્માએ સ્વેચ્છાથીજ (કર્મકૃત નહિ) ધારેલાં **સ્વાભિમત સ્વાનુરૂપ અપ્રાકૃત શરીરોને સર્વ પ્રકારે પોતે સ્વપ્રયોજન માટે ધારણ નિયમન કરી શકાય છે** અને તેમનાજ એક **શેષભૂત** (યથેષ્ટ વિનિયોગ યોગ્ય) થાય છે માટે તે તેમનાં શરીર કહેવાય. એમ પરમાત્માનાં દિવ્ય શરીરોમાં પણ શરીરલક્ષણની સંગતિ થાય છે. આ રીતે જેમાં શાસ્ત્રથી કે લોકથી **શરીર**શબ્દનો પ્રયોગ થતો હોય તે તમામને અનુગુણ આ લક્ષણ છે. અન્યોક્ત લક્ષણમાં દોષ દર્શાવીને સ્વકૃત લક્ષણની યથાર્થતા જણાવી છે. આ વિવેચનનાં વાક્યો સંસ્કૃતમાં છે તેનો આ અનુવાદ છે.

આ શરીરલક્ષણથી તો આપણા શરીર આત્મા વચ્ચે જેમ વ્યાપ્યવ્યાપકભાવ ધાર્યધારકભાવ નિયામ્યનિયામકભાવ અને શેષશેષિભાવ પ્રસિદ્ધ છે તેમ **રૂપ**શબ્દવાચ્ય દિવ્ય શરીર અને **શરીરી અહમર્થ ચેતન પરમાત્મા** વચ્ચે પણ એવોજ સંબંધ સુનિશ્ચિત થાય છે. આનું તાત્પર્ય આત્મસ્વરૂપની સ્વતંત્રતામાં અને રૂપની તત્પરતંત્રતામાં આવે છે. આ જોતાં પરમાત્મસ્વરૂપ અને દિવ્યરૂપ વચ્ચે શરીરશરીરિભાવરૂપ ભેદ કહીએ એમાં લેશપણ શંકાને હવે સ્થાન રહેતું નથી. સ્વરૂપનેજ રૂપરૂપે કે રૂપનેજ સ્વરૂપરૂપે કહેવામાં આવે તો ઉપર જે શરીરનું લક્ષણ કહ્યું તે ઘટતું આવે

નહિ. જો બન્નેને તત્ત્વતઃ જુદા જુદા માનવામાં આવે તોજ શરીરલક્ષણ ઘટતું આવે. શ્રીહરિના ગુરુના ગુરુ શ્રીરામાનુજાચાર્યે પરમાત્માનું સાકારત્વ આ રીતનું સમર્થન કર્યું છે.

શ્રીરામનુજાચાર્યે પ્રથમજ રચેલો **વેદાર્થસંગ્રહ** અને તેની સુદર્શનસૂરિવિરચિત **તાત્પર્યદીપિકા** ટીકામાં ઉપરનો અર્થ અત્યાદરથી ઉપવર્ણવ્યો છે–'यथा ज्ञानादि-कल्याणगुणानन्त्यनिर्देशादपरिमितकल्याणगुणविशिष्टं परंब्रह्मत्यवगम्यते, एवं 'आदित्यवर्ण ..पुरुषं' इत्यादिनिर्देशात् स्वाभिमतस्वानुरूपकल्याणतमरूपः परब्रह्मभूतः पुरुषोत्तमो नरायण इति ज्ञायते' આવું વાક્ય લખ્યું છે. તાત્પર્ય એ છે કે–જેમ શ્રુતિસિદ્ધ હોવાથી જ્ઞાનાદિગુણવિશિષ્ટ પરમાત્મા અસંશય મનાય છે, તેમજ શ્રુતિસિદ્ધ હોવાથી અપ્રાકૃત રૂપવિશિષ્ટ પણ માનવા જોઈએ. સ્વરૂપતો સર્વવાદિસંમત છે, તે ઉપરાંત કેટલાકો રૂપ જે દિવ્ય શરીર તેને માનતા નથી તેમને મનાવવા માટે આ પ્રવૃત્તિ છે. જો રૂપનેજ સ્વરૂપ કહે તો આ કથન બીલકુલ ઘટે નહિ. આ નિરૂપણથી જેમ ગુણ ગુણી વચ્ચે ભેદ છે તેમ સ્વરૂપ રૂપ વચ્ચે પણ ભેદ સિદ્ધ થાય છે.

વળી મૂળમાં 'तस्यैतस्य परस्य ब्रह्मणो नारायणस्यापरिच्छेद्यज्ञानानन्दामलत्वस्वरूपवत् ज्ञानशक्तिबलैश्वर्यवीर्यतेजःप्रभृत्यनवधिकातिशयासंख्येयकल्याणगुणवत् स्वसङ्कल्पप्रवर्त्यस्वेतरसमस्तचिदचिद्विस्तुजातवत् स्वाभिमतस्वानुरूपैकरूपदिव्यरूपं' ઇત્યાદિ વાક્યો લખ્યાં છે. તેના ઉપરની ટીકામાં '**अपरिच्छेद्येति** स्वरूपमुक्त, **ज्ञानेति** गुणा उक्ताः,**स्वसङ्कल्पेति** विभूतिमत्त्वमुक्त, स्वरूपतद्गुणविभूतयो दिव्यरूपादिनां प्रामाणिकत्वे दृष्टान्ततयोक्ताः, दिव्य-विग्रहादयः साध्याः' આવા વાક્યો લખ્યા છે. તાત્પર્યાર્થ એવો છે કે–અહીં દિવ્ય રૂપાદિકની સિદ્ધિ કરવાની છે, તેમાં ત્રણ દૃષ્ટાંત દીધાં છે. દૃષ્ટાતમાં જે અર્થ નિશ્ચિત હોય તે દાર્ષ્ટાન્તિકમાં લેવાનો હોય છે, તો જેમ અહમર્થ **સ્વરૂપ** અને તેના **ગુણો** અને જડચિદાત્મક **વિભૂતિ** આ ત્રણ પ્રમાણસિદ્ધ હોઈને તેના સ્વીકારવામાં કોઈને સંશય નથી, નિશ્ચિતજ છે, તેમ દિવ્ય **રૂપપણ** પ્રમાણસિદ્ધ હોઈને તેના સ્વીકારવામાં કોઈને સંશય કરવાનો નથી, પ્રામાણ્ય સર્વનું સરખું છે. આ પ્રકરણ રૂપાદિકની સિદ્ધિ માટે છે. તેને માટે ત્રણને દૃષ્ટાંત તરીકે લીધા છે. આ આ સ્થળે **સ્વરૂપ ગુણ વિભુતિ** અને **રૂપ** આ ચારેયને પૃથક્ પૃથક પ્રતિપાદે છે. તો જેમ ગુણ સ્વરૂપ વચ્ચે ગુણગુણિભાવ ભેદ સિદ્ધ થાય છે તેમ રૂપ સ્વરૂપ વચ્ચે દેહાત્મભાવ સિદ્ધ થાય છે. જો સ્વરૂપ જ રુપ હોય તો સ્વરૂપ ઉપરાંત રૂપની સિદ્ધિમાં સ્વરૂપને દૃષ્ટાંતપણે લેવાની જરૂર નહિ. તેમજ જો રૂપજ સ્વરૂપ હોય તો સ્વરૂપનું નિરૂપણ પહેલુંજ પૃથક્ કર્યું છે તેની જરૂરજ નહિ. સ્વરૂપ તો સિદ્ધ છે અને રૂપ તો સાધ્ય છે. સ્વરૂપમાં કોઈનો વિવાદ નથી. રૂપમાંજ વિવાદ છે. આ અર્થના અસંશય માટે 'स्वरूपतद्गुणविभूतयः दृष्टान्तत-योक्ताः' 'दिव्यविग्रहादयः साध्याः' આ પદોનું પર્યાલોચન તત્ત્વદૃષ્ટિથી કરવું. આ રીતે શ્રીભાષ્ય અને તેની ટીકામાં એવાં અનેક વાક્યો ભેદપ્રદર્શક છે.

શ્રીરામાનુજાચાર્યના પરમ ગુરુ શ્રીયામુનાચાર્યે રચેલી **શ્રીચતુઃશ્લોકીમાં** તથા **સ્તોત્રરત્નમાં** રૂપ સ્વરૂપનો ભેદ બહુ ઉઘાડો વર્ણવ્યો છે અને તેના અર્થની

સ્પષ્ટતા વેદાંતાચાર્યવિરચિત તેના **ભાષ્યમાં** કરી છે. 'शान्तानन्दमहाविभूति परमं यद्ब्रह्मरूपं हरेः' એમ એકપાદથી **સ્વરૂપને** મળતાં વિશેષણોથી વર્ણવીને, 'मूर्तं ब्रह्म ततोऽपि तत्प्रियतरं रूपं यदत्यद्भुतम्' એમ એક પાદથી **રૂપને** મળતાં વિશેષણોથી વર્ણવ્યું છે. કેવું રૂપ ? તો 'मूर्तं ब्रह्म महाभाग' 'सालम्बनो महायोगः' (વિ. પુ.) ઇત્યાદિકમાં પ્રસિદ્ધ અને આલંબન યોગના વિષયભૂત, **મૂર્ત**–સ્પર્શ રૂપાદિકે યુકત અને ધામવિશેષમાં વિરાજમાન, **બ્રહ્મ**–બહુ મોટું, **અત્યદ્ભુત**–સર્વથા વિસ્મયકારક, એવું **રૂપ**–દિવ્ય વિગ્રહ છે. આ રૂપ 'आनन्दो ब्रह्म' ઇત્યાદિકમાં વર્ણવેલા આનંદમય આત્મસ્વરૂપ કરતાં પણ સૌન્દર્ય લાવણ્ય આદિક ગુણયોગને લીધે ભગવાનને **પ્રિયતર**–નિરતિશય વહાલું છે. અહીં બ્રહ્મસ્વરૂપને શાંત અનંત મહાવિભૂતિ પરમ ઇત્યાદિ વિશેષણોથી નિરૂપ્યું છે અને રૂપને **મૂર્ત બ્રહ્મ** શબ્દથી નિરૂપ્યું છે. એમ બન્નેને પૃથક્પૃથક્ વિશેષણો આપેલાં હોવાથી બન્ને વચ્ચે ભેદ સિદ્ધ થાય છે. વળી જ્ઞાનાનંદ આત્મસ્વરૂપ કરતાં પણ દિવ્ય રૂપની સ્વાતિપ્રિયતા કહેલી હોવાથી તે વચ્ચે ઉઘાડો ભેદ સાબીત થાય છે. જો બન્ને એકજ તત્ત્વ હોય તો આવું ભેદથી નિરૂપણ ઘટે નહિ. વળી સ્તોત્રરત્નમાં 'गुणाः प्रधानं पुरुषः परं पदं परात्परं ब्रह्म च ते विभूतयः' આ શ્લોકમાં પ્રકૃતિ, પ્રાકૃત, પુરુષ,મુકિતસ્થાન અને નિત્યમુકતોને પરમાત્માની વિભૂતિ તરીકે કહીને, છેવટે **મૂર્તબ્રહ્મ**-શબ્દવાચ્ય શુભાશ્રય વિગ્રહને પણ પરમાત્માની એક વિભૂતિપણે નિરૂપે છે. જે નિયામ્ય શેષભૂત હોય તેને **વિભૂતિ** કહે છે. ટીકામાં–'ब्रह्मशब्देन शुभाश्रयनित्यविग्रह उपचर्यते । स्वरूपपरत्वे विभूतित्वोक्तेरनौचित्यात्' આવાં વાકયો લખ્યાં છે. અર્થ એવો છે કે–મૂળસ્થ **બ્રહ્મ**શબ્દથી શુભાશય નિત્ય વિગ્રહપર અર્થ ઉપચારથી લેવો પડે, કેમકે **બ્રહ્મ**શબ્દ પરમાત્મસ્વરૂપમાંજ મુખ્યપણે પ્રવર્તતો જાણીને જો અહીં સ્વરૂપપર અર્થ લેવામાં આવે તો તેને જે 'विभूतय' એમ વિભૂતિપણે કહે છે તે ઘટતું આવે નહિ. સ્વરૂપને વિભૂતિ કહી શકાય નહિ. જો **બ્રહ્મ**શબ્દનો વિગ્રહપર અર્થ ઉપચારથી લઈએ તો સ્વરૂપની અપેક્ષાએ તેમાં વિભૂતપણું ઘટતું આવે. આ રીતે અહીં રૂપને વિભૂતિપણે અને સ્વરૂપને વિભૂતિમાનપણે વર્ણવે છે. આથી બન્ને વચ્ચે **વિભૂતિવિભૂતિમદ્**ભાવ સંબન્ધ સિદ્ધ થાય છે. આનેજ નિયામ્યનિયામકભાવ કહે છે. આ જોતાં રૂપને સ્વરૂપ કે સ્વરૂપને રૂપ કદાપિ કહી શકાય નહિ. એમ કહેવામાં અનેક અપહાર્યદોષો આવે છે.

વળી 'त्वां शीलरूपचरितैः' આ શ્લોકના ભાષ્યમાં રૂપને નિરૂપીને, 'अत्र केषाञ्चिद्भगवत्स्वरूपमेव वा तद्गुणभूतज्ञानबलादि वा परव्यूहादिरूपतया प्रकाशत इति पक्षस्तु तत्रतत्र पृथकनिर्देशस्य बाघकाभावात निर्विकारत्वनिरवयवत्वादिश्रुतिविरोधात् निरस्तः' ઇત્યાદિ વાકયો લખ્યાં છે. અર્થ એવો છે કે–**રૂપ**બાબતમાં કેટલાકનો એવો પક્ષ છે કે "જે ભગવત્સ્વરૂપ છે એજ અથવા તેના ગુણભૂત જે જ્ઞાનબળાદિ છે એજ **પર વ્યૂહ** વિગેરે રૂપપણે પ્રકાશે છે. એટલે રૂપને પૃથક્ માનવાની જરૂર નથી" આ પક્ષતો તેતે શ્રુતિ સ્મૃતિમાં જે સ્વરૂપ તથા રૂપનો જુદો જુદો નિર્દેશ કર્યો છે તેમાં કોઈ બાધક

પ્રમાણ નથી, વળી સ્વરૂપજ રૂપરૂપે થાય છે એમ માનવામાં આવે તો પરમાત્મસ્વરૂપને **નિર્વિકારિપણે અને નિરવયવપણે નિરૂપનારી** શ્રુતિઓનો વિરોધ આવે છે. માટે આથી આ પક્ષનું ખંડન થઈ જાય છે. આ રીતે અહીં સ્વરૂપ રૂપને એક (લોચો)પણે માનનારાના પક્ષનું સપ્રમાણ સયુકિત ખંડન કરીને, સ્વરૂપ રૂપ વચ્ચે ભેદનું સમર્થન ઉઘાડા શબ્દોથી કર્યું છે. હવે આમાં અલ્પપણ શંકાને સ્થાન રહેતું નથી. વળી ભાષ્યમાં 'भगवत्स्वरूपैकदेशे विग्रहैकदेशे विश्वस्थितिरुच्यते' એમ સ્વરૂપ વિગ્રહ વચ્ચે વિભેદ જણાવ્યો છે. વળી 'अत्र भगवत्स्वरूपस्य शुभाश्रयत्वेऽपि अनिष्पन्नसमाधीनां प्रथमं भावयितुमशक्यतया तद्विग्रहस्यैव शुभाश्रयत्वम्' આવાં વાકયો લખ્યાં છે. અર્થ એવો છે કે, યદ્યપિ અહમર્થ જ્ઞાનાનંદમય ભગવત્સ્વરૂપ ધ્યાનાદિ માટે શુભાશ્રય છે, પરંતુ જેમને સમાધિયોગ નિષ્પન્ન થયો નથી એવા આરંભ દશાવાળાથી પ્રથમ સ્વરૂપની ભાવના થઈ શકતી નહિ હોવાથી તેમનો વિગ્રહજ શુભાશ્રયપણે સ્વીકાર કરવો. અર્થાત્ ધ્યાન આરાધનમાં વિગ્રહનો આશ્રય લેવો. આ બધાં વાકયો રૂપ સ્વરૂપ વચ્ચે દેહાત્મભાવને સાબીત કરનારાં છે. આ રીતે આ પ્રબન્ધમાં શ્રીરામાનુજાચાર્યના ગુરુશ્રીએ પણ રૂપ તથા સ્વરૂપ વચ્ચે ભેદ સાક્ષાત્ શબ્દોથી ઉઘાડો વર્ણવ્યો છે.

**તત્ત્વત્રય** ગ્રંથમાં પ્રથમ સ્વરૂપ અને તેના ગુણોને વર્ણવીને, રૂપના વર્ણન માટે 'विग्रहश्च स्वरूपगुणेभ्योऽत्यन्ताभिमतः, ज्ञानमयस्य स्वरूपस्याऽऽच्छादनमकुर्वन् माणिक्यमयपात्रे स्थापितसुवर्णवत् स्वर्णरूपदिव्यात्मस्वरूपस्य प्रकाशकः' ઇત્યાદિ બહુ વાકયો લખ્યાં છે. તેમાં વિગ્રહને તો આત્મસ્વરૂપ અને તેના ગુણો કરતાં પણ પરમાત્માને અત્યંત પ્રીત્યાસ્પદ કહે છે. વળી માણિક્યમય પાત્રને સ્થાને દિવ્ય વિગ્રહને અને તેમાં રહેલા સુવર્ણને સ્થાને જ્ઞાનમય દિવ્યાત્મસ્વરૂપને વર્ણવે છે. વળી જ્ઞાનાનંદમય પરમાત્મતત્ત્વને અંદર રહેલું અને વિગ્રહતત્ત્વને તેથી બહાર રહેલું કહે છે. આ બધી બાબતો રૂપ સ્વરૂપના તત્ત્વતઃ ભેદને સાબિત કરનારી છે. એક શંકા એવી આવે છે કે–જો સ્વરૂપ ઉપર રૂપ પૃથક્ આવે તો તે સ્વરૂપને અને ગુણોને આચ્છાદન કરનારૂં થાય. જેમ જીવાત્માનું શરીર જીવસ્વરૂપને અને તેના ગુણોને આચ્છાદન કરી દે છે તેમ. આ શંકાનું સમાધાન ઉપરના દૃષ્ટાંતથી આપ્યું છે. આ બાબતનો સૂક્ષ્મ બુદ્ધિથી વિચાર કરીએ તો જેમ આપણું બહાર રહેલું દૃશ્યમાન શરીર અને તેમાં અંદર રહેલા અદૃશ્ય જીવાત્મસ્વરૂપ વચ્ચે દેહાત્મભાવરૂપ અંતરંગ સંબન્ધ છે તેમ રૂપ અને સ્વરૂપ વચ્ચે દેહાત્મભાવરૂપ અંતરંગ સંબંધ સિદ્ધ થાય છે. આનેજ દેહદેહિભાવ કહે છે.

**યતીન્દ્રમતદીપિકામાં**–'स चेश्वरो विभुस्वरूपः। विभुत्वं नाम व्यापकत्वं, तच्चेश्वरस्य त्रिधा–स्वरूपतो धर्मभूतज्ञानतो विग्रहतश्चेति' આવાં વાકયો છે. અર્થ

એવો છે કે-**પરમેશ્વર** વિભુસ્વરૂપ છે, વિભુત્વ એટલે વ્યાપકત્વ જાણવું. તેતો ત્રણ પ્રકારે છે-એક **આત્મસ્વરૂપથી**, બીજું ધર્મભૂતજ્ઞાનથી અને ત્રીજું **વિગ્રહથી** જાણવું. એમ અહીં ત્રિવિધ વિભુત્વ કહેવાથી સ્વરૂપનો અને વિગ્રહનો વિભેદ શબ્દોથીજ સાબીત થાય છે. જો વિગ્રહ જ સ્વરૂપાદિ હોય તો અને તેનું એકનું જ વિભુત્વ હોય તો સ્વરૂપને અને તેનાજ ધર્મભૂત જ્ઞાનને પૃથક્ પ્રથમ કહીને તે એના વિભુત્વને પૃથક્ કહેવાની જરૂરજ નહિ. વળી સ્વરૂપની વ્યાપ્તિ અને ધર્મભૂત જ્ઞાનની વ્યાપ્તિનેજ પ્રથમ કહેવામાં આવેલી હોવાથી તેનીજ મુખ્યતા નિશ્ચિત થાય છે. વળી ધર્મભૂતજ્ઞાનવ્યાપ્તિ પહેલાં સ્વરૂપવ્યાપ્તિ કહેલી હોવાથી તેનીજ મુખ્યતા નિશ્ચિત થાય છે. આ જોતાં સર્વત્ર સ્વરૂપવ્યાપ્તિજ મુખ્ય છે. બીજાની વ્યાપ્તિતો સ્વરૂપવ્યાપ્તિને લઈને છે: આ જોતાં રૂપમાત્રને અહમર્થ સ્વરૂપ કહેવાય નહિ તેમજ સ્વરૂપમાત્રને રૂપ કહેવાય નહિ.

વળી 'शरीरं नाम चेतनं प्रत्याधेयत्व–विधेयत्व–शेषत्व–नियमैरपृथक्सिद्धो द्रव्य-विशेषः' એવું શરીરનું લક્ષણ કર્યું છે. ચેતનના પ્રત્યે નિયમથી જે આધેય, વિધેય અને શેષભૂત થાય અને અપૃથક્સિદ્ધ દ્રવ્ય હોય તે શરીર કહેવાય. જે દિવ્ય શરીર છે તે પણ પરમચેતન પરમાત્મસ્વરૂપે નિયમથી આધેય (ધારવા યોગ્ય) વિધેય (નિયામ્ય) અને શેષભૂત હોઈને અપૃથક્સિદ્ધ દિવ્ય દ્રવ્ય છે. માટે શરીરલક્ષણની સંગતિ થાય છે. આ રીતે શરીરલક્ષણ દિવ્ય શરીરમાં પણ ઘટાવવામાં આવ્યું છે. આ ઉપરથી આપણા શરીર આત્મા વચ્ચે જેમ શરીરશરીરિભાવરૂપ ભેદ સિદ્ધ છે તેમ રૂપ અને સ્વરૂપ વચ્ચે શરીરશરીરિભાવરૂપ ભેદ સિદ્ધ થાય છે. આ ઉપરથી બન્નેનું દ્રવ્ય પણ જુદું સાબીત થાય છે. જુદું માનીએ તોજ લક્ષણની સંગતિ થાય. સ્વરૂપનું દ્રવ્યતો જ્ઞાતૃ ચૈતન્ય છે. રૂપનું દ્રવ્યતો અપ્રાકૃત છે. છેવટે બીજા-ઓએ કરેલાં ભોગાયતનત્વાદિ શરીરલક્ષણોમાં–'ईश्वरमुक्तादिभिरिच्छागृहीतशरीरेष्व-व्याप्तेश्च' એમ દોષ દર્શાવીને ઉક્તલક્ષણ ઈશ્વરશરીરમાં અને મુક્તશરીરોમાં આવવું જ જોઈએ એમ નક્કી કર્યું છે.

વિષ્ણુનામસહસ્રમાં આવેલા પ્રથમનાજ 'विश्व' નામનો અર્થ ભાષ્યમાં 'स्वरूप–रूप–गुण–विभवैः परिपूर्णः' એમ કર્યો છે. અહી પરમાત્માની સર્વથા પરિપૂર્ણતા કહેતાં સ્વરૂપ અને રૂપને પૃથક્પણે શબ્દથી કહે છે. 'शरीरभृत्' આ નામનો અર્થ કરતાં 'उपासको हि तस्यात्मवत् शरीरवच्च' એવું વાક્ય ભાષ્યમાં લખ્યું છે. ભગવાન્ ઉપાસકની સ્વાત્મવત્ અને સ્વશરીરવત્ રક્ષા કરે છે એવો ભાવાર્થ છે. એમ આત્માને અને શરીરને પૃથક્પણે કહે છે. 'कान्तः' આ નામનો અર્થ 'स्वयं सौन्दर्यसौकुमार्यादिरूपगुणैः कान्तः–अभिरूपः' એવો કર્યો છે. તેમજ 'कामः' આ નામનો અર્થ 'शीलौदार्यदयादिभिरात्मगुणैश्च निकामकमनीयत्वात् कामः' એવો કર્યો છે. પરમાત્માને **રૂપગુણોથી** અને **આત્મગુણોથી** અત્યંત કમનીય કહેવાનો

મુદ્દો છે. અહીં રૂપના ગુણો **સૌન્દર્યાદિ** અને આત્માના ગુણો **શીલાદિ** જુદા જુદા કહ્યા છે. એમ કહેવાનું કારણ તો રૂપગુણો અહમર્થ આત્મસ્વરૂપમાં અને આત્મગુણો રૂપમાં સંભવતા નથી એજ છે. કોઈ મનુષ્યને 'જ્ઞાની રૂપાળો' કહીએ તેમાં જ્ઞાનિપણું તો આત્મામાં જ સંભવે પણ રૂપમાં સંભવે નહિ અને રૂપાળાપણું તો દેહમાં સંભવે પણ આત્મામાં સંભવે નહિ, એ દેખીતી ઉઘાડી વાત છે. જ્યાં આ રીતે ગુણભેદ આવે ત્યાં તત્ત્વભેદ આવે એ સહજ છે. આ જોતાં જેમ આપણા દેહ અને આત્મા વચ્ચે શરીરશરીરિભાવ સંબન્ધ આવે છે, તેમ પરમાત્માના રૂપ અને સ્વરૂપ વચ્ચે એવોજ સંબન્ધ આવે જ. જો રૂપ સ્વરૂપ એકજ તત્ત્વ હોય તો રૂપગુણો અને આત્મગુણોને જુદા જુદા જણાવવાની જરૂરજ નહિ. આ ઉપપાદન જોતાં સ્વરૂપ રૂપના વાસ્તવિક વિભેદમાં કિંચિતપણ શંકાને સ્થાન રહેતું નથી. શંકાળુએ 'रूपगुणैः आत्मगुणैः' આ બે પદો ઉપર દૃષ્ટિ દેવી.

લોકાચાર્યે રચેલા **અર્થપંચક** પ્રબન્ધમાં 'दिव्यमङ्गलगुणविशिष्टविग्रहवान्' એમ ભગવત્સ્વરૂપ અને વિગ્રહ વચ્ચે **વિશેષ્યવિશેષણભાવ** પ્રદર્શાવીને, બન્ને વચ્ચે ભેદને જણાવે છે. વળી 'विश्वनियन्ता अन्तर्यामी द्विविध, सविग्रहाविग्रहभेदात्। तत्राविग्रहस्तु ज्ञानानन्दस्वरूपी...सकलचेतनसत्तानिर्वाहक...सर्वव्यापकः सर्वशरीरी तिलतैलवत् दारुवह्निवत् दुर्विवेचनीयस्वरूपः। सविग्रहस्तु केवलाप्राकृतशङ्खचक्रादिदिव्यायुधधरः... अवाङ्मयो हार्दः' એમ સર્વાન્તર્યામી પરમાત્માના વિભુ જ્ઞાતૃચૈતન્ય **સ્વરૂપને** અને દિવ્યાકાશ હાર્દાકાશાદિકમાં રહેલા તેમના દિવ્ય **વિગ્રહને** પ્રદર્શાવે છે. વળી ભગવાનને સાકાર અને નિરાકાર કહે છે, કારણ કે હસ્તપાદાદિ જે આકાર તે ભગવાનના સર્વવ્યાપક અનંતજ્ઞાનાનંદૈક સ્વરૂપમાં નથી, પરંતુ તેમના વિગ્રહમાં છે. **આકાર**શબ્દ કોઈ સ્થળે હસ્તપાદાદિ અવયવસન્નિવેશને તો કોઈ સ્થળે દેહને બતાવે છે. ભગવાન તો સદા દિવ્ય વિગ્રહે યુક્ત હોવાથી સાકાર કે મૂર્તિમાન્ કહેવાય છે. પરમાત્મસ્વરૂપને **વિગ્રહવાન્ વિગ્રહવિશિષ્ટ દિવ્યવિગ્રહ દિવ્યાકાર દિવ્યરૂપ દિવ્યમૂર્તિ સાકાર** ઇત્યાદિ વિશેષણો અપાય છે. આ બધાં વિશેષણો સ્વરૂપ સાથે સંબંધ ધરાવનારાં છે. કેવું સાકારત્વ સ્વીકાર્ય છે તે આથી નક્કી થાય છે. આ ભેદથી કરેલું વર્ણન એકલા સ્વરૂપમાં કે રૂપમાં ઘટાવી શકાય એવું નથી. બંને વચ્ચે વિભેદ માનીએ તોજ ઘટાવી શકાય. આટલા નિરૂપણથી રામાનુજાચાર્યઅભિમત સાકારપણું કેવું છે તે સ્પષ્ટ જણાવ્યું.

રામાનુજમતાનુયાયી **રંગ રામાનુજે** રચેલા ઉપનિષદ્ ભાષ્યમાં તે તે રૂપ નિરૂપણ પર શ્રુતિઓના વ્યાખ્યાનમાં સ્વરૂપ રૂપ વચ્ચે વાસ્તવિક દેહ દેહિભાવ ભેદ સિદ્ધ થાય એવાં ઘણાં વાક્યો લખ્યાં છે. જીજ્ઞાસુએ તે થકી જાણવું. વિસ્તાર ભાવથી વિવેચન કર્યું નથી.

ઉપર પ્રમાણે જેના થકી આ સંપ્રદાયને સાકારત્વ જ્ઞાન મળ્યું છે એવા શ્રીરામાનુજાચાર્યનો સાકારત્વસિદ્ધાંત, નિરાકારવાદીઓના શંકા સમાધાન સાથેનો સપ્રમાણ સયુક્તિ જણાવ્યો. રામાનુજાચાર્યના સિદ્ધાંતથી શ્રીહરિનો અને તેમના મહાજનોનો

અભિપ્રાય જુદો છે એવી કેટલાક અલ્પશ્રુત તત્ત્વજ્ઞાનવિધુરોને શંકા રહે છે, તેના નિવારણ માટે હવે આરંભ થાય છે. ભગવાન્ શ્રીહરિ અને તેમના મુનિવરોનાં તત્ત્વ-વચનોને પૂર્વાપરના અનુસંધાન સાથે દુરાગ્રહને દૂર કરીને, શાસ્ત્રીય તત્ત્વદષ્ટિથી જો વાંચવા વિચારવામાં આવે તો ઉપરના ગુરુપરંપરાગત શુદ્ધ શાસ્ત્રીય અબાધિત અભિપ્રાયને સર્વાંશે મળતો જ અભિપ્રાય જણાઈ આવશે. પ્રથમ તો સંપ્રદાયના પ્રબન્ધોમાં શ્રીભાષ્ય-ગીતાભાષ્યદિકનાં વાકયો જ શબ્દોના પણ ફેરફાર વિનાજ સ્થળે સ્થળે પ્રમાણ તરીકે પરિગ્રહ્યાં છે, તો કોઈ સ્થળે એના એજ અર્થાનુસંધાનથી શબ્દફેરફાર કર્યો છે, તો કોઈ સ્થળે તેનું વિવરણ સરલતા માટે કર્યું છે. હવે આ બાબત ગ્રંથવચનોથી બતાવવી એ સારી છે. સંપ્રદાયમાં ઘણા ગ્રંથો સંસ્કૃત પ્રાકૃત વર્તે છે અને તેના કર્તા શતાનંદ મુક્તાનંદ ગોપાળાનંદ નિત્યાનંદ શુકાનંદાદિક પ્રધાન છે. સચ્છાસ્ત્રોમાં તત્ત્વજ્ઞાન માટે પ્રધાનપદને યોગ્ય **ઉપનિષદો** છે એમ શ્રીહરિએ લોયા ૯ માં વિદિત કર્યું છે. ઉપનિષદો ઉપર શ્રી **ગોપાળાનંદમુનિ** વિરચિત સરલ ભાષ્ય છે, તેમાં ઉપરનો મળતો અર્થ વર્ણવ્યો છે.

'तदेजति तन्नैजति' (ई. उ.) આ મંત્રનું 'एजति स्वासाधारणदिव्यमङ्गलविग्रहेण चलति । नैजति-स्वरूपान्न चलतीति वा' એમ આખ્યાન કર્યું છે. પરમાત્મામાં ચલન અને અચલન એ બે અર્થો ઘટાવવાના છે. સ્વરૂપતો અહમર્થ આત્માપણે સર્વ-વ્યાપક હોવાથી તેમાં ચલન સંભવે નહિ. પાણિ પાદાદિ અવયવવાળો દિવ્ય વિગ્રહતો પરિચ્છિન્ન હોઈને ધામવિશેષમાં રહેલો હોવાથી તેમાં ચલન સંભવે છે. એમ સંભવિત અસંભવિતનો વિચાર કરીને એવું વ્યાખ્યાન કર્યું છે. આ ઉપરથી બન્ને વચ્ચે ભેદ જણાવ્યો છે. જો સ્વરૂપ રૂપ બન્ને એકજ વસ્તુ હોય તો શબ્દભેદથી વ્યાખ્યાનની જરૂર નહિ. 'विग्रहेण चलति । स्वरूपान्न चलति' આટલા વાકયનો વિચાર કરાય તો સમસ્ત મુદ્દો સમજાઈ જાય. 'तं दुर्दर्शं गूढमनुप्रविष्टं गुहाहितं' (कठ. उ.) આ મંત્રનો અર્થ 'अनु-प्रविष्टं-सृष्टेषु सृष्टिमनुप्रविष्टम्, इदमन्तर्यामितया । गुहाहितं-हृदयगुहासन्निहितम्, इदं तु विग्रहतोऽपि' આ રીતે કર્યો છે. અહીં સર્વમાં અંતર્યામી આત્મસ્વરૂપથી સ્થિતિ અને હૃદયમાં વિગ્રહથી સ્થિતિ જણાવીને બન્ને વચ્ચે ભેદ જણાવ્યો છે. "स एषोऽन्तश्चरते बहुधा जायमानः" (मु. उ.) આના ભાષ્યમાં "स एष सर्वान्तरात्मैकोऽपि प्रतिहृदयं विग्रहवैशिष्टवेषेणाविर्भवन् बहुरूपो भवतीत्यभिप्रायेण 'बहुधा जायमान' इत्युक्तिः" આવાં વાકયો લખ્યાં છે. અહીં પરમાત્માની અહમર્થ વિભુ સર્વાન્તરાત્માપણે **એકતા** અને વ્યૂહ વિભવ અન્તર્યામી આદિક વિગ્રહવિશિષ્ટ વેષથી **બહુરૂપતા** કહે છે, આ ઉપરથી બન્ને વચ્ચે શબ્દથીજ ભિન્નતા સુસિદ્ધ થાય છે. 'आकाशशरीरं ब्रह्म' (तै. उ.) આની વ્યાખ્યા 'आ-समन्तात् प्रकाशमानदिव्यशरीरमसङ्कुचितज्ञानैकस्वरूपम्' આ રીતે કરી છે. આમાં **આકાશ** શબ્દનો 'પ્રકાશમાન' એવો અર્થ કર્યો છે. શરીરમાં પ્રકાશતા દિવ્યતાથી અને સ્વરૂપમાં અસંકુચિત **જ્ઞાનપણાથી** ઘટાવી છે.

એમ કરીને બન્ને વચ્ચે શબ્દથીજ ભેદ સમજાવ્યો છે. જ્ઞાનસ્વરૂપજ શરીરના રૂપમાં હોય કે શરીરજ જ્ઞાનસ્વરૂપના રૂપમાં હોય તો આવું ભેદથી નિરૂપણની જરૂરજ નથી. રૂપનો સ્વરૂપ પ્રત્યે અને સ્વરૂપનો રૂપ પ્રત્યે ભેદ સમજવાજ આ બધી પ્રવૃત્તિ છે. 'भारूप आकाशात्मा' (छां उ.) 'अथापरमसाधारणं प्रकृतितत्संसृष्टविलक्षणं दीप्तिमयं रूपं तदसावुच्यते भारूप इति। आ–समन्तात् काशते–प्रकाशते इत्याकाशः, परितः प्रकाशमान आत्मा–स्वरूपं यस्य सः। पूर्वं प्रकाशमयता शरीरस्योक्ता, इह तु स्वरूपस्येति भेदः" આવાં વાક્યો લખ્યાં છે. આમાં 'भारूपः' આ પદથી **શરીરની** પ્રકાશમયતા અને 'आकाशात्मा' આ પદથી **સ્વરૂપની** પ્રકાશમયતા કહીને, બન્ને વચ્ચે ભેદશબ્દ સાક્ષાત્ લખીને ભેદ જણાવ્યો છે. **રૂપ**શબ્દથી શરીર અને **આત્મા** શબ્દથી સ્વરૂપ લીધું છે એમ પૃથક્ શબ્દ લખીને પણ ભેદ જણાવ્યો છે. જો દૃશ્ય શરીરમાત્રજ પરમાત્મા હોય તો આવા ભેદથી વર્ણનની કશી જરૂરજ નહિ. આ જોતાં બન્ને વચ્ચે શરીરાત્મભાવ જ સંબંધ સાબીત થાય છે.

**મુક્તાનંદમુનિ**વિરચિત બ્રહ્મસૂત્રભાષ્યમાં રામાનુજાચાર્યના સિદ્ધાંતને અનુસારે ભાષ્ય રચવાની પ્રતિજ્ઞા કરીને બન્નેની એકાર્થતા જણાવી છે. આમાં પરમાત્માના નિરૂપણ પ્રસંગે સ્વરૂપ રૂપનો ભેદ ઉઘાડા શબ્દોથી વર્ણવ્યો છે. 'अन्तस्तद्धर्मोपदेशात्' આ સૂત્ર કે જે પરમાત્માના ખાસ રૂપનિરૂપણ પર છે, તેમાં શ્રીભાષ્યને અનુસારેજ શંકા સમાધાન સાથે સ્વરૂપ થકી રૂપનું પૃથક્ પણે પ્રતિપાદન કર્યું છે. ફક્ત પદવાક્યરચનાજ જુદી છે. રૂપને પ્રતિપાદનારી "य एषोऽन्तरादित्ये हिरण्मयः पुरुषो दृश्यते हिरण्यश्मश्रुर्हिरण्यकेश आप्रणखात् सर्व एव सुवर्णः, तस्य यथा कप्यासं पुण्डरीकमेवमक्षिणी" ઇત્યાદિ શ્રુતિઓ પણ એની એજ લીધી છે. એમ બધી બાબત મળતી હોવાથી અહીં તેનાં વાક્યો લઈને વિવેચન કરતા નથી.

'भावं जैमिनिर्विकल्पामननात्' આ સૂત્રમાં સમધિક સુષ્ઠુ સ્પષ્ટતા કરી છે– 'परां प्रकृतिं दिव्यामक्षरविभूतिं दिव्यविग्रहयोगं च परमात्मनः ज्योतिरन्तराधिकरणयोः समसूचयत्। नच विभुस्वरूपस्य परमात्मनोऽणुस्वरूपाणां वा मुक्तात्मनां नित्याविकाराखण्डस्वरूपाणां स्थूलनानादेहस्वरूपपरिणामित्वं सम्भवति। तथा सति सखण्डत्व–छेद्यत्वविकारित्वादिप्रसङ्गात्। तत् ब्रह्ममयदिव्यदेहयोग एव परमात्मानो मुक्तात्मानामपि' આ રીતે વિભુસ્વરૂપ પરમાત્માને દિવ્ય દેહનો યોગ પૃથક જ પ્રતિપાદ્યો છે. એમાં એવું યોગ્ય **કારણ** જણાવ્યું છે કે–અહમર્થ વિભુસ્વરૂપ પરમાત્મા છે તે નિત્ય અવિકાર અખંડ સ્વરૂપ છે, તેમને પાણિ પાદ મુખ મસ્તક આદિક નાનાવિધ અવયવોવાળા દેહરૂપે પરિણામ પામવાનું કહેવામાં આવે તો પરમાત્મ સ્વરૂપમાં **ખંડત્વ છેદ્યત્વ વિકારિત્વ** વિગેરે અનેક દોષોનો પ્રસંગ આવે. માટે બ્રહ્મમયદિવ્ય દેહનો યોગજ પરમાત્માને પૃથક્ કહેવો એજ યોગ્ય છે. આ દિવ્ય દેહ 'કયા દ્રવ્યમાંથી ધારે છે.' તો તેને માટે અક્ષર દિવ્ય વિભૂતિ કે જે પરા પ્રકૃતિ તરીકે પણ

કહેવામાં આવી છે એમાંથી અનેક દિવ્ય દેહને સ્વેચ્છા મુજબ ધારેછે. આ રીતે અહમર્થ સર્વવ્યાપક પરમાત્મ સ્વરૂપ અને દિવ્ય રૂપ વચ્ચે દેહદેહિભાવ ભેદ આપણા દેહાત્મા જેવા સાબીત કર્યો છે. અક્ષર ધામસ્થ મુક્તાત્માઓને પણ આત્મસ્વરૂપ થકી પૃથક્ જ દિવ્ય દેહનો યોગ પ્રતિપાદ્યો છે. એને માટે ઉપાદાન તો ઉક્ત પરા પ્રકૃતિ જ પ્રસિદ્ધ છે.

'अरूपं' એમ શ્રુતિમાં પરમાત્માને કહ્યા હોવાથી 'અહમર્થ જ્ઞાનાનંદસ્વરૂપ પરમાત્મા જ દિવ્યરૂપે થઈ રહ્યા છે' આ અપમાન્યતાતો શ્રીવલ્લભાનુયાયિઓની છે તે તો પરમાત્માનો સ્વરૂપથીજ જીવ, માયા, અક્ષરબ્રહ્માદિરૂપે પરિણામ માનનારા હોવાથી **"સ્વરૂપસન્નિત્યસાકાર એકતત્ત્વાત્મક"** એમ કહી શકે, પરંતુ એ **આચાર્યની** આ પ્રક્રિયાને ખુબ ખંડન કરનારા શ્રીરામાનુજાચાર્ય અને તેમના મતને સ્વમત તરીકે સ્વીકારનારો આ સંપ્રદાય તેમ કહી શકે નહિ. વચ૦ પ્ર૦ ૪૧ "ભગવાન તો અચ્યુત છે તે ચ્યવીને જીવ ઇશ્વરરૂપે થાય નહિ' પં–૨ 'ભગવાન્ અચ્યુત છે નિરંશ છે નિર્વિકાર છે અક્ષર છે અખંડ છે' એમ શ્રીમુખે કહે છે. વિશેષ ભાષ્ય થકી જાણવો.

વળી 'भावे जाग्रद्वत्' આ સૂત્રના ભાષ્યમાં–'जातु **स्वरूपं**, जातु दिव्य **रूपं**, जातु दिव्य **गुणं**, जातु **तदैश्वर्यं**, जातु तत्प्रतिसम्बधि **लीलाविभूतिं** च रस्यतयाऽनुभवति' આમાં સ્વરૂપને અને દિવ્ય રૂપને પૃથક્પણે શબ્દથીજ કહે છે. એવાં તો અનેક વાક્યો સ્વરૂપ–રૂપની વચ્ચે ભેદને જણાવનારાં આ ભાષ્યમાં છે તે તે થકી જાણવાં.

**ગોપાળાનંદમુનિ**વિરચિત **ગીતાભાષ્યમાં** પણ ઉપર મુજબજ પ્રસંગે પ્રસંગે પ્રતિપાદાન છે. ફક્ત પદવાક્યરચના પૃથક્ છે.

**શ્રીરઘુવીરાચાર્ય**વિરચિત **વિશિષ્ટાદ્વૈતચિંતામણિ** નામના ગ્રંથમાં સર્વલક્ષ્યાનુસારિ શરીરલક્ષણ 'यस्य चेतनस्य यद्द्रव्यं' એ રીતે કરીને તેની સંગતિ જેમાં જેમાં શરીરનો પ્રયોગ આવતો હોય તે સર્વમાં કરી છે. તેમાં પ્રથમ આપણા **શરીરમાં** તથા પરમેશ્વરના શરીર તરીકે કહેલા **ચિદચિતમાં** તથા ભગવાનના ધામસ્થ દિવ્ય **રૂપમાં** પણ એ લક્ષણ ઘટાવ્યું છે. એમ કરીને જેમ આપણા શરીર આત્મા વચ્ચે વ્યાપ્યવ્યાપકભાવ, ધાર્યધારકભાવ, નિયામ્યનિયામકભાવ અને શેષશેષિભાવ સંબન્ધ છે. તેમ પરમાત્માના અહમર્થ સર્વવ્યાપક ચેતન સ્વરૂપ અને વિગ્રહપર્યાય રૂપ વચ્ચે એવો સંબન્ધ સાબીત કર્યો છે. આ બધાં પદવાક્યો 'न तु दृष्टान्तभावात्' આ બ્રહ્મસૂત્રના ભાષ્યને સર્વાંશે મળતાં છે. વિસ્તારભયથી વિવેચન કરતા નથી. આ ઉપરથી સાકારત્વ કેવું સમજવું તે પણ સ્પષ્ટ થાય છે.

**નિત્યાનંદમુનિ**વિરચિત **શાંડિલ્યસૂત્ર**ભાષ્યમાં બહુ સ્થળે સ્વરૂપ રૂપનો ભેદ શ્રીરામાનુજાચાર્યનાંજ યથાલિખિત પદવાક્યો લઈને સમર્થન કર્યો છે. 'तच्च दिव्यं

स्वशक्तिमात्रोद्भवात्' આ સૂત્રના ભાષ્યમાં-'परस्य ब्रह्मणः...कल्याणगुणवत्...दिव्यं रूपमपि स्वाभाविकम्' ઇત્યાદિ વાકયો લખીને 'જેમ જ્ઞાનનૈકસ્વરૂપ પરબ્રહ્મના જ્ઞાનાદિ ગુણો છે તેમ દિવ્ય રૂપ પણ છે' એમ સ્વરૂપને અને ગુણોને દષ્ટાંત તરીકે લઈને રૂપને નિરૂપે છે. આ જોતાં બન્ને વચ્ચે ભેદ સિદ્ધ થાય છે. ભાષ્યમાં પ્રથમ સ્વરૂપને ઉપપાદન કરનારી 'सत्यं ज्ञानमनन्तं' ઇત્યાદિ શ્રુતિઓનો ઉપન્યાસ કરીને, પછીથી સ્વરૂપગુણોને ઉપપાદન કરનારી 'अपहतपाप्मा' ઇત્યાદિ શ્રુતિઓનો ઉપન્યાસ કરીને, ત્રીજા નંબરમાં 'वेदाहमेतं पुरुषं' ઇત્યાદિ શ્રુતિઓનો ઉપન્યાસ કરીને દિવ્ય રૂપનું નિરૂપણ કર્યું છે. આ રીતે સ્વરૂપ, તેના ગુણો અને રૂપને પૃથક્ પૃથક્ પ્રતિપાદીને ભેદ જણાવ્યો છે. આવું ભેદથી વર્ણનતો આ ભાષ્યમાં બહુ છે.

વળી સંપ્રદાયમાં પાશ્ચાત્ય પંડિતોમાં પ્રવર મનાતા શાસ્ત્રી શ્રી **બળરામદાસે** રચેલા **'વિશિષ્ટાદ્વૈતભાસ્કર'** નામના નાના નિબંધમાં-'तदिदमखिलजगत्कारणमखिलहेयप्रत्यनीकमशेषकल्याणगुणाकरं परंब्रह्म, अनवद्यदिव्यविग्रहमपि' આવું વાકય લખ્યું છે. વળી 'एवंभूतदिव्यविग्रहोपेतस्य दिव्यस्थानमपि श्रुतिराह' એવું વાકય લખ્યું છે. એમ દિવ્યરૂપ અને દિવ્ય સ્થાનને કહીને, તેની પ્રમાણતા માટે શ્રુતિ વાકયો જુદાં જુદાં લખ્યાં છે. આમાં પ્રથમ અહમર્થ પરંબ્રહ્મ સ્વરૂપને સમુચિત વિશેષણોથી નિરૂપીને, 'दिव्यमङ्गलविग्रहमपि' એમ દિવ્ય રૂપને નિરૂપીને, તેની સિદ્ધિ માટે 'एवंभूतदिव्यविग्रहोपेतस्य दिव्यस्थानमपि' એમ દિવ્ય સ્થાનને પણ નિરૂપે છે. આ વાકયો સ્વરૂપ-રૂપ વચ્ચે આપણા દેહાત્મા જેવા ભેદને સાબીત કરે છે. શ્રીરામાનુજાચાર્યે જે શલીથી અને જે પ્રમાણોથી સાકારત્વ પ્રતિપાદન કર્યું છે એજ શૈલી અને એજ પ્રમાણો આ ગ્રંથમાં લીધાં છે. તો રામાનુજનું સાકારત્વ જુદા પ્રકારનું અને આ સંપ્રદાયનું જુદા પ્રકારનું છે એમ જલ્પી શકાય નહિ. પ્રબન્ધના પ્રારંભમાં જ 'विशिष्टाद्वैतबोधाय श्रीभाष्यार्थैः सुगुम्फितम्' એમ આ પ્રબન્ધને વિશેષણ આપ્યું છે. આ ઉપરથી બન્નેનો એક જ મળતો અભિપ્રાય નિશ્ચિત થાય છે. તત્ત્વજ્ઞોએ 'दिव्यमङ्गलविग्रहमपि' 'दिव्यविग्रहोपेतस्य' આ પદો ઉપર સૂક્ષ્મ દૃષ્ટિ આપવી. આ વિશેષણો આત્મસ્વરૂપ પ્રત્યે વિશ્રાંતિને પામે છે.

**વાસુદેવમાહાત્મ્ય** કે જેની સ્વાભીષ્ટ આઠ સચ્છાસ્ત્રોમાં ગણીને સંપ્રદાયના મૂળ ગ્રંથ તરીકે સંભાવના કરી છે. તેમાં સ્થળે સ્થળે **સ્વરૂપ, રૂપ** અને તેના **ગુણો** જુદા જુદા જણાવ્યા છે-અ. ૧૮ માં સ્વયં ભગવાને પોતે ભકતરાજ નારદજી પ્રત્યે 'असावहमिह ब्रह्मन्नस्मिन्नक्षरधामनि। राधालक्ष्मीयुतो नित्यं वसामि स्वाश्रितैः सह ॥ वासुदेवस्वरूपोऽहं सर्वकर्मफलप्रदः। अन्तर्यामितया वर्ते स्वतन्त्रः सर्वदेहिनाम् ॥' આ રીતે કહ્યું છે. આમાં 'હું આ અક્ષર ધામમાં રાધા લક્ષ્મી તથા પાર્ષદો સાથે નિત્ય વસું છું' એમ જેની ધામમાં સ્થિતિ કહી તે **રૂપ** જાણવું અને 'હું વાસુદેવ સ્વરૂપથી

સર્વ કર્મોના ફળને આપું છું' એમ જે કહ્યું તે **સ્વરૂપ** સમજવું. ટુંકામાં પ્રત્યેક બાબતમાં 'હું હું' એવો વ્યવહારકર્તા જે છે તે અંતર્યામી **સ્વરૂપ** અને ધામમાં મુક્તો સાથે દ્વિભુજત્વાદિ રૂપથી જે રહેલું તે **રૂપ** જાણવું. યદ્યપિ પરમાત્માને એક સાથે અનેક વિશેષણો અપાય છે. પરંતુ 'કયું વિશેષણ **સ્વરૂપને** લગાડાય અને કયું **રૂપને** લગાડાય' એવો તત્ત્વવિવેક સમજવો ઘટે. નારાયણે પોતેજ પોતાનું આત્મસ્વરૂપ, રૂપ અને તેના ગુણો 'सत्यं ज्ञानमनन्तं यो ब्रह्मेति श्रुतिवर्णितः । त्रिगुणव्यतिरिक्तश्च पुरुषो दिव्यविग्रहः' (અ. ૩) આ રીતે વર્ણવ્યા છે. આમાં 'सत्यं ज्ञानमनन्तं' ઇત્યાદિ પદથી ગુણ સાથે આત્મસ્વરૂપ અને 'दिव्यविग्रहः' આ પદથી રૂપપર્યાય વિગ્રહ વર્ણવ્યો છે. એ વિશેષણ સ્વરૂપ પ્રત્યે છે. આ રીતે આ પ્રબન્ધમાં સ્વરૂપ રૂપનો ભેદ બહુધા કહ્યો છે.

**શિક્ષાપત્રીની ટીકા** કે જે શ્રીહરિએ શતાનંદ મહર્ષિ પાસે કરાવી છે, તેમાં રૂપ સ્વરૂપ વચ્ચે ભિન્નતા જણાવનારાં ઘણાં વાકયો છે. શ્લો. ૨૯ ની ટીકામાં— અહમર્થભૂત સર્વાન્તરાત્મભૂત સ્વરૂપના નિરૂપણ માટે 'श्रूयते च कृष्णस्य सर्वत्रान्तर्यामिभावेन स्थितिः' એવું વાકય લખીને, પ્રમાણ માટે 'तेनेदं पूर्णं' ઇત્યાદિ શ્રુતિ-સ્મૃતિઓ લખી છે. એમ સ્વરૂપના ઉપપાદન બાદ દિવ્ય ગુણો અને દિવ્ય રૂપના ઉપપાદનનો આરંભ 'श्रावयति च परस्य ब्रह्मणः कृष्णस्य कल्याणगुणयोगं दिव्यविग्रहयोगं च श्रुतिः' એમ કહીને પ્રમાણમાટે પૃથક્ પૃથક્ શ્રુતિ સ્મૃતિઓનો ઉપન્યાસ કર્યો છે. આ રીતે સર્વાત્મભૂત સ્વરૂપ અને તેના ગુણો અને દિવ્ય વિગ્રહનું નિરૂપણ કરેલું હોવાથી બન્ને વચ્ચે ભેદ સુસિદ્ધ થાય છે. વળી જો પરંબ્રહ્મ ભગવાન્ મૂર્તિમાન્ હોય તો 'અમુક સ્થાનમાં નિયમથી રહ્યા છે' એમ કહેવાની અપેક્ષા આવે ? એમ આશંકા લાવીને તેમના સ્થાનના નિરૂપણ માટે 'अन्तर्यामिभावेन सर्वत्र सम्बद्धस्य ज्ञानानन्दैकस्वरूपस्य देशविशेषे मुक्तोपभोग्यस्वासाधारणदिव्यरूपेण सद्भावो नापरिच्छिन्नतां निरुन्ध्यात् । श्रूयते चास्य स्थानविशेषः श्रुतिषु' આવાં વાકયો લખ્યાં છે. આમાં સર્વમાં અંતરાત્માપણે વ્યાપ્ત સ્વરૂપનું અને દિવ્યધામસ્થ દિવ્ય રૂપનું પૃથક્ વર્ણન હોવાથી તે બંને વચ્ચે તત્ત્વભેદ વ્યકત થાય છે. જો એકજ વસ્તુ હોય તો શંકા સમાધાન સાથે વિભેદથી વર્ણનની જરૂરજ નહિ.

'हृदये जीववज्जीवे योऽन्तर्यामितया स्थितः' આ શ્લોકથી અહમર્થ અંતર્યામી સ્વરૂપ કહીને, 'स श्रीकृष्णः परंब्रह्म' ઇત્યાદિ શ્લોકોથી આત્મગુણો અને દિવ્યાકારનો યોગ વર્ણવ્યો છે. ટીકામાં તથા ભાષ્યમાં 'यः सर्वज्ञः' 'आदित्यवर्णं' ઇત્યાદિ ગુણ-પ્રતિપાદક અને **રૂપ**પ્રતિપાદક શ્રુતિ સ્મૃતિઓનો ઉપન્યાસ કરીને 'तैः पदैः परब्रह्मणि कल्याणगुणदिव्याकारयोगस्य प्रतीतेः' ઇત્યાદિ વાકયો લખીને સ્વરૂપ અને તેના જ્ઞાનાદિ ગુણો અને દિવ્યાકારનું પ્રતિપાદન કર્યું છે.

'मतं विशिष्टाद्वैतं मे गोलोको धाम चेप्सितम्' આ શ્લોકના ભાષ્યમાં 'न हि राजेव

परिजनैः सेव्यमानः क्वचित्समिन्धेऽयं परमात्मा । अस्य हि स्वरूपं 'सत्यं ज्ञानमनन्तमिति श्रूयते' આ રીતે 'ભગવાનનું સ્વરૂપ છે પણ રૂપ નથી' એમ આશંકીને તેના પરિહારમાં 'सत्यज्ञानानन्तस्वरूपस्यैवास्य दिव्यविग्रहेण विराजमानस्य नित्यमुक्तानुभाव्यस्यास्ति देशविशेषः श्रुतिसंप्रतिपन्नः' આવાં વાક્યો લખીને વિભુ આત્મસ્વરૂપથી સર્વત્ર સ્થિતિ અને દિવ્ય વિગ્રહથી ધામવિશેષમાં સ્થિતિ પ્રતિપાદીને બન્ને વચ્ચે તફાવત સાબીત કર્યો છે.

સંપ્રદાયના મહાગ્રંથ **સત્સંગિજીવનમાં** 'श्रीवासुदेव विमलामृतधामवासं नारायणं...श्यामं सितं द्विभुजमेव चतुर्भुजं च' એમ એક સાથે શ્રીહરિને વિશેષણો આપ્યાં છે. **શ્રીવાસુદેવ** અને **નારાયણ** શબ્દનો અર્થ (સર્વવ્યાપકતારૂપ) વિચારીએ તો આ વિશેષણ સર્વાન્તરાત્મા વિભુ સ્વરૂપમાંજ સંભવે છે અને અમૃત ધામમાં રહેવાપણું, શ્યામસિતપણું, દ્વિભુજત્વાદિપણું, વિશેષણો રૂપમાંજ સંભવે છે. એમ સંભવ અસંભવનો વિવેક કરીને જેને જે લાગુ થતું હોય તેને તે લગાવવું. વિશિષ્ટ હોવાથી સ્વરૂપ રૂપનો એક સાથે વ્યવહાર થાય, તથાપિ આપણા દેહાત્મા જેવો ભેદ સમજી લેવો. આ ગ્રંથમાં બહુ સ્થળે એવું વર્ણન આવે છે તેનું દિગ્દર્શન કરાવીએ—આરંભમાંજ 'नराकृति परंब्रह्म स्थितो योऽक्षरधामनि । निर्गुणो निर्विकारश्च सच्चिदानन्दलक्षणः ॥' આમાં 'परंब्रह्म सच्चिदानन्दलक्षणः' આ પદો 'सत्यं ज्ञानमनन्तं ब्रह्म' આ શ્રુતિમાં કહ્યા પ્રમાણે પરંબ્રહ્મસ્વરૂપનાં વિશેષણ છે. 'निर्गुणः निर्विकारः' આ **સત્ય** શબ્દનો અર્થ છે. **ચિત્** શબ્દ જ્ઞાનપર્યાય છે. એમ બધું સ્વરૂપમાં સંભવતું આવે છે. 'नराकृति स्थितो योऽक्षरधामनि' આ **આકૃતિ** શબ્દવાચ્ય દિવ્ય રૂપનું વિશેષણ છે. પરંબ્રહ્મ નિરાકાર નથી પણ સાકાર છે. સાકાર છે તો તેમનો એક દેશ કહેવો જોઈએ ? તો 'અક્ષર ધામમાં રહ્યા છે' એમ સ્થાનનિર્દેશ કર્યો છે. આ રીતે એક સાથે સ્વરૂપ રૂપનું વર્ણન આવે છે તથાપિ વસ્તુવિચારથી વિવેક સમજવો ઘટે. એવો વિવેક સર્વેએ સર્વત્ર કર્યો છે. વળી 'दिव्यरूपोऽक्षरात्मा च श्रुतो यश्चाक्षरात्परः । अन्तर्यामी च सर्वेषामात्मनां योऽच्युतो हरिः ।' આમાં 'अक्षरात्मा अन्तर्यामी' ઇત્યાદિ પદથી અહમર્થ સર્વાન્તરાત્મભૂત વિભુ **સ્વરૂપનું** અને 'दिव्यरूपः' આ પદથી પાણિપાદાદિ અવયવવાળા **રૂપનું** નિરૂપણ છે.

સંપ્રદાય સંમાન્ય શ્રીમદ્ **ભાગવતના** સ્કંધ ૧૦ અ-૨ શ્લો-૩૦ માં 'अमलसत्त्वधाम्नि' એવું ભગવાનને વિશેષણ આપ્યું છે. એનો અર્થ ભગવત્પ્રસાદાચાર્ય રચિત **ભક્તરંજની** ટીકામાં—शुद्धसत्त्वमयविग्रहयुक्ते' એવો સંગત કર્યો છે. '**વિગ્રહયુક્ત**' એમ કહ્યું હોવાથી રૂપ-સ્વરૂપ વચ્ચે દેહદેહિભાવ સિદ્ધ થાય છે. આ વિશેષણ સ્વરૂપમાં સમન્વિત થાય છે. વળી સ્કંધ ૧૧ અ-૧૪ શ્લોક ૩૧માં 'यादृशं वा यदात्मकं' આવું વાક્ય છે. એની વ્યાખ્યા—'यादृशमिति

विग्रहसंस्थानप्रश्नः' 'यदात्मकमिति दिव्यात्मस्वरूपप्रश्नः' આ રીતે ભેદથી કરી છે. આમાં એક વિગ્રહસંસ્થાનવિષયક અને બીજો દિવ્યાત્મસ્વરૂપવિષયક પ્રશ્ન ઉદ્ધવજીએ પુછ્યો છે. તેમાં 'समं प्रशान्तं सुमुखं' (શ્લો. ૩૮) ઇત્યાદિકથી વિગ્રહવિષયક પ્રશ્નનો પ્રતિઉત્તર આપીને, 'तत्र लब्धपदं चित्तमाकृष्य व्योम्नि धारयेत्' (શ્લો. ૪૪ થી) દિવ્યાત્મસ્વરૂપ વિષયક પ્રશ્નનો પ્રતિઉત્તર આપ્યો છે; આની ટીકામાં–'दिव्यात्मस्वरूपस्य व्योमोपमत्वं' 'कं ब्रह्म खं ब्रह्म' इति श्रुतिसिद्धम्' 'व्योम्नि धारये' दित्यनेन 'यदात्मक मित्यस्योत्तरमुक्तं भवति।' આવાં ભેદવાક્યો છે. આ ઉપરથી પરમાત્માનો દિવ્ય વિગ્રહ અને દિવ્ય આત્મસ્વરૂપ વચ્ચે **દેહાત્મ-ભાવ** લક્ષણ ભેદ સુસિદ્ધ થાય છે. જો વિગ્રહમાત્રજ પરમાત્મસ્વરૂપ હોય કે પરમાત્મસ્વરૂપજ વિગ્રહરૂપ (એકતત્ત્વાત્મક) હોય તો બન્નેને ભેદથી કહેવાની કશી જરૂરજ નહિ. જેનો 'હું' શબ્દથી વ્યવહાર થાય તે આત્મસ્વરૂપ કહેવાય અને જેનો 'હું' શબ્દથી વ્યવહાર ન થાય તે વિગ્રહ કહેવાય. વિગ્રહમાં હું શબ્દ નથી. દેહને **વિગ્રહ** શબ્દથી કહે છે. **રામાનંદરૂપે** પુનઃ પ્રાદુર્ભવેલા ઉદ્ધવજીએ **પ્રશ્ન** પુછ્યો છે અને **શ્રીહરિરૂપે** પુન; પ્રકટેલા શ્રીકૃષ્ણે પ્રત્યુત્તર આપ્યો છે. આ બન્ને તો આ સંપ્રદાયના જ્ઞાન ધુરંધરો છે. આ સટીક ગ્રંથમાં આવું નિરૂપણ બહુ છે.

આ રીતે સંપ્રદાયના પ્રબન્ધોમાં એવું વર્ણન બહુ છે. કુસંગને લીધે જગતનો પ્રવાહ નિરાકારતરફ વધારે વળેલો હોવાથી તેનું ખંડન કરીને સાકારપણાના સમર્થન માટે વધારે લક્ષ આપ્યો છે. નિરાકારવાદીઓ પરમાત્માને નથી માનતા એમ નહિ, માને છે પણ જ્ઞાનમય સર્વવ્યાપી સ્વરૂપમાત્રને માને છે. એમ માનીને મુખ મસ્તકાદિ અવયવવાળા વિગ્રહનો નિષેધ કરે છે. સાકારવાદીઓ સ્વરૂપને સ્વીકારીને વિશેષમાં હસ્ત પાદાદિ અવયવવાળા વિગ્રહને પણ માને છે. વિગ્રહ તો અમુક પરિચ્છેદવાળો હોવાથી તેની સ્થિતિ કોઈ સ્થાનમાં હોવી જોઈએ એમ ધારીને તેવું સ્થાન અક્ષરાદિ સ્વીકારવામાં આવ્યું છે. રામાનુજાચાર્ય સાકારવાદી કહેવાય છે. એમનો વિવાદ સ્વરૂપ પ્રત્યે નથી પણ સગુણતા અને સાકારતા માટે છે. એમાં એમણે હસ્ત પાદાદિ વિવિધ અવયવવાળા વિગ્રહમાત્રનેજ પરમાત્મસ્વરૂપ ઠરાવવાનો વિવાદ કોઈ સાથે કર્યો નથી. વેદાંતપ્રતિપાદ્ય સ્વરૂપને સ્વીકારીને વધારામાં તેના ગુણો અને રૂપને માટે વધુ વિવાદ કર્યો છે. એમ કરીને બન્નેનું વિભેદથી પ્રતિપાદન સયુક્તિ સરસ કર્યું છે. માયાવાદીઓ પરમાત્માના ગુણો તથા રૂપો અમાયિક દિવ્ય સ્વાભાવિક નથી કિન્તુ માયાકલ્પિત છે એમ કહે છે. માટે એ લોકો નિરાકારવાદી કહેવાય. એમના મતને ખંડન કરીને શ્રીરામાનુજાચાર્યે પરમા-ત્માના ગુણોને તથા રૂપોને અમાયિક દિવ્ય અને સ્વાભાવિકપણે સચ્છાસ્ત્રોવડે સ્થાપ્યા છે. જેથી એ સાકારવાદી કહેવાય. 'अपृथक्सिद्धविशेषणमाकारः' એમ વેદાર્થસંગ્રહમાં એમણે કહ્યું છે. ગુણો તથા રૂપ એ ભગવાન પ્રત્યે અપૃથક્સિદ્ધ

વિશેષણ હોવાથી ભગવાનના આકારો છે. એમ સ્વાભાવિક દિવ્ય ગુણો તથા સ્વાભાવિક દિવ્ય રૂપથી જ ભગવાનને સાકારપણે શ્રીરામાનુજાચાર્યે વર્ણવ્યા છે. શ્રીહરિએ પણ પોતાના સર્વ અનુયાયિઓને આજ રીતિએ પ્રમાણપ્રતિપન્ન સગુણત્વ અને સાકારત્વ સમજવાનો સદાગ્રહ કર્યો છે. સંપ્રદાયના ગ્રંથોમાં પણ એમજ છે અને વસ્તુતઃ એમજ હોવું જોઈએ એ ન્યાયસર છે. એકાદ વાકયનો અવળો અર્થ કરવાથી કૃતાર્થતા થતી નથી. સમૂળ સપ્રમાણ સયુકિત સમુચિત સરસ સિદ્ધાંત શો છે? તે પૂર્વાપરના અનુસંધાનથી સમજવું જોઈએ.

**વચનામૃતમાં** સ્વરૂપ અને રૂપ અને તેના ગુણોનું વર્ણન વિભેદથી બહુધા આવે છે–'एकोऽहं बहु स्यां' 'यस्मात्क्षरमतीतोऽहं' 'अहं त्वां सर्वपापेभ्यः' 'अहमात्मा' 'अन्तःप्रविष्टः शास्ता जनानां सर्वात्मा' 'य आत्मानमन्तरो यमयति स त आत्माऽन्तर्याम्यमृतः' ઇત્યાદિ શ્રુતિઓને પ્રમાણપણે પરિગ્રહીને, પરંબ્રહ્મ પરમાત્મા વાસુદેવ નારાયણ વિષ્ણુ આદિક શબ્દોને આગળ ધરીને, સર્વાત્મા સર્વાન્તર્યામી સર્વવ્યાપકપણે અહમર્થનો વ્યવહાર કરાય છે તે **સ્વરૂપ** સમજવું. જ્ઞાન આનંદ બળ ઐશ્વર્ય કારુણ્ય આદિક જે ગુણો તે સ્વરૂપના સમજવા અને અમુક ધામવિશેષમાં સ્થિતિ કહેવાપૂર્વક હસ્તપાદાદિ અવયવવાળું, ગમનાગમનાદિ વ્યવહારવાળું, વસ્ત્ર વિભૂષણ આયુધ આદિકના આશ્રયવાળું, રૂપ આકૃતિ આકાર મૂર્તિ શરીર વપુ આદિક શબ્દોથી વર્ણન કરાય છે તે **વિગ્રહપર્યાય રૂપ** સમજવું અને ઔજ્જવલ્ય સૌન્દર્ય સૌકુમાર્ય લાવણ્ય યૌવન આદિક જે ગુણો વર્ણવાય છે તે રૂપના જાણવા. આ રીતે આ ગ્રંથમાં બધીજ બાબતો શબ્દથી તો અર્થથી ઉપવર્ણવી છે. યદ્યપિ પરમાત્માને વર્ણવતાં અનેક વિશેષણો અપાય છે પરંતુ તેમાં કયું વિશેષણ કેને લાગુ થાય અને કેને ન થાય એનો વિવેક સમજાયા પછી સ્વરૂપનો અને રુપનો ભેદ સમજાય છે.

આ શ્રીહરિવાકયોથીજ ઉપરનો સિદ્ધાંત સ્પષ્ટ સમજાશે–પ્ર૦ ૭ "અક્ષરબ્રહ્મ જીવ ઇશ્વર માયા અને માયાનાં કાર્ય જે બ્રહ્માંડ એમને વિષે જે શ્રીકૃષ્ણ ભગવાનને અંતર્યામિપણે કહેવા અને નિયંતાપણે કહેવા તે એ ભગવાનનું **અન્વયપણું** છે અને એ સર્વેથી પૃથક્પણે કરીને પોતાના ગોલોક ધામનેવિષે જે બ્રહ્મજ્યોતિ તેનેવિષે રહ્યા છે એમ જે કહેવું તે ભગવાનનું વ્યતિરેકપણું છે" (સર્વની અંદર રહીને નિયમન કરવાનું કહે છે તે સ્વરૂપમાં સંભવે છે અને ધામમાં પૃથક્પણે બિરાજમાનપણું તે રૂપમાં સંભવે છે. એમ અહીં સ્વરૂપ રૂપ બન્ને અર્થો કહ્યા છે) પ્રથમ ૪૧ 'एकोऽहं बहु स्यां प्रजायेय' એવી રીતે એક પુરુષોત્તમ ભગવાન છે તે અંતર્યામિરૂપે કરીને એ સર્વેને વિષે પ્રવેશ કરી રહ્યા છે" (આમાં 'હું બહુરૂપે થઉં' એવો વ્યવહાર કરનાર અને સર્વને વિષે અંતર્યામિપણે પ્રવેશ કરી રહેલું તે **સ્વરૂપ** સમજવું) પ્ર૦ ૪૫ 'ભગવાન્ પુરુષોત્તમ છે તેતો સદા સાકારાજ છે અને મહા તેજોમયમૂર્તિ

છે...ભગવાનનો આકાર છે તે દિવ્ય છે પણ માયિક નથી' (આથી ભગવાનને પૃથક્ આકારનો યોગ કહ્યો અને તે આકારનું દ્રવ્યપણ **દિવ્ય** પૃથક્ કહ્યું) કા૦ ૮ 'તેમ પુરુષોત્તમ ભગવાન્ સર્વના આત્મારૂપે કરીને સર્વને વિષે રહ્યા છે' (આથી **અંતરાત્મા** સ્વરૂપ કહ્યું) અંત્ય. ૩૧ 'તેજોમય જે ભગવાનનું ધામ તેને વિષે જે પુરુષોત્તમ ભગવાનની **આકૃતિ** રહી છે ને તે આકૃતિમાંથી એ ભગવાન્ **અવતાર** ધારે છે' (આથી ભગવત્સ્વરૂપને **આકૃતિ**શબ્દવાચ્ય રૂપનો યોગ પૃથક્ કહ્યો અને આકૃતિનેજ સર્વ અવતારરૂપોનું ઉપાદાન કહ્યું) અંત્ય. ૩૨ 'જે ભગવાન્ છે તે તેજોમય એવું જે પોતાનું અક્ષરધામ તેનેવિષે સદા સાકારમૂર્તિથકા વિરાજમાન છે ને સર્વના કારણ છે સર્વના નિયંતા છે સર્વના અંતર્યામી છે' (આથી અંતર્યામી **સ્વરૂપ** અને અક્ષરધામસ્થ **રૂપ** કહ્યું) અંત્ય૦ ૩૭ 'ભગવાનનો જે આકાર છે તેવો આકાર બીજા દેવ મનુષ્યાદિક જે પ્રકૃતિમાંથી આકાર થયા છે તે કોઈનો નથી' (આથી **દિવ્ય** આકારનો યોગ અને તેનું પ્રકૃતિથકી વિલક્ષણ દ્રવ્યપણું કહ્યું) અંત્ય. ૩૮ 'અને ભગવાનના અક્ષરધામને વિષે જે ભગવાનનો આકાર છે તથા તે ભગવાનના પાર્ષદ જે મુક્ત તેમના જે આકાર છે તે સર્વે સત્ય છે ને દિવ્ય છે ને અતિશે પ્રકાશયુક્ત છે' (આથી **સ્વરૂપથકી રૂપપર્યાય** આકારની ભિન્નતા અને તેની દિવ્ય દ્રવ્યતા કહી) ઇત્યાદિ.

આ રીતે આ પ્રબન્ધમાં સ્વરૂપ અને રૂપને પૃથક્ પૃથક્ દ્રવ્ય-ગુણોથી પ્રતિપાદન કરનારાં અનેક વચનો છે. આમાં રામાનુજાચાર્યની વેદાંતવિષયક દૃષ્ટિથી તત્ત્વતઃ વિચાર કરવામાં આવે તો કશી શંકાને સ્થાન રહે નહિ. સ્વરૂપ છે તે અંતરાત્મતત્ત્વ **અદૃશ્ય** છે અને રૂપ છે તે બાહ્ય તત્ત્વ **દૃશ્ય** છે. બન્ને મળીને વિશિષ્ટ પરમાત્મા છે. તેમાં હું શબ્દથી સદા વ્યવહાર થતું મુખ્ય તત્ત્વ જ્ઞાનાનંદૈકમય વિભુ સત્ય આત્મસ્વરૂપ સર્વવાદિસંમત છે. તેને મૂળથી ઉડાવી દઈને 'મૂલે કુઠારઃ' એના જેવું કરીને કેવળ હસ્તપાદાદિ વિવિધ વિચિત્ર અવયવવાળા રૂપમાત્રનેજ પરમાત્મતત્ત્વ ઠરાવીને તેમાંજ બધો શાસ્ત્રાર્થ ઘટાવવો એતો નાસ્તિકાગ્રેસર દેહાત્મવાદી ચાર્વાકોની માન્યતામાં શોભે તેવો છે. તેમજ આ બાબતમાં રામાનુજાચાર્યનો અને શ્રીહરિનો સિદ્ધાંત જુદો જુદો છે એમ જલ્પવું તેમજ સંપ્રદાયના બીજા ગ્રંથોનો અને વચનામૃતનો સિદ્ધાંત કંઈક અંશે જુદો છે એમ જલ્પવું એ પણ સંપ્રદાયવિમુખોમાં શોભે એવું જડજલ્પન છે. તેનો સંપ્રદાયના શુદ્ધ શાસ્ત્રીય સિદ્ધાંત સાથે લેશપણ સંબન્ધ નથી.

શંકાળુ સાધારણ મનુષ્યને પણ રૂપ સ્વરૂપ વચ્ચે દેહદેહિભાવ ભેદ સમજવા માટે આટલું સાંપ્રદાયિક પ્રાકૃત પદ પર્યાપ્ત છે. **'મારી મૂરતિ રે મારા લોક ભોગ ને મુક્ત, સર્વે દિવ્ય છે રે' 'મારૂ ધામ છે રે' 'તેમાં હું રહું રે દ્વિભુજ દિવ્ય સદા સાકાર' 'હું તો તમ કારણે રે આવ્યો ધામ થકી ધરી દેહ'** આમાં **'હું, મારી, મારૂં, મારાં'** ઇત્યાદિ **અસ્મચ્છબ્દથી** જે શ્રીહરિ

વ્યવહરે છે તે અહમર્થભૂત સર્વાન્તરાત્મભૂત **વિભુ જ્ઞાનસ્વરૂપ** સમજવું. જીવાત્મા હોય કે પરમાત્મા હોય પોતપોતાનું આત્મસ્વરૂપતો **'અહં'** એમજ વ્યવહાર થાય છે. 'अहमर्थ आत्मा' એમ સપ્રમાણ સાબીત કરવામાં આવ્યું છે. **'મૂર્તિ આકાર દેહ'** આદિક શબ્દથી અહમર્થના સંબન્ધીપણે 'મારૂં આ શરીર છે' એની પેઠે શ્રીહરિએ જે વ્યતિરેકપણે વ્યવહાર કરાય છે તે દેહપર્યાય એમનું **રૂપ** સમજવું. જેમ લોક ભોગ અને મુકતને દિવ્ય કહેવાપૂર્વક 'મારા લોક ભોગ ને મુકત' એમ તેને અહમર્થ સ્વાત્મસ્વરૂપ થકી વ્યતિરેકપણે વ્યવહાર કરે છે. તેમ મૂર્તિને પણ દિવ્ય કહેવા પૂર્વક તેને **'મારી મૂરતિ રે'** એમ આત્મસ્વરૂપ થકી વ્યતિરેકપણે વ્યવહાર કરે છે. આ ઉપરથી રૂપ સ્વરૂપ વચ્ચે દેહદેહિભાવરૂપ સંબંધ સ્પષ્ટ થાય છે. વળી 'તેમાં હું રહું રે દ્વિભુજ દિવ્ય સદા સાકાર' 'હું તો તમ કારણે રે આવ્યો ધામ થકી ધરી દેહ' આમાં જે દિવ્ય ધામમાં દિવ્ય દ્વિભુજ સાકારપણે સદા રહેવાનું અને તે ધામ થકી દેહ ધરવાનું અને ત્યાંથી અહીં આવવાનું કહે છે તે નિત્યસિદ્ધ અહમર્થભૂત વિભુ આત્મસ્વરૂપમાં નહિ સંભવતું હોવાથી દિવ્ય દેહમાંજ સંભવતું લેવું જોઈએ. 'ધામસ્થ દિવ્ય દેહપણ નિત્યસિદ્ધ હોવાથી તેના જેવો બીજો દેહ ધારણ કરવો એજ અવતાર કહેવાય છે.

વળી વચનામૃતમાં અવતાર અવતારીનો અભેદ કહેવામાં આવ્યો છે. અક્ષર ધામસ્થ અવતારી રૂપતો આપણને અગોચર છે, ભૂમિસ્થ અવતારરૂપતો આપણને ગોચર થાય છે. શ્રીહરિનો અવતાર હતો ત્યારે 'હું હું' એમ વ્યવહાર કરાતું આત્મસ્વરૂપ અને તેમનું હસ્તપાદાદિ વિવિધ અવયવોવાળું, વસ્ત્ર વિભૂષણ આયુધના આશ્રયવાળું, ગમનાગમનાદિ વિવિધ ચેષ્ટાવાળું, અનેક પાર્ષદોએ પરિચર્યા કરાતું અને આવિર્ભાવ અંતર્ધાનના સ્થાનભૂત વિગ્રહપર્યાય રૂપ આ બન્ને વ્યતિરેકપણે સર્વેએ ગોચર કરેલું છે. અને તે બન્નેના ગુણો પણ જુદા જુદા અનુભવમાં આવ્યા છે. તે સમયે અહમર્થ આત્મસ્વરૂપનો દેહરૂપે કે દેહનો આત્મારૂપે વ્યવહાર કદાપિ થયો કોઈએ જોયો નથી. આપણા દેહાત્મા જેવો જ પૃથક્ વ્યવહાર થએલો પ્રત્યક્ષ છે. આ બાબતનો પણ વિમર્શ કરીએ તો રૂપ સ્વરૂપ વચ્ચે દેહદેહિભાવરૂપ ભેદ સુસિદ્ધ થાય છે. આથી હવે આસ્તિક તત્ત્વજ્ઞાની સંપ્રદાયી સુજનને વિશેષ પ્રમાણની અપેક્ષા રહેશે નહિ.

**અહીં આટલું અવશ્ય સમજવું**-રૂપ અને સ્વરૂપ વચ્ચે વસ્તુતઃ ભેદ છતાં પણ રૂપ વિના સ્વરૂપ કે સ્વરૂપ વિના કેવળ રૂપ ઉપાસ્ય કે સેવ્ય નથી, પરંતુ દિવ્યમૂર્તિ સાકાર ભગવાનજ ઉપાસ્ય અને સેવ્ય છે. મુકિત દશામાં પ્રાપ્યપણ કેવળ મૂર્તિ કે કેવળ વિભુ ચૈતન્ય સ્વરૂપ નથી કિંતુ દિવ્યમૂર્તિ પુરુષોત્તમજ પ્રાપ્ય છે. એમ ઉપાસ્ય સેવ્ય અને પ્રાપ્ય સાકાર ભગવાનજ છે. ઉપાસ્યત્વ પ્રાપ્યત્વ અને ભોગ્યત્વ આ ધર્મો રૂપ અને સ્વરૂપને સમાન હોવાથી ઉપચારથી બન્નેનો અભેદ કહી શકાય. વસ્તુતાએ નહિ. વળી રૂપ અને સ્વરૂપનો ગાઢ દૃઢ સંબન્ધ હોવાથી પણ ઉપચારથી અભેદોકિત

સંભવે છે. વળી જીવ અને તેના શરીર વચ્ચે ભેદ છે તેમાં જીવનું સ્વરૂપ ઉપાદેય છે અને શરીર તો હેય છે તેમ પરમાત્માના સ્વરૂપ અને રૂપમાં નથી. જેમ સ્વરૂપ ઉપાદેય છે તેમ રૂપ પણ ઉપાદેય ભોગ્ય છે, પણ ત્યાજ્ય નથી. જેમ ગુણ ગુણિ વચ્ચે ભેદ કહેવાથી ગુણોની હેયતા આવતી નથી, તેમ સ્વરૂપ-રૂપ વચ્ચે ભેદ કહેવાથી રૂપની હેયતા આવી જતી નથી. ભેદથી જો હેયતા આવી જતી હોય તોજ વાંધો આવે. જેમ નાળીયેર ફળ આદિકને જમતાં તે અંદર બહાર એકરસ જણાય છે તેમ મૂર્તિમાન બ્રહ્મસ્વરૂપ પણ બહાર (મૂર્તિ) અને અંદર (સ્વરૂપ) એકરસ ભોગ્ય જણાય છે. માટેજ પંચાળા ૭ માં 'એવી રીતે સર્વના કારણ ને સદા દિવ્ય સાકાર એવા જે પ્રત્યક્ષ પુરુષોત્તમ નારાયણ તેની મૂર્તિને વિષે સાકરના રસની મૂર્તિની પેઠે ભાગત્યાગ સમજવો નહિ' આ શ્રીહરિવાકયની સારી સંગતિ થાય છે. કોઈપણ અંશથી હેય નહિ હોઈને સર્વાંશથી દિવ્ય ભોગ્ય હોવાથી સાકરના રસની મૂર્તિનું દૃષ્ટાંત ઉપર પ્રમાણે સુસંગત છે. આથી રૂપ અને સ્વરૂપ એકજ તત્ત્વ છે એમ સાબીત થતું નથી. જેમ ઉપાસકને બ્રહ્મસ્વરૂપમાં અને તેના ગુણોમાં પ્રીતિ અને ભોગ્યત્વની ભાવના છે તેમ રૂપમાં પણ પ્રીતિ અને ભોગ્યત્વની ભાવના રાખવી. એવી ભાવના રાખવાથી 'રૂપથી ભિન્ન પરંબ્રહ્મને માનીએ તો રૂપમાં આદરની મંદતા આવી જાય' એવી શંકાનો પ્રસંગ આવશે નહિ. યદ્યપિ સ્વરૂપ રૂપ બન્નેનું મુમુક્ષુઉપાસ્યપણું અને મુકતપ્રાપ્યપણું સમાન છે તથાપિ લોકોની નિરાકારની ભ્રાંતિ ટાળવા માટે ત્યાં ત્યાં રૂપનુંજ પ્રધાનપણે વર્ણન કર્યું છે. વળી ચિત્તના શુભાશ્રય તરીકે રૂપનેજ પ્રશસ્ત કહ્યું છે. વળી સેવારૂપ મુખ્ય મુકિત પણ રૂપમાં સ્વરસથી સંભવે છે. ચેતનોના ઉપજીવનમાં મુખ્ય હેતુ રૂપ છે. આવા કારણથી પરમાત્માને પણ પોતાનું દિવ્ય રૂપ અત્યંત પ્રીત્યાસ્પદ કહ્યું છે. માટેજ અનન્ય ભકતને જ પોતાના સર્વસ્વભૂત રૂપને બતાવે છે. જેમ પિતા પ્રિય પુત્રનેજ સર્વસ્વ આપે છે તેમ. આ અર્થ 'तस्यैष आत्मा विवृणुते तनूं स्वाम्' આ શ્રુતિમાં વ્યકત છે. આ અર્થની સ્પષ્ટતા 'कृष्णास्यानुग्रहो यस्मिन् स तेजसि समीक्षते। केवलं तेज एवान्ये पश्यन्ति न तु तं मुने ॥' (वा. मा.) આ રીતે કરી છે. એમ કેટલાક રૂપના વિશેષો પણ છે.

વળી ગીતાના ૧૧ અધ્યાયમાં ભગવાનનુંજ જેમ એમ એમના **વિગ્રહનું** પણ વ્યાપકપણું કારણપણું વગેરે વ્યકતપણે વર્ણવીને સ્વરૂપ જેવોજ વિગ્રહનો મોટો મહિમા વર્ણવ્યો છે. વિ૦ પુ૦ માં પણ 'समस्ताः शक्तयश्चैता नृप यत्र प्रतिष्ठिताः' એમ સમસ્ત શકિતઓ વર્ણવીને અદ્ભુતતા જણાવી છે. અદ્ભુતપણું તો 'तस्य ह वा एतस्य पुरुषस्य रूपं महारजनं वासः' 'सर्वाश्चर्यमयं देवं' 'दृष्ट्वाद्भुतं रूपं' 'तेनाश्चर्यपरेणाहं' 'अपूर्वरूपसंस्थानं' ઇત્યાદિકમાં પ્રસિદ્ધ જે નિરતિશય વિચિત્રપણું એજ જાણવું. ક્ષણે ક્ષણે અનુભવમાં આવે તથાપિ જાણે પૂર્વે જોયુંજ ન હોય એમ આશ્ચર્યને ઉપજાવવાપણું, વિચિત્ર અવતારોનું થવાપણું, અલ્પ વટપત્ર ઉપર સુખેથી સુઈ રહેવાપણું, મહતો

મહીયાન્ વિશ્વરૂપને પ્રદર્શાવવાપણું વિગેરે બહુ બાબતો **અદ્ભૂત**શબ્દથી કહેવામાં આવી છે વળી જગત્સર્ગાદિક અને ભક્તરક્ષણાદિ કાર્યને કરે છે તે વિગ્રહવિશિષ્ટ સ્વાત્મસ્વરૂપથી કરે છે. આ અર્થ 'विविधजलयुक्तां पृथिवीं ससर्ज मेघवर्णः' આ વચનમાં વ્યક્ત છે. આપણે જે કાંઈ કાર્ય કરીએ છીએ તે વિગ્રહવિશિષ્ટ આત્મસ્વરૂપથીજ કરીએ છીએ તેમ. સઘળું કાર્ય તો આત્મસત્તાથી જ થાય છે, પરંતુ તેની સાથે વિગ્રહ અપૃથક્સિદ્ધ હોવાથી તેવો વ્યવહાર થાય છે. તાત્પર્ય તો એ કે—સર્વદા વિગ્રહ-વિશિષ્ટજ અહમર્થ પરમાત્મસ્વરૂપ છે. વળી 'अजायमानो बहुधा विजायते' 'तदात्मनं सृजाम्यहम्' 'सम्भवाम्यात्ममायया' ઇત્યાદિકમાં કહ્યા પ્રમાણે વિવિધ વિચિત્ર વિલક્ષણ અનંત અવતારોના કંદભૂત (અવતારમૂળ) વિગ્રહજ છે. એમાંથી અનંત અવતારો આવિર્ભવે છે. આ અર્થની સ્પષ્ટતા 'सर्वाविर्भावकारणम्' (શિક્ષાપત્રી) અંત્ય ૩૧ 'ભગવાનની આકૃતિ રહી છે ને તે આકૃતિમાંથી એ પોતે ભગવાન્ અવતાર ધરે છે' અંત્ય ૩૬ 'પુરુષોત્તમ ભગવાનને બ્રહ્મજ્યોતિના સમૂહમાં અનાદિ સાકારમૂર્તિ સમજવા ને તેનાજ સર્વે અવતાર છે.' મધ્ય૦ ૧૩ 'અને એ અક્ષરાતીત જે પુરુષોત્તમ ભગવાન્ છે તેજ સર્વ અવતારનું કારણ છે. અને સર્વે અવતાર પુરુષોત્તમમાંથી પ્રગટ થાય છે અને પાછા પુરુષોત્તમને વિષે લીન થાય છે' ઇત્યાદિ વચનોમાં વ્યક્ત છે. આ રીતે દિવ્ય રૂપના ઘણા વિશેષો પણ વર્ણવ્યા છે. આ પ્રકારે વેદાદિ શાસ્ત્રો અને તેના વ્યાખ્યાતા આચાર્યો અને સંપ્રદાયના મુખ્ય પ્રબન્ધોને અનુસારે તત્ત્વાર્થ વિચારવામાં આવે તો રૂપ સ્વરૂપના ભેદમાં કશી શંકા આવી શકે નહિ.

## ભગવાનનું દ્વિભુજ ચતુર્ભુજત્વાદિ—

વેદમાં તેમજ વિશ્વક્સેનાદ સંહિતામાં તેમજ પુરાણાદિકમાં પર રૂપમાંજ નિત્યોદિત, શાંતોદિત અને દ્વિભુજત્વ ચતુર્ભુજત્વાદિક અને શુક્લત્વ શ્યામત્વાદિક અનેક ભેદો વર્ણવેલા જોવામાં આવે છે. એમાં પરસ્પર કશો બાધ વિરોધ નથી એમ વેદાંતાચાર્યે **ગદ્યત્રયના** વ્યાખ્યાનમાં કહ્યું છે–'एतेन वर्णभुजादिविप्रतिपत्तिरपि निरस्ता। अचिन्त्यशक्तेरीश्वरस्य स्वच्छन्दवृत्तेः परसंज्ञिते रूपेऽपि तत्तत्प्रतिपत्त्यर्थं तत्तत्संहितोक्ता विशेषा नान्योन्यबाधमर्हन्ति । यथा नरसिंहरूपे सप्तसप्ततिभेदाः। यथा च 'कृष्णरूपाण्यनन्तानी'त्युच्यते । एवं परव्यूहादिष्वपि यथोपदेशं सर्वस्य सत्यत्वम् । गीयते च–'पश्य मे पार्थ रूपाणि शतशोऽथ सहस्रशः। नानाविधानि दिव्यानि नानावर्णाकृतीनि च ॥' ઇત્યાદિ. આ રીતે પરરૂપમાં પણ દ્વિભુજત્વ ચતુર્ભુજત્વનો યોગ પ્રમાણિક હોવાથી વા-મા-માં અપ્રાકૃત ગોલોકાંતર્વર્તિ અક્ષરધામના અધિપતિ શ્રીકૃષ્ણનું દ્વિભુજત્વ અને અપ્રાકૃત મહાવૈકુંઠમાં તેમનુંજ ચતુર્ભુજત્વ કહ્યું છે તે સારી રીતે સંઘટે છે.

આવો અભિપ્રાય શાસ્ત્રીય હોવાથી શ્રીહરિએ પણ સ. પ્ર. ૩ અ. ૪૧ કે જે પર ધામના નિરૂપણપર છે તેમાં અક્ષરધામમાં નિત્ય વિરાજમાન પર રૂપમાંજ 'स च तेषु स्वभक्तेषु दिदृक्षा स्वस्य यादृशी । येषां स्यात्तादृशं तेभ्यो दर्शनं स्वं ददाति हि ।

केचिच्चतुर्भुजं केचित्पश्यन्त्यष्टभुजं तथा। केचित्सहस्रबाहुं तं तस्मिन् बृहति धामनि॥' એમ દ્વિભુજત્વ ચતુર્ભુજત્વ અષ્ટભુજત્વાદિ ભેદ નિર્બાધપણે જણાવ્યો છે. 'श्यामं सित द्विभुजमेव चतुर्भुजं च' એમ શ્રીહરિને પણ બંને પ્રકારે કહ્યા છે.

તેમાં 'स्थित्यै चक्रं सरसिजं दधानं सृष्टये पुनः। मुक्तये पाञ्चजन्यं च गदां संहृतये तथा' આમાં કહ્યા મુજબ સૃષ્ટયાદિકના ચિહ્નભૂત આયુધોના ધારણમાં ચાર ભુજો ઉપયોગી હોવાથી **ચતુર્ભુજપણું પણ** પારમૈશ્વર્યનું અસાધારણ ચિહ્ન છે એમ સમજી લેવું. આવો શાસ્ત્રીય અભિપ્રાય હોવાથી આ પ્રબન્ધમાં પણ મૂળ અનાદિ રૂપમાં ચતુર્ભુજત્વ સ્વયં સિદ્ધ થાય એવા ગૌરવાન્વિત સ્પષ્ટ શબ્દો શ્રીમુખે કહ્યા છે. લોયા ૧૧ 'અને ભગવાનના અવતારની જે મૂર્તિઓ તે છે તો દ્વિભુજ અને તેને વિષે ચાર ભુજની ભાવના, અષ્ટ ભુજની ભાવના કહી છે તે પણ ભગવાનની મૂર્તિ ને તે વિનાના અન્ય આકાર તે એમાં જે અવિવેકી પુરુષને સમભાવ થાય છે તેની નિવૃત્તિને અર્થે કહી છે' (આથી **દ્વિભુજત્વમાં પણ ચતુર્ભુજત્વાદિકની ભાવના કરવાની સકારણ કહી**) લોયા ૧૮ 'ભગવાનના અવતારનાં ચિત્રામણ કરે છે ત્યાં ત્યાં થોડોક મત્સ્ય કૂર્માદિકનો આકાર કરીને, પછી તે ઉપર શંખ ચક્ર ગદા પદ્મ વૈજયંતીમાળા પીતાંબરવસ્ત્ર કિરીટ–મુકુટ શ્રીવત્સનું ચિહ્ન ઇત્યાદિક ચિહ્ને સહિત ભગવાનની મૂર્તિને લખે છે, તો જો ભગવાનનું રૂપ અનાદિ એવું જ છે... (આથી **અનાદિ રૂપની ચતુર્ભુજતા જણાવી**) શ્રીકૃષ્ણ ભગવાને પ્રથમ જન્મ-સમયમાં વસુદેવ દેવકીને ચતુર્ભુજરૂપે દર્શન દીધું અને અક્રુરને ચતુર્ભુજ રૂપે દર્શન જળને વિષે દીધું તથા રુક્મિણીને મૂર્છા આવી ત્યારે પણ ચતુર્ભુજરૂપે દર્શન દીધું અને અર્જુને પણ એમ કહ્યું જે 'तेनैव रूपेण चतुर्भुजेन सहस्रबाहो भव विश्वमूर्ते' માટે અર્જુનપણ ચતુર્ભુજ રૂપ દેખતા અને યાદવાસ્થળી કરીને પીપ-ળાની હેઠે શ્રીકૃષ્ણ બેઠા હતા તે સમયમાં ઉદ્ધવજીએ તથા મૈત્રેય ઋષિએ ભગવાનનું રૂપ ચતુર્ભુજ શંખ ચક્ર ગદા પદ્મ પીતાંબરસહિત દીઠું' (**આથી શ્રીકૃષ્ણના મૂળ રૂપની ચતુર્ભુજતા સ્પષ્ટ શબ્દોમાં કહી**) વર૦ ૧૮ 'અને એ શ્રીકૃષ્ણ ભગવાને પોતાના જન્મ સમયમાં વસુદેવ દેવકીને પરમેશ્વરપણાની પ્રતીતિને અર્થે જે **ચતુર્ભુજ રૂપ** દેખાડ્યું તથા બ્રહ્માને અનેક **ચતુર્ભુજ રૂપ** દેખાડ્યાં' મધ્ય ૩૯ 'અને એજ જે શ્રીકૃષ્ણ વાસુદેવ તેણે વસુદેવ દેવકીને પ્રત્યક્ષ **ચતુર્ભુજરૂપે** અદ્ભુત બાળકથકા દર્શન દીધું એ અનાદિ વાસુદેવ રૂપ છે' (આથી **પરમેશ્વર-પણાની પ્રતીતિમાં ચતુર્ભુજત્વનો મુખ્ય ઉપયોગ જણાવીને અક્ષરધા-માધિપતિ શ્રીકૃષ્ણ વાસુદેવના મૂળ રૂપની ચતુર્ભુજતા સ્પષ્ટ શબ્દોથી જણાવી**) 'ચતુર્ભુજત્વાદિ ભેદથી ભગવત્સ્વરૂપમાં ભેદ નથી' એમ શિક્ષાપત્રી કહે છે. **'વહાલો દ્વિભુજ ચતુર્ભુજ શ્રીહરિ રે'** એમ શ્રીહરિને પ્રેમાનંદ મુનિએ ગાયા છે. આ રીતે ચતુર્ભુજત્વની બાબત પ્રમાણપ્રતિપન્ન હોવાથી **'પર રૂપ ચતુર્ભુજ છે'**

એવી બહુધા ભાવના લોકોની ચાલુ છે. અને તેથી ચતુર્ભુજ રૂપની ઉપાસના પ્રવર્તે છે. શ્રીજીએ તો મુખ્ય મધ્ય મંદિરમાં ચતુર્ભુજ લક્ષ્મીનારાયણની પ્રતિમા પધરાવીને ચતુર્ભુજ રૂપની સાબીતી કરી આપી છે. સારૂપ્ય મુક્તિને પામેલા મુક્તોની પણ ચતુર્ભુજતા કોઈ સ્થળે વર્ણવી છે તે પણ ભગવાનની ચતુર્ભુજતા સ્વીકારવાથી સંગત થાય છે. આ જોતાં પર રૂપમાં **દ્વિભુજત્વ ચતુર્ભુજત્વ** અને **શ્યામત્વ શુક્લત્વ** સારી રીતે ઘટતું આવે છે.

## પરમાત્માના દિવ્ય રૂપના આકર્ષક ગુણો—

ગુણોથી પણ પર રૂપનો ઉત્કર્ષ છે. રામાનુજાચાર્યે ગી૦ ભા૦ ના ઉપોદ્ઘાતમાં–'निरतिशयौज्ज्वल्यसौन्दर्यसौगन्ध्यसौकुमार्यलावण्ययौवनाद्यनन्तगुणनिधि' એમ રૂપને અનંત ગુણનિધિ કહેવા પૂર્વક ઔજ્જ્વલ્યાદિ છ ગુણોનો નામથી નિર્દેશ કર્યો છે. બીજા પણ ગુણો શુભાશ્રયપ્રકરણમાં વર્ણવ્યા છે. 'भारूपः सर्वगन्धः सर्वरसः' આ શ્રુતિએ **ઔજ્જ્વલ્ય સૌગન્ધ્ય** અને **માધુર્ય** આ ત્રણ અને 'रूपसंहननं लक्ष्मीं सौकुमार्य' આ વચને **સૌન્દર્ય લાવણ્ય** અને **સૌકુમાર્ય** આ ત્રણ, મળીને છ ગુણો જણાવ્યા છે. આ ગુણો સ્વરૂપગુણોની પેઠે **સ્વાભાવિક નિત્ય નિરતિશય નિર્દોષ અને નિઃસીમ** છે. આ ગુણો અત્યાકર્ષક હોઈને રૂપના શુભાશ્રયપણામાં અને ભોગ્યપણામાં ભક્તોને બહુ ઉપયોગી છે. આનું અનુગુણ વિવરણ પણ તે તે સ્થળે સમ્યક્ કર્યું છે.

**ઔજ્જ્વલ્ય**–'आदित्यवर्णं' 'रुक्मवर्णं' એમ એક **સૂર્ય**સદૃશ વર્ણ અને બીજો **સુવર્ણ**સદૃશ વર્ણ વિગ્રહમાં વર્ણવ્યો એજ **ઔજ્જ્વલ્ય** જાણવું. જેને **તેજ દીપ્તિ કાંતિ ભા** આદિક શબ્દથી કહે છે. ઉજ્જવળ રૂપમાંથી પ્રભા કે કિરણરૂપ **તેજની** ધારાઓ પણ છુટે છે. આ બાબત 'दिवि सूर्यसहस्रस्य भवेद्युगपदुत्थिता । यदि भाः सदृशी सा स्यात् भासस्तस्य महात्मनः' (ગીતા) 'युगपदुदितदिनकरसहस्रसदृशतेजसि' (ગીતાભાષ્ય) 'तप्तकार्तस्वरगिरिप्रभः' (વેદાર્થસંગ્રહ) ઇત્યાદિકમાં વ્યક્ત છે. આ સર્વનો અભિપ્રાય ઉજ્જવલતામાં છે. દ્વિવિધ વર્ણ કહ્યો તે તો અત્યુજ્જવલ દીપ્તિપણું અને કમનીય લાવણ્યપણું જણાવવાના અભિપ્રાયથી સમજવો. તેમાં **સૂર્ય**વર્ણથી પ્રતિકૂળ અભક્તોને સૂર્યવત્ દુર્દર્શનીયપણું અને **સુવર્ણ**વર્ણથી અનુકૂળ ભક્તોને સુવર્ણવત્ નિરતિશય ભોગ્યપણું કહેવા ઇચ્છેલું છે. એમ સાફલ્ય છે. યદ્યપિ રૂપને 'नीलतोयदमध्यस्था विद्युल्लेखेव भास्वरा' આ શ્રુતિએ આપેલું નીલમેઘનું દૃષ્ટાંત અને 'कृष्णो वर्णश्च मे यस्मात्तेन कृष्णोऽहमर्जुन' આ સ્મૃતિએ કરેલી કૃષ્ણશબ્દની નિરુક્તિ જોતાં મેઘસદૃશ શ્યામ રૂપ હોવાં છતાં પણ તેજોવિશેષને લીધે શ્વેત જણાય છે. આ અર્થ પણ 'नवीनजीमूतसमानवर्णं...निजाङ्गनिर्यत्सितभूरितेजश्चयावृतत्वात्सितवर्णमुक्तम्' (વા--મા.) આમાં વ્યક્ત છે. આની સ્પષ્ટતા 'एकैकस्मिन् रोमकूपे यत्तवास्ति सितं महः। शान्तमानन्दरूपं च तत्कोटीन्दुप्रभाधिकं' (વા--મા.) એમ કરી છે. આ ઉપયોગી અર્થને

ઉપપાદનારાં વચનો સત્સંગિજીવનમાં અનેક છે. 'ऋतं सत्यं परंब्रह्म पुरुषं कृष्णपिङ्गलं' એમ જે એક સાથે કાળો પીળો વર્ણ કહ્યો છે તેતો લક્ષ્મીજીની શોભાના સંમેલનથી અને વિવિધ વિભૂષણ વિગેરેના સંમેલનથી ઘનશ્યામ એવી પણ દિવ્ય ભગવન્મૂર્તિમાં ઘટે છે. મૂર્તિમાં ઘનસમાન શ્યામ વર્ણ હોવાથી ભગવાનનું **ઘનશ્યામ** કૃષ્ણ આદિક નામ છે તે અન્વર્થ છે. આ રીતે પર રૂપ ઘનશ્યામ છે પરંતુ શાંત શ્વેત તેજને લીધે શ્વેત જણાય છે. આ અર્થ મધ્ય૦ ૧૩ 'અને તે મૂર્તિ ઘનશ્યામ છે તોપણ અતિશય તેજે કરીને શ્યામ નથી જણાતી, અતિશય શ્વેત જણાય છે' વર૦ ૧૮ 'અક્ષરધામ તેને વિષે શ્રીકૃષ્ણ ભગવાન્ રહ્યા છે તે દ્વિભુજ છે ને કોટિકોટિ સૂર્ય સરખા પ્રકાશમાન છે ને શ્યામ સુંદર છે' ઉપો૦ 'અને નવીન મેઘ સરખો શ્યામ છે વર્ણ જેનો એવા છે અને કોટિકોટિ સૂર્ય ચંદ્ર સરખા પ્રકાશે યુકત છે મૂર્તિ જેની એવા છે' ઇત્યાદિકમાં સ્પષ્ટ છે.

**સૌન્દર્ય**—કર ચરણ મુખ મસ્તક આદિક અવયવોની સમુચિત શોભાને **સૌન્દર્ય** કહેછે. જે ગુણથી 'साक्षान्मन्मथमन्मथः' (ભા–પુ૦) એમ ભગવાનને બ્રહ્માદિ સર્વના મનને મથન કરનારા મૂર્તિમાન્ કામદેવના પણ મનને મથન કરનારા કહ્યા છે. 'रूपौदार्यगुणैः पुंसां दृष्टिचित्तापहारिणम्' (રા–અયો૦) એમ સૌન્દર્યાદિ **રૂપગુણો** અને ઔદાર્યાદિ **આત્મગુણોએ** કરીને સર્વની દૃષ્ટિ તથા ચિત્તને હરિ લેનારા ભગવાનને કહ્યા છે. વેદાર્થસંગ્રહમાં–'अनवधिकातिशयसौन्दर्याहृताशेषमनोदृष्टिवृत्तिः' એમ ભગવાનને અનવધિકાતિશય **સૌન્દર્ય** ગુણથી સર્વની મનોવૃત્તિ અને નેત્રવૃત્તિને હરિ લેનારા કહ્યા છે. આ અર્થ 'कन्दर्पसाहस्रमनोहराङ्गं' (વા–મા૦) 'स देवदेवोऽस्ति हिरण्यवर्णः अशेषसौन्दर्यनिकेतमूर्तिः' (સ–પ્ર–૪–અ–૭૨) 'स्वमूर्तेर्दिव्यतैश्वर्यं सौन्दर्यं चाप्यदीदृशत्' (સ–પ્ર–૩–અ૦ ૯) ઇત્યાદિકમાં સ્ફુટ છે. આ ગ્રંથમાં–લોયા ૧૮ 'અને શ્રીકૃષ્ણ ભગવાનતો શ્યામ હતા ને તેનું રૂપતો કોટિ કામને લજ્જા પમાડે એવું કહ્યું છે' 'મધ્ય ૧૩ 'અને અતિશય મનોહર છે' મધ્ય ૬૭ 'સામર્થ્ય તથા સુંદરતા એ આદિક ગુણના પારને પામતા નથી' લોયા ૧૩ 'અતિ રૂપવાન છે' ઉપો૦ 'કોટિ કંદર્પ સરખા સુંદર છે...અને શ્રીજીમહારાજની જે મૂર્તિ તે અતિશય રૂપ અને સુંદરતા તેણે યુક્ત છે...અને તે મૂર્તિનાં દર્શન કરનારા ભક્તજન તેમના મન નેત્રને હરિ લે એવી તે મૂર્તિ છે' ઇત્યાદિ.

**લાવણ્ય**—સમુદાય શોભાને **લાવણ્ય** કહે છે. અહિર્બુધ્ન્યસંહિતામાં–'भुयिष्ठं तेज एवाद्भिर्बहुलाभिर्मृदूकृतम् । चक्षुरानन्दजनकं तल्लावण्यमिहोच्यते' આ રીતે લાવણ્યનું લક્ષણ કર્યું છે. અર્થ એવો છે કે–ઘણુંક તેજ હોય અને તેની અંદર ઘણાક જળને મેળવીને બહુ મૃદુ કરવામાં આવ્યું હોય અને તે જેવું શોભે તેવી શોભાવાળો જે ચક્ષુને આનંદ ઉપજાવનારો શાંત શીતળ **તેજોવિશેષ** તે લાવણ્ય જાણવું. આવા લાવણ્ય ગુણથી ભગવાન પોતાના જ્ઞાની ધ્યાની ભકતોને અત્યાહ્લાદ આપે છે. આ અર્થની વિશદતા 'विश्वमाप्याययन् कान्त्या पूर्णेन्द्वयुततुल्यया' (સાત્વ–સં૦)

'वपुषा सुन्दरेणैव दिव्येनाविकृतेन च । मुञ्चन्तमनिशं देहादालोकं ज्ञानलक्षणम्' (पौ. सं.) 'पूर्वकर्मानलार्तानां ध्यायिनां खेदशान्तये । वदनेन्दुचयोत्थेन ह्लादयन् गोगणेन तु' (पौ. सं.) ઇત્યાદિ વચનમાં વર્તે છે. આવો અભિપ્રાય હોવાથી જ વેદાર્થસંગ્રહમાં દિવ્યમૂર્તિ પરમાત્માને 'लावण्यामृतपूरिताशेषचराचरभूतजातः' ગીતાભાષ્યમાં 'लावण्यामृतमहोदधौ' એવાં વિશેષણો આપ્યાં છે. 'कोटिकन्दर्पलावण्यं' (સ-પ્ર-૧-અ-૩૭) 'सच्चिदानन्दरूपोऽतिलावण्यो दिव्यविग्रहः' (સુધાસિન્ધુઃ) ઇત્યાદિ અનેક વચનો સંપ્રદાય ગ્રંથોમાં છે.

**યૌવન**—કુમાર વય પછી જણાતો જે કોઈક રમણીય રૂપસ્વભાવ તેને **યૌવન** કહે છે. જેમ આપણા શરીરમાં કાળક્રમથી અવસ્થાઓ જુદી જુદી આવે છે તેમ પરમાત્મશરીરમાં નહિ. તેમાં તો એક **યૌવન** વયજ છે. આ અવસ્થા આપણી પેઠે અનિત્ય નહિ હોવાથી **નિત્ય** છે. એ અવસ્થા કદાપિ બદલાય નહિ. કારણકે શરીર અનાદિસિદ્ધ હોવાથી તેમાં રહેલું યૌવનપણ અનાદિજ છે. દેવાદિ યોનિમાં પણ કેટલાકની ઉત્પત્તિ બાલ્યાદિ ક્રમથી નહિ પણ યુવાપણાથી એકદમ થાય છે, તો દેવદેવ પરમાત્માના શરીરમાં એવું યૌવન હોય એમાં કહેવુંજ શું ? લગભગ સોળ વર્ષની વયને યૌવન કહેવાય. આવી વયે સંપન્ન ભગવદ્વપુ છે. **યુવા તરુણ કિશોર** આ એકાર્થ શબ્દો છે. 'नित्याकृतिधरो युवा' 'युवा कुमारः' 'अत्यद्भुताचिन्त्यनित्ययौवनः' (વેદાર્થસંગ્રહ) એમ યૌવનને **નિત્ય અદ્ભુત અચિંત્ય** એવાં વિશેષણ આપીને તેનો ઉત્કર્ષ જણાવે છે. વિગ્રહ કહ્યો એટલે એની કોઈ અવસ્થા કહેવી પડે, તો તે યુવા છે. જો અવસ્થાને જન્ય કહે તો રૂપની અનિત્યતા આવે, માટે અવસ્થાને પહેલી નિત્ય કહેવી પડે, જેથી નિત્યતા સિદ્ધ થાય. 'सदा किशोरो वयसाऽतिरम्यः' 'किशोरवयसं प्रभुम्' 'सर्वदैव तरुणः' એમ સત્સંગિજીવનમાં વપુવર્ણન પ્રસંગે યુવા વય કહ્યું છે. આ ગ્રંથમાં મધ્ય ૧૩ 'એ મૂર્તિતો અતિ સૌમ્ય છે ને કિશોર છે' ઉપો૦ 'ને સદા કિશોરમૂર્તિ છે' ઇત્યાદિ. આ વય ધ્યાની ભકતોને બહુ આકર્ષક ભોગ્ય છે.

**સૌગન્ધ્ય**—ચંદન પુષ્પ કેસર કસ્તુરી અત્તર આદિક સુરભિ પદાર્થોની અપેક્ષા વિનાજ સ્વતઃ નિરતિશય સુગન્ધપણું અને પોતાના સંબન્ધથી બીજાઓને પણ સુગન્ધિમાન્ કરવાપણું એ **સૌગન્ધ્ય** ગુણ સમજવો. આ અર્થ **'સર્વગન્ધઃ'** આ શ્રુતિએજ પ્રતિપાદ્યો છે. મૂર્તિમાં રહેલો ગંધ અનુકૂળ અને નિરવશેષ હોવાથી સુગન્ધ (શ્રેષ્ઠ ગંધ) કહેવાય. ચંદન પુષ્પાદિકમાં રહેલો ગંધતો ભગવન્મૂર્તિના સુગન્ધ આગળ કશા લેખામાં નથી. આ શ્રુતિને અનુસારે 'तस्याननं पद्मसमानगन्धि' (રા-સું.) 'पुण्यगन्धवासितानन्तदिगन्तरालः' (વેદાર્થસંગ્રહ) 'दिक्प्रसरत्सुगन्धः' (સ૦ પ્ર૦ ૪ અ૦ ૭૨) ઇત્યાદિ વચનો પ્રવર્ત્યાં છે. આ ગ્રંથમાં પં૦ ૩ 'અને જેવો ભગવાનમાં સુગન્ધ છે તેવો બીજે નથી' પં૦ ૪ 'અને નાસિકાએ કરીને સુંઘવામાં આવે છે જે સુગન્ધ તે જેવો એનો સુગન્ધ નથી...અને એ ભગવાનનો જેવો

સુગન્ધ છે તેવો આ બ્રહ્માંડમાં કોઈનો નથી જે જેની એને ઉપમા દઈએ' ઇત્યાદિ.

**સૌકુમાર્ય—**મહાબલવાન્ છતાં પણ પુષ્પહાસપર્યાય મૃદુતાને **સૌકુમાર્ય** કહે છે. આ અર્થ 'सौकुमार्यं सुवेशताम्' 'सुकुमारौ महाबलौ (રા. અર.) 'पुष्पहाससुकुमारः' (વેદાર્થસંગ્રહ) 'मार्दवस्य कणिका किमु लेभे पद्मकोशनवनीतशिरीषैः' (સ-પ્ર-૧-અ-૫૩) ઇત્યાદિકમાં વર્ણવ્યો છે. મૃદુતા કહો કે કોમળતા કહો બન્નેનો એકજ અર્થ છે. એનેજ શારીરિક **સૌકુમાર્ય** કહે છે.

**માધુર્ય—**દૂષિઓના દૂષને નિવારીને દૃષ્ટિ તથા ચિત્તને હરવાપણે કરીને જે રસને ઉપજાવાપણું તેને **માધુર્ય** કહે છે. 'सर्वरसः' આ શ્રુતિ અનુકૂળ નિરવશેષ સર્વવિધ રસને વર્ણવે છે. જે માધુર્યને લીધે દૂષી શિશુપાળની પણ એવી અંત્ય અવસ્થા થઈ હતી અને અનન્યમનવાળા બીજા ભીષ્માદિકનીપણ 'मच्चित्ता मद्गतप्राणाः' આમાં કહ્યા પ્રમાણેની અંત્ય અવસ્થા થઈ હતી. વધનો ઉદ્યોગ બતાવ્યા છતાં પણ આવું સૌમ્યપણું 'एह्येहि फुल्लाम्बुजपत्रनेत्र' (ભારત) આમાં વ્યકત છે. 'सोमवत्प्रियदर्शनः' (રા-બા.) આમાં કહ્યા પ્રમાણે ભકત કે દૂષી સર્વના હૃદયને ચંદ્રવત્ પ્રિય થવાપણું એ **માધુર્ય** સમજવું. **માનસિક વાચિક કાયિક** એમ ત્રણ પ્રકારનું માધુર્ય છે તેમાં આ કાયિક જાણવું. 'श्रीमाधुरीमूर्तये' એવું સ્તોત્રમાં વચન છે. આ ગ્રંથમાં–પં૦ ૩ 'અને જેવો ભગવાનમાં રસ છે તેવો બીજે નથી' મધ્ય ૧૩ 'એ મૂર્તિ તો અતિ સૌમ્ય છે' પં. ૪ 'એ ભગવાનમાં જેવો રસ છે તેવો આ બ્રહ્માંડમાં કોઈનો રસ નથી જે જેની એને ઉપમા દઈએ' ઉપો૦ 'શ્રીજીમહારાજની જે મૂર્તિ તે મધુરતા તેણે યુકત છે' ઇત્યાદિ.

## દિવ્ય રૂપમાં રહેલા મુખાદિ અવયવોનું વર્ણન—

ઉપર પ્રમાણે રૂપનિષ્ઠ ઔજ્જવલ્ય આદિક આકર્ષક આહ્લાદક ગુણો નિરૂપ્યા. રૂપમાં તો કર ચરણ મુખ મસ્તક વિગેરે વિવિધ વિલક્ષણ અવયવોનો સંયુક્ત સમ્યક્ સંનિવેશ હોય છે. **આનખાદિ કેશાંત** સમગ્ર અવયવોનું અલગ અલગ નિરૂપણ તે તે તત્પર શાસ્ત્રોમાં સંક્ષેપથી કર્યું છે. તેનો સાર હવે કહેવામાં આવે છે–અવયવોમાં **મુખનીજ મુખ્યતા** અને એનીજ સુંદરતાની મુખ્યતા કહી છે. સર્વકોઈ અન્ય અવયવો કરતાં પ્રથમ મુખ શોભાને નિહાળે છે અને તેની સુંદરતા હોય તો આહ્લાદ પામીને કૃતાર્થતા માને છે, એ બાબત લોકસિદ્ધ છે. ભગવાનના **મુખની શોભાતો** અનુપમ અનુત્તમ હોય જ એમાં કાંઈ કહેવાનું નથી. સમુદાયથી મુખ શોભાને વર્ણવતાં તેને 'मुखश्रिया न्यक्कृतपूर्णनिर्मलामृतांशुबिम्बाम्बुरुहोज्ज्वलश्रियम्' (સ્તોત્રરત્ન) એમ પૂર્ણ નિર્મળ ચંદ્રબિંબકાંતિ અને કમળની ઉજ્જવળકાંતિ, એ બે ઉપમાઓ એક સાથે આપી છે. કમલકાંતિનું ઉજ્જવળપણું તો નવીન વિકાસ, કાંતિ, સૌકમાર્ય આદિક ગુણયોગથી હોઈ શકે છે. ચંદ્રકાંતિનું ઉજ્જવળપણું તો પૂર્ણપણું, નિર્મળપણું, પ્રકાશપણું વિગેરે ગુણયોગથી હોઈ શકે છે. આ ભગવાનનું મુખ તો કમળ અને પૂર્ણ ચંદ્રની

શોભાને પણ તિરસ્કાર કરનાર હોવાથી તેના કરતાં પણ સમધિક શોભાવાળું છે. મુખ શોભાને સમજાવવા પુરતી આ લૌકિક ઉપમા અપાય છે. 'चन्द्रकान्ताननं राममतीव प्रियदर्शनम्' (रा–मा.) (આથી મુખની મનોહરતા અને આહ્લાદકતા જણાવી) વળી મુખ શોભામાં વધારો કરનારો **મંદહાસ** છે. આ બાબત લોકસિદ્ધ છે. એ અર્થ પણ સાથે 'सितस्मितकलाराजत्पूर्णचन्द्रनिभाननम्' (वा. मा.) 'स्मितरुचिरपूर्णेन्दुवदनः' (स. प्र. १) 'श्रीमच्छारदपूर्णचन्द्रविलसत्स्मेराननं श्रीहरिम्' (સર્વમંગલ) 'मन्दहासरुचिराननम्' (જનમંગળ) ઇત્યાદિ વચનોએ જણાવ્યો છે.

**નેત્રો** કે જે મુખ ભાગની અંદર આવેલાં હોઈને તેની શોભાથી મુખની શોભામાં સારો વધારો થાય છે. નેત્રોને રકત કમળની ઉપમા તો 'तस्य यथा कप्यासं पुण्डरीकमेवमक्षिणी' (छां. उ.) આ શ્રુતિએજ આપી છે. એનો અપેક્ષિત અર્થ–'गम्भीराम्भःसमुद्भूत–सुमृष्टनाल–रविकरविकसित–पुण्डरीकदलामलायतेक्षणः' આ રીતે રામાનુજાચાર્યે કર્યો છે. (ગંભીર જળમાં રહેલા, પુષ્ટ નાળ ઉપર રહેલા, સૂર્યકિરણોએ વિકસિત એવા રકત કમળના પત્ર જેવાં અમળ (દોષ રહિત) આયત (વિશાળ) નેત્રો જેમનાં છે) આ ઉપમાથી નેત્રોમાં આહ્લાદપણું, વિશાળપણું, વિમળપણું, રમણીયપણું, પ્રસન્નપણું, વિગેરે ઘણા ગુણો જણાવ્યા છે. ઉપરોકત શ્રુતિને અનુસરીને ઘણાં સ્મૃતિ વચનો પ્રવર્ત્યાં છે. 'नारायण ! नमस्तेऽस्तु पुण्डरीकायतेक्षण!' (जितं ते) 'विशालाक्षः' (रामा.) 'त्वत्तः कमलपत्राक्ष !' (गीता) 'शरत्सरोजच्छदचारुलोचनम्' (वा. मा.) 'पुष्कराक्षः' 'अरविन्दाक्षः' (વિષ્ણુનામસહસ્ર) 'विशालाक्षः' 'रामो राजीवलोचनः' (રામા.) 'कः पुण्डरीकनयनः पुरुषोत्तमः कः ?' (સ્તોત્રરત્ન) ઇત્યાદિ. 'रक्तान्तैः पद्मपत्राभैर्लोचनैः सुखभोजिनः' આ વચનથી સામુદ્રિકમાં જેનાં નેત્રો પદ્મપત્ર જેવાં દીર્ઘ હોય અને કિંચિત્ રકત પ્રાંત ભાગવાળાં હોય તેની **સુભગતા** જણાવી છે. આ બાબત 'पद्मपत्रायतारक्तप्रान्तरम्यविलोचनम् (वा. मा.) આમાં સ્પષ્ટ છે. આ બધી બાબત સંપ્રદાયના પ્રબધોમાં પરિપૂર્ણ છે. 'प्रफुल्लाम्भोजन्मच्छदसदृशशोभाक्षियुगलः' (स–प्र–१) 'सरोजपत्रायतचारुलोचनम्' (स. प्र–४) 'करुणापूर्णदृष्टिभ्यां दीनं मामवलोकय' આ સ્મૃતિમાં કહ્યા પ્રમાણે શોભાપૂર્ણ નેત્રોનો ખરો ઉપયોગતો કૃપાપૂર્વકના ભકત નિરીક્ષણમાં છે. આ અર્થ પણ 'शोणान्तरम्यनवशारदपुण्डरीकपत्रायतातिचपलाक्षिनिरीक्षमाजम्' (स. प्र–१) 'चपलनयनालोकितजनम्' (स–प्र–३) આ રીતે જણાવ્યો છે. 'અને શરદ ઋતુનું જે કમળ તેની પાંખડી સરખાં અણીયાળાં છે નેત્રકમળ જેનાં એવા છે" (વચ. ઉપો.) ઇત્યાદિ. આ રીતે ભગવાનનાં **નેત્રોનું** સુભગ વર્ણન છે.

**નાસિકા** કે જે મુખ ભાગમાં ગણાતી હોઈને તેની શોભાથી પણ મુખની શોભામાં વધારો થાય છે. નાસિકાને તલના પુષ્પની, પોપટ ચાંચની અને દીપ-

શિખાની પણ ઉપમા અપાય છે. એકજ વસ્તુને જુદો જુદો ગુણયોગ જણાવવાના અભિપ્રાયથી વધારે ઉપમા આપી શકાય છે. જેમ મુખને ચંદ્રની અને કમળની ઉપમા અપાય છે. તેમ નાસિકાની શોભા તો દીર્ઘતા જે લંબાઈ તેનાથી, અગ્ર ભાગમાં નમ્રતાથી અને બીજા ભાગમાં ઉન્નતાથી પણ છે. આ બાબત 'तिल-पुष्पसमाकारदर्शनीयसुनासिकम्' (वा–मा.) 'नम्राग्रतुङ्गतिलपुष्पसमाननासम्' (स–प्र –१) 'दीपशिखाशुकचञ्चुवितर्जिततापशमनवरनासम्' (स्तोत्र) 'उन्नसं' (स्तोत्ररत्न) ઈત્યાદિકમાં જણાવી છે. 'नासिका चक्षुषी कर्णौ यस्यायतौ' આ સામુદ્રિક વચનમાં દીર્ઘતાથી નાસિકાની અભિરૂપતા સૂચવી છે. આ રીતે **નાસિકાનું** વર્ણન છે.

**અધર** જે હોઠ તે મુખ ભાગમાં આવેલ હોઈને, દંતપંક્તિને વસ્ત્રવત્ આચ્છાદન કરનાર છે. તેની સુંદરતા રક્ત વર્ણથી હોવાના અભિપ્રાયથી તેને નવ પલ્લવની, વિદ્રુમ જે પ્રવાળાં તેની અને બિંબ જે પાકું ઘીલોડુ તેની ઉપમા અપાય છે. આ અર્થ–'उज्ज्वलाधरम्' (સ્તોત્રરત્ન) 'सस्मिताधरविद्रुमः' (जितं ते) 'हासावदातरुचिसङ्ग्यधरारुणश्रीः' (स–प्र–१) 'अरुणाधरः' (સર્વમંગલ) 'बिम्बीफल-शोणाधरद्युतिम्' (वा. मा.) 'स्निग्धबिम्बफलाभोष्ठं' (स–प्र–४) 'पल्लवबिम्बवरा-धर' (स्तोत्र) વિગેરે વચનોમાં વ્યક્ત છે. આ વચનોનો અભિપ્રાય, ઓષ્ઠની રાતા વર્ણથી શોભા જણાવવામાં છે. આ રીતે **ઓષ્ઠનું** વર્ણન છે.

**ભ્રકુટીને** તેની ઉપર રહેલા કેશને લીધે એક પ્રકારની લતા તરીકે વર્ણવવા પૂર્વક તેની શોભાને વક્રતાથી તેમજ દીર્ઘતાથી પણ કહેવામાં આવી છે. તેમાં કામદેવના ધનુષની ઉપમા અપાય છે. આ અપેક્ષિત અર્થ આ વચનોમાં વિસ્પષ્ટ છે—'कामचापायितभ्रूवम्' (वा. मा.) 'सुभ्रूलतम्' (स्तोत्ररत्न) 'दीर्घभ्रूबाहुमु-ष्कश्च चिरञ्जीवी धनी नरः' (સામુદ્રિક) ઈત્યાદિ. 'કામતણા મદને હરનારી ભ્રકુટિ ધનુષ આકાર' એવું કીર્તન છે. આ રીતે **ભ્રકુટિનું** વર્ણન છે.

**લલાટની** શ્રેષ્ઠતાતો વિશાળતાથી, ઉંચાઈથી, અર્ધ ચંદ્રકારથી અને રેખાની અધિકતાથી પણ તત્પર શાસ્ત્રોએ વર્ણવી છે. આ બાબત 'अर्धचन्द्रनिभं तुङ्गं ललाटं यस्य स प्रभुः' 'ललाटे यस्य दृश्यन्ते चतुस्त्रिद्व्येकरेखिकाः' (સામુદ્રિક) 'पृथुतुङ्गललाटं च' (वा.मा.) 'तुङ्गायतोत्तमविशालललाटः' (स–प्र–१) विशालभालतिलक' (સર્વમંગલમાં ઊર્ધ્વપુંડ્ર તિલકથી પણ ભાલની શોભા વર્ણવી છે) વળી લલાટની શોભા, તે પર્યંત લાંબી લટકતી કેશાવલીથી પણ 'कमनीयतरालकावलिभ्रमणभ्राजि-ललाटसुन्दरम्' આ સ્તોત્રમાં વર્ણવી છે (અતિરમણીય કેશ પંક્તિના ભ્રમણથી શોભાયમાન એવા લલાટથી સુંદર જણાતા) આ બાબત 'ललाटपर्यन्तविलम्बिता-लकम्' (અર્થ–લલાટ પર્યંત લાંબા લટકતા કેશને ધારી રહેલા) આ સ્તોત્રરત્નમાં જણાવી છે. આ રીતે **લલાટની** અનેકધા શોભા વર્ણવી છે.

**गंडस्थळ** જે કપોળ કે જેને **ગાલ** પણ કહે છે તેની શોભા તો કોમળતાથી તથા ગૌરતાથી પણ વર્ણવી છે. 'कोमलगन्डं' (स्तोत्ररत्न) 'सुरुचिरकोमलगन्ड:' (વેદાર્થસંગ્રહ) વળી કપોળની શોભા મંદહાસથી પણ 'हासोल्लसन्मृदुलगन्ड' (રા–પ્ર–૧) આ રીતે વર્ણવી છે-વળી 'मितहसितविसर्पिदन्तकान्ति प्रथनसमुज्ज्वल-गन्डयुग्ममस्य' (स. प्र-२) એમ મંદહાસના પ્રસારવાળી દંતકાંતિથી તેમજ ઉજ્જવળતાથી કપોળ યુગલની શોભા વર્ણવી છે. 'શુભ ગૌર કપોલે તિલ ત્રાજુ" એમ બ્રહ્માનંદે કપોળની શોભા ગૌવર્ણથી વર્ણવી છે. ઉજ્જવળ કહો કે ગૌર કહો, બન્ને એકાર્થ છે. મૃદુ કહો કે કોમળ કહો બન્ને એકાર્થ છે. આ રીતે **કપોળનું** વર્ણન છે.

**દંતો** કે જે મુખમાં આવેલા હોઈને, તેની શ્રેષ્ઠતાને એક સરખી પંકિતથી, ઉજ્જવળતાથી અને નિરંતરતાથી પણ વર્ણવી છે. જો દાંત ઉંચા નીચા હોય, અસ્વચ્છ હોય, મધ્યે મધ્યે બહુ છિદ્ર હોય તો શોભે નહિ. આ બધી બાબત સમજાવવા માટે દંતોને મોતીની પંકિતની, તારાઓની પંકિતની, દાડમબીજની અને મોગરાની કળીની પણ ઉપમા અપાય છે. કોઈ કોઈ ગુણ જણાવવાના અભિપ્રાયથી ઉપમાઓનું આધિકય છે. આ અર્થ 'समसूक्ष्मरदज्योत्स्ना' (वा–मा.) 'अनर्घ्यमौ-क्तिकसमदन्तावलिविराजितम्' (स–प्र–४) 'नक्षत्रराजि:' એમ તારાઓની ઉપમા આપી છે. 'मितस्मितस्फुरत्तुल्यदन्तमुक्तावलिप्रभम्' (स. प्र. २.) એમ મંદહાસથી પણ દંતોની શોભામાં વધારો વર્ણવ્યો છે. 'कुन्ददन्त:' (સર્વ મંગલ) 'વાલા તારા દંત દાડમના બીજ' એમ મોગરાની કળી અને દાડમના બીજની ઉપમા આપી છે 'હેતે દંત બત્રીશી હેરીરે' એમ કીર્તનમાં દાંતની સંખ્યા બત્રીશ જણાવી છે. આ રીતે **દંતોની** સુલક્ષણતા વર્ણવી છે.

**જીહ્વા** કે જે મુખની અંદર આવેલી છે. તેની શોભા તો રકત વર્ણથી વર્ણવી છે.

**શ્મશ્રુ** (દાઢી મુંછના કેશો) કે જે પરમાત્માના પુરુષાકારને જણાવનારા છે, તેની રમણીયતાતો 'हिरण्यश्मश्रुर्हिरण्यकेश:' આ શ્રુતિએજ હિરણ્યની ઉપમાથી વર્ણવી છે. એટલે એમાં વિશેષ વિવેચનની જરૂર નથી. આથી ભગવાનના દિવ્ય રૂપનો અને રૂપમાં પણ શ્મશ્રુનો સદ્ભાવ જણાવ્યો. (દાઢી મુંછના કેશો હોય તે પુરુષ કહેવાય) આ રીતે **શ્મશ્રુનું** વર્ણન છે.

**કર્ણ** જે કાન તેની સુંદરતા તો બન્નેની સરખાઈથી તેમજ દીર્ઘતાથી પણ વર્ણવી છે. આ અર્થ–'समानकर्णविभ्राजत्' (वा–मा.) 'समानकर्ण:' (स. प्र. १) 'समश्रवा:' (સર્વમંગલ) 'नासिका चक्षुषी कर्णौ यस्यायतौ' (સામુદ્રિક) વિગેરે સ્થળે વ્યકત છે. કોઈ સ્થળે કર્ણની ગોળાઈથી શોભા જણાવવા તેને જલેબીના

ઘુંચળાની પણ ઉપમા આપી છે. તે પણ યુકતજ છે. જો કર્ણો નાના મોટા હોય તો શોભે નહિ, જેથી સમતાથી શોભા જણાવી છે.

**અંસ** જે બે ખભા કે જેને **સ્કંધ** નામથી પણ કહે છે, તેની રમણીયતા વિપુલતાથી અને ઉન્નતતાથી પણ વર્ણવી છે. 'कक्षः कुक्षिश्च वक्षश्च घ्राणस्कन्धौ ललाटिका। सर्वभूतेषु निर्दिष्टा उन्नतास्ते सुखप्रदाः' એમ સામુદ્રિકમાં ઉન્નત સ્કંધ-પણાને મહાપુરુષના લક્ષણ તરીકે વર્ણવ્યું છે. 'विपुलांसं' (वा. मा.) 'समुन्नतांसः' (વેદાર્થસંગ્રહ) 'उदग्रपीनांसः' (स्तोत्ररत्न) આ રીતે બે **ખભાનું** વર્ણન છે.

**જત્રુ** કે જે બે ખભાના સંધિમાં રહેલાં અસ્થિ છે, તેની શોભા તો કંઠની સ્થૂળતાને લીધે જે અપ્રકાશતા તેણે કરીને છે. સ્પષ્ટ ઉઘાડાં નહિ દેખાવાથી તેની સુંદરતા 'गूढजत्रु' (वा. मा.) આ રીતે ગૂઢતાથી જણાવી છે. 'पीनैर्नराधिपाः' આ સામુદ્રિકમાં પીનતા જે સ્થૂળતા તેનાથી જત્રુની સુલક્ષણતા સૂચવી છે. આ રીતે કંઠના પડખાનામાં રહેલાં અસ્થિનું વર્ણન છે.

**હનુ** કે જે કપોળના બે નીચેના ભાગો કે જેને **જડબુ** કહે છે. તેની સુંદરતા પુષ્ટતાથી જણાવી છે. આ અર્થ 'पूर्णमांसलहनुस्तु भूपतिः' (સંહિતા) 'मांसलौ तु हनू यस्य भवतस्त्वीषदुन्नतौ। स नरो मृष्टमश्नाति यावदायुः सुखान्वितः' (સામુદ્રિક) 'महाहनुः' (રામાયણ) 'शोभमानहनु' (वा.मा.) 'संशोभितायतहनु.' (स.प्र.१) એમ હનુની દીર્ઘતાથી રમ્યતા જણાવી છે. **માંસલ** એટલે પુષ્ટતા જાણવી.

ભગવાનનું **ઉત્તમાંગ** જે મસ્તક, તેની શ્રેષ્ઠતાને સરખાઈથી, ગોળાઈથી અને છત્રતુલ્ય આકારથી પણ વર્ણવી છે. એની સુલક્ષણતામાં 'समवृत्तशिराश्चैव छत्राकारशिरास्तथा। एक छत्रां महीं भुङ्क्ते दीर्घमायुश्च विन्दति' આ નારદવચન છે. આવા મસ્તકની શોભામાં કેશથી બહુ વધારો થાય છે. મસ્તક કેશનું સૌન્દર્ય તો 'हिरण्यकेशः' આ શ્રુતિએજ વર્ણવ્યું છે. વિષ્ણુનામસહસ્રમાં 'केशव' આ નામનો અર્થ ભાષ્યમાં—'प्रशस्त स्निग्ध—नील—कुटिलकुन्तलः' એવો કર્યો છે. 'प्रशस्तनीलकेशत्वात्केशवः परिकीर्तितः' એવી નિરુક્તિ કરી છે. આથી સિદ્ધ થયું કે—કેશની સુંદરતા કાળાશથી, ચિકાશથી, વક્રતાથી છે. સૂક્ષ્મતાથી પણ તેની સુંદરતા કવચિત્ વર્ણવી છે. સ—પ્ર—૧—અ—૨૨માં 'सुस्निग्धसूक्ष्मकुटिलासितमञ्जुकेशम्' એમ કેશને આપેલાં ચાર વિશેષણોમાં સુક્ષ્મતા પણ લીધી છે. 'वक्रसूक्ष्मासितस्निग्धमनोहरशिरोरुहम्' (वा. मा.) 'सूक्ष्मवक्रशिरोरुहः' (સર્વ મંગળ) એમાં પણ એવું જ વર્ણન છે. મસ્તક ઉપર કેશાવળી, આગળ પાછળ કેવી રીતે રહી છે ? તો તેનું વર્ણન સ્તોત્રરત્નમાં—'ललाटपर्यन्तविलम्बितालकम्' આ વચનથી અગ્રભાગમાં લલાટના ઊર્ધ્વભાગમાં લાંબી લટકતી છુટી કહી છે. અને પાછળના ભાગમાં उदग्रपीनांसविलम्बिकुण्डलालकावलीबन्धुरकम्बुकन्धरम्' આ વચનથી ખભા ઉપર લાંબી લટકતી

છુટી જણાવી છે. વચનાર્થ એવા છે કે ઉન્નત અને વળી સ્થૂળ એવા બે ખભા ઉપર લટકતાં જે કુંડળો અને કેશ પંક્તિ, તેણે કરીને સુંદર અને વળી શંખસદશ ત્રણ રેખાવાળી ગ્રીવા જેમની છે' આ સઘળું વર્ણન પર રૂપને અધિકાર કરીને જ કરવામાં આવ્યું છે. **ઊર્ધ્વભાગમાં** કેશપંક્તિથી લલાટની શોભાનું વર્ણન પ્રથમ આવી ગયું છે. આ રીતે કેશસહિત **મસ્તક**નું વર્ણન છે.

**ગ્રીવા** જે ડોક, તેની શોભાતો શંખસદશ ત્રિવળીથી વર્ણવી છે. શંખમાં જેમ ત્રણ વળ (રેખાઓ) હોય છે તેમ કંઠમાં ત્રણ વળ પડે છે. માટે જ કંઠને શંખની ઉપમા અપાય છે. 'रेखात्रयाङ्किता ग्रीवा कम्बुग्रीवेति कथ्यते' એમ હલાયુધ કોશમાં કહ્યું છે. **કંબુ** શબ્દ શંખપર્યાય છે. 'कम्बुकन्धरं' એમ પર રૂપના વર્ણન પ્રસંગે સ્તોત્રરત્નમાં કહ્યું છે. **કંધરા** શબ્દ ગ્રીવાપ્રર્યાય છે. 'कम्बुग्रीवः' (રામાયણ) कम्बूपमगलः' (वा. मा.) कम्बुकण्ठः' (સ. પ્ર. ૧) ઇત્યાદિ વચનો છે. આ રીતે **કંઠનું** વર્ણન છે.

**હસ્તની** સુંદરતા તો સ્થૂળતાથી, દઢતાથી, જાનુપર્યંત દીર્ઘતાથી અને ગોળાકારથી પણ વર્ણવી છે. આ અર્થ–'आजानुलम्बिनौ बाहु वृत्तपीनौ महीश्वरे' આ સામુદ્રિકમાં વર્ણવ્યો છે. 'शिरोललाटश्रवणे ग्रीवा वक्षश्च हृत्तथा। उदरं पाणिपादं च पृष्ठं दश महत्सुखम्' આ બ્રહ્મ પુરાણમાં હસ્તાદિ દશ અવયવોની સુલક્ષણતા, મોટાઇથી જણાવી છે. આવો અભિપ્રાય હોવાથી રામાયણમાં 'महाबाहुः' 'आजानुबाहुः' એમ ગોળાઇથી, જાડાઇથી અને લંબાઇથી સુંદરતા વર્ણવી છે. આ અર્થ–दीर्घचारुभुजद्वयम्' (वा. मा.) 'पीनवृत्तायतभुजः' (વેદાર્થસંગ્રહ) 'चतुर्भिराजानुविलम्बिभिर्भुजैः' (સ્તોત્રરત્ન) 'आजानुभुजः' (સર્વમંગળ) 'आजानुलम्बिदृढपीवरबाहुदण्डं' (સ. પ્ર. ૧) વિગેરે વચનોમાં વર્ણવ્યો છે. વળી હસ્તની શોભા અને સદુપયોગિતા વરદાનમુદ્રાથી અને અભયમુદ્રાથી પણ 'विश्वमाप्याययन् कान्त्या पूर्णेन्द्वयुततुल्यया। वरदाभयदेनैव शङ्खचक्राङ्कितेन च। त्रैलोक्योद्धृतिदक्षेण युक्तः पाणिद्वयेन सः' આ રીતે સાત્વત સંહિતામાં સાબીત કર્યું છે. 'વરદાનમુદ્રા અને અભયમુદ્રાથી વિરાજીત બે હસ્તકમળવાળા' એવો શ્લોકાર્થ છે. આ અર્થ સ. પ્ર. ૪ માં 'वरमभयं च कराभ्यां ददतं' આ વચનથી વર્ણવ્યો છે. વળી 'विषधरविग्रहकल्पकरद्वये' એમ સ્તોત્રમાં બે કરને સર્પ શરીરની પણ ઉપમા આપી છે. આ ઉપમા કરની દીર્ઘતા તથા કોમળતા કહેવામાં સંભવી શકે. આ રીતે બાહુનું વર્ણન છે.

**હસ્તતળ** કે જે હસ્તનો એક ઉપરનો ભાગ છે તેની શોભાને પૃથક્‌પણે સાદાઇથી અને સામુદ્રિકમાં સૂચવેલી હસ્તરેખાઓથી પણ વર્ણવી છે. આંગળીઓ કે જે હસ્તતળનોજ એક ભાગ છે તેની શોભા તો સૂક્ષ્મ પર્વોથી અને દીર્ઘતાથી પણ વર્ણવી છે. 'चारुतारतिताम्रकरतलानुरक्ताङ्गुलिभिरलङ्कृतः' એમ વેદાર્થસંગ્રહમાં પરરૂપ વર્ણન પ્રસંગે કરતલની અતિ રક્તતાથી રમ્યતા વર્ણવી છે 'अतिकोमल–

दिव्यलेखालङ्कृताताम्रकरतलम्' એમ વૈકુંઠગદ્યમાં કરતલની શોભા રકતાશથી કોમળતાથી અને સામુદ્રિકોકત દિવ્ય રેખાઓથી પણ વર્ણવી છે. આ બધો અર્થ 'सूक्ष्मायताङ्गुलिविराजितशोणपद्मकान्तस्वभावकठिनोत्तमपाणियुग्मम्' स-प्र-१ માં હસ્તતળને રકત કમળની ઉપમા આપીને રકતાશથી તેની શોભા વર્ણવવા પૂર્વક આંગળીઓની શોભા સૂક્ષ્મતાથી (અતિ જાડી નહિ) તથા દીર્ઘતાથી પણ જણાવી છે. આ રીતે આમાં હાથ અને તેનું તળ અને આંગળીઓની શોભા એક સાથે સંવર્ણવી છે. એવાં વચનો અનેક છે આ રીતે આંગળીઓ સાથે **હસ્તતળનું** સુવર્ણન છે.

**કક્ષ** જે બાહુમૂળ કે એને કાખ કહે છે તેની શોભા ઉન્નતાઈથી વર્ણવી છે. "वक्षः कुक्षिश्च वक्षश्च उन्नतास्तेसुखप्रदाः' એમ કક્ષની સુંદરતા સામુદ્રિકમાં સૂચવી છે.

**ઉરઃસ્થળ** કે જેને વક્ષઃસ્થળ કહે છે. તેની શોભા વિશાળતાથી, ઉન્નતતાથી, શ્રીવત્સ નામના ચિહ્નવિશેષથી વર્ણવી છે. 'स्थिरं विशालं कठिनमुन्नतं मांसलं समम् । वक्षो यस्य महीपालस्तत्समो वा भवेन्नरः' એમ સામુદ્રિકમાં વિશાલાદિ ગુણવાળા વક્ષઃસ્થળની સુલક્ષણતા સૂચવી છે. લક્ષ્મીજીના નિત્ય નિવાસથી પણ વક્ષઃસ્થળનો નિરતિશય ઉત્કર્ષ સૂચવાય છે. આ તત્ત્વાર્થ માટે 'विष्णुवक्षःस्थले स्थिताम्' 'पश्यतां सर्वदेवानां ययौ वक्षःस्थलं हरेः' (वि. पु.) 'तस्याः श्रियश्च भगवान् ददौ स्थानमुरः स्वकम्' (वा. मा.) 'तस्याः श्रियस्त्रिजगतां जनको जनन्या वक्षो निवासमकरोत्परमं विभूतेः' (भाग. पु.) ઇત્યાદિ બહુ પ્રમાણો પ્રવર્તેલાં છે. આના અનુસંધાનથી 'श्रीश्च यस्यास्ति वक्षसिः' એમ શિક્ષાપત્રી મુખ્ય ગ્રંથ કહે છે. વળી **શ્રીવત્સ** કે જે લક્ષ્મીજીને અત્યંત વહાલા, સૌભાગ્યના ચિહ્નભૂત અને વળી મહાપુરુષના લક્ષણભૂત એક શ્વેત રોમાવર્ત વિશેષ (ચક્રાકાર રોમનો ભ્રમ) છે તેનાથી પણ ઉરઃસ્થળની સુશોભા વર્ણવાય છે. 'वक्षः श्रियैकरमणम्' (भाग.) વિષ્ણુનામસહસ્રમાં 'श्रीवत्सवक्षाः' વા. મા. માં. 'विततोतुङ्गहृदयश्रीवत्सावर्तशोभितम्' સ્તોત્ર. રત્નમાં 'विशालवक्षःस्थलशोभिलक्षणम्' 'श्रीवत्सलक्ष्माङ्कितहृत्कपाटम्' (वा. मा.) "श्रीवत्सशोभितपृथून्नतवक्षसं च' (स. प्र. १) આ રીતે ઉપરોકત અર્થ વર્ણવ્યો છે. વચ. ઉ. માં 'અને હૃદયને વિષે રોમનું શ્રીવત્સ ચિહ્ન છે.' એ રીતે **વક્ષઃસ્થળનું** વર્ણન છે.

**ઉદર** જે પેટ તેની શોભા ઉન્નતતાથી તથા ત્રિવળીથી પણ જણાવી છે. "कक्षः कुक्षिश्च वक्षश्च...उन्नतास्ते सुखप्रदाः' એમ સામુદ્રિકમાં ઉંચાઈથી ઉદરની શોભા સૂચવી છે. 'अश्वत्थपत्रसमतुन्दवलित्रयाङ्कम्' (स. प्र. १) એમ ઉદરની સુંદરતા ત્રિવળી ચિહ્નથી જણાવવાપૂર્વક, તેની ઉપરથી વિશાળતાથી અને નીચેથી સંકુચિતતાથી સુંદરતા જણાવવાના અભિપ્રાયથી પિપળાના પાનની ઉપમા આપી છે. આ અર્થની

સ્પષ્ટતા 'कुञ्जराशनदलोदरराजत्सद्वलिश्व' (સ. પ્ર. ૧) એમ કરી છે. આ રીતે **ઉદરનું** વર્ણન છે.

**નાભિ** કે જે ઉદરમાં રહેલી ત્રિવળીના મધ્યમાં રહેલી હોઈને બ્રહ્માના ઉત્પત્તિ સ્થાન તરીકે કહેવાય છે, તેની સુંદરતા ગોળાઈથી, ઉંડાઈથી અને ગંભીરાઈથી પણ વર્ણવી છે. 'स्वरो गतिश्च नाभिश्च गम्भीरः स प्रशस्यते' એમ બ્રહ્મપુરાણમાં નાભિની સુલક્ષણતા ગંભીરતાથી જણાવી છે. 'निम्ननाभिं' (स्तोत्ररत्न) 'नतसभ्रमनाभिः' 'गम्भीरसुवर्तुलसुशोभितनाभिः' (સ. પ્ર. ૧) 'सभ्रमनिम्ननाभिकूपम्' (સ. પ્ર. ૨) એમ નાભિને કૂપની ઉપમા આપીને, તેની ઉંડાઈથી તથા ગોળાઈથી શ્રેષ્ઠતા જણાવી છે. 'उत्तुङ्गकुक्षिनाभ्यन्तर्निम्ननाभिवलित्रयम्' (वा. मा.) એમ કુક્ષિ જે ઉદર તથા નાભિકૂપના મધ્ય ભાગની ઉન્નતાઈથી અને નાભિની ગંભીરાઈથી અને ઉદરની ત્રિવળીથી શોભા વર્ણવી છે. આવા અભિપ્રાયથી સર્વમંગળમાં 'गम्भीरनाभिः' એવું મંગળ નામ સંગ્રહ્યું છે. 'નાભિ નૌત્તમ ઉંડી છે ભારી, બ્રહ્મા બેસે ત્યાં આસન વાળી' (જયરામ) 'નાભિ ઉંડી રે રૂપાળી, બ્રહ્મા બેસે ત્યાં આસન વાળી' (પ્રેમાનંદ) એમ પદ્યોમાં વર્ણવે છે. એમ **નાભિની** રમ્યતા અનેક રીતે વર્ણવી છે.

**મધ્ય** જે દેહનો મધ્ય ભાગ તેની શોભા પાતળાપણાથી જણાવી છે. 'तनुमध्य' એમ સ્તોત્રરત્નમાં મધ્ય ભાગની તનુતા જે સૂક્ષ્મતા તેનાથી સુંદરતા કહી છે. કટિ કે જેને કેડ કહે છે તેની પણ ઉત્કૃષ્ટતા સૂક્ષ્મતાથી કહી છે. તેમાં તેને સિંહ કટિની ઉપમા અપાય છે. જેમ સિંહની કટિ મધ્યે પાતળી હોય છે તેમ ભગવાનની કટિ છે એમ કહેવાનો અભિપ્રાય છે. 'हरिमदहरतनुमञ्जुलकट्यां' (સ્તોત્ર) એમ વર્ણન છે. કોઈ સ્થળે **કટિશબ્દથી** મધ્ય ભાગને લઈને એવું વર્ણન કરાય છે, તો કોઈ સ્થળે તેનાથી નીચેનો ભાગ લઈને તેની વિશાળતાથી ઉત્કૃષ્ટતા પણ વર્ણવાય છે. 'राजत्बृहत्कटितटं' (સ પ્ર–૧) એમ વિપુલતાથી કટિતટની શોભા જણાવી છે. આ રીતે **મધ્ય ભાગનું** વર્ણન છે.

**ઊરુ** કે જે જાનુનો ઉપલો ભાગ, જેને **સાથળ** કહે છે તેની શોભા સરખાઈથી (ટુંકા લાંબા નહિ) પુષ્ટતાથી અને સુંવાળપથી પણ જણાવી છે. 'समजानूरुशोभनम्' (वा. मा.) એમ સમતાથી ઊરુની શોભા સૂચવી છે. માટેજ સર્વમંગલમાં 'समोरुः' એમ એ ગુણયોગથી નામ રાખ્યું છે તે યુક્ત છે. 'करभोरुयुगातिशोभनम्' (સ. પ્ર. ૧) એમ ઊરુને **કરભની** ઉપમા આપીને તેની સુંવાળપથી સુશોભા જણાવી છે. (મણિબંધને આરંભીને કનિષ્ઠિકા આંગળી સુધીના બહારના ભાગને **કરભ** કહે છે અને કરના વચ્ચે જે સાંધો એટલે હાથના મૂળને **મણિબંધ** કહે છે) 'करिकरसदृशं समं च पीनं सक्थियुगं' એમ સાથળને હાથીની સુંઢનીપણ ઉપમા આપીને તેની અનુક્રમે જાડાઈથી અને સરખાઈથી

શોભા જણાવી છે. 'करिकरकदलीकरभसमसक्थि' (स्तोत्र) એમ સાથળને હાથીની સુંઢ, કેળનો સ્તંભ અને કરભની ઉપમા આપીને તેની અનુક્રમે જાડાઈ વિગેરે ગુણોથી સુશોભા સૂચવી છે. પ્રેમાનંદ મુનિએ ઉપરની રીતેજ કીર્તનમાં કહ્યું છે આ રીતે સાથળનું વર્ણન છે.

**જાનુ** કે જે ઊરૂનું એક પર્વ છે, જેમાં અસ્થિનું આધિક્ય છે, તેની સુંદરતા સરખાઈથી અને ગોળાઈથી વર્ણવી છે. 'समजानूरुशोभनम्' (वा. मा.) એમ સમતાથી શોભા કહી છે. 'सुवर्तुलौ च जानू' (स. प्र. २) એમ જાનુ જે ઢીંચણ તેની ગોળાકારથી શોભા કહી છે. 'सुषमसुवृत्तमुकुररूपजानुं' એમ સ્તોત્રમાં જાનુને દર્પણની ઉપમા આપીને તેની ગોળાઈથી ઉત્કૃષ્ટતા કહી છે. આ રીતે **જાનનુ** વર્ણન છે.

**જંઘા** કે જે બે જાંઘ તેની સુંદરતા મુખ્યપણે ગોળાઇથી માની છે. 'सुवृत्तजङ्घायुगलं (वा. मा.) 'किसलयमृदुले सुवृत्तजङ्घे क्रमपृथुले' (स. प्र. २) એમ જંઘાની સુંદરતા, કોમળતાથી, ગોળાઈથી અને અનુક્રમે વિશાળતાથી પણ જણાવી છે. 'ह्रस्वजङ्घः' એમ સર્વમંગલમાં હ્રસ્વતા જે ટુંકાઈ (બહુ લંબાઈ નહિ) તેનાથી પણ જંઘાની રમ્યતા સૂચવી છે. એમ **જંઘાનું** વર્ણન છે.

**ગુલ્ફ** જે ઘુંટી તેની શોભા તો કિંચિત્ ઉન્નતાઈથી અને ગોળાઈથી પણ જણાવી છે. 'ईषत्समुन्नतसुवर्तुलगुल्फः' (स-प्र-१) 'तुङ्गगुल्फकः' (સર્વમંગળ) એમાં આ બાબત સ્પષ્ટ છે. ગુલ્ફાદિ કેટલાક અવયવોની શોભા બન્નેના ન્યૂનાધિક પરિમાણથી નહિ પણ સરખા પરિમાણથી માની છે. આ રીતે **ગુલ્ફનું** વર્ણન છે.

ભગવાનના **ચરણની** શોભાતો સ્વતઃ તેના તળથી, આંગળીઓથી અને તેના નખોથી વર્ણવેલી શાસ્ત્રોમાં જોવામાં આવે છે. તેમાં ચરણતળની શોભા રક્તાશથી, કોમળતાથી અને તેમાં રહેલાં રેખાકાર મહાપુરુષ લક્ષણચિહ્નોથી પણ વર્ણવી છે. 'आरक्तकोमलतलरम्याङ्गुलिपदाम्बुजम्' (वा. मा.) એમ ચરણની શોભા વર્ણવતાં તેના નખની રક્તાશથી અને કોમળતાથી વર્ણવી છે. 'तुङ्गारुणस्निग्धनखद्युतिलज्जायितोडुपम्' (वा. मा.) એમ નખોને ચંદ્રકાંતિની ઉપમા આપીને, તેની ઉજ્જવતાથી, મધ્યભાગમાં ઉન્નતતાથી, રક્તાશથી અને સુંવાળપથી શોભા વર્ણવવા દ્વારા ચરણ શોભાની સમધિકતા સૂચવી છે. 'प्रबुद्धपुण्डरीकचारुचरणयुगलः' એમ વેદાર્થસંગ્રહમાં ચરણયુગલને પ્રફુલ્લિત રક્ત કમળની ઉપમા આપીને તેની રક્તતાથી રમ્યતા નિરૂપી છે. 'सञ्चिन्तयेत् भगवतश्चरणारविन्दं वज्राङ्कुशध्वजसरोरुहलाञ्छनाढ्यम्' (ભાગ) એમ રાજાધિરાજના ચિહ્નભૂત વજ્ર અંકુશ ધ્વજ કમલ આદિક રેખાઓએ કરીને ચરણતળનો સમુત્કર્ષ સૂચવ્યો છે. સ્તોત્રરત્નમાં 'शङ्खरथाङ्गकल्पलध्वजारविन्दाङ्कुशवज्रलाञ्छनम्' એમ ચરણકમળની રેખાકાર શંખ ચક્ર ધ્વજ કમળ આદિક ચિહ્નો વડે સુશોભા વર્ણવી છે. પદ્મપુરાણમાં તો બ્રહ્માએ નારદ પ્રત્યે રેખાકાર સોળ ચિહ્નો

કે જે સર્વેશ્વરપણાને સૂચવનારાં છે, તેનાથી બન્ને ચરણતળની અત્યંત શોભા 'षोडशैव तु चिह्नानि' मया दृष्टानि तत्पदोः...कृष्णाख्यं तत्परंब्रह्म भुवि जातं न संशयः' ઇત્યાદિ વાકયોથી વર્ણવી છે. જમણા ચરણમાં–અષ્ટકોણ ઊર્ધ્વરેખા સ્વસ્તિ જાંબુ જવ અંકુશ, કેતુ પદ્મ, આ નવ. અને ડાબા પાદમાં–ત્રિકોણ કળશ ગોપદ ધનુષ મીન અર્ધચંદ્ર વ્યોમ, આ સાત જાણવાં. એમ મળીને સોળ સમજવાં. 'शङ्खध्वजातपत्रैश्च चिह्नितं चरणद्वयम्' એમ ગોપા. ઉ.માં કહેલું હોવાથી શંખ છત્ર અને ચક્ર, આ ત્રણ ચિહ્નો પણ ચરણતળમાં જાણી લેવાં પડે. એમ મળીને ઓગણીશ ચિહ્નોથી ચરણતળની સુંદરતા વર્ણવી છે. આ અપેક્ષિત અર્થ–'सत्स्वस्तिकादिनवलक्षणदक्ष-पादंमत्स्यादिसप्तकसुलक्षितवामपादम्' (સ. પ્ર. ૧)માં વ્યક્ત વર્ણવ્યો છે.

આવા અભિપ્રાયથી 'सुरेखारुणपत्तलः' એવું શ્રીહરિનું મંગળ નામ સર્વમંગળમાં સંગ્રહ્યું છે. આ અર્થને જણાવનારાં ઘણાં વચનો સ. ૭. માં છે. આ બધો અર્થ ધ્યેય રૂપના વર્ણન પ્રસંગે સ. પ્ર. ૨. અ. ૨૫ માં 'ध्वजकमलयवाङ्कशोर्ध्वरेखा' આ બે શ્લોકથી સંગ્રહ્યો છે. આમાં નખો, આંગળીઓ અને તળો સાથે ચરણારવિંદનું વર્ણન છે. આ રીતે ચરણકમળની દિવ્ય શોભા અને મહામહિમાના વર્ણનમાં વચનો બહુ છે.

**ગતિ** જે ચાલ તેની શોભા શીઘ્રતાથી નહિ, પણ મંદતાથી તેમજ ગંભીરતાથી જણાવી છે. 'स्वरो गतिश्च नाभिश्च गम्भीरः स प्रशस्यते' એમ બ્રહ્મપુરાણમાં ગંભીર ગતિની પ્રશંસા કરી છે. सिंहर्षभगजव्याघ्रगतयो मनुजा मुने । सर्वत्र सुखमेधन्ते सर्वत्र जयिनः सदा' એમ જગદ્‌વલ્લભામાં ગતિને સિંહ વૃષભ ગજ વ્યાઘ્રની ગતિની ઉપમા આપીને તેની સુલક્ષણતા વર્ણવી છે. 'गतिलज्जितहंसगजाधिपतिम्' એમ સ્તોત્રમાં ગતિની સુભગતા જણાવવા તેને હંસગતિની પણ ઉપમા આપી છે. 'ચાલ જોઇ લાજે હંસ બિચારો' એમ બ્રહ્માનંદે પણ મળતું ગાયું છે. ચાલની જે શોભા તેનો પણ પાદશોભામાં સમાવેશ છે. એમ **ચાલનું** વર્ણન છે.

ભગવાનના દિવ્ય રૂપના તેતે અવયવો ઉપર યથોચિત રહેલા **રોમની** તો તેને સુવર્ણની ઉપમા આપીને ચળકાટથી, ચિકાશથી, પાતળાશથી અને વિરલતાથી (બહુ ઘાટા હોય તો શોભે નહિ) વર્ણવી છે. આ બધો અર્થ 'पुरटाभचञ्चत्स्नि-ग्धातिसूक्ष्मविरलोर्द्गतरोमरम्यम्' (સ–પ્ર–૧) આ વચનમાં વ્યક્ત વર્ણવ્યો છે. આ રીતે **રોમનું** વર્ણન છે.

આ રીતે ભગવાનના દિવ્ય રૂપમાં યથોચિત રહેલા મુખ્ય અવયવોનું વિશદ વર વર્ણન તેતે ગ્રંથોમાં ગ્રથિત છે. આ ઉપરાંત બીજા પણ કેટલાક અલ્પ અવયવોનું પણ વર્ણન, શાસ્ત્રોમાં તેતે સ્થળે કરેલું મળી આવે છે તે તેથકી જાણવું. આ રીતે ધ્યેય ભગવદ્રૂપના ધ્યેય અવયવોનું વર્ણન શાસ્ત્રાનુસારી છે.

વચ. ઉપો. માં. શ્રીહરિનું સર્વાંગસુંદર રૂપને વર્ણવીને 'અને શ્રીજી મહારાજની મૂર્તિનાં જે કર ચરણ આદિક સર્વે અંગ તે સામુદ્રિક શાસ્ત્રમાં જેવાં કહ્યાં છે તેવાં છે' એમ ઉપસંહાર કર્યો છે. આ રીતે ધ્યાની ભક્તોના ઉપયોગ માટે ભગવાનનું દિવ્ય રૂપ અને તેમના દિવ્ય અંગ ઉપાંગોનું નિરૂપણ તેતે શાસ્ત્રોને અનુસારે સંક્ષેપમાં કર્યું છે.

## ભગવાનનાં વસ્ત્ર વિભૂષણો—

ભગવાનનું કર ચરણાદિ વિવિધ અવયવોવાળું જે **રૂપ** તે વસ્ત્ર વિભૂષણ આયુધ આદિક વડે આભૂષિત છે, પણ જૈનાદિકની મનમુખી માન્યતા મુજબ વસ્ત્રાદિકે વર્જીત કેવળ નગ્ન નહિ. જેમ સ્વરૂપની શોભામાં હેતુભૂત **રૂપ** અને તેના **ગુણો** છે તેમ રૂપની શોભામાં હેતુભૂત **વસ્ત્ર વિભૂષણ અસ્ત્ર** આદિક છે. રૂપ અતિસુંદર હોય પણ જો વસ્ત્ર વિભૂષણ વિનાનું નગ્ન હોય તો 'सुरूपाऽपि यथा नारी वस्त्रालङ्कारवर्जिता । न शोभते' એમાં કહ્યા મુજબ શોભે નહિ. યદ્યપિ ભગવાનના દિવ્ય રૂપના સમસ્ત અવયવો સ્વયં શોભાયમાન હોઈને આભરણોનેપણ શોભાડે એવા બહુ સુંદર છે તથાપિ વસ્ત્ર વિભૂષણાદિકનો અને હસ્તાદિ અવયવવાળા રૂપનો પરસ્પર સંયોગ થવાથી તો વિશેષતઃ શોભે છે. આ અર્થ 'स्फुरत्किरीटाङ्गदहारकण्ठिका...वनमालयोज्ज्वलम्' 'किरीटहारकेयूरकटकादिविभूषितम्' 'विमलैर्भूषणैर्नित्यैर्भूषितो दिव्यविग्रहः' આમાં આવેલા **ઉજ્જવલ** અને **વિભૂષિત** પદથી સ્પષ્ટ થાય છે. આવા હેતુથીજ તેને **આભૂષણ અંલકાર મંડન** આદિક અન્વર્થ નામથી કહે છે. આ અર્થ લોકસિદ્ધ બહુ છે.

આભૂષણોનો આશ્રય તો સ્વરૂપ નહિ પણ રૂપજ છે, રૂપમાં મસ્તકને આરંભીને પાદપર્યંત અનેક અવયવો છે, તેમાં રહેલાં ઉચિત આભૂષણો પણ અનેકવિધ છે, આનો સંગ્રહ, ગીતાભાષ્યના ઉપોદ્ઘાતમાં પ્રથમ ગુણસહિત સ્વરૂપ અને ગુણસહિત રૂપને નિરૂપીને, પછીથી 'स्वोचितविविधविचित्रानन्ताश्चर्यनित्यनिरवद्यापरिमितदिव्यभूषणः' આ રીતે કર્યો છે. શરણાગતિગદ્યમાં–स्वोचितविविधविचित्रानन्ताश्चर्य–नित्यनिरवद्यनिरतिशय–सुगन्ध–निरतिशयसुखस्पर्श–निरतियौज्वल्य–किरीट– मुकुट – चूडा– अवतंस – मकर–कुण्डल–ग्रैवेयक–हार–केयूर–कटक–श्रीवत्स–कौस्तुभ–मुक्तादाम– उदरबन्धन– पीताम्बर–काञ्चीगुण–नूपुराद्यपरिमितदिव्यभूषणः' આ રીતે કેટલાંક નામોના નિર્દેશ સાથે કર્યો છે. વિશેષણમાત્રની વિશ્રાંતિભૂમિ તો વિશેષ્ય સ્વરૂપ છે. વાક્યનો અર્થ એવો છે કે–જે વિભૂષણો છે તે પૂર્વોક્ત સ્વરૂપ રૂપ ગુણવાળા પોતે પરમાત્માને અનુચિત નહિ પણ **ઉચિત** ઘટે એવાં છે. જેવું સર્વોત્કૃષ્ટ સ્વરૂપ રૂપ અને તેના ગુણો છે એવાંજ ભૂષણો છે. જો ઉચિત ન હોય તો શોભે નહિ. કટક મુકુટ આદિક પ્રકારથી **વિવિધ** અને એક જાતિનાં નહિ પણ તેમાં મણિ સુવર્ણ મોતી આદિક દ્રવ્યવિશેષથી વર્ણવિશેષથી અને કારીગરી વિગેરેથી વિશિષ્ટ એવી વ્યક્તિઓના ભેદને લીધે **વિચિત્ર** છે. વળી અનવધિક આશ્ચર્યરસને ઉપજાવનારાં હોવાથી **અનન્તઆશ્ચર્ય** કહે છે. વળી પ્રાકૃતની

भवद्भावस्वरूपेण तत्त्वमेकमिवोदितौ' (અહિ સં.) એમ શક્તિશક્તિમદ્‌ભાવથી તો ધર્મધર્મિભાવથી તો પતિપત્નીભાવથી નિયત સંબન્ધ હોવાથી લક્ષ્મી-નારાયણનું ક્વચિત્ અભેદથી નિરૂપણ આવે છે તે સંભવે છે.

કોઈ સ્થળે પત્ની-પરિજનાદિકનું ભગવાન સાથે **સાહિત્ય** તો કોઈ સ્થળે **રાહિત્ય** કહ્યું હોય છે તેનું સમાધાન તો 'एते राधादयो भक्ताः' એ શ્લોકથી શ્રીમુખે કર્યું છે. આવી સમજણ લેવાથી બન્ને વાક્યોનો વિરોધ આવતો નથી. પત્નીઆદિકનું અવતારાદિ સર્વદશામાં વર્તતા ભગવાન સાથે અખંડ સાહચર્ય સુસિદ્ધ હોવાથી 'ભ્રાંતદશામાં **સાહિત્ય** અને શુદ્ધ દશામાં **રાહિત્ય** એમ અથવા કાર્ય દશામાં સાહિત્ય અને કારણ દશામાં રાહિત્ય' એમ ભેદથી પણ કહી શકાય નહિ.

**કોઈ તો** જેમ શિવપાર્વતીનું રૂપથી ઐક્ય છે તેમ અર્ધું લક્ષ્મીનું રૂપ અને અર્ધું તેમના પતિનું, એમ મળીને એકજ રૂપ છે. જેમ રૂપની એકતા તેમજ સ્વરૂપની પણ એકતા ઘટે છે, એમ માને છે તે યોગ્ય નથી. લક્ષ્મી અને નારાયણ બન્નેની ઇચ્છાથી રૂપમાત્રનું એકીકરણ તો કદાચ શિવપાર્વતીવત્ સંભવે છે, એટલામાત્રથી સ્વરૂપનું પણ ઐક્ય કલ્પવું તે યોગ્ય નથી, કેમકે 'ह्रीश्च ते लक्ष्मीश्च पत्न्यौ' 'नानयोर्विद्यते परम्' 'एकतत्त्वमिवोदितौ' ઇત્યાદિ વચનોએ બન્નેના સ્વરૂપની એકતાનું નિરાકરણ કરીને ભેદ જ પ્રતિપાદ્યો છે.

**વળી બીજા કોઈ** (અદ્વૈતી) 'નિર્વિશેષ ચિન્માત્ર બ્રહ્મસ્વરૂપનો તિરોધાન કરનારી મિથ્યાભૂત **માયા** એજ કલ્પિત રૂપવિશેષવાળા બ્રહ્મની સામી છાયાવાળી (પ્રતિબિંબ) થાય એજ લક્ષ્મી છે' એમ માનીને લક્ષ્મીતત્ત્વને મૂળમાંથી ઉડાવી દઈને એક બ્રહ્મને પ્રતિપાદે છે. આનું ખંડન તો નિર્વિશેષ ચિન્માત્રપણાના અને તેમજ બ્રહ્મસ્વરૂપના માયાથી તિરોધાનપણાના ખંડનથીજ થઈ જાય છે. માયા તો બદ્ધ જીવોને મોહ ઉપજાવનારી છે, પણ લક્ષ્મીનારાયણ દંપતીને નહિ. જડ માયાનો સઘળો વ્યાપાર ચેતન લક્ષ્મીને અધીન વર્ણવ્યો છે.

**બીજા કોઈ** અખતરડાહ્યા તો પરસ્પર વિરોધાભાસથી વિમોહિત થઈને 'લક્ષ્મીતત્ત્વ સર્વથા દુર્નિરૂપ છે' એમ માને છે તેનું નિરાકરણ ઉપરના નિરૂપણથી થઈ જાય છે. જો કોઈ આપ્ત વાક્યમાં અભેદોક્તિ જોવામાં આવે તો તેનું સમાધાન 'रामसुग्रीवयोरैक्यं देव्यर्थं समजायत' એની પેઠે સમજી લેવું. લક્ષ્મી-નારાયણનું સ્વરૂપ રૂપાદિ સર્વ પ્રકારથી પૃથક્‌પણે પ્રતિપાદન હોવાથી સ્વરૂપથી અદ્વૈતપણું કદાપિ ઘટતું આવે નહિ. 'तुल्यशीलवयोवृत्ताम्' 'कान्तस्य देवदेवस्य विष्णोः सद्गुण-शालिनः । दयिताऽहं सदा देवी नित्यं तद्धर्मधर्मिणी । महिषी देवस्य सर्वकामदुघा विभोः । तुल्या गुणवयोरूपैर्मनःप्रमथनैर्हरेः । 'साऽहमङ्कस्थिता विष्णोर्देवदेवस्य शार्ङ्गिणः । लालिता तेन चात्यन्तं सामरस्यमुपेयुषी' ઇત્યાદિકમાં કહ્યા મુજબ મિથુનરૂપમાં

અત્યંત સમતા અવશ્ય હોવી જોઈએ. તે તો લક્ષ્મી–નારાયણમાં ઘટિત હોવાથી એકત્ત્વવાદની સંગિત થાય છે.

**વળી બીજા કોઈ તો** 'કાર્યભૂત વિશ્વના ઉપાદાન અંશભૂત બ્રહ્મનો જે કાર્યમાં ઉપયોગી થતો સ્વરૂપૈકદેશ એજ 'एकोऽहं बहु स्यां' એમાં કહ્યા મુજબ ગમે તો સ્વભાવથી કે પરિણતિશકિતથી કે ઉપાધિભેદથી ભિન્ન અહંતાશ્રય થાય એજ શ્રી છે' એમ માને છે. આ એકત્વ પક્ષનું ખંડન પણ સ્વયં થઈ જાય છે. બ્રહ્મનો સ્વરૂપથી પરિણામ માનીએ તોજ એ બાબત બંધ બેસતી આવે. અખંડ અપરિણામી બ્રહ્મનો પરિણામતો માની શકાય તેમ નથી. તેનું ખંડન વ્યાસે સૂત્રમાંજ કર્યું છે.

**વળી બીજા કોઈ તો** 'બન્નેનું ઈશાનત્વ સ્વામિત્વ આદિક શ્રુતિસ્મૃતિમાં વર્ણવેલું હોવાથી બન્નેની સ્વરૂપથી પણ સમતા છે' એમ માને છે તે યોગ્ય નથી. જેમ ભગવાનમાં જ્ઞાનાનંદાદિ ગુણો વર્તે છે તેમ લક્ષ્મીમાં પણ વર્તતા હોવાથી ગુણોથી સમતા સંભવતી આવે છે. એટલે પ્રમાણવિરુદ્ધ સ્વરૂપસમતા કહેવાની જરૂર નથી.

**વળી સંપ્રદાયસ્થ કોઈ** જ્ઞાનલવદુર્વિદગ્ધ તો 'मूलप्रकृति रुक्मिणी' (ગો.તા–ઉ.) 'अस्त्वम्बुजाक्ष...मामीक्षसे' (ભાગ–પુ. સ્કં. ૧૦) 'विदितो भगवान् साक्षात् पुरुषः प्रकृतेः परः' (ભાગ–પુ. સ્કં. ૧૦) 'मम योनिर्महद्ब्रह्म' 'प्रकृतिं स्वामवष्टभ्य' ઇત્યાદિ વચનોને યદ્વાતદ્વા આડાં અવળાં આગળ ધરીને, તેના સંગત સત્ય શુદ્ધ સાંપ્રદાયિક અર્થને લેશથી પણ સમજ્યા વિના **પ્રકૃતિ** શબ્દથી રુકિમણીરૂપ લક્ષ્મીજીને લઈને તેમને મૂળ પ્રકૃતિ ઠરાવીને અને **પુરુષ** શબ્દથી શ્રીકૃષ્ણને લઈને તેમને અવર મૂળ પુરુષ ઠરાવીને તેમને પરંબ્રહ્મપદથી સાવ નીચે બદ્ધ જીવેશ્વરકોટિમાં ઉતારી પાડવાની શિશુપાળતા વાપરે છે. આવીજ બંડપરંપરાના અનુયાયી બનેલા બીજા કોઈ **પંડિતાભિમાની** તો શિક્ષાપત્રીમાં આવેલા **શ્રી રાધા રુકિમણી રમા લક્ષ્મી** આદિક શબ્દોના પ્રામાણિક પ્રાચીન વ્યાખ્યાતાએ કરેલા અપેક્ષિત સંગત શુદ્ધ સત્ય પ્રસિદ્ધ અર્થોને ગૌણ ગણી પડ્યા મુકીને, તેથી બીજા શોભા કે ધર્માદિસંપત્તિ કે ઇચ્છાશકિત કે ભક્તિમાતા કે બીજા કોઈ તેવા કપોલકલ્પિત અનપેક્ષિત અસંગત ઉટાંગ અર્થો કરીને લક્ષ્મીદેવી કે જે આ સંપ્રદાયનાં સ્થાપક પ્રવર્તક મૂળ છે તેમને જ મૂળથી ખોદી નાંખવાની લક્ષ્મીકોદાળતા ઉઘાડી વાપરે છે. આ મહામૂર્ખાઓની મનમાની માન્યતાનું મર્દનતો લક્ષ્મીજીને સ્વરૂપ રૂપ ગુણ વિભૂતિ વિગેરેથી વિશિષ્ટપણે વર્ણવનારાં અનેક અબાધ વેદાદિ અને સંપ્રદાયનાં શાસ્ત્રવચનોથીજ થઈ જાય છે. એક બે વચનોના અવળા અર્થો કરવાથી કશું વળવાનું કે મળવાનું નથી. ઉપર પ્રમાણે **સામ્ય ઐકય શક્તિત્વ** આદિક બધાજ વિરુદ્ધ વાદોનું નિરાકરણ તો શ્રુતિસ્મૃતિસિદ્ધ નિત્ય **દાંપત્યસ**ંબંધના સ્વીકારથી થઈ જાય છે. આ અર્થ 'श्रिया सह तु दाम्पत्यं शाश्वतं तत एव तु। तयोः साम्यैक्यशक्तित्वतद्वत्त्वादिगिरां गतिः આ અભિયુકિતમાં સ્પષ્ટ છે.

આ રીતે મુખ્ય ભોકતા પ્રધાન પત્ની **લક્ષ્મી** અને બીજી **રાધા ભૂમિ** આદિક પત્નીઓનો નિત્ય યોગ પરંબ્રહ્મ ભગવાન સાથે નિરૂપ્યો છે.

## પરમાત્માને પરિજનોનો નિત્ય યોગ—

ઉપર જે રાધા લક્ષ્મી આદિક દિવ્ય **પત્નીઓએ** સદા સેવાતું દિવ્ય રૂપ વર્ણવ્યું તે બીજા **પરિજનોએ** પણ છડી છત્ર ચામરાદિ મહોપચારથી સદાય સેવાતું છે. જેમ લોકમાં મહારાણીઓ સાથે મહારાજાઓ છડી છત્ર ચામરાદિ રાજોપચારથી સેવાય છે તેમ. આથી પણ દિવ્ય રૂપની અદ્‌ભુત શોભા દર્શનીય હૃદયંગમ આવે છે. આ પરિજનોને **સેવક પાર્ષદાદિ** નામથી કહે છે. એઓને સંસારવશમાં કદાપિ નહિ આવેલા હોવાથી **નિત્ય મુકતો** કે **અનાદિ મુકતો નિત્ય સૂરી** નામથી કહે છે. પરમભોગ્યભૂત ભગવાનના સર્વસ્વના આ મુખ્ય ભોક્તાઓ છે. એમાં કેટલાકને **શેષ ગરુડ વિષ્વક્‌સેન નંદ સુનંદ શ્રીદામ** આદિક નામથી નિર્દેશ્યા છે. તેમાં ભગવાનની શય્યા આસન આદિક રૂપથી રહેલા અનંત નામના **શેષ,** વાહન ધ્વજ આદિક રૂપથી રહેલા **ગરુડ** અને સેનાપતિપદે રહેલા **વિષ્વક્‌સેન** આ ત્રણનું પ્રાધાન્ય જણાવ્યું છે. આવા **નિત્યમુકતો** અને ઉપાસનથી એમની પંક્તિમાં ભળેલા બીજા **સાદિ મુકતો** અસંખ્યાત છે. ભગવત્સેવાનેજ પરમા મુક્તિ માનનારા તેઓ અનેક રૂપોને ધારીને સેવામાં સદાય જોડાએલા રહે છે. આ સમસ્ત મુકતોની સ્થિતિ પ્રવૃત્તિ ભગવત્સંકલ્પને અને સેવાવ્યવસ્થા પ્રધાનપત્ની લક્ષ્મીજીની આજ્ઞાને અનુસારે હોવાથી પરસ્પર વિરોધ કે વિવાદને અવકાશ નથી. સાધર્મ્યને પામેલા તેઓને જ્ઞાન ભોગ સુખાદિકમાં સમાનતા છે, કોઈપણ અંશે ન્યૂનાધિકતા નથી. એમનાં શરીરો પણ **દિવ્ય પ્રકૃતિમાંથી બંધાએલાં દિવ્ય છે.** એમાં આપણી પેઠે ઇન્દ્રિયો પ્રાણ આદિકનો સદ્‌ભાવ જણાવ્યો છે. શરીરની શોભા માટે વસ્ત્ર વિભૂષણ આયુધોનો યોગ પણ જણાવ્યો છે. દ્વિભુજ ચતુર્ભુજ રૂપથી રહેલા તમામ મુકતોને અપુનરાવૃત્તિ પરમ પદમાં ભોગ્ય ભોગસ્થાન અને ભોગોપકરણો પણ પૃથક્ પૃથક્ છે. અહમર્થ મુક્તાત્મસ્વરૂપ અને **રૂપ** વચ્ચે આપણા દેહાત્મા જેવોજ ભેદ છે. રૂપમાં **સ્રીપુરુષ** એવો ભેદ પણ જણાવ્યો છે. નિત્ય અનિત્ય બધાં ધામોમાં અને અવતરતા ભગવાન સાથે પણ તેઓનું સાન્નિધ્ય દૃશ્ય અદૃશ્ય રૂપથી વર્ણવ્યું છે. એમને ગુણનિધિ ભગવાનની સેવા અનુવૃત્તિ **સિવાય** બીજો કશો **સ્વાર્થ** નથી.

ઉપરનો અર્થ પરરૂપના વર્ણન પ્રસંગેજ શ્રુતિસ્મૃતિઓએ વર્ણવ્યો છે–'तद्विष्णोः परमं पदं सदा पश्यन्ति सूरयः । दिवीव चक्षुराततम् । तद्विप्रासो विपण्यवो जागृवांसः समिन्धते' જે વિષ્ણુનું પદ (પ્રાપ્ય) પરરૂપ, સૂર્યજ જેમ એમ સર્વ લોકના **ચક્ષુ**–જ્ઞાનવિકાસમાં કારણ છે તે દિવ્ય ધામસ્થ પરમાત્માને **વિપ્રાસઃ**–અતિશયિત જ્ઞાનવાળા, **વિપણ્યવઃ**–સ્તુતિશીલ, **જાગૃવાંસઃ**–અસ્થાને રક્ષાવ્યસનવાળા, **સૂરિશબ્દથી**-વાચ્ય મુકતો સદા અનુભવે છે. (**આથી પરમ પદમાં પરમાત્મા સાથે સ્તુત્યાદિ**

**સેવાપરાયણ મુક્તોનો સદ્‌ભાવ જણાવ્યો)** 'ते ह नाकं महिमानः सचन्ते यत्र पूर्वे साध्याः सन्ति देवाः' **તે હ**–પરિનિષ્પન્ન સાધનવાળા જે ભક્તો છે તે **યત્ર**–જે **નાક** શબ્દથી નિરૂપેલા દિવ્ય લોકમાં **સાધ્યા:**–પ્રાપ્ય એવા **પૂર્વે દેવા**:–નિત્ય અસંકુચિત જ્ઞાનપ્રકાશ હોવાથી અથવા દીપ્યમાન દિવ્ય વિગ્રહનો યોગ હોવાથી **દેવ**-શબ્દવાચ્ય અનાદિ મુક્તો વર્તે છે. તે નાકને બ્રહ્મના **મહિમાન:**–માહાત્મ્ય યુક્ત થઈને **સચન્તે** પામે છે. **(આથી સાદિ અનાદિ મુક્તોનો સદ્‌ભાવ ભગવાન સાથે જણાવ્યો. પૂર્વ**શબ્દનો **'અનાદિ'** એવો અર્થ જાણવો.) 'यत्रर्षयः प्रथमजा ये पुराणाः' **પ્રથમજા:**–પૂર્વથીજ સિદ્ધ એવા **પુરાણા** (બહુ જુના) **ઋષિઓ**–ક્રાન્ત-દર્શિઓ રહે છે. **(આથી નિત્યમુક્તોનો સદ્‌ભાવ સૂચવ્યો.)** 'यस्मिन् देवा अधिविश्वे निषेदुः' જે પરમાત્મામાં **વિશ્વે દેવા:**–નિત્યજ્ઞાનક્રિયાઐશ્વર્યવાળા મુક્તસંઘો **અધિનિષેદુ**:–આશ્રિત છે. અર્થાત્ દિવ્ય ભોગ્ય ભગવાનજ જેમને એક ભોગ છે એવા થકા વર્તે છે. 'यमन्तः समुद्रे कवयो वयन्ति यदक्षरे परमे प्रजाः' જે પુરુષોત્તમને ક્ષીરસમુદ્રના મધ્યમાં **કવય**:–ક્રાન્તદર્શી **પ્રજા**શબ્દવાચ્ય શ્વેતદ્વીપવાસી મુક્તો સદા અનુભવે છે. જે પરંબ્રહ્મ અક્ષર પરમ પદમાં નિત્ય વિરાજે છે. વિષ્ણુનામસહસ્રમાં આવેલા **પ્રજાપતિ** નામનો અર્થ કરતાં ભાષ્યમાં 'बद्धमुक्तेभ्यः प्रकर्षेण जायन्ते–भवन्ति इति प्रजाः–सूरयः, तेषां पतिः–नित्यपरिचरणीयः' એમ પ્રજા શબ્દનો બદ્ધ મુક્ત થકી વિલક્ષણ નિત્ય સૂરિરૂપ અર્થ કર્યો છે.

સ્મૃતિઓમાં આ અર્થની અતિ સ્પષ્ટતા છે–'वैकुण्ठे तु परे लोके श्रीसहायो जनार्दनः। नित्यातीतो जगद्धाता नित्यमुक्तैर्निषेवितः। बद्धाञ्जलिपुटैर्हृष्टैर्निर्मलैर्निरुपद्रवैः' (વિશ્વ. સં.) 'पान्तु पार्षदभूषणाः' (ભા. પુ.) 'मम साधर्म्यमागताः' 'बहवो ज्ञानतपसा पूता मद्भावमागताः।' 'कूटस्थोऽक्षर उच्यते' (ગીતા) 'ये हीना सप्तदशभिर्गुणैः कर्मभिरेव च। कलाः पञ्चदश त्यक्त्वा ते मुक्ता इति निश्चयः' (ભા. શાં.) 'मुक्तानां परमा गतिः' (वि. स.) 'येऽपि मुक्ता भवन्तीह नरा भरतसत्तम। तेषां लक्षणमेतद्धि यत् श्वेतद्वीपवासिनाम्' (ભાર. મો.) 'वैकुण्ठे तु परे लोके नित्यत्वेन व्यवस्थिताः। पश्यन्ति च सदा देवं नेत्रैर्ज्ञानेन चामराः' 'सूर्यकोटिप्रतीकाशाः पूर्णेन्दु-युतसन्निभाः। यस्मिन् पदे विराजन्ते मुक्ताः संसारबन्धनैः' (વિશ્વ. સં.) ઇત્યાદિકમાં **પ્રકૃતિબંધ અવિદ્યા કર્મસંસ્કાર રુચિવિપાક** આ સમસ્ત આવરણોમાંથી **એકાંતત**: અને **આત્યંતિકત:** છુટી ગએલાને **મુક્ત**પદથી કહેવાપૂર્વક સાધર્મ્યને પામેલા તેઓનો અને નિત્ય મુક્તોનો પરમપદમાં વિરાજમાન ભગવાનની સેવામાં રમારાધાવત્ નિત્ય યોગ નિરૂપ્યો છે.

ઉપરનો શ્રુતિસ્મૃત્યનુસારી સર્વ અર્થ, **રામાનુજાચાર્યે** ગી० ઉ. લક્ષ્મી-નિરૂપણ પછી 'स्वसङ्कल्पानुविधायिस्वरूपस्थितिप्रवृत्तिभेदाशेषशेषतैकरतिरूपनित्यनिरवद्य-निरतिशयज्ञानक्रियैश्वर्याद्यनन्तगुणगुणापरिमितसूरिभिरनवरताभिष्टुतचरणयुगलः' આ

વાક્યથી વર્ણવ્યો છે. અર્થ એવો છે કે-જેમનું અહમર્થ **ધર્મિસ્વરૂપ** સર્વ સમયમાં અપ્રચ્યુતપણે રહેવારૂપ **સ્થિતિ** દાસત્વરૂપ **પ્રવૃત્તિ** આ સર્વે ભગવત્સંકલ્પને અનુસારેજ છે, જેમને પરમાત્માની સર્વવિધ શેષતામાંજ એક **પ્રીતિ** વર્તે છે, જેઓ સર્વ કાળમાં **નિત્ય** અને સ્વભાવથીજ કલેશ કર્મ સ્વાતંત્ર્યાભિમાન આદિક **દોષેરહિત** હોવાથી **નિરવદ્ય** છે, જેઓ નિરતિશય જ્ઞાન ક્રિયા ઐશ્વર્ય આદિક અનંત ગુણગણવાળા છે, એવા અપરિમિત **સૂરિઓએ** નિરંતર સ્તુતિ કરાતું છે ચરણયુગલ જેમનું એવા **ભગવાન** છે. એજ આચાર્યે વૈકુંઠગદ્યમાં—स्वसङ्कल्पमात्रावक्लृतजगज्जन्मस्थितिध्वंसादिके श्रीमति विश्वक्सेने न्यस्तसमस्तात्मैश्वर्यं वैनतेयादिभिः स्वभावतो निरस्तसमस्तसांसारिकस्वभावैर्भगवत्परिचर्याकरणयोग्यैर्भगवत्परिचर्यैकभोगैर्नित्यसिद्धैरनन्तैर्यथायोगं सेव्यमानम्' એમ **વિશ્વક્સેનનું** પ્રાધાન્ય સકારણ પ્રદર્શાવવા પૂર્વક જેમને પરિચર્યાજ એક ભોગ છે એવા નિર્દોષ નિત્યસિદ્ધ અનેક **ગરુડાદિક** સેવકોનો યોગ વર્ણવ્યો છે. ગદ્યત્રયમાં 'शेषशेषाशनगरुडप्रमुखनानाविधानन्तपरिजनपरिचारिकापरिचरितचरणयुगल' એમ શેષ વિશ્વક્સેન ગરુડ આદિક **પરિજનો** અને **પરિચારિકાઓનો** પણ યોગ જણાવ્યો છે. એમના ગુરુ **યામુનાચાર્યે** સ્તોત્રરત્નમાં—'निवासशय्यासनपादुका' ઇત્યાદિ ત્રણ શ્લોકોથી જેને માથે સમગ્ર ભૂગોળ છે એવા શય્યા આસાનાદિ રૂપથી રહેલા **શેષનાગ**, વાહન ધ્વજ વ્યજન આદિક રૂપથી અગ્ર ભાગમાં દાસસખાભાવથી પાદસંવાહનાદિ સેવામાં સદા રહેલા વેદમૂર્તિ **ગરુડ** અને જગત્સર્ગાદિકનો કાર્યભાર જેમને સોંપ્યો છે અને પ્રસાદના પ્રથમ ભોક્તા સેનાપતિરૂપ **વિશ્વક્સેન** આ મુખ્ય મુક્તોએ કરાતી સેવાનો પ્રકાર કહીને 'हताखिलक्लेशमलैः स्वभावतस्त्वदानुकुल्यैकरसैस्तवोचितैः । गृहीततत्तत्परिचारसाधनैर्निषेव्यमाणं सचिवैर्यथोचितम्' આ રીતે ભગવદાનુકૂલ્યૈકરસવાળા **અન્ય અસંખ્ય** મુક્તોએ કરાતી સેવાનો પ્રકાર વર્ણવ્યો છે. વિષ્ણુનામસહસ્રમાં આવેલાં 'स्वाङ्गः' 'ज्योतिर्गणेश्वरः' 'गरुडध्वजः' 'मुक्तानां परमा गतिः' આ નામોનો અર્થ ભાષ્યમાં કરતાં મુક્તોનો સદ્ભાવ સમર્થન કર્યો છે. વિશેષમાં છત્ર ચામરાદિકને અને ગરુડને તો સર્વાધિરાજ સર્વેશ્વરના અસાધારણ ચિહ્ન તરીકે અને સમસ્ત નિત્યમુક્તોના જ્ઞાનભોગની બાબતમાં સર્વેશ્વરની સાથે તથા પરસ્પરપણ સમતા છે તથાપિ કોઈમાં વિગ્રહની અને અધિકારની જે નિયતતા છે તે ભગવાનની નિત્યેચ્છાસિદ્ધ છે એમ પણ જણાવ્યું છે. 'मुक्तोपसृप्यव्यपदेशाच्च' ઇત્યાદિ સૂત્રોથી વ્યાસે પણ **મુક્તોનો** સદ્ભાવ સ્વીકાર્યો છે.

સંપ્રદાયના મૂળ શ્રેષ્ઠ ગ્રંથ તરીકે માનેલા **શ્રીવાસુદેવમાહાત્મ્યમાં**—'मसारमाणिक्यसुवर्णवर्णैः सितैश्च कैश्चिन्निजपार्षदाग्र्यैः । उपाश्रितं चक्रगदाब्जशङ्खलसद्भुजैर्नन्दसुनन्दमुख्यैः । श्रीदाममुख्यैरथ गोपवेषैर्भक्त्यावनम्रैर्द्विभुजैरनेकैः । उपास्यमानं गरुडेन चाग्रतः । 'नन्दताक्ष्यादिभिर्जुष्टं पार्षदैश्च चतुर्भुजैः' 'अक्षराख्याः पुमांसस्ते श्वेतद्वीपेऽत्र धामनि । सेवितुं वासुदेवं तं स्थिता देवर्षिणेक्षिताः । प्राप्ते प्रलयकाले तु पुनश्चाक्षरधामनि ।

स्थास्यन्ति ते स्वतन्त्राश्च कालमायाभयोज्झिताः' 'विचित्रसूक्ष्मांबररत्नभूषाविभूषितानां हि नृणां च योषिताम्' 'सर्वेऽपि जीवाः किल यत्र मुक्ता वसन्ति च स्थावरजङ्गमाश्च' આ રીતે વિવિધ શરીર વર્ણવાળા, વસ્ત્ર વિભૂષણ આયુધોને ધારી રહેલા, **સ્ત્રીપુરુષ** રૂપમાં દ્વિભુજ ચતુર્ભુજપણે રહેલા, **નંદ સુનંદ ગરુડ શ્રીદામ** આદિક નામાંકિત અનંત મુક્તોનો સદ્‌ભાવ અક્ષર ધામમાં ભગવાન્ સાથે વર્ણવ્યો છે.

**શિક્ષાપત્રીમાં** 'एते राधादयो भक्ताः' આ શ્લોકથી **સ્ત્રીપુરુષ** રૂપમાં રહેલા રાધાદિ નિત્ય મુક્તોનો યોગ નિરૂપ્યો છે. તેની સ્પષ્ટતા ટીકા ભાષ્યમાં છે.

**સત્સંગિજીવનમાં**—'श्रीदामनन्दप्रमुखैः पार्षदैर्दिव्यविग्रहैः। सेव्यमानः सितच्छत्र-चामरादिभिरादरात्। मुक्तैरन्यैश्चार्च्यमानो गन्धपुष्पांशुकादिभिः' (પ્ર. ૩ અ. ૪૧) 'असङ्ख्यैश्च महामुक्तैर्दिव्यसुन्दरविग्रहैः' (અ. ૨૯) 'श्रीदामविश्वक्सेनाद्यैः पार्षदप्रवरै-र्निजैः। सेवितं' (પ્ર. ૪ અ. ૨૨) 'नारायणं गरुडवाहनमञ्जनाभं' (પ્ર. ૫ અ. ૧૭) 'उत्तिष्ठ गरुडध्वज' (પ્ર. ૩ અ. ૨૮) આ રીતે **વિશ્વક્સેન ગરુડ નંદ શ્રીદામ** આદિક અસંખ્ય દિવ્યવિગ્રહ નિત્ય મુક્તોનો યોગ અને તેમનો સેવાપ્રકાર વર્ણવ્યો છે. 'तदान्तरिक्षे सहसा विमानानां तु कोटयः। पार्षदानामदृश्यन्त' (પ્ર. ૫ અ. ૫૮) એમ શ્રીહરિના અંતર્ધાન સમયે અક્ષરધામથી **શ્રીદામાદિ** પાર્ષદોનું આગમન વર્ણવ્યું છે. 'पुरस्तस्यैकभौमं च कारयेत्तार्क्ष्यमण्डपम्' (પ્ર. ૫ અ. ૧૨) એમ પ્રત્યેક હરિમંદિરના અગ્ર ભાગમાં **ગરુડમંડપ** કરવાનો કહીને તેમનો ભગવાનના અસાધારણ ચિહ્ન તરીકે અખંડ યોગ જણાવ્યો છે. આવાં વાકયો આમાં અનેક છે.

ઉપરનો રહસ્યાર્થ **વચનામૃતમાં** સુસ્પષ્ટ છે. પ્ર. ૧૮ 'અને હું તો અનાદિ મુક્તજ છું પણ કોઈને ઉપદેશે કરીને મુક્ત થયો નથી' **(આથી મુક્તોનો સદ્‌ભાવ અને તેનું લક્ષણ જણાવ્યું)** પ્ર. ૨૧ 'આપણા સત્સંગી સર્વેને તો એમજ નિશ્ચય કરવો જે આપણે પણ એ **અક્ષરરૂપ જે મુક્ત** તેમની પંક્તિમાં ભળવું છે અને અક્ષર ધામમાં જઈને અખંડ ભગવાનની સેવામાં હજુર રહેવું છે' **(આથી સાદિ અનાદિ મુક્તો કહ્યા)** લોયા ૧૪ 'ને તે સિંહાસનને ચારે કોરે અનંતકોટિ **મુક્ત બેઠાથકા** તે નારાયણનાં દર્શન કરે છે' મધ્ય ૧૯ 'અમે ગોલોકમાં ગયા ત્યાં અનંત **પાર્ષદ દીઠા'** મધ્ય ૩૧ 'અને એવા **અક્ષરાત્મક પુરુષ બ્રહ્મરૂપ** ઘણા છે તે જેતે વાસુદેવના ચરણારવિંદની ઉપાસના કરે છે' વર૦ ૨ 'તથા **વિશ્વક્સેનાદિક** જે પાર્ષદ તેમણે સેવ્યા છે' અં. ૩૭ 'અને ભગવાનના સાધર્મ્યપણાને પામ્યા એવા જે ભગવાનના ધામમાં **ભક્તો** છે તેનો આકાર પણ ભગવાન જેવો છે' (આથી **સારૂપ્ય રૂપ સાધર્મ્ય મુક્તિ** કહી) ઉપો૦ 'તથા **નંદ સુનંદ ને શ્રીદામાદિક** જે **અસંખ્યાત પાર્ષદ** તેમણે સેવ્યા છે' ઇત્યાદિ. આ રીતે સેવાપરાયણ અનંત દિવ્ય **પુરુષાકાર નંદ સુનંદ શ્રીદામ**

**વિશ્વક્સેનાદિ અનાદિ** અને બીજા **સાદિ મુકતોનો** સદ્‌ભાવ અને સેવાપ્રકાર જણાવ્યો છે.

કેટલાક **અલ્પશ્રુતો** ધામભેદથી મુકતભેદ માને છે તે યોગ્ય નથી. જેમનો યોગ ગોલોકાંતર્વર્તિ અક્ષરધામમાં વર્ણવ્યો છે તેમનોજ યોગ વૈકુંઠ શ્વેતદ્વીપાદિકમાં પણ નામનિર્દેશ સાથે વર્ણવ્યો છે. તો જેમ મૂળ અક્ષરધામી ભગવાન્ વ્યૂહ અવતારાદિ અન્ય રૂપથી વૈકુંઠ શ્વેતદ્વીપાદિકમાં રહ્યા છે જેમ રાધા લક્ષ્મીજી અન્ય રૂપથી રહ્યાં છે, તેમ નામધારી નિત્ય મુકતો પણ અન્ય રૂપથી રહ્યા છે એમજ માનવું પડે. તોજ સંગતિ થાય. મુકતોને પણ અનેક શરીરો ધારવાની શકિત 'स एकधा भवति त्रिधा भवति' આ શ્રુતિમાં કહી છે. 'शरीरभेदैस्तव शेषतां गतैः' એમ સ્તોત્રરત્નમાં શેષ ગરુડાદિકના નિવાસ શય્યા આસન પાદુકા છત્ર વાહન ધ્વજ આદિક નાનાવિધ શરીરો ભગવત્સેવાર્થે સ્વીકારેલાં જણાવ્યા છે. અન્તર્ધાન સમયે શ્રીહરિને તેડવા માટે **શ્રીદામાદિક** પાર્ષદો અક્ષરધામ થકી આવ્યા હતા એમ સત્સંગિજીવનમાં લખ્યું છે. એમનોજ યોગ બીજા ધામોમાં પણ વર્ણવ્યો છે. આ દૃષ્ટિએ જોતાં શંકાને સ્થાન નથી.

**કોઈ જ્ઞાનલવદુર્વિદગ્ધતો** સંપ્રદાયશાસ્ત્રસિદ્ધ ગોલોકાંતર્વર્તિ **અક્ષરધામને** અને તેમાં વિરાજમાન પરબ્રહ્મ **શ્રીકૃષ્ણને** અને તેમના **પત્ની પાર્ષદોને** પણ નીચે ઉતારી પાડીને તેથી જુદા અક્ષરધામને ઠરાવીને તેમાં જુદાજ ભગવાન્ **શ્રીહરિને** ઠરાવીને બંડમતે માનેલા પોત પોતાના **ગુરુને** કલ્પિત **મૂળ અક્ષર** કે **મહામુકત** પદે મુખ્ય ઠરાવીને, બીજાઓને તો નીચે નંબરે ઠરાવીને તેમાં પણ **ઉચ્ચ નીચ** ભેદોને પ્રલપે છે. આ બધી વિમુખમાન્યતા સંપ્રદાયનાં શાસ્ત્રોથી સાવ વિરુદ્ધ હોવાથી ગ્રાહ્ય નથી.

કેટલાક **વિમુખસંસ્કારી** તો પર ધામમાં નિત્ય અને મુકતોમાં **સ્ત્રીપુરુષ** શરીરભેદ નથી એમ સ્વદોષથી પ્રલપે છે તેપણ યોગ્ય નથી. ઉપર સ્ત્રીરૂપથી નિરૂપેલાં **રાધા લક્ષ્મી** પત્નીઓ તથા તેમની **જયા લલિતા સુશીલા** આદિક સખીઓ અને **વિમલાદિ** પરિચારિકાઓનો યોગ શાસ્ત્રસિદ્ધ હોવાથી સ્વીકાર્યા વિના છૂટકો નથી. વળી વિરજાએ પહોંચેલા મુકતને અલંકૃત કરવા ભગવાને આજ્ઞા કરેલી, માલાદિ જેણીના હાથમાં છે એવી **અપસરા સ્ત્રીઓ** સામી આવે છે એમ પણ કૌષિતકીમાં 'तं पञ्चशतान्यप्सरसां प्रतिधावन्ति शतं मालाहस्ताः' ઇત્યાદિ શ્રુતિઓએ પ્રતિપાદ્યું છે. એમ મુકતોમાં **સ્ત્રીપુરુષ** ભેદ પ્રમાણપ્રતિપન્ન હોવાથી સ્વીકાર્યા વિના ચાલે તેમ નથી.

ઉપર પ્રમાણે **સ્ત્રીપુરુષરૂપ** ભેદ હોવા છતાં પણ પ્રાકૃતની પેઠે **કામવિકારનો** અવસર નથી, કારણ કે સર્વે મુકતો સુખસાગર ભગવાનના અનુભવૈકપર છે. આ બાબત સ-પ્ર ૩ અ. ૪૧ કે જે પર ધામના નિરૂપણ પર છે તેમાં શ્રીમુખેજ

'एकान्तिकानां मुक्तानां कोटिभिस्तत्परिश्रितम् । योषाभिः कृष्णभक्ताभिर्मुक्ताभिश्चापि कोटिशः। स्त्रियश्च पुरुषाश्चैते भवन्ति दिव्यमूर्तयः। अप्राकृतेन्द्रियप्राणा दिव्यालङ्कारवाससः। कृष्णादेव सुखेच्छास्ति तेषां तत्र न चान्यतः । सुखं समं हि सर्वेभ्यो ददाति स च सर्वदा । न कामवासना तेषां स्त्रीपुंसानां परस्परम्' આ રીતે કહી છે. **હ. વા. સુધાસિંધુમાં** તો 'विलोक्य मातरं स्वस्य स्वसारं वापि कन्यकाम् । सुरूपामपि नोदेति विक्रिया मनसि क्वचित् ॥ इयं मातेत्यादिबुद्धेर्दार्ढ्यात्तत्रान्यथा मतिः । यथा न जायते पुंसः कामुकस्यापि कर्हिचित् ॥ तथैव भगवद्भक्तसुन्दरीष्वपि सर्वदा । जगन्मात्रादिबुद्ध्यैव नोदियाद्विक्रिया क्वचित् ॥' (મધ્ય-૩) આ રીતે દૃષ્ટાંત સાથે વધુ સ્પષ્ટતા કરી છે. એમ કરીને **મુક્તોમાં સ્ત્રી પુરુષ રૂપભેદ અસંશય કરવા વિકારાભાવ પ્રતિ**પાદ્યો છે. પ્રાકૃતમાં એવો ભાવ હોવાથી મુક્તોને અપ્રાકૃતપણે નિરૂપે છે. આ બાબતમાં હવે કોઈને શંકાનું સ્થાન રહેતું નથી.

**કેટલાક આપડાહ્યા** તો મુક્તોમાં જ્ઞાનસુખાદિકમાં ન્યુનાધિકતાને માને છે તેપણ યુક્તિપ્રમાણથી વિરુદ્ધ છે. મુક્તોને **પરસ્પર** અને પરમાત્મા સાથે **સ્વરૂપ** ગુણ રૂપ અને **ભોગથી** સામ્યજ છે. પરમાત્માના જે અપહતપાપ્મત્વાદિ આઠ ગુણો છે તે મુક્તોને પણ આવિર્ભવતા હોવાથી **સ્વરૂપગુણથી** સામ્ય છે. 'स एकधा भवति' આ શ્રુતિમાં કહ્યા મુજબ મુક્તોને **દિવ્ય રૂપ** મળતું હોવાથી રૂપથી સામ્ય છે. सोऽश्नुते सर्वान् कामान् सह ब्रह्मणा' એમ **ભોગથીપણ** સામ્ય છે. એમ જ્યારે પરમાત્માની સાથે સામ્ય છે તો પછી મુક્તોમાં પરસ્પર ન્યૂનાધિકતા કહેવાયજ નહિ. વળી સર્વ કર્મબંધનોથકી મુક્તિ થવાપૂર્વક પરમપુરુષને પામેલા છે અને તેમનો અનુભવ એજ એક ભોગ જેમને છે એવા મુક્તોમાં તરતમભાવ હોવામાં કાંઇપણ કારણ નથી. જો કર્મનો એક દેશ બાકી રહે છે એમ માને તો પછી તેને મુક્તિજ ન કહેવાય, એ તો એક પ્રકારની ભુક્તિના ભેદ જેવુંજ કહેવાય. આ અર્થ 'सर्वकर्मविनिर्मुक्ते मुक्तिभेदः कथं भवेत् । कर्मैकदेशयोगे तु न मुक्तिर्भुक्तिभेदवत्' આ અભિયુક્તિમાં વ્યક્ત છે. એમ હોવાથીજ **સત્સંગિજીવનમાં**-'रूपं समृद्धिरैश्वर्यं स्थानं भोगाः सुखानि च । समान्येतानि सर्वेषां सच्चिदानन्दरूपिणाम् ॥ न्यूनत्वे चाधिकत्वे वा भोगादेस्तत्र सर्वथा । इच्छैवैकास्ति भोक्तृणां हेतर्नान्यस्तु कर्हिचित् ॥ यथा कश्चित्सुसमृद्धोऽपि स्वेच्छयैव नराधिपः । भोगान् भुङ्क्ते न भुङ्क्ते वा तथा तेऽपि निजेच्छया ॥' (પ્ર-૩ અ-૪૧) આ રીતે ન્યૂનાધિકતામાં કર્માદિ કોઇપણ કારણ નહિ હોવાથી જ્ઞાન સુખાદિ બધી બાબતમાં **સમતા** સમર્થન કરી છે. 'मत्सेवया प्रतीतं च सालोक्यादि चतुष्टयम्' ઇત્યાદિકમાં કહેલી જે સાલોક્યાદિક મુક્તિઓ તેતો અવાંતર હોઇને ગૌણ છે. મુખ્ય મુક્તિ તો સાયુજ્યરૂપ છે. એને જ સાધર્મ્ય કે સામ્ય કહે છે. એમાંજ સાલોક્યાદિકનો અંતર્ભાવ છે. સેવાગર્ભિતજ સાયુજ્ય મુખ્ય મોક્ષ છે. એકત્વ મુક્તિ કહે છે તેપણ સાયુજ્યરૂપ સમજવી.

કેમ કે સ્વરૂપથી ઐક્ય સંભવિત નથી. માટે ઐક્યાપત્તિરૂપ સાયુજ્યને કહેનારાનો મત આદરણીય નથી. ઉપર પ્રમાણે જ્ઞાનસુખાદિકમાં સામ્ય હોવાથી મુક્તોમાં જે કોઈ ખુણીયા જ્ઞાનીએ પોતાને સર્વોપરિ મુખ્ય મનાવાની બદદાનતથી **એકાંતિક પરમ એકાંતિક** આદિક ઉચ્ચ નીચ નંબરો ધામમાં ગોઠવ્યા છે તેનું આપોઆપ ખંડન થઈ જાય છે.

**કોઈ મુનિ તો** સ્વરૂપાવિર્ભાવને પામેલા મુક્તોને શરીરેન્દ્રિયાદિકના અભાવને માને છે, કેમતો 'न ह वै सशरीरस्य सतः प्रियाप्रिययोरपहतिरस्ति 'अशरीरं वाव सन्तं' એમ શરીરનો સંબંધ આવે તો જરૂરથી દુઃખ આવેજ. **બીજા મુનિ** શરીરેન્દ્રિય-ભાવને માને છે, કેમ તો 'स एकधा भवति त्रिधा भवति' આ શ્રુતિમાં એક મુક્ત આત્માને અનેકધા ભાવ વર્ણવ્યો છે. તો મુક્તને અશરીર કહેનારું જે વચન છે તે કર્મનિમિત્ત શરીરના અભાવપર સમજવું. આ બન્ને પક્ષ સપ્રમાણ હોવાથી **વ્યાસમુનિ** સશરીર અને અશરીર એમ બન્ને બાબતને માને છે. મુક્તોની ઇચ્છા ઉપર છે. **ભાષ્યકારે** પણ આ મતજ સ્વીકાર્યો છે. **રહસ્યાર્થ** એ છે કે–યદ્યપિ મુક્તોને જ્ઞાન ક્રિયા માટે શરીર ઈન્દ્રિયોની અપેક્ષા નથી, પરંતુ સેવાનેજ મુક્તિ માનેલી હોવાથી વસંતોત્સવમાં જેમ વેષ ધારવામાં આવે છે તેમ ભગવદભિમત કૈંકર્યરૂપ સેવાભોગ માટે શરીરની અપેક્ષા છે. શરીર વિના સેવા સંભવિત નથી. આ શરીર અપ્રાકૃત હોવાથી દુઃખાદિકમાં હેતુ ન થાય. મુક્તિમાં વિરોધિ ન થતાં સહકારી થાય છે. કર્મકૃત પ્રાકૃત હોય તો શંકાને સ્થાન આવે. તો આ રીતે **શરીરસદ્ભાવ** સપ્રમાણ સમુપયોગી છે.

**કોઈ તત્ત્વજ્ઞાનવિધુરો** તો મુક્તાત્માનોજ દેહાકારથી પરિણામને માને છે તે સર્વથા યોગ્ય નથી. કેમકે શ્રુતિ સ્મૃતિઓએ આત્માનું સ્વાભાવિક સ્વરૂપ **અણુપરિમાણ** સુસિદ્ધ કર્યું છે. સ્વાભાવિક આકારે રહેવું એનેજ **મુક્તિ કહે** છે. એમાં તો **અણુત્વજ** સંભવિત છે. **નિર્વિકાર નિરવયવ અચ્છેદ્ય અણુ** આત્માનોજ દેહાદિરૂપે પરિણામ થાય તો તેના ખંડિતત્વનો, કરચરણાદિસંઘાતત્વનો અને સવિકારત્વનો પ્રસંગ આવે. મુક્તાત્માને દેહ સાથે **ઈન્દ્રિયો પ્રાણ વસ્ત્ર વિભૂષણા**દિકનો યોગ પણ વર્ણવ્યો છે તો તે તે રૂપે પણ પરિણામ નિર્વાહમાટે માનવો પડે. આ સઘળું નિત્ય અખંડ ચેતન અણુ આત્મસ્વરૂપમાં શી રીતે સંભવે ? પરમાત્માની ઇચ્છાથી એવો આત્મામાં પરિણામ થાય છે એમ પણ શી રીતે કહેવાય ? ત્યારે તો ચેતન છે તે અપરિણામી અને અચેતન છે તે પરિણામી છે એવો સ્વાભાવનિયમતો પરમાત્માએજ કરેલો છે તે પણ વ્યવસ્થિત રહે નહિ. જડ હોય તે ચેતન થઈ જાય અને ચેતન હોય તે જડ થઈ જાય. કશી તત્ત્વવ્યવસ્થાજ ન રહે. 'अथ नामधेयं सत्यस्य सत्यं प्राणा वै सत्यं' આ શ્રુતિના વ્યાખ્યાનમાં **ગોપાળાનંદસ્વામીએ** 'प्राणाः–जीवाः सत्यं–स्वरूप-तोऽविकारित्वात्' એમ જીવને અવિકારિત્વથી **સત્ય**શબ્દવાચ્ય કહ્યો છે તે પણ ઘટે

નહિ. સ્વરૂપમાં વિકાર થતો હોવાથી અચેતનને **અનૃત** અને સ્વરૂપમાં વિકારનો અભાવ હોવાથી જીવને **સત્ય** શબ્દથી કહે છે.

પરમાત્માના ધ્યાનબળથી એવો વિપર્યય થાય છે એમ પણ કહેવાય નહિ. ત્યારે તો આત્માજ પરમાત્મા થઈ જાય. તે તો સંપ્રદાય સિદ્ધાંતે અભિમત નથી. વચનામૃત–કા ૧ માં કીટભમરીનું દૃષ્ટાંત આપ્યું છે તેનો પણ એવો અર્થ નથી. કીડો ભમરીના ધ્યાન બળથી ભમરી થાય છે, એટલે કીટનું રૂપ બદલાઈને ભમરીનું રૂપ આવે છે. કીટશરીરમાં રહેલો ક્ષેત્રજ્ઞ આત્મા કંઈ પરિણામ પામીને ભમરીરૂપ થઈ જતો નથી. એમનો એમજ **અચ્યુત** રહે છે. તેમજ મુકતોને પ્રાકૃત વપુનો ત્યાગ થઈને બીજુ દિવ્ય વપુ આવે છે. ક્ષેત્રજ્ઞ અણુ આત્માતો એનો એજ એકરૂપજ રહે છે. દૃષ્ટાંતનો અવળો અર્થ સમજીને સિદ્ધાંતમાં પણ અવળો અર્થ લેવામાં દુરંત દોષો દુર્વાર્ય આવે છે. તે તરફ લક્ષ નહિ આપવાથી એવું જડજલ્પન ચાલ્યું છે.

ઉપાધિમય **બદ્ધ દશામાં** જેમાં વૃદ્ધિ વિગેરે વિકાર થઈ શકયો નથી, તો પછી નિરુપાધ **મુકિત દશામાં** એવો વિકાર માનવામાં આવે તો પછી દેહાત્મવાદી **ચાર્વાક** અને દેહપરિમાણ આત્મવાદી **જૈનાદિક**ના મતથકી પણ આ માન્યતાની અતિ અધોગતિ કેમ ન કહેવાય ? અને નિત્ય અચ્યુત અવિકારી અવિનાશી આત્માનો પ્રાકારાંતરે **નાશ** કે **વિકાર** સ્વીકાર્યો કેમ ન કહેવાય ? અને ચાર્વાકાદિકના મંતવ્યમાં અનેક દૂષણો આપણે આપીએ છીએ તે કેમ અપાશે ? અને એ સઘળાં દૂષણો બીજા આપણને કેમ નહિ અડાવે ? જો વિના વિચારે એમજ આગ્રહથી માનવામાં આવે તો પછી સંસારદશામાં પણ જીવાત્માજ જુદા જુદા દેહાદિરૂપે પરિણમે છે. એમ માનવામાં વાંધો શો ? દેહાદિકના નિર્વાહમાટે જે એક જડ દ્રવ્ય પ્રકૃતિ માનવું પડે છે તેની પણ જરૂર રહેશે નહિ. એક તરફથી આત્માને સ્વતઃ નિત્ય નિરંશ નિર્વિકારી અચ્યુત અખંડ અવિનાશી કહેવો અને બીજી તરફથી તેનોજ હસ્તપાદાદિ વિવિધ અવયવવાળા અને ઇન્દ્રિય પ્રાણ આદિકની ગોઠવણીવાળા દેહાદિરૂપ વૃદ્ધયાદિ વિકાર કહેવો **એતો સર્વ દાર્શનિકોમાં હાસ્યાસ્પદ બનવા જેવું મહામૌર્ખ્ય છે.** આવું તો કોઈનું દર્શન નથી. આ તો કોઈ અનિર્વચનીય નવીનજ કહેવાય.

વળી 'અણુપરિમાણ નિત્ય અચ્યુત અચ્છેદ્ય ચેતન આત્મસ્વરૂપજ મુકિતદશામાં હસ્તપાદાદિ અવયવવાળા દેહાદિરૂપે થાય છે' એવો અર્થ થાય એવું કોઈ વચન હોય તો તેમ જરૂરથી માનવું પડે. પરંતુ તેવું ભ્રમિત વચન પણ કોઈ માન્ય ગ્રંથમાં નથી. ઉલટું મુકતાત્મા થકી જુદોજ દેહ જુદાજ દ્રવ્યમાંથી બંધાય છે એવાં અનેક વચનો વ્યકતાર્થવાળાં માન્ય ગ્રંથોમાં છે. જેના ગ્રંથો અધ્યાત્મશાસ્ત્ર તરીકે અને જેણે ઉપદેશેલું સાકારત્વ સંપ્રદાય મતે શ્રીહરિએ સ્વીકાર્યું છે એવા **શ્રીરામાનુજાચાર્યે** મુકતોને દેહ ઇન્દ્રિયો છે કે નહિ ? એવો સંશય કરીને, 'દેહ ઇન્દ્રિયો છે' એવો સિદ્ધાંત કર્યો છે.

'भावं जैमिनिर्विकल्पामननात्' આ સૂત્રના ભાષ્યમાં–'मुक्तस्य शरीरेन्द्रियभावं जैमिनिराचार्यो मन्यते। कुतः? विकल्पामननात्–विविधः कल्पो विकल्पः, वैविध्यमित्यर्थः 'स एकधा भवति त्रिधा भवति' इत्यादिश्रुतेः। आत्मन एकस्यानेकधाभावासम्भवात् त्रिधाभावादयः शरीरनिबन्धना इत्यवगम्यते।' **વેદાંતદીપમાં**–'स एकधा भवति' इत्यादिना मुक्तस्य हि विविधकल्पनमाम्नायते। आत्मन एकरूपस्याच्छेद्यस्य वैविध्यासम्भवात् शरीरद्वारेणैव हि विज्ञायते वैविध्यम्" આવાં વાકયો લખ્યાં છે. તાત્પર્ય એ છે કે–'स एकधा भवति' ઇત્યાદિ શ્રુતિમાં આત્માને વિવિધ રૂપે થવાનું કહે છે તે **એકરૂપ અચ્છેદ્ય અણુપરિમાણ** હોવાથી તેમાં સંભવતું નથી. માટે બહુધા થવાનું કહે છે તેતો **શરીરદ્વારાજ** સંભવી શકે. આત્માને અનેક દેહાદિરૂપે નહિ થવામાં ખરું કારણ તો આત્માની **એકરૂપતા** અને **અચ્છેદ્યતાને** કહે છે. જો આત્માજ દેહાદિ બહુરૂપે થાય છે એમ માનો તો આત્માની એકરૂપતા અને અચ્છેદ્યતા ન રહેતાં અનેકરૂપતા અને છેદ્યતા આવે. એમ આવતી શંકાનું સમાધાન કરીને આત્માજ દેહાદિરૂપે નહિ પણ તેને અન્યજ શરીર અપ્રાકૃત મળે છે. અહમર્થ શરીરી આત્માથકી અન્યજ શરીર હોવાથી તે વચ્ચે **શરીરશરીરિભાવ** સ્પષ્ટ સાબીત થાય છે.

ગુરુપરંપરાપ્રાપ્ત આ અર્થ સંપ્રદાયના પ્રબન્ધોમાં અનુસ્યૂત છે–પ્ર. ૧ 'દેહને મૂકીને ધામમાં જાય છે ત્યારે તે કેવા દેહને પામે છે? એવો પ્રશ્ન થતાં, શ્રીહરિએ 'ભગવાનની ઇચ્છાએ કરીને બ્રહ્મમય દેહને પામે છે' એવો ઉત્તર કર્યો છે. આ પ્રશ્નોત્તરનો વિમર્શ કરતાં 'મુકતાત્માજ દેહરૂપે થઈ જાય છે' એવો અર્થ નહિ નીકળતાં તેને અન્યજ **બ્રહ્મમય શરીર** મળે છે એવો અર્થ નીકળે છે. 'દેહને પામે છે' આ વાકયથીજ પામનારો **આત્મા** અને પ્રાપ્તવ્ય **દેહ** બન્ને પૃથક્ સાબીત થાય છે. પ્ર. ૭૭ 'તે સર્વે દેહને મુકીને ભગવાનના ધામમાં ચૈતન્યનીજ મૂર્તિ થઈને ભગવાનના હજુરમાં રહે છે' **'ચૈતન્યનીજ મૂર્તિ'** શબ્દનો શુદ્ધ અર્થ હ. વા. સુધાસિંધુની ટીકામાં–'ब्रह्ममयशरीरः सन्' એવો કર્યો છે. જો ચૈતન્ય સ્વરૂપનોજ શરીરપણે થવારૂપ પરિણામ અર્થ અભિમત હોત તો આવું વ્યાખ્યાન કરતજ નહિ. ત્યારે તો 'બ્રહ્મશરીરં સત્' એવું વ્યાખ્યાન કર્યું હોત. આ જોતાં આત્માથકી શરીરની ભિન્નતા સ્વયં સાબીત થાય છે. પ્ર. ૬૪ અને 'બ્રહ્મભાવને પામ્યો જે પોતાનો આત્મા તેણે કરીને...ભગવાનની સેવાને વિષે વર્તે છે' આનો અર્થ પણ ટીકામાં 'ब्राह्मा तन्वा' એમ **આત્મા**શબ્દનો 'તનુ' એવો કરીને મુકતાત્મા થકી પૃથક્ તનુનો યોગ જણાવ્યો છે. મ. ૬૬ 'માયિક ત્રણ દેહનો સંબન્ધ છુટી જાય છે, પછી એ જીવ કેવળ ચૈતન્ય સત્તામાત્ર રહે છે. પછી એ જીવને ભૂમિ આદિક જે આઠ પ્રકારની પ્રકૃતિ તે થકી જુદી જે **ચૈતન્ય પ્રકૃતિ** તેનો ભગવાનની ઇચ્છાએ કરીને દેહ બંધાય છે ને તેણે યુકત થકો ભગવાનના ધામમાં રહે છે' આનો અનુવાદ હ. વા. સુધાસિંધુમાં–'कृष्णेच्छयाऽथ दिव्योऽस्य

पराप्रकृतितो मुने । आविर्भवति देहो वै तेन संयुज्यते च सः' આ રીતે છે. 'परा प्रकृतिः' એનો અર્થ 'अक्षरब्रह्मात्मकपराप्रकृति' એવો અને 'देहः' એનો 'ब्रह्ममय-तनुः' એવો અને 'संयुज्यते' એનો 'तदभिमानयुक्तो भवति' એવો અર્થ કર્યો છે. આમાં અભિમાની અહમર્થ આત્મા અને અભિમંતવ્ય (દેહ) ભાવ કહેલો હોવાથી દેહાત્માનો ભેદ ફલિત થાય છે. જો આત્મસ્વરૂપનોજ દેહાદિરૂપે પરિણામ થઈ જાય તો **કોણ અભિમાની અને કોણ અભિમંતવ્ય** એ કાંઈ કહેવાય નહિ. જો જુદો દેહ માનીએ તો એનો અભિમાની અહમર્થ આત્મા કહી શકાય. '**ચૈતન્યમય-પ્રકૃતિ**' શબ્દનો અર્થ પણ સ્વયં જીવાત્મા નહિ પણ તેથી જુદી પરાપ્રકૃતિ કહી છે. **પરાપ્રકૃતિ** શબ્દથી પણ જીવરૂપ પ્રકૃતિ નહિ પણ '**અક્ષરબ્રહ્માત્મક**' કહી છે. એમાંથી મુક્તોના દેહો બંધાય છે એમ પણ કહ્યું છે. 'જીવાત્માજ પોતે દેહ-રૂપ થાય છે' એવી વચનવ્યક્તિ નથી. એવો અર્થ કોઈ કરી શકે નહિ એ માટેજ શબ્દોનું સંગત વ્યાખ્યાન કર્યું છે. આનો પરાણે પણ અવળો અર્થ થઈ શકે તેમ નથી. આથી બદ્ધદશામાંજ જેમ એમ મુક્તદશામાં પણ **દેહદેહિભાવ** સુસિદ્ધ થાય છે. સા૦ ૧૩ 'પછી દેહને મુકીને જુદો થાય છે ત્યારે એ ભક્તને ભાગવતી તનુ આપે છે ને તે દેહે કરીને એ ભગવાનના ધામને વિષે રહે છે' '**તનુ આપે છે, તે દેહે કરીને રહે** છે' આ શબ્દનો વિમર્શ કરતાં **દેહદેહિભાવ** સ્પષ્ટ જણાય છે. લોયા ૧૫ 'પ્રકાશમય એવો દિવ્ય દેહ બંધાય છે, પછી તે એમ જાણે છે જે આ હું છું ને આ પુરુષ છે' આથી અહમર્થ જ્ઞાતા મુક્તાત્મા અને દિવ્ય દેહ વચ્ચે **દેહદેહિભાવ** નિશ્ચિત થાય છે. જો આત્માજ દેહરૂપે થઈ જતો હોય તો **અહ-મર્થનોજ નાશ થઈ ગયો** કહેવાય. એટલે 'આ હું છું' એવું અભિમાન ધરાવનાર જ્ઞાતા આત્માજ કોઈ રહ્યો નહિ, દેહ તો હસ્તપાદાદિ વિવિધ અવયવસંઘાતરૂપ છે તેમાં અભિમાની જ્ઞાતા આત્મા અહમર્થ કેને કહેવો એ પણ બહુ વિચારવા જેવું છે. એમ આત્માને દેહરૂપ થવાનું કહેવામાં અનેક દોષો આવે છે. મધ્ય ૬૭ 'તે ભક્ત જ્યારે દેહ મુકીને ભગવાનના ધામમાં જાય છે ત્યારે રૂપ સામર્થી તે ભક્તની પણ તેવીજ થાય છે' આથી જેમ ભગવાનમાં દેહદેહિભાવ સુસિદ્ધ છે તેમ મુક્તાત્મામાં પણ સુસિદ્ધ થાય છે. અં૦ ૨૨ 'અને ભજનનો કરનારો જે જીવાત્મા તે પુરુષ પણ નથી ને સ્ત્રી પણ નથી એતો સત્તામાત્ર ચૈતન્ય છે. તે દેહને મુકીને ધામમાં જાય છે ત્યારે જેવી ભગવાનની મરજી હોય તેવો તેનો **આકાર** બંધાય છે' **(આથી પણ મુક્તાત્માને પૃથક્ આકારનો યોગ કહ્યો)** અંત્ય ૩૮ 'તથા તે ભગવાનના પાર્ષદ જે મુક્ત તેમના જે આકાર છે તે સર્વે સત્ય છે ને દિવ્ય છે ને અતિશે પ્રકાશે યુક્ત છે. પુરુષના જેવો દ્વિભુજ છે' (**આથી પણ પાર્ષદોને આકારનો યોગ** પૃથક્ કહ્યો) આ રીતે આ ગ્રન્થમાં દેહદેહિભાવને સાબીત કરે એવાં અનેક વાક્યો સ્પષ્ટાર્થ છે. હ.-વા-સુધાસિંધુની ટીકામાં-'ब्राह्मीं

संविशते तनुं' 'गुणापाये ब्रह्मशरीरमेति' આ શ્રુતિસ્મૃતિને મુક્તોના દેહયોગ માટે પ્રમાણ તરીકે લીધી છે. આમાં **'તનુમાં પ્રવેશે છે** અને **શરીરને પામે છે'** આટલાજ પદનો વિચાર કરવામાં આવે તો મુક્તાત્માને પૃથક્જ તનુનો યોગ નિશ્ચિત થાય છે.

**સત્સંગિજીવનમાં**–'दिव्यां तनुं ब्रह्मरूपां प्राप्य' 'हित्वैमं भौतिकं देहं दिव्यदेहेन सर्वथा' 'अप्राकृतशरीरा ये मुक्तास्ते तु निजेच्छया। आविर्भवन्ति' 'त्यक्त्वा भौतिकानिह देहान् लब्ध्वा दिव्यतनूः' 'दिव्यं भागवताभिधम्। देहं स लब्ध्वा' ઇત્યાદિકને વિષે મુક્તને દિવ્ય દેહયોગમાત્રને પ્રતિપાદે છે. પરંતુ સ્વરૂપનોજ દેહભાવ નહિ. સંપ્રદાયના મુખ્ય કોઈ પણ ગ્રંથમાં 'મુક્તાત્માજ દેહરૂપે થાય છે' એવું વર્ણનજ નથી. માટે 'स एकधा भवति' આ શ્રુતિમાં કહેલું જે મુક્તને બહુરૂપે થવાપણું તે નાના દેહયોગરૂપજ યુક્તિયુક્ત છે. જ્યારે **પરમાત્મા** અને તેમની **પત્નીયોમાં** દેહદેહિભાવ છે તો પછી **મુક્તોમાં** હોય એમાં કહેવુંજ શું ? ઉપર પ્રમાણે દિવ્યાકારવિશિષ્ટ, સ્ત્રીપુરુષ રૂપથી રહેલા, વસ્ત્રવિભૂષણ વિભૂષિત, અનાદિ અને સાદિ અસંખ્ય પરિજનોનો યોગ પરમાત્મા સાથે વર્ણવ્યો છે. આ રીતે પરરૂપ અને તેની સાથે સંબંધ ધરાવનારા વસ્ત્ર વિભૂષણ આયુધ લક્ષ્મી રાધા મુક્તો વિગેરેનું વર્ણન છે.

## પરમાત્માના રૂપની પંચપ્રકારતા—

યદ્યપિ 'एकोऽहं' એમાં કહ્યા મુજબ પરંબ્રહ્મ અહમર્થ આત્માસ્વરૂપથી તો **એકજ** છે. એમાં અનેકધા અવસ્થિતિ અસંભવિત છે, પરંતુ દિવ્ય રૂપમાં **પાંચ પ્રકારતા** સંભવે છે. 'अनन्तमूर्तये' એમ અનંતમૂર્તિતા કહી છે તેનો આ પાંચમાંજ સમાવેશ સમજવો. 'मम प्रकाराः पञ्चेति प्राहुर्वेदान्तपारगाः। परो व्यूहश्च विभवो नियन्ता सर्वदेहिनाम्। अर्चावतारश्च तथा दयालुः पुरुषाकृतिः।' (વિ. સં.) એ રીતે **પર વ્યૂહ વિભવ** (અવતાર) **અન્તર્યામિ** અને **અર્ચા** એમ પંચપ્રકારતા કહી છે. આ ભેદો સ્વરૂપમાં નહિ પણ રૂપમાં છે એ અર્થ 'पुरुषाकृतिः' આ પદથી જણાવ્યો છે. પાંચ પ્રકારે સ્થિતિનું પ્રયોજન તો લોકો ઉપર **દયાભાવ** છે એ અર્થ 'दयालुः' પદથી જણાવ્યો છે.

આ અર્થ શ્રુતિસ્મૃતિસિદ્ધ છે–'अम्भस्य पारे भुवनस्य मध्ये नाकस्य पृष्ठे महतो महीयान्। शुक्रेण ज्योतींषि समनुप्रविष्टः प्रजापतिश्चरति गर्भे अन्तः' (તૈ. ના.) આ શ્રુતિમાં પાંચ પ્રકારો સૂચવ્યા છે. 'अम्भस्य पारे' આથી ત્રિલોકીને ઉપસંહરીને પ્રલયપયોધિમાં પોઢેલા પદ્મનાભ **વ્યૂહનો,** 'भुवनस्य मध्ये' આથી સૂર્યમંડળમધ્યવર્તિ વિષ્ણુ નામના **વિભવનો,** 'नाकस्य पृष्ठे' આથી **નાક** શબ્દવાચ્ય પર ધામમાં વિરાજમાન **પર રૂપનો,** 'शुक्रेण ज्योतींषि समनुप्रविष्टः' આથી **શુક્ર** શબ્દવાચ્ય અત્યુજ્જવળ દિવ્ય રૂપથી **જ્યોતિ:** શબ્દવાચ્ય સુવર્ણાદિધાતુમય મૂર્તિમાં રહેલા

**અર્ચાવતાર** અને 'प्रजापतिश्चरति गर्भे अन्तः' આથી **અંતર્યામીનો** વ્યપદેશ કર્યો છે. 'यमन्तः समुद्रे कवयो वदन्ति' 'उद्धृतासि वराहेण कृष्णेन शतबाहुना' 'वृक्ष इव स्तब्धो दिवि तिष्ठत्येकस्तेनेदं पूर्णं पुरुषेण सर्वं' ઇત્યાદિ શ્રુતિમાં પણ **પર વ્યૂહ અવતારા**દિકનો નિર્દેશ કર્યો છે. આ પાંચેય પ્રકારો વા. મા.માં વિસ્પષ્ટ છે–'असावहमिह ब्रह्मन्नस्मिन्नक्षरधामनि। राधालक्ष्मीयतो नित्यं वसामि' આથી **પર રૂપનો,** 'कुर्वेऽनिरुद्धप्रद्युम्न सङ्कर्षणसमाह्वयैः। स्वरूपैर्नैकब्रह्माण्डसर्गस्थित्यप्ययानहम्' આથી **વ્યૂહનો,** 'यदा यदा च वेदोक्तो धर्मो नाशिष्यतेऽसुरैः। प्रादुर्भावो भविष्यो मे तद्रक्षार्थै तदा तदा' ઇત્યાદિકથી **વિભવનો,** 'वासुदेवस्वरूपोऽहं सर्वकर्मफलप्रदः। अन्तर्यामितया वर्ते स्वतन्त्रः सर्वदेहिनाम्' આથી **અંતર્યામીનો** અને 'कृष्णस्य सा तु कर्तव्या द्विभुजा वा चतुर्भुजा' ઇત્યાદિકથી **અર્ચાવતારનું** નિરૂપણ કર્યું છે.

આ રૂપના પ્રકારભેદો સંપ્રદાયના પ્રબન્ધોમાં તેતે સ્થળે વર્ણવ્યા છે-'योऽन्तर्यामितया स्थितः' આથી **અંતર્યામિનો,** 'स श्रीकृष्णः परंब्रह्म...सर्वाविर्भावकारणम्' આથી **પર વ્યૂહ** અને **અવતારનો** અને 'ध्येयास्तत्प्रतिमाऽपि च' (શિક્ષાપત્રી) આથી **અર્ચાવતારનો** નિર્દેશ કર્યો છે. સત્સંગિજીવનમાં–'नराकृतिः परंब्रह्म स्थितो योऽक्षरधामनि। वासुदेवादयो यस्माद्व्यूहाः प्रादुर्भवन्ति च। यः कोडाद्यवताराणां धर्ता' આથી **પર વ્યૂહ વિભવનો,** 'अन्तर्यामी सर्वशक्तिसेवितः' આથી **અન્તર્યામિનો** અને 'प्रतिमां वा यथादृष्टां ध्यायेद्भगवतोऽन्वहम्' આથી **અર્ચાનો** વ્યપદેશ કર્યો છે. વચનામૃતમાં–પ્ર. ૧૩ 'જીવજીવ પ્રત્યે **અંતર્યામિરૂપે** રહ્યા છે' પ્ર. ૫૨ 'એક જે પુરુષોત્તમ નારાયણ છે તેજ વાસુદેવ સંકર્ષણ અનિરુદ્ધ પ્રદ્યુમ્ન એ **ચતુર્વ્યૂહ**-રૂપે થાય છે ને પૃથ્વીને વિષે **અવતાર**નું ધારણ કરે છે' પ્ર. ૬૮ 'અને ભગવાને તો શ્રીમુખે એમ કહ્યું છે જે મારી અષ્ટ પ્રકારની જે **પ્રતિમા** તેને વિષે હું અખંડ નિવાસ કરીને રહું છું' અંત્ય ૩૧ 'તેજોમય જે ભગવાનનું ધામ તેને વિષે જે પુરુષોતમ ભગવાનની આકૃત્તિ રહી છે ને તે આકૃતિમાંથી એ પોતે ભગવાન્ **અવતાર** ધારે છે' આ રીતે અક્ષરધામસ્થ દિવ્ય પરરૂપ, વ્યૂહ, અવતાર, અન્તર્યામી અને અર્ચાવતારનો નિર્દેશ કર્યો છે. આવાં વચનો અનેક છે. આ રીતે પરમાત્માના રૂપની પાંચ પ્રકારે સ્થિતિ વેદાદિ શાસ્ત્રોમાં વર્ણવેલી છે.

**પર—**

અપ્રાકૃત અક્ષર પરમાકાશમાં વિરાજમાન, વસ્ત્રવિભૂષણ આયુધો વડે આભૂષિત, રાધાલક્ષ્મી જુષ્ટ, નિત્યસૂરિસેવિત, અવાતારમૂળ, અર્ચિર્માર્ગવડે મુક્તપ્રાપ્ય જે દિવ્ય રૂપ છે તેને **પર** કહે છે. એનું નિરૂપણ પ્રથમ સપ્રમાણ સવિસ્તર આવી ગયું છે.

**વ્યૂહ—**

જેમાં જ્ઞાનાદિ છએ ગુણોનો પ્રકાશ નિત્ય વર્તે છે તેને **પર રૂપ** અને છ ગુણો હોવા છતાં પણ જે જે રૂપમાં બે બે ગુણોનો પ્રકાશ હોય તેને **વ્યૂહ** કહે છે. જેમકે

સંકર્ષણમાં **જ્ઞાન બળનો,** પ્રદ્યુમ્નમાં **ઐશ્વર્ય વીર્યનો** અને અનિરુદ્ધમાં **શક્તિ તેજનો** પ્રકાશ છે. બીજા ચારનો અપ્રકાશ છે. વાસુદેવ વ્યૂહમાં તો છએ ગુણો પ્રકાશે છે. જ્યારે મનુષ્યાદિકને સજાતીય હોવાથી શંકાનો સંભવ છે એવા અવતારોમાં પણ ષાડ્ગુણ્ય વર્તે છે તો વ્યૂહોમાં હોય એમાં કહેવું જ શું ? હોયજ. જ. આ અર્થ 'निगूहनं चतुष्काणां द्वन्द्वानां च प्रकाशनम्' આમાં વ્યક્ત છે. 'तत्र ज्ञानबलद्वन्द्वात्' (વિશ્વ-સં.) ઇત્યાદિ વચનથી ગુણભેદને લીધે **કાર્યભેદ** પણ જણાવ્યો છે. જેમકે સંકર્ષણનું કાર્ય **શાસ્ત્રપ્રવર્તન** તથા **સંહાર** છે, પદ્યુમ્નનું કાર્ય **ધર્મ-પ્રવર્તન** તથા **સૃષ્ટિ** છે, અનિરુદ્ધનું કાર્ય **તત્ત્વજ્ઞાનપ્રદાન** તથા **રક્ષણ** છે. **વાસુદેવ સંકર્ષણ પ્રદ્યુમ્ન અનિરુદ્ધ** એમ વાસુદેવ સાથે ચતુર્વ્યૂહ કહે છે. આમાં આદિ-વ્યૂહ વાસુદેવનું ષાડ્ગુણ્યપણે અનુસંધાન કરવાનું હોવાથી તેમનો પર રૂપ સાથે અભેદ કહેવાની ઇચ્છાથી કોઈ સ્થળે 'त्रिव्यूहो देवः' એમ ત્રિવ્યૂહને પણ કહે છે. એમ કહેવામાં પણ કશો વિરોધ આવતો નથી. તેમાં સંકર્ષણ **સુવર્ણવર્ણ** છે, પ્રદ્યુમ્ન **ઈન્દ્રનીલમણિવર્ણ** છે, અનિરુદ્ધ **મેઘવર્ણ** છે, એમ વર્ણભેદ પણ વર્ણવ્યો છે. 'तदेकान्तवपुर्धरः' (વિશ્વ-સં.) એવું વ્યૂહોને વિશેષણ આપેલું હોવાથી તેઓ અસાધારણ અપ્રાકૃત વપુવાળા છે એમ પણ સાબીત થાય છે.

'व्यूह्यात्मानं चतुर्धा च वासुदेवादिमूर्तिभिः। सृष्ट्यादीन् प्रकरोत्येष विश्रुतात्मा जनार्दनः' (વિ-પુ.) એમ ચતુર્વ્યૂહ એકજ પરમાત્માની સૃષ્ટિ સ્થિતિ લય મોક્ષની નિર્વાહકતા નિરૂપી છે. વિષ્ણુનામસહસ્રમાં 'चतुरात्मा चतुर्व्यूहः' આ બે નામથી એકજ પરમાત્માની **ચાર રૂપતા** વાસુદેવાદિ ભેદથી કહી છે. વિશેષ અર્થ તેના ભાષ્ય થકી જાણવો. ભાગવતમાં 'वासुदेवः सङ्कर्षणः प्रद्युम्नः पुरुषः स्वयम्। अनिरुद्ध इति ब्रह्मन् मूर्तिव्यूहोऽभिधीयते ॥ स विश्वस्तैजसः प्राज्ञस्तुरीय इति वृत्तिभिः। अर्थेन्द्रियाशयज्ञानैर्भगवान् परिभाव्यते ॥ अङ्गोपाङ्गायुधाकल्पैर्भगवान् तच्चतुष्टयम्। बिभर्ति स चतुर्मूर्तिर्भगवान् हरिरीश्वरः ॥' એમ વ્યૂહોનું પરમાત્માથકી **અનન્યપણું** (જુદાઈ નહી) અને ક્ષેત્રજ્ઞોની જે **જાગ્રત સ્વપ્ન સુષુપ્તિ** અને **મુક્તિ** આ ચાર અવસ્થાના નિર્વાહક હોવાથી તે દ્વારા **વિશ્વ તેજસ પ્રાજ્ઞ** અને **તુરીય** આ જીવનાં ચાર નામોને ભજવાપણું કહ્યું છે. જાગ્રતાદિ ત્રણ અવસ્થાને વશ વર્તનારા જીવોએ તેતે અવસ્થાની નિવૃત્તિ માટે આ ચાર વ્યૂહમૂર્તિઓ ઉપાસ્યપણે કહી છે. આ અર્થ 'जाग्रत्स्वप्नाद्यलसतुरीयप्रायव्यातृक्रमवदुपास्यः। स्वामिंस्तत्तत्सपरिबर्हश्चातुर्व्यूहं वहसि चतुर्धा ॥' આ અભિયુક્તિમાં સ્પષ્ટ છે.

માર્કંડેય પુરાણાદિકમાં તથા સત્સંગિજીવનમાં સંકર્ષણાદિકની **સગુણતા** અને વાસુદેવની **નિર્ગુણતા** કહી છે તે તો અનંત બ્રહ્માંડના સૃષ્ટ્યાદિકમાં અધિકૃત એવા જે સત્ત્વાદિક ગુણો તેના અધિષ્ઠાનને અને મુક્તિના અભિમાનને લીધે છે એમ

સમજવું. 'प्रधानक्षेत्रज्ञपतिर्गुणेशः' 'संसारबन्धस्थितिमोक्षहेतुः' એમ શ્રુતિએ ગુણાધિષ્ઠાન અને સંસાર અને મુક્તિનું પ્રવર્તકપણું ભગવાનનું જ કહેલું છે. તો આ ઉપરથી સંકર્ષણાદિકનો ક્ષેત્રજ્ઞ કોટિમાં અંતર્ભાવની શંકા કરવી નહિ. પરમાત્માનાં જ એ અભિન્ન રૂપો છે. 'वासुदेवात्सङ्कर्षणो नाम जीवो जायते सङ्कर्षणात्प्रद्युम्नसंज्ञं मनो जायते प्रद्युम्नादनिरुद्धसंज्ञकोऽहङ्कारो जायते' આમાં પણ જીવાદિકના અભિમાની સંકર્ષણાદિકને કહેવા ઇચ્છયા છે. પણ પ્રાકૃતની પેઠે એમની ઉત્પત્તિ નથી. 'विज्ञानादिभावे वा तदप्रतिषेधः' આ બ્રહ્મસૂત્રના ભાષ્યમાં સંકર્ષણાદિકની પરબ્રહ્મસ્વરૂપથકી **અનન્યતા** ભાષ્યકારે સમર્થન કરી છે.

પાદ્મસંહિતામાં **વ્યૂહોનો** આવિર્ભાવ ક્રમ આ રીતે કહ્યો છે–પરવાસુદેવથકી વ્યૂહ વાસુદેવ, વ્યૂહ વાસુદેવથકી સંકર્ષણ, સંકર્ષણથકી પ્રદ્યુમ્ન અને પ્રદ્યુમ્નથકી અનિરુદ્ધ એમ ચાર વ્યૂહોનો આવિર્ભાવ છે. ચોવીસ વ્યૂહો કહેવાય છે. એમનો આવિર્ભાવ ક્રમ આ રીતે છે–પ્રથમવ્યૂહ વાસુદેવ થકી અપર વાસુદેવ (૧) વાસુદેવ થકી પુરુષોત્તમ (૨) પુરુષોત્તમ થકી જનાર્દન (૩) એમ ત્રણ. પ્રથમ સંકર્ષણ થકી અપર સંકર્ષણ (૧) સંકર્ષણ થકી અધોક્ષજ (૨) અધોક્ષજ થકી ઉપેન્દ્ર (૩) એમ ત્રણ. પ્રથમ પ્રદ્યુમ્નથકી અપર પ્રદ્યુમ્ન (૧) તે થકી નૃસિંહ (૨) નૃસિંહ થકી હરિ (૩) એમ ત્રણ. પ્રથમ અનિરુદ્ધ થકી અપર અનિરુદ્ધ (૧) અનિરુદ્ધ થકી અચ્યુત (૨) અચ્યુત થકી કૃષ્ણ (૩) એમ ત્રણ. આ રીતે બાર વાસુદેવાદિ વ્યૂહો પ્રાદુર્ભવે છે. તથા પ્રથમ વ્યૂહ વાસુદેવ થકી કેશવ નારાયણ માધવ, પ્રથમ વ્યૂહ સંકર્ષણ થકી ગોવિંદ વિષ્ણુ મધુસુદન, પ્રથમ વ્યૂહ પ્રદ્યુમ્ન થકી ત્રિવિક્રમ વામન શ્રીધર, પ્રથમ વ્યૂહ અનિરુદ્ધ થકી હૃષીકેશ પદ્મનાભ દામોદર, એમ કેશવાદિ બાર વ્યૂહો પ્રાદુર્ભવે છે. વાસુદેવાદિ **બાર** અને કેશવાદિ **બાર** એમ મળીને **ચોવીશ** થાય છે. 'मूर्त्यन्तरसमाह्वयाः' આ વચનાનુસારે મૂર્ત્યન્તર નામથી કહેલા વાસુદેવાદિ બાર અને કેશવાદિ બાર થકી પ્રથમના ચાર વ્યૂહો જુદા જ જાણવા. એમને ચોવીશમાં ગણવા નહિ.

જેમ દીપ થકી દીપાન્તર થાય છે તેમ આ સર્વ પ્રાદુર્ભવ્યા છે. જેમ એક દીપ થકી થએલા બધા જ દીપો તેજઃસ્વરૂપ અને તેજોગુણથી સમાન સ્વરૂપ સ્વભાવવાળા અન્યૂન અભિન્ન છે તેમજ બધાય **પરબ્રહ્મરૂપ જ છે**. એમાં અહમર્થ ચૈતન્ય તો એક જ છે. ફક્ત રૂપભેદ ઐચ્છિક છે. એ તો સ્વરૂપભેદમાં અપ્રયોજક છે. આ બધા જ વ્યૂહો **ચતુર્ભુજ** છે અને શંખ ચક્ર ગદા પદ્મને ધરી રહેલા છે. તેમાં કેશવાદિ બાર વ્યૂહો માર્ગશીર્ષાદિ શુક્લપક્ષની એકાદશીઓના અને વાસુદેવાદિ બાર વ્યૂહો કૃષ્ણપક્ષની એકાદશીઓના અધિદેવો છે. મળમાસમાં તો બન્ને પક્ષની એકાદશીના અધિદેવ સાક્ષાત્ પુરુષોત્તમ છે. આ અર્ચ્ય **વ્યૂહોની** સાથે પૃથક્ પૃથક્ દિવ્ય **પત્નીઓનો** યોગપણ સ. પ્ર. ૩ અ. ૩૩ માં વર્ણવ્યો છે. શંખ ચક્ર ગદા પદ્મના સ્થાનભેદથી ધારણને લીધે **ચોવીશ** નામો આવ્યાં છે. આ અર્થ સ. પ્ર. ૩ અ. ૩૫ માં વ્યક્ત છે. આમાં 'चतुर्विंशतिमेकोऽपि विष्णुर्मूर्तीर्दधाति वै' એમ

કહેલું હોવાથી ચોવીશેય મૂર્તિઓમાં **એક જ ચૈતન્ય** છે એમ નિશ્ચિત થાય છે. ફક્ત રૂપાદિકથી ભેદ છે.

આ વાસુદેવાદિ અને કેશવાદિકનાં ઉર્ધ્વપુંડ્રસ્થાનોમાં સ્થિત્યાદિ પણ તે તે સ્થળે કહ્યું છે-'एतदन्तर्गताः सर्वे मूर्त्यन्तरसमाह्वयाः। केशवाद्या द्वादश च ललाटादिषु निष्ठिताः। शरीररक्षकाः सर्वे ध्यायिनां तापशान्तये' तत्र तत्र स्मरन् मन्त्रैः केशवादीन् न्यसेत्क्रमात्। 'ललाटे हृदि बाह्वोश्च वासुदेवादिसंज्ञया। धारयित्वोर्ध्वपुण्ड्रानि तन्मध्ये कौङ्कमं विधुम्' 'वासुदेवं स्मरेद्भाले हृदि सङ्कर्षणं तथा। प्रद्युम्नमनिरुद्धं च दक्षे वामे च दोषणि॥' (स. प्र. ૩ અ. ૨) ઇત્યાદિ. આ રીતે પૂજાદિકમાં **વ્યૂહોનો યોગ** જણાવ્યો છે.

જુદી જુદી સંહિતામાં 'અમુક વ્યૂહ થકી અમુક વ્યૂહ થયા છે' એ બાબતમાં બહુધા વિપરીતપણું તથા વર્ણ ભુજ આયુધ કાર્ય આદિકમાં પણ બહુધા વિષમપણું જણાય છે તેનો નિર્વાહ કલ્પભેદથી સમજવો. જેમકે કોઈ કલ્પમાં રુદ્રને બ્રહ્માના અનુજપણે તો કોઈ કલ્પમાં બ્રહ્માના પુત્રપણે વર્ણવ્યા છે તેમ. એ ઉપરથી એમાં કલ્પિતપણાની કલ્પના ન કરવી. વળી કોઈ સ્થળે 'અમુક વ્યૂહના અમુક શિષ્ય છે, અમુક વ્યૂહના અમુક ગુરુ છે' એમ શિષ્ય આચાર્યભાવ આદિકનું પ્રતિપાદન છે. એ ઉપરથી એમાં પરપ્રવિષ્ટ કોઈ પુરુષો છે એવી કલ્પના વ્યૂહોમાં ન કરવી. તેમાં તો સ્વચ્છંદલીલાવાળા પરમાત્મા જ પોતે શિષ્યાચાર્યભાવ આદિકનું નાટ્ય કરે છે. શિષ્ય આચાર્યે પરસ્પર કેવી રીતે વર્તવું જોઈએ એનું લોકોને શિક્ષણ આપવા માટે એવું વર્નન કરે છે. આ અર્થ તત્ત્વમુક્તાકલાપમાં શંકાસમાધાન સાથે બે શ્લોકથી વર્ણવ્યો છે.

**વાત્સ્યવરદ** ગુરુએ તો 'आमोदे भुवने प्रमोद उत सम्मोदे च सङ्कर्षणं प्रद्युम्नं च तथाऽनिरुद्धमपि तान् सृष्टिस्थिती चाप्ययम्। कुर्वाणान् मतिमुख्यषड्गुणवरैर्युक्तांस्त्रियुग्मात्मकैर्व्यूहाधिष्ठितवासुदेवमपि तं क्षीराब्धिनाथं भजे॥' એમ વાસુદેવનો **શ્વેતદ્વીપ** ધામમાં અને સંકર્ષણાદિકનો **આમોદ પ્રમોદ સંમોદ** ભુવનમાં નિવાસ વર્ણવ્યો છે. પરમાત્માને વ્યૂહરૂપે રહેવાનું પ્રયોજન તો 'उपासकानुग्रहार्थं जगतो रक्षणाय च' આમાં કહ્યા મુજબ ઉપાસકો ઉપર અનુગ્રહ અને જગતનું રક્ષણાદિ કાર્ય છે. સંસારીઓનું સંરક્ષણ એ એમનું જ કૃપાકૃત્ય છે.

ઉપરનો સમસ્ત અર્થ સંપ્રદાયના પ્રબન્ધોમાં પ્રસ્પષ્ટ છે-'सर्वाविर्भावकारणम्' આ શ્લોકની ટીકામાં-'सर्वेषामाविर्भावाणां-वासुदेवादि-केशवादिव्यूहानां कारणं' આવું વાક્ય લખ્યું છે. **(આથી વ્યૂહોનો સાક્ષાત્ સંબન્ધ અંતર્યામી સર્વેશ્વર પરબ્રહ્મ ભગવાન પુરુષોત્તમ સાથે કહ્યો)** 'वासुदेवादयो यस्माद्व्यूहाः प्रादुर्भवन्ति च। चत्वारः केशवाद्याश्च चतुर्विंशतिरीशितुः॥' (સ० પ્ર-૧ અ-૧) 'श्रीवासुदेवप्रमुखाश्चतस्रस्तस्य मूर्तयः। चतुर्विंशतिसंख्याकाः केशवप्रमुखास्तथा॥' (સ० પ્ર० ૨ અ. ૩૭)

આથી **ચાર** અને **ચોવીસ વ્યૂહોનો સાક્ષાત સંબન્ધ મૂળ પરંબ્રહ્મ સાથે જણાવ્યો.**

આ પ્રબન્ધમાં ઉપરનો અર્થ અતિસ્પષ્ટ છે–ઉપો૦ 'અને વાસુદેવાદિક જે **ચતુર્વ્યૂહ** તથા કેશવાદિક જે **ચોવીશ** મૂર્તિઓ...એ સર્વેના ધરનારા છે' પ્ર–૫૨ 'એક જે પુરુષોત્તમ નારાયણ છે તેજ વાસુદેવ સંકર્ષણ અનિરુદ્ધ પ્રદ્યુમ્ન એ ચતુ-વ્યૂહ રૂપ થાય છે' પ્ર૦ ૭૮ 'અનિરુદ્ધ પ્રદ્યુમ્ન સંકર્ષણ અને વાસુદેવ એ જે ચતુર્વ્યૂહ તથા કેશવાદિક જે ચોવીશ મૂર્તિઓ...એ સર્વેના કારણ' લોયા૦ ૭ 'અને જે ભગવાન્ છે તેણે તો આ જગતની ઉત્પત્તિને અર્થે અનિરુદ્ધ એવું સ્વરૂપ ધાર્યું છે જેને વિષે સ્થાવર જંગમ રૂપ વિશ્વ તે સાવકાશે કરીને રહ્યું છે અને સંકર્ષણરૂપે કરીને જગતનો સંહાર કરે છે અને પ્રદ્યુમ્નરૂપે કરીને જગતની સ્થિતિ કરે છે' **(આથી કાર્યભેદ અને વ્યૂહોનો પર રૂપ સાથે સાક્ષાત સબંન્ધ કહ્યો)** પં૦ ૨ 'અને એ સર્વેથી પર જે પુરુષોત્તમ શ્રીકૃષ્ણ તેજ વાસુ-દેવ સંકર્ષણ પ્રદ્યુમ્ન અનિરુદ્ધ રૂપે થાય છે' **(આથી પરાત્પર શ્રીકૃષ્ણનીજ વ્યૂહરૂપતા કહી.)** વર૦ ૧૮ 'વાસુદેવ સંકર્ષણ અનિરુદ્ધ ને પ્રદ્યુમ્ન એ જે ચતુર્વ્યૂહ ને જે ચોવીશ વ્યૂહ એ સર્વે રૂપને ધારે છે' ઇત્યાદિ. આ રીતે શિક્ષા-પત્રી સત્સંગિજીવન વચનામૃતોમાં સમસ્ત વ્યૂહોનું મૂળ અક્ષરાધિપતિ પરાત્પર પરંબ્રહ્મ પુરુષોત્તમ સર્વેશ્વર **શ્રીકૃષ્ણનેજ** કહે છે. આથી જે કોઈ અર્ધદગ્ધ અલ્પ-શ્રુતો વ્યૂહોને પરસ્વરૂપથકી અત્યંત જુદા પાડીને અત્યંત અર્વાચીન ઇશ્વિરકોટિમાં ઘાલી દેછે તેનું ખંડન થઈ જાય છે. આ રીતે પરંબ્રહ્મ પરમાત્માએજ તે તે સૃષ્ટિ આદિક કાર્યમાટે તે તે આકારો સ્વેચ્છાથી લીલામાટેજ અને લોકકલ્યાણ માટેજ ધારેલા છે. આ સર્વે સ્વતઃ નિર્ગુણ હોવાથી મોક્ષાકાંક્ષાવાળાએ ધ્યેય છે. વિષ્ણુનામ-સહસ્રમાં આ સંકર્ષણાદિ નામોને ભગવાનના મુખ્ય વાચકપણે લીધાં છે અને ભાષ્યાદિકમાં એના અર્થોપણ શાસ્ત્રાધારે ભગવત્પર ઘટાવ્યા છે. સ૦ પ્ર–૩ અ૦ ૫૫ માં મુનિ વગેરેએ અષ્ટોત્તરશત નામોથી સ્તુતિ કરતાં શ્રીહરિનાં મંગળ નામો તરીકે **સંકર્ષણાદિ નામો** લીધાં છે અર્થ એવો છે કે संकर्षण–સંકર્ષણ વ્યૂહરૂપે સંહાર સમયે ચિદચિદાત્મક સમસ્ત પ્રપંચને પોતામાં એક સાથે અવિભાગથી આકર્ષે છે અથવા આશ્રિતોના સંસારદુઃખને નાશ કરે છે અથવા નારદાદિકો ચતુર્વ્યૂહોપાસ-નમાં ગણે છે માટે **સંકર્ષણ** નામથી કહ્યા છે. अनिरुद्ध–સમસ્ત લોકના જીવનરૂપ નિત્યનિર્દોષ દિવ્યચરિત્ર કોઈથીપણ નિરોધ કરી શકાતું નથી અથવા ચતુર્વ્યૂહમાં અનિરુદ્ધાત્મક એક વ્યૂહરૂપ છે અથવા પ્રાદુર્ભાવમાં કોઈથી પણ નિરુદ્ધ થતા નથી માટે **અનિરુદ્ધ** નામથી નિરૂપ્યા છે. प्रद्युम्न–પ્રકૃષ્ટ દ્યુમ્ન–સ્વયં પ્રકાશ સ્વભાવ-વાળા છે અને ચતુર્વ્યૂહમાં એક વ્યૂહરૂપ છે માટે **પ્રદ્યુમ્ન** નામથી અન્વર્થ કહ્યા છે. આ રીતે આ નામોનો ભગવત્પર અર્થ જોતાં પરંબ્રહ્મનીજ સાક્ષાત વ્યૂહરૂપતા

સ્વીકારવી પડે. આ વ્યૂહનો આવિર્ભાવ પરરૂપને ઉદ્દેશીને હોવાથી એનેજ વ્યૂહના નિદાનપણે કહે છે. આ પ્રકારે **વ્યૂહનું** નિરૂપણ છે.

**વિભવ—**

વિભૂતિભૂત દેવ મનુષ્યાદિમાં તેને તેને સજાતીય નામરૂપાદિ યોગથી જે પ્રાદુર્ભાવ થાય તેને **વિભવ** કે **અવતાર** કહે છે. **અવતાર**શબ્દ 'अवतीर्यते इति' એમ ભાવમાં નિષ્પન્ન કરાય તો પ્રાદુર્ભાવવાચક થાય અને 'अवतरत्यनेन' એમ કરણમાં વ્યુત્પન્ન કરાય તો જે રૂપથી પ્રકટે છે તે રૂપનો વાચક થાય. 'तदात्मानं सृजाम्यहम्' 'आत्मीयेनैव रूपेण जज्ञे' એમ સ્વયં પરમાત્માજ સજાતીય દ્વિતીય રૂપથી પ્રકટ થતા હોવાથી આ અર્થજ ઉપયોગી સંગત છે. ઉપયોગી અર્થને અનુસારેજ વ્યુત્પત્તિ થાય. અવતારવિષયમાં **અક્ષરધામસ્થ પરરૂપનીજ અવતારરૂપતા, તેથીજ તેઓની સર્વથા અનન્યતા, અવતારરૂપોમાં પણ પરસ્પર અભિન્નતા, શ્રીકૃષ્ણાવતારની શ્રેષ્ઠતા, ભગવાન્ શ્રીહરિની શ્રીકૃષ્ણથકી અનન્યતા,** વિગેરે વિશેષો ખાસ સમજવાના છે.

અવતારનિરૂપણ શ્રુતિસ્મૃતિમાં બહુશઃ છે–'अजायमानो बहुधा विजायते' 'तस्य धीराः परिजानन्ति योनिम्' (પુરુષસૂક્ત) અજાયમાનતા અને વળી બહુધા જાયમાનતા કહે છે તે વિરુદ્ધ જેવું જણાય છે પરંતુ એમ કહેવાનું તાત્પર્ય એ છે કે–ભગવાનનો જે પ્રાદુર્ભાવરૂપ જન્મ છે તે પ્રાકૃત જનોના જન્મથકી વિલક્ષણ છે. વિલક્ષણતા કેવી ? તો લૌકિક પ્રાકૃત શરીરગ્રહણરૂપ જે જન્મ છે તેતો કર્મકૃત હોઈને કર્મનાં ફળ સુખદુઃખાદિકને ભોગવવા માટે છે અને આતો કેવળ ઇચ્છાકૃત પરોપકારપ્રયોજનવાળું હોઈને પોતાના અસાધારણ દિવ્ય પરરૂપનાજ સજાતીય રૂપાંતર ધારણરૂપ છે. આવું અવતારરહસ્ય જ્ઞાન, મુમુક્ષુઓને અત્યંત ઉપકારક છે તેને ધીર જનોજ જાણે છે.

આવી રીતની પ્રાદુર્ભાવની અત્યંત **વિલક્ષણતા** ભગવાને પોતેજ ગીતામાં જીજ્ઞાસુ અર્જુનને ઉદ્દેશીને 'बहूनि मे व्यतीतानि जन्मानि तव चार्जुन । तान्यहं वेद सर्वाणि न त्वं वेत्थ परन्तप ॥ अजोऽपि सन्नव्ययात्मा भूतानामीश्वरोऽपि सन् । प्रकृतिं स्वामधिष्ठाय सम्भवाम्यात्ममायया ॥ यदा यदा हि धर्मस्य ग्लानिर्भवति भारत । अभ्युत्थानमधर्मस्य तदात्मानं सृजाम्यहम् । परित्राणाय साधूनां विनाशाय च दुष्कृताम् । धर्मसंस्थापनार्थाय सम्भवामि युगे युगे ॥ जन्म कर्म च मे दिव्यमेवं यो वेत्ति तत्त्वतः । त्यक्त्वा देहं पुनर्जन्म नैति मामेति सोऽर्जुन ॥" આ શ્લોકોથી કહી છે.

**રામાનુજભાષ્યાનુ**સારી ભાવાર્થ એવો છે કે-શ્રીકૃષ્ણ ભગવાને છ ઉત્તરો આપેલા હોવાથી અર્જુને છ પ્રશ્નો પ્રથમ પુછેલા હોવા જોઈએ. પ્રશ્નો હોય તોજ ઉત્તરો સંભવે. ભગવાનતો **નિત્યનિર્દોષ** હોઈને બીજાના જન્મ જરાદિ દોષને હરનારા છે તે જાતે જન્મ ધારીને એવા દોષો શા માટે પરિગ્રહે ? વળી ભગવાન્ તો **સ્વરૂપાનંદતૃપ્ત** છે તેમને જન્મનું પ્રયોજનજ **શું** ? વળી જો કોઈ એમનો ઉપરી સ્વચ્છંદી નિયંતા હોય તો તેની પ્રેરણાથી જન્માદિ ઘટે, તેપણ નથી, કેમકે પોતેજ **સર્વેશ્વર** છે. વળી જો ભગવાન્

પોતાના હિતાહિતને ન જાણતા હોય તો સ્વેચ્છાથી પણ જેમ અજ્ઞ બાળકો અગ્નિનો સ્પર્શ કરી બેસે છે તેમ જન્માદિ સંભવે. તો તેમ પણ નથી, કેમકે પોતે **સર્વજ્ઞ** છે. વળી લોકરક્ષણાર્થે જન્મ છે એમ પણ ઉત્તર થઈ શકે નહિ, કેમકે પોતે **સત્યસંકલ્પ** છે, સંકલ્પમાત્રથી રક્ષણાદિ કરી શકે છે. વળી જો કોઈ સાધ્ય પ્રયોજન હોય તો તદર્થે જન્માદિ ઘટે, તેપણ નથી, કેમકે પોતે **પૂર્ણકામ** છે. આવા ભગવાનને જન્માદિ કોઈ રીતે ઘટતું નથી. જો જન્માદિ કહીએ તો **કર્મવશત્વ અનીશ્વરત્વ અસર્વજ્ઞત્વ અસત્યસંકલ્પત્વ અપૂર્ણકામત્વ** આદિકનો પ્રસંગ ક્ષેત્રજ્ઞોની પેઠે અવશ્ય આવે. આવા પણ ભગવાનના જન્માદિ બાબતમાં **છ પ્રશ્નો** એમ ઘટે છે કે–દેવમનુષ્યાદિકને સજાતીયપણે જણાતો જન્મ શું ઇન્દ્રજાલાદિકવત્ મિથ્યા છે કે સત્ય છે? (સ્વેચ્છાથી બીજાઓને તે તે વસ્તુ ન હોય તથાપિ તેવી તેવી વસ્તુઓનો ભ્રમ ઉપજાવે એને ઐન્દ્રજાલિક કહે છે) જો સત્ય હોય તો જન્મપ્રકાર કેવી રીતે છે? (પરમેશ્વરપણાના સ્વભાવને ત્યાગ કરીને કે નહિ ત્યાગ કરીને છે?) વળી એમનો ભૂતસંઘાતસંસ્થાન જેવો જણાતો દેહ કિમાત્મક છે? (પ્રાકૃત કે અપ્રાકૃત છે?) વળી જન્મનો હેતુ શો છે? (સંકલ્પમાત્ર છે કે સ્વેચ્છાસ્વીકૃત પુણ્ય પાપ છે?) વળી જન્મ ક્યારે? (પુણ્યપાપના વિપાક કાળે કે ધર્મગ્લાનિ આદિક કાળે?) વળી જન્મ શા માટે? (સુખદુઃખાદિકના ઉપભોગ માટે કે સાધુપરિત્રાણાદિક માટે?) એવા **છ પ્રશ્નો** પુછેલા છે. ભગવાને ચાર શ્લોકોથી પોતાના જન્મનું **સત્યત્વ, જન્મનો પ્રકાર, દેહનું દિવ્યત્વરૂપ યાથાત્મ્ય, જન્મનો** હેતુ, **કાળ અને પ્રયોજન** એમ ક્રમથી **છ ઉત્તરો** આપ્યા છે. પાંચમા શ્લોકથી આવા અવતારપારમાર્થ્ય જ્ઞાનનો મોક્ષમાં ખાસ ઉપયોગ કહ્યો છે.

'बहूनि मे' આથી જન્મનું **સત્યત્વ** કહ્યું છે. કેમકે 'बहूनि मे व्यतीतानि जन्मानि' એવું વચન છે અને વળી 'तव च' એમ અર્જુનના જન્મને એમાં દૃષ્ટાંતપણે લીધું છે. અભિપ્રાય એ છે કે–બહુત્વ વ્યતીતત્વ આદિક વિશેષણો સત્યત્વમાં સ્વરસથી પ્રવર્તે છે. વળી અહીં 'जन्मप्रतिभासाः' એમ ન કહેતાં 'जन्मानि' એમ કહ્યું છે. આ ત્રણ પદથી સત્યત્વ સિદ્ધ થાય છે. વળી પુછ્યા વિના અર્જુનના જન્મો કહ્યા છે તે સત્યત્વમાં દૃષ્ટાંતપણે લઈએ તોજ ઘટે. તો જેમ અર્જુનના જન્મો સત્ય છે તેમ ભગવાનના જન્મો પણ સત્યજ છે. એમાં સંશય નથી. વળી 'वेद' 'હું સર્વને જાણું છું' એમ કહે છે તે બુદ્ધિપૂર્વકની વાત હોવાથી જેને જાણે છે તે જો મિથ્યા હોય તો તેમાં જાણવાપણું શું? અને અનન્ત જન્મભ્રાન્તિને પામું છું એવું કહેવાથી તો દોષજ સિદ્ધ થાય પણ કશી મહત્તા સિદ્ધ થાય નહિ. માટે જન્મનું સત્યત્વ છે પણ ઇન્દ્રજાલવત્ મિથ્યાત્વ નથી.

'अजोऽपि' આ પૂર્વાર્ધથી **અવતારપ્રકાર,** 'प्रकृतिं' આ ત્રીજા પાદથી **દેહનું પારમાર્થ્ય** અને 'सम्भवाम्यात्ममायया' આ ચોથા પાદથી **જન્મનો** હેતુ, એમ

ત્રણ ઉત્તરો આપ્યા છે. **અજ અવ્યય** શબ્દથી કર્મકૃત જન્મ મરણે રહિતપણું કહ્યું છે. આથી નિત્યનિર્દોષત્વ નિશ્ચિત થાય છે. 'भूतानामीश्वरोऽपि' આ **ઈશ્વર**-શબ્દથી કલ્યાણગુણોની અપ્રચ્યુતિ કહી છે. અથવા **અજ**શબ્દથી જેમાં સ્વરૂપથી જન્મ છે એવા અચિત થકી અને જેમાં શરીરદ્વારા જન્મસંબન્ધ આવે છે એવા બદ્ધ ક્ષેત્રજ્ઞથકી **વ્યાવૃત્તિ, અવ્યયાત્મ** શબ્દથી કદાચિત્ જ્ઞાનસંકોચાદિવાળા મુક્તોથકી **વ્યાવૃત્તિ** અને **ઈશ્વર** શબ્દથી નિત્ય અસંકુચિત જ્ઞાનવાળા નિત્યોથકી **વ્યાવૃત્તિ**, એમ માયા અને ત્રિવિધ ચેતનો થકી પરમાત્માની **વિલક્ષણતા** કહી છે. પૂર્વાર્ધનાં પદો ઉપર 'अजत्वाव्ययत्वसर्वेश्वरत्वादि सर्वं पारमेश्वरं प्रकारमजहदेव' એવું ભાષ્ય છે. એમાંના **આદિ**શબ્દથી ઈશ્વરપણાથી ઉપલક્ષિત થતા **સર્વજ્ઞત્વ સત્યસંકલ્પત્વ અવાપ્તસમસ્તકામત્વ** આદિક લેવા. અભિપ્રાય એ થયો કે ભગવાન્ અવતરે છે ત્યારે અજત્વ અવ્યયાત્મત્વ સર્વેશ્વરત્વ સર્વજ્ઞત્વ સત્યસંકલ્પત્વ અવાપ્તસમસ્તકામત્વ આદિક જે પરમેશ્વર સાથેજ સંબન્ધ ધરાવનારા સર્વ ગુણો છે તેને સાથે લઈનેજ અવતરે છે. એમાં કોઈપણ સ્વભાવલેશની પ્રચ્યુતિ નથી. આ રીતે જન્મનો પ્રકાર છે.

'प्रकृतिं स्वामधिष्ठाय सम्भवामि' 'प्रकृतिः—स्वभावः, स्वमेव स्वभावमधिष्ठाय स्वेनैव रूपेण स्वेच्छया सम्भवामीत्यर्थः' એમ **પ્રકૃતિ**શબ્દનો **'સ્વભાવ'** એવો અર્થ કર્યો છે. એની ટીકામાં 'अतोऽत्रावतारोपयुक्ताऽन्या प्रकृतिरुच्यते इत्यभिप्रायेण प्रकृतिः स्वभाव इति' એવો ભાષ્યકારાભિમત અભિપ્રાય કાઢયો છે. અર્થ એ છે કે—અહીં **પ્રકૃતિ**શબ્દથી 'प्रकृति स्वामवष्टभ्य विसृजामि' ઇત્યાદિકને વિષે જેમ એમ ત્રિગુણા જડા પ્રકૃતિ લેવાની નથી. કેમકે અવતારોમાં પણ તેમનો વિગ્રહ 'न भूतसङ्घसंस्थानो देहोऽस्य परमात्मन' 'न तस्य प्राकृता मूर्तिः' એમાં કહ્યા મુજબ ત્રિગુણાત્મક પ્રકૃતિનો નથી પરંતુ **દિવ્ય** છે. તો અહીં અવતારધારણમાં ઉપયોગ આવે એવી બીજી પ્રકૃતિ દિવ્ય) કહેવાનો અભિપ્રાય હોવાથી અહીં પ્રકૃતિ શબ્દનો 'સ્વભાવ' એવો અર્થ કર્યો છે તે વ્યાજબી ઉપયોગી બંધબેસતો છે. મૂળ દિવ્ય વિગ્રહ પણ 'नित्यालिङ्गा स्वभावसंसिद्धिः' આ શ્રુતિને અનુસારે પરમાત્માનું અસાધારણ વિશેષણ હોવાથી **સ્વભાવ**શબ્દથી તેનું ગ્રહણ થાય. વળી ટીકામાં 'प्रकृतिशब्दस्यात्र विग्रह-परतां' (અહીં પ્રકૃતિ શબ્દનો વિગ્રહપર આશય લેવો) 'प्रकृतिशब्दोऽवतारोपादान-भूतदिव्यविग्रहमाह' (અહીં પ્રકૃતિશબ્દ અવતારોના ઉપાદાનભૂત દિવ્ય વિગ્રહને કહે છે) 'अवतारविग्रहोपादानप्रकृतेर्बहुश्रुतिसिद्धतामाह' (અવતારવિગ્રહમાં ઉપાદાન-ભૂત જે **દિવ્ય પ્રકૃતિ** તે 'आदित्यवर्णं तमसः परस्तात्' ઇત્યાદિ બહુ શ્રુતિસિદ્ધ છે) ઇત્યાદિ. **પ્રકૃતિ**શબ્દાર્થને સમજાવા માટે વાકયો લખ્યાં છે. તાત્પર્ય એ છે કે—ભગવાનનો જે નિત્ય વિગ્રહ છે તેનો અસાધારણ સ્વભાવ શો છે તો **દિવ્યત્વ** છે. જે મૂળરૂપ છે ને જડ પ્રકૃતિ દ્રવ્યનું નહિ પણ તેથકી અત્યંત વિલક્ષણ **દિવ્ય**

શ્લો. ૧૭ થી તો આવા અવતારદ્રોહને મુખ્ય **આસુર લક્ષણપણે** ઓળખાવે છે. ઉપરના વિરુદ્ધ વાદોનું ખંડન અન્યત્ર વિસ્તારથી કરેલું હોવાથી કર્યું નથી. આ **રીતે અવતારનિરૂપણ છે.**

## શ્રીકૃષ્ણાવતારની સકારણ શ્રેષ્ઠતા—

**શ્રીકૃષ્ણવતારની શ્રેષ્ઠતા** ગીતામાં સ્વયં **ભગવાને** અને **ભાગવત ભારત** આદિક મહાશાસ્ત્રોએ અને બીજા પણ **આચાર્યો** આદિક બહુએ સકારણ પ્રતિપાદી છે. આ સંપ્રદાયમતે સર્વ ઐશ્વર્યના પ્રકાશન વિશેષથી તથા ભગવાન્ શ્રીહરિએ ઉપાસ્ય ઇષ્ટદેવપણે માનવાના તથા શ્રીહરિને શ્રીકૃષ્ણના બીજા અવતારરૂપ મનાવાના વિશેષથી **વિશિષ્ટતા વર્ણવી છે.** શિક્ષાપત્રી શ્લો૦ ૧ 'श्रीकृष्णं हृदि चिन्तये' એમ રાધાલક્ષ્મીવિશિષ્ટ વૃંદાવનવિહારી **શ્રીકૃષ્ણનું ઉપાસ્યત્વ** જણાવ્યું છે. ટીકામાં–'कृष्णस्तु भगवान् स्वयम्' 'श्रुत्वा कृष्णं परब्रह्म' 'मृगयुरिव कपीन्द्रं' ઇત્યાદિ પ્રમાણોનો ઉપન્યાસ કરીને શ્રીકૃષ્ણનું **પરબ્રહ્મપણું અને સર્વાવતારધર્તાપણું** સમર્થ્યું છે. 'योऽन्तर्यामितया स्थितः' એમ અંતર્યામી સર્વેશ્વરને નિરૂપીને, એ સર્વેશ્વર બીજા કોઈ નહિ પણ **શ્રીકૃષ્ણજ** છે એમ પ્રતિપાદવા 'स श्रीकृष्णः परंब्रह्म भगवान् पुरुषोत्तमः । उपास्य इष्टदेवो नः सर्वाविर्भावकारणम्' આ શ્લોક છે. આ અર્થની પુષ્ટિ માટે ટીકામાં 'एष वै भगवान् साक्षात्' ઇત્યાદિ પ્રમાણોનો ઉપન્યાસ કર્યો છે. 'तस्यैव सर्वथा भक्तः' આ શ્લોકથી પૂર્વોક્તલક્ષણ **શ્રીકૃષ્ણનીજ ભક્તિ કરવાની કહી છે.** 'गोलोको धाम चेप्सितम्...कृष्णसेवा मुक्तिश्च गम्यताम्' આ શ્લોકથી ગોલોકાધિપતિ **શ્રીકૃષ્ણનીજ પરમ પ્રાપ્યતા કહી છે.** 'तनोतु कृष्णोऽखिलमङ्गलं नः' આ અન્તિમ શ્લોકથી શ્રીકૃષ્ણથકી મંગળપ્રાર્થના કહી છે. આ રીતે આમાં શ્રીકૃષ્ણની **ઉપાસ્ય ઇષ્ટદેવતા** અને **પ્રાપ્યતા** જણાવીને **શ્રેષ્ઠતા** સમર્થી છે.

**સત્સંગિજીવન**–'श्रीकृष्णाय नमस्तस्मै' એમ આરંભમાં જ **શ્રીકૃષ્ણને** ઇષ્ટિદેવનમસ્કારાત્મક મંગળમાં લીધા છે. 'श्रीकृष्णो भगवान् साक्षाद्यो विष्णुः पुरुषोत्तमः । स एव सर्वभावेन सेवनीयो मुमुक्षुभि.' (પ્ર૦ ૧ અ–૩૨) એમ શ્રીકૃષ્ણની સકારણ **મુમુક્ષુસેવ્યતા** કહી છે. 'श्रीराधिकेशो भगवान् योऽस्ति सर्वेश्वरोऽनघ । इष्टदेवः स एवास्ति मम सच्छास्त्रसंमतः ॥ वराहाद्यवताराणां धर्ता कृष्णः परं बृहत्' (પ્ર૦ ૧ અ. ૫૨) 'सर्वावतारधर्तारं श्रीकृष्णं पुरुषोत्तमम्' (प्र–२ અ–૨૭) 'उक्तस्ते सम्प्रदायोऽथ श्रीकृष्णोऽस्तीष्टदेवता । परमात्मा परंब्रह्म सर्वकारणकारणम्' (प्र–२ અ–૩૭) 'अस्माकमिष्टदेवोऽस्ति श्रीकृष्णो भगवान् स्वयम् । तन्मन्दिराण्यनेकानि कारितानि मया भुवि ॥' (प्र-४-અ-૪૦) श्रीकृष्णो वासुदेवो वै गोलोकाधिपतिः स्वयम् । उपास्या देवता ह्यस्यां दीक्षायां भवति प्रभुः' (प्र. ४ અ. ૪૬) આ રીતે **શ્રીકૃષ્ણને મુમુક્ષુઉપાસ્યપણે, સર્વાવતારધર્તાપણે,** દીક્ષામાં **ઉપાસ્ય દેવતાપણે,** મંદિરોના

**અધિષ્ઠાતાપણે** નિરૂપીને **શ્રેષ્ઠતા** જણાવી છે. 'श्रीकृष्णदेवं शरणं प्रपन्नोऽस्मि स पातु मां' (પ્ર ૪ અ. ૪૬) श्रीकृष्ण त्वं गतिर्मम' 'ब्रह्माहं कृष्णदासोऽस्मि' એમ શરણવરણમાં તથા જપનીય અષ્ટાક્ષર મહામંત્રમાં તથા સાયં સમયે પ્રત્યેક મંદિરે પઠનીય 'नवीनजीमूतसमानवर्णं...श्रीराधिकाकृष्णमहं नमामि' આ સ્તોત્રમાં શ્રીકૃષ્ણના મંગળ નામનો નિવેશ કરીને **શ્રેષ્ઠતા** જણાવી છે. વળી પ્ર. ૩. અ. ૨૯ માં 'दिव्याङ्गो निर्गुणो' ह्येष देवक्यां वसुदेवतः । प्रादुर्बभूव कृष्णाख्यो भूतले मनुजाकृतिः ॥ दिव्यमूर्तिनराकृत्योस्तस्य भेदो न किञ्चन। इति जानीहि सद्बुद्धे वैष्णवाचार्यनिश्चयम् ॥' એમ **દિવ્ય મૂળરૂપ અવતારરૂપ** અને **અવતારરૂપ શ્રીકૃષ્ણની** અનન્યતાથી પણ **શ્રેષ્ઠતા** નિરૂપી છે. આ રીતે આ ગ્રંથમાં આવા નિરૂપણ પર પ્રમાણો પુષ્કળ છે.

**વચનામૃતમાં** –પ્ર. ૫ 'રાધાકૃષ્ણનું ધ્યાન ધરવું' પ્ર. ૪૨ 'કામબુદ્ધિથી કૃષ્ણમાં પ્રીતિમાન **ગોપીઓ** ગુણાતીત થઈને નિર્ગુણ એવું જે **અક્ષરધામ** તેને પામીયો તેનું કારણ એ છે જે શ્રીકૃષ્ણ ભગવાન્ પોતે **સાક્ષાત્ પુરુષોત્તમ ગુણાતીત દિવ્યમૂર્તિ** હતા' લોયા ૭ 'જે ભગવાનના સ્વરૂપને વિષે ઇન્દ્રિયો અંતઃકરણ અને અનુભવ એ ત્રણે પુગે એવા ભગવાનના સ્વરૂપને જ્ઞાને કરીને મોક્ષ થાય એમ કહીએ છીએ. ત્યારે શ્રીજીમહારાજ બોલ્યા જે **એવા જે ભગવાન્ તે તો શ્રીકૃષ્ણ છે.'** પંચાળા ૬ 'અમે ઝાઝીવાર સુધી વિચાર કર્યો ને સર્વ શાસ્ત્રમાં નજર ફેરવીને જોયું ત્યારે એમ જણાયું જે **શ્રીકૃષ્ણ જેવો અવતાર સર્વ શક્તિએ** યુક્ત **બીજો** કોઈ **નથી.** કેમ જે બીજી જે પોતાની અનંત મૂર્તિઓ ભિન્નભિન્નપણે રહી છે તે સર્વેનો ભાવ શ્રીકૃષ્ણ ભગવાને પોતા વિષે દેખાડયો.—કેવી રીતે તો પ્રથમ પોતે દેવકીથી જન્મ્યા ત્યારે શંખ ચક્ર ગદા પદ્મ ધારીને ચતુર્ભુજરૂપે દર્શન દીધું તેણે કરીને **લક્ષ્મીપતિ વૈકુંઠનાથ** તેનો ભાવ જણાવ્યો...માતા યશોદાને પોતાના મુખમાં **વિશ્વરૂપ** દેખાડયું...અક્રૂરને યમુનાના ધરામાં **શેષશાયિ**પણું જણાવ્યું...અર્જુનને રણસંગ્રામમાં 'पश्य मे पार्थ रूपाणि शतशोऽथ सहस्रशः' એવી રીતે **અનંત બ્રહ્માંડ દેખાડીને પુરુષોત્તમપણું જણાવ્યું** તથા પોતે શ્રીકૃષ્ણે કહ્યું જે 'यस्मात्क्षरमतीतोऽहमक्षरादपि चोत्तमः। अतोऽस्मि लोके वेदे च प्रथितः पुरुषोत्तमः એવી રીતે **પુરુષોત્તમપણું** જણાવ્યું તથા **ગોલોકવાસી જે રાધિકાસહિત શ્રીકૃષ્ણ તે તો પોતેજ હતા...ભૂમાપુરુષરૂપે** દર્શન કરાવ્યું...**શ્વેતદ્વીપવાસી વાસુદેવ** તેણે તો પોતેજ એ અવતાર ધર્યો હતો તથા **નરનારાયણ** તો સમગ્ર ભારતને વિષે તથા ભાગવતમાં એ શ્રીકૃષ્ણનેજ કહ્યા છે... માટે **કૃષ્ણાવતાર** જેવો **કોઈ અવતાર નથી અને એ અવતાર સર્વોપરી વર્તે છે.'** મધ્ય ૧૩ 'માટે શ્રીકૃષ્ણભગવાન્ મનુષ્યરૂપે જણાતા હતા તો પણ **અક્ષરાતીત કૈવલ્યમૂર્તિજ** છે...અને અક્ષરાતીત જે પુરુષોત્તમ ભગવાન્ છે

છે તેજ સર્વ અવતારનું કારણ છે' મધ્ય ૩૯ 'દશમ સ્કંધનું તો એ રહસ્ય છે જે ઉપનિષદ્ વેદાંત ને શ્રુતિ સ્મૃતિ તેમાં જે બ્રહ્મ સૂક્ષ્મ નિરંજન ક્ષેત્રજ્ઞ સર્વકારણ પરબ્રહ્મ પુરુષોત્તમ વાસુદેવ વિષ્ણુ નારાયણ નિર્ગુણ એવા નામે કરીને જેને **પરોક્ષ પણે કહ્યા છે તેતે આ પ્રત્યક્ષ વસુદેવના પુત્ર શ્રીકૃષ્ણ વાસુદેવ છે...એ અનાદિ વાસુદેવ રૂપ છે...એ જે વાસુદેવ શ્રીકૃષ્ણ તેજ સર્વોપરી છે'** મધ્ય ૬૪ 'અમે વ્યાસજીના કરેલા જે સર્વે ગ્રંથ તે સાંભળ્યા ને પછી પૂર્વાપર વિચારીને જોયું ત્યારે તેમાંથી અમને એમ સમજાયું છે જે મત્સ્ય કચ્છ વરાહ નૃસિંહાદિક જે ભગવાનના અવતાર છે **તે સર્વે અવતારના અવતારી તે શ્રીકૃષ્ણ ભગવાન્ તે આપણા ઈષ્ટદેવ છે.** અને તે શ્રીકૃષ્ણ ભગવાનનાં ચરિત્ર શ્રીમદ્ભાગવતના દશમસ્કંધને વિષે સંપૂર્ણપણે કહ્યાં છે...અને પોતાનું **અક્ષરધામ રૂપી જે તખત તેને વિષે સદા વિરાજમાન છે.** અને તે શ્રીકૃષ્ણભગવાનનો દેવકીજી થકી જન્મ તે તો કથનમાત્ર છે અને શ્રીકૃષ્ણ તો સદા અજન્મા છે... એવા જે શ્રીકૃષ્ણભગવાન્ તે **મુમુક્ષુને સર્વ પ્રકારે ભજન કરવા યોગ્ય છે.** માટે **સર્વ કળાએ સંપન્ન** તો એક શ્રીકૃષ્ણ ભગવાન્ છે" વર. ૧૮ 'અને **પાંચમા આપણા ઇષ્ટદેવ જે શ્રીકૃષ્ણ ભગવાન્** તેને જાણવા અને તે શ્રીકૃષ્ણ ભગવાનનાં જે **પરોક્ષરૂપ ને પ્રત્યક્ષ રૂપ** તે જાણવાં. (ગોલોકાંતવર્તિ અક્ષરધામમાં રાધાલક્ષ્મી જુષ્ટ તે પરોક્ષ અને ભૂતળ ઉપર પધારેલું તે પ્રત્યક્ષ) અને તે વ્યાસજીએ એમ સિદ્ધાંત કરેલો છે **જે સર્વ અવતારના ધરતલ જે પરમેશ્વર તેજ સ્વયં શ્રીકૃષ્ણભગવાન્ છે"** આ રીતે અક્ષરધામાધિપણું સર્વાવતારધર્તાપણું, અવતારીપણું, પુરુષોત્તમપણું, જ્ઞાનશકિત ઐશ્વર્ય આદિક ગુણોએ પરિપૂર્ણપણું, સર્વ મૂર્તિઓના ભાવોનું પ્રદર્શાવવાપણું, ઉપાસ્ય ઇષ્ટદેવપણું, નિત્યનિર્દોષપણું, વિગેરે અસાધારણ અનેક પ્રકારોથી **સર્વશ્રેષ્ઠપણું** ઉઘાડું વર્ણવ્યું છે.

**આ સ્થળે આટલું રહસ્ય સમજવું**—અક્ષરધામાધિપતિ શ્રીકૃષ્ણનોજ વસુદેવદેવકીથી **પ્રાદુર્ભાવ** અને મૂળ રૂપ અને અવતારરૂપનું **એકત્વ** કહેલું હોવાથી કૃષ્ણાવતારનું સર્વાવતારધર્તાપણું ઘટતું આવે છે. વસ્તુતઃ નાનાવિધ અવતારરૂપોનું જે નિદાન **મૂળ રૂપ છે તે અવતારી** અને દેવ મનુષ્યાદિકને સજાતીય રૂપાંતર પણે જે પ્રાદુર્ભવેલું તે **અવતાર** કહેવાય. બન્ને રૂપો અપ્રાકૃત છે. **પરમાત્મા** તેતે રૂપના અવચ્છેદથી **અવતારી** અને **અવતાર** એમ બન્ને પ્રકારે કહેવાય. આ રીતિએ શ્રીકૃષ્ણને **અવતારપણે અને અવતારીપણે પણ નિરૂપ્યા છે.** બીજા અવતારોમાં અવતારિત્વ કહ્યું હોય તેનો પણ અપ્રાકૃત હોઈને બન્નેનું એકજ દ્રવ્ય હોવાથી અને સર્વ રૂપોના આધષ્ઠાતા અહમર્થ ચેતનસ્વરૂપ પરમાત્મા એકજ હોવાથી અને સર્વત્ર વસ્તુતઃ સર્વ ઐશ્વર્યવિશિષ્ટ હોવાથી અને એકજ અવતારે અન્ય અવતારરૂપો પ્રદર્શાવેલાં કે પ્રદર્શાવવાની શકિતને ધરતાં હોવાથી નિર્વાહ થાય

છે. આજ રીતે અવતારભૂત શ્રીહરિને વિષે જે **અવતારિત્વ** મહિમા સત્સંગિજીવન વગેરેમાં વર્ણવ્યો છે તે સારી રીતે ઘટે છે. 'अवतारी' એવા નામથી શ્રીહરિને સર્વમંગલમાં નિરૂપ્યા છે.

## ભગવાન્ શ્રીહરિની શ્રીકૃષ્ણાનન્યતા—

**સાંપ્રદાયિક પ્રાદુર્ભાવ પ્રક્રિયા એવી છે** કે–શ્રીકૃષ્ણજ આસુર રાક્ષસ પ્રકૃતિવાળા, નૃપ અને ધર્મગુરુનો વેષ ધરી રહેલાઓએ ધર્મમાર્ગને ગ્લાનિ અને અધર્મમાર્ગને અભિવૃદ્ધિ પમાડતાં, કલિયુગમાં પોતાનાજ સર્વ ઐશ્વર્યવિશિષ્ટ રૂપથી ભક્તિધર્મ માતા પિતાથકી પોતાના એકાકિત ભક્તોની **રક્ષા** અને ધર્મદ્રોહિઓનો **પરાભવ** કરવા પ્રગટ થયા છે. પ્રગટ થએલા એ ભગવાન્ **હરિકૃષ્ણ નારાયણ-મુનિ સહજાનંદસ્વામી સ્વામિનારાયણ** ઇત્યાદિ દિવ્ય મંગળ નામોથી સંબોધ્યા છે.

એ શ્રીહરિનો **પ્રાદુર્ભાવ** 'अन्योऽपि धर्मरक्षायै देहः सम्भ्रियते मया । वि[illegible]मायाप्य-धर्मस्य काले प्रभवतः क्वचित्' ( ભાગ૦ સ્કં૦ ૧૦ અ–૫૦ ) આ **શ્રીકૃષ્ણવચનથી** સૂચવાય છે. આ શ્લોકનું વિવરણ ગૂઢાર્થદીપિકા ટીકામાં **ગોપાળાનંદસ્વામિએ** શ્રીહરિના પ્રાદુર્ભાવવિષયપણે કર્યું છે. कृतादिषु प्रजा राजन् कलाविच्छन्ति सम्भवम् । कलौ खलु भविष्यन्ति नारायणपरायणाः' (સ્કં–૧૧ અ૦ ૫) આ શ્લોકની ગોપાળા-નંદ મુનિમુક્ત ટીકામાં–"યુદ્ધાર્થે મથુરાં આવેલા જરાસંધની સાથે સંગ્રામ સમયે **શ્રીકૃષ્ણે** પોતાના અવતારનું પ્રયોજન વિચારતાં 'अन्योऽपि धर्मरक्षायै' એમ બીજા અવતારધારણનો નિશ્ચય કર્યો હતો એજ અવતારને આ શ્લોકથી જણાવવા બીજું પણ કળિનું માહાત્મ્ય કહે છે" આવું પ્રતિક આપીને, 'कलौ एकान्तिकधर्मरक्षार्थं श्रीकृष्णो नायणमुनिनाम्ना भक्तिधर्मात्मजो भविष्यति' **(શ્રીકૃષ્ણજ નારાયણમુનિ નામથી પ્રગટ થશે)** 'श्रीकृष्णेन धर्मज्ञानवैराग्यसहितैकान्तिकी भक्तिरुद्धव प्रत्युक्ता सा तु अत्रागतरामानन्दाख्योद्धवसहितेन भक्तिधर्मसुतेन श्रीनारायणमुनिनैवात्र प्रवर्तिता नान्यैः, अतो 'देहः सम्भ्रियते मया' इत्येकवचनेन प्रोक्तः श्रीनारायणमुनिरेव स्वयं श्रीकृष्णः' (શ્રીકૃષ્ણે સાંગ એકાંતિકી ભક્તિ ઉદ્ધવજીને કહેલી, તેનો ઉદ્ધવાવતારભૂત રામાનંદે સહિત શ્રીનારાયણમુનિએજ અહીં પ્રવર્તાવી છે બીજા કોઈએ નહિ, માટે 'देहः सम्भ्रियते मया' આ એક વચનથી શ્રીનારાયણમુનિજ શ્રીકૃષ્ણ છે) ઉદ્ધવજી શા માટે આવેલા? તો શ્રીકૃષ્ણેજ પોતાના સ્વરૂપના જ્ઞાનનો ઉપદેશ કરવા મોકલેલા. 'श्री कृष्णश्चापि स्वप्रतिज्ञां सत्यां कर्तुमुद्धवसहायार्थतया धर्मदेवगृहे स्वयं प्रादुर्भूत इति बोध्यम्' (શ્રીકૃષ્ણ 'अन्योऽपि' આ કૃતપ્રતિજ્ઞાને સત્ય કરવા ઉદ્ધવજીની સહાય માટે સ્વયં ધર્મદેવના ગૃહમાં પ્રગટ્યા) ઇત્યાદિ વાક્યો લખીને **"વસુદેવસુત શ્રીકૃષ્ણનોજ ધર્મસુત શ્રીહરિરૂપે ફરીથી અવતાર થયો છે."** એમ સપ્રમાણ સયુક્તિ સમર્થન કર્યું છે.

'अन्योऽपि' આ શ્લોકની **શ્રીભગવત્પ્રસાદાચાર્યવિરચિત** ભક્તરંજની ટીકામાં શ્લોકાર્થને કહીને, વધારામાં 'આ શ્રીકૃષ્ણનો પુનઃ પ્રાદુર્ભાવ કયા ગ્રંથમાં કહ્યો છે? તો **વાસુદેવમાહાત્મ્યમાં** 'मया कृष्णेन निहता' ઇત્યાદિ શ્લોકથી કહ્યો છે' એમ કહીને વળી 'એકજ કૃષ્ણનો બે વાર અવતાર કેમ ઘટે? એવી શંકા કરીને, જેમ મત્સ્ય કૂર્મ વરાહનો બે વાર અને ધન્વંતરીનો ત્રણ વાર અવતાર થયો છે તેમ **શ્રીકૃષ્ણનો બે વાર અવતાર ઘટે** છે એવું સમાધાન કર્યું છે. આ રીતે વિશેષ જણાવ્યો છે. સ્કંધ ૧૦ની **ભક્તરંજની** ટીકામાં ઉપરોક્ત અર્થની સ્પષ્ટતા મંગળમાંજ 'अन्यं सतामवनहेतव एव देहं धास्ये प्रतिश्रुतमितीह बलाग्रतो यत्। सत्यं विधातुमुदभूद्यया स कृष्णो धर्मस्य सद्मनि पुनस्तममुं नमामि॥ यः पूर्वरूपमदधान्नृपभावयुक्तमन्यत्तु साधुजनभावयुतं सदीशः। तं च द्विरूपधरमेकगुणस्वभावं कृष्णं पितामहमहं शरणं गतोऽस्मि॥' આ રીતે કરી છે. આમાં શ્રીકૃષ્ણનાં **નૃપ ભાવવાળું અને સાધુભાવવાળું એમ બે રૂપો કહ્યાં છે.** અ. ૯૦ શ્લો. ૫૦ ની ટીકામાં અંત્ય મંગળમાં 'धर्माङ्ग्रिभूर्धर्मपरः सदीशः श्रीस्वामिनारायणनामधारी। कृष्णावतारो धरणीतलाद्योऽधर्मं समूलं जयताद्धरन् वै' એમ **કૃષ્ણનો સ્વામિનારાયણ નામથી અવતાર કહ્યો છે.** વળી સ્કંધ ૧૦ અ. ૧ શ્લોક ૩ ની ટીકામાં 'तदवतारद्वयसत्त्वेन पूर्वावतारकृष्णचरितानि, भविष्यतो द्वितीयस्य तदवतारचरितानि' એમ શ્રીકૃષ્ણના બે અવતારો જણાવ્યા છે. વળી સ્કં. ૧૦ અ ૨ શ્લો. ૨૮ ની ટીકામાં–कृष्णहरिकृष्णयोरेकावतारत्वाच्च' એમ **કૃષ્ણ હરિકૃષ્ણની એકાવતારતા નક્કી કરી છે.** આ રીતે આ ટીકામાં 'વસુદેવસુત શ્રીકૃષ્ણનોજ ધર્મસુતપણે દ્વિતીય અવતાર છે' એમ નિરૂપણ કર્યું છે.

**વાસુદેવમાહાત્મ્યમાં**–'मया कृष्णन निहताः सार्जुनेन रणेषु ये। प्रवर्तयिष्यन्त्यसुरास्ते त्वधर्मं यदा क्षितौ॥ धर्मदेवात्तदा भूत्वौ नरनारायणात्मना। प्रवृत्तेऽपि कलौ ब्रह्मन् भूत्वाहं सामगो द्विजः। मुनिशापान्नृतां प्राप्तं सर्षिं जनकमात्मनः। ततोऽविता गुरुभ्योऽहं सद्धर्मं स्थापयन्नज॥' (અ. ૧૮) આ રીતે **અક્ષરાધપતિ શ્રીકૃષ્ણે** બ્રહ્માપ્રત્યે ભવિષ્યમાં થનારા અવતારોને કહેતાં **બીજા શ્રીહરિરૂપથી** પણ પોતાનો અવતાર સૂચવ્યો છે.

**શીક્ષાપત્રીમાં**–શ્લોક ૧૦૭ માં અંતર્યામી સર્વેશ્વરને નિરૂપીને, એ સર્વેશ્વર શ્રીકૃષ્ણજ છે પણ બીજા કોઈ નહિ એમ પ્રતિપાદવા 'स श्रीकृष्णः परब्रह्म भगवान् पुरुषोत्तमः। उपास्य इष्टदेवो नः सर्वाविर्भावकारणम्' આ ૧૦૮ શ્લોક છે. આ તત્ત્વાર્થ નિરૂપણ પ્રસંગે ૧૦૮ ની ટીકામાં–અંતે **શતાનંદમુનિએ** શ્રીકૃષ્ણ અને શ્રીહરિનો તત્ત્વતઃ સર્વથા અભેદ જાણવારૂપ **નિર્ગલિતાર્થ** આ રીતે કાઢ્યો છે.– 'यः साक्षात् भगवान् क्षराक्षरपरः कृष्णः स एत्र स्वयं भक्तौ धर्मत आस भूरिकृपया

श्रीस्वामिनारायणः । मानुष्यं भुवि नाटयन्निजजनाचार्यत्वधर्मे स्थितः कृष्णं प्राह परोक्षवन्न तु ततोऽन्यः सोऽस्ति यत्स स्वयम्' (આથી **શિક્ષાપત્રીમાં પ્રતિપાદેલા જે રાધાલક્ષ્મીવિશિષ્ટ વૃન્દાવનવિહારી પરંબ્રહ્મ ભગવાન્ શ્રીકૃષ્ણ એજ શ્રીહરિ છે એમ અનન્યપણું જાણવાનું કહ્યું**)

**સત્સંગિજીવન**—મંગળમાં જ 'श्रीकृष्णाय नमस्तस्मै यः साक्षाद्धर्मनन्दनः' એમ શ્રીકૃષ્ણનો ધર્મનંદન શ્રીહરિરૂપથી આવિર્ભાવ કહીને **અનન્યતા** કહે છે. 'अतोऽहमेवं पुत्रत्वं दम्पत्योर्युवयोर्व्रष । प्राप्य' (પ્ર. ૧ અ–૧૯) એમ અસુરોએ પીડેલાં ધર્મ-ભક્તિએ વૃંદાવનમાં શ્રીકૃષ્ણની સ્તુતિ કરતાં રાધારમાદિ સાથે પ્રત્યક્ષ થયેલા **શ્રીકૃષ્ણે** તેમને પુત્રરૂપે પ્રગટ થવાનું વરદાન આપ્યું છે. 'गोलोक एवाक्षरधाम्नि दिव्येऽनन्ते च यादृक् रमते स नित्यम् । तं तादृशं ते ददृशुर्द्विहस्तं निनादयन्तं मुरलीं मुकुन्दम्' (પ્ર. ૧ અ. ૨૨) એમ જન્મ સમયે આવેલા બ્રહ્માદિ દેવોને પ્રકટ થએલા શ્રીહરિનું ગોલોકાંતર્વર્તિ અક્ષરના અધિપતિ મુરલીધર **શ્રીકૃષ્ણરૂપે** દર્શન થયાનું કહે છે. 'उपासनां यस्य कुर्मो वयं श्रीराधिकापतेः । स एव हरिनामाऽयं वर्तते सोदरो हि वाम्' (પ્ર. ૧ અ. ૩૯) એમ ધર્મદેવે 'જે **રાધિકાપતિ શ્રીકૃષ્ણની** આપણે ઉપાસના કરીએ છીએ. **એજ હરિ નામના** તમારા ભાઈ છે' એમ બીજા પુત્રોને કહ્યું છે. 'त्वं हि साक्षात्परंब्रह्म...गोलोकाधिपतिर्दिव्यवृन्दावनविहारकृत् । अखण्डरासलीलस्त्वं राधिकारमणः स्वयम्' (પ્ર. ૧ અ–૪૯) એમ વનમાં મળેલા શ્રીહરિનો ઉમાશંકરે 'સાક્ષાત્ પરંબ્રહ્મ ગોલોકાધિપતિ વૃંદાવનવિહારી રાસલીલાકર રાધારમણજ તમે પ્રગટ થયા છો' એવી સ્તુતિ કરી છે. 'गोलोकसंस्थाक्षरदिव्यधाम्नि यादृक् स्वदृष्टश्च बृहद्वनादौ । विलोक्य तं तादृशमेव कृष्णमानन्दवाधौ निममज्ज सद्यः' ( પ્ર. ૧ અ–૪૯) એમ રામાનંદસ્વામીએ 'ગોલોકાંતર્વર્તિ અક્ષર ધામમાં આધિપતિ **શ્રીકૃષ્ણજ શ્રીહરિરૂપે અવતર્યા છે'** એવો નિશ્ચય જાહેર કર્યો. 'परमेश्वर एवायं नारायणमुनिः स्वयम् । श्रीकृष्णोऽस्तीति साश्चर्यं वदन्ति स्म समुत्सुकाः' (પ્ર–૨ અ–૫) એમ રામાનંદસ્વામીના શિષ્યોએ **'આ નારાયણમુનિજ સ્વયં શ્રીકૃષ્ણ છે'** એવો નિશ્ચય કર્યો છે. 'सिताम्बरं नैष्ठिकवर्णिवेषं पीताम्बरं तं नटवर्यवेषम् । नवाम्बुदश्यामलसुन्दराङ्गं वन्दे हरिं धर्मसुतं च कृष्णम्' (પ્ર–૨ અ–૩૧) ઇત્યાદિ આઠ શ્લોકોથી **વસુદેવસુત શ્રીકૃષ્ણ અને ધર્મસુત શ્રીહરિની અભિન્નપણે સ્તુતિ કરી છે.** તેમાં પ્રથમ પાદમાં **શ્રીહરિને** અને બીજા પાદમાં **શ્રીકૃષ્ણને** અને ત્રીજા પાદમાં **બન્નેને મળતાં ઘટતાં** વિશેષણો આપીને બન્નેના નામનિર્દેશ સાથે કરી છે. આ ઉપરથી તો બન્તેની **અનન્યતા** અતિસ્પષ્ટ થાય છે. 'कृष्णतुल्याखिलाकारं वर्णिवेषमवस्थितम्' (પ્ર–૧ અ–૩૮) એમ શ્રીહરિનો સમસ્ત આકાર કૃષ્ણતુલ્ય **જાણીને આ કૃષ્ણજ છે** એવી ધર્મદેવને સ્મૃતિ આવી. 'नारायणावतारोऽत्र हरिरस्ति गुरुर्नः' (પ્ર–૪ અ–૩૫) 'अहं तु साक्षात् श्रीविष्णो-

रवतारं कलावपि' (અ. ૩૫) એમ મુકતાનંદમુનિએ વટપત્તનમાં થયેલી વિદ્વત્પ-રિષદમાં શ્રીહરિને વિષ્ણુ નારાયણના સાક્ષાત્ અવતારપણે નિરૂપ્યા છે. આ પ્રકારે શ્રીહરિને શ્રીકૃષ્ણના બીજા અવતારૂપે પ્રતિપાદનારાં અનેક વચનો છે.

**વચનામૃત–મધ્ય** ૬૪ 'અમે વ્યાસજીના કરેલા જે સર્વે ગ્રંથ તેને સાંભળ્યા ને પછી પૂર્વાપર વિચારીને જોયું ત્યારે તેમાંથી અમને એમ સમજાયું છે જે મત્સ્ય કચ્છ વરાહ નૃસિંહાદિક જે અવતાર છે તે **સર્વે અવતારના અવતારી તે શ્રીકૃષ્ણ ભગવાન્** છે...એવા જે શ્રીકૃષ્ણ તે આપણા ઇષ્ટદેવ છે અને તે શ્રીકૃષ્ણ ભગવાનનાં ચરિત્ર દશમ સ્કંધને વિષે સંપૂર્ણ કહ્યાં છે...અને તે શ્રીકૃષ્ણ ભગવાનનો દેવકીજીથકી જે જન્મ તે કથનમાત્ર છે. અને પોતે તો સદા પોતાના અક્ષર ધામમાંજ છે...એવા જે શ્રીકૃષ્ણ ભગવાન્ તે મુમુક્ષુને સર્વ પ્રકારે ભજવા યોગ્ય છે...માટે સર્વે કળાએ સંપન્ન તો એક શ્રીકૃષ્ણ ભગવાનજ છે...**એવી રીતે પરોક્ષપણે પોતાના પુરુષોત્તમપણાની વાર્તા શ્રીજીમહારાજે કહી તેને સાંભળીને સર્વે હરિભક્ત એમ જાણતા હવા જે એજ જે શ્રીકૃષ્ણ પુરુષોત્તમ તેજ આ ભક્તિધર્મના પુત્ર શ્રીજીમહારાજ છે"** વરતાલ ૧૮ 'અને પાંચમા આપણા ઇષ્ટદેવ જે શ્રીકૃષ્ણ ભગવાન્ તેમને જાણવા અને સ્થાનક સેવક ને કાર્ય તેને ભેદે કરીને તે શ્રીકૃષ્ણ ભગવાનની મૂર્તિઓનું બહુપણું છે તેને જાણવું. અને પરોક્ષ રૂપ ને પ્રત્યક્ષ રૂપ તેને જાણવાં. તેમાં પરોક્ષ રૂપ તે કેવી રીતે તો માયાના તમથકી પર એવો જે ગોલોક તેને મધ્યે જે અક્ષરધામ તેને વિષે રહ્યા છે...ને રાધિકાજી ને લક્ષ્મીજીએ સહિત છે...એવી રીતે પરોક્ષપણે ભગવાનનું સ્વરૂપ કહ્યું (પ્રત્યક્ષ રૂપ તો ભૂતળમાં વર્તતું નરાકાર જાણવું)... શ્રીમદ્ભાગવત પુરાણને વ્યાસજી કરતા હવા તેમાં સર્વ અવતાર કરતાં શ્રીકૃષ્ણનેજ અધિકપણે કહ્યા છે...અને તે વ્યાસજીએ એમ સિદ્ધાંત કર્યો છે જે સર્વ અવતારના ધરતલ જે પરમેશ્વર તેજ સ્વયં શ્રીકૃષ્ણ ભગવાન્ છે ને બીજા જે અવતાર તે એના છે...અને એ શ્રીકૃષ્ણ ભગવાને પરમેશ્વરપણાની પ્રતીતિને અર્થે ચતુર્ભુજ રૂપ દેખાડ્યું...એવી રીતની વાર્તાને સાંભળીને સર્વે સાધુ ને સત્સંગી તે એમ સમજતા હવા જે **એ પરોક્ષ જે શ્રીકૃષ્ણ ભગવાન્ કહ્યા તેજ આ ભક્તિ ધર્મના પુત્ર શ્રીજીમહારાજ છે** પણ એ થકી પર કોઈ નથી અને એજ આપણા **ઇષ્ટદેવ** છે ને **ગુરુપણ** એજ છે" આ રીતે વસુદેવસુત શ્રીકૃષ્ણને સર્વોપરી અવતારીપણે નિરૂપવા પૂર્વક તેમનાજ બીજા **અવતાર તરીકે** ધર્મસુત શ્રીહરિને નિરૂપ્યા છે. હવે એમાં સંશયલેશ રહેતો નથી.

**ઉપોદ્ઘાતમાં**–શ્રીગોલોકના મધ્યને વિષે ભગવાનનું **અક્ષર ધામ** છે તેને વિષે શ્રીકૃષ્ણ ભગવાન્ રહ્યા છે...અને મધુરે સ્વરે કરીને **વેણુને વગાડે છે**

અને **રાધિકાજી ને લક્ષ્મીજી** તેમણે સેવ્યા છે...વરાહાદિક અવતારને ધરનારા છે...**એવા જે શ્રીકૃષ્ણ ભગવાન્ તે કોસળ દેશને વિષે પ્રગટ થતા** હવા... શ્રીકૃષ્ણ ભગવાનનું આરાધન કરતાં હવાં તેણે કરીને ભગવાન્ એમની ઉપર પ્રસન્ન થયા અને પોતાના અક્ષર ધામમાં જેવા પોતે સદા વિરાજમાન છે તેવું પોતાનું દર્શન આપીને ધર્મભક્તિ પ્રત્યે બોલતા હવા જે 'હે ધર્મ ભક્તિ તમને કષ્ટના દેનારા જે અસુર તેમને પૂર્વે મેં કૃષ્ણાવતારને વિષે માર્યા હતા તે મારી ઉપર એમને વેર છે માટે તમને મારાં જાણીને પીડે છે તે અસુરના નાશને અર્થે હું જે તે નારાયણઋષિરૂપે તમારા થકી પ્રગટ થઈને **હરિકૃષ્ણ** નામે વિખ્યાત થઇશ ...એમ કહીને અંતર્ધાન થઈ ગયા...અને પછી શ્રીકૃષ્ણ ભગવાન્ પ્રગટ થતા હવા" ઇત્યાદિ. આ રીતે શ્રીકૃષ્ણને અક્ષરધામી મુરલીધર રાધાલક્ષ્મીવિશિષ્ટ સર્વાવતારધર્તાપણે નિરૂપીને તેમનાજ બીજા અવતાર તરીકે ભગવાન્ શ્રીહરિને નિરૂપ્યા છે.

નિત્યાનંદમુનિકૃત હરિદિગ્વિજયમાં–ઉલ્લાસ ૪૨ માં 'ભગવાન્ ધર્મસુત શ્રીહરિ તે વસુદેવસુત શ્રીકૃષ્ણનોજ બીજો અવતાર છે' એમ મુકતાનંદમુનિએ વટપત્તનની રાજસભામાં ઉઘાડું સમર્થન કર્યું છે. તેને માટે આ નીચેના શ્લોકો છે–'एतत्सामान्यतः प्रोक्तं विशेषेणास्मदीश्वरः। ज्ञेयः कृष्णावतारत्वात्कृष्ण एव न संशयः॥ ननु कृष्णः कथं भूयो जातो भुवि नराकृतिः। अवतारधृतौ हेतुस्तस्य को वाऽस्ति साम्प्रतम्॥ इति चेत् श्रूयतां विष्णोः प्रयोजनवशाद्भुवि। एकनामावतारोऽपि पुनः प्रादुर्भवत्यपि॥ द्विराविरासीन्मत्स्यो हि वराहश्च तथा पुनः। द्विश्च धन्वन्तरिर्जातो वामनस्त्रिश्च भूतले॥ त्रयो बुद्धावतारास्च जातास्तुल्यक्रिया भुवि। कथाविस्तार एतेषां ज्ञेयो भागवतामृतात्॥ तथा कृष्णोऽप्यसौ भूयः प्रादुर्भूतो निजेच्छया। अत्र तस्यैव वचनं प्रमाणमपि वर्तते॥ जरासन्धो यदा यातो मथुरायां महाचमूः। तथा युयुत्सुस्तेनासौ बलभद्रमभाषत॥ अन्योऽपि धर्मरक्षायै देहः सम्भ्रियते मया॥ विरामायाप्यधर्मस्य काले प्रभवतः क्वचित्॥ तस्मात्कृष्णावतारोऽयं सप्रमाण इतीयताम्। कृष्णस्यैव हि दृश्यन्ते लक्ष्माण्यस्मिन्नशेषतः॥ ध्वजवज्राङ्कुशादीनि रेखाचिह्नानि षोडश। पादयोरस्य वर्तन्ते कृष्णस्यैव स्फुटानि हि॥ एतावांस्त्वत्रभेदोऽपि ज्ञातव्यः कृष्णयोर्द्वयोः। एको गृही क्षत्रधर्मा वर्ण्यन्यो ब्रह्मधर्मभाक्॥ तस्मात्कृष्णावतारोऽयमित्यस्माभिरुदीर्यते॥" આ રીતે શ્રીકૃષ્ણને ફરીથી આવવાનું **કારણ સપ્રમાણ કહીને શ્રીહરિને શ્રીકૃષ્ણના બીજા અવતારપણે સયુક્તિ નિરૂપ્યા** છે. આરીતે બન્નેનો અત્યંત અભેદ તત્ત્વતઃ સાબીત થાય છે. **એકજ અહમર્થ ચેતન છે એ કહેવાનો મુખ્ય મુદ્દો છે.** એમ હોવાથી બંનેને **સર્વોપરી અવતારી** કહેવામાં કશો બાધ વિરોધ નથી. બીજા પ્રાકૃત કવિઓએ પણ શ્રીકૃષ્ણના બીજા અવતાર તરીકે શ્રીહરિને ઉઘાડે છોગે નિરૂપ્યા છે. એમાં સંશયસ્થાન નથી. આવી સાંપ્રદાયિક પ્રક્રિયા બદ્ધમૂળ હોવા છતાં શ્રીહરિને અવળી રીતે મોટા માનવાના મિથ્યા આવેશથી શ્રીકૃષ્ણને જીવાદિ તુચ્છ પદે ઉતારી પાડવાની

**આસુર પારાવાર પ્રવૃત્તિ** બંડીયા ખુંણીયાએ આદરેલી જોવામાં આવે છે તેનું ખંડન અન્યત્ર અનવધિ કર્યું છે.

## અન્તર્યામી—

ભગવાન્ **અવતારરૂપથી બાહ્ય** રક્ષાને અને **અંતર્યામિરૂપથી આંતર** રક્ષાને કરે છે. એમ બન્ને રૂપોથી લોકોને ઉપકાર કરે છે. પ્રાણીઓના હૃદયકમળમાં નિયંતાપણે જે સ્થિતિ તે **અંતર્યામિત્વ** કહેવાય. તે **સ્વરૂપથી** અને **રૂપથી** એમ બે પ્રકારનું માન્યું છે. સ્વરૂપથી સ્થિતિ તો જીવોની વિમુખ દશામાં પણ પોતે તેની અંદર પ્રવેશીને સુહૃદ્ભાવથી તેની સત્તાના નિર્વાહકપણે રહેવું તે જાણવી. આ અર્થ 'आत्मानमन्तरो यमयति' 'अहमात्मा...सर्वभूताशयस्थितः' 'अन्तर्बहिश्च तत्सर्वं व्याप्य नारायणः स्थितः' ઇત્યાદિકમાં અતિ સ્પષ્ટ છે. **રૂપથી સ્થિતિ તો** ભગવાનને અભિમુખ થઈને ભક્તિયોગમાં પ્રવર્તેલાઓને અનુગ્રહાર્થે હૃદયકમળમાં રૂપથી પણ સન્નિધિ આપીને ધ્યેય રૂપનો પ્રકાશ કરી આપવો તે જાણવી. ભગવદ્વિમુખોના હૃદયકમળમાં પણ વિગ્રહથી સન્નિધિ હોય કે ન હોય એમાં આપણે કાંઈ પ્રયોજન નથી. આ **રૂપ અંગુષ્ઠપરિમાણ** છે એમ 'अङ्गुष्ठमात्रः पुरुषोऽन्तरात्मा सदा जनानां हृदये सन्निविष्टः' (कठ. उ.) ઇત્યાદિ શ્રુતિનો અર્થ વિચારતાં સિદ્ધ થાય છે. ભગવાન તો અપરિચ્છિન્ન છે પરંતુ હૃદય અંગુષ્ઠમાપ હોવાથી **રૂપની** અંગુષ્ઠપરિમાણતા કહેવાય છે. 'स यश्चायं पुरूषे यश्चासावादित्ये स एकः' આ શ્રુતિનો અર્થ જોતાં હૃદયકમળમાં ઉપાસ્યપણે રહેલા જે છે તે હિરણ્મય પુરુષ છે એમ નક્કી થાય છે. આ રીતે **અંતર્યામી** નિરૂપ્યા છે.

**અર્થપંચકમાં**–'विश्वनियन्ता अन्तर्यामी द्विविधः–सविग्रहाविग्रहभेदात्' એમ **સવિગ્રહ** અને **અવિગ્રહ** બે પ્રકારના અંતર્યામી કહ્યા છે. ગોપાળાનંદસ્વામિએ 'तं दुर्दर्शं गूढमनुप्रविष्टं गुहाहितं गह्वरेष्ठं पुराणम्' (कठ. उ.) આ મંત્રનું "अनुप्रविष्टं–सृष्टेषु सृष्टिमनुप्रविष्टम्, इदमन्तर्यामितया। गुहाहितं–हृदयगुहासन्निहितम्, इदं तु विग्रहतोऽपि" આવું ભાષ્ય કર્યું છે. તથા 'स एषोऽन्तश्चरते बहुधा जायमानः' આ મંત્રનું "स एष सर्वान्तरात्मैकोऽपि प्रतिहृदयं विग्रहविशिष्टवेषेणाविर्भवन् बहुरूपो भवतीत्यभिप्रायेण बहुधा जायमान इत्युक्तिः" આવું ભાષ્ય કર્યું છે. એમ કરીને એક **સવિગ્રહ** અને બીજા **અવિગ્રહ** એમ બે પ્રકારનાં **અંતર્યામી** વર્ણવ્યા છે. વચ૦ વર૦ ૧૩ 'શ્રીકૃષ્ણ ભગવાન એક ઠેકાણે રહ્યા થકા પોતાની ઇચ્છાએ કરીને જ્યાં દર્શન દેવાં હોય ત્યાં દર્શન આપે છે અને એક રૂપથકા અનંતરૂપે ભાસે છે...અને ભગવાનને ગ્રંથમાં વ્યાપક કહ્યા છે તે તો મૂર્તિમાન્ છે તેજ પોતાની સામર્થીએ કરીને એક ઠેકાણે રહ્યા થકા સર્વને દર્શન આપે છે એમ વ્યાપક (રૂપથી) કહ્યા છે પણ આકાશની પેઠે અરૂપથકા વ્યાપક નથી' આ રીતે સાકાર પરમાત્માની સર્વવ્યાપકતા કહી છે તે અનંત રૂપના

ગ્રહણથી ઘટતી આવે છે. આથી **અંતર્યામિ રૂપ**ભેદપણ ઉપપાદન કરેલો જાણી લેવો. આ જે રૂપવિશિષ્ટ અંતર્યામી કહ્યા તે જેનું ચિત્ત અષ્ટાંગ યોગના અભ્યાસથી સંસ્કૃત થએલું હોઈને જેને ભક્તિયોગ સિદ્ધ થયો હોય એવાને જ ગ્રાહ્ય દૃશ્ય થાય છે. પણ બીજા જેને તેને નહિ. આવા રૂપનું 'मध्ये वामनमासीनं विश्वे देवा उपासते' એમ દેવતોપાસ્યત્વ કહ્યું છે. 'हृय्यमिति तस्माद्धृदयम्' એમ હૃદયમાં પરમાત્મા રહેલા હોવાથી **'હૃદય'** એ નામની પ્રવૃત્તિ સાર્થક છે. એમ હોવાથી જ 'हृदि चिन्तयेत्' એમ હૃદયમાં દિવ્ય રૂપવિશેષથી વિરાજમાન પરમાત્માનું ધ્યાન કરવાનું કહે છે. આ તો ખાસ ઉપાસકોના અનુગ્રહાર્થે કૃપાથી ધારેલું છે.

**અર્ચાવતાર—**

**અર્ચાવતાર** એટલે આશ્રિતોને અભિમત સુવર્ણ રજત કે શીલાદિક જે કોઇ દ્રવ્યને કૃપાવશાત્ આદરથી શરીરપણે સ્વીકારીને, તેમાં વિશિષ્ટ પ્રતિષ્ઠાવિધિબલાત્ ભગવાનનું **દિવ્ય રૂપથી** પ્રગટ થઈને વિરાજમાનપણું તે જાણવું. આ તો સ્નાન ભોજન આસન શયનાદિકમાં પૂજકને પરાધીન સ્થિતિવાળા થઈને સમસ્ત અપરાધોને સહન કરતા થકા ઘર ગામ નગર પર્વત આદિકમાં વિરાજે છે. જેમ પરને અક્ષરધામ અને અવતારોને અયોધ્યા મથુરા આદિક દેશનિયમ છે તેમ એમને નથી. કાળ નિયમ પણ નથી. સર્વ દેશ કાળમાં હોઈ શકે. આ **મૂર્તિવિશેષ** ક્વચિત્ સ્વયંવ્યક્ત તો ક્વચિત્ દેવોએ તો ક્વચિત્ સિદ્ધો મહર્ષિઓએ તો ક્વચિત્ મનુષ્યોએ સ્થાપેલો **ચાર પ્રકારનો** છે. તેમાં પ્રથમના ત્રણ તો ઐતિહ્ય પ્રમાણથી જ્ઞાતવ્ય છે અને ચોથો તો પ્રસિદ્ધ જ છે. **પર રૂપ** કે **વ્યૂહ રૂપ** ચર્મચક્ષુ મુમુક્ષુઓને અગોચર હોવાથી એમના પૂજનમાં એમનું સામર્થ્ય નથી. **અવતાર રૂપો** પણ ભિન્નભિન્ન કાળમાં થનાર હોવાથી સાર્વકાલિક મુમુક્ષુઓને પ્રાપ્ય નથી. **અંતર્યામિરૂપ** યદ્યપિ હૃદયમાં સમીપેજ રહ્યું છે પરંતુ અસંસ્કૃત મનવાળા મુમુક્ષુને પ્રાપ્ય નથી. માટે સર્વ કોઈ સુખેથી આશ્રય કરી શકે એવો આ **અર્ચાવતાર** છે. સર્વ કોઈના અર્ચનમાં આવે છે માટે **'અર્ચા'** એવા સાર્થક નામથી કહેવાય છે. એમ હોવાથી જ ભાગવતમાં 'भगवान् धारणाश्रयः' 'शुभार्थे धारयेद्धिया' એમ ભગવન્મૂર્તિને શુભાશ્રય તરીકે પ્રથમ પદ આપ્યું છે. આ અર્થ શ્રીહરિએ પણ મધ્ય ૧૯ 'શ્રીકૃષ્ણ નારાયણના અવતાર પૃથ્વીને વિષે પ્રગટ ન હોય તો તેની જે **પ્રતિમા** તેની પૂજા મને કરીને તથા દેહે કરીને ચંદન પુષ્પ તુળસી આદિક સામગ્રીવતે કરવી' આ રીતે જણાવ્યો છે.

જેમ અવતારોની જ્ઞાન શક્તિ ઐશ્વર્ય આદિક ગુણોથી પરિપૂર્ણતા, અપ્રાકૃતતા, નિત્યનિર્દોષતા અને પરરૂપથી અનન્યતા કહી છે તેમજ અર્ચાવતાર માટે પણ સમજવાનું કહ્યું છે—'सर्वातिशायि षाड्गुण्यं संस्थितं मंत्रबिम्बयोः। तेनाचर्यो भगवान् साक्षात् नोपचारधिया क्वचित्' એમ પાંચરાત્રમાં 'સ્વયં ભગવાન જ સર્વગુણપૂર્ણ

વિરાજે છે' એવા ભાવથી પૂજવા પણ ગૌણ બુદ્ધિથી નહિ. એમ હોવાથી જ 'अर्चाविष्णौ शीलाधीः' ઇત્યાદિ વચનો અર્ચામાં શીલાદિ બુદ્ધિ કે અન્ય જીવાદિ બુદ્ધિ નહિ રાખતાં સ્વયં ભગવાનની જ બુદ્ધિ રાખવાની કહે છે. એમ હોવાથી જ **ભાગવતમાં** પણ મૂર્તિપૂજાનું વિધાન 'लब्धानुग्रह आचार्यात्तेन सन्दर्शितागमः। महापूरुषमभ्यर्चेन्मूर्त्याभिमतयाऽऽत्मनः' આ રીતે કર્યું છે. **'વિષ્ણુધર્મમાં**–'सुरूपां प्रतिमां विष्णोः प्रसन्नवदनेक्षणाम्। कृत्वाऽऽत्मनः प्रीतिकरीं सुवर्णरजतादिभिः॥ तस्यां ब्रह्म समारोप्य मनसा तन्मयो भवेत्। तामर्चयेत्तां प्रणमेत्तां यजेत्तां विचिन्तयेत्॥ विशत्यपास्तदोषस्तु तामेव ब्रह्मरूपिणीम्' એમ અર્ચાઓનું ઉપાસ્યત્વ અને પ્રાપ્યત્વ પણ કહ્યું છે. પ્રતિમામાં દેવતાનું સાન્નિધ્ય થવામાં 'अर्चकस्य तपोयोगादर्चनस्यातिशायनात्। आभिरूप्याच्च बिम्बानां देवः सान्निध्यमृच्छति॥ (स. प्र. ५ અ. ૭) એમ પૂજકનો **તપોયોગ** અને પૂજનનો **અતિશય** અને પ્રતિમાનું **રમણીયપણું** આ ત્રણ કારણો કહ્યાં છે. 'सौलभ्यतो जगत्स्वामी सुलभो ह्युत्तरोत्तरः' એમ અર્ચામાં અનવધિ **સૌલભ્ય** ગુણ કહ્યો છે. એજ રીતે **સૌશીલ્ય ક્ષમા વાત્સલ્ય** ઇત્યાદિ ગુણો કે જે પૂજક ભક્તોને બહુ ઉપયોગના છે તે પ્રતિમામાં સર્વને પ્રત્યક્ષ જોવામાં આવે છે. આ ગુણો **વિશ્વક્સેનસંહિતામાં**–'अर्चावतारः सर्वेषां बान्धवो भक्तवत्सलः। स्वतंत्रः स जगन्नाथोऽप्यस्वतंत्रो यथा तथा॥ सर्वशक्तिर्जगद्धाताऽप्यशक्त इव चेष्टते। सर्वान् कामान् दधत्स्वाम्यप्यशक्त इव लक्ष्यते॥ अपराधानभिज्ञः सन् सदैव कुरुते दयाम्' આ રીતે કહ્યો છે. આ રીતે તે તે સ્થળમાં વિરાજમાન **અર્ચાવતાર** સર્વગુણસંપન્ન હોઈને યથારુચિ સમગ્ર પુરુષાર્થને આપનાર અને જીવોની ઉપર અનુગ્રહ કરવા તત્પર રહે છે.

ઉપરોક્ત અર્થ **સંપ્રદાયપ્રબન્ધોમાં** વિશેષતઃ વર્તે છે–'ध्येयास्तत्प्रतिमाऽपि च' એમ પ્રતિમાને પરંબ્રહ્મ શ્રીકૃષ્ણની કહેવા પૂર્વક **ધ્યેયતા** કહે છે. 'प्रणम्य राधाकृष्णस्य लेख्यार्चां तत आदरात्' 'शैली वा धातुजा मूर्तिः शालग्रामोऽर्च्य एव तैः' એમ શૈલી ધાતુજા શાળગ્રામ ચિત્રાર્ચા આદિકની **પૂજા** કરવાની શિક્ષાપત્રીમાં કહી છે. 'शैली दारुमयी लौही लेप्या लेख्या च सैकती। मनोमयी मणिमयी प्रतिमाष्टविधा स्मृता। एतास्वपि भवेच्छ्रद्धा यस्य यत्र स तां नरः। निश्छद्म पूजयेद्भक्त्या यथालब्धोपचारकैः। चतुर्णां ब्राह्मणादीनां वर्णानां योषितां तथा। प्रतिमापूजनं शस्तं विष्ण्वादीनां हि भक्तितः॥' (स–प्र–५ અ–૭) 'એમ **અષ્ટ પ્રકારની પ્રતિમા કહેવા** પૂર્વક તેમાંથી યથેચ્છા એકની શ્રદ્ધાથી પૂજા કરવાની સર્વને આજ્ઞા કરી છે. 'सामान्यां सविशेषां वा दीक्षामुद्धववर्त्मनि। प्राप्ता ये तैः प्रतिदिनं कार्यं श्रीकृष्णपूजनम्॥ दीक्षितैरुद्धवाचार्याच्छ्रीकृष्णस्याखिलैरपि। प्रतिमा नित्यपूजार्थं ग्रहीतव्या यथारुचि॥' (प्र–૪ અ–૫૨) આ રીતે દીક્ષિત તમામને પ્રતિમાપૂજનની આવશ્યકતા કહી છે. **વચનામૃતમાં** ઉપરની બાબત બહુ સ્પષ્ટ છે–પ્ર–૬૮ 'માટે

તે પરમેશ્વરે પોતાની આજ્ઞાએ કરીને જે **મૂર્તિ** પૂજવા આપી હોય તે મૂર્તિ અષ્ટ પ્રકારની કહી છે તેમાં **પોતે સાક્ષાત્ પ્રવેશ કરીને વિરાજમાન રહે છે.** તે મૂર્તિને જે ભગવાનનો ભકત પૂજતો હોય ત્યારે જેમ પ્રત્યક્ષ ભગવાન્ વિરાજતા હોય અને તેની મર્યાદા રાખે તેમ તે મૂર્તિની પણ રાખવી જોઈએ અને ભગવાને તો શ્રીમુખે એમ કહ્યું છે જે મારી અષ્ટ પ્રકારની જે **પ્રતિમા** તેને વિષે હું અખંડ નિવાસ કરીને રહું છું' એમ સાક્ષાત્ ભગવાન જેવું જ અતિગૌરવ કહે છે. લોયા ૧૧ માં ભૂમિસ્થ મૂર્તિઓમાં પરરૂપની ભાવના કરવારૂપ વિશેષ કહ્યો છે. મધ્ય ૧૯ માં અવતારના અભાવમાં **મૂર્તિઓની** પૂજા કરવાની કહી છે.

કોઈ **અસુરો** કૃષ્ણ ઉપર શિશુપાળ જ જેમ એમ પ્રતિમાઓ ઉપર દ્વેષ રાખે છે. જ્યારે કૂર્ચાદિકમાં આવાહનવિધિવશાત્ દેવ પિતૃ આદિકની સન્નિધિ થાય છે એ પ્રમાણપ્રતિપન્ન છે, તો પછી સર્વવ્યાપી પરમાત્માની **સન્નિધિ** પ્રતિષ્ઠા-વિધિવશાત્ **પ્રતિમામાં** થાય એમાં કહેવું જ શું ? ભગવાન તો **સર્વવ્યાપી** હોવાથી દેશથી દૂર નહિ પણ સમીપે હોવાથી અર્ચામાં એમની સન્નિધિ હોઈ શકે, વળી **સર્વશરીરી** હોવાથી અર્ચાશરીરપણું ન ઘટે એમ પણ નહી, વળી **સર્વશક્ત** હોવાથી અર્ચાશરીરે પણ થઈ શકે છે, વળી ભગવાન્ આશ્રિતોના ભાવ વિશેષને અનુસારે રહેતા હોવાથી અર્ચારૂપે રહેવામાં **નિમિત્ત** પણ છે, વળી મૂર્તિ વિશેષાવચ્છેદથી રહેવાપણું હોવાથી પરિચ્છિન્નપણાની પણ શંકા આવતી નથી, વળી આ તો **આવિર્ભાવ** છે પણ લૌકિકવત્ ઉત્પત્ત્યાદિ વિકાર નથી, તો ભગવાનના અર્ચાવતારમાં કેમ વિશ્વાસ ન લાવવો ? લાવવો જ જોઈએ. **તાત્પર્ય એ** છે કે—આ ભગવાન્ શું અસર્વજ્ઞ છે કે ? જેથી **આશ્રિતોના ભાવબન્ધને શું નથી જાણતા ?** (સર્વજ્ઞ હોવાથી જાણે છે) વળી આ જાણે છે પણ શું અવિભુ છે ? કે જેથી સર્વત્ર સન્નિધિ આપવા અસમર્થ છે ? **(વિભુ હોવાથી સર્વત્ર સન્નિધિ આપી શકે છે)** વળી શું અસમસ્તવપુ છે ? કે જેથી પ્રાકૃત શિલામય બિંબમાં સન્નિધિ દોષ માટે માનીને તેને ત્યજીને દૂર રહે છે ? **(સર્વવપુ હોવાથી બિંબમાં દોષ જાણીને ત્યજીને દૂર રહી શકે નહિ)** વળી ભગવાન સર્વવ્યાપી છે પણ શીલાદિકને વિષે કલ્પેલો હસ્તપાદાદિ અવયવસન્નિવેશ છે તેજ તેમને શું સુદૂર ખસેડી મૂકે છે ? **(સર્વવ્યાપીમાં કલ્પેલા આકારો એમને ખસેડી શકે નહિ)** વળી સર્વતનુ સર્વાકાર ભગવાનની શું અર્ચાઆકાર કલ્પના વિરોધ માટે થાય છે ? **(સર્વતનુ સર્વાકારમાં કરેલી આકાર કલ્પના વિરોધ માટે થાય નહિ)** વળી શ્રુતિસિદ્ધ દિવ્યાકારનું સ્મારક જે આ આકાર કલ્પન છે તે શું સમાધિમાં વૈપરીત્ય માટે થાય છે ? **(અર્ચાકાર કલ્પના દિવ્યાકારનું સ્મારક હોવાથી સમાધિની વિપરીતતા**

**માટે થાય નહિ.)** આ રીતે નિઃશંક તત્ત્વબોધ આપ્યા છતાં પણ અર્ચાવતારમાં વિશ્વાસ કરતા નથી અને હિરણ્યકશિપુની પેઠે વિદ્વેષ કર્યા કરે છે એવા આસુરોના હૃદયવિદારણ માટે સ્તંભમાંથી જેમ પ્રકટ્યા હતા તેમ બિંબમાંથી પણ એજ ભગવાને ફરી અવતરવું જોઈએ. અર્ચાવતારની સિદ્ધિ અને તેની માન્યતા માટે શિક્ષાપત્રીભાષ્યમાં આવા અર્થની સંસ્કૃતમાં પંક્તિઓ લખી છે તેનો આ અનુવાદ છે. ઉપર પ્રમાણે હોવાથી જ અર્ચાવતારમાં શીલાદિ બુદ્ધિ રાખનારાને 'अर्चाविष्णौ शीलाधीः...नारकी सः' એમ નારકી કહ્યા છે.

'न तस्य प्रतिमाऽस्ति' આ જે નિષેધ છે તે અર્ચાનો નથી પણ 'अप्रतिमप्रभाव.' એમાં કહ્યા પ્રમાણે ઉપમાનનો નિષેધ છે. **અનુપમ** ભગવાનને કોઈની **પ્રતિમા**—ઉપમા આપી શકાય નહિ એ એનો અર્થ છે. 'प्रतिमास्वप्रबुद्धानाम्' આ જે કહ્યું છે તેમાં 'अप्रबुद्धानामपि प्रतिमासु' એવી યોજના કરવી. જ્ઞાનિઓની દૃષ્ટિએ અર્ચામાં ભગવાન નથી એવો અર્થ ન કરવો. ભગવાનને સર્વત્ર જોનારા જ્ઞાનિઓ તો અર્ચામાં પણ ભગવાનને સાક્ષાત્ જુવે છે જ.

**આ સ્થળે આટલું અવશ્ય જાણવું**—જેમ વ્યૂહ વિભવ વિગેરેનાં રૂપો અપ્રાકૃતમય છે તેમ અર્ચાવતારનાં રૂપોપણ અપ્રાકૃતમય છે. તેમાં યથાવિધિ પ્રતિષ્ઠા થયા પછી પ્રસાદોન્મુખ પરમેશ્વરના સંકલ્પાધીનપણે અપ્રાકૃત શરીરમાત્ર આવિર્ભવે છે. પ્રાકૃત અપ્રાકૃતનો સંસર્ગ કેમ ઘટે? એવી શંકા કરવી નહિ. શ્રીકૃષ્ણ શ્રીરામ આદિક અવતાર શરીરોમાં પણ એવો સંસર્ગ જોવામાં આવ્યો છે. આ પ્રમાણને અનુસારે એનું સમાધાન સમજવું. આ અર્થ પ્ર. ૭૧ 'ભગવાન્ પૃથ્વીને વિષે પ્રકટ થાય છે જ્યારે જે જે તત્ત્વનો અંગીકાર કરે છે તે સર્વે તત્ત્વ બ્રહ્મરૂપ છે, કાં જે રામ કૃષ્ણાદિક અવતારને વિષે સ્થૂલ સૂક્ષ્મ અને કારણ એ ત્રણ દેહ તથા જાગ્રત્ સ્વપ્ન અને સુષુપ્તિ એ ત્રણ અવસ્થા તે જણાય છે તથા દશ ઇન્દ્રિયો પંચ પ્રાણ ઇત્યાદિક સર્વે તત્ત્વ મનુષ્યની પેઠે જણાય છે પણ એ સર્વે **બ્રહ્મ છે** પણ **માયિક નથી'** પં. ૭ 'અને તે ભગવાનમાં જે દેહભાવ જણાય છે તે તો નટની માયાની પેઠે જાણવો' આ રીતે વર્ણવ્યો છે. આનું અનુસંધાન 'अज्ञत्वं पारवश्यत्वं विधिभेदादिकं तथा। तणा प्राकृतदेहत्वं देहत्यागादिकं तथा॥ असुराणां विमोहाय दोषा विष्णोर्नहि क्वचित्' (સ. પ્ર. ૩ અ. ૨૯) આમાં વ્યક્ત છે.

**કેટલાક જ્ઞાનલવદુર્વિદગ્ધો** અર્ચાવતારને યથાસ્થિત સમજ્યા વિના અન્યથા અન્યથા પ્રલપે છે. જે કોઈ અર્ચાઓને મૂળથીજ માનતા નથી, તેને માટે તો કહેવાનું ઉપર ચોખ્ખું કહી દીધું છે. કોઈ અંતરિતો માનીને પણ પરમાત્માની નહિ પણ કોઈ જુદા જુદા (નામ ઠામ વિનાના, જેની કલ્પના કરવી હોય તેની થઈ શકે) **ભક્ત મૂકતની** આર્ચાઓને ઠરાવીને અધ્યેય હેય તુચ્છ ઠરાવે છે. પ્રથમ તો **અર્ચા** શબ્દથી કહેલી પ્રતિમાઓ એ કેની? અને એ શું તત્ત્વ? અને એની **અનેકતા**

**ધ્યેયતા મોક્ષપ્રદતા** શાથી? એ વિચારવાનું છે. જ્યારે પ્રતિમાઓની **પ્રતિષ્ઠા** કરાય છે ત્યારે તેમાં વેદવિધિથી પરમાત્મા (**પરરૂપ કે રામકૃષ્ણાદિ અવતારરૂપ**)નું આવાહન કરાય છે. એ ઉપરથી તે તે **લક્ષ્મીનારાયણ** કે **રામકૃષ્ણાદિ** નામથી તે તે પ્રતિમાઓ વ્યપદેશાય છે. એમાં કોઈ ભક્ત મુક્તનું આવાહન આરંભથીજ નથી. આ બાબત ખાસ સમજવાની છે. જેમ પરમાત્મા પોતાની ઇચ્છાથી **પર વ્યૂહ વિભવાદિ** રૂપે રહ્યા છે. તેમ આશ્રિતમનોરથને અનુસારે કૃપાવશાત્ **અર્ચાવતાર**રૂપે પણ રહ્યા છે. એટલે શ્રુતિસિદ્ધ મુક્તાનુભાવ્ય **પરરૂપ**નું કે **તદનન્ય અવતારઆકાર**નું સ્મારક **અર્ચારૂપ** છે. અહમર્થ વિભુ ચેતન પરમાત્મ સ્વરૂપ તો વ્યૂહ અવતારોમાંજ જેમ એમ અર્ચાઓમાં પણ અખંડ અનુસ્યૂત હોવાથી એ પણ **પરમાત્માનાં** ઐચ્છિક શુદ્ધ રૂપો કહેવાય. મૂળ રૂપ અગોચર હોવાથી અવતારરૂપો જેમ મુમુક્ષુ ધ્યાતાઓને ધ્યાનાલંબન માટે થાય છે તેમ અર્ચાઓ પણ અવતારરૂપ હોવાથી થાય છે. આવી તત્વદષ્ટિએ જોઈએ તો 'कृष्णस्तदवताराश्च ध्येयास्तत्प्रतिमाऽपि च' એમાં કહ્યા પ્રમાણે જેમ પરમાત્માના **અવતારો** તદનન્ય તત્ત્વ છે તેમ **અર્ચાવતારો** પણ તદનન્ય તત્ત્વ છે. **તત્** શબ્દથી મૂળ પરમાત્માનો પરામર્શ લીધેલો હોવાથી આ અર્થ સુસિદ્ધ થાય છે. એટલે અર્ચાઓમાં તત્ત્વભેદની કે અન્ય અવર તત્ત્વની કુસંગી કલ્પનાને સ્થાનજ નથી. અર્ચાઓમાં કોઈ **પરરૂપની** તો કોઈ **અવતારરૂપોની** સ્મારક છે. તેમાં મૂળ રૂપ સદાય **લક્ષ્મીવિશિષ્ટ** શાસ્ત્રસિદ્ધ હોવાથી અને **લક્ષ્મીનારાયણ** એ કોઈના પણ અવતાર નહિ હોવાથી **અર્ચારૂપ લક્ષ્મીનારાયણ તો મૂળ રૂપનાજ સ્મારક** છે અને અર્ચારૂપ **રામ કૃષ્ણ નરનારાયણ** એ આદિક તેતે **અવતારરૂપો**ના સ્મારક છે. એમ સર્વત્ર સમજી લેવું. હવે જો મૂળ રૂપથી તદનન્ય અવતારરૂપોથી પ્રતિમાઓને તત્ત્વતઃ ભિન્ન કે તદન્યતત્ત્વ (જીવ મુક્તાદિ) માનવામાં આવે તો તે પરમેશ્વરનાં રૂપો નહિ સિદ્ધ થતાં હોવાથી તેમની ધ્યેયતા તથા મોક્ષપ્રદતા નજ ઘટે. એ મુદ્દો ખાસ સમજવાનો છે. એમ હોવાથીજ **રૂપ સ્થાન સેવક કાર્ય** આદિકથી ભેદ કહીને પણ છેવટે શિક્ષાપત્રીમાં તત્ત્વતઃ ભેદ નહિ જાણવાનો કહે છે.

હવે ઉદ્ધવસંપ્રદાયની દષ્ટિએ **અર્ચાઓનો અલ્પ વિચાર કરીએ**—"પૂર્વે જે શ્રીકૃષ્ણ **વાસુદેવસુત** થઈ ગયા તેજ ફરીથી **ધર્મસુત** શ્રીહરિરૂપે પ્રકટ થએલા હોવાથી એ બન્ને એકજ છે પણ ભિન્ન નથી" આવો તો ઉપોદ્ઘાત શાસ્ત્રીય સુદઢ ઘડ્યો છે. સંપ્રદાયમતે ઉપાસ્ય ઇષ્ટદેવ તરીકે **શ્રીકૃષ્ણ**ને માનીને તેમનાં **પરોક્ષ** (અક્ષરધામસ્થ) અને **પ્રત્યક્ષ** (ભૂમિસ્થ) એ રૂપ જાણવાનાં કહીને સ્થાનક સેવક અને કાર્યને ભેદે કરીને તેમની મૂર્તિઓનું બહુપણું છે તેપણ જાણવાનું કહે છે. અંતે એજ જે શ્રીકૃષ્ણ તે હરિકૃષ્ણ છે એમ નક્કી કર્યું છે. વાંચો વરતાલ ૧૮ તથા મધ્ય ૬૪ તથા ઉપોદ્ઘાતને. આવી સ્થિતિ હોવાથી સ્વાશ્રિતો પ્રત્યે

શિક્ષાપત્રીમાં **રાધાકૃષ્ણની** ચિત્રાર્ચા શૈલી ધાતુજા મૂર્તિ પૂજવાની આજ્ઞા કરી છે. સત્સંગિજીવનમાં ધર્મદેવે અંતસમયે મોટા નાના બે પુત્રો પ્રત્યે 'જે **શ્રીકૃષ્ણ પ્રતિમાને આપણે પૂજીએ છીએ તે આ તમારા ભ્રાતા શ્રીહરિનીજ છે એમ સમજીને પૂજજો અને તમને જે બે શ્રીકૃષ્ણના મંત્રો આપ્યા છે તેપણ આ શ્રીહરિનાજ છે એમ માનીને જપજો"** (પ્ર. ૧ અ. ૩૯) **આથી બન્નેની મૂર્તિ તથા નામની તત્ત્વત: એકતા નિશ્ચિત થઈ.** દુર્ગપુરના અભયાદિ અનન્ય ભકતોને શ્રીહરિએ સ્વહસ્તે ધાતુની **રાધાકૃષ્ણની** મૂર્તિ નિત્ય પૂજા માટે આપી. પૂર્વરૂપ શ્રીકૃષ્ણ કરતાં વર્ણિરૂપમાં ભાવાતિશય જાણીને તે મૂર્તિ પૂજવા આપી. 'तत्पूर्वरूपेण सहैव भक्त्या भेदं तयोस्त्वात्मनि न व्यजानात्' એમ **પર્વરૂપ શ્રીકૃષ્ણ** અને **પ્રત્યક્ષ રૂપ હરિકૃષ્ણની** પૂજા કરતાં તેઓ તેમની વચ્ચે ભેદને જાણતાં નહિ. સ્વયં થાળ કરીને જમાડવાની ઇચ્છાવાળાં લલિતાને 'मन्मूर्तियुग्मार्चनकाल एष मनोरथः सेत्स्यति वै तवैषः' એમ બન્ને મૂર્તિના પૂજન સમયે મનોરથની સિદ્ધિ થવાનું વરદાન આપ્યું. (પ્ર. ૩ અ. ૧) લલિતાએ નિત્ય પૂજ્ય પ્રતિમારૂપ ભગવાન્ **રાધાકૃષ્ણ હરિકૃષ્ણ** આગળ અન્નકૂટ પૂર્યો. (પ્ર. ૩ અ. ૧૯) **આ કથાથી શ્રીકૃષ્ણની પૂર્વરૂપતા અને શ્રીહરિની અપરરૂપતા અને તે બન્નેની તત્ત્વતઃ અભિન્નતા સુસિદ્ધ થાય છે.**

ભાવિ મનુષ્યોના નિઃશ્રેયસ માટે મંદિરોમાં **મૂર્તિઓ** પધરાવાના કરેલા વિચારને અનુસારે **અમદાવાદમાં** નરનારાયણ દેવને પધરાવીને મહાસભામાં એમનું ઓળખાણ એમ આપ્યું કે—"અક્ષર ધામમાં **શ્રીકૃષ્ણ** આપણા ઇષ્ટદેવ જે વિરાજે છે એજ ધર્મ મૂર્તિની આરાધનાથી પ્રસન્ન થઈને તેમના થકી **નરનારાયણરૂપે** પ્રગટયા હતા. માતાપિતાને વરદાનથી સંતોષ પમાડીને પોતે બદરીકાશ્રમમાં ભારત પ્રજાના શ્રેયમાટે તપ કરતા થકા આવી રહ્યા હતા. એજ **શ્રીકૃષ્ણ** દેવોની પ્રાર્થનાથી ભૂભારહરણ માટે યદુકુળમાં પ્રગટ્યા હતા. તેમના સખા નર અર્જુન નામથી પ્રગટયા હતા, એથી **નરનારાયણ નામથી** કહેવાય છે, એમનીજ સ્થાપના મેં આ મંદિરમાં કરી છે" (પ્ર. ૪ અ. ૨૫) **આ રીતે અર્ચારૂપ નરનારાયણને અક્ષરધામી ઇષ્ટદેવ પરરૂપ શ્રીકૃષ્ણના બીજા રૂપથી ઓળખાવે છે. વરતાલમાં**— "આ જે મધ્ય મંદિરમાં **લક્ષ્મીનારાયણ** સ્થાપ્યા છે તે સાક્ષાત્ દ્વારકાધીશ શ્રીકૃષ્ણ જાણવા. દક્ષિણ મંદિરમાં રાધાએ સહિત સ્થાપ્યા છે તે વૃંદાવનવિહારી **શ્રીકૃષ્ણ** જાણવા. રાધાકૃષ્ણની સમીપે જે મૂર્તિ સ્થાપી છે તે **મારી** છે. ઉત્તર મંદિરમાં ધર્મભકિત સાથે જે મૂર્તિ વાસુદેવ નામની સ્થાપી છે તે **મારી** છે. દ્વારકાધીશ ભગવાન્ શ્રીકૃષ્ણ છે એજ **લક્ષ્મીનારાયણ** છે, એમના સ્વરૂપમાં ભેદ નથી. (પ્ર. ૪ અ. ૨૭) રાધાકૃષ્ણ નરનારાયણ અને નારાયણમુનિની છાપો કરાવી. જે સાક્ષાત્ ભગવાન્ કૃષ્ણ હરિ છે તે તો દુર્ગપુરમાં વિરાજે છે. એજ દ્વારકામાં

ચતુર્ભુજરૂપે વિરાજે છે. (અ. ૩૦) એમ પ્રગટ શ્રીહરિ અને દ્વારકાધીશમાં ભેદ ન જાણવાનો કહે છે (અ. ૩૪) આપણા ઇષ્ટદેવ સ્વયં ભગવાન્ શ્રીકૃષ્ણ છે તેમનાં અનેક મંદિરો કરાવ્યાં છે. (અ. ૪૦) **એમ સર્વ મંદિરોને શ્રીકૃષ્ણનાં કહે** છે. લક્ષ્મીનારાયણ દેશના ભક્તોને **રાધાકૃષ્ણની** અને નરનારાયણ દેશના ભક્તોને **નરનારાયણની** ચિત્રાર્ચા પૂજવા અપાવી. (અ. ૫૪) જુનાગઢમાં દ્વારિકેશ અને રાધારમણની મૂર્તિ સ્થાપન કરી. (પ્ર–૫ અ. ૪૯) દુર્ગપુરમાં રાધા સાથે ગોપીનાથ નામના શ્રીકૃષ્ણની સ્થાપના શ્રીહરિએ કરી. (અ. ૫૫) साक्षात्कृष्णे भगवति नरनारायणादिषु । तन्मूर्तिषु च नास्त्येव भेद इत्यवधार्यताम्' (પ્ર. ૫ અ. ૬૭) એમ સાક્ષાત્ હરિકૃષ્ણ અને તેમની નરનારાયણાદિ મૂર્તિઓમાં ભેદ નહિ જાણવાનો કહે છે. "હું ભૂતળ ઉપર વૃત્તાલયમાં મેં સ્થાપેલી હરિકૃષ્ણ વાસુદેવ લક્ષ્મીનારાયણ વૃંદાવનવિહારી મૂર્તિઓરૂપે વર્તું છું. શ્રીનગરમાં નરનારાયણ નામથી હુંજ વર્તું છું. અહીં દુર્ગપુરમાં ગોપીનાથ નામથી હુંજ વર્તું છું એમ જાણો. ધોલેરા જુનાગઢમાં મદનમોહન રાધારમણ આદિક રૂપથી હુંજ રહ્યો છું. એમ જાણીને મારા વિરહની ચિંતા કોઈએ કરવી નહિ. **મારે વિષે અને આ મૂર્તિઓ વિષે કિંચિત્પણ ભેદ નથી.** ભૂતળ ઉપર એ મૂર્તિઓરૂપે હુંજ સાક્ષાત્ રહ્યો છું. (પ્ર–૫ અ. ૬૮) આ રીતે સર્વ અર્ચાઓને **સ્વકીય સ્વાભિન્ન ધ્યેય પૂજ્ય** કહે છે. ઉદ્ધવસંપ્રદાયનાં મંદિરોનું અસાધારણ લક્ષણ પ્ર. ૪ અ. ૫૫ માં સવિસ્તર કહ્યું છે, તેમાં પાંચ પ્રકારનાં મંદિરો કહ્યાં છે. એકજ શ્રીકૃષ્ણની પ્રતિમાઓનું **પંચધાપણું** તો સ્થાનાદિ ભેદથી સમજવું, પણ વાસ્તવિક ભેદથી નહિ. વિવેચન તે થકી જાણવું.

ઉપર પ્રમાણે શ્રીહરિએ સ્થાપેલી મૂર્તિઓનું બાહુલ્ય હોવાથી તેમાં ધ્યાન કેનું કરવું ? એ એક પ્રશ્ન આવે છે. તેનો ઉત્તર **હરિદિગ્વિજયના** ઉલ્લાસ ૪૧ માં 'एतानि मम रूपाणि सर्वाण्यत्र न संशयः । प्रयोजनवशादेव मूर्तिरेकास्त्यनेकधा । अतोऽत्र भेदो न ज्ञेयो ध्यानं कार्यं यथारुचि ॥' એમ એકજ મૂર્તિની પ્રયોજનવશાત્ **અનેકધા** કહીને, તેમાં સ્વરૂપથી ભેદ નહિ જાણવાનો કહીને, **જેમાં રુચિ ઉપજે તે મૂર્તિનું ધ્યાન કરવાનું કહે છે.**

ઉપર પ્રમાણે સંપ્રદાયમાં **અર્ચાવતારનો વિશેષ** વિસ્તાર ત્યાં ત્યાં થવા પામ્યો છે અને તેમની મૂળ પરંબ્રહ્મ જેટલીજ **ધ્યેયતા પૂજ્યતા** યુક્તિ પ્રમાણોથી પ્રતિપાદી છે. ઉપરની કથાઓ તથા પ્રમાણો જોતાં શ્રીકૃષ્ણ એજ ફરીથી શ્રીહરિરૂપથી પ્રગટેલા હોવાથી સંપ્રદાયની તમામ મૂર્તિઓ શ્રીકૃષ્ણ નામવાળીને શ્રીહરિની માનો કે શ્રીહરિની નામવાળીને શ્રીકૃષ્ણની માનો એમાં કશો બાધ વિરોધ આવતો નથી, કેમકે બન્ને અનન્ય તત્વ છે. શ્રીકૃષ્ણનાં બે રૂપો કહ્યાં તેમાં શ્રીકૃષ્ણના નામવાળી મૂર્તિઓ પૂર્વ રૂપનું સ્મારક છે અને શ્રીહરિના નામવાળી મૂર્તિઓ

અપર રૂપનું સ્મારક છે એમ બન્નેની સાર્થકતા છે. લોયા ૧૧ માં **'પણ મૂર્તિ-ઓમાં ભેદ નથી'** એમ શ્રીમુખે કહ્યું છે.

ઉપર પ્રમાણેની સાંપ્રદાયિક સદ્ધર સદ્વ્યવસ્થા હોવા છતાં કેટલાક **અર્ચાવ-તારવિદ્વેષિઓ** પોતે માનેલા વિમુખ સંત હરિભક્તોને અર્ચાવતારોથકી પણ ઉંચે **અવતારિ ઉપાસ્ય** નંબરે લઈ જવાના પાપાશયથી સંતોના મિથ્યા મહિમાવાક્યોની ગોઠવી રાખેલી હારમાળાને આગળ ધરીને, અર્ચાઓને 'મૂર્તિમાં રસબસ રહેનારા કોઈ ભક્ત મુક્તની **મૂર્તિઓ છે, અવતારો કરતાં ભક્ત મુક્તતો કોટી ઘણા અધિક છે, પૂર્વે થએલા શ્રીકૃષ્ણાદિકની નથી, એ મૂર્તિઓ સ્વતઃ ધ્યેય નથી, અપ્રત્યક્ષ અવાક્ અનુપયોગી** છે.' ઇત્યાદિ અપશબ્દોથી જીવાદિ તુચ્છ પદે ઉતારી પાડે છે. એવા વિમુખ વાદોનું વિમર્દન અન્યત્ર બહુધા કર્યું છે, તે તે થકી જાણવું.

ઉપર પ્રમાણે **પરમાત્માનાં પાંચ રૂપોનું નિરૂપણ** છે. ભગવાન્ સર્વત્ર પણ સર્વ સદ્ગુણ સંપૂર્ણ છે. આ અર્થ 'इदं पूर्णमदः पूर्णं पूर्णात्पूर्णमुदच्यते । पूर्णस्य पूर्णमादाय पूर्णमेवावशिष्यते । सर्वं पूर्णं सहोम्' આ શ્રુતિએ વર્ણવ્યો છે. 'इदं' શબ્દથી કહેલું **અંતર્યામિરૂપ** ગુણગુણથી પૂર્ણ છે, 'अदः' શબ્દથી કહેલું **પરરૂપ** પણ પૂર્ણજ છે, 'पूर्णात्पूर्णमुदच्यते' પરરૂપ થકી ઉદ્ભવેલું જે **વ્યૂહરૂપ**– તે પણ ગુણપૂર્ણ છે, 'पूर्णस्य पूर्णमादाय पूर्णं' પૂર્ણ વ્યૂહરૂપને ગ્રહણ કરીને જે **અવતારરૂપ** છે તે પણ કલ્યાણગુણપૂર્ણ અધિક છે, 'सर्वं पूर्णं सहोम्' સર્વ **અર્ચાવતારરૂપ** પૂર્વોક્તની સાથે ગુણપૂર્ણજ છે. આ પાંચેય પ્રકારનું પૂર્ણ વસ્તુ **ઓંકારશબ્દવાચ્ય** પરબ્રહ્મજ છે. આવો શ્રુત્યર્થ ઉપયોગી સમજવો. આ તત્ત્વ અર્થ શ્રીવત્સાંકમિશ્રે 'परो वा व्यूहो वा विभव उत वाऽऽवितरणो भवन् वान्तर्यामी वरवरद यो यो भवसि वै । स स त्वं सन्नैशान् वरवरगुणान् बिभ्रदखिलान् भजद्भ्यो भास्येवं सततमितरेभ्यस्त्वितरथा' આ રીતે સંગ્રહ્યો છે. જ્યારે સર્વગુણસંપન્ન છે તો તે ગુણો દેખાતા કેમ નથી ? તો ભક્તોને સર્વગુણસંપન્ન જણાય છે અને અભક્તોને અન્યથાપણે જણાય છે એ મુદ્દો છે.

**આ સ્થળે આટલું અવશ્ય સમજવાનું** છે-ઉપાસકને પ્રથમ **અર્ચાવતારના**, તે પછી **અવતારના**, તે પછી **વ્યૂહના**, તે પછી **પરના**, તે પછી **અંતર્યામિના** ઉપાસનમાં અધિકાર થાય છે. આ અર્થ 'उपासकानुरोधेन भजते मूर्तिपञ्चकम् । तदर्चाविभवव्यूहसूक्ष्मान्तर्यामिसंज्ञकम् ॥ यदाश्रित्यैव चिद्वर्गस्तत्तज्ज्ञेयं प्रपद्यते । पूर्वपूर्वोदितोपास्तिविशेषक्षीणकल्मषः ॥ उत्तरोत्तरमूर्तीनामुपास्त्यधिकृतो भवेत् ।' આ અભિયુક્તિમાં વ્યક્ત છે. આ રીતે **પાંચેય રૂપોનો ઉપયોગ ક્રમથી** છે. તાત્પર્ય એ છે કે–**અર્ચારૂપોને** ભજવાથી તદાકાર **અવતાર**નું જ્ઞાન થાય, તે પછી **અવતારોને** ભજવાથી તન્મૂલ **વ્યૂહરૂપોનું** જ્ઞાન થાય, પછી **વ્યૂહોને** ભજવાથી

તન્મૂલ **પરરૂપનું** જ્ઞાન થાય, પછી **પરરૂપને** ભજવાથી એ જ રૂપ પોતાના હૃદયમાં **અંતર્યામિરૂપે** પ્રકાશે અને ભજવાથી મોક્ષ થાય, એમ બુદ્ધિક્રમને અનુસરીને આવો ક્રમ કહ્યો છે.

**ભગવાનને બે વિભૂતિનો યોગ—**

પરમાત્મા **પરરૂપથી** નિત્ય મુક્તોને આનંદ આપતા થકા **નિત્યવિભૂતિને** નિર્વહન કરે છે અને **વ્યૂહાદિ ચાર રૂપથી** જીવોને ઉપકાર કરતા થકા **લીલા-વિભૂતિને** નિર્વહન કરે છે. 'पादोऽस्य विश्वा भूतानि त्रिपादस्यामृतं दिवि' આ શ્રુતિથી **બે વિભૂતિની** સિદ્ધિ થાય છે. **વિભૂતિ** એટલે નિયમનરૂપ ઐશ્વર્ય સમજવું. જેની ઉપર પ્રવર્તે છે એવા પ્રધાન, પુરુષ, પરમધામ અને નિત્યમુક્તોને પણ **વિભૂતિ** શબ્દથી કહે છે. તેમાં જે પ્રકૃતિમંડળ છે તે ભગવાનની સૃષ્ટિસંહારાદિ જે લીલા તેમાં ઉપકરણ હોવાથી **લીલાવિભૂતિ** કહે છે. અને પરમ ધામ તો સૃષ્ટિસંહારને ગોચર નહિ હોવાથી **નિત્ય** છે અને ભગવાનનું અસાધારણ દિવ્ય ભોગોપકરણ છે અને નિત્યમુક્તોને અવિચ્છિન્નભગવદનુભવ સેવાનું **સ્થાન** છે માટે **નિત્યવિભૂતિ** કે **અક્ષર ધામ** કે **ભોગભૂમિ** એમ પણ વ્યપદેશ કરાય છે. પાદ્મોત્તરખંડમાં 'त्रिपाद्व्याप्तिः परं धाम पादोऽस्येहाभवत्पुनः। त्रिपाद्विभूतिर्नित्या स्यादनित्यं पदमैश्वरम्' એમ ત્રિપાદ્વિભૂતિનું **નિત્યત્વ** અને લીલાવિભૂતિનું **અનિત્યત્વ** કહ્યું છે. મોક્ષધર્મમાં- 'अव्यक्तादि विशेषान्तं परिणामर्धिसंयुतम्। क्रीडा हरेरिदं सर्वं क्षरमित्यवधार्यताम्' એમ પ્રકૃતિમંડળનું **લીલાવિભૂતિપણું** કહીને, 'अक्षरं तत्परं ब्रह्म' ઇત્યાદિ વચનથી **નિત્યવિભૂતિ** કહે છે. આનું લીલાવિભૂતિની અપેક્ષાએ અતિમહત્ત્વ 'महाविभूति-संस्थान नमस्ते पुरुषोत्तम' (વિ–પુ) એમ કહ્યું છે, માટેજ તેને **બ્રહ્મ**શબ્દથી વ્યપદેશે છે. લીલાવિભૂતિને એક પાદ અને નિત્યવિભૂતિને ત્રિપાદ કહે છે. એક પાદની અપેક્ષાએ ત્રિપાદનું મહત્ત્વ હોય એમાં કોઈ કહેવાનુંજ નથી. 'कलामुहूर्तादिमयश्च कालो न यद्विभूतेः परिणामहेतुः' (વિ–પુ.) એમ ભગવદ્ધામનું **નિત્યત્વ** કહ્યું છે. ભારતમાં 'एते वै निरयास्तात स्थानस्य परमात्मनः। कालं स पचते तत्र न काल-स्तत्र वै प्रभुः' એમ ભગવાનના ધામનું અપ્રાકૃત ભોગ્યસમૃદ્ધિશાલિત્વ અને કાળકૃત વિનાશે રહિતત્વ કહીને તેની દૃષ્ટિએ ઇન્દ્ર પ્રજાપતિ આદિકનાં સર્વકામસમૃદ્ધ એવાં પણ સ્થાનોનું નરકતુલ્યત્વ કહ્યું છે. આ રીતે બે વિભૂતિનો યોગ છે. લીલા વિભૂતિનો અહીં પ્રસંગ નહિ હોવાથી પરરૂપના પ્રસંગથી પ્રાપ્ત **નિત્યવિભૂતિ હવે નિરૂપાય છે.**

**નિત્ય વિભૂતિ નિરૂપણ—**

આ **વિભૂતિ** તો પ્રકૃતિમંડળ થકી પાર ઉપર વર્તતી, રજતમના સ્પર્શે રહિત હોઈને વિલક્ષણ સત્ત્વગુણવાળી, નિરતિશય તેજોરૂપ, નિત્ય મુક્તોના સંઘેઓ સેવેલી, **પરમાકાશ પરમપદ અક્ષર બ્રહ્મપુર ગોલોક વૈકુંઠ** આદિક

નામથી વ્યપદેશેલી, અચિરાદિ માર્ગે મુકતોએ આપવા યોગ્ય અતિવિલક્ષણ **દિવ્ય** છે.

આ **વિભૂતિ** 'क्षयन्तमस्य रजसः पराके' 'आदित्यवर्णं तमसस्तु पारे' 'तदक्षरे परमे व्योमन्' 'सोऽध्वनः पारमाप्नोति तद्विष्णोः परमं पदम्' 'तद्विष्णोः परमं पदं सदा पश्यन्ति सूरयः' 'ते ह नाकं महिमानः सचन्ते' 'अत्यर्कानलदीप्तं तत्स्थानं विष्णोर्महात्मनः। स्वयैव प्रभया राजन् दुष्प्रेक्ष्यं देवदानवैः॥' 'प्राप्यावध्यं ब्रह्मपुरं राजेव स्यामहं सुखी' 'विशुद्धसत्त्वं तव धाम शान्तं तपोमयं ध्वस्तरजस्तमस्कम्। मायामयोऽयं गुणसंप्रवाहो न विद्यते तेऽग्रहणानुबन्धः' 'दर्शयामास लोकं स्वं गोपानां तमसः परम्' 'स्थानं प्राप्स्यसि शाश्वतम्' 'कालातीतमनाद्यन्तमप्राकृतमचञ्चलम्। प्राप्यमर्चिःपथात्सद्भिर्मयि सन्न्यस्तमानसैः' 'अमृतं शाश्वतं दिव्यमनन्तं परमं परम्। शुद्धसत्त्वमयं दिव्वमक्षरं ब्रह्मणः पदम्' 'कान्त्वा दशोत्तरगुणाः प्राप गोलोकमद्भुतम्। धाम तेजोमयं तद्धि प्राप्यमैकान्तिकैर्हरेः' 'वैकुण्ठे तु परे लोके श्रिया सार्धं जगत्पतिः। आस्ते' ઇત્યાદિ બહુ શ્રુતિ સ્મૃતિ સિદ્ધ છે.

આ **વિભૂતિ** 'विशुद्धसत्त्वं 'शुद्धसत्त्वमयं' એમ નિરૂપેલી હોવાથી **'શુદ્ધસત્ત્વ'** શબ્દથી પણ કહેવાય છે. 'શુદ્ધ સત્ત્વ જેમાં છે' એવો એનો અર્થ છે. આ પણ એક દ્રવ્ય હોવાથી એમાં કોઈ ગુણ હોવો જોઈએ, તો તે **સત્ત્વ** છે. 'ध्वस्तरजस्तमस्कं' એમ પણ નિરૂપેલી હોવાથી 'રજોરહિત તમોરહિત હોઈને સત્ત્વવાળાપણું' એ એનું લક્ષણ છે. એમાં રજ તમ નથી અને સત્ત્વ ગુણ છે માટે આ લક્ષણની સંગતિ થાય છે. 'सत्त्वं यद्ब्रह्मदर्शनं' 'सत्त्वं सुखे सञ्जयति' 'सत्त्वात्सञ्जायते ज्ञानम्' એમાં કહ્યા પ્રમાણે જ્ઞાન સુખને ઉપજાવાનો જે સ્વભાવ તે **સત્ત્વ** કહેવાય. આ વિભૂતિ સર્વદા ત્યાંના સર્વ મુકતાદિકને બ્રહ્મજ્ઞાનાનુભવ આનંદની અભિવૃદ્ધિ કરનારી હોવાથી એમાં વિશુદ્ધ સત્ત્વપણું કહે છે. પ્રાકૃત સત્ત્વ જેમ રજતમે મિશ્રિત છે તેમ રજતમની મિશ્રિતતાએ રહિતપણું એજ સત્ત્વનું વિશુદ્ધપણું જાણવું. પ્રાકૃત સત્ત્વનું પ્રાકૃત સુખ અને તત્સાધન જ્ઞાનમાં સંગદ્વારા જે મોહકપણું કહ્યું છે તે ગુણાન્તરની મિશ્રિતતાએ કરાવેલું છે. આ તો પ્રાકૃત સત્ત્વ થકી વિલક્ષણ છે, કેમકે ગુણાન્તરથી અમિશ્રિત છે અને સદા સ્વયંપ્રકાશક છે. એમાં 'स्वसत्ताभासकं सत्त्वं गुणसत्त्वाद्विलक्षणम्' આ પ્રમાણ છે. માટે આ પ્રાકૃત સત્ત્વની પેઠે બંધક નથી પરંતુ ભગવાનના સ્વાભાવિક જ્ઞાનાનુભવનું બહુ પોષક છે. માટેજ આ શુદ્ધ-સત્ત્વને **નિર્ગુણ** કહે છે. બન્ધક ગુણ તો ત્યાજ્ય છે. તેનો આમાં અભાવ હોવાથી અપ્રાકૃત શુદ્ધ સત્ત્વનું નિર્ગુણપણું પુરાણાદિકમાં બહુશઃ કહ્યું છે. માટે નિત્યવિભૂતિમાં **વિશુદ્ધસત્ત્વ અને નિર્ગુણપણું** કહેવામાં કશો બાધ વિરોધ નથી. એમ હોવાથી જ 'अमलसत्त्वधाम्नि' (ભા. પુ.) આ પદનું વ્યાખ્યાન 'शुद्धसत्त्वमयविग्रहयुक्ते' એવું ભૈક્તરંજની ટીકામાં કર્યું છે તે યોગ્ય છે. સંપ્રદાય ગ્રંથોમાં વિશુદ્ધ-

સત્ત્વાત્મક ભગવત્સ્થાનનું નિર્ગુણપણું બહુ સ્થળે કહ્યું છે. આ રીતે આ વિભૂતિનું વિશુદ્ધસત્ત્વપણું ઘટે છે. જો પ્રાકૃતનો સત્ત્વ ગુણ અપ્રાકૃતમાં લઈએ તોજ બધા બાધો આવે. તે તો નહિ હોવાથી કશી શંકાને સ્થાન નથી વર. ૧૮ માં શ્રીકૃષ્ણ વિષે શુદ્ધ સત્ત્વનો જે નિષેધ કર્યો છે તે પ્રાકૃત સત્ત્વનો જાણવો. ઉપર વર્ણવેલા અપ્રાકૃત સત્ત્વનો નહિ. કેટલાકો ભગવદ્રૂપને માયિક માને છે તેના ખંડન માટે એમ કહ્યું છે. ભાગવતમાંજ **વિશુદ્ધસત્ત્વાત્મક** અને **નિર્ગુણ** એમ દિવ્ય મૂર્તિને કહેનારાં વચનો ઘણાં છે.

આ **વિભૂતિનું** 'पराक्त्वे 'सति ज्ञानभिन्नत्वे सति अजडत्वम्' એવું પણ લક્ષણ છે. અજડત્વ એટલે સ્વયંપ્રકાશપણું અને પરાક્ત્વ એટલે પરનેજ ભાસ થવાપણું જાણવું. જેમ ધર્મભૂત જ્ઞાન પર જે આત્મા તેને ભાસે છે તેમ આ વિભૂતિ પર જે મુક્તો તેમને ભાસે છે. નિરતિશય દીપ્તિયોગને લીધે **સ્વયંપ્રકાશ** છે એમ પણ કોઈ કહે છે. આ વિભૂતિનું ચેતનસ્વરૂપ જીવાત્મા તથા પરમાત્માથકી અને જડ સ્વરૂપ માયાથકી **વૈલક્ષણ્ય** ઉપર પ્રમાણેના લક્ષણથી સિદ્ધ થાય છે.

આ **વિભૂતિનું** સ્થળ 'रजसः पराके' 'तमसस्तु पारे' એમ **પ્રકૃતિથકી પાર ઊર્ધ્વ** કહે છે અને વળી અર્ચિરાદિ માર્ગે **પ્રાપ્ય** કહે છે. એટલે પ્રાકૃતમાં નહિજ, એમ નક્કી થાય છે. આ બે બાબતથી એનું પરિચ્છિન્નપણું આવે છે અને કોઈ સ્થળે એનું અપરિચ્છિન્નપણું પણ કહ્યું છે. આ બે બાબતો પરસ્પર વિરુદ્ધ છે તેનો એકમાં સમાવેશ કરવા કોઈ પ્રદેશથી અપરિચ્છિન્નત્વ અને કોઈ પ્રદેશથી પરિચ્છિન્નત્વ અગત્યા કલ્પવું જોઈએ, તો નિત્ય વિભૂતિ ઉપર **અપરિચ્છિન્ન** છે અને નીચે **પરિચ્છિન્ન** છે. પ્રકૃતિને પણ અપરિચ્છિન્ન કહેલી હોવાથી નીચે નીચે **અપરિચ્છિન્ન** છે અને ઉપર **પરિચ્છિન્ન** છે. એમ બન્ને બાબતોની વ્યવસ્થા થાય છે. આ પ્રમાણેની વ્યવસ્થા હોવાથી **'કેટલાક પ્રાકૃતમાં જ અક્ષર ધામ કહે છે'** તે યોગ્ય નથી. કોઈ સ્થળે એની સર્વત્ર વ્યાપ્તિ કહી હોય તો તે પ્રભાદ્વારા ઘટે છે. જેમ સૂર્ય એકદેશ આકાશમાં છે પણ તેની વ્યાપ્તિ તેજરૂપ પ્રભાદ્વારા છે તેમ. વળી અપ્રાકૃત દિવ્ય મૂર્તિઓ તથા અવતારાદિ રૂપો આ વિભૂતિમાં વ્યાપી રહે છે માટે સર્વત્ર **વ્યાપ્તિ** કહેલી છે.

આ **વિભૂતિ,** ભગવાનના **અનંત લોકો, દરવાજાઓ, મંડપો, કિલ્લાઓ આયતનો વિમાનાદિ વાહનો, સભાસ્થાનો,** ઈત્યાદિ રૂપે અને ભગવાન તથા મુક્તોના નિત્ય અને ઐચ્છિક અનંત **વિગ્રહરૂપે** અને **ગંધ પુષ્પ વસ્ત્ર વિભૂષણ** આદિક નાના ભોગોપકરણાદિ રૂપે રહેતાં, ભગવાન્ અને મુક્તોની **ભોગભૂમિભૂત** થાય છે. આ અર્થ **સ.** પ્ર. ૩ અ. ૪૧ માં 'यथेह भौतिका भोगाः पाञ्चभौतिकदेहिनाम् । सन्ति तेषां तथा तत्र चिद्रूपाणां हि चिन्मयाः' એમ અહીંના પાંચ ભૌતિક ભોગોના દૃષ્ટાંતથી સમજાવ્યો છે. આ જોતાં આ લીલાવિભૂતિના જેવી જ **નિત્યવિભૂતિ** નિશ્ચિત થાય છે. ફક્ત આ **પ્રાકૃત** છે અને એ **અપ્રાકૃત** છે.

'नाकस्य पृष्ठमारुह्य गच्छेद्‌ब्रह्म सलोकताम्' આ શ્રુતિથી અપ્રાકૃત આકાશના ઉપરિ ભાગમાં **બ્રહ્મલોકનો** સદ્‌ભાવ જણાય છે. **કૌષિતકીના** પ્રથમના અધ્યાયમાં બ્રહ્મલોક વિષે **દિવ્ય સરોવર, વિરજા નદી, તરુ, લતાઓ, દિવ્ય નગર, દિવ્ય મંદિર, હિરણ્મય સભાસ્થાન, ધર્માદિ પીઠ, પર્યંક**, ઇત્યાદિકનું વિસ્તારથી વર્ણન છે. **છાંદોગ્યના** આઠમા પ્રપાઠકમાં પણ **ત્રણ સરોવર, વૃક્ષ, નગર, સભાસ્થા**નાદિકનું નિરૂપણ છે. 'दिव्ये ब्रह्मपुरे' 'देवानां पूरयोध्या तस्यां हिरण्मयः कोशः' (મંદિર) 'प्रजापतेः सभां वेश्म...यत्र देवानामधिदेव आस्ते' ઇત્યાદિ **શ્રુતિ**વાક્યોમાં નિત્યમુક્તોએ સેવેલી **અયોધ્યા અપરાજીતા** નામની પરબ્રહ્મની **દિવ્ય નગરી**, તેમાં હિરણ્મય **ભગવન્મંદિર**, તેમાં **સભાસ્થાન**, તેમાં નિત્યમુક્તોના અધિદૈવત ભગવાનનો **નિવાસ**, ઇત્યાદિ સંક્ષેપમાં નિરૂપ્યું છે. સ. પ્ર. ૩ અ. ૪૧ તથા વાસુદેવ માહાત્મ્યમાં ઉપરની દિશાએ જ વિવેચનથી વર્ણન આપ્યું છે. અસંશય થવા માટે આ વાંચવાની સર્વને ભલામણ છે.

માયાની સીમાભૂત **વિરજા** નદી થકી પાર વર્તતી, **પરમપદ પરમાકાશ ચિદાકાશ અક્ષર વૈકુંઠ ગોલોક** આદિક શબ્દથી સંબોધેલી **નિત્યવિભૂતિમાં** અનંત **દિવ્ય ભોગ્ય ભોગોપકરણ** અને **ભોગસ્થાનોથી** સમૃદ્ધ, અનંત આશ્ચર્ય જેમાં છે, અનંત પરિમાણ જેનો છે એવા **દિવ્ય લોકોનું અનંતપણું** નિત્યમુક્તોના યથેચ્છ ભગવદ્‌ભોગૈકપ્રયોજન માટે સંભવે છે. આ અર્થ શ્રુતિ સ્મૃત્યાદિકથી જાણવામાં આવે છે. 'अथ यदतः परो...अनुत्तमेषूत्तमेषु लोकेषु' આ શ્રુતિએ અપ્રાકૃત લોકોનું **અનંતપણું** સૂચવ્યું છે. શ્રીભાષ્યમાં કાર્યાધિકરણમાં ભગવાનના સ્વેચ્છામાત્રસિદ્ધ અપ્રાકૃત લોકો **બહુ** છે એમ વર્ણવ્યું છે. જેમ લીલા વિભૂતિમાં અનંત લોકો છે તેમ નિત્યવિભૂતિમાં પણ સંભવે છે. જેમ રાજા આદિકને અનંત સ્થાનો હોય છે તેમ આમાં પણ જાણી લેવું.

આ **વિભૂતિ** સ્વયંપ્રકાશ છે અને અત્યંત અનુકૂળ છે માટે 'ज्ञानानन्दमया लोकाः' એમ એમાં જ્ઞાનાનંદત્વનો વ્યપદેશ થાય છે. આ સ્થાનને પામેલાને જ્ઞાન શક્તિ આદિક ગુણના ઉન્મેષમાં હેતુ હોવાથી ષાડ્‌ગુણ્ય દેશપણે એનો વ્યવહાર તે તે સ્થળે 'आयुर्वै घृतम्' એની પેઠે કર્યો છે. જે ઘૃત છે તે આયુષ નથી પણ આયુષને વધારનાર છે, તેમ આ વિભૂતિ ષાડ્‌ગુણ્યને વધારનારી છે. એવો અર્થ સંગત સમજવો.

**પંચોપનિષન્મંત્રમાં** પ્રતિપાદેલી હોવાથી **પંચોપનિષદાત્મિકા** કહે છે. એમાં વિલક્ષણ શબ્દ સ્પર્શાદિકના આશ્રયભૂત અપ્રાકૃત પાંચ શક્તિઓ **(ભૂતો)** અને અપ્રાકૃત **ઇન્દ્રિયો** છે. ભગવાનના દિવ્ય વિગ્રહમાં પુંડરીકાક્ષત્વ અને શુચિ-

શ્રવત્વ (**અક્ષિ કર્ણ**) વર્ણવેલું હોવાથી ઇન્દ્રિયોનો સદ્‌ભાવ સિદ્ધ થાય છે. ચક્ષુરાદિ-શબ્દ ગોલકમાં મુખ્યપણે પ્રવર્તતા નથી અને મુખ્ય અર્થ ગ્રહણ કરવો એમાં અધિક સ્વારસ્ય આવે છે, માટે ગોલક નહિ માનતાં ઇન્દ્રિયો જ માનવી ઠીક છે. 'इन्द्रियच्छिद्रविधुरा द्योतमानाश्च सर्वशः' આ જે કહ્યું છે તે તો કર્મકૃત ઇન્દ્રિયોના નિષેધ માટે છે, પણ અપ્રાકૃતના નિષેધ માટે નહિ. જેમ 'अशरीरं वा व सन्तम्' આ શ્રુતિમાં કર્મકૃત શરીરનો નિષેધ છે, પણ દિવ્યનો નહિ તેમ. અથવા ઇન્દ્રિયોને અધીન જ્ઞાનપ્રસરણાદિક નથી એમ જણાવવા માટે છે. મુકતોને ઇન્દ્રિયો હોવા છતાં પણ જ્ઞાનનું પ્રસરણ ઇન્દ્રિયોને અધીન નથી પણ સ્વતઃ છે. એમ ઇન્દ્રિયોની સિદ્ધિ છે. 'सर्वगन्धः सर्वरसः' ઇત્યાદિકથી **અપ્રાકૃત ગન્ધ રસ સ્પર્શ** આદિક વિષયોની સિદ્ધિ થાય છે. શ્રીભાષ્યમાં મુકતોને અપ્રાકૃત **શરીર ઇન્દ્રિયોનો** સદ્‌ભાવ સ્થાપન કર્યો છે. 'देहेन्द्रियासुहीनानां वैकुण्ठपुरवासिनाम्' આમાં પણ પ્રાકૃત ઇન્દ્રિયાદિકે રહિતપણું જ કહેવા ઇચ્છયું છે, કેમકે 'वैकुण्ठपुरवासिनाम्' એમ કહેવા ઉપરથી જ અપ્રાકૃત દેહાદિકનો સદ્‌ભાવ જણાય છે. શિક્ષાપત્રીટીકામાં એનો સંગત અર્થ કર્યો છે. 'अप्राकृतेन्द्रियप्राणाः' (સ૦ પ્ર૦ ૩ અ ૪૧) એમ અપ્રાકૃત **ઇન્દ્રિયો** તથા **પ્રાણ** પણ વર્ણવ્યો છે. આ વિભૂતિમાં નિત્યોનાં અને ઈશ્વરનાં કેટલાંક શરીરો નિત્યેચ્છાથી પરિગ્રહેલાં હોવાથી **નિત્ય** છે અને કેટલાંક અનિત્યેચ્છાથી પરિગ્રહેલાં હોવાથી **અનિત્ય** છે. મુકતો કયારેક અશરીર અને કયારેક સશરીર છે એમ ભાષ્યકાર કહે છે. ત્યાંનાં ઇન્દ્રિયો તો સર્વપણ નિત્ય છે. તેમાં કેટલાંક ઇન્દ્રિયો નિત્યોએ અને ઈશ્વરે નિત્ય પરિગ્રહેલાં છે. મુકતોને તો તેનો પરિગ્રહ શરીરવત્ કાદાચિત્ક છે એમ જાણવું. આ રીતે આ વિભૂતિ **પાંચ ભૂતો ઇન્દ્રિયો પ્રાણ વિષયોરૂપે** રહેલી હોવાથી જડ પ્રકૃતિની પેઠે **ચતુર્વિંશતિતત્ત્વાત્મિકા** કહી શકાય. પરંતુ માયાની પેઠે આ તત્ત્વોમાં અમુક થકી અમુક થયાં છે એવો પ્રકૃતિવિકૃતિભાવ નથી. પ્રકૃતિવિકૃતિભાવ માને તો નિત્યત્વ ઘટે નહિ. ઉપરના નિરૂપણથી 'મુકતોને શરીરાદિ નથી' એવા મતનું તથા 'तमसः परस्तात्' આ ઉકિતથી 'પ્રકૃતિનો એક દેશ શુદ્ધસત્ત્વ ધામ છે' એવા મતનુંપણ ખંડન થઈ જાય છે.

સંપ્રદાયનાં મુખ્ય માન્ય શાસ્ત્રોમાં પરમાત્માના નિવાસસ્થાન અને મુકતપ્રાપ્ય તરીકે કોઈ સ્થળે **ગોલોકને** તો કોઈ સ્થળે **અક્ષરને** તો કોઈ સ્થળે **ગોલોકમધ્યવર્તિ અક્ષરને** કહે છે. તો કોઈ સ્થળે **બ્રહ્મપુર વૈકુંઠ પરમ પદ** આદિક શબ્દથી પણ કહે છે. તેની હવે શાસ્ત્રાનુસારે સંગતિ કરીએ—

**શિક્ષાપત્રી**–'गोलोको धाम चेप्सितम् । तत्र ब्रह्मात्मना कृष्णसेवा मुक्तिश्च गम्यताम्' **સત્સંગિજીવન**–'स्वभक्तगोलोकनय' (પ્ર. ૨ અ. ૨૮) 'गोलोकाधिपतिस्त्वं' પ્ર. ૨ અ. ૪૪) 'गोलोकेश' (પ્ર. ૨ અ. ૧૮) 'विहाय दिव्यं प्रतिपद्य देहं तद्धाम

गोलोकमवाप भूप' (प्र. ૩ અ. ૧) 'भक्ता एते तु देहान्ते धाम गोलोकमुत्तमम्। लभन्ते' (પ્ર. ૩ અ. ૨૨) 'देहान्ते परमं धाम विष्णोर्गोलोकसंज्ञितम्। प्रयान्ति दिव्यदेहास्ते' (પ્ર. ૪ અ. ૫૨) 'कालेनाल्पेन गोलोकं तद्धाम परमं ययौ' (પ્ર. ૫ અ. ૭૦) **સર્વમંગળસ્તોત્ર**–'देहान्ते च हरेर्धाम गोलोकं प्राप्नुयाद्धि सः.' હ. વા. **સુધાસિંધુ**–'कृष्णेच्छयैव संप्राप्य यान्ति गोलोकधाम ते' (તરંગ ૧) 'गोलोकाधिपतिर्यो हि स एवास्त्यत्र नेतरः' (તરંગ ૯) **વચનામૃત** મધ્ય૦ ૧૯ 'અમે ગોલોકમાં ગયા ત્યાં ભગવાનના અનંત પાર્ષદ દીઠાં' આ રીતે બહુ સ્થળે પ્રકૃતિ પર **ગોલોકનેજ** પરમાત્મા શ્રીહરિના મુખ્ય નિવાસસ્થાનપણે અને મુક્તોએ પ્રાપ્યપણે કહે છે.

વળી એનાં એજ શાસ્ત્રો **સત્સંગિજીવન**–'स्वीयं धाम तमःपरं नयति तान् देहावसानेऽक्षरम्' (પ્ર. ૧ અ. ૪) 'तव धाम मतं परात्परं बृहदेवाक्षरमव्ययं सदा' (પ્ર. ૧ અ. ૧૯) 'ह्यक्षरे बृहति धाम्नि वसन्तम्' (પ્ર. ૨ અ. ૨૭) नित्यं योऽक्षरधाम्नि दिव्यमहसि स्वे प्राकृताख्यात्परे' (પ્ર. ૩ અ. ૧૭) 'धाम्नि स्वीयेऽक्षराख्ये विलसति भगवान्' (પ્ર. ૪ અ. ૪૬) 'नारायणोऽक्षरे धाम्नि वासुदेवो व्यराजत' (પ્ર. ૫ અ. ૫૩) **વચનામૃત**–'એકાંતિક ભક્ત...અર્ચિમાર્ગે કરીને ભગવાનના **અક્ષર ધામને** પામે છે' (પ્ર. ૨૧) '**ગોપીઓ**...ગુણાતીત થઈને નિર્ગુણ એવું જે **અક્ષર ધામ** તેને પામીયો' (પ્ર. ૪૨) 'તમે તો નારાયણ છો માટે અમને તમારૂં ધામ દેખાડો ત્યારે **અક્ષરધામ** દેખાડ્યું' (લો. ૧૮) 'ભગવાન્ શ્રીકૃષ્ણ...પોતાના **અક્ષરધામ** રૂપી જે તખત તેને વિષે સદા વિરાજમાન છે' (મધ્ય૦ ૬૪) **ઉપોદ્ઘાત** 'પોતાના **અક્ષરધામમાં** જેવા પોતે સદા વિરાજમાન છે તેવું પોતાનું દર્શન આપીને' આ રીતે ભગવાનના નિવાસસ્થાનભૂત મુક્તપ્રાપ્ય ધામને **અક્ષર** શબ્દથી કહે છે.

વળી એનાં એજ શાસ્ત્રો **સત્સંગિજીવન**–'गोलोक एवाक्षरधाम्नि दिव्ये' (પ્ર. ૧ અ. ૨૨) 'गोलोकसंस्थाक्षरदिव्यधामनि' (પ્ર. ૧ અ. ૫૯) 'नमो दिव्यगोलोकधाम्नि प्रकाशे' (પ્ર. ૨ અ. ૧૮) 'तन्मध्येऽस्ति महत्तेजः' (પ્ર. ૩ અ. ૪૧) 'तेजोमण्डलमध्यस्थो गोलोके यः स एव हि' (પ્ર. ૪ અ. ૨૫) **વચનામૃત**–'પોતાના **ગોલોક ધામને વિષે જે બ્રહ્મજ્યોતિ** તેને વિષે રહ્યા છે' (પ્ર. ૭) 'માયાના તમ થકી પર એવો જે **ગોલોક તેને મધ્યે જે અક્ષરધામ** તેને વિષે શ્રીકૃષ્ણ ભગવાન્ રહ્યા છે' (વર૦ ૧૮) ઉપો૦ '**શ્રીગોલોકના મધ્યને વિષે** ભગવાનનું અક્ષર ધામ છે' આ રીતે ગોલોકમધ્યવર્તિ અક્ષરધામને ભગવાનના નિવાસસ્થાનપણે અને મુક્તપ્રાપ્યપણે કહે છે.

ઉપર પ્રમાણે મુક્તપ્રાપ્ય ભગવદ્ધામને **અનેક નામોથી** કહે છે, એની એકાર્થરૂપ સંગતિ થવાની જરૂર છે. જો જુદાં જુદાં માનવામાં આવે તો એકાર્થતા

ન થતાં અસંગતિ કે વિરોધનો અવધિજ રહે નહિ. અને કશું જ તત્ત્વ નક્કી કહેવાય નહિ. જેમ પરમાત્મા એક જ હોઈને તેમના વાચક શબ્દો **સત્ બ્રહ્મ ઈશ આત્મા નારાયણ પરબ્રહ્મ ભગવાન્** આદિક અનેક આવે છે તેની સંગતિ એક પરમાત્મામાં જ કરવામાં આવી છે તેમ ધામવાચક અનેક શબ્દોની પણ એકાર્થ સંગતિ સાથેસાથે જ્ઞાનવૃદ્ધોએ કરી છે. કાંઈ કાચું રાખ્યું નથી. વચનામૃતના ઉપોદ્‌ઘાતમાં પ્રથમજ 'ગોલોકના મધ્યને વિષે ભગવાનનું **અક્ષરધામ** છે...જેને **બ્રહ્મપુર** કહે છે **અમૃતધામ** કહે છે **પરમપદ** કહે છે અનંત અપાર કહે છે **બ્રહ્મ** કહે છે **ચિદાકાશ** કહે છે' આવું વાક્ય લખ્યું છે આ ઉપરથી બધા શબ્દો પર્યાયવાચી હોવાનો અભિપ્રાય ચોક્કસ થાય છે. વચનામૃતમાં એકજ પ્રકરણ ચાલતું હોય છે તેમાં જુદા જુદા શબ્દો વાપર્યા હોય છે પણ વસ્તુ તો એકજ હોય છે. આ બાબતને પુરેપુરો ટેકો સ. પ્ર. ૩ અ. ૪૧ કે જે ખાસ સંપૂર્ણ ધામવર્ણનપર છે તેના શ્લો. ૨-૩ 'एतद्रहस्यमस्तीति पुराणेषु महर्षिभिः । न सम्यग् विस्तरेणोक्तं प्रोक्तं नामान्तरेण च ॥ छान्दोग्योपनिषद्येतन्मोक्षधर्मेषु भारते । स्कान्दादिषु पुराणेषु सङ्क्षेपेणोपवर्णितम् ॥ આ પ્રમાણે છે. આની બન્ને ટીકામાં–'नामान्तरेण' આ મૂળ પદનું વ્યાખ્યાન 'वैकुण्ठगोलोकादिनाम्ना' એમ કર્યું છે. અર્થ એ છે કે–**વૈકુંઠ ગોલોક** આદિક જુદાં જુદાં નામોથી એકજ ધામ કહ્યું છે. નામાન્તર કહો કે પર્યાય શબ્દો કહો બન્નેનો અર્થ એકજ છે. તાત્પર્યાર્થ એ નીકળ્યો કે–ધામવાચક શબ્દો **વૈકુંઠ ગોલોક અક્ષર બ્રહ્મપુર** આદિક અનેક આવે છે પણ વસ્તુતો એકજ છે. એકજ વસ્તુને અનેક નામથી કહે છે. એમ સર્વ શબ્દોની એકાર્થરૂપ સંગતિ સમજાવી છે. નામો જુદાં જુદાં આવતાં હોય પણ તેને એકમાં ઘટાવવા માટેનો આ એક ન્યાય લોકોના સંશયનિવારણ માટે ભગવાન્ શ્રીહરિએજ ધામવર્ણનના આરંભમાંજ જણાવી દીધો. આ ન્યાયથી હવે સર્વત્ર આવો નિર્ણય સમજવાનો આવ્યો. બીજી બાબત શ્રીહરિ એ કહે છે કે–આ જે ધામ તે **ઉપનિષદો ભારત પુરાણો** વિગેરે પ્રાચીન પ્રબન્ધોમાં મહર્ષિઓએ રહસ્યપણે સંક્ષેપમાં કહ્યું છે. આ ઉપરથી એ સાબીત થાય છે કે--આ ધામ કોઈએ નવું શોધી કાઢ્યું છે કે કલ્પી કાઢ્યું છે એમ નહિ પણ પ્રાચીન પ્રામાણિક શાસ્ત્રીય છે. આવી વસ્તુસ્થિતિ હોવાથી આ સંપ્રદાયવાળાએ પણ પ્રાચીન શાસ્ત્રોને અનુસારેજ ધામ વસ્તુ સમજવાનું છે. નહિ કે સ્વકપોળકલ્પિત રીતે જેમ તેમ ઉટાંગ ઉભાંગડ. વળી આ વસ્તુ રામાનુજાદિ ગુરુપરંપરાપ્રાપ્ત હોવાથી એમની શૈલીપણ અનુયાયીઓએ અવશ્ય અનુસરવી પડે. આવોજ શ્રીહરિનો અભિપ્રાય હોવાથી ધામનું જ્યાં નિરૂપણ કરાય છે ત્યાં અનેક શ્રુતિ–સ્મૃતિઓનો ઉપન્યાસ કરાય છે અને એમાં જુદા જુદા અનેક શબ્દો હોય છે. આ સમસ્તનો સદ્વિચાર કરતાં એકજ ધામનાં બધાં નામાન્તર છે એમ સિદ્ધ થાય છે.

ઘણે સ્થળે અમુક એકજ શબ્દથી કહે છે પણ તેનું સંપૂર્ણ વર્ણન તો ત્યાં હોતું નથી. સંપૂર્ણ વર્ણનતો **શિક્ષાપત્રી** શ્લો. ૧૨૧ ની ટીકામાં કહ્યા મુજબ **શ્રીકૃષ્ણજન્મખંડમાં** તથા **વાસુદેવમાહાત્મ્યમાં** છે. એના આધારવાળું આખું વર્ણન **સ–પ્ર–૩ અ૦ ૪૧ માં** છે. જ્યારે ધામનું આખું સ્વરૂપ સમજવું હોય ત્યારે તો એ પ્રકરણનો પૂર્વાપરના અનુસંધાનથી પુરેપુરો વિચાર કરવો પડે. પ્ર–૩ અ૦ ૪૧ માં અક્ષર ધામને વર્ણવતાં પ્રથમ અષ્ટ આવરણ થકી પર **ચિદાકાશ,** તેની અંદર **ગોલોક** અને તેના મધ્યને વિષે **અક્ષર** ધામને કહે છે. આની સંગતિ પરમવ્યોમપર્યાય ચિદાકાશને આખા લોક કે **દેશતરીકે,** ગોલોકને પુર કે **નગરતરીકે** અને અક્ષર ધામને **તદન્તર્વર્તિ** તેજોમય ચોક કે **મંદિર ભવન** તરીકે, એમ સમજવી ઘટે. જેમ અમુક મહાદેશમાં અમુક મહાનગર અને તેમાં અમુક મહામંદિર કહેવાય છે તેમ. કોઈ સ્થળે આખો દેશ કહેવાના તો કોઈ સ્થળે મહાનગર તો કોઈ સ્થળે મહામંદિર કહેવાના અભિપ્રાયથી જુદા જુદા શબ્દો વપરાયા હોય પરંતુ એક આખું ધામરૂપ વસ્તુ કહેવાનો સર્વમાં અનુસ્યૂત અભિપ્રાય સમજી લેવો. એક બીજાને કશો સંબન્ધજ ન હોય એવી તદ્દન આ જુદી વ્યકિતઓ સમજવાની નથી. આ બાબતને ધામવર્ણનકાર મહાજનોજ સ્પષ્ટ સમજાવે છે. સ–પ્ર–૪–૬૭ માં 'गोलोकं धाम यान्ति हि' આવું મૂળ પદ છે. આનું વ્યાખ્યાન ટીકામાં 'तात्स्थ्यात्ताच्छब्द्यम्' 'इति न्यायात् गोलोकमध्यावस्थितत्वेन गोलोकशब्दाभिहितं धाम अक्षरपदम्' આ પ્રકારે કર્યું છે. અર્થ એ છે કે–'**તેની અંદર રહેલું હોવાથી તે શબ્દથી તેને લઈ શકાય**' એવો ન્યાય હોવાથી અક્ષર ધામ એ ગોલોકના મધ્યમાં રહેલું હોવાથી **ગોલોક**શબ્દથી પણ કહી શકાય, જેમ કે નગરનિવાસી જનોને **નગર**શબ્દથી લેવાય છે તેમ. એવા પ્રયોગો તો બહુ આવે છે. ઉપરના ન્યાયના નિર્દેશથી એ નિર્ણય થયો કે–જ્યાં એકલો **ગોલોક**શબ્દ આવે ત્યાં પણ તેની અંદર વર્તતું **અક્ષર ધામ** સમજી લેવું અને જ્યાં એકલો **અક્ષર** શબ્દ આવે ત્યાં **ગોલોકની અંદર વર્તતું** હોવાથી ગોલોક સાથે સંબન્ધ ધરાવતુંજ સમજી લેવું, પણ તદ્દન જુદું બીજું નહિ. એમ થતાં બન્ને જુદી વ્યકિત નથી એ નક્કી થયું. આ રીતે ઉપરનો ન્યાય લઈને ગોલોક અક્ષરની એકાર્થતાનો પ્રયત્ન જ્ઞાનવૃદ્ધોએ અંતરિતોના ભ્રમનિવારણ માટે પ્રથમથીજ કરેલો જોવામાં આવે છે.

ઉપર પ્રમાણે ગોલોક અક્ષરની **એકાર્થતા** નક્કી થઈ. હવે **વૈકુંઠની વાત** કરીએ. રામાનુજ સંપ્રદાયમાં 'वैकुण्ठे तु परे लोके श्रिया सार्धं जगत्पतिः' 'लोकं विकुण्ठमुपनेष्यति गोकुलं स्म' ઇત્યાદિ વચનોને અનુસારે મુક્તપ્રાપ્ય ભગવદ્ધામને **વૈકુંઠ**શબ્દથી વિશેષતઃ વ્યવહરે છે. એજ ધામને 'तदक्षरे परमे व्योमन्' આ શ્રુતિને અનુસારે '[illegible]क्षरपरमव्योमनिलयः' (ગીતાભાષ્ય) એમ **અક્ષર પરમાકાશ** શબ્દથીપણ

કહે છે. આ ધામને નિરૂપવા શ્રુતિસ્મૃતિનાં પ્રમાણોપણ એનાં એજ સ્વગ્રંથોમાં આપ્યાં છે. શિક્ષાપત્રીની ટીકામાં 'एतदेव धाम वैकुण्ठशब्देनाप्युक्तम्' એવી પંક્તિને લખીને **વૈકુંઠ** અને **અક્ષરની પર્યાયતા** કહી છે. લોયા ૧૪ માં રામાનુજનો મત કહેતાં **'પોતાના અક્ષર ધામને વિષે સદા દિવ્યાકારથકા રહે છે'** એમ અભિમત **વૈકુંઠ શબ્દને** સ્થાને **અક્ષરધામ**શબ્દ લીધો છે. સ. પ્ર. ૧ અ. ૧૪ માં 'ददर्श ब्रह्मतेजःस्थं लक्ष्मीनारायणं हृदि' એમાં **બ્રહ્મતે**જ શબ્દનો 'तेजोमयाक्षरधामनि' એવો અર્થ કર્યો છે. 'लोकं विकुण्ठमुपनेष्यति गोकुलं स्म' આની ગોપાલાનંદમુનિકૃત ટીકામાં–'विगतः कुण्ठः–कालमायाजन्यो रोधो यस्मात् तस्मिन् अक्षरधामाभिधे लोके ब्रह्मपुरे' એવો **વિકુંઠ**શબ્દનો અવયવાર્થ કરીને અક્ષરધામપર અર્થ લીધો છે. ભાગવત સ્કંધ ૧૧ અ. ૧ માં 'स्वपदं' આનું **ભકતરંજની** ટીકામાં 'एतत्पदं क्वचिदक्षरधामशब्देन क्वचिद्वैकुण्ठशब्देनाप्यभिधीयते' એમ વ્યાખ્યાન કરીને, બન્નેની પર્યાયતા જણાવી છે. ભાગ૦ સ્કં૦ ૧૧ અ. ૧૧ 'त्वं ब्रह्म परमं...अवतीर्णोऽसि भगवान्' આનું ગોપાલાનંદકૃત ટીકામાં–'वैकुण्ठ–गोलोक–अक्षर-परमपद–परमव्योमे-त्यादिशब्दैरुक्तात्स्वब्रह्मपुरस्थानात्स्वयमागतोऽसि' આવું વ્યાખ્યાન કર્યું છે. અહીં શ્રીકૃષ્ણ ક્યાંથી અવતર્યા હતા ? તો પોતાના **બ્રહ્મપુર** સ્થાનથકી. **બ્રહ્મપુર** એ શું ? તો તેને જણાવવા તેના **વૈકુંઠ ગોલોક અક્ષર પરમપદ પરમવ્યોમ** આદિક પર્યાયશબ્દો જણાવ્યા છે. આ રીતે આ બધા શબ્દોને પર્યાયવાચી ઠરાવીને તેના નિવાસી એકજ **શ્રીકૃષ્ણ**ને નિરૂપ્યા છે. એવો હાર્દ અભિપ્રાય હોવાથીજ તદભિન્ન શ્રીહરિને પણ 'गोलोकरमणः' 'वैकुण्ठनायकः' 'अक्षरस्थः' 'ब्रह्मक्रीडः' એવાં મંગળ નામોથી નિર્દેશ્યા છે.

ધામ એ **એકજ** વસ્તુ હોવાથી **વૈકુંઠાદિ** શબ્દોની વ્યુત્પત્તિ કરીને તેમાં ઘટાવ્યા-છે. **ધામ**શબ્દ નિવાસસ્થાન કે મંદિર માટે બહુધા વપરાયો છે. પ્રકૃતિપાર પરમ ધામને 'જેમાં કાળમાયાકર્મજન્ય રોધ નથી તે **વૈકુંઠ** કહેવાય' એવી વ્યુત્પત્તિ કરીને **વૈકુંઠ**શબ્દથી વ્યવહરે છે. એજ પરમ પદને 'यत्र गावो भूरिशृङ्गा...परमं पदम-वभाति' આ શ્રુતિના અનુસંધાનથી 'નિરતિશય દીપ્તિએ યુકત હોવાથી **ગોલોક**' એવો અર્થ કરીને **ગોલોક**શબ્દથી વ્યવહરે છે. એજ પદને 'જેનો ક્ષર નથી તે અક્ષર' એવો અર્થ કરીને **અક્ષર**શબ્દથી, નિરવધિ મોટું હોવાથી **બ્રહ્મ**શબ્દથી અને જેનાથી પર કોઈ પ્રાપ્ય નહિ હોવાથી **પરમપદ** શબ્દથી અને સર્વતઃ પ્રકાશમાન હોવાથી **પરમાકાશ** શબ્દથી અને બ્રહ્મનું પુરવત્ નિવાસસ્થાન હોવાથી **બ્રહ્મપુર** શબ્દથી પણ વ્યવહરે છે. એનાં પ્રમાણો પ્રથમ આપ્યાં છે. આ રીતે જોતાં આ બધા શબ્દો ધામના વિશેષણભૂત સમજાય છે. એટલે ધામ કેવું ? તો **ગોલોક વૈકુંઠ અક્ષર** છે. એમ વ્યુત્પત્તિ ઉપર અનુસંધાન રખાય તો બધા શબ્દોની એકાર્થતા સ્વયં સમજાય. કશી શંકા રહે નહિ. સ. પ્ર. ૧ અ. ૩૬ 'गोलोके सोऽक्षरे

धाम्नि वैकुण्ठे वापि भक्तराट्। कृष्णस्य वर्ततेऽखण्डं सेवायां सर्ववन्दितः' આમાં **ત્રણ ધામવાચક શબ્દો છે.** તેમાં ગોલોકને એક દેશ તરીકે લઈને તેમાં અક્ષર નામનું ધામ લઈને, એનેજ વૈકુંઠ અપર નામથી લઈને ત્રણેયની એકાર્થમાં સંગતિ કરી છે. પામનારો ભકત એક જ છે અને પમાડનારા શ્રીકૃષ્ણ એક જ છે અને કૃષ્ણ સેવારૂપ ફળ પણ એક જ છે. સેવા પ્રાપ્ત સુખને **'અનંત અક્ષય દિવ્ય'** એવાં વિશેષણો આપ્યાં છે. આ બધું એક જ પ્રાપ્ય ધામ લઈએ તો જ ઘટતું આવે, નહિ તો વિરોધ આવે. આ પ્રકારે ટીકામાં અર્થ કર્યો છે. પ્ર. ૩ અ. ૨૯ 'पुनर्वैकुण्ठलोकेऽसौ' આની ટીકામાં–**વૈકુંઠ** શબ્દનો 'वैकुण्ठापरपर्यायेऽक्षरधामनि' એમ અક્ષરધામ અર્થ કર્યો છે. આવો અર્થ મેળવવાનું કારણ એ છે કે–લોયા ૧૮ માં વ્રજના ગોપોને શ્રીકૃષ્ણે **અક્ષર** ધામ બતાવ્યાની વાત કહી છે. આ પ્રમાણે વૈકુંઠ અક્ષરની નામાન્તરતા બહુશઃ કહી છે.

વળી **અપુનરાવૃત્તિ અપ્રાકૃત અવિનાશિ અનાદિ માયાપર સનાતન** વિગેરે વિશેષણો ત્રણેયને સામાન્યપણે અપાય છે. કોઈ એવું ભેદક વ્યાવર્તક વિશેષણ નહિ હોવાથી ત્રણેયની એકાર્થતા અવસ્ય અંગીકાર કરવી પડે. વળી ઘણે સ્થળે **ગોલોકાદિ** શબ્દોને આગળ ધરીને તેમાં રહેનારાઓનું વર્ણન કરતાં તો **રાધા લક્ષ્મી પત્નીઓ, નંદ સુનંદ શ્રીદામ ગરુડ વિશ્વક્સેન** આદિક પાર્ષદો અને તે સર્વના સ્વામી પરમાત્મા **શ્રીરાધાકૃષ્ણ** એના એજને વર્ણવે છે. જુદી જુદી પત્નીઓ કે જુદા જુદા પાર્ષદો કે જુદા જુદા ભગવાનો વર્ણવવામાં આવતા નથી. આ ઉપરથી પણ ખરી રીતે જુદી જુદી ધામ વ્યકિતઓ નિરાળી નહિ પણ એક જ હોવી જોઈએ. વળી દ્વિભુજ ચતુર્ભુજપણાથી પણ ધામભેદ સિદ્ધ થતો નથી. અક્ષર ધામમાં જ ભગવાન્ ભકતોની ઇચ્છા મુજબ દ્વિભુજ ચતુર્ભુજ અષ્ટભુજ સહસ્રભુજરૂપે દર્શન આપે છે એમ સ. પ્ર. ૩ અ. ૪૧ માં તથા લોયા ૧૮ માં શ્રીમુખે કહ્યું છે. જેમ ચતુર્ભુજાદિ ભેદથી ભગવાનમાં ભેદ નથી તેમ તેવા રૂપથી ધામનો ભેદ થઈ શકતો નથી. સ. પ્ર. ૨ અ ૪૪ માં **મહાવૈકુંઠ** શબ્દ આવ્યો છે તેનું **'અવ્યાકૃત ધામ'** એવું વ્યાખ્યાન કર્યું છે. પ્ર–૩ અ૦ ૨૯ માં અવ્યાકૃતનેજ પ્રકૃતિ પર **બ્રહ્મધામ** શબ્દથી કહ્યું છે. પ્ર–૬૬ માં 'તેજઃપુંજને વિષે પ્રવેશ કરીને ભૂમાપુરુષ પાસેથી બ્રાહ્મણના પુત્રથી લઈ આવ્યા' એવા શબ્દો છે. આ શબ્દોના અર્થો ૭૦ વા૦ સુધાસિંધુની ટીકામાં—**'તેજઃપુંજ** શબ્દનો 'જ્યોતિર્મય **અક્ષરધામ'** એવો અને **બ્રહ્મ**શબ્દનો **'અક્ષરબ્રહ્મધામ'** એવો અને **ભૂમા**શબ્દનો અર્થ પણ 'અપરિચ્છિન્ન સુખસ્વરૂપ' એવો કરીને શ્રીહરિપર લીધો છે. આ બધી **કથા** અને શ્રીહરિના **શબ્દો** મેળવીએ તો **મહાવૈકુંઠ અવ્યાકૃતધામ બ્રહ્મધામ અક્ષરધામ** એ બધા એકાર્થ સાબીત થાય છે. માત્ર નામભેદ છે. સમાધિપ્રકરણમાં જુદાં જુદાં ધામો બતાવ્યાની વાત આવે છે

તેમાં શ્વેતદ્વીપ બદરિકાશ્રમ રમાવૈકુંઠતો લીલાવિભૂતિસ્થ હોઈને પૃથક માન્યાં છે. **ગોલોક અક્ષર વૈકુંઠની** તો એકાર્થતા ઉપર કરી છે. ભગવાને પોતાની કે ભકતોની ઇચ્છાથી એવાં દર્શન આપ્યાં હોય એ ઉપરથી ધામભેદ સાબીત થતો નથી. એ કોઈ નિર્ણાયક વસ્તુ નથી. નિર્ણય તો સ–પ્ર–૩ અ૦ ૪૧ માં આપ્યો છે. સમાધિપ્રકરણમાં ધામભેદ જેવું આવે છે. પણ ધામાધિપતિતો **શ્રીકૃષ્ણરૂપ શ્રીહરિ એકનેજ નક્કી કર્યા છે.** જ્યારે ધામી ભગવાન્ અને રાધા લક્ષ્મી પત્નીઓ અને ગરુડાદિક પાર્ષદો અને બીજી વિભૂતિઓ એકજ મળતી આવે તો ધામભેદ નિરર્થક છે. અથવા ભલે ધામભેદ માનો પણ **ધામીતો એકજ** નક્કી કર્યા છે. **ગોલોકને** કહીને કે **અક્ષર વૈકુંઠને** કહીને કે **ગોલોકમધ્ય અક્ષરને** કહીને ધામી તો એકજ **શ્રીરાધાકૃષ્ણને** નક્કી કર્યા છે અને ઉપસંહારમાં **'એજ ભગવાન શ્રીહરિ છે'** એમ પણ નક્કી કર્યું છે. મુખ્ય વિવાદ પૃથક્ પૃથક્ ધામી ઉપર છે. એકને અનેક ધામો સંભવે પણ ધામાધિપતિ સંભવે નહિં એ સત્ય વસ્તુ છે.

કોઈ સ્થળે ગોલોક મધ્યેના વૈકુંઠપર્યાય અક્ષરધામથકી **જુદા વૈકુંઠ** ધામનું વર્ણન આવે છે ત્યાં તો **'रक्षार्थं सर्वभूतानां विष्णुत्वमुपजग्मिवान्'** આમાં કહ્યા પ્રમાણે પરમાત્માના સાક્ષાત્ અવતારભૂત વિષ્ણુ ભગવાનના લોકને સમજવો. તેની સ્થિતિ બ્રહ્માંડની અંદર ઊર્ધ્વ વર્ણવી છે. રમાની રુચિથી કલ્પેલો હોવાથી **રમાવૈકુંઠ** કે **કાર્યવૈકુંઠ** નામથી કહે છે. આ અર્થ 'वैकुण्ठः कल्पितो येन लोको लोकनमस्कृतः' આ ભાગવતવચનમાં વ્યકત છે. સ. પ્ર–૨ અ૦ ૪૪ 'वैकुण्ठेऽपि रमाया रुचयेऽतिविशाले रचिते स्वेन च विष्णुर्वससि त्वमकाले' એમ શ્રીહરિસ્તુતિમાં ઉપરના અર્થની સ્પષ્ટતા કરી છે. આમાં ભગવાન્ **લક્ષ્મી વિશ્વક્સેનાદિ પાર્ષદો** સાથે પ્રલયપર્યંત રહે છે. આ ધામને પામેલાની પણ પુનરાવૃત્તિ નથી એમ શ્રીહરિ સા૦ ૧૪ માં કહે છે. ભાગવત સ્કંધ ૧૦ અ–૮૮ 'ततो वैकुण्ठमगमद्भास्वरं तमसः परम् । यत्र नारायणः साक्षात् न्यासिनां परमा गतिः । शान्तानां न्यस्तदण्डानां यतो नावर्तते गतः' ઇત્યાદિ વર્ણન જોતાં અપ્રાકૃત અક્ષર ધામની જ પ્રતિકૃતિરૂપ સમજાય છે.

આ પ્રસંગે અતિવિવાદી **અક્ષરબ્રહ્મ** શબ્દનો અર્થપણ સમજવાની ખાસ જરૂર છે. તે વેદસ્તુતિની ટીકામાં **ગોપાળાનંદસ્વામિએ** "अक्षरब्रह्मसंज्ञास्त्रयः सन्ति । तत्राद्यं प्रकृतिसम्बन्धरहितं पुरुषोत्तमस्य निवासभूतमक्षरब्रह्माभिधं ब्रह्मपुरं धाम बोध्यम् । द्वितीयं पुरुषोत्तमोपासकं तद्धामस्थं मुक्तकोटिवृन्दं च । तृतीयः पुरुषोत्तमेच्छया ब्रह्माण्डोत्पादकः प्रकृत्यधिष्ठाताऽक्षरपुरुषश्च" આ રીતે એક **નિવાસસ્થાન,** બીજો **મુકતવૃંદ** અને ત્રીજો **અક્ષરપુરુષ** એમ ત્રણ અર્થો કહ્યા છે. આ ત્રણની સિદ્ધિમાટે પ્રમાણો પણ પૃથક આપ્યાં છે. આ રીતે **અક્ષરબ્રહ્મ** શબ્દથી ત્રણ વસ્તુઓ કહી છે, તો વચનામૃત

વિગેરેમાં આવતા એ શબ્દનો એકજ વસ્તુમાં સમન્વય નહિ કરતાં અર્થવશાત્ જેમ મળતું આવે તેમ ઘટાવવો. એકનું એક કુટયા ઘુંટયા ચુંથ્યા કરવું નહિ. અહિયાં નિવાસસ્થાનનો વિમર્શ ચાલે છે તેમાં વપરાયેલો અક્ષરબ્રહ્મ શબ્દ છે. પ્રથમ ૨૧ માં "અર્ચિર્માર્ગે કરીને ભગવાનના **અક્ષર ધામને** પામે છે, તે અક્ષરનાં બે સ્વરૂપ છે એક તો નિરાકાર એકરસ ચૈતન્ય છે તેને ચિદાકાશ કહીએ બ્રહ્મમહોલ કહીએ અને એ અક્ષર બીજે રૂપે કરીને સેવામાં રહે છે...માટે આપણા સત્સંગી સર્વેને તો એમજ નિશ્ચય કરવો જે આપણે પણ એ અક્ષરરૂપ જે મુક્ત તેમની પંકિતમાં ભળવું છે" આ રીતે **સાકાર નિરાકાર** બે અક્ષર કહે છે, તેમાં જે સાકાર કહે છે તે સેવામાં રહેલું **મુક્તવૃંદ** જાણવું અને નિરાકાર કહે છે તે ચિદાકાશ બ્રહ્મમહોલ **સ્થાનરૂપ** જાણવું. મુકતોની પંકિતમાં ભળવાનું કહે છે અને વળી **'એવા અક્ષરાત્મક બ્રહ્મરૂપ પુરુષ ઘણા છે'** એમ પણ મધ્ય૦ ૩૧માં કહ્યું છે, માટે **મુક્તવૃંદજ** લેવાય. મુકતોને કર ચરણાદિ અવયવોનો યોગ હોવાથી **મૂર્ત** અને તેવા અવયવોએ રહિત હોવાથી સ્થાનને **અમૂર્ત** પણ કહે છે. અહીંથી મુકિત પામનારાને તો બન્ને **પ્રાપ્ય** છે. મુખ્ય પ્રાપ્ય તો પરમાત્મા છે. આ રીતે વચનામૃતાદિકમાં આવતા **અક્ષર**બ્રહ્મ શબ્દની સંગતિ સમજવી. શબ્દો ઉપર તાન નહિ રાખતાં વસ્તુ અને સંગતિ ઉપર તાન રાખવું ઉચિત છે.

**કોઈ વિમુખ અંતરિતોએ** તો 'અમુક ધામ રામચંદ્રજીનું છે, અમુક શ્રીકૃષ્ણનું છે, અમુક શ્રીહરિનું છે અને તેમના ઉપાસકોને તે તે ધામ જુદું જુદું પામવાનું છે' એવો ભેદ પાડીને ધામભેદનો સમન્વય કરવાની જાલ્મજલ્પના કરી છે. આવો વિભાગ માન્ય મુખ્ય ગ્રંથોમાં નથી. અને હોઈ શકે પણ નહિ. જેને રામચંદ્રજીનું કહે છે તેને જ શ્રીકૃષ્ણનું કહે છે અને જેને શ્રીકૃષ્ણનું કહે છે તેને જ શ્રીહરિનું કહે છે. સ. પ્ર. ૩ અ. ૪૧ માં તો પરમાત્માના રામ કૃષ્ણાદિક અવતારોના ઉપાસનથી અક્ષરધામની પ્રાપ્તિ થવાની કહી છે. આ અર્થને લોયા ૧૮ પ્રપુષ્ટિ આપે છે. અવતારોના ઉપાસકોને અક્ષરધામની પ્રાપ્તિ અને ઉપાસ્ય અવતારોને તેની પ્રાપ્તિ નહિ એ તો અત્યંત વિપરીત અઘટિત કહેવાય. વળી કોઈએ આગ્રહથી 'ગોલોક ધામ શ્રીકૃષ્ણનું છે અને અક્ષર ધામ શ્રીહરિનું છે' એવી પણ અવળાઈ કરી છે. આવો વિભાગ માન્ય ગ્રંથમાં નથી. સ. પ્ર. ૩ અ. ૪૧ શ્લો. ૬૧ માં તો શ્રીકૃષ્ણ શ્રીહરિને અનન્ય તત્ત્વ નક્કી કરીને તે બન્નેનું ધામ પણ ગોલોકાન્તર્વર્તિ એકજ અક્ષર નક્કી કરીને તેમના ઉપાસકોને પામવાનું પણ તે એક જ છે એમ શ્રીમુખે જ નક્કી કરી આપ્યું છે. એવાં વચનો એમાં અનેક છે. મધ્ય૦ ૬૪ વરતાલ ૧૮ પણ પ્રપુષ્ટિ આપે છે. **કોઈ વિમુખોએ તો સંપ્રદાય** પ્રતિપાદ્ય ગોલોકાંતર્વર્તિ અક્ષર ધામને નીચે પ્રકૃતિની અંદર ઉતારી પાડીને તેથી બીજું નિરાળું ઊર્ધ્વ અક્ષર ધામ બંડીયાપ્રાપ્ય પૃથક્ ઠરાવ્યું છે.

સંપ્રદાયનાં શુદ્ધ શાસ્ત્રો સાથે કશો સંબન્ધ જ રાખેલો નહિ હોવાથી એનો
વિચાર કરવાનો રહેતો નથી.

જેતું કોઈ ઔષધ નથી એવા કોઈ **અક્ષર જ્ઞાન શૂન્યોએ** તો ભોગ્ય
ભોગોપકરણ ભોગસ્થાનોથી સમૃદ્ધ મુક્તપ્રાપ્ય ભગવન્નિવાસસ્થાનને ખાસ નિરૂપ-
નારાં વેદાદિ શાસ્ત્રો અને સંપ્રદાયનાં શાસ્ત્રોના સ્થાનવાચક ગોલોકાદિ શબ્દોના ઉટાંગ
યદ્વાતદ્વા અસંબદ્ધ અર્થો મૂર્ખમાન્ય કરીને, તે સ્થાનને ઉડાવી દઈને કે નીચે
પાડીને, **મૂર્તિતેજ** કે જે સ્વરૂપ રૂપ અને તેના ગુણો પછીના નંબરે આવે છે,
જે નિરાકારવાદિ **સંમત** હોઈને શ્રીહરિને રુચિકર નથી અને ખરું કહીએ તો
સ્વરૂપ રૂપ ગુણવત્ કશા ઉપયોગનું નથી તેમાં જ રસબસ થઈ રહેવાનું પ્રાપ્ય
અક્ષર ધામ માનવાની અને મુક્તાત્માનો દેહાદિરૂપે પરિણામ માનવાની મનઃકલ્પિત
ગામઠી ગોઠવણી જુદી જ કરી છે. તેનો સંપ્રદાયનાં શાસ્ત્રો સાથે કશો સંબન્ધ
નહિ હોવાથી, એટલું જ નહિ પણ બધાં શાસ્ત્રોને ખોટાં પાડનાર હોવાથી
સંપ્રદાયને લેશથી પણ ગ્રાહ્ય નથી. શાસ્ત્રો તો 'मुक्तानां तत्र पुंसां च योषितामपि
कोटिशः । दिव्यानि चातिभास्वन्ति मन्दिराणि भवन्ति वै । अनेकशोऽपि मुक्तानां
पुंसां स्त्रीणां च तत्र वै । भोगस्थानान्यनेकानि सन्ति दिव्यानि सुव्रताः । भोगा
भोगोपकरणान्यपि दिव्यानि सर्वशः । वर्तन्ते सुखरूपाणि तानि नित्यानि तत्र च ।
यथेह भौतिका भोगाः पाञ्चभौतिकदेहिनाम् । सन्ति तेषां तथा तत्र चिद्रूपाणां हि
चिन्मयाः ॥' (प्र–૩ અ–૪૧) પંચાળા ૭ 'અક્ષર ધામને વિષે **દિવ્ય ભોગને**
**ભોગવતા** થકા રહે છે' પ્ર. ૬૩ 'અને તે ધામમાં **અપાર દિવ્ય સામગ્રી** છે'
આ રીતે ભોગ્ય ભોગોપકરણ અને ભોગસ્થાનને સ્પષ્ટ શબ્દોમાં પ્રતિપાદે છે. દિવ્ય
નિત્ય સુખરૂપ હોવાથી દોષકર નથી. આ ધામને તેજોગુણ પ્રધાન હોવાથી **તેજઃ**
**શબ્દથી** કોઈ સ્થળે કહે છે પણ કેવળ ગુણભૂત તેજોમાત્ર નહિ. આ તો તેજના
આશ્રયભૂત **એક દ્રવ્ય** છે, તેમાંથી યત્કિંચિત્ દેહાદિ ભોગ્યાદિ બને છે, માટે જ
**'તેજોમય'** કહે છે. મૂર્તિતેજ એ કોઈ દ્રવ્ય નથી પણ પ્રભાભૂત એક ગુણ છે,
તેમાંથી દેહાદિ ભોગ્યાદિ બને નહિ. વસ્તુ તત્ત્વ શું છે? અને સંગત શું છે? એ
પ્રથમ સમજવું જોઈએ.

**કોઈ નિરક્ષરોએ તો** 'ગોલોકના મધ્યને વિષે અક્ષર ધામ છે' એ શબ્દોનો
'જેમ પાડાને મધ્યે હાથી મોટો છે એમ ગોલોકને મધ્યે અક્ષર ધામ મોટું છે'
એવો ઉટાંગ બંડીયો અર્થ કરીને નિરક્ષરતા જણાવી છે. મધ્યનો અર્થ **'અંદર'**
એવો જ થાય. એવી જ વચનવ્યક્તિ છે. વળી **મધ્ય**શબ્દની સાથે 'વિષે' શબ્દ
વાપરેલો હોવાથી એનો બીજો અર્થ થઈ શકે જ નહિ. આની ઉપર ૧૨૦ વા૦
સુધાસિંધુમાં 'अस्ति श्रीमति गोलोके...नित्याविर्भूतं' એવું વાકય છે. એની ટીકા

'गोलोकाख्ये पदे विषये' એમ કરી છે. અહીં તો મધ્યશબ્દજ નહિ લેતાં 'ગોલોક નામનું પદ એને વિષે' એમ સપ્તમી વિભક્તિ વાપરી છે. એનો અર્થ **'અંદર'** એવો જ થાય. અહીં નિર્ધારણમાં ષષ્ઠી વિભક્તિ નથી. આ અર્થનું સ્પષ્ટીકરણ સુધાસિંધુની ટીકામાં તથા સત્સંગિજીવનમાં 'गोलोकसंस्थ' 'गोलोकान्तर्वर्ति' 'गोलोके तत्रापि ब्रह्मधामस्थं' 'गोलोकमध्यवर्ति' 'गोलोके स्थिते ब्रह्मतेजसि' એમ 'અંદર' અર્થ થાય એવા શબ્દો સ્પષ્ટ વાપર્યા છે. **સંસ્થ, અંતર્વર્તિ, તત્રસ્થિત** શબ્દનો બીજો અર્થ થાય તેમ નથી. ગોલોકને નીચે પ્રકૃતિની અંદર ઠરાવીને, અક્ષરને તેની ઉપર ઠરાવીને બન્નેને તેજસ્તિમિર જેટલાં અત્યંત જુદાં ઠરાવાની વિમુખતા છે, આવા વિમુખવાદોનું વિમર્દન અન્યત્ર કરેલું હોવાથી અહીં કરવાની જરૂર નથી. આ રીતે **ગોલોક વૈકુંઠ અક્ષરાદિપર્યાય નિત્યવિભૂતિનું** નિરૂપણ છે.

ઉપર પ્રમાણે ઉપાસ્ય પ્રાપ્ય અહમર્થ પરમાત્મ **સ્વરૂપ,** તેમના જ્ઞાનાદિ **ગુણો,** તેમનું **દિવ્ય રૂપ** અને તેના સૌન્દર્યાદિ **ગુણો,** રૂપાશ્રિત **વસ્ત્રો વિભૂષણો આયુધો,** રમા રાધાદિ **પત્નીઓ,** વિશ્વક્સેનાદિ **પરિજનો,** અવતારાદિ **પાંચ રૂપો** અને પર રૂપના નિવાસસ્થાનભૂત મુક્તપ્રાપ્ય **ભગવદ્ધામ** વિગેરે વિજ્ઞેય વિષયો મુમુક્ષુ ઉપયોગી સપ્રમાણ સંક્ષેપમાં વર્ણવ્યા છે. વિસ્તાર તે તે પ્રકરણ સ્થળથી જાણવો.

---

ॐ

श्रीस्वामिनारायणो जयति ।

# वचनामृत भूमिका—

शास्त्रि हरिजीवनदास विलिखिता ।

( સુધારા વધારા સાથે )

## ( आत्मज्ञानम् )

'ज्ञानं च जीवमायेशरूपाणां सुष्ठु वेदनम्' ( શિક્ષાપત્રી ) આ રીતે ભગવાન્ **શ્રીહરિ** મુમુક્ષુઓને 'भोक्ता भोग्यं प्रेरितारं च मत्वा ।' 'क्षरात्मानावीशते देव एकः' 'प्रधानक्षेत्रज्ञपतिर्गुणेशः' ઇત્યાદિ શ્રુતિઓમાં કહ્યા મુજબનાં **જીવ,** (ક્ષેત્રજ્ઞવર્ગ) **માયા,** (ક્ષેત્રાદિ વિવિધ પરિણામના આશ્રયભૂત પ્રકૃતિ) અને **ઈશ્વર** (તે બન્નેની અંદર પ્રવેશ કરીને તેને નિયમન કરનારા પરમાત્મા) આ **ત્રણ તત્ત્વોને** સુષ્ઠુ જાણવાની આવશ્યકતાને કહે છે. તેમાં **આત્મજ્ઞાનને** પ્રથમ પદ આપવામાં આવ્યું છે. **વચનામૃત** પ્રથમ ૨૦ માં તો **'અજ્ઞાનિમાં અતિશય અજ્ઞાની** કોણ **છે ?'** એવો પોતે **પ્રશ્ન** ઉદ્‌ભાવીને તેનો **ઉત્તર** પણ પોતેજ 'આ દેહમાં રહેનારો જે **જીવ** છે તે રૂપને જુવેછે અને કુરૂપને જુવેછે તથા બાળ યૌવન અને વૃદ્ધપણાને જુવે છે, એવા અનંત પદાર્થને જુવેછે પણ જોનારો પોતે પોતાને જોતો નથી અને કેવળ બાહ્ય દૃષ્ટિએ કરીને પદાર્થને જોયા કરેછે, પણ પોતે પોતાને નથી જોતો તેજ અજ્ઞાનિમાં અતિશય **અજ્ઞાની** છે અને જેમ નેત્રે કરીને અનંત પ્રકારના રૂપના સ્વાદને લેછે તેમજ શ્રોત્ર રસના ઘ્રાણ ઇત્યાદિક સર્વ ઇન્દ્રિયોએ કરીને વિષય સુખને ભોગવેછે ને જાણેછે પણ પોતે પોતાના **સુખને** ભોગવતો નથી ને પોતે પોતાના **રૂપને** જાણતો નથી એજ સર્વ અજ્ઞાનીમાં અતિશય **અજ્ઞાની** છે અને એજ ઘેલામાં અતિશય **ઘેલો** છે અને એજ મૂર્ખમાં અતિશય **મૂર્ખ** છે અને એજ સર્વ નીચમાં અતિશય **નીચ** છે." આ રીતે સદાગ્રહથી ઉદ્‌ઘોષીને આત્મજ્ઞાનની ખાસ આવશ્યકતાને કહે છે. 'य आत्मा अपहतपाप्मा...सोऽन्वेष्टव्यः स विजिज्ञासितव्यः' 'क्षेत्रक्षेत्रज्ञयोर्ज्ञानं यत्तज्ज्ञानं मतं मम' 'क्षेत्रज्ञयोरेवमन्तरं ज्ञानचक्षुषा' ઇત્યાદિ શ્રુતિ સ્મૃતિમાં આત્મજ્ઞાનની પ્રથમ આવશ્યકતા જણાવી છે. સર્વ કોઈ મતવાદીઓ **આત્માને** જાણવાનું પ્રથમ કહે છે, એમાં કોઈનો વિવાદ નથી.

આત્માને જેવો જાણે તેવો તેને **પુરુષાર્થ** રુચે છે એવો ન્યાય છે. દેહને જ આત્માપણે માનનારાઓને તેના ભરણ પોષણરૂપ **(ઐહિક)** પુરુષાર્થ રુચે છે, દેહથકી વ્યતિરિક્ત કર્તા ભોકતા આત્માને માનનારાઓને **સ્વર્ગાદિ** પ્રાપ્તિરૂપ પુરુષાર્થ રુચે છે, પરમાત્માને પડ્યા મૂકીને કેવળ

જ્ઞાનાનંદરૂપ આત્માને માનનારાઓને **કૈવલ્ય** પુરુષાર્થ રુચેછે, એવા આત્માને પરમાત્માના શેષપણે માનનારાઓને પરમાત્માના સુખાનુભવરૂપ **સેવાગર્ભિત** પુરુષાર્થ રુચેછે. અને પોતપોતાની રુચિને અનુસરતાં તે તે **સાધનોને** કરેછે. આમાં ખરૂં તત્ત્વ શું છે? તે જાણવાની ખાસ આવશ્યકતા હોવાથી શ્રીહરિ 'સુષ્ઠુ' એમ યથાવસ્થિત વેષથી જાણવાનું કહેછે. આ અવસરે પ્રાપ્યભૂત પરમાત્માને પામનારા જીવાત્માનો **વિચાર** અત્યાવશ્યક જાણીને કરવામાં આવેછે—

**દેહાત્મવાદ—**

લોકમાં **નાસ્તિક આસ્તિક** એવા ભેદથી બે પ્રકારનાં **દર્શનો** (મતો) ગણવામાં આવેછે. તેમાં **ચાર્વાક બૌદ્ધ જૈન** આદિકને વેદોને પ્રમાણપણે નહિ માનનારા હોવાથી **નાસ્તિક** કહેવામાં આવેછે. તેમાં **ચાર્વાકો** કે જેને **લોકાયત** અપર નામથી કહેવામાં આવેછે તેઓ જે આ મુખ મસ્તક પાણી પાદ આદિક વિવિધ અવયવવાળો પિંડવિશેષાત્મક **દેહ** સર્વને પ્રત્યક્ષ જોવા જાણવામાં આવેછે એજ આત્મા છે એમ માનેછે. દેહથકી જુદો ન્યારો કોઈ આત્મા નથી. આ બાબત પ્રત્યક્ષ પ્રમાણથી સિદ્ધ છે. પ્રત્યક્ષને ઉલ્લંઘીને પ્રમાણાંતરથી કોઈ અર્થ સાધી શકાતો નથી. 'अहं गच्छामि, स्थूलोऽहं, कृशोऽहं' (હું જાઉં છું, હું સ્થૂળ છું, હું કૃશ છું.) આ જે પ્રત્યક્ષ પ્રતીતિ છે તે ગમન, સ્થૌલ્ય, કાર્શ્ય આદિકના આશ્રયપણે અહમર્થ (હું) ને (ગમન સ્થૌલ્યાદિકનો આશ્રય અહમર્થ છે, ગ્રહણ કરાવીને દેહનેજ આત્માપણે જણાવે છે, એટલે 'अहं जानामि' 'स्थूलोऽहं' આ અહંગ્રહના નિર્વાહ માટે દેહ થકી જુદા અતીન્દ્રિય આત્માને માનવાની જરૂર પડતી નથી. જેમાં ચૈતન્યનો આવિર્ભાવ છે. એવા શરીરરૂપ ભૂતસંઘાતથી જ તેની ઉપપત્તિ થાય છે. જેમ દેહમાં **'આ દેહ છે'** એવો ઇદંગ્રહ ઘટેછે તેમ અહંગ્રહ પણ ઘટે છે. એકમાં બન્નેને ઘટાવામાં કશી અનુપપત્તિ આવતી નથી. અનુમાનની અપેક્ષાએ પ્રત્યક્ષની પ્રબળતા છે. આ દેહ કે જે પૃથ્વી જળ તેજ અને વાયુનો વપુરૂપે એક સંઘાત છે તેમાં ચૈતન્યના અસંભવની શંકા કરવી નહિ. ચૈતન્યનાં અનાશ્રય એવાં પણ ભૂતો જ્યારે દેહરૂપે સંઘીભૂત થાય છે? ત્યારે તેમાં ચૈતન્ય ઉત્પન્ન થાયછે. જેમ સુરામદ્ય ( દારૂ ) બનાવવાનાં સાધનભૂત બીજ અંકુરાદિક કે જેને **કિણ્વ** શબ્દથી કહે છે તેમાં મદશક્તિ નથી, પરંતુ જ્યારે તેમાંથી સુરા બને છે ત્યારે તેમાં **મદશક્તિ** આવે છે, તેમ પૃથિવ્યાદિક ભૂતોમાં ચૈતન્ય નથી, તથાપિ જ્યારે તેનો સંઘીભાવ દેહરૂપમાં થાય છે ત્યારે તેમાં **ચૈતન્ય** ઉત્પન્ન થાય છે. એટલે કારણમાં ચૈતન્ય ન હતું તો કાર્યમાં ક્યાંથી આવ્યું? એવી શંકાને સ્થાન નથી. માટે ભૂતસંઘાતથકી જુદો કોઈ **ચેતયિતા જીવ** નથી. વળી ક્યારેક દેહમાં સુખ મનાતાં રોમહર્ષ અને મુખવિલાસ આદિક [illegible]ર્ય થાયછે, તો તેના કારણભૂત જે સુખ છે તે પણ દેહનોજ ધર્મ છે એમ જણાવે છે. **કારણ** અન્યત્ર રહે અને **કાર્ય** અન્યત્ર રહે એમ તો ઘટે નહિ.

દેહમાં જ બન્ને ઘટે. માટે દેહને જ આત્માપણે માનવો એ બહુ યોગ્ય છે. **ચાર્વાક** મતનો આ સાર છે.

**દેહાત્મવાદનું ખંડન—**

દેહનેજ આત્મા માનવામાં આવે તો તે **દેહ તો** મુખ મસ્તક પાણી પાદ ઉદર આદિક બહુ અવયવવાળો છે. આત્માને ચૈતન્ય વિશિષ્ટ માનવામાં આવે છે તો તે **ચૈતન્ય** મસ્તકમાં કે હાથમાં કે પગમાં કયા અંગમાં માનો છો ? જો કોઈ એકજ અવયવમાં ચૈતન્ય માનવામાં આવે તો બીજા અવયવોમાં તેનો ઉપલંભ (જ્ઞાન) કેવી રીતે ઘટે ? જો સમસ્ત અવયવોમાં ચૈતન્યને માનવામાં આવે તો મસ્તક આત્મા, મુખ આત્મા, હાથ આત્મા, પગ આત્મા, એમ બહુ ચેતનોનો એકમાં સમવાય પ્રસંગ આવે. એટલેજ એક દેહમાં અનેક આત્માઓનો પ્રસંગ આવે, આ માન્યતામાં એ દોષ આવે કે જ્યારે અનેક ચેતનોને પરસ્પર **વૈમત્ય** (કલહ) થાય ત્યારે વિવાદનો પ્રસંગ આવે (**એક** કહેશે આમ કરવું છે ત્યારે **બીજો** કહેશે એમ કરવું નથી) અને તેથી જે અવિચ્છિન્ન (એક બીજાના વિરોધ વિના) પરસ્પર વ્યવહાર અદલ અનાદિ ચાલે છે તેના ઉચ્છેદનો પ્રસંગ આવે. જુદાં જુદાં શરીરોમાં જેમ જુદા જુદા અભિપ્રાયો પડે છે તેમ આમાં પણ અભિપ્રાયો જુદા જુદા પડેજ. જે ગામમાં વિરુદ્ધ અભિપ્રાયવાળી ગ્રામપંચાયત હોય ત્યાં જેમ કાર્યની સિદ્ધિ થતી નથી, તેમ આમાં પણ પોતપોતાના કાર્યની સિદ્ધિ થાય નહિ "અવિરુદ્ધ (મળતા) અભિપ્રાયવાળા અનેક પુરુષો જેમાં વહીવટ કરે છે એવા ગામમાં જેમ અન્યોન્ય વિરોધનો સંભવ નથી, તેમ આ બધાં ચૈતન્યો એકમેક મળીને શરીરમાં પોતપોતાના વ્યવહાર કરેછે, જેથી પરસ્પર વિરોધનો પ્રસંગ આવતો નથી" એમ પણ કહી શકાય તેમ નથી, ભલે થોડા દિવસ અવિરોધથી વ્યવહાર ચાલે. પરંતુ કદાચિત્ રુચિભેદ થતાં વિરોધનો પ્રસંગ તો છેજ. વિરોધ થાય તો કાર્યની સિદ્ધિ ન થાય એ નિર્વિવાદ છે. લોકમાં એવું બહુ સ્થળે જોવામાં આવેછે. પ્રત્યેક અવયવોમાં ચૈતન્ય માનવામાં આ દોષ આવેછે. વળી હસ્તાદિ મધ્યે કોઈ અવયવનો ઉચ્છેદ થતાં તેણે અનુભવેલા અર્થની સ્મૃતિ ઘટે નહિ, કેમકે જે અનુભવિતા હતો તેનો તો નાશ થઈ ગયો છે. આ પણ એક દોષ આવેછે. પ્રત્યેક અવયવોમાં ચૈતન્ય નહિ, પરંતુ મસ્તક હાથ આદિકના સંઘાતમાં ચૈતન્ય માનો તો પણ કશો અર્થ સરતો નથી. સંઘાતમાત્રથી પ્રત્યેક અવયવો થકી અવયવી કોઈ વ્યતિરિક્ત હોતો નથી, જે કહો તે અવયવોજ છે. ભલે અવયવો એકત્ર સંઘીભૂત થયા હોય તો પણ **વૈમત્ય** (કજીયા) નો પ્રસંગ તો અનિવાર્ય છેજ. વળી અવયવી જે શરીર તેમાં ચૈતન્ય માનવાથી કશો વિશેષ આવતો નથી. એવો નિયમ છે કે, જો અવયવોમાં વિશેષ ગુણ (ચૈતન્ય) હોય તોજ અવયવીમાં આવી શકે. અવયવોમાં નથી અને અવયવીમાં આવે છે એમ

મનાય નહિ. એમ હોતાં પ્રત્યેક અવયવોમાં પણ ચૈતન્યનો પ્રસંગ દુર્વાર છે. 'કારણમાં ગુણ હોય તોજ કાર્યમાં આવે એવો નિયમ નથી, પાકથી ઘટાદિકમાં જેમ રૂપાંતર આવે છે તેમ અવયવોમાં ચૈતન્ય નથી તથાપિ અવયવિમાં આગંતુક ચૈતન્ય આવિર્ભવે છે' એમ પણ માની શકાય નહિ. કેમકે પાકજન્ય જે ગુણ તે ઘટમાં અને તેના અવયવોમાં પણ જોવામાં આવેછે. એટલે પ્રત્યેક અવયવોમાં પણ ચૈતન્યનો પ્રસંગ તો અનિવાર્યજ છે. ભલે કારણગુણપૂર્વક કે પાકજન્ય હોય પણ જે ઘટાદિકના **વિશેષ** ગુણ રૂપાદિક છે તે જ્યાં સુધી દ્રવ્ય હોય ત્યાં સુધી હોય છેજ. ચૈતન્ય ગુણ તો તેવો નથી. તો તેની પેઠે ચૈતન્ય એ દેહનો ધર્મ હોઈ શકે નહિ. આ ઉપરથી "જેમ સુરા—મદ્યના કારણભૂત બીજ અંકુરાદિકમાં મદશકિત નથી પરંતુ જ્યારે તેમાંથી સુરામદ્ય બને છે ત્યારે અપૂર્વ મદશક્તિ ઉત્પન્ન થાય છે તેમ અવયવોમાં ચૈતન્ય નથી પરંતુ તેમાંથી જ્યારે અવયવી દેહ બને છે ત્યારે અપૂર્વ ચૈતન્ય ઉત્પન્ન થાય છે" આ ચાર્વાક દ્રષ્ટાંતનું પણ ખંડન થઈ જાય છે. **શકિત** તો વિશેષ ગુણ નથી. **ચૈતન્ય** તો વિશેષ ગુણ છે. તે તો ઉકત પ્રકારે દેહમાં નથી સંભવતું, માટે દેહ થકી બીજાનોજ હોવો જોઈએ. 'स्थूलोऽहं गच्छामि' આ જે પ્રતીતિ છે તે તો **અહમર્થ** (આત્મા) અને **ઈદમર્થ** (દેહ) એ બેનો ભેદ ગ્રહણ નહિ થતો હોવાથી થાયછે. 'स्थूलोऽहं जानामि' આ પ્રતીતિ પણ એવીજ છે. દેહમાં **ચૈતન્યબુદ્ધિ** અને આત્મબુદ્ધિ જે છે તે તો દેહાત્માના ગાઢ સંયોગે કરાવેલી **ભ્રાન્તિ** છે. જેમ અતિ તપાવેલા લોહમાં અગ્નિબુદ્ધિ અને દાહકત્વબુદ્ધિ થાય છે તેમ.

વસ્તુતાએ જેમ 'આ મારું ગૃહ છે, આ મારૂં ક્ષેત્ર છે, આ મારૂં વસ્ત્ર છે.' એમ ગૃહ ક્ષેત્રાદિકની પ્રતીતિ આત્માથકી ભિન્નપણેજ જણાય છે, તેમ 'આ મારૂં મસ્તક છે, આ મારો હાથ છે, આ મારો દેહ છે' એમ દેહાદિક પણ આત્માથકી વ્યતિરેકપણે જણાય છે માટે 'આ મારૂ શરીર છે' એમ **ઈદમર્થ** (આ) પણે ગૃહ ક્ષેત્રાદિકની પેઠે જણાતો જે દેહ તે **અહમર્થભૂત** (હું શબ્દથી અને હું બુદ્ધિથી બોધ્ય) એવા આત્મા થકી જુદોજ છે. એમ પ્રતીતિના સ્વારસ્યથી સ્વીકારવુંજ પડે. 'દેહ એ **આત્મા** નથી, કેમકે સંઘાતરૂપ છે, ઘટાદિકની પેઠે' ઇત્યાદિ અનુમાનથી પણ દેહથકી આત્મા જુદો ન્યારો છે એમ સિદ્ધ થાયછે. આ અર્થ **તત્ત્વમુકતા-કલાપમાં** — 'यो मे हस्तादिवर्ष्मैत्यवयवनिवहाद्भाति भिन्नः स एकः प्रत्येकं चेतनत्वे बहुरिह कलहो वीतरागो न जातः। तत्सङ्घातातिरिक्तेऽप्यवयविनि कथं तेष्वसिद्धा मतिः स्यात् सङ्घातत्वादिभिर्वा घट इव तदचित् स्यान्ममात्मेत्यगत्या ॥' આ રીતે વર્ણવ્યો છે. આગમથીજ આત્માની દેહથકી વ્યતિરિકતા સિદ્ધ થાયછે એમ કેટલાક માને છે. આ અર્થ આત્મસિદ્ધિમાં 'आनुमानिकीमपि आत्मसिद्धिमश्रद्दधानाः श्रौतीमेव [illegible] श्रोत्रियाः सङ्गिरन्ते' આ રીતે **યામુનાચાર્યે** અનુવર્ણ્યો છે.

**વિષ્ણુપુરાણના અંશ** ૨ અ. ૧૩ માં વિપ્ર **જડભરત** અને રાજા **રહુગ-**

**ણના** સંવાદમાં વપુ થકી આત્માનો વ્યતિરેક વ્યકત વર્ણવ્યો છે-એક સમયે કપિલાશ્રમમાં જ્ઞાનમાટે જતા **રાજાએ** જેનો પ્રભાવ બહાર જાણવામાં નથી આવતો એવા **વિપ્રને** સશક્ત જાણીને બીજા વેઠીયાઓની સાથે પકડીને શિબિકા (પાલખી-મેના) એ જોડ્યા. **યોગીન્દ્ર** પણ ભોગથી પ્રારબ્ધ કર્મનો ક્ષય થાય છે. એમ જાણીને શિબિકાને ઉપાડીને ચાલતાં બીજાઓ શીઘ્રતાથી અને પોતે મૃગમાત્રને અવલોકતાં મંદગતિથી ચાલ્યા. શિબિકાની ગતિને વિષમ થતી જોઈને 'કેમ વિષમ ચાલો છો, સરખા ચાલો.' એમ રાજા બોલ્યા. કહ્યા છતાં પણ શિબિકાને આડી-અવળી ચાલતી જોઈને ફરીથી રાજા આક્રોશથી બોલ્યા કે, કેમ સીધા ચાલતા નથી. રાજાનુ બહુવાર વચન સાંભળીને બીજા વાહકો બોલ્યા કે 'આ એક નવો આવ્યો છે તે સત્વર ચાલતો નથી.' આ ઉપરથી રાજા વિપ્ર પ્રત્યે આક્રોશથી બોલ્યા કે-'किं श्रान्तोऽस्यल्पमध्वानं त्वयोढा शिबिका मम । किमायाससहो न त्वं पीवानसि निरीक्ष्यसे ॥' (તું શું થાકી ગયો છું, થોડોકજ માર્ગ તેં મારી શિબિકા ઉપાડી છે, વળી તું શું આયાસને સહન કરું એવો નથી ? કેમકે જોવામાં તો **પીવા** બહુ જાડો બળવાળો જણાઉ છું.)

આ રીતે દીર્ઘ આક્રોશથી પૂછવા છતાં પણ સાચા જીજ્ઞાસુ રાજાને દેહ થકી વ્યતિરિકત આત્મબુદ્ધિને ઉપજાવાની ઇચ્છાથી વિપ્ર બોલ્યા કે-'नाहं पीवा न चैवोढा शिबिका भवतो मया । न श्रान्तोऽस्मि न चायासः सोढव्योऽस्ति महीपते ! ॥' (હું પીવા નથી, તારી શિબિકા મેં ઉપાડી નથી, હું કંઈ થાકી ગયો નથી, મારે કશો આયાસ સહન કરવાનો નથી- આત્માતો **અહમર્થ** છે, તેને પીવત્વાદિકનો સંબન્ધ નથી, પરંતુ ભૂતોના પરિણામભૂત દેહના જ તે ધર્મો છે) એમ ખરી વાત કહીને, શિબિકાને ઉપાડનારો પણ દેહનો અવયવ છે પણ આત્મા નથી એમ હવે કહે છે-"भूमौ पादयुगं त्वास्ते जङ्घे पादद्वये स्थिते । ऊर्वोर्जङ्घाद्वयेऽवस्थे तदाधारं तथोदरम् ॥ वक्षःस्थलं तथा बाहू स्कन्धौ चोदरसंस्थितौ। स्कन्धाश्रितेयं शिबिका मम भारोऽत्र किं कृतः ॥' (બે પાદો ભૂમિ ઉપર રહ્યા છે, બે પાદ ઉપર જંઘા રહી છે, જંઘા ઉપર ઉરૂ (સાથળ) રહ્યા છે, તેના આધારે ઉદર રહ્યું છે, વક્ષઃસ્થળ, બે બાહુ અને સ્કંધ (ખભા) તે ઉદરને આધારે રહ્યા છે. ખભા ઉપર આ શિબિકા રહી છે, એમાં મને (આત્માને) ભાર કેમ હોઈ શકે ? પાદાદિક વિના દેહનું નિરૂપણ થઈ શકતું નથી, ઉત્તરોત્તર અવયવોના પ્રત્યે આધારપણું તો પાદાદિકનું જ છે. માટે દેહને જ બધો ભાર છે એમ કહી શકાય નહિ. **અહમર્થ** તો તેનો સાક્ષી હોવાથી મને ભાર કયા નિમિત્તથી આવી શકે ? માટે શિબિકાને વહન કરનારો હું આત્મા નથી, આવો ઉત્તર આપતાં, આ કોઈ મહાજ્ઞાની છે એમ જાણીને, શિબિકા થકી એકદમ ઉતરીને તમો કોણ છો ? એમ પગમાં પડીને, રાજાએ પુછતાં, દેહવિષયમાં **અહં** શબ્દની પ્રવૃત્તિ ભ્રાન્તિમૂળથી છે એમ જણાવ્યું- 'शब्दोऽहमिति दोषाय नात्मन्येष तथैव तत् । अनात्मन्यात्मविज्ञानं शब्दो वा भ्रान्तिलक्षणः ॥'

આ પ્રકારે કહીને, દેહમાં **અહં** શબ્દ બીલકુલ ઘટતો નથી એમ હવે સ્પષ્ટ કહે છે—'पिण्डः पृथक् यतः पुंसः शिरःपाण्यादिलक्षणः । ततोऽहमिति कुत्रैतां संज्ञां राजन् करोम्यहम् ॥ किं त्वमेतच्छिरः किन्नु ग्रीबा तव तथोदरम् । किमु पादादिकं किं वा तवैतत् किं महीपते ॥ समस्तावयवेभ्यस्त्वं पृथक् भूप । व्यवस्थितः । कोऽहमित्येव निपुणो भूत्वा चिन्तय पार्थिव ! ॥' (આ પિંડ કે જે મસ્તક હાથ આદિક લક્ષણવાળો છે તે આત્મા થકી જુદોજ જોવામાં આવે છે. માટે "હું" એવી સંજ્ઞા હું કેને વિષે કરૂં. પિંડના અવયવો અનેક છે અને આત્મા તો એક જ છે, માટે દેહ ઇન્દ્રિયાદિક અનાત્મા હોવાથી તેમાં કેને વિષે **અહં શબ્દથી** વ્યપદેશ કરૂં ? આ જે શિર છે તે તમો છો ? કે આ જે ગ્રીવા છે તે તમો છો ? કે આ ઉદર છે તે તમો છો ? કે આ જે પાદાદિક છે તે તમો છો ? એમાં તમો કોણ છો ? ગાઢ અંધકારમાં ચક્ષુ મીંચી જતાં નિરવયપણે આત્માનો **પ્રત્યક્પણે** 'હું' એવો ભાસ થાય છે **इदं** (આ) બુદ્ધિથી બોધ્ય અને જેનો અપર ભાગ જોવામાં આવતો નથી એવો જે શિરઆદિ તે આત્મા નથી અને આત્માનો કોઈ અવયવ પણ નથી. માટે હે ભૂપ આત્મા તો હસ્તપાદાદિ સમસ્ત અવયવો થકી પૃથક્–સ્વરૂપ સ્વભાવે કરીને અત્યંત વિલક્ષણ છે. માટે 'હું કોણ છું' એનો વિચાર નિપુણ થઈને કરો. તાત્પર્ય એ છે કે-પ્રત્યેક શરીરમાં ચેતન એક છે એ અનુભવ સિદ્ધ છે, દેહ છે તે અનેક અવયવોના સંઘાતરૂપ છે, અવયવો થકી વ્યતિરિકત કોઈ અવયવી નથી, માટે શરીર એ આત્મા નથી એ સિદ્ધાંત છે.

**ગીતામાં** અ. ૨ તથા ૧૩ વિગેરે, બહુ સ્થળે દેહ થકી આત્માનું વ્યતિરેક-પણું ભગવાને વિસ્તારથી વર્ણવ્યું છે. એને માટે 'इदं शरीरं कौन्तेय ! क्षेत्रमित्य-भिधीयते । एतद्यो वेत्ति तं प्राहुः क्षेत्रज्ञ इति तद्विदः ॥' આ એક જ શ્લોક પર્યાપ્ત છે.

**હરિવાકય સુધાસિંધુમાં** 'सच्चिदानन्दरूपोऽहं शरीरं तद्विपर्ययः । कथं भवेत् द्वयोरैक्यं तेजस्तिमिरयोरिव ॥' 'देहो जडो विकारी च कर्मतन्त्रश्च नश्वरः । आत्मा तु नित्यश्चिद्रूपो निर्विकारः प्रकाशकः ॥' આ રીતે દેહથકી આત્માનું વિલક્ષણપણું વ્યકતપણે વર્ણવ્યું છે.

### ઇન્દ્રિયાત્મવાદ—

**બીજા કોઈ** (સુશિક્ષિત ચાર્વાકો કે જે પ્રાણ ઇન્દ્રિયો અને મનને આત્મા-પણે માનનારા છે) તો દેહ હોવા છતાં સુષુપ્તિ દશામાં જ્યારે ઇન્દ્રિયો ઉપરમભાવને પામી જાય છે ત્યારે ચૈતન્યનો ઉપલંભ થતો નથી, માટે દેહને ચૈતન્ય ન કહેવાય, પરંતુ **ઇન્દ્રિયોને જ** ચૈતન્ય કહેવાય. વળી બીજું–જો ચક્ષુરાદિ ઇન્દ્રિયો હોય તો રુપાદિ જ્ઞાન થાય છે અને ન હોય તો થતું નથી, માટે રૂપાદિકનું જે જ્ઞાન તે

ઇન્દ્રિયનિષ્ઠ જ માનવું ઉચિત છે. વળી 'ચક્ષુ જુએ છે, શ્રોત્ર સાંભળે છે. ઘ્રાણ સૂંઘે છે,' ઇત્યાદિ વ્યપદેશો પણ થાય છે. તથા 'સ્પર્શસુખવાળો વાયુ છે, શ્રવણ કટુ શબ્દ છે' એવા પણ વ્યપદેશો થાય છે. વળી જ્યારે ઇન્દ્રિયો સકળ (રોગાદિકે રહિત) હોય ત્યારે હું સકળ છું, જ્યારે વિકળ હોય ત્યારે હું વિકળ છું એવું પણ ભાન થાય છે. માટે ઇન્દ્રિયોને જ આત્માપણે માનવાં એ સીધું સારૂં છે.

### ઇન્દ્રિયાત્મવાદનું ખંડન—

બાહ્ય **ઇન્દ્રિયો** એ આત્મા હોઈ શકે નહિ, તેને જો આત્માપણે માનવામાં આવે તો તેઓ બહુ હોવાથી એકજ વપુમાં બહુ ચેતનોનો સમવાય સ્વીકાર્યો કહેવાય. બહુ હોવાથી એકબીજાને વિવાદ ન થવાનો જે નિયમ છે તે ઘટે નહિ. વિવાદ થાય તો એક બીજાના કાર્યની સિદ્ધિ થાય નહિ એ મહાન્ દોષ આવે. વળી બહુ હોવાથી એક બીજાની વાર્તાને નહિ જાણતાં હોવાથી વ્યવહારનો વિલોપ પ્રસંગ આવે. વળી તેઓના શબ્દ સ્પર્શ આદિક વિષયો પ્રતિનિયત (જુદા જુદા) હોવાથી એક બીજાએ અનુભવેલા અર્થનું પ્રતિસંધાન ઘટે નહિ. તેથી 'જે હું જોતો હતો તે સ્પર્શ કરૂં છું' એવું જે પ્રત્યભિજ્ઞાન (એકપણાનું ઓળખાણ) થાય છે તે ઘટતું આવે નહિ. આ પ્રત્યભિજ્ઞા તો **દ્રષ્ટા** અને **સ્પ્રષ્ટા** બન્નેની એકતાને જણાવે છે, ઇન્દ્રિયોને આત્મા માનવામાં **દ્રષ્ટા** જુદો અને **સ્પ્રષ્ટા** જુદો પડે છે. વળી જો ચક્ષુને આત્મા માનીએ તો આંધળાને રૂપની સ્મૃતિ ન થાય, જો શ્રોત્રને આત્મા માનીએ તો બહેરાને શબ્દની સ્મૃતિ ન થાય, એમ બીજી ઇન્દ્રિયોને આત્મા માનવામાં એવીજ અનુપપત્તિ આવે. માટે ઇન્દ્રિયોને આત્મા માની શકાય નહિ. વળી "સર્વ ઇન્દ્રિયો વડે સર્વ વિષયોને હું એકલો અનુભવું છું" આવું જે સર્વને અનુસંધાન થાય છે તે પણ ઘટે નહિ. તેઓમાં હરકોઈ એકને આત્મા માનવા જઈએ તો તેપણ ઘટે નહિ. તે પૈકી આનેજ આત્મા માનવો એમાં કોઈ નિયામક નથી. જેમ પ્રતિનિયત દેશવાળા રાજાઓમાં નિયામ્ય નિયામક ભાવ જોવામાં આવતો નથી. બધાજ પોત–પોતાના દેશના રાજા સરખા સ્વતંત્ર છે. 'ઇન્દ્રિયોનો સમુદાય એ આત્મા છે' એમ પણ કહેવાય નહિ, કેમકે 'હું સમુદાય છું" એવી પ્રતીતિ કયારેય પણ કોઈને થતી નથી. અંતે તો સમુદાયનું સમુદાયિમાંજ પર્યવસાન થાય છે. જે કહો તે તેતે વ્યકિતઓજ છે. એટલે ઇન્દ્રિયોના સમુદાયને **આત્મા** મનાય નહિ. વળી સ્વપ્ન દશામાં જેને બાહ્ય ઇન્દ્રિયો વિરામ પામી છે તેને 'હું વ્યાઘ્ર છું, સર્પ છું" એમ વ્યાઘ્રાદિરૂપે આત્માનું દર્શન થાય છે તે પણ બાહ્ય ઇન્દ્રિયવર્ગથકી અને દેહ થકી આત્માના ભેદને વ્યકત કરે છે. બાહ્ય ઇન્દ્રિયો ઉપરત થઈ હોવાથી તેનું સ્વપ્નદ્રષ્ટાપણું સંભવે નહિ. શરીરનું પણ સ્વપ્નદ્રષ્ટાપણું સંભવે નહિ. તેમાં જાગ્રત શરીરનું તે સમયે પ્રતિભાન નહિ હોવાથી. સ્વપ્નમાં જે વ્યાઘ્રાદિ શરીર જણાય છે તેતો અસત હોવાથી ચેતયિતા નથી. માટે જીવને દેહ અને

બાહ્ય ઇન્દ્રિયો થકી વિલક્ષણજ સ્વીકારવો પડશે. ઇન્દ્રિયો કે શરીર સકળ કે વિકળ હોતાં 'હું સકળ છું, હું વિકળ છું' ઇત્યાદિ જે બોધ થાય છે તે તો વિશિષ્ટતા કહેવાના અભિપ્રાયથી છે, એટલે 'હું સકળ છું, હું વિકળ છું' એનો અર્થ એ છે કે 'હું સકળ [ઇન્દ્રિયોએ વિંશિષ્ટ છું' 'હું વિકળ–કઇક ઇન્દ્રિયે રહિત છું' ઇન્દ્રિયાત્પવાદમાં તો ચક્ષુરાદિક ઇન્દ્રિયોની વિકળતા થતાં 'હુ વિકળ છું' એવી બુદ્ધિ ઉપજે છે તે ઉપજે નહિ. ચક્ષુનો નાશ થતાં તેમજ વૈકલ્ય આવતાં તે વૈકલ્યને બીજો કોણ જાણે? કેમકે ચક્ષુરાદિક આત્માઓ તો જુદા જુદા છે. અન્ય આત્માના અન્ય આત્માએ સાકલ્ય કે વૈકલ્ય જાણી શકાય નહિ. 'ઇન્દ્રિયો અન્યોન્ય જાણવા સમર્થ થાય છે' એમ પણ કહેવાય નહિ. 'ચક્ષુથી હું વિકળ છું' આ બુદ્ધિથી તો ચક્ષુરાદિ ઉપકરણોએ સંપન્ન બીજોજ કોઈ અહમર્થ (આત્મા) છે એમ સાબીત થાય છે.

### મન આત્મવાદ—

**કોઈ એમ કહે** છે–ચક્ષુ શ્રોત્ર આદિક **ઇન્દ્રિયો** ભિન્ન ભિન્ન છે અને તેઓ પ્રતિનિયત–પોત પોતાના રૂપાદિ વિષયોનેજ પ્રકાશ કરનારાં છે, માટે તે **આત્મા** હોઈ શકે નહિ એ ઠીક છે. પરંતુ **મનતો** એક છે, તેથી અન્ય કોઈ **આત્મા** નથી. ચક્ષુરાદિ જે કરણો તે મનનાજ ઉપકરણ ભાવને પામે છે, માટે મનનેજ આત્મા માનવો એ વધુ ઠીક છે.

### મન આત્મવાદનું ખંડન—

પ્રથમ તો મનને સ્વીકારવામાં પ્રમાણ શું માનો છો? 'લોકમાં ચાક્ષુષ શ્રાવણ આદિક જ્ઞાનનો આશ્રય એકજ જણાય છે તેની ઉપપત્તિ માટે મનને કલ્પ્યું છે' એમ માનો તો તેમ નથી, કેમકે–**દ્રષ્ટા, શ્રોતા, સ્પ્રષ્ટા મન્તા,** તો વિજ્ઞાનાત્મા ચેતનજ છે, એટલે શ્રાવણાદિક માટે મનને કલ્પવાની કાંઈ જરૂર નથી. એમ માનતા હો કે જેને તમે જ્ઞાતા કહો છો તે મન થકી અન્ય નથી, મનજ છે, એમ અમે માનીએ છીએ, આત્માને જે માને છે તે મનને પણ માને છે, મનથીજ સર્વ નિર્વાહ થતો હોય તો તેથી બીજા આત્માને માનવાની કાંઈ જરૂર નથી, તો તેમ નથી. જેમ રૂપાદિક અર્થો પ્રતિનિયત હોવાથી ચક્ષુરાદિકની કરણ (જ્ઞાનનાં સાધન) પણે સિદ્ધિ થાય છે તેમ સુખાદિ અર્થો પણ પ્રતિનિયત હોવાથી મનની પણ સિદ્ધિ કરણપણે થાય છે, આત્માપણે નહિ. 'હું અન્યત્ર મનવાળો હતો, જેથી આગળ રહેલો અર્થ પણ મેં જાણ્યો નહિ.' આ રીતે મનની અસન્નિધિમાં જ્ઞાનના અનુદયનું પ્રતિસંધાન થાય છે. (મન ન હોય તો જ્ઞાન થતું નથી) 'अन्यत्रमना अभूवं नादर्शमन्यत्रमना अभूवं नाश्रौषम्' એવી શ્રુતિ પણ છે. 'अन्यत्रमनाः' આ વ્યતિરેક નિર્દેશ અને 'સાવધ મનથી સાંભળો' આ નિર્દેશ, મનથકી આત્માની વ્યતિરિકતતાને જણાવેછે. વળી 'त्रीण्यात्मनेऽकुरुत मनो वाचं प्राणम्' 'मनसा ह्येव पश्यति'

ઇત્યાદિ શ્રુતિથી વાગાદિક જેમ આત્માનાં ઉપકરણો છે તેમ મન પણ આત્માનું ઉપકરણ છે એમ જાણવાનું મળેછે. મન છે તે ભોકતા આત્માનું પ્રધાન ઉપકરણ છે, એમ 'मन एव मनुष्याणां कारणं बन्धमोक्षयोः । बन्धाय विषयासङ्गि मुक्त्यै निर्विषयं मनः ॥' ઇત્યાદિક સ્મૃતિમાં સૂચવ્યું છે. વળી 'एकादशं मनश्चात्र देवा वैकारिकाः स्मृताः' એમ પુરાણમાં અહંકાર થકી મનની ઉત્પત્તિ વર્ણવી છે. જે પ્રમાણો શ્રુતિ સ્મૃતિ મનની સિદ્ધિને કરે છે તેજ પ્રમાણો મનને આત્માના ઉપકરણપણે પ્રતિપાદેછે. માટે મન એ આત્મા હોઈ શકે નહિ. આ અર્થ **તત્ત્વમુક્તાકલાપમાં** 'बाह्याक्षेभ्योऽन्य आत्मा तदखिलविषयप्रत्यभिज्ञातुरैक्यात् कर्तुः स्मृत्यादिकार्ये करणमिति मनो मानसिद्धं ततोऽन्यत्' આ રીતે સંગ્રહ્યો છે.

## પ્રાણાત્મવાદ

**કોઈ તો** દેહ ઇન્દ્રિયો મનથી આગળ જઈને એમ કહેછે-કે દેહ ઇન્દ્રિયો મન આદિકની પ્રવૃત્તિઓ થાયછે તે પ્રાણાધીન છે, એમ જોવામાં આવે છે. પ્રાણ ન હોય તો પ્રવૃત્તિઓ થતી નથી. વળી 'प्राणोऽस्मि प्रज्ञात्मा' ઇત્યાદિકમાં પ્રાણ અને આત્માનું સામાનાધિકરણ્ય (એકાર્થપણું) જોવામાં આવે છે. વળી 'પ્રાણની સ્થિતિ હોય તો જીવ રહ્યો છે અને પ્રાણ નીકળી ગયો હોય તો જીવ નિકળી ગયો' એવો પણ વ્યવહાર જોવામાં આવે છે. વળી દેહથકી નિષ્ક્રમણ, લોકાંતરમાં ગમન અને દેહાંતરમાં સંચાર, આ ત્રણેય પ્રાણને આત્મા માનીએ તો ઘટતું આવે, કેમકે-પ્રાણજ સત્વર ગમન સ્વભાવવાળો છે. માટે પ્રાણનેજ આત્મા તરીકે માનવો એ અધિક યોગ્ય છે.

## પ્રાણાત્મવાદનું ખંડન—

દેહાત્મવાદના નિરાકરણથીજ પ્રાણાત્મવાદનું નિરાકરણ થઈ જાય છે, કેમકે શરીરની પેઠેજ જે પ્રાણો છે તે પણ વાયુઅવયવોના સંઘાતરૂપ હોવાથી તેમાં પણ પ્રત્યેક અવયવોમાં ચૈતન્ય છે? કે સમુદાયમાં ચૈતન્ય છે? એવો વિકલ્પ કરવામાં આવે તો તે સહન થાય તેમ નથી-એનો ઉત્તર આપી શકાય એમ નથી. માટે દેહનુંજ જેમ એમ પ્રાણોનું પણ અનાત્માપણું સાબીત છે. વળી 'मम प्राणाः' એમ આત્મા થકી પ્રાણની વ્યતિરેકપણે પ્રતીતિ થાય છે. વળી 'त्रीण्यात्मनेऽकुरुत मनो वाचं प्राणम्' ઇત્યાદિ શ્રુતિમાં પ્રાણને આત્માના ઉપકરણપણે પ્રતિપાદ્યો છે. વળી 'एतस्माज्जायते प्राणः' એમ શ્રુતિમાં પ્રાણની ઉત્પત્તિ કહી છે. 'तमुत्क्रामन्तं प्राणोऽनूत्क्रामति' આ શ્રુતિએ જીવની સાથે પ્રાણનું ઉત્ક્રમણ કહ્યું છે. દેહમાં જીવની સ્થિતિમાં પ્રાણસ્થિતિ એ જ્ઞાપક છે-દેહમાં જીવ છે એમ જણાવી આપેછે. વળી 'अहं वैश्वानरो भूत्वा प्राणिनां देहमास्थितः । प्राणापानसमायुक्तः पचाम्यन्नं चतुर्विधम् ॥' (આ ગીતાવાક્યમાં જમેલા પીધેલા આહારના પરિણામમાં પ્રાણવ્યાપારનું

હેતપણું કહ્યું છે) બહુ સૂક્ષ્મ પૃથ્વી જળ તેજના અંશથી ઉત્તેજીત થએલા, ઉદરમાં રહેલા વાયુને પ્રાણ કહે છે. ઉપરનાં કારણોથી પ્રાણોને આત્માપણે સ્વીકારી શકાય નહિ. 'प्राणोऽस्मि प्रज्ञात्मा' આ શ્રુતિ તો ઇન્દ્ર પ્રાણશરીરક પરમાત્મવિષયવાળી છે. એનો અહીં પ્રસંગ નથી.

### વિજ્ઞાનાત્મવાદ—

**બીજા** કોઈ (સૌગત–બૌદ્ધ) તો દેહાદિક થકી વ્યતિરિક્ત જે **વિજ્ઞાન** એજ આત્મા છે એમ માને છે, કેમકે અજડ છે. જે જડ હોય એ આત્મા હોઈ શકે નહિ, જેમ ઘટ પટાદિક જડ છે તો તે આત્મા નથી. **વિજ્ઞાન** એ જડ નથી એટલે અનાત્મા પણ નથી. જડ હોય તો અનાત્મા હોઈ શકે. સ્વસત્તામાત્રથી પ્રકાશમાનપણું એજ વિજ્ઞાનનું અજડપણું છે. એમાં પરાધીનપણે પ્રકાશ પામવારૂપ જડત્વ નથી. વિજ્ઞાન છે તો ઘટાદિકની પેઠે પ્રકાશ પામ્યા વિના રહી શકે નહિ–પ્રકાશ થાયજ. માટે **વિજ્ઞાનનેજ આત્મા માનવો** એ બહુ ઉચિત છે. વળી જે કોઈ વિજ્ઞાન થકી જુદા વિજ્ઞાતાને માને છે તે પણ વિજ્ઞાનને તો માનેજ છે, કેમકે, વિજ્ઞાન વિના તો વિજ્ઞાતા હોઈ શકે નહિ. માટે બન્ને વાદીઓએ સમાન્ય કરેલા વિજ્ઞાનથીજ સર્વ વ્યવહારની સિદ્ધિ થાય છે, તો વિજ્ઞાનના આશ્રયપણે રહેલા, તેનાથી જુદા વિજ્ઞાતા આત્માને કલ્પવાની કશી જરૂર નથી. પ્રત્યેક દેહમાં ભિન્ન ભિન્ન સંતતિવાળી, ક્ષણે ક્ષણે જુદા જુદા જ્ઞાનની ધારા ઘટાદિજ્ઞાનને ઘટાવનારી અનુવર્તે છે એ લોકસિદ્ધ છે. એજ આત્મા છે. તે આ જ્ઞાનધારા પૂર્વપૂર્વ વાસનાની વિચિત્રતાને લીધે તેતે ઘટાદિ પદાર્થોના ઉપરાગવાળી થતાં કલુષિત થાય છે, માટેજ બંધનનો વ્યવહાર આવે છે. એ જ્ઞાનધારા જો વાસનાએ વિરહિત થઈને વિષયોના ઉપરાગે વિરહિત થઈ જાય તો વિમળ વહેતી થાય. ત્યારે **'મુક્તિ'** એવો વ્યવહાર થાય છે. **'વિજ્ઞાનધારાની વિરતિ એજ અપવર્ગ (મોક્ષ) છે'** એમ **કોઈ કહે** છે. નીલ પીત આદિક બાહ્ય પદાર્થો કોઈ છેજ નહિ. વિજ્ઞાનજ વાસનાથી તે તે નીલ પીતાદિ અને આન્તર અર્થોના આકારે અવભાસેછે. ભલે બાહ્ય અર્થો હોય, પણ તે સ્થિર નથી, પરંતુ તમામ ભાવો ક્ષણિકજ છે. (પ્રથમ ક્ષણમાં વસ્તુ છે પણ બીજા ક્ષણમાં નાશ થઈ જાય છે. ક્ષણમાત્ર વિદ્યમાનપણું એ એનો ખરો અર્થ છે. ઉત્પત્તિ ક્ષણમાં ઘટ છે પણ તે થકી ઉત્તર બીજા ક્ષણમાં નાશ થઈ જાય છે એ એનું તાત્પર્ય છે)[૧]

---

(૧) **આ સ્થળે આટલું જાણવું**–બુદ્ધને ચાર શિષ્યો–**વૈભાષિક, સૌત્રાન્તિક,** યોગાચાર અને **માધ્યમિક** એવા નામભેદથી હતા. તેમાં જેઓ **'સર્વ શૂન્ય"** એમ ગુરુએ કહેલા **સર્વશૂન્યત્વરૂપ** અર્થના શ્રવણમાત્રથીજ **'અમો કૃતાર્થ થઈ ગયા'** એમ માનીને, તેની ઉપપત્તિના પ્રકારો (તે કેવી રીતે ઘટે એમ) પુછવાજ રહ્યા નહિ તેઓ **માધ્યમિક** નામથી કહેવાયા. શિષ્યોએ **યોગ** અને **આચાર** એ બન્ને કરવું જોઈએ એ શિષ્યોનો ધર્મ છે, તેમાં જે અર્થની પ્રાપ્તિ ન થઈ હોય

## વિજ્ઞાનાત્મવાદનું ખંડન—

'વિજ્ઞાનથીજ સર્વ વ્યવહારની સિદ્ધિ થાય છે' આ વાકયમાં 'વિજ્ઞાનથી વ્યવહારની સિદ્ધિ થાય છે' એ બાબતમાં કોઈને વિવાદ નથી. પરંતુ અવધારણમાં **અને સર્વ** શબ્દમાં વિવાદ છે, કેમકે, તમામ વ્યવહારો **જ્ઞાન, જ્ઞાતા** અને **જ્ઞેય** આ ત્રણની અપેક્ષાવાળા છે. જેમ વ્યવહાર, વ્યવહર્તા અને વ્યવહાર્યની અપેક્ષા નહિ રાખીને સ્વસત્તાને પામતો નથી, તેમજ તેના મૂળભૂત વિજ્ઞાન પણ વિજ્ઞાતા અને વિજ્ઞેયની નહિ અપેક્ષા રાખીને સ્વસત્તાને પામતું નથી. જેમ વ્યવહર્તા અને વ્યવહાર્ય હોય તોજ વ્યવહારની સિદ્ધિ થાય છે તેમ વિજ્ઞાતા અને વિજ્ઞેય હોય તોજ વિજ્ઞાનની સિદ્ધિ થાય છે. એકલા વિજ્ઞાનથી કાંઈ વળે નહિ.

ભલે વિજ્ઞાતા અને વિજ્ઞેયની અપેક્ષા રાખો, પણ તે બન્ને પરમાર્થિકજ હોવા જોઈએ એવો શો નિયમ ? અપારમાર્થિકથી પણ કામ લઈ શકાય છે એમ કહેતા હો તો, તે બન્ને અપારમાર્થિકજ જોઈએ એવો પણ શો નિયમ ? પારમાર્થિકથી પણ કામ લઈ શકાય છે. (બૌદ્ધો જ્ઞાતા અને જ્ઞેયને પારમાર્થિક માનતા નથી) એમ કહેતા હો કે–વિજ્ઞાન વિના કોઈનો પ્રકાશ નથી. પ્રકાશપથને ન પામે તે વ્યવહારપથને પામતો નથી. (ઘટ જો પ્રકાશને પામેછે તો તેનો 'अयं घटः' એવો વ્યવહાર થાયછે) માટે વ્યવહારના નિર્વાહ સારૂ વિજ્ઞાનને તો પારમાર્થિકપણે સ્વીકારવું પડે. બીજા બેને પરમાર્થિકપણે ન સ્વીકારીએ તો પણ ચાલે તેમ છે. સ્વપ્નમાંજ જેમ એમ વિજ્ઞાનજ તેતે ઘટાદિ અર્થરૂપે અવભાસે છે. માટે સર્વ

---

તેની પ્રાપ્તિ માટે **પર્યનુયોગ** (પરિપ્રશ્ન) કરવો તેને **યોગ** કહે છે અને ગુરુએ કહેલો અર્થ અંગીકાર કરવો તેને **આચાર** કહે છે. ગુરુએ કહેલી બાબતનો અંગીકાર કરવાથી **ઉત્તમ** અને પર્યનુયોગ નહિ કરવાથી **અધમ** કહેવા પડે. એ કારણથી એમની **માધ્યમિક** સંજ્ઞાથી પ્રસિદ્ધિ થઈ. તેઓ સર્વને **શૂન્ય** કહેનારા છે. (વસ્તુસ્થિતિમાં કોઈ પદાર્થનું અસ્તિત્વજ માનતા નથી. **સંવૃત્તિ**—ભ્રાન્તિથી તે તે વસ્તુઓ જણાય છે) જેઓ ગુરુએ કહેલા સર્વશૂન્યત્વમાં માત્ર **બાહ્ય અર્થ** (ઘટપટદિ)**નું શૂન્યત્વ સ્વીકારીને, આંતર** (જ્ઞાનાદિક)નું પણ **શૂન્યત્વ** કેમ સંભવે ? એવો પર્યનુયોગ કરી બેઠા તેઓ પર્યનુયોગ અને આચાર આ બન્નેના અંગીકારથી **યોગાચાર** નામથી પ્રસિદ્ધિને પામ્યા. જેઓ સૂત્રને **અંતે** પૂછવા આવેલા હતા તેમને બુદ્ધ ગુરુએ **"સૌત્રાન્તિક** થાવ" એમ કહેવાથી તેઓ **સૌત્રાન્તિક સંજ્ઞાથી પ્રસિદ્ધિમાં આવ્યા.** આ તો 'બાહ્ય આન્તર સર્વ પદાર્થોનું સત્યત્વજ છે, પરંતુ ક્ષણિકત્વ છે, બાહ્ય અર્થો અનુમાનથી જાણી શકાય છે.' એમ કહે છે. જેઓ ગુરુના પ્રત્યે આક્ષેપથી એમ બોલ્યા કે–"તમોએ માધ્યમિકના પ્રત્યે સર્વશૂન્યત્વનો ઉપદેશ કર્યો, વળી યોગાચારોના પ્રત્યે બાહ્ય અર્થની શૂન્યતાનો ઉપદેશ કર્યો વળી સૌત્રાન્તિકના પ્રત્યે 'બાહ્ય આંતર સર્વ અર્થનું સત્યત્વજ છે, છતાં પણ **ક્ષણિકત્વ** છે, બાહ્ય અર્થો અનુમાનથીજ ગમ્ય છે' એમ કહ્યું. માટે **"તમારી ભાષા વિરુદ્ધ છે." એમ** બોલ્યા તેઓ **'વૈભાષિક'** સંજ્ઞાથી પ્રસિદ્ધિમાં આવ્યા. તેઓ બાહ્ય આંતર સર્વ પદાર્થોનું **પ્રત્યક્ષત્વ**, ક્ષણિકત્વ અને સત્યત્વ—અસ્તિત્વ કહેનારા છે. આ કારણથી ચાર પ્રકારના **બૌદ્ધો કહેવામાં** આવે છે.

વ્યવહાર સારો ઘટતો આવે છે. એમાં કશો વાંધો આવતો નથી. વાહરે વાહ!!! તમારી વસ્તુતત્ત્વના સ્વીકારવામાં લાઘવ પર્યાલોચનાની કુશળતા!! જેથી પ્રત્યક્ષને પણ અપલપવા સમર્થ થાઓ છો. (જ્ઞાતા જ્ઞેય બન્ને સત્યપણે સર્વને પ્રત્યક્ષ થાય છે.)

વળી **'વિજ્ઞાનધારા અનુવર્તે છે'** એમ માનવામાત્રથી 'એજ હું છું, અથવા જેને મેં પૂર્વે જોયો હતો એજ આ છે.' એવી સર્વેને જે પ્રત્યભિજ્ઞા (ઓળખાણ) થાય છે તેનો નિર્વાહ થતો નથી, કેમકે પ્રત્યભિજ્ઞા તો વિજ્ઞાન થકી વ્યતિરિક્ત સ્થિર વિજ્ઞાતાની અપેક્ષા રાખે છે. (તમે તો સ્થિર વિજ્ઞાતાને માનતા નથી.) એજ રીતે **સ્મૃતિ** કે જે પૂર્વે અનુભવેલા અર્થના અનુસંધાનરૂપ છે તે પણ સંસ્કારના આધારવાળા સ્થિર આત્માના સ્વીકાર વિના ઘટતી આવે નહિ. જેમાં પૂર્વે અનુભવેલા અર્થનો સંસ્કાર રહે એવો કોઈ સ્થિર આત્મા હોય તોજ એવી સ્મૃતિ થાય. જ્ઞાનધારા એક છે એમ માનો એ તો માત્ર વંચના છે. ધારા અવિચ્છિન્ન સ્થિર પણ એક જુદી હોય તો એમ બને. તે તો નથી. પરંતુ વહેતું જતું જુદું જુદું **જ્ઞાન**રૂપ છે.વળી વિજ્ઞાનને ક્ષણિક માનનારાના મતમાં કોઈ પણ જ્ઞાન સ્થિર નથી. ક્ષણે ક્ષણે નવું નવું નિપજનારૂં છે. દર્શન સમયે જુદુંજ જ્ઞાન છે અને સ્મરણ સમયે જુદુંજ જ્ઞાન છે એમ સતે કોણ અનુભવે છે? અને કોણ સ્મરે છે? એ કશું કહી શકાય એમ નથી. ઉત્તરોત્તરને વિષે સંસ્કારનો સંક્રમ થાય છે, એમ માનો તો તે **સંક્રમ** શો? એવો સવાલ આવશે. ઉત્તરોત્તર વિષે જે સંબન્ધ એને જ **સંક્રમ** માનો તો તે તો જો એક સ્થિર હોય તેનો જ ઘટતો આવે પણ ક્ષણે ક્ષણે વિનાશ પામનારાનો ઘટે નહિ. 'કસ્તુરી નીચે વેરી હોય પણ તેના અણુઓ સર્વતઃ સૂક્ષ્મ હોવાથી ઉપર ઉપર વસ્ત્રોમાં પ્રસરી જતાં સૌરભનું ભાન થાય છે' એમ પણ આમાં કહી શકાય તેમ નથી. કસ્તુરીના અણુઓ કાંઈ ક્ષણવિનાશી નથી, તે તો સ્થિર છે, તેથી જ સુગંધનું ભાન થાય છે, માટે જ્ઞાતાને સ્થિર માન્યા વિના 'सोऽहं'–તે જ હું છું' એવી પ્રત્યભિજ્ઞા કોઈ રીતે ઘટતી આવતી નથી. (અતીત તથા વર્તમાન આ બન્ને કાળમાં વર્તતા એક વસ્તુના વિષયવાળું જે એક પ્રત્યક્ષ જ્ઞાન એને જ **પ્રત્યભિજ્ઞા** કહે છે. **'તેજ આ' 'તેજ હું'** આ જ્ઞાનમાં બન્ને કાળના સંબન્ધે વિશિષ્ટ જ એવું એક વસ્તુ વિષય થાય છે.) "तत्स्यादालयविज्ञानं यद्भवेदहमास्पदम् । तत्स्यात्प्रवृत्तिविज्ञानं यन्नीलादिकमुल्लिखेत्' (વિજ્ઞાન બે પ્રકારનું છે—એક પ્રવૃત્તિવિજ્ઞાન અને બીજું આલયવિજ્ઞાન, તેમાં નીલપીતાદિ જ્ઞાનને પ્રથમનું કહેછે અને 'अहं' આકાર આત્મારૂપ જ્ઞાનને બીજું કહે છે) એમાં કહ્યા મુજબ આલયવિજ્ઞાનની કલ્પના કરવાથી પણ નિસ્તાર આવવાનો નથી, કેમકે તે પણ ક્ષણધ્વંસી હોવાથી પ્રત્યભિજ્ઞા વિગેરે કાંઈ ઘટતું આવે નહિ. વળી 'अहं जानामि' 'હું જાણું છું' આ રીતે અહમર્થના ધર્મપણે જણાતા જ્ઞાનને આત્માપણે કલ્પવો એ બીલકુલ ઘટે નહિ, કેમકે આલયવિજ્ઞાનનું વસ્તુતઃ જ્ઞાતાપણું તમો સ્વીકારતા નથી. જ્ઞાતાપણાની

પ્રતીતિ થાય છે તે તો ભ્રાન્તિ છે એમ પણ કહેવાય તેમ નથી. કેમકે 'નાહં જાનામિ' હું જાણતો નથી એવી એની બાધબુદ્ધિ થતી જોવામાં આવતી નથી. આ બધી બાબત **તત્ત્વમુક્તાકલાપમાં**-'ज्ञानं च ज्ञातृधर्मः क्षणिकमपि च वस्तेन नास्यात्मभावः' આ રીતે સંગ્રહી છે.

વળી બન્ને પ્રકારનું જ્ઞાન તો ક્ષણભંગુર છે, પણ આલયવિજ્ઞાનની ધારા (એક પછી એક સંતાન) અનુવર્તે છે, માટે ઉક્ત પ્રત્યભિજ્ઞા ઘટતી આવે છે એમ સંતાનના આશ્રયણથી પ્રત્યભિજ્ઞાનું ઉપપાદન કરવા જવું તે સારૂ નથી, કેમકે, એમ કરવા જતાં તો વિજ્ઞાનક્ષણ (વિજ્ઞાન એજ ક્ષણ) થકી વ્યતિરિક્ત સ્થાયી અનુસંધાયી (પૂર્વે અનુભવેલા અર્થનું પ્રતિસંધાન કરનારો સ્થિર) સંતાન સ્વીકાર્યો ગણાય. એમ સ્વીકારતાં સ્વસિદ્ધાંત જે 'सर्वं क्षणिकं' એવો છે તેનો ત્યાગ થાય છે અને પરના સિદ્ધાંતનો સ્વીકાર થાય છે. એટલે પ્રકારાંતરે જ્ઞાન થકી વ્યતિરિક્ત જ્ઞાતાના સ્વીકારનો પ્રસંગ આવે છે. એમ જો સ્વીકાર ન કરો તો ઉક્ત પ્રત્યભિજ્ઞા ઘટતી ન જ આવે. અન્યે અનુભવેલા અર્થનું અન્યને પ્રત્યભિજ્ઞાન થાય છે એમ તો સંભવે નહિ. અનુભવિતા એક સ્થિર હોવો જોઈએ એ ન્યાયની વાત છે.

વળી સ્થિર **જ્ઞાતા આત્મા** માન્યા વિના સ્મૃતિમાત્રની ઉપપત્તિ થતી નથી, એટલું જ નહિ પરંતુ તેથી ઉપાયનું **અનુષ્ઠાન,** તેના ફળનો **અનુભવ,** વિગેરેની પણ ઉપપત્તિ થતી નથી. જેણે કર્મ કર્યું હોય તેનો નાશ થઈ જાય (ફળ મળે નહિ) અને ન કર્યું હોય એને ફળ મળી જાય. કોઈ એક ભાઈ ખેતીની મહેનત કરે અને તેનું ફળ બીજા ભાઈને ફાળે આવે એના જેવું કહેવાય. ત્યારે તો 'उदासीनामपि चैवं सिद्धिः' (પ્રયત્ન નહિ કરનારાઓને પણ ઐહિક આમુષ્મિક ઇષ્ટપ્રાપ્ત અનિષ્ટનિવૃત્તિરૂપ સર્વ અર્થની સિદ્ધિ થવાનો પ્રસંગ આવે. કેમકે પ્રયત્નાદિકનો અનુષ્ઠાતા તે જ સમયે નષ્ટ થઈ ગયો છે, અને તેનો તેનો સ્થિર સંસ્કારાદિ અનુવર્તે છે એમ પણ માનતા નથી) આ ન્યાયે કોઈની પણ કર્મમાં પ્રવૃત્તિ નહિ થાય. કેમકે ફળ પોતાને મળવાનું નથી. શા માટે નિષ્ફળ મહેનત કરે. આ અર્થ **અભિયુક્તોએ** 'कृतप्रणाशाकृतकर्मभोगभवप्रमोक्षस्मृतिभङ्गदोषान् । उपेक्ष्य साक्षात् क्षणभङ्गमिच्छन् अहो महासाहसिकः परोऽसौ॥' આ રીતે સંગ્રહ્યો છે. (કરેલા કર્મનો નાશ થાય છે, ફળ મળતું નથી, ન કર્યું હોય એવા ઉદાસીઓને ફળ મળે છે, ભવ અને મોક્ષની વ્યવસ્થા થતી નથી, સ્મૃતિની ઉપપત્તિ થતી નથી, ઇત્યાદિ અનેક દોષોને નહિ ગણીને ક્ષણભંગને ઇચ્છનારા જે બૌદ્ધો છે તે અહો!! મહાન્ સાહસિક છે.) 'ભવિષ્યમાં જે ભોકતા તે હું હોઈશ' એવા ભ્રમથી કર્મમાં **પ્રવૃત્તિ થશે'** એમ પણ કહી શકાય નહિ. 'હું ક્ષણમાં જ નાશ થઈ જવાનો છું' એવા નિશ્ચયવાળાને તો એવો ભ્રમ પણ સંભવે નહિ અને પ્રવૃત્તિ કોઈ રીતે ઘટે

નહિ. 'આ હું અને આ બીજો' એવો ભેદ જાણવા છતાં પણ આ કર્મનું ફળ પુત્ર–પૌત્રાદિક પરંપરામાં અનુભવમાં આવશે એવી ઇચ્છાથી કર્મમાં પ્રવૃત્તિ થતી લોકમાં જોવામાં આવે છે એમ આમાં પણ પ્રવૃત્તિ સંભવે છે. તેમાં કાર્યકારણ-ભાવને નિયામક તરીકે કલ્પના કરી લેવાય છે." એમ પણ કહી શકાય નહિ. ત્યારે તો પિતાએ કરેલાં કર્મોનું ફળ, તેને થતા અનુભવાદિકનું ફળ અને સ્મરણ આ સર્વે પણ પુત્ર પૌત્ર આદિક પરંપરામાં પણ લાગુ થાય. કેમકે, કાર્યકારણ-ભાવ જેમ પોતાના જ્ઞાનસંતાનમાં છે તેમ પુત્ર પૌત્રાદિ પરંપરામાં પણ આવે છે. પુત્ર પૌત્ર આદિકમાં પિતાના અનુભવ ફળ સ્મરણ આદિકનો પ્રસંગ નહિ આવે, કેમકે પિતા પુત્રના કાર્યકારણ ભાવ હોવા છતાં પિતાની જ્ઞાન સંતતિ જુદી છે અને પુત્રની જ્ઞાન સંતતિ જુદી છે, એક જ જ્ઞાન સંતતિમાં પૂર્વ પૂર્વ જ્ઞાનવાસના ઉત્તરોત્તર જ્ઞાનમાં આવે પણ બીજી જ્ઞાન સંતતિમાં ન આવે, એમ માનતા હો, તો એ પણ ઠીક નહી. કેમકે સંતાનની એકતા છે તથાપિ વ્યકિત જુદી જુદી હોવાથી અન્યમાં રહેલો સંસ્કાર અન્યત્ર સ્મરણ આદિકનું હેતુ બને એ તો અયુકત છે. હવે એમ કહેતા હો કે જેમ કપાસના બીજ સાથે એક પ્રકારના ખાતરનો સંસ્કાર કરતાં કાળાંતરે તેના ફળ પુષ્પાદિકમાં રૂપ રસ વગેરે બદલાઈ જાય છે. આમાં સંસ્કાર કારણ હોય છે. તેમજ 'यस्मिन्नेव हि संताने आहिंता कर्मवासना। फलं तत्रैव बध्नाति कार्पासे रक्तता यथा ॥' એમાં કહ્યા મુજબ સંતાનની એકતા છતાં જેમાં કર્મવાસનાનો સંક્રમ થાય તેમાંજ ફળાનુભવનો પ્રસંગ આવે. એટલે પુત્ર–પૌત્રાદિકમાં ફળાનુભવનો પ્રસંગ આવશે નહિ એમ **પણ કહેવાય તેમ** નથી. કેમકે, વાસનાના આધારભૂત સ્થિર અવયવ અનુવર્તે છે. દૃષ્ટાંતમાં ખાતરનો પ્રયોગ કરવામાં આવ્યો છે તે જયાં સુધી કાર્યની ઉત્પત્તિ થાય ત્યાં સુધી સૂક્ષ્મરૂપે રહે છે. કંઈ પણ એનો અવયવ રહે છે તેથી કાર્ય થાય છે. આ બાબત વૃક્ષ શાસ્ત્રમાં અને આયુર્વેદ શાસ્ત્રમાં પણ પ્રસિદ્ધ છે. આ જ્ઞાન સંતાનમાં તો વાસનાના આધારભૂત કોઈ સ્થિર નહિ હોવાથી ઉપાયનું અનુષ્ઠાન અને તેના ફળનો અનુભવ વિગેરે કાંઈ વ્યવસ્થિતરૂપે ઘટતું આવે નહિ. આથી **ચિત્તવિજ્ઞાન** અને **આલયવિજ્ઞાન** એવો જ્ઞાન સંતાનમાં ભેદ કલ્પીને 'अहं जानामि' આ જે ધર્મ ધર્મિભાવની પ્રતીતિનું સમર્થન કરવામાં આવ્યું છે તેનું પણ ખંડન થઈ જાય છે. વળી **જ્ઞાનમાત્ર** આત્મવાદમાં પૂર્વોકત પ્રતિસંધાન આદિકની અનેક અનુપપત્તિઓ આવે છે અને સંતાનની એકતાને ગ્રહણ કરનારો કોઈ નથી, માટે સંતાનની જ સિદ્ધિ થતી નથી. તેમના મતમાં ઉકત રીતે પ્રત્યભિજ્ઞાતાનો અસંભવ હોવાથી ઐકયનો કોઈ ગ્રાહક નથી, માટે ગ્રાહ્ય પણ સિદ્ધ થતું નથી. **યોગાચારો** 'अवि-भागोऽपि बुद्धयात्मा विपर्यासितदर्शनैः। ग्राह्यग्राहकसंवित्तिभेदवानिव लक्ष्यते ॥' આ પ્રમાણે કહે છે તે તો તેમનાજ વિપર્યાસિત દર્શન (ભ્રાન્તિ)નું ફળ છે. અર્થ એવો

છે કે જ્ઞાનજ આત્મા છે, તે જ્ઞાન નિર્ભેદ (એમાં કશો ભેદ નથી) છે તથાપિ ભ્રાન્તિજ્ઞાનોએ કરીને નીલ પીતાદિ ગ્રાહ્ય (વિષય) ભેદ, ચૈત્ર મૈત્ર આદિક ગ્રાહક (જ્ઞાતા) ભેદ અને પ્રત્યક્ષત્વ અનુમાનત્વ આદિકરૂપ જ્ઞાન ભેદવાળું જાણે થતું હોય એમ જણાય છે. એટલે જ્ઞાન નિર્ભેદ છે છતાં ભ્રાંતિથી **જ્ઞાતૃ-જ્ઞાન-જ્ઞેય** આદિક ભેદવાળું જણાતું હોય એમ જણાય છે. આ મતનું પણ ખંડન ઉક્ત રીતે થઈ જાય છે. ઉપર પ્રમાણે અનેક અસમાધેય દોષો આવતાં '**હું જાણું છું**' એમ જ્ઞાતા અહમર્થના ધર્મપણે જણાતા અને 'મને જ્ઞાન ઉત્પન્ન થયું અને નષ્ટ થયુ' એમ સ્ફુર્તિને પામતા વિજ્ઞાનને કોઈ રીતે આત્મા તરીકે માની શકાય નહિ. **'જ્ઞાતા અહમર્થજ આત્મા છે'** એ સિદ્ધાંત વાત છે. આ વાદમાં **જ્ઞાન વિજ્ઞાન સંવિત્ સંવિત્તિ બુદ્ધિ અનુભૂતિ અવગતિ** વિગેરે શબ્દો પર્યાય તરીકે વાપરવામાં આવે છે.

### દેહપરિમાણાત્મવાદ—

**જૈનો** કે જેમને **આર્હત** અપર નામથી કહેવામાં આવે છે તેમનું જલ્પન વળી બહુ જુદુજ જણાય છે—આત્માને દેહપરિમાણવાળો માનેછે. એમાં એમનું એમ ઉઘડ કહેવું છે કે જો દેહપરિમાણ ન માનીએ તો 'હું સ્થૂળ છું, હું કૃશ છું, મારા પાદમાં વેદના થાય છે, મારા મસ્તકે સુખ થાય છે' ઇત્યાદિ પ્રકારે પાદથી પ્રારંભીને મસ્તકપર્યંત સર્વ અવયવાવચ્છેદથી દેહમાં **સ્થૂળત્વ કૃશત્વ સુખિત્વ દુઃખિત્વ** આદિકનો અનુભવ થાય છે તે ઘટે નહિ. માટે **આત્મા** પોતાના શુભાશુભ કર્મને અનુસારે પરિગ્રહેલા **હાથી કીડી** આદિક દેહોને અનુરૂપ રૂપે (દેહના માપ પ્રમાણે) પરિણામ પામીને તે તે દેહપરિમાણવાળો (હાથી દેહમાં હાથી દેહ જેવડો મોટો અને કીડી દેહમાં કીડીદેહ જેવડો નાનો) થાય છે એમ માનવું પડશે. આ રીતે આત્માના પરિમાણમાં દેહાભિમાનનેજ પ્રમાણપણે માનનારા **જૈનોની** માન્યતા છે તે તદ્દન અસત્ છે.

### દેહપરિમાણાત્મવાદનું ખંડન—

જો 'હું સ્થૂળ છું, હું કૃશ છું,' આ પ્રતીતિને અનુસારે દેહને અનુસારે જુદો જુદો માપ સ્વીકારવામાં આવે તો 'હું ગૌર છું, હું નીલ છું.' આ પ્રતીતિને અનુસારે રૂપાદિકની પણ કલ્પનાનો પ્રસંગ આવે. જો આત્માને સંકોચ વિકાસરૂપ અવસ્થા સ્વીકારવામાં આવે તો સ્વરૂપમાં **અન્યથાભાવ** (વૃદ્ધિ હ્રાસ) થવારૂપ **વિકાર**નો પ્રસંગ આવે. વળી સિદ્ધયોગી સૌભરી વિગેરે એક સાથે અનેક દેહોને પરિગ્રહે છે તેમાં સ્વરૂપને અનેક પ્રકારે કરીને તેતે દેહને પરિગ્રહે છે એમ કહેવાનો પ્રસંગ આવે. અથવા પરકાયપ્રવેશમાં અનેક શરીરોને સ્વીકારતા યોગિઓને સ્થૂળ શરીરનો ત્યાગ કરીને, તે થકી સૂક્ષ્મ શરીરના સ્વીકાર સમયે તે સર્વ સ્થૂલાત્મ પ્રદેશનો અવકાશ નહિ મળતો હોવાથી શિથિલતાનો (વિકળપણું) પ્રસંગ આવે.

આત્મા શિથિલ થાય તોજ સૂક્ષ્મ શરીરમાં પ્રવેશી શકે. આ અર્થ 'एवं चात्माऽकात्स्न्र्यम्' આ સૂત્રમાં વ્યાસે વર્ણવ્યો છે. સંકોચ વિકાસરૂપ અવસ્થાન્તરના યોગથી પણ વિરોધનો પરિહાર કરી શકાય તેમ નથી. ત્યારે તો ઘટપટાદિકની પેઠેજ વિકાર અને તેના સંબન્ધથી આવનારા અન્ય અનિત્યત્વાદિ અનેક દોષોના સ્થાનરૂપ થવાનો પ્રસંગ આવે. આ અર્થ 'न च पर्यायादप्यविरोधो विकारादिभ्यः' આ સૂત્રમાં વ્યાસે વર્ણવ્યો છે. વળી પોતાના દેહને અધીન આત્માનો માપ માનવા જતાં મુક્તિદશામાં પરિમાણના અભાવનો પ્રસંગ આવશે પરિમાણની સંગતિ માટેજ મુક્તિદશામાં ઇચ્છા ભોગાદિકનો અભાવ છતાં પણ કોઈ દેહનો પરિગ્રહ માનવો એ તો અગતિકગતિ છે–છેવટની વાત છે. માટે આત્માનો માપ કિંચિત્ સ્વાભાવિક મુક્તિકાળનો માનવો પડશે. આત્માને મોક્ષ થયા પછી દેહાંતરનો પરિગ્રહ નથી અને આત્મા તો સ્થિર રહેવાનો છે. માટે મોક્ષદશામાં રહેલો આત્મા અને તેનો પરિમાણ એ બન્નેનું નિત્યત્વ આવતું હોવાથી એજ આત્માનો સ્વાભાવિક માપ છે એમ સિદ્ધ થાય છે. એટલે મુક્તિ પહેલાં બન્ધ અવસ્થામાં પણ એજ પરિમાણ માનવો યોગ્ય છે. માટે આત્માનો દેહપરિમાણ કોઈ રીતે થઈ શકે નહિ. માટે આ મત અસંગત છે. આ અર્થ 'अन्त्यावस्थितेश्चोभयनित्यत्वादविशेषः' આ સૂત્રમાં **વ્યાસે** જણાવ્યો છે. આ સઘળા અર્થનો સંગ્રહ **તત્ત્વમુક્તાકલાપ**માં–'नात्मा देहानुरूपं विविधपरिणतिनिर्विकारोक्तिबाधात् स्थूलोऽहं मूर्ध्नि जातं सुखमिति च मतिस्तस्य देहात्ममोहात्। नानादेहश्च योगी प्रसजति भिदरः पुंसि देहप्रमाणे मुक्तौ देहात्ययात्स्यात्परिमितिविरहस्तत्प्रयुक्तेऽत्र माने ॥ निर्मुक्तस्त्वन्मते स्यात्कथमपरिमितो नित्यमूर्ध्वं प्रधावन् देहः कश्चित्तदानीमपि यदि नियतः स्यात्तु तन्निघ्नताऽस्य। इच्छातो देहमेकं विशति च परिमित्यर्थमेवेति हास्यं तस्मादस्माकनीत्या परिमितिरिह सा स्थायिनी या विमुक्तौ ॥' આ રીતે કર્યો છે.

વળી આ જૈન મત કેવળ યુક્તિથીજ નહિ પણ શ્રુતિ–સ્મૃતિથી પણ બાધિત થાય છે. '**अमृताक्षरं हरः**' '**आत्मा शुद्धोऽक्षरः**' '**एकं सदैकं**' '**कूटस्थोऽक्षर उच्यते**' ઇત્યાદિ શ્રુતિ–સ્મૃતિઓ આત્મા એ **અક્ષર**શબ્દવાચ્ય વસ્તુ હોવાથી, ક્ષરણસ્વભાવવાળી હોવાથી **ક્ષર**શબ્દવાચ્ય પ્રકૃતિના વિકારિત્વ વિના સદા એકરૂપે રહેનાર છે. એમ અવિકારિપણાને પ્રતિપાદન કરેછે. માટેજ ભગવાન ગીતામાં 'अविकार्योऽयमुच्यते' એમ સ્પષ્ટ કહે છે. આ રીતે સદા અવિકારી હોવાથી આત્મામાં **શસ્ત્ર અગ્નિ જળ વાયુ** આદિકો પોતાની **છેદન દહન કલેદન શોષણ** આદિક ક્રિયાને કરી શકતા નથી, એમ પણ ભગવાન્ 'नैनं च्छिन्दन्ति शस्त्राणि नैनं दहति पावकः। न चैनं क्लेदयन्त्यापो न शोषयति मारुतः ॥ अच्छेद्योऽयमदाह्योऽयमक्लेद्योऽशोष्य एव च ॥' આ રીતે કહે છે. એમ કરીને આત્માની **નિર્વિકારતા** સ્થિર કરી છે. વળી 'एषोऽणुरात्मा' 'वाळाग्रशतभागस्य' 'आराग्रमात्रो ह्यवरोऽपि दृष्टः' 'स्वरूपमणुमात्रं

स्याज्ज्ञानानन्दैकलक्षणम्' ઇત્યાદિ શ્રુતિ–સ્મૃતિઓ આત્માના **અણુપરિમાણને** સ્પષ્ટ શબ્દોમાં કહેછે. આ આત્મા અણુપરિમાણ હોઈને માત્ર હૃદય પ્રદેશમાં રહે છે ? તો 'મારા પાદમાં વેદના થાય છે, મારા મસ્તકમાં વેદના થાય છે, મારા પાદમાં સુખ થાય છે, મારા મસ્તકમાં સુખ થાય છે ઇત્યાદિ પ્રકારે પાદને આરંભીને મસ્તકપર્યંત સર્વ શરીરાવચ્છેદથી સુખઃદુખનો અનુભવ થાય છે તે કેમ ઘટે ? આ એક જૈનોની શંકા છે, તેનું સમાધાન એમ કરવામાં આવ્યું છે કે–જેમ મણિ, સૂર્ય, દીપ, આદિક પ્રભાવાળા પદાર્થો, એક દેશમાંજ રહ્યા હોય છે, તથાપિ પ્રભા (તેજ) જેમ સર્વત્ર વ્યાપે છે તેમ એક હૃદય પ્રદેશમાં રહેલા પણ આત્માનું ધર્મભૂત જ્ઞાન સર્વત્ર દેહમાં વ્યાપે છે, તેથી સર્વત્ર શરીરમાં સુખ દુઃખના ઉપભોગમાં કશી પ્રતિહતિ આવતી નથી. આ અર્થ 'गुणाद्वाऽऽलोकवत्' આ વ્યાસસૂત્રમાં વ્યકત છે. આ અર્થની સ્પષ્ટતા ગીતામાં 'यथा प्रकाशयत्येकः कृत्स्नं लोकमिमं रविः । क्षेत्री क्षेत्रं तथा कृत्स्नं प्रकाशयति भारत !' આ રીતે સૂર્યના દૃષ્ટ દૃષ્ટાંતથી કરી છે. હવે આમાં શંકાને સ્થાન રહેતું નથી. આથી જૈન મતની અત્યંત અસત્યતા સાબીત થાયછે.

## અદ્વૈતિમતનો નિરાસ—

ઉપર કહેલા પ્રકટ બૌદ્ધના મતખંડનથી **નિત્ય એક વિજ્ઞાનને** પકડીને વેદાન્ત હાર્દના નિરૂપણ માટે પ્રવર્તેલા બૌદ્ધગન્ધી **અદ્વૈતિઓના** મતનું પણ ખંડન આપોઆપ થઈ જાય છે. એટલે બૌદ્ધોને જે દૂષણો આપ્યાં છે તે અદ્વૈતિઓને પણ લાગુ થાય છે. કેમકે, માન્યતામાં બહુધા મળતાપણું છે. તમો એમ કહેશો કે બૌદ્ધન્યાયનો **અતિદેશ** (બીજા માટે કહ્યું હોય પણ મળતાપણાને લીધે બીજાને પણ લાગુ કરાય એને અતિદેશ કહે છે) અદ્વૈત મતમાં કરવો એ યોગ્ય નથી. બૌદ્ધો જ્ઞપ્તિને સ્થિર માનતા નહિ હોવાથી 'स एवाहं' 'એજ હું છું'' આ પ્રત્યભિજ્ઞાન ઘટતું નહિ આવવારૂપ દૂષણ બૌદ્ધ મતમાં અપાય છે. અમે તો **જ્ઞપ્તિને** સ્થિર માનતા હોવાથી 'તેજ હું છું' આ પ્રત્યભિજ્ઞાન ઘટતું આવે છે, એટલે બૌદ્ધોને આપેલો દોષ અમને લાગુ નહિ કરાય. ભલે જ્ઞપ્તિને સ્થિર માનો તથાપિ જેમાં કોઈ વિષય (ઘટાદિ સત્ય પદાર્થ) નથી અને જેનો કોઈ આશ્રય (અહમર્થ) નથી એવી કેવળ જ્ઞપ્તિ પ્રમાણપ્રતિપન્ન નહિ હોવાથી 'स एवाहं' આ અહંપ્રત્યયમાં વિષયપણું સંભવતું નથી. એટલે જ્ઞપ્તિનો કોઈ વિષય હોય કોઈ આશ્રય હોય તોજ 'તેજ હું છું'' એવી પ્રત્યાભિજ્ઞા ઘટતી આવે. એટલે બૌદ્ધને આપેલો દોષ અદ્વૈત મતમાં પણ લાગુ થાયજ. કદાચ આ દોષના પરિહાર માટે એમ કહો કે, જ્ઞપ્તિને આશ્રય–વિષય જોઈએજ એવો નિયમ નથી, ભ્રાંતિજ્ઞાન (દોરડીમાં સર્પની ભ્રાંતિ થાય છે) માં વિષય (સર્પ) ની અપેક્ષા જોવામાં આવતી –નથી એમ જ્ઞપ્તિને વિષયની અપેક્ષા નથી. ભલે વિષયની અપેક્ષાનો નિયમ ન

માનીએ પરંતુ **આશ્રય** (અનુભવિતા અહમર્થ) ની અપેક્ષાનો નિયમ તો છેજ. આશ્રય વિના જ્ઞપ્તિની સિદ્ધિ થતી નથી એટલે 'सोऽहं' આ પ્રત્યભિજ્ઞા ઘટતી આવે નહિ. આ અર્થ **શ્રીભાષ્યમાં** 'અનુભૂતિને આત્મા માનો અને તેણીને નિત્ય માનો તો પણ 'सोऽहं,' આ પ્રત્યભિજ્ઞાન તો ઘટતું આવતું નથી. એની તો એની એજ અવદશા છે. કારણ કે, જે પ્રત્યભિજ્ઞાન છે તે પૂર્વ કાળ અને ઉત્તર કાળમાં સ્થાયિ અનુભવિતાને ઉપસ્થાપન કરે છે, પરંતુ અનુભૂતિમાત્રને નહિ,' આ રીતે અનુગ્રહ્યો છે. એમ માનો કે, જે પ્રત્યભિજ્ઞાન છે તે તો ભ્રમ છે, એટલે એમાં જેમ પરમાર્થ વિષયની અપેક્ષા નથી તેમ આશ્રયની પણ અપેક્ષા નથી. એમ માનવા જતાં અન્યોન્યાશ્રય દોષ આવે છે. એટલે ભ્રાન્તિને જ્ઞાતાની અપેક્ષા અને જ્ઞાતાને ભ્રાન્તિની અપેક્ષા (ભ્રાંતિથી જ્ઞાતાપણાની સિદ્ધિ અને જ્ઞાતાપણાથી ભ્રાંતિની સિદ્ધિ થાય) એમ અન્યોન્યાશ્રય દોષના પ્રસંગથી અનવસ્થા દોષ પણ આવે. (કેમકે ભ્રમ જ્ઞાતાથી સિદ્ધ થાય. જ્ઞાતા પણ પૂર્વભ્રમથી, પૂર્વ ભ્રમપણ તત્પૂર્વ જ્ઞાતાથી, એમ જ્ઞાતૃ અને ભ્રમોની અનવસ્થા આવે). બીજાંકુર ન્યાયથી (બીજમાંથી અંકુર અને અંકુરમાંથી બીજ થાય છે) અનવસ્થાને અદોષ માનવા જશો તો, અવિદ્યાના અનાદિત્વનો અને અધિષ્ટાનના સત્યત્વનો પણ પરિત્યાગ કરવાનો પ્રસંગ આવશે. અવિદ્યાને સાદિ માને તો તેના નિર્વાહ માટે અવિદ્યાન્તરની અપેક્ષા આવે અને અધિષ્ઠાનને અસત્ય માને તો તેના નિર્વાહ માટે અધિષ્ઠાનાન્તરની અપેક્ષા આવે, એમ અનવસ્થાના ભયથી તો તમો અવિદ્યાનું અનાદિત્વ અને અધિષ્ઠાનનું સત્યત્વ સ્વીકારવા જાઓ છો. અનવસ્થાને અદોષ માનો તો તે બન્ને નહિ થાય. એટલે અનવસ્થાને દોષ તરીકે માન્યા વિના છુટકોજ નથી. એટલે ભલે જ્ઞપ્તિને સ્થિર માનો કે જ્ઞાતાને ભ્રાન્તિસિદ્ધ માનો પરંતુ બૌદ્ધ મતમાં જેમ 'सोऽहं' આ પ્રત્યભિજ્ઞા ઘટતી આવતી નથી તેમ અદ્વૈત મતમાં પણ ઘટતી આવતી નથી. એ કારણથી બૌધ્ધોને જે દૂષણો આપ્યાં છે તે અદ્વૈતિઓને પણ લાગુ કરી શકાય. બૌદ્ધો **પ્રકટ** છે અને આ **અપ્રકટ** છે એટલું જ અંતર છે. વસ્તુતાએ તે અદ્વૈતિઓનો જે આત્મવાદ તે બ્રહ્મવાદમાં જાય છે અને જે બ્રહ્મવાદ છે તે બૌદ્ધવાદમાં જાય છે, તો બૌદ્ધદૂષણ એ મતમાં પણ લાગેજ.

વળી **સૌગતો** તો જ્ઞેય (ઘટપટાદિ અર્થો)ને અપલપે છે–તદ્દન ખોટા કહે છે, અમે તો જ્ઞેયને અપલપતા નથી, ફકત **અનૃત** કહીએ છીએ, માટે સૌગતની સાથે અમને નહિ મુકાય ? એમ કહેતા હો તો, આ સમગ્ર જગતને **સાંવૃતિક** (આવરણકલ્પિત ખોટું) કહેનારા **સૌગત** અને આવિદ્યક (અવિદ્યાકલ્પિત) અનૃત કહેનારા તમારામાં શો વિશેષ છે ? કશો તફાવત નથી. અર્થમાં તો એકજ છો, ફકત શબ્દમાં ભેદ છે. જો એમ કહો કે–સૌગતો જ્ઞાનજ જ્ઞેયરૂપે જણાય છે એમ માને છે, અમે તો નિત્ય વિજ્ઞાનાત્મામાં છીંપમાં રૂપુંજ જેમ એમ અજ્ઞાનથી પરિ-

કલ્પેલું જયાંસુધી વ્યવહાર ચાલે છે ત્યાંસુધી અનુવર્તે છે. વ્યવહારના મૂળભૂત જે અજ્ઞાન તે વિનષ્ટ થતાં આ સર્વે જ્ઞાતા જ્ઞેય ભેદ નિવર્તેછે–જ્ઞાતા જ્ઞેય કાંઈ રહેતું નથી. અજ્ઞાનથી પરિકલ્પેલું હોવાથી અને અજ્ઞાનથીજ નિવર્તનીય હોવાથી એને અમે **અનૃત** કહીએ છીએ. આ બાબતમાં **શાલિકા**નાથ પ્રકરણપંચિકામાં–"આ પણ એક બૌદ્ધમત-માં પ્રવેશ કરનારા બ્રહ્મવાદિઓનો વ્યામોહજ છે, 'घटमहं जानामि' આ જે જ્ઞાતૃ જ્ઞાન અને જ્ઞેયનો ભેદ પ્રત્યક્ષસિદ્ધ છે તેને શુક્તિમાં રજતની પેઠે '**અનૃત** છે' એમ કહીને પ્રમાણમર્યાદાને પણ અતિલંઘે છે. તે આ અદ્વૈતિઓ "પ્રમાણજ જેમને શરણ છે એવાઓની કોટીમાં પ્રવેશ કરવાને લાયક નથી," એમ ઉપાલંભથી કહે છે- એમ કહો કે પ્રત્યક્ષપ્રતિપન્નપણ **અર્થ** વેદથી બાધિત થતો હોવાથી પ્રત્યક્ષ પણ તત્ત્વને જણાવનારૂં નથી. જ્યાં સુધી વ્યવહાર થતો હોય ત્યાં સુધી બાધ કરાતો નથી. એવી પ્રમાણની વ્યવસ્થા છે. તો આ વચનો પરસ્પર વિરુદ્ધ છે–પ્રમાણ છે અપ્રમાણ છે. **શંકા**–અપ્રમાણ છે એમ કોણ કહે છે? વ્યવહારમાર્ગમાં વર્તનારા-ઓને માટે જ પ્રમાણ અપ્રમાણની ચિંતા છે, ત્યારે તો પ્રત્યક્ષ પ્રમાણ છેજ, એમ કહેતા હો તો વેદ પણ વ્યવહારમાર્ગમાં વર્તનારાને અધિકાર કરીને જ પ્રવર્ત્યો છે એમ કહેવું જોઈએ. એમ સતે વેદથી પ્રત્યક્ષનો બાધ કેમ થાય? નજ થાય. જો એમ કહો કે, વેદનું પ્રાબલ્ય છે. માટે વેદથી પ્રત્યક્ષનો બાધ થશે, તો તેનું પ્રાબલ્ય શું? વેદ નામથીજ તેમનું પ્રાબલ્ય છે. તો એમ નથી. શબ્દરાશિમાં લૌકિક વચનો અને શ્રૌત વચનોને જ્યારે પરસ્પર વિરોધ આવે ત્યારે પુરુષની બુદ્ધિનો દોષ (ભ્રમ વંચના વિગેરે) મૂળમાં હોવાથી પૌરુષેય વચનોનું **દૌર્બલ્ય** અને અપૌરુષેય (કોઈ પુરુષે પ્રણીત નહિ) હોઈને નિત્ય નિર્દોષ હોવાથી વેદવચનોનું **પ્રાબલ્ય** છે એમ કહેવું એ યોગ્ય છે. પરંતુ અબાધિત એવા પણ પ્રત્યક્ષને બાધ કરે છે–ખોટું પાડે છે એમ કહેવું તે યોગ્ય નથી. જે શ્રુતિમાં પ્રત્યક્ષ વિરુદ્ધ જ અર્થ હોય, જેમ કે 'आदित्यो यूपः' આ શ્રુતિમાં આદિત્યને **યૂપ** (યજ્ઞ સ્તંભ) કહેછે તે પ્રત્યક્ષથી વિરુદ્ધ જ છે, તેમાં પણ ગૌણી વૃત્તિથી પ્રત્યક્ષથી અવિરુદ્ધ જ અર્થ લેવો જોઈએ. પ્રમાણ ઘટાવવામાં આજ માર્ગ સારો છે. જો અમે એવી વ્યવસ્થા સ્વીકારવા જઈએ તો 'तत्त्वमसि' ઇત્યાદિ જે ભેદને નિષેધ કરનારી શ્રુતિઓ છે તેના પ્રામાણ્યને હાનિ પહોંચે? એમ કહેતા હો તો, 'नित्यो नित्यानां' 'यस्यात्मा शरीरं' ઇત્યાદિ જે ભેદને પ્રતિપાદન કરનારી શ્રુતિઓ છે તેના પ્રામાણ્યને હાનિ પહોંચે, એમાં કાંઈ સારો વિચાર તમોએ કર્યો છે? જો એમ કહો કે, વ્યવહારથી જાણવામાં આવતા ભેદનો પ્રથમ અનુવાદ કરીને તત્ત્વને જણાવતાં તો શ્રુતિ ભેદનો પ્રતિષેધ કરે છે. તો લોકથી નહિ જાણવામાં આવતો પ્રકૃતિ પુરુષનો ભેદ તથા પુરુષનો પરસ્પર ભેદ તથા તે સર્વથકી ઇશ્વરનો ભેદ, આ સઘળા અપ્રાપ્ત અર્થને જણાવીને શ્રુતિ તેને જ બાધ કરે છે એમ કેમ ઘટે? પ્રથમ પ્રતિપાદન કરે અને પછી તેનો પ્રતિષેધ કરે એવી વાત શ્રુતિમાં

ઘટે નહિ. એતો શ્રુતિનું ગાંડપણું કહેવાય. જો એમ કહો કે–બાધ તો વ્યક્ત છે, તેથી ભેદને પ્રતિપાદન કરનારાં શ્રુતિવચનોનો બાધ થાય છે, તો એમ નથી. વિષય ભેદની વ્યવસ્થાથી (ભેદ શ્રુતિઓનો વિષય જુદો છે અને અભેદ શ્રુતિઓનો વિષય જુદો છે એમ) ભેદ અને તેના નિષેધની શ્રુતિઓને અવિરોધથી (વિરોધ ન આવે એ રીતે) ઘટાવવામાં તમારે પ્રદ્વેષ શા માટે રાખવો જોઈએ ?

એનું ઉપપાદન એમ છે કે–જે કાર્ય છે તે કારણ થકી જુદુ નથી, એમ ભેદનો નિષેધ કરવામાં આવે છે. જેમ ઘટ શરાવ આદિક પોતાના રૂપથી પરસ્પર ભિન્ન છે તથાપિ મૃતિકા થકી ભિન્ન નથી. બ્રહ્મ પણ સમસ્ત જગતનું ઉપાદાન છે એમ તેને શ્રુતિમાં નિરૂપ્યું છે. અસત્ થકી કાર્ય થાય છે એમ તો શ્રુતિ માનતી નથી. એક છતાં પણ નાના રૂપથી પરિણામ પામતા બ્રહ્મનું કારણઅવસ્થા તથા કાર્ય અવસ્થાનાં ભેદથી **એકત્વ અને નાનાત્વ** (બહુત્વ) અબાધિત અને ન્યાયસમન્વિત છે. કારણરૂપથી એકત્વ અને કાર્યરૂપથી બહુત્વ સારી રીતે સંભવે છે. આ રીતે વિષય ભેદથી વિરોધનો પરિહાર સુખેથી થઈ શકતો હોય તો બન્ને પ્રકારની શ્રુતિઓમાં પરસ્પર ઉપમર્દ્ય ઉપમર્દક ભાવ (ભેદશ્રુતિ બાધિત છે અને અભેદ શ્રુતિ બાધક છે એમ) શા માટે કલ્પો છો ? બન્ને શ્રુતિઓનું પ્રામાણ્ય સરખુ હોવાથી એવો ભેદભાવ કલ્પી શકાય નહિ એ ન્યાયની વાત છે. જો એમ કહો કે—બન્ને વચનોનું સરખું બળ હોય ત્યારે તેનો વિષય ભેદ (આ શ્રુતિ આ વિષયવાળી છે અને આ શ્રુતિ આ વિષયવાળી છે એમ) સંપાદવો પડે. એમ તો નથી. 'तत्त्वमसि' આદિક ભેદ નિષેધક શ્રુતિ તો **પ્રબળ** છે અને 'नित्यो नित्यानां' 'यस्यात्मा शरीर' ઇત્યાદિ ભેદ પ્રતિપાદક શ્રુતિઓ તો **દુર્બળ** છે. એટલે એમાં વિષય ભેદની જરૂર નથી. ભેદ નિષેધક શ્રુતિઓનું પ્રાબલ્ય શાથી ? એમ પુછતા હો તો ભેદને ઉપમર્દન કરીને જ નિષેધ શ્રુતિ ઉદય પામે છે, માટે પ્રાબલ્ય છે. ત્યારે તો 'अग्नीषोमीयं पशुमालभेत' આ શ્રુતિને ઉપમર્દન કરીને જ 'मा हिंस्यात्सर्वाभूतानि' આ શ્રુતિ ઉદયને પામે છે, માટે આલભન શ્રુતિની અપેક્ષાએ હિંસા નિષેધ શ્રુતિનું પ્રાબલ્ય આવતાં આલભન શ્રુતિનો તો બાધ જ થઈ જાય. આ તો અત્યંત અવળું કહેવાય, એમ કોઈ માનતું નથી. જો એમ કહો કે આ જે આક્ષેપ તે તો ઉત્સર્ગાપવાદ ન્યાયને નહિ જાણનારાનો છે–જાણતા હોય તે તો આવો આક્ષેપ કરે જ નહિ. એ ન્યાયમાં 'मा हिंस्यात्' આ જે નિષેધ શ્રુતિ છે તે 'अग्नोषोमीयं' આ શ્રુતિએ વિધિ કરાતું જે આલભન તે થકી અન્યત્ર અવકાશને પામતાં (અગ્નિષોમીય પશુ થકી વ્યતિરિક્તની હિંસા ન કરવી એમ) પોતે વિધિને નહિ ઉપમર્દન કરીનેજ ખસી જાય છે. એવોજ આગ્રહ સેવતા હો તો, આમાં પણ એમ સુખેથી કહી શકાય છે કે–શ્રુતિમાં જે ભેદ કહ્યો છે તેને ઉપમર્દન કર્યા વિનાજ નિષેધ શ્રુતિ વિષયાંતરનો (વિષય થકી બીજા વિષયમાં) લાભ

મળવાથી ખશી જાય છે. બન્ને બાબતમાં તુલ્યજ ગતિ છે. જો એવોજ આગ્રહ રાખતા હો કે–'नेह नानास्ति किञ्चन' આ નિષેધશ્રુતિ વિધિપ્રાપ્ત ભેદમાત્રને વિષયી કરે છે (નિષેધ કરે છે) તો 'मा हिंस्यात्सर्वाभूतानि' આ શ્રુતિ ભૂતમાત્રને (અગ્નિષોમીય પશુને પણ) વિષયી કરે છે. એમ તેમાં પણ તુલ્યપણું આવશે. પરંતુ એવો વૈદિક મત નથી. પૂર્વમીમાંસામાં જે અપચ્છેદ ન્યાય કહ્યો છે, તે તો પ્રયોગમાં વર્તે છે પણ શ્રુતિવચનના અર્થના નિર્ણયમાં નહિ. એટલે એનો આમાં કશો ઉપયોગ નથી. વળી જો ભેદપ્રતિપાદક શ્રુતિ દુર્બળ છે અને ભેદનિષેધક શ્રુતિ પ્રબળ છે, એવોજ હઠાગ્રહ સેવતા હો તો, કોઈ બાબત માટે વિવાદમાં ઉતરતાં એક કહે 'अस्ति' (છે) તો બીજો કહે 'नास्ति' (નથી) એમ પોતપોતાનો પક્ષ સાધવા માટે પ્રતિજ્ઞાવાકયનો પ્રયોગ કરતા વાદી પ્રતિવાદીને મધ્યે 'नास्ति' એમ નિષેધનો પ્રયોગ કરનાર પ્રતિવાદી 'नास्ति' વચનનું 'अस्ति' વચનના ઉપમર્દનપૂર્વકજ સમુત્થાન થતું હોવાને લીધે પ્રાબલ્ય આવતાં 'नास्ति' આટલા પ્રતિજ્ઞાવાકયના પ્રયોગ માત્રથીજ વિજયી થાય. 'अस्ति' એમ કહેનારાનો પરાજ્ય થાય.. માટે જેનું સરખુંજ પ્રામાણ્ય છે એવી શ્રુતિઓમાં **પ્રાબલ્ય–દૌર્બલ્યની** ચર્ચા કરવી એ અત્યંત અસ્થાને છે.

જો એમ કહેતા હો કે–કારણ માત્રની સત્યતા અને કાર્ય માત્રની અસત્યતાને 'वाचारम्भणं विकारो नामधेयं मृत्तिकेत्येव सत्यं' આ શ્રુતિ પ્રતિપાદન કરે છે. આથી કારણભૂત બ્રહ્મની **સત્યતા** અને કાર્યભૂત જગતની **અસત્યતા** વ્યકત જાણવામાં આવે છે, તો તેમ નથી. એ શ્રુતિ કાર્ય માત્રની કારણ થકી અનન્યતા (જેને અભિન્નતા કહે છે) ને જ પ્રતિપાદે છે, પણ અસત્યતાને નહિ. જુદી જુદી અવસ્થા છતાં પણ **ઘટ શરાવ** આદિક કાર્યમાત્ર કારણભૂત મૃતિકા દ્રવ્યથકી પદાર્થાન્તર નથી—બીજું પદાર્થ થઈ જતું નથી. તે સર્વમાં મૃત્તિકાજ અબાધિત પ્રત્યક્ષથી જાણવામાં આવે છે. જેનો બાધ નથી એવી પ્રતીતિથી સિદ્ધપણું એને જ **સત્યપણું** કહે છે. જો એવી શંકા કરતા હો કે—જ્યારે કાર્ય સત જ છે, કાંઈ અપૂર્વ નથી, તો જુદા જુદા વ્યવહારો (આ ઘટ છે આ શરાવ છે એમ)નું આલંબન શું છે? તો એનું સમાધાન એમ છે કે–જે આ અવસ્થાવિશેષ (ઘટ શરાવાદિ) રૂપ જુદા વિકારો છે અને તેના સંબન્ધથી ઘટ શરાવ આદિક જુદાં જુદાં નામો આવે છે, તે બન્ને જ 'वाचारम्भणं' જુદા જુદા વ્યવહારોમાં આલંબન છે. માટે કાંઈ હતું જ નહિ, અસત્ જ ઉપજે છે, એ મતનું ખંડન થઈ જાય છે. આ રીતે શ્રુતિનું રહસ્ય, વાકયથી જ સ્વરસતઃ જાણવામાં આવે છે, તો એમાં **અધ્યાસવાદ** (દોરડીમાં સર્પનો જ જેમ એમ બ્રહ્મમાં જગતનો અધ્યાસ)નો પ્રસંગજ કયાં છે? 'येनाश्रुतं श्रुतं भवत्यमतं मतं' આ શ્રુતિ જે એક વિજ્ઞાનથી સર્વ વિજ્ઞાનનું પ્રતિજ્ઞાન કરે છે તે તો કાર્યની કારણ થકી અનન્યતાને જ સાબીત કરી આપે છે, પણ

મિથ્યાપણાને નહિ. જેમ શુકિતનું સ્વરૂપ સમજતાં તેમાં ભ્રમથી કલ્પેલા રજતનો બાધ થાય છે પણ જાણવામાં આવતું નથી તેમ. વિસ્તાર અન્ય થકી જાણવો. માટે 'घटमहं जानामि' (હું ઘટને જાણું છું) આ જે **જ્ઞાતૃ**, (અહમર્થ) **જ્ઞેય**, (ઘટાદિ અર્થ) અને જ્ઞાન (જાણું છું) એ બધો વસ્તુભેદ (જુદી જુદી વસ્તુઓ) તે અબાધિત (જેનો કદાપિ બાધ થતો નથી) પ્રતીતિ (આબાળ સર્વ લોકોને જોવા જાણવામાં આવે છે) થી સિદ્ધ થતો હોવાથી યથાર્થ છે. પણ મિથ્યા નથી. તો **જ્ઞાતા** (અહમર્થ) **જ્ઞેય** (ઘટાદિ અર્થ) વિનાનું કેવળ **વિજ્ઞાન** એ આત્મા હોઈ શકે નહિ. આત્મા તો વિજ્ઞાનથકી ન્યારો **અહમર્થ જ્ઞાતા** છે. આ રીતે અદ્વૈત મતનું ખંડન છે.

**દેહ, ઇન્દ્રિયો, મન, પ્રાણ** અને **બુદ્ધિ** થકી આત્માનું **પૃથક્પણું તૈત્તિરીય** ઉપનિષદમાં અન્નમય પ્રાણમય મનોમય થકી અન્યપણું, વિજ્ઞાનમય જ્ઞાતાને વિષે પ્રીતિપાદન કરેલું હોવાથી સ્પષ્ટ સમજી શકાય છે. તથા આત્માને **રથિપણે** અને શરીરાદિકને **રથાદિકપણે** રૂપક દ્વારા ઉપકરણી–ઉપકરણભાવથી પ્રતિપાદન કરેલું હોવાથી પૃથક્પણે આત્માને જાણી શકાય છે. **કઠવલ્લીમાં** તેવી શ્રુતિઓ 'आत्मानं रथिनं विद्धि शरीरं रथमेव च। बुद्धिं तु सारथिं विद्धि मनः प्रग्रहमेव च ॥ इन्द्रियाणि हयानाहुर्विषयांस्तेषु गोचरान्। आत्मेन्द्रियमनोयुक्तं भोक्तेत्याहुर्मनीषिणः ॥' આ રીતની છે. **છાન્દોગ્ય** ઉપનિષદમાં પ્રજાપતિએ ઇન્દ્ર પ્રત્યે બહુ યુક્તિ પ્રયુક્તિથી આત્માનું દેહાદિક થકી પ્રથક્પણું નિરૂપ્યું છે તે તે થકી જાણવું.

ઉપરનો યુકિતયુકત શાસ્ત્રસિદ્ધ અર્થ શ્રીરામાનુજાચાર્યે **સિદ્ધિત્રય ગ્રંથમાં** "देहेन्द्रियमनःप्राणधीभ्योऽन्योऽनन्यसाधनः। नित्यो व्यापी प्रतिक्षेत्रमात्मा भिन्नः स्वतः सुखी ॥" આ એક જ શ્લોકમાં અનુગ્રહ્યો છે. અર્થ—**જીવાત્મા** દેહ ઇન્દ્રિયો મન પ્રાણ અને ધી થકી જુદો, સ્વયંપ્રકાશ, નિત્ય, સૂક્ષ્મ હોવાથી સર્વમાં વ્યાપવા સમર્થ, પ્રત્યેક શરીરમાં ભિન્ન ભિન્ન અને સ્વતઃ સુખી છે. વિષયોને પ્રકાશ કરનારું જ્ઞાન કે જે આત્માના ધર્મભૂત છે તેનો આધાર અહમર્થ જ્ઞાતા આત્મા હોવાથી તેના થકી પણ આત્માની વિલક્ષણતા જણાય છે. **ધી**શબ્દથી જ્ઞાન લેવું, જેને બૌધ્ધો તથા અદ્વૈતિઓ આત્મા તરીકે માને છે. દેહાદિક થકી આત્માનું પૃથક્પણું **આત્મસિદ્ધિમાં** બહુ યુક્તિ ન્યાય પ્રમાણથી સવિસ્તર સમર્થન કર્યું છે. જીજ્ઞાસુઓએ તે થકી જાણવું.

**તત્ત્વત્રય ગ્રંથમાં**—દેહ એ આત્મા નહિ, ઇન્દ્રિયો એ આત્મા નહિ, એમ પ્રત્યેકનું ખંડન કરવા જતાં ગ્રંથનો વિસ્તાર થઈ જવાનો ભય જણાવીને, મંદમતિઓને પણ સુખેથી જ્ઞાન થવા માટે જેના જેના થકી આત્માની ભિન્નતા

કહેવી છે તે સર્વેને એક સાથે લઈને તેના થકી આત્માનું વૈલક્ષણ્ય કોઈ યુક્તિ વિશેષોથી સંક્ષેપમાં સમજાવ્યું છે. દેહાદિક થકી આત્મસ્વરૂપની વિલક્ષણતા કેવી રીતે ? તો જે આ **દેહાદિક** છે તે 'મારો દેહ, મારાં ઇન્દ્રિયો, મારું મન, મારો પ્રાણ, મારી બુદ્ધિ' એમ મમતા–બુદ્ધિના વ્યવહારોમાં વિષય થાય છે, આ ઉપરથી **અહમર્થ** (આત્મા) થકી દેહાદિકનો જુદે જ **ઉપલંભ** (જાણવાપણું) સાબીત થાય છે. વળી દેહાદિકનો તો 'इदं' (આ) એવી રીતે ઉપલંભ થાય છે અને આત્માનો તો સદા 'अहं' (હું) એવો જ ઉપલંભ (જ્ઞાન) થાય છે. એમ બન્નેનો ઉપલંભ શબ્દથી જ ન્યારો થાય છે. વળી આ દેહાદિકનો તો ક્યારેક ઉપલંભ થાય છે અને ક્યારેક નથી પણ થતો. જાગૃત દશામાં 'હું સ્થૂળ છું, હું કૃશ છું.' એમ **અહં**બુદ્ધિના વ્યવહારોમાં વિષયપણે આત્મા ભાસે છે. (દેહાદિકજ આત્માપણે જણાય છે) તથાપિ સુષુપ્તિ દશામાં તેવો ઉપલંભ નથી. માટે દેહાદિકનો સદા ઉપલંભ નથી, આત્માનો તો સદા ઉપલંભ છે, એમ સાબીત થાય છે. "સુષુપ્તિ પહેલાં આ સર્વને જાણતો હું આ સુષુપ્તિમાં તો મારા શરીરને પણ હું જાણતો નથી" એવી પ્રત્યભિજ્ઞા થતી હોવાથી બન્ને દશામાં પણ દેહ થકી અતિરિક્ત કોઈ આત્મા છે એવો ઉપલંભ થાય છે. એમ આત્માનો સદા ઉપલંભ છે. અથવા દેહાદિકતો જન્મ મરણને પામનાર હોવાથી તેનો ક્યારેક ઉપલંભ છે અને ક્યારેક નથી. 'મેં જન્માંતરમાં કરેલા કર્મનું આ ફળ છે' એવા લોકવ્યવહારથી આત્માને જન્મમરણાદિક નહિ હોવાથી તેનો સદા ઉપલંભ છે. એજ રીતે ચક્ષુરાદિ રૂપથી જણાતાં **ઇન્દ્રિયોનો** અંધ બધિર આદિક અવસ્થામાં ઉપલંભ નથી. **મન** કે જે સંકલ્પાદિકમાં હેતુપણે જણાય છે તેનો ક્યારેક મૂઢદશા આવતાં ઉપલંભ નથી. **પ્રાણ** કે જે ઉચ્છ્વાસ નિઃશ્વાસાદિપણે જણાય છે તેનો ક્યારેક મોહાદિ દશામાં ઉપલંભ નથી. **જ્ઞાન** કે જે વિષય ગ્રહણ વેળાએ જણાય છે તેનો વિષય ગ્રહણની અભાવદશામાં ઉપલંભ નથી. આત્માનો તો "હું પહેલો ચક્ષુઃ શ્રોત્રથી સુસંપન્ન હતો પણ હાલમાં આંધળો બહેરો બની ગયો છું, હું પહેલાં સુવિશદ મનવાળો હતો પણ હાલમાં કંઈ જ જાણતો નથી, હું તે સમયે નિષ્પ્રાણ હતો પણ હમણાં સપ્રાણ થયો છું, મને પહેલાં જ્ઞાન હતું પણ હમણાં નષ્ટ થયું છે," એમ આ ઇન્દ્રિયાદિકની ઉપલંભ દશામાં સરખી રીતે 'अहं' એમ ઉપલંભ થાય છે. ક્યારેય અનુપલંભ નથી. આ રીતે દેહાદિકનો સર્વદા ઉપલંભ નથી અને આત્માનો સર્વદા ઉપલંભ છે. (પ્રતીતિ થાય છે.) આ કારણથી પણ દેહાદિક થકી આત્માની પૃથક્તા સાબીત થાય છે–જે દેહાદિક છે તે **અનેક** છે અને આત્મા **એકજ** છે. કેવી રીતે ? તો જે દેહ છે તે **મુખ મસ્તક પાદ પાણિ** આદિક અનેક અવયવોના સંઘાતરૂપ હોવાથી તેનું **અનેકત્વ** છે, ચક્ષુ શ્રોત્ર ઇત્યાદિ જુદી જુદી વ્યક્તિઓને લીધે ઇન્દ્રિયોનું **અનેકત્વ** છે, મન બુદ્ધિ ચિત્ત અહંકાર એવા

ભેદથી મનનું પણ **અનેકત્વ** છે, પ્રાણ અપાન વ્યાન આદિક ભેદથી પ્રાણનું પણ **અનેકત્વ** છે, જુદા જુદા જ્ઞાન લીધે બુદ્ધિનું **અનેકત્વ** છે, એમ દેહાદિ પ્રત્યેકનું અનેકત્વ જોવામાં આવે છે અને આત્મા કે જે **અહંબુદ્ધિ** વ્યવહારને યોગ્ય છે તેનું તો **એકત્વ** છે. આ રીતે દેહાદિકનો પ્રકાર અને આત્માનો પ્રકાર નિરૂપણ કરવા જતાં આત્મા દેહાદિક થકી પૃથક્જ વસ્તુ છે એ સર્વેએ અનિવાર્ય સ્વીકારવું પડે છે.

કોઈ ઉપરની યુક્તિઓમાં બાધનું ઉદ્ભાવન કરવા જાય પણ તે કોઇથી પણ સર્વ પ્રકારે કરી શકાય તેમ નથી. ભલે યુક્તિઓથી સાધેલા અર્થમાં બાધનું ઉદ્ભાવન કરો, પરંતુ આ અર્થ શ્રુતિ–સ્મૃતિ આદિક સમગ્ર શાસ્ત્રોથી સિદ્ધ હોવાથી નિર્બાધ શાસ્ત્ર જ આ અર્થને સાધી આપે છે. માટે સર્વશાસ્ત્રસંપ્રતિપન્ન એવું જે આત્માનું દેહાદિક થકી **વિલક્ષણપણું** તે કોઈ પ્રકારે છેતરી શકાય એવું નથી. શાસ્ત્રથી આ અર્થ સુનિશ્ચિત છે. આ રીતે ટુંકામાં આત્માનું દેહાદિકથી પૃથક્પણું પ્રતિપ્રાદન કર્યું છે.

સંપ્રદાયના મુખ્ય ગ્રંથ **સત્સંગિજીવનમાં** દેહ ઇન્દ્રિય આદિક થકી આત્માનું અત્યંત વિલક્ષણપણું વ્યકતપણે વર્ણવ્યું છે–'आत्मा जीव इति प्रोक्तो व्याप्य सर्वं वपुः स्थितः। बाह्यान्तःकरणानां तद्देवतानां प्रकाशकः। जाग्रतादिष्ववस्थासु स्थूलादिषु वपुष्षु च। बद्धस्तादात्म्यसम्बन्धाद्वस्तुतस्तद्विलक्षणः॥' 'चिद्रूप आत्मा विज्ञेयः साक्ष्यवस्थात्रयस्य च। देहेन्द्रियमनःप्राणबुद्ध्यादीनां प्रकाशकः॥' 'स्थूलादि-देहत्रितयं सहाध्यात्म्याधिदैवतम्। गुणास्त्रयस्तथाऽवस्था एतत्क्षेत्रमितीरितम्। य एत-द्वेत्ति स त्वात्मा क्षेत्रज्ञ इति कथ्यते॥' 'श्रोत्रमध्यात्ममित्युक्तं दिशस्तत्राधिदैवतम्॥ श्रोतव्यमधिभूत तत्पुमांस्ताभ्यां प्रपद्यते॥" આને આરંભીને 'अध्यात्मादिविभागोऽयं स्फुटं त्रेधा निरूपितः। तत्र द्वे करणे ज्ञेये ज्ञेयं कर्म तृतीयकम्॥ स त्रिष्वन्यतमाभावे कर्तुं न क्षमते क्रियाः। तथापि संविद्रूपोऽस्ति स्वयं तेभ्यः पृथक् स्थितः॥' ઇત્યાદિ. **હરિવાક્યસુધાસિંધુમાં**–'देहेन्द्रियान्तःकरणदेवताविषयादितः। बोद्धव्यः पृथगात्मा तु' 'चतुर्विंशतितत्त्वेभ्य आत्मा ज्ञेयः पृथक् परः' ઇત્યાદિ.

**વચનામૃતમાં** તો આત્માની દેહાદિકથકી વ્યતિરિકતતા વધુ વ્યકતપણે વર્ણવી છે–પ્ર. ૭ 'અને એ ત્રણ દેહથી પૃથકપણે સત્તામાત્ર જે કહેવો તે જીવનું વ્યતિરેક-પણું છે' પ્ર. ૧૬ 'તું દેહ ઇન્દ્રિય મન પ્રાણથી જુદો છુ" પ્ર. ૨૧ 'દેહ ઇન્દ્રિયો અંતઃકરણ દેવતા વિષય એ સર્વથી પોતાનું સ્વરૂપ જુદું સમજવું' પ્ર. ૩૮ 'દેહ ઇન્દ્રિયો તથા અંતઃકરણ તથા દેવતા તેથી જુદો જે જીવાત્મા તેનું રૂપ કેવી રીતે છે?—દેહ ને ઇન્દ્રિયાદિકના સ્વરૂપનો જે વકતા તે સર્વેના સ્વરૂપને જુદું જુદું કરીને શ્રોતાને સમજાવે છે તે જે સમજનારો વકતા તે દેહાદિક સર્વના પ્રમાણનો

કરનારો છે ને જાણનારો છે ને એ સર્વેથી જુદો છે એનેજ **જીવ** કહીએ અને જે શ્રોતા છે તે દેહાદિકના રૂપને જુદાં જુદાં સમજે છે ને એનું પ્રમાણ કરે છે ને એને જાણે છે તે એ સર્વેથી જુદો છે એનેજ **જીવ** કહીએ. એવી રીતે જીવના સ્વરૂપને સમજવાની રીતિ છે' **(આથી આત્માની દેહાદિક થકી પૃથક્તા જાણવાનો પ્રકાર કહ્યો)** મધ્ય ૨ 'પણ વસ્તુગત્યે જીવ ઇન્દ્રિયો અંતઃકરણ થકી નોંખો છે' વરતાલ ૨૦ 'અને પોતાને દેહ ઇન્દ્રિયો ને અંતઃકરણ તે થકી નોંખો આત્મારૂપે જાણે' અંત્ય ૩૯ 'આત્મનિષ્ઠા તે શું ? તો પોતાના આત્માને દેહથી પૃથક્ જાણવો' ઇત્યાદિ. ઉપર પ્રમાણે દેહ ઇન્દ્રિયો મન પ્રાણુ બુદ્ધિ એ કોઈ પણ આત્મા નહિ, પણ તેનાથી જુદોજ અહમર્થ છે.

## આત્માનું જ્ઞાનસ્વરૂપપણું અને સ્વયંપ્રકાશપણું—

જ્યારે સિદ્ધાંતમાં પણ આત્મા **જ્ઞાનસ્વરૂપ** મનાય છે, તો પછી બૌદ્ધ અને અદ્વૈતી સાથેના વાદમાં આત્માની જ્ઞાનરૂપતાનો નિષેધ કેમ કરવામાં આવે છે ? આવી શંકાનું સમાધાન એ છે કે–જે આ ઘટપટાદિ વિષયોના સંબન્ધવાળું જ્ઞાન છે તે 'घटमहं जानामि' (હું ઘટને જાણું છું) આવી સર્વ લોકોને થતી પ્રતીતિ જોતાં અહમર્થના ધર્મપણેજ જણાય છે, તે વિષયાવલંબિ જ્ઞાનમાત્રને અમે આત્મા માનતા નથી. અર્થાત્ 'જાણું છું'' એ જે જ્ઞાન તે 'હું' આ જે **અહ**મર્થ તેના ધર્મપણેજ સદા જણાતું હોવાથી તેને આત્મા તરીકે માની શકાય નહિ. પરંતુ 'ઘટને **હું** જાણું છું'' આ પ્રયોગમાં ઘટવિષયવાળા જ્ઞાનનો આશ્રય અહમર્થજ કે જે **ધર્મી** (ગુણી–વિશેષ્ય) પણે જણાય છે એજ આત્મા છે. 'હું જાણું છું'' એમાં જાણવારૂપ જે જ્ઞાન તેનો આશ્રય તો વિષયિ જ્ઞાન થકી પૃથક્ **અહમર્થ**જ હોય છે. જ્ઞાનમાત્ર જ્યારે હુંમાં વિષય થાય છે ત્યારેજ તેનો વ્યવહાર થાય છે, નહિ તો થતો નથી એ બાબત સર્વલોકસાક્ષિક છે. જ્ઞાનાશ્રયપણું એટલે જ્ઞાનનું આધારપણું, જ્ઞાન કોને આધારે રહે છે ? તો અહમર્થના આધારે. જેમ દીપ અને તેની પ્રભા એ બન્ને પણ તેજોદ્રવ્ય હોવા છતાં પ્રભાનો આધાર તો **દીપ** હોય છે તેમ આત્મા જ્ઞાનસ્વરૂપ છે છતાં પણ પોતાના ધર્મભૂત જ્ઞાનની જે રીતે પૃથક્ સ્થિતિ અને ઉપલંભ ન થાય એ રીતે તેનું આધારપણું આત્માનુંજ હોય છે. અર્થ એ નિશ્ચિત થયો કે **જ્ઞાનમાત્ર આત્મા નહિ પણ તેનો આધાર જે અહમર્થ એજ આત્મા છે.**

જ્યારે આત્મા જ્ઞાન નહિ પણ જ્ઞાનાશ્રય છે, તો એને 'यो विज्ञाने तिष्ठन्' 'विज्ञानमयः' 'विज्ञानं यज्ञं तनुते' 'ज्ञानस्वरूपमत्यन्तं निर्मलं परमार्थतः' 'विज्ञान परमार्थो हि' ઇત્યાદિ શ્રુતિ–સ્મૃતિમાં જ્ઞાનરૂપપણે કેમ નિર્દેશ કરવામાં આવે છે ? એવી શંકાનું સમાધાન એમ છે કે–જેમ જ્ઞાન પોતાનો આશ્રય જે અહમર્થ તેના

પ્રત્યે સ્વયં પ્રકાશે છે તેમ આત્મા પણ જ્ઞાનની અપેક્ષા વિના પોતાના પ્રત્યે 'હું હું' એમ સ્વયં પ્રકાશે છે. વળી જે જ્ઞાન છે તે જ્ઞાનાશ્રય આત્માનો સારભૂત ગુણ (ધર્મ) સ્વરૂપાનુબંધી હોઈને સ્વરૂપને નિરૂપનારો ખાસ ધર્મ છે માટે **જ્ઞાન** શબ્દથી આત્માનો નિર્દેશ કરવામાં આવે છે. આ અર્થ 'तद्गुणसारत्वात्तद्व्यपदेशः प्राज्ञवत्' 'यावदात्मभावित्वाच्च न दोषस्तद्दर्शनात्' આ બે સૂત્રોથી **વ્યાસે** સમર્થન કર્યો છે. સૂત્રાર્થ એવો છે કે–વિજ્ઞાનજ આત્માનો સારભૂત ગુણ હોવાથી તેનો **વિજ્ઞાન** શબ્દથી વ્યપદેશ થઈ શકે છે. જેમ પ્રાજ્ઞ (પરમાત્મા)નો 'स एको ब्रह्मण आनन्दः' 'आनन्दं ब्रह्मणो विद्वान्' આ શ્રુતિમાં કહ્યા મુજબ **આનંદ** એ સારભૂત ગુણ હોવાથી 'यदेष आकाश आनन्दो न स्यात्' 'आनन्दो ब्रह्मेति व्यजानात्' ઇત્યાદિ શ્રુતિઓમાં **આનંદ** શબ્દથી વ્યપદેશ કરવામાં આવ્યો છે, તેમ જ્યાં સુધી આત્મા છે ત્યાં સુધી જ્ઞાન પણ એનો સહજ ધર્મ હોવાથી તેનો **જ્ઞાન** શબ્દથી વ્યપદેશ કરવામાં કશો દોષ આવતો નથી. જેમ ખંડ મુંડાદિ ગાયો જ્યાં સુધી છે ત્યાં સુધી તેમાં સહજ ગોત્વધર્મ ગાયના સ્વરૂપને નિરૂપનારો હોઇને સદા રહેનાર હોવાથી 'ગૌ' શબ્દથી તેનો વ્યપદેશ થતો જોવામાં આવે છે તેમ. સૂત્રમાં મુકેલ **ચ** શબ્દથી આત્મા સ્વયંપ્રકાશ હોવાથી તેનો **જ્ઞાન** શબ્દથી વ્યપદેશ કરવામાં કશો દોષ નથી એમ પણ સૂચવવામાં આવ્યું છે. **તાત્પર્યાર્થ** એ થયો કે–આત્મા સ્વપ્રકાશ છે અને સારભૂત સ્વરૂપાનુબન્ધી **જ્ઞાન**ધર્મથી નિરૂપણીય છે માટે આત્માનો **જ્ઞાન** શબ્દથી વ્યપદેશ અસંકોચથી થઈ શકે છે. આત્માની સ્વયંપ્રકાશતાથી જ્ઞાનરૂપતા 'कतम आत्मेति योऽयं विज्ञानमयः प्राणेषु हृद्यन्तर्ज्योतिः पुरुषः' 'अत्रायं पुरुषः स्वयंज्योतिर्भवति' 'विज्ञानात्मा पुरुषः' 'यथा सैन्धवघनोऽनन्तरोऽबाह्यः कृत्स्नो रसघन एव एवं वारे अयमात्माऽनन्तरोऽबाह्यः कृत्स्नो प्रज्ञानघन एव' 'विज्ञानघन एव' 'आत्मा ज्ञानमयोऽमलः' 'तच्च ज्ञानमयं व्यापि' 'स्वसंवेद्यमनुपममात्मसंवेद्यं तज्ज्ञानम्' ઇત્યાદિ શ્રુતિ–સ્મૃતિમાં સંનિરૂપી છે. શ્રુતિમાં વર્તતો **જ્યોતિઃ** શબ્દ સ્વયંપ્રકાશરૂપ અર્થમાં સ્વરસથી પ્રવર્તે છે. આત્માને અજડ કહેવામાં આવે છે તેનું પણ કારણ અનન્યાધીન પ્રકાશપણારૂપ સ્વયંપ્રકાશપણું જાણવું. એટલે જેમ દીપના વ્યવહારમાં અન્ય દીપની અપેક્ષા પડતી નથી તેમ પોતાના વ્યવહારમાં પ્રકાશાંતરની અપેક્ષા ન પડે એ જાણવું.

"જે **જ્ઞાન** છે તે ઘટપટાદિ હરકોઈ વિષયવાળું હોવાના નિયમવાળું છે, વિષય વિના જ્ઞાનનું નિરૂપણ શકય નથી, જે આત્મસ્વરૂપ છે તે તો તેવા વિષયે વર્જીત નિર્વિષયક છે, તો તેનું જ્ઞાનરૂપપણું શી રીતે ઘટે ? એવી શંકાનું સમાધાન એમ છે કે-જે સ્વરૂપભૂત જ્ઞાન છે તે પણ 'હું છું' એમ સ્વરૂપજ વિષય હોવાથી (એમાં સ્વયં સ્વરૂપજ વિષય છે) સવિષયકપણું ઘટતું આવે છે. જ્ઞાન છે તે પોતાના થકી ભિન્નવિષયક (ઘટને જાણું છું એમ) પણ જોવામાં આવે છે ? એમ કહો તો તે સત્ય છે.

તે તો ધર્મભૂત જ્ઞાનનું છે. એટલે ધર્મભૂત જ્ઞાનજ ઘટાદિકને વિષયી કરે છે. જે ધર્મી જ્ઞાન છે તેનું તો સ્વરૂપવિષયકપણુંજ છે. એમાં ધર્મી અહમર્થજ વિષય થાય છે. પોતે જ પોતામાં વિયય થાય છે. વસ્તુતાએ ધર્મિજ્ઞાનનું પણ **પ્રત્યક્પણું એકપણું અનુકૂળપણું** વિગરે વિષયકપણું છેજ. એટલે જે **અહ-મર્થ** છે તે પ્રત્યક્પણે એકત્વપણે અને અનુકૂળપણે સ્વતઃ ભાસે છે, માટેજ સ્વાત્મામાં કદાપિ '**હું એક છું કે અનેક છું**' એવો સંદેહ કે '**અહં છું કે અનહં છું**' એવો સંદેહ પણ કદાપિ ઉદય પામતો નથી. જો **ધર્મી જ્ઞાન** સ્વયંપ્રકાશ ન હોય તો એવા સંદેહનો સંભવ આવેજ.

**તાત્પર્યાર્થ એવો છે** કે–પ્રત્યેક પદાર્થના પ્રતિપાદનમાં '**તે શું દ્રવ્ય છે**' એવો વિચાર પ્રથમ પ્રાપ્ત થાય છે. દ્રવ્યનો વિભાગ '**ચિત્ અચિત્** અથવા **અજડ જડ**' એવા ભેદથી શાસ્ત્રોમાં સમજાવ્યો છે. જીવાત્માને નિરૂપતાં તેને **ચિત્દ્રવ્ય-પણે** અને પ્રકૃતિને નિરૂપતાં તેને **અચિત્દ્રવ્યપણે** નિરૂપે છે. જેમ ઘટ એ મૃત્તિકાદ્રવ્ય છે અને પટ એ તંતુદ્રવ્ય છે તેમ આત્મા એ **જ્ઞાનદ્રવ્ય** છે. માટેજ એને શ્રુતિ સ્મૃતિમાં **જ્ઞાનસ્વરૂપ** કહે છે. 'જ્ઞાન એજ સ્વરૂપ જેનું છે' એવો એનો અર્થ છે. જ્ઞાનસ્વરૂપપણે નિરૂપેલા આત્મામાં **જ્ઞાન ધર્મ** પણ છે. જેમ મણિ દ્યુમણિ દીપ આદિક પદાર્થો સ્વયં તેજઃસ્વરૂપ હોઈને પ્રભાભૂત તેજ ગુણના આશ્રય છે, જેથી 'તેજ તેજસ્વી' એમ બન્ને પ્રકારે વ્યપદેશાય છે. તેમ આત્માને જ્ઞાનસ્વરૂપ હોવાથી **જ્ઞાન** શબ્દથી અને જ્ઞાનગુણનો આશ્રય હોવાથી **જ્ઞાતા** એમ બન્ને પ્રકારે વ્યપદેશાય છે. જ્ઞાનગુણનું આશ્રયપણું એજ જ્ઞાતાપણું જાણવું. આવો અભિપ્રાય હોવાથી **શિક્ષાપત્રીમાં** આત્માને 'चिद्रूपः' એમ કહીને 'ज्ञाता' એમ જ્ઞાતાપણે પણ નિરૂપ્યો છે. 'चित्–चैतन्यमेव रूपं–स्वरूपं यस्य सः, ज्ञानस्वरूप इति यावत्' એમ ટીકામાં વ્યાખ્યાન કર્યું છે. આથી ચિદ્રૂપ કહો કે જ્ઞાનસ્વરૂપ કહો બન્નેનો એક જ અર્થ છે. આ જોતાં **ચિત્, ચૈતન્ય, જ્ઞાન,** આ બધા શબ્દો પર્યાય છે. 'चेतनश्चेतनानां' આ શ્રુતિમાં આત્માઓને **ચેતન** શબ્દથી કહ્યા છે. ચેતન એટલે ચૈતન્યાશ્રય જ્ઞાતા છે.

**જ્ઞાનપદ** કવચિત્ ધર્મિપર તો કવચિત્ ધર્મપર લેવામાં આવે છે, તો તેનું પ્રવૃત્તિનું અનુગત નિમિત્ત **સ્વયંપ્રકાશપણું** લેવું. આત્મા અને તેનું ગુણભૂત જ્ઞાન બન્ને સ્વયંપ્રકાશ હોવાથી **જ્ઞાન** શબ્દથી નિર્દેશ થઈ શકે છે. સામાન્યતઃ જ્ઞાન એટલે ઇતર પ્રકાશકની અપેક્ષા વિના પોતેજ પ્રકાશ પામે તે જાણવું. '**હું હું**' એવો જે પ્રકાશ કે અનુભવ થાય છે તે પોતાને આત્માનેજ થાય છે અને એમાં બીજા કોઈની અપેક્ષા પડતી નથી, પોતાની મેળેજ થાય છે, તેથી તેને **સ્વયં-પ્રકાશ** કહેવાય. એનેજ ધર્મિભૂત જ્ઞાન સમજવું. આત્મસ્વરૂપની સ્વયંપ્રકાશતા 'सुखमहमस्वाप्सम्' આ પ્રત્યભિજ્ઞાનના સ્વારસ્યથી સિદ્ધ છે. સુષુપ્તિ સમયે આત્માની

તેવા રૂપથી પ્રકાશતા ન હોય તો તે આ પ્રત્યભિજ્ઞાન ઘટતું આવે નહિ. ધર્મભૂત જ્ઞાન તો **'જાણું છું'** એમ અન્ય જ્ઞાનની અપેક્ષા વિના પોતે પ્રકાશમાન (વ્યવહારમાં આવવું) થઈને પોતાનો આશ્રય અહમર્થ આત્માને માટે પ્રકાશમાન તે જાણવું. વળી આ ધર્મભૂત જ્ઞાન **સ્વપ્રકાશ** હોવા છતાં બહારના વિષયોને પણ **'આને હું જાણું છું'** એમ પ્રકાશ (વ્યવહાર) કરી આપે છે, એમાં એને અન્ય જ્ઞાનની અપેક્ષા નહિ હોવાથી એને પણ **સ્વયંપ્રકાશ** કહેવાય. જેમ સ્વયંભાસમાન દીપને જોવા માટે અન્ય દીપની અપેક્ષા પડતી નથી તેમ આમાં જાણી લેવું. આ રીતિએ **ધર્મભૂત જ્ઞાન** અને તેનો આધાર **અહમર્થ આત્મા** એ બન્નેની સ્વયંપ્રકાશતા કહેવાય છે. **જ્ઞાન** અને **જ્ઞાનાશ્રય** આત્મા વચ્ચે **ધર્મ–ધર્મિભાવ** સાબીત છે, તેમાં 'जानात्येवायं पुरुषः' આ શ્રુતિ પ્રમાણ છે. તેમાં પણ 'હું હું' એ રીતે સ્વયંભાસમાન થતા ચેતનનેજ **પ્રત્યક્** કહેવાય. કેમકે 'स्वस्मै स्वेनैव भासमानत्वं प्रत्यक्त्वं' એવું પ્રત્યક્નું લક્ષણ કર્યું છે તે એમાંજ ઘટતું આવે. **પ્રત્યક્** તો 'कश्चिद्धीरः प्रत्यगात्मनमैक्षत्' આ શ્રુતિમાં જીવાત્માને કહેવામાં આવ્યો છે. પરને ભાસ થાય તે **પરાક્** કહેવાય. ચેતન સ્વરૂપ થકી બીજું બધુજ **પરાક્** કહેવાય, કેમકે તેનો ભાસ પર જે જ્ઞાનાધાર અહમર્થ તેનેજ થાય છે. એમ હોવાથીજ 'परस्मै भासमानत्वं पराक्त्वं' એવું પરાક્નું લક્ષણ કર્યું છે. ધર્મભૂત જ્ઞાનનો પ્રકાશ પણ પોતાનો આશ્રય જે આત્મા અહમર્થ તેને થતો હોવાથી તેને પણ **પરાક્** કહેવું પડે. અહમર્થ જ્ઞાનસ્વરૂપ આત્મા અને તેના ધર્મભૂત જ્ઞાનને પણ સ્વયંપ્રકાશ કહેવામાં આવે છે પરંતુ તેમાં આવો સૂક્ષ્મ ભેદ સમજવો પડે. જે 'હું' એમ ન ભાસે તે પ્રત્યક્ ન કહેવાય. જેમ ઘટ એ કયારેય પણ 'હું' એમ ભાસ પામતો નથી તો તે પ્રત્યક્ ન કહેવાય. આવો **પ્રત્યક્ પરાક્** તત્ત્વવિવેક જાણવો. ઉપર પ્રમાણે આત્માની **જ્ઞાનરૂપતા** અને **સ્વયંપ્રકાશતા** છે. વ્યવહારની અનુગુણતાને **પ્રકાશ** કહે છે.

**સત્સંગિજીવનમાં** 'सच्चिद्रूपोऽक्षरः सूक्ष्मः' 'निरंशश्च प्रकाशकः' એમ આત્માની જ્ઞાનરૂપતા અને સ્વયંપ્રકાશતા નિરૂપી છે. ચિત્શબ્દ જ્ઞાનપર્યાય છે. ઉપરનો અર્થ વચનામૃતમાં બહુ સ્પષ્ટ છે. સા. ૧૨ 'જ્ઞાનરૂપ સુખરૂપ સત્તારૂપ એ જે સર્વે આત્માના ભાવ' (આથી આત્માની **જ્ઞાનરૂપતા** જણાવી) કા. ૧ 'એ જીવને દેહાદિકના પ્રકાશકપણે જાણીએ ત્યારે તો જીવ બહુ મોટો જણાય છે' લોયા ૭ 'હું આત્મા છું...ચેતન છું' (આથી આત્માની **ચેતનરૂપતા** જણાવી) પંચાળા ૩ 'હુ તો એનો જાણનારો છું ચેતન છું' મધ્ય ૬૬ 'જીવ જે તે સ્વરૂપ સ્વભાવે કરીને તો સત્તામાત્ર છે ને ચૈતન્ય વસ્તુ છે' અંત્ય ૨૨ 'એ તો સત્તામાત્ર ચૈતન્ય છે' અંત્ય ૩૩ 'આ દેહથી નોખો જે આત્મા તે **હું છું** ને તે હું પ્રકાશમાન સત્તારૂપ છું' (આથી **સ્વપ્રકાશતા** જણાવી.) અંત્ય ૩૯ 'અને એ આત્મા તો

સૂર્ય તથા અગ્નિ જેવો તેજસ્વી છે ને જાણપણે યુક્ત છે અને તે અગ્નિની જ્વાળા તથા સૂર્યના કિરણ તેતો જડ છે, કેમ જે તેને આંગળી અડાડીએ તો ખસે નહિ અને કીડી હોય તેને આંગળી અડાડીએ તો ખસીને અવળી ચાલે માટે આત્મા તે જાણપણે યુક્ત છે અને એને સૂર્ય અગ્નિ જેવો કહીએ છીએ તે તો એનો આકાર એવો તેજસ્વી છે તે માટે કહીએ છીએ, (આથી આત્માની **જ્ઞાનાશ્રયતા** અને **સ્વયંપ્રકાશતા** જણાવી.) આ ગ્રંથમાં એવાં વચનો અનેક છે.

**આત્માનું અહમર્થપણું—**

સ્વપ્રકાશ આ આત્મા 'હું હું' એમજ સદા પ્રકાશે છે; કેમકે **પ્રત્યક્** છે. 'આ પ્રત્યક્ છે આ પરાક્ છે' એવો તત્ત્વવિવેક તો **અહં**બુદ્ધિ તથા **અહં**શબ્દ અને **ઇદં**બુદ્ધિ તથા **ઇદં**શબ્દથી થઈ શકે છે. 'अहमिदं जानामि' (હું, આને, જાણું છું) એવો સર્વ કોઈને અનુભવ થાય છે તેમાં 'હું' એવો જે ઉલ્લેખ (ભાન) થાય છે તે સ્વયં ચેતન આત્માનો છે, **'આ'** એવો જે કોઈ વસ્તુનો ઉલ્લેખ થાય છે તે બહારના જડ વિષયનો છે, **'જાણું છું'** એવો જે ઉલ્લેખ થાય છે તે જાણવારૂપ **જ્ઞાન**નો છે. આત્માનો જ્યારે જ્યારે અનુભવ કે વ્યવહાર થાય છે ત્યારે ત્યારે 'હું' એવા શબ્દથી અને 'હું' એવી બુદ્ધિથી થાય છે. હુંશબ્દ કે હુંબુદ્ધિ વિના આત્માનો અનુભવ કે વ્યવહાર કોઈને પણ કદાપિ થઈ શકે નહિ. પોતાના આત્માનો અનુભવ કે વ્યવહાર હુંશબ્દ કે હુંબુદ્ધિથી થાય છે એ આબાળવૃદ્ધ સર્વને સુવિદિત છે. જેનો હુંબુદ્ધિથી અને હુંશબ્દથી વ્યવહાર ન થતાં ઇદંબુદ્ધિથી અને ઇદંશબ્દથી વ્યવહાર થાય તે **પરાક્** કહેવાય. ઘટપટાદિ વસ્તુઓનો જ્યારે જ્યારે વ્યવહાર થાય છે ત્યારે ત્યારે **ઇદં**શબ્દ અને **ઇદં**બુદ્ધિથી જ થાય છે પણ 'હું' બુદ્ધિથી કે હું શબ્દથી કયારેય પણ કોઈને પણ થતો નથી, આ બાબત પણ સર્વને સુવિદિત છે, કેમકે ઘટાદિ અર્થો પરાક્ (જડ) છે. આવી તત્ત્વસ્થિતિ હોવાથી 'स्वस्मै स्वेनैव भासमानत्वं प्रत्यक्त्वं' 'परस्मै भासमानत्वं पराक्त्वं' એવું પ્રત્યક્–પરાક્નું લક્ષણ કર્યું છે. જેનો **અહં**બુદ્ધિ તથા **અહં**શબ્દથી વ્યવહાર થાય એજ **પ્રત્યક્** અને જેનો **ઇદં**બુદ્ધિ તથા **ઇદં**શબ્દથી વ્યવહાર થાય એ **પરાક્** એવું તાત્પર્ય સમજવું. ચેતનને જ **પ્રત્યક્** અને અચેતનને જ **પરાક્** કહેવાય એ ખાસ મુદ્દો છે. પોતાને પોતે પ્રકાશ પામવારૂપ જે પ્રત્યક્પણું તે સ્વયંપ્રકાશત્વમાત્ર નહિ, પરંતુ તે **અહં**બુદ્ધિ અને **અહં**શબ્દથી વ્યવસ્થા કરેલું સમજવું. એટલે સ્વયંપ્રકાશતાની સાથે જેનો **અહં**શબ્દથી અને **અહં**બુદ્ધિથી અનુભવ કે વ્યવહાર થાય એજ ખરી રીતે **પ્રત્યક્**પણું છે. આવું પ્રત્યક્પણું તો એક ચેતન આત્માને વિષે જ સંભવતું હોવાથી 'कश्चिद्धीरः प्रत्यगात्मानमैक्षत्' આ શ્રુતિમાં આત્માને **પ્રત્યક્** શબ્દથી સંબોધ્યો છે. આત્મા પ્રત્યક્ હોવાથી 'હું હું' એમજ સદા પ્રકાશે છે.

**કોઈ એવી શંકા** કરે કે–'હું સ્થૂળ છું, હું કૃશ છું, હું ગૌર છું' એમ જડ એવો પણ દેહ 'હું' એમ ભાસે છે? **તો તે સત્ય છે.** દેહને વિષે આત્માપણાના ભ્રમવાળાઓને એવી જ પ્રતીતિ થાય છે, પરંતુ આ તો 'जीवस्य चाहंममताहेतुर्माया' એમાં કહ્યા મુજબ માયાનું કાર્ય છે. દેહ–આત્માના વિવેકવાળાઓને તો 'नाहं देवो मनुष्यो वा न तिर्यक् स्थावरोऽपि च । शरीराकृतिभेदास्तु देवाद्याः कर्मयोनयः ॥' (હું દેવ નથી, મનુષ્ય નથી, પશુ–પક્ષી નથી, સ્થાવર પણ નથી, દેવાદિક જે ભેદો છે તે તો શરીરની આકૃતિના છે, તેમાં કર્મ જ કારણ છે.) એમજ આત્મા જણાય છે. એમ કેમ? તો દેહમાં 'હું' એવા આત્મભ્રમનો આકાર 'હું સ્થૂળ છું, હું કૃશ છું' એવો જ હોય છે, આથી પણ આત્માનું **અહમર્થપણું** સાબીત થાય છે.

કોઈ ગાઢ નિદ્રારૂપ સુષુપ્તિમાં ગયો હોય અને પછી જાગે ત્યારે 'આટલા કાળમાં મેં કંઈ પણ જાણ્યું નહિ' એવું પ્રતિસંધાન કરેછે. આ ઉપરથી સુષુપ્તિ સમયે વિષય જ્ઞાનનો અભાવ અને અહમર્થની સ્ફૂર્તિ સિદ્ધ થાય છે. માટે સુષુપ્તિ સમયે પણ સ્વતઃસિદ્ધ થતો આત્મા **અહમર્થજ** છે. અજ્ઞાનના સાક્ષિપણે ચૈતન્ય જ સુષુપ્તિમાં વર્તેછે, અહમર્થતો અંતઃકરણ તે સમયે લીન થયું હતું નહિ? એવું કોઈ કહે તો તેમાં ઉપલંભનો વિરોધ આવેછે. ઉપલંભતો અહમર્થ આત્માનો જ છે. આ પ્રતિસંધાનથી તો અહમર્થનો પ્રકાશ અને સવિષ્ય જ્ઞાન માત્રનો અભાવ એ બે બાબત જ સિદ્ધ થાય છે. **કોઈ એમ કહે** કે–'સુષુપ્તિમાં ગએલો હું તે મને પણ જાણતો નથી' એવી પ્રતીતિ થાય છે, એમાં અહમર્થની જ પ્રતીતિનો અભાવ સિદ્ધ થાય છે? એનું સમાધાન એ છે કે–જાગ્રતાદિ અવસ્થામાં 'હું દેવ છું, મનુષ્ય છું, સુખી છું, દુઃખી છું' એવી પ્રતીતિ રહે છે, તેવી પ્રતીતિ સુષુપ્તિ સમયે નહિ રહેતી હોવાથી સૂઈને ઉઠેલો માણસ એમ બોલે છે. જો સુષુપ્તિ સમયે અહમર્થની જ પ્રતીતિ ન રહેતી હોય તો તેજ સમયની અહમર્થની અવસ્થિતિનો પરામર્શ **'હું સૂઈ ગયો હતો'** એવો થાય છે તે થાય નહિ. વળી સ્વાપ પહેલાં જે કાર્ય કર્યું હોય તેનું બીજે દિવસે પ્રતિસંધાન સર્વેને થતું હોવાથી **અહમર્થનો** સ્વાપમાં નાશ થઈ જાય છે એમ અંગીકાર કરવું તે ઉચિત નથી. તો સુષુપ્તિમાં પણ અહમર્થ આત્મા સ્થિરજ છે.

**કોઈ એમ માને છે** કે–મુક્તિદશામાં અહમર્થની નિવૃત્તિ થઈ જાય છે; અનુવૃત્તિ રહેતી નથી. આ માન્યતા અતિ ક્ષુદ્ર છે. કારણ કે જો તેમજ માનવામાં આવે તો બૌદ્ધદર્શનમાં જ જેમ એમ 'આત્મનાશ જ મોક્ષ છે' એમ પ્રકારાંતરે (અહંભાવની અનનુવૃત્તિ કહેવા દ્વારા) સ્વીકાર્યો કહેવાય. વળી જે સાંસારિક દુઃખોએ કરીને દુઃખીપણે આત્માને તત્ત્વથી કે ભ્રાંતિથી **'હું દુઃખી છું'** એમ સમજે છે તે 'આ સમસ્ત અનિષ્ટ માત્ર ફરી ઉદય ન પામે એ રીતે સમૂળ ટાળીને વ્યાકુળતાએ

રહિત થઈને સ્વસ્થ થઈ રહુ' આ રીતની **મુમુક્ષુતા** થતાં તેના સાધનોમાં પ્રવર્તે છે. તે જો સાધનોના અનુષ્ઠાનથી **'હું જ નહિ રહું'** એમ જાણે તો મોક્ષના કથા પ્રસ્તાવના ગંધથી પણ ખસી જાય–મોક્ષના ઉપાયમાં કોઈ પ્રવર્તે જ નહિ. સુખદુઃખનું ભોક્તાપણું અને અધ્યાત્માદિ ત્રણ દુઃખોના અભિઘાતથી મુમુક્ષુપણું તે જ્ઞાતા અહમર્થને જ હોય છે. તે જો પોતાના જ વિનાશને મુક્તિમાં જાણે તો તેની સ્પૃહાને ન જ કરે. જેને માટે સઘળો પ્રયાસ હતો એ સ્વરૂપનો જ નાશ થઈ જાય એ તો અપુરુષાર્થ જ કહેવાય. **જો એમ કહે કે**–મારું પોતાનું સ્વરૂપ નિર્વિશેષ સચ્ચિદાનંદરૂપ છે, તેને પામવાની ઇચ્છાથી મોક્ષોપાયમાં પ્રવૃત્તિ સંભવે છે ? તો તેમ નથી. કોઈ યજ્ઞાદિ કર્મને કરે છે, તેનું સ્વર્ગાદિ ફળ તો દેહત્યાગ પછી મળવાનું છે, ફળનો ભોક્તા જે દેહાતિરિક્ત છે તેનો તો દેહ નાશ થવા છતાં પણ નાશ નહિ થતો હોવાથી સ્વર્ગ મેળવવાની ઇચ્છા થતાં તેના ઉપાયોમાં ભલે પ્રવૃત્તિ થાય, પરંતુ મોક્ષદશામાં તો ભોક્તા જે અહમર્થ તેનો જ નાશ થવાનો જાણવામાં આવે તો તેવા આત્મનાશરૂપ મોક્ષને માટે કોઈ પણ પરીક્ષક મનઃપૂર્વક સ્પૃહા કરે નહિ. આ સ્થિતિમાં જ્યારે મોક્ષ સાધનમાં કોઈ પ્રવર્તે નહિ ત્યારે બધા જ વેદવિધિઓ અને તમામ મોક્ષશાસ્ત્રો પ્રામાણ્ય થકી પ્રચ્યુતિને પામી જાય. અર્થાત્ જ્ઞાપકપણે અનુષ્ઠાપકપણે પ્રામાણ્યને ભજતા મોક્ષશાસ્ત્રોના પ્રામાણ્યનો ભંગ થાય–એની નિરર્થકતા થઈ જાય. આ તો બહુ ખોટું કહેવાય. માટે મુક્તિ-દશામાં પણ **અહમર્થ** અનુવર્તે છે એમજ માનવું યોગ્ય છે.

**મુક્તાત્મા** પણ પોતાને 'હું' એમજ સદા પ્રકાશેછે, કેમકે પોતાને પોતેજ પ્રકાશે છે, જે જે પોતાને પ્રકાશે છે તે સર્વ પણ 'હુ' એમજ પ્રકાશમાન થતો જોવામાં આવે છે. જેમ ઉભયવાદિસંમત સંસારી આત્મા એવી જ રીતે પ્રકાશે છે તેમ. જે તો 'હું' એમ ચકાસે નહિ તે પોતાને ચકાસતો નથી, જેમ ઘટાદિક. આ ન્યાયથી મુક્તિમાં પણ આત્મા પોતાને 'હુ' એમજ પ્રકાશે છે એમ સ્વીકારવું પડે. 'હુંપણે પ્રકાશે છે તો મુક્તાત્માને પણ સંસારિની પેઠે અજ્ઞત્વાદિ સંસારિત્વ આદિકનો પ્રસંગ આવશે ?' તો તેમ નથી. તે તો મુક્તપણામાં વિરોધી થાય. જ્યારે મુક્ત થાયછે ત્યારે અજ્ઞાનાદિ દોષની **નિવૃત્તિ** થાયછે એ બાબત શાસ્ત્રસિદ્ધ છે તેમાં વિરોધ આવે. વળી મુક્તા-ત્માનો જે **અહંપ્રત્યય** છે તે કાંઈ અજ્ઞાન ઉપાધિથી નથી, સ્વતઃ છે, એમ હોવાથીજ મુક્તાત્માનો વ્યવહાર 'अहमन्नमहमन्नमहमन्नादोऽहमन्नादः अहं श्लोककृदहं श्लोककृत्' આ રીતે અહંપ્રત્યયથીજ થાય છે. બ્રહ્માત્મ સાક્ષાત્કારજ્ઞાનથી જેના અવિદ્યાદિ સમગ્ર દોષો નિવૃત્ત થયા છે એવા **ઋષિ વામદેવ** તથા **મહાદેવ** આદિકનો પણ **'હું હુ'** એવોજ સ્વાત્માનુભવ જોવામાં આવે છે. એમાં 'तद्धैतत्प-श्यन् ऋषिर्वामदेवः प्रतिपेदे अहं मनुरभवं सूर्यश्च' 'अहमेव च वर्तामि भविष्यामि' આ શ્રુતિઓ પ્રમાણ છે. આ રીતે વાસનાસહિત અવિદ્યાદિ દોષોની નિવૃત્તિવાળાનો

પણ **અહંપ્રત્યય**થી વ્યવહાર જોવામાં આવતો હોવાથી એવો વ્યવહાર અજ્ઞાનોપાધિથી છે એમ કલ્પી શકાય નહિ. નિરુપાધિક સત્યજ અનુભવ અને વ્યવહાર છે. **વેદપુરુષ પણ** 'मुमुक्षुर्वै शरणमहं प्रपद्ये' એમ સ્વરૂપને 'હું' એમજ નિર્દેશે છે.

મુકતાત્માઓને જે **અહંપ્રત્યય** છે તે બાધિતાનુવૃત્તિરૂપ છે એમ પણ કહેવું હોય તો કદાચ કહી શકાય, કેમકે તેઓ પ્રથમ બદ્ધ હોઈને અવિદ્યાદિદોષના સંસર્ગવાળા હતા. પરમાત્મા કે જેને 'क्लेशकर्मविपाकाशयैरपरामृष्टः पुरुषविशेष ईश्वरः' આ યોગસૂત્રમાં કહ્યા પ્રમાણે અવિદ્યાદિ દોષનો લેશથી પણ ક્યારેય પણ સ્પર્શ નથી, તેમનો પણ 'હું' એવોજ સ્વાત્માનુભવ જોવામાં આવે છે. સર્વદા સર્વથા અવિદ્યાદિદોષરહિત પરમેશ્વરનો 'હું' એવો જે સ્વાત્મામાં **પ્રત્યય** છે તે અવિદ્યાદિ મૂળવાળો છે એમ સંભવે નહિ. એનું હાર્દ એ છે. 'हन्ताहमिमास्तिस्रो देवताः' 'बहु स्यां प्रजायेय' 'स ईक्षत लोकान्नु सृजा इति' આ સૃષ્ટિ અને સંકલ્પ વાક્યમાં સૃષ્ટિ પહેલાંના સમયમાં અહંકારાદિ ઉપાધિનો અભાવ હોઈને તે સમયનો જે આ **અહં**પ્રત્યય છે તે પરમેશ્વરને પરોપાધિપ્રયુક્ત નથી પણ સ્વરૂપપ્રયુક્ત છે એમ પ્રદર્શાવ્યું છે. 'हन्ताहं' આ જે **અહં**શબ્દ છે તે ચિદચિતના અંતર્યામિસ્વરૂપને પરામર્શ કરનારો છે. ભગવાન શ્રીકૃષ્ણે પણ ગીતામાં ક્ષરાક્ષરાતીત પુરુષોત્તમ સ્વાત્મસ્વરૂપનો અનુભવ કે વ્યવહાર 'यस्मात्क्षरमतीतोऽहमक्षरादपि चोत्तमः' 'अतोऽस्मि लोके वेदे च प्रथितः पुरुषोत्तमः' 'अहमात्मा गुडाकेश' 'अहं कृत्स्नस्य जगतः' 'अहं सर्वस्य प्रभवः' 'वेदाहं समतीतानि' 'अहं त्वां सर्वपापेभ्यः' 'तेषामहं समुद्धर्ता' 'अहं बीजप्रदः पिता' આ રીતે **અહંપ્રત્યય**થી કરેલો બહુશ છે. ભગવાન્ શ્રીહરિએ પણ વચનામૃત પ્ર. ૧૮ 'અને હું તો અનાદિ મુકતજ છું' પ્ર. ૩૫ 'તે હું તમને જેવી તેવી' મધ્ય૦ ૧૦ 'હું તો દત્તાત્રેય' એમ હુંપણે આત્મસ્વરૂપનો વ્યવહાર બહુધા કર્યો છે. આ બધા નિષ્કૃષ્ટ સ્વરૂપ વિષયવાળા બહુ **અહંશબ્દોનું** અમુખ્યપણું કલ્પવું તે યોગ્ય નથી. પરંતુ પ્રત્યક્પણાની પ્રવૃત્તિ નિમિત્તતાને લીધે મુખ્યપણુંજ સાબીત છે. માટે ખરી રીતે **અહમર્થ પ્રત્યયનો વિષય આત્માજ છે.**

આ અર્થ **શ્રીભાષ્યમાં**–'अहमर्थो न चेदात्मा प्रत्यक्त्वं नात्मनो भवेत्। अहं बुद्धया परागर्थात् प्रत्यगर्थो हि भिद्यते ॥' (જો આત્માને **અહમર્થ** ન માનીએ તો તેનું પ્રત્યક્પણું ઘટે નહિ. **અહં**બુદ્ધિથીજ પરાગર્થ થકી પ્રત્યગર્થની ભિન્નતા સાધવામાં આવે છે. **તાત્પર્ય એ છે** કે–પોતાને પોતેજ પ્રકાશ પામવાપણું એને **પ્રત્યક્પણું** અને પરને પ્રકાશ પામવાપણું એને **પરાક્પણું** કહેછે. આ વિભાગ **અહંબુદ્ધિથી** અને **ઇદંબુદ્ધિથી** સમજાવવામાં આવેછે. માટે **અહં**બુદ્ધિના અભાવમાં તો આત્માનું પ્રત્યક્પણુંજ સાધી શકાય નહિ. **'અહમર્થજ આત્મા છે'** એમ સિદ્ધ કરી આપનાર તો **પ્રત્યક્પણુંજ** છે. જ્ઞાનમાં તેવું પ્રત્યક્પણું નહિ હોવાથી

એને આત્મા માની શકાય નહિ. (વળી જો આત્માને **અહમર્થ** માનવામાં ન આવે તો 'कोऽहमित्येव निपुणः' 'शब्दोऽहमिति दोषाय, नात्मन्येष' ઇત્યાદિ શાસ્ત્રોનો પણ વિરોધ આવે એમ પણ જાણી લેવું) 'निरस्ताखिलदुःखोऽहमनन्तानन्दभाक् स्वराट् । भवेयमिति मोक्षार्थी श्रवणादौ प्रवर्तते ॥ अहमर्थविनाशश्चेत् मोक्ष इत्यध्यवस्यति । अपसर्पेदसौ मोक्षकथाप्रस्तावगन्धतः ॥' (પ્રથમ તો **મુમુક્ષુમાત્ર** 'હું સમસ્ત દુઃખે રહિત અને અનંત આનંદને ભજનારો અને સ્વરાટ્ થઉં.' એવી અભિસન્ધિથીજ મોક્ષનાં સાધન શ્રવણાદિકમાં પ્રવર્તે છે. જેના સંબન્ધિપણે દુઃખનું જ્ઞાન અને જેના સંબન્ધી દુઃખનિવૃત્તિ અને સુખપ્રાપ્તિને ઇચ્છે છે તે અહમર્થનોજ નાશ એજ મોક્ષ છે એમ જો જાણે તો મોક્ષકથાપ્રસ્તાવનાના ગંધથી પણ પાછો વળી જાય. કોઈ પ્રવર્તેજ નહિ. એટલે અધિકારીના અભાવને લીધે. મોક્ષશાસ્ત્રની પણ નિરર્થકતા આવે. 'मयि नष्टेऽपि मत्तोऽन्या काचिज्ज्ञप्तिरवस्थिता । इति तत्प्राप्तये यत्नः कस्यापि न भविष्यति ॥ स्वसम्बन्धितया ह्यस्याः सत्ताविज्ञप्तितादि च । स्वसम्बन्धवियोगे तु ज्ञप्तिरेव न सिद्ध्यति॥ छेत्तुश्छेद्यस्य चाभावे छेदनादेरसिद्धिवत् । अतोऽहमर्थो ज्ञातैव प्रत्यगात्मेति निश्चितम् ।.' (**અહમર્થ**નો નાશ થતાં પણ મારા થકી અન્ય કોઈ જ્ઞપ્તિ નિત્ય રહે એમ માનીને તેના સુખ સંપાદનમાટે કોઈનો પ્રયત્ન નહિજ થાય. જેમ હું નષ્ટ થતાં પણ સ્તંભ રહે છે એમ માનીને પોતાના શિરનો છેદ કરવો એ પુરુષાર્થ કહેવાય નહિ તેમ. કેવળ જ્ઞપ્તિની મોક્ષસાધન શ્રવણાદિકમાં પ્રવૃત્તિ ઘટે નહિ. પરંતુ **અહમર્થ**નીજ ઘટે. માટે મોક્ષ માટે પ્રવર્તતો આ પુરુષ સ્વનાશ માટે તો નજ પ્રવર્તે. વસ્તુવિચાર કરતાં તો અહમર્થનો નાશ થતાં તેથી ભિન્ન કોઈ **જ્ઞપ્તિ** કે તેની સત્તાસ્થિતિ (વિજ્ઞપ્તિનો સામાન્ય આકાર) કહો કે વિજ્ઞપ્તના (વિષયોને પ્રકાશ કરી આપવા રૂપ વિશેષ આકાર) કહો, કે સ્વયંપ્રકાશપણું કહો, ઇત્યાદિક સર્વે પણ સિદ્ધ થતાં નથી, કેમકે જ્ઞપ્તિ કે તેના ધર્મો, વિદ્યમાન જ્ઞાતા (પ્રતિસંબન્ધી)ની અપેક્ષા રાખીનેજ સિદ્ધ થાયછે. **'હું છું' 'હું જાણું છું'** એવોજ અનુભવ કે વચન વર્તે છે, તો જેના (આશ્રય) સંબન્ધથી સત્તાલક્ષણ કે જ્ઞપ્તિલક્ષણ સિદ્ધ થાય છે તેનોજ નાશ થતાં જ્ઞપ્તિ કે સત્તા આદિક કેવી રીતે રહે ? આધારજ ગયો તો તેના આધારે રહેનારની સ્થિતિ નજ રહે એ અર્થસિદ્ધ છે. એમાં ઉદાહરણ એ છે કે **છેત્તા** (કર્તા) નથી અને **છેદ્ય** (વૃક્ષાદિક) નથી, તો છેદનાદિકની સિદ્ધિ થતી નથી. **અભિપ્રાય એવો** છે કે-સત્તા કે જ્ઞપ્તિ એ છેદનાદિકની પેઠે એક ક્રિયારૂપ હોવાથી તેના સ્વરૂપની સિદ્ધિ **કર્તા** અને **કર્મ**ના અવલંબનથીજ થાય. તેમાં કર્તા કે કર્મનો અભાવ હોય તો **સત્તા** કે **જ્ઞપ્તિ** શી રીતે સિદ્ધ થાય ? નજ થાય. તો **જ્ઞાનાશ્રય અહમર્થજ પ્રત્યગાત્મા છે એમ નિશ્ચિત થાય છે.**

ઉપરના સમગ્ર અર્થનો **સંગ્રહ** અભિયુકતોએ એક જ શ્લોકમાં 'प्रत्यक्त्वा-

दुपलम्भतो मम सुखं भावीति मोक्षेच्छया मुक्तब्रह्ममुमुक्षुवेदवचसा सुप्तोऽहमित्युक्तितः। मां नाज्ञासिषमित्यपि स्ववपुराद्यज्ञानमात्राश्रयात् स्वापप्राच्यनिजक्रियास्मरणतोऽप्यात्माऽ हमर्थः स्थिरः ॥' આ રીતે કર્યો છે. **તાત્પર્યાર્થ એવો છે કે–એકતો** આત્માનું સ્વયંપ્રકાશપણારૂપ પ્રત્યક્પણું છે, તે **અહં**બુદ્ધિથી જ પરાગર્થ (इदंशબ્દથી બોધ્ય જડ અર્થ) થકી જુદું પડે છે, **અહં**બુદ્ધિના વિનાશમાં તો પ્રત્યક્પણું સિદ્ધ થાય નહિ, માટે પ્રત્યક્પણું અહમર્થનું જ સંભવિત હોવાથી એનું જ **આત્મા**પણું છે. **બીજુ**–'હું જ્ઞાતા છું' એમ અહંપણાની સાથે જ જ્ઞાતાપણાનો ઉપલંભ થાય છે. બન્નેનું એકાશ્રયપણું છે. એક એકનો ત્યાગ કરીને નહિ. એથી અહમર્થને જ અકામે પણ આત્મા માનવો પડે. **ત્રીજુ–'મને નિરતિશય સુખ મળશે'** એમ માનીને જ સર્વ કોઈને મોક્ષની આકાંક્ષા થતી જોવામાં આવે છે, એથી અહમર્થને જ આત્મા અવશ્ય માનવો પડે. **'મને'** એ અહમર્થ છે. **ચોથું**–'अहमन्नमहमन्नं' 'अहं मनुरभवम्' ઇત્યાદિ **મુક્તવચનો** તથા 'हन्ताऽहमिमास्तिस्रो देवताः' 'एकोऽहं बहु स्याम्' ઇત્યાદિ **પરબ્રહ્મવચનો** તથા 'अहं वै त्वमसि भगवो देवते' 'अहमेकः प्रथममासं' 'मुमुक्षुर्वै शरणमहं प्रपद्ये' ઇત્યાદિ **મુમુક્ષુવચનો** તથા 'अहमेवाधस्तात् अहं पुरस्तात्' 'अहं ब्रह्मास्मि' ઇત્યાદિ **વેદવચનો**, આ બધાં વેદોક્ત વચનોમાં જેમાં અવિદ્યાદિ દોષનો સર્વથા અભાવ છે એવા મુક્તાદિકને વિષે **અહં**શબ્દનો પ્રયોગ કરેલો જોવામાં આવે છે, માટે **અહમર્થ** આવિદ્યક આહંકારિક નહિ, પણ આત્માજ છે. **પાંચમું**–સુઈને ઉઠેલો પુરુષ **'હું સુઈ ગયો હતો'** એમ વચન બોલે છે. જો અહમર્થ અંતઃકરણ હોય તો સુષુપ્તિ સમયે તેનો અભાવ હોવાથી **'હું નાશ પામી ગયો'** એવીજ પ્રતીતિ થાય, પણ 'सुप्तोऽहं' એવી પ્રતીતિ નજ થાય. સુષુપ્તિમાં **અહમર્થ** સ્થિર રહેતો હોય તોજ એવી પ્રતિતી થાય, આથી પણ અહમર્થનેજ આત્મા માનવો પડે. **છઠું**–જ્યારે સુષુપ્તિ દશામાં અહમર્થ પ્રકાશે છે તો **'મને પણ હું જાણતો નથી.'** એવી પ્રતીતિ કેમ થાય છે? તો તેનુ કારણ એ છે કે–તે સમયે દેવત્વ મનુષ્યત્વ આદિક કે જે દેહાદિકની સાથે સંબંધ ધરાવે છે તેના તે તે વર્ણાશ્રમ ધર્મના અજ્ઞાનને લીધે તેવી પ્રતીતિ થાય છે. **સાતમું–'મેં પૂર્વ દિવસે આ દેખ્યું હતુ'** ઇત્યાદિક સુષુપ્તિ પહેલાંના કાળની પોતાની બધી ક્રિયાઓનું સ્મરણ થાયછે–ભુલી જતો નથી. આ તો આબાલવૃદ્ધ સર્વના અનુભવની છે. જો અહમર્થનો સુષુપ્તિમાં લોપ થતો હોય તો પૂર્વની સ્મૃતિ નજ થાય. આ બધી નિર્બાધ બાબતોનો સૂક્ષ્મબુદ્ધિથી પૂર્વાપરના અનુસંધાનથી વિમર્શ કરવામાં આવે તો **અહમર્થજ સ્થિર આત્મા** સુસિદ્ધ થાય છે

**વચનામૃતમાં** આ બાબત વધુ વિશદ છે–પ્ર. ૩૨ '**હું તો** સંકલ્પ થકી જુદો છું ને આત્મા છું' (આથી આત્મા **અહંપ્રત્યયવિષય** કહ્યો (પ્ર. ૭૩ 'પછી એમ વિચારે જે, **હું તો** આત્મા છું સચ્ચિદાનંદરૂપ છું અને પિંડ બ્રહ્માંડ તો માયિક

છે ને નાશવંત છે માટે **હું ક્યાં** ને એ પિંડ બ્રહ્માંડ ક્યાં?' સા. ૧ 'આત્મનિષ્ઠા તો એવી રીતની જોઈએ જે '**હું ચૈતન્ય છું** ને દેહ જડ છે અને **હું શુદ્ધ** છું ને દેહ નરકરૂપ છે. અને હું **અવિનાશી** છું ને તે દેહ નાશવંત છે અને **હું આનંદરૂપ** છું ને દેહ દુઃખરૂપ છે' (આથી આત્માને **અહંપ્રત્યય** ગોચર કહ્યો) સા. ૪ '**હું આત્મા** તે મારા જેવો ગુણ દેહને વિષે એકેય આવતો નથી અને જડ દુઃખ મિથ્યારૂપ જે દેહ તેના જે ગુણ તે **હું ચૈતન્ય તે** મારે વિષે એકેય આવતો નથી.' સા. ૯ '**હું તો** આત્મા છું. **હું તો** ગુણાતીત છું' લોયા ૮ '**હું આત્મા છું બ્રહ્મ છું** અલિંગ છું અને આકાશની પેઠે સ્થિર છું" લોયા ૧૦ 'એમ વિચારે જે '**હું આત્મા છું**, શુદ્ધ છું ચેતન છું, નિર્વિકાર છું, સુખરૂપ અવિનાશી છું" મધ્ય ૧ '**હું આત્મા છું** પણ દેહ તે હું નહિ' ઇત્યાદિ. આ રીતે આત્માનું **અહમર્થપણું** ચોક્કસ છે. '**અહં**' એ અહંકાર નહિ પણ આત્મા છે. દેહને વિષે જે અહંભાવ મનાય છે એજ દોષરૂપ હોવાથી ત્યાજ્ય છે.

## આત્માનું જ્ઞાતાપણું—

'अहं जानामि' 'હું જાણું છું" આવી પ્રતીતિ સર્વ કોઈને થતી હોવાથી અહમર્થ આત્માનું **જ્ઞાનાશ્રયપણું** પણ સિદ્ધ થાય છે. જ્ઞાનનું આશ્રયપણું એજ જ્ઞાતાપણું સમજવું. જેમ તેજઃસ્વરૂપ દીપનું તેજોરૂપ પ્રભાનું આશ્રયપણું સ્વાભાવિક છે, તેમ જ્ઞાનસ્વરૂપ આત્માનું જ્ઞાનાશ્રયપણું (જ્ઞાતાપણું) સ્વાભાવિક છે. એમાં કશી ક્ષતિ નથી. આથી આત્માના જ્ઞાતાપણાને ઔપાધિક કે આરોપિત માનનારાના મતનું ખંડન થઈ જાય છે. કોઈ એવી **શંકા કરે છે કે** આત્માનું જ્ઞાતાપણું સ્વાભાવિક કેમ ઘટે? આત્મા તો ચિદ્રૂપ નિર્વિકાર છે, જ્ઞાતાપણું કે જે જ્ઞાન ક્રિયામાં કર્તાપણારૂપ છે તે વિક્રિયારૂપ છે. આ **શંકા** અસત છે, જ્ઞાતાપણું વિક્રિયારૂપ નથી. કેમકે સ્વરૂપમાં અન્યથાભાવ થતો નથી. 'જ્ઞાતા' એમાં तृच् પ્રત્યયનો યોગ છે તે વિક્રિયારૂપ અર્થને જણાવનારો નથી. એમ હોય તો 'संविदस्ति भवति' ઇત્યાદિકના યોગથી પણ સંવિદની વિક્રિયારૂપતાનો પ્રસંગ આવે. માટે જ્ઞાતાપણું એ વિક્રિયારૂપ નહિ પણ સ્વાભાવિક છે. જ્યારે જ્ઞાતાપણું સ્વાભાવિક છે તો જ્ઞાનનો સંકોચ અને વળી વિકાસરૂપ વિષમતા કેમ આવે છે?' એવી શંકાનું સમાધાન એમ છે કે-વિષમતામાં તો નિમિત્ત કર્મ છે. કર્મની તરતમતાને લીધે જ્ઞાનનો સંકોચ વિકાસ થાય છે.

જ્ઞાનસ્વરૂપ આત્માનું **જ્ઞાતાપણું** શ્રુતિઓએજ સમર્થન કર્યું છે તેનો અપલાપ કોઈ રીતે થઈ શકે એમ નથી. જુઓ 'एष हि द्रष्टा श्रोता घ्राता रसयिता मन्ता बोद्धा कर्ता विज्ञानात्मा पुरुषः' (प्र. उ.) (આમાં વિજ્ઞાનાત્માનેજ દ્રષ્ટા શ્રોતા ઘ્રાતા રસયિતા મન્તા બોદ્ધા કર્તાપણે કહ્યો છે.) 'यो वेदेदं जिघ्राणीति स आत्मा' (छां.

उ.) (જે જાણે છે, જે સુંઘે છે, તે આત્માને જ્ઞાતા કહ્યો છે) 'एवमेवास्य परिद्रष्टुरिमाः षोडश कलाः' (प्रश्न उ.) (પરિદ્રષ્ટાપદ ઉપર તાત્પર્ય છે) 'न विज्ञातुर्विज्ञातेर्विपरिलोपो विद्यते' 'विज्ञातारमरे केन विजानीयात्' (बृ. उ. ) 'जानात्येवायं पुरुषः' 'न पश्यो मृत्युं पश्यति' (छां. उ.) (આત્માને પશ્ય–દ્રષ્ટા કહ્યો છે.) ઇત્યાદિ બહુ શ્રુતિઓ છે. **જો એમ કહેવામાં આવે** કે જ્ઞાનસ્વરૂપ આત્માનું જ્ઞાનાશ્રયપણું લોકમાં જોવામાં આવતું નથી ? તો તેનું સ્વતંત્રપણું પણ લોકમાં ક્યાં જોવામાં આવે છે. જો શાસ્ત્રબળથી સ્વતંત્રપણું ઇચ્છતા હો તો એજ શાસ્ત્રબળથી જ્ઞાતાપણું પણ ઇચ્છવું જોઈશે. ન્યાયની આગળ બીજું બોલાયજ નહિ. ધર્મભૂત જે જ્ઞાન છે તેનું પરતંત્રપણું અને જ્ઞાનનું અનાશ્રયપણું છે, પણ જે ધર્મિભૂત જ્ઞાન છે તેનું તો સ્વતંત્રપણું અને જ્ઞાનાશ્રયપણું સુસિદ્ધ છે. જેમ તેજઃસ્વરૂપ પ્રદીપનું તેજોરૂપ પ્રભાનું આશ્રયપણું યોગ્ય છે તેમ જ્ઞાનસ્વરૂપ આત્માનું પણ જ્ઞાનાશ્રયપણું યોગ્યજ છે. એમાં શંકાને સ્થાન નથી.

જો આત્માને જ્ઞાનનો આશ્રય નહિ માનતાં કેવળ જ્ઞાનસ્વરૂપજ માને તો 'હું જ્ઞાન છું' એમ સ્વાત્માને જ્ઞાનપણે જ પ્રતિસંધાન કરે, પણ 'હું જાણું છું' એમ જ્ઞાતાપણે પ્રતિસંધાન ન કરે. 'અમુક અર્થને હું જાણું છું' એમ કહેવાથી વિષયને ગ્રહણ કરનારા કોઈ જ્ઞાનનો કોઈ આશ્રય છે એમ જાણી શકાય છે. આ રીતે જ્ઞાતાપણું પ્રત્યક્ષસિદ્ધ હોવાથી અબાધિતજ છે.

ઉપરનો અર્થ વ્યાસે 'ज्ञोऽत एव' આ સૂત્રમાં શંકા સમાધાન સાથે સમર્થન કર્યો છે. **સૂત્રાર્થ એવો છે** કે–આત્મા ज्ञ एव–જ્ઞાતૃત્વસ્વરૂપજ છે પણ જ્ઞાનમાત્ર નહિ. તેમ જડસ્વરૂપ પણ નહિ. કેમકે એમાં શ્રુતિઓ પ્રમાણભૂત છે. કોઈ (બૌદ્ધ) આત્માને ચિન્માત્ર સ્વરૂપ માને છે, તો કોઈ આત્માને પાષાણતુલ્ય અચિત્સ્વભાવવાળો આગંતુક ચૈતન્યગુણવાળો માને છે, તેનું ખંડન કરીને આત્મા **જ્ઞાનસ્વરૂપ** છે અને જ્ઞાનગુણવાળો **(જ્ઞાતા)** છે એમ પ્રતિપાદન કર્યું છે.

**હરિવાક્યસુધાસિન્ધુમાં** આત્માનું જ્ઞાનસ્વરૂપપણું અને જ્ઞાનાશ્રયપણું વર્ણવ્યું છે. 'ततो जीवः स्वरूपतः स्वभावतश्च चिद्रूपः' 'चिद्रूपो ज्ञानवान् नित्यो निर्विकारः सुखात्मकः' આ રીતે વ્યક્ત વર્ણવ્યું છે. આમાં આત્માને સ્વરૂપથી અને સ્વભાવથી ચિદ્રૂપ કહીને વળી જ્ઞાનવાન્ કહ્યો છે. આથી જ્ઞાનસ્વરૂપ અને જ્ઞાનગુણક સાબીત થાય છે.

**કોઈ એમ માને છે** કે અંતઃકરણ જ અહમર્થ છે, તેમાં ચિત્તની છાયા પડવાથી 'હું' જાણું છું' એવો ભ્રમ થાય છે. એનો હવે વિચાર કરીએ–ચિત્તની છાયા પડે છે એટલે શું ? જો એમ કહો કે–**ચિત્** એટલે જ્ઞપ્તિમાત્ર અને તેની છાયા પડે છે એટલે અહમર્થ અંતઃકરણમાં તેનું પ્રતિબિંબ પડે છે, જેમ દર્પણમાં

મુખનું પ્રતિબિંબ પડે છે તેમ. મુખનો જેમ દર્પણનિષ્ઠપણે આરોપ થાય છે તેમ જ્ઞાનનો અહમર્થનિષ્ઠપણે 'હું જાણું છું' એવો આરોપ થાય છે. વસ્તુતાએ આત્માનું જ્ઞાતાપણું નથી પણ ભ્રાંતિથી મનાય છે. **આ બાબત ઘટતી આવતી નથી.** લોકમાં જેનું પ્રતિબિંબ પડે છે તે વસ્તુ **રૂપી** અને **ચાક્ષુષ** હોવું જોઈએ. અને જેમાં પ્રતિબિંબ પડે છે તે પણ **રૂપી ચાક્ષુષ** હોવું જોઈએ. તેમાંજ બિંબ પ્રતિબિંબ ભાવનો યોગ લોકમાં જોવામાં આવેછે, પણ અરૂપી અચાક્ષુષનો બિંબ પ્રતિબિંબભાવ જોવામાં આવતો નથી. એટલે એ દૃષ્ટાંત ઘટતું આવતું નથી. જો **છાયાપત્તિ** શબ્દનો મુખ્યાર્થ પડી મૂકીને અધ્યાસમાત્રપર અર્થ લેશો તો, કેનો કેને વિષે અધ્યાસ થાય છે એવો પ્રશ્ન આવશે. જો ઉત્તરમાં એમ કહેશો કે-જ્ઞાનનો અહમર્થ અંતઃકરણમાં અધ્યાસ (આરોપ) થાય છે. તો તે પણ ઘટતું નથી. જે એક સ્થળે વિદ્યમાન હોય તેનો અન્ય સ્થળે આરોપ થાય છે એને **અધ્યાસ** કહેવામાં આવે છે. જેમ હાટમાં રજત છે તો તેનો આરોપ **શુક્તિ** (છીપ)માં થાય છે. અહમર્થકી અન્યત્ર જ્ઞાન વિદ્યમાનપણે કુત્રાપિ જોવામાં આવતું નથી. કદાચ એમ માનો કે જેનો અધ્યાસ થવાનો છે તે અન્યત્ર સત્ય હોવું જોઈએ, એવો નિયમ નથી, તત્ત્વતઃ તેમાં અસત્ હોવું જોઈએ એટલું જ. એમ માનવા જતાં તો અધ્યસ્તનું અનૃતપણું (ખોટાપણું) આવતાં જ્ઞાનમાત્રનું અનૃતપણ આવશે. તમારે મતે સત્ય જ્ઞાનજ સિદ્ધ થશે નહિ. 'અધ્યાસ પામેલું જ્ઞાન સ્વતંત્ર નિરાશ્રય નિર્વિશેષ છે તે સત્ય છે એમ માનો તો તેવા જ્ઞાનમાં કોઈ પણ પ્રમાણજ નથી. પ્રમાણ વિનાના એવા જ્ઞાનને પ્રામાણિકો માને નહિ. વળી છીપમાં રૂપુંજ જેમ એમ અહમર્થ અંતઃકરણમાં જ્ઞાન કલ્પિત છે એમ માનો તો તે કલ્પિત જ્ઞાનનો કદાચિત્ બાધ અવશ્ય થવો જોઈએ. 'હું જ્ઞાતા નથી' એવો બાધ તો કદાપિ થતો નથી. ઉલટો 'જ્ઞાતા કર્તા ભોક્તા હુંજ છું' એવો અબાધિત **પ્રત્યય** થાય છે. ભલે અબાધિત પ્રત્યય થતો હોય, અહમર્થ તો અંતઃકરણજ છે પણ આત્મા નહિ, એમ માનો તો તેથી લાભ શો મેળવ્યો ? 'અહમર્થ અંત કરણમાં જ્ઞાનનો અધ્યાસ થાય છે' એ જે પોતાનો પક્ષ તેનો તો પરિત્યાગ થઈ જાય છે. આથી જેમ અગ્નિના સંપર્કથી લોહિપિંડમાં ઉષ્ણતાનો ભ્રમ થાય છે, તેમ ચિતના સંપર્કથી અહમર્થ અંતઃકરણમાં જ્ઞાતાપણાનો ભ્રમ થાય છે, આ બાબતનું પણ ખંડન થઈ જાય છે. જેમ લોહપિંડની સન્નિધિમાં રહેલા અગ્નિમાં ઉષ્ણતા સ્વભાવતઃ રહેલી છે તેમ અંતઃકરણની સન્નિધિમાં રહેલા ચિન્માત્રમાં જ્ઞાતાપણું સ્વતઃ નથી કે જેના સંકર્પથી જ્ઞાતાપણાનો અધ્યાસ અંતઃકરણમાં થાય છે એમ કહી શકાય. ચિન્માત્રમાં જ્ઞાતાપણું સ્વતઃ **નથી તો અંતઃકરણમાં** જ્ઞાતાપણાનો અધ્યાસ ઘટેજ નહિ. વસ્તુતાએ અંતઃકરણ કે જે **યુષ્મદર્થ** (જડ પરાક્) છે તેમાં **અસ્મદર્થ (હું)** પણું ઉત્પન્ન થાયજ નહિ. માટે 'હું જાણું છું" આ અબાધિત પ્રતીતિથીજ જ્ઞાન એ આત્માનો

ધર્મ છે એમ સિદ્ધ થાય છે. આ રીતે **જ્ઞાતા અહમર્થજ આત્મા** છે એ સિદ્ધ થયું.

આ અર્થની અધિક સ્પષ્ટતા **વચનામૃતમાં** છે–પ્ર. ૧૬ 'અને એનો જાણનારો છું,' પ્ર. ૩૨ 'તે સંકલ્પને જાણનારો છું." પ્ર. ૩૮ 'સમજાવનારો વક્તા તે દેહાદિક સર્વના પ્રમાણનો કરનારો છે ને જાણનારો છે...અને જે શ્રોતા છે તે દેહાદિકના રૂપને જુદાં જુદાં સમજે છે ને એનું પ્રમાણ કરે છે ને એને જાણે છે ને એ સર્વેથી જુદો છે એને જ જીવ કહીએ' (આથી આત્માનું **જાણવારૂપ જ્ઞાતાપણું** કહ્યું) સા. ૧૨ 'ઇન્દ્રિયોના ગોલકને વિષે જે જોનારો દ્રષ્ટા તેને આકારે વિચાર કરવો' કા. ૧ 'તે જીવ કેવો છે તો બુદ્ધિએ કર્યો જે નિશ્ચય તેને જાણે છે અને મનના સંકલ્પને જાણે છે અને ચિત્તના ચિંતવનને જાણે છે અને અહંકારની અહંમતિને જાણે છે, એવી રીતે ચાર અંતઃકરણ ને દશ ઇન્દ્રિયો ને તેના વિષય ને તે વિષયની વિગતિ કરનારા જે દેવતા એ સર્વેને એક કાળાવચ્છિન્ન **જાણે** છે' (આથી આત્માનું **જ્ઞાતાપણું** સ્પષ્ટ કહ્યું) કા. ૪ 'જીવના જાણપણાને કહેવે કરીને બુદ્ધિનું જાણપણું કહેવાયુ' લોયા ૭ 'અને અંતઃકરણ ઇન્દ્રિયો પર જે જીવસત્તા તદાશ્રિત જે અનુભવ જ્ઞાન' (આથી જીવાત્માનું **જ્ઞાતાશ્રયપણું** કહ્યું) પંચાળા ૩ 'હું તો એનો જાણનારો છું ને અતિ શુદ્ધ છું ને અરૂપ છું અલિંગ છું ચેતન છું' (આથી **અહમર્થ** ચિદ્રૂપ આત્માનું **જ્ઞાતા**પણું કહ્યું) અંત્ય૦ ૩૯ 'અને એ આત્મા તો સૂર્ય તથા અગ્નિ જેવો તેજસ્વી છે ને જાણપણે યુક્ત છે અને તે અગ્નિની જ્વાળા તથા સૂર્યનાં કિરણો તે તો જડ છે કેમકે તેને આંગળી અડાડીએ તો ખસે નહિ અને કીડી હોય ને તેને આંગળી અડાડીએ તો ખસીને અવળી ચાલે, માટે આત્મા તે **જાણપણે યુક્ત છે** અને એને સૂર્ય અગ્નિ જેવો કહીએ છીએ તે તો એનો આકાર એવો તેજસ્વી છે તે માટે કહીએ છીએ' (આથી આત્માનું **જ્ઞાનાશ્રયપણું** કહ્યું) ઇત્યાદિ. આ રીતે અંતઃકરણનું જ્ઞાતાપણું નહિ, પણ જ્ઞાનસ્વરૂપ આત્માનું જ સ્વાભાવિક જ્ઞાતાપણું સુસિદ્ધ થાય છે.

## આત્માનું કર્તાપણું—

જેમ જ્ઞાન એ આત્માનો ધર્મ છે તેમ **કર્તાપણું** પણ આત્માનો જ ધર્મ છે, કેમકે કર્તાપણું એ જ્ઞાતાનો જ ધર્મ છે. માટે જ 'चेतनोऽहं करोमि' આ જે ચેતનપણાનો અને કર્તાપણાનો એકાશ્રયપણે **પ્રત્યય** થાય છે તે પણ ઘટતો આવે છે. કર્તાપણું ચેતનનું ન માને તો આ **પ્રત્યય** ઘટતો આવે નહિ. 'भोक्ता भोग्यं प्रेरितारं च मत्वा' એમ **ચિત્ અચિત્** અને ઇશ્વરરૂપ **ત્રણ તત્ત્વને** નિરૂપણ

કરનારી શ્રુતિ ચેતનને ભોક્તાપણે પ્રતિપાદે છે. ભોક્તાપણું જીવગત હોવાથી તેમાં હેતુભૂત જે **કર્તાપણું** તે પણ જીવનું જ છે. અન્ય કરે છે અને અન્ય ભોગવે છે એમ તો ઘટતું આવે નહિ. કર્મકર્તાને જ કર્મનું ફળ મળે છે. 'शास्त्रफलं प्रयोक्तरि' એવો ન્યાય છે. 'अधिष्ठानं तथा कर्ता' 'एष हि बोद्धा कर्ता विज्ञानात्मा पुरुषः' આ સ્મૃતિ શ્રુતિ બોદ્ધા વિજ્ઞાનાત્માને જ **કર્તા** તરીકે સ્પષ્ટ કહે છે. માટે અહમર્થ જ્ઞાતા આત્માને જ **કર્તાપણે** માનવો પડે.

વ્યાસે 'कर्ता शास्त्रार्थवत्वात्' આ સૂત્રમાં આત્માનું **કર્તાપણું** સમર્થન કર્યું છે. **સૂત્રાર્થ** એવો છે કે–આત્મા જ કર્તા છે, પણ ગુણો નહિ, કેમકે શાસ્ત્રોનું અર્થવત્ત્વ આવે છે. 'यजेत स्वर्गकामः' 'मुमुक्षुर्ब्रह्मोपासीत' ઇત્યાદિ શાસ્ત્રો સ્વર્ગ મોક્ષ આદિક ફળનો જે ભોક્તા એને જ કર્તાપણામાં નિયોજે છે. અચેતનને કર્તાપણામાં અન્ય નિયોજી શકતો નથી. શાસન (ઉપદેશ) કરનારું હોવાથી **શાસ્ત્ર** કહેવાય છે. શાસન એટલે પ્રવર્તન, શાસ્ત્રનું પ્રવર્તકપણું બોધ ઉપજાવવા દ્વારા ઘટે, અચેતન પ્રધાનને બોધ આપી શકાય નહિ, માટે શાસ્ત્રોનું સાર્થક્ય ભોક્તા ચેતનને જ **કર્તા** માનીએ તો જ થાય. અચેતન પ્રકૃતિ કે તેના ગુણોને કર્તા માનીએ તો શાસ્ત્રોની નિરર્થકતા આવે. 'यजेत' 'उपासीत' એમ કર્તામાં લકાર આવે છે, માટે કર્તાને જ **શાસ્ત્રો** બોધ આપે છે. જડ પ્રકૃતિ કે તેના ગુણોને બોધ આપતાં નથી. વળી **બૃહદારણ્યકમાં** 'स यथा महाराजः' એવો પ્રક્રમ કરીને, 'एवमैवैष एतान् गृहीत्वा स्वे शरीरे यथाकामं परिवर्तते' આ રીતે પ્રાણોના ઉપાદાનમાં અને વિહારમાં આત્માનું **કર્તા**પણું ઉપદેશેલું છે. વળી 'विज्ञानं यज्ञं तनुते कर्माणि तनुतेऽपि च' (तै. उ.) આ રીતે લૌકિક વૈદિક સર્વ ક્રિયાઓમાં કર્તાપણાનો વ્યપદેશ કરેલો હોવાથી આત્માનું જ **કર્તાપણું** કહેવું પડે. બુદ્ધિને જો કર્તા માને તો મોક્ષના સાધનભૂત જે સમાધિ એમાં પણ બુદ્ધિને જ કર્ત્રી માનવી પડે. પ્રકૃતિ થકી હું અન્ય (જુદો) છું એમ સમજવું એને જ **સમાધિ** કહે છે. 'હું પ્રકૃતિ થકી અન્ય છું' એવી સમાધિને પોતે જડ પ્રકૃતિ કરવા શક્તિમતી નથી. આ કારણથી પણ આત્માને **કર્તા** માનવો પડે. આ બાબતની સ્પષ્ટતા **હરિવાક્ય-સુધાસિંધુમાં**–'ज्ञाता देहेन्द्रियादीनामात्मा बोध्यः पृथक् पृथक्। एषां स्वरूपवक्ता च श्रोता मन्ता प्रमापकः॥ सर्वक्रियाणां कर्तेत्थमात्माऽस्मीत्यवधार्यताम्॥ આ રીતે કરી છે.

**કોઈ વાદિઓ** પ્રકૃતિનું કર્તાપણું માને છે તે તો પ્રત્યક્ષથી પરાસ્ત થાય છે. 'હું આને જાણું છું' એની પેઠે **'હું આને કરું છું'** એવી જ પ્રતીતિ થાય છે. આથી જ્ઞાનની પેઠે કૃતિ પણ આત્માનો જ ધર્મ છે એમ જાણી શકાય છે. 'જાણે છે બીજો અને કરે છે બીજો એમ તો ઘટે નહિ. કોઈ એવો આક્ષેપ કરતા હોય કે 'प्रकृतेः क्रियमाणानि गुणैः कर्माणि सर्वशः। अहङ्कारविमूढात्मा कर्ताऽहमिति मन्यते'

આ વચનથી ભગવાને આત્માના કર્તાપણાનો પ્રતિષેધ કર્યો છે, તો તેમ નથી. વચનના તાત્પર્યને નહિ જાણનારાનો આ આક્ષેપ છે. આનું **હાર્દ** એ છે કે– જ્ઞાન જ જેમ એમ ઇચ્છા અને કૃતિ એ આત્માનો જ ધર્મ છે. આ **કૃતિ** કર્મ માત્રમાં સાધારણ કારણ છે. સત્ત્વાદિ ગુણવિશેષના ઉન્મેષને અનુસારે નિપજતાં કર્મો સાત્ત્વિકાદિ ભેદથી ભિન્ન ભિન્ન કહેવાય છે, માટે તે તે કર્મોમાં અસાધારણ કારણો ગુણ વિશેષ જ હોવાથી ગુણમયી પ્રકૃતિના ગુણ વિશેષોએ કરાતાં કર્મોમાં ગુણોની વિષમતામાં પ્રયોજક કોણ છે? તેને સમજ્યા વિના 'હું જ કર્તા છું" એમ જે અહંકાર વિમૂઢાત્મા છે તે માને છે. આ અભિપ્રાય ભગવાને આગળ ઉપર વ્યકત કર્યો છે–'पञ्चैतानि महाबाहो कारणानि निबोध मे। अधिष्ठानं तथा कर्ता करणं च पृथग्विधम्। विविधा च पृथक् चेष्टा दैवं चैवात्र पञ्चमम्। शरीरवाङ्मनोभिर्यत्कर्म प्रारभते नरः। न्याय्यं वा विपरीतं वा पञ्चैते तस्य हेतवः। तत्रैवं सति कर्तारमात्मानं केवलं तु यः। पश्यत्यकृतबुद्धित्वान्न स पश्यति दुर्मतिः॥' ઇત્યાદિ. આમાં 'कर्ता' શબ્દથી આત્માનો નિર્દેશ કરેલો છે. આથી **કૃતિ** એ આત્માનો ધર્મ છે એમ સ્પષ્ટ જાણી શકાય છે. 'दैवं' આ પદથી અધિષ્ઠાન આદિક ચારમાં આત્માપણે રહીને સત્તા પ્રવૃત્તિ શકિત આદિકનું આધાન કરનારા સર્વાન્તરાત્મા **સર્વેશ્વર** કહ્યા છે. 'दैवं चैवात्र पञ्चमम्' આ રીતે સર્વની ઉપર નિર્દેશ હોવાથી **પાંચમાનું** પ્રાધાન્ય જણાય છે. એટલે પરમાત્માનું પ્રાધાન્ય છે. 'न्याय्यं वा विपरीतं वा' (વિહિત કે પ્રતિષિદ્ધ) આથી કર્મમાં સત્ત્વાદિ ગુણની વિષમતા જ મૂળ છે એમ જણાય છે. આ રીતે જેમાં પાંચ હેતુઓની અપેક્ષા છે અને ગુણોની વિષમતાને અનુસારે થનારાં એવાં કર્મોમાં જે જન તો કારણાંતરની સાપેક્ષતાને સમજ્યા વિના દુરભિમતિથી કેવળ આત્માને જ કર્તાપણે માને છે તે આ દુર્મતિ (વિપરીત મતિવાળો) અધ્યાત્મ શાસ્ત્રો વડે બુદ્ધિને જોઈએ તેવી કેળવેલી નહિ હોવાથી જોતો નથી. એટલે યથાવસ્થિત કર્તાને જોતો નથી. આ વચનમાં ભગવાન્ કર્તૃત્વનો અત્યંત નિષેધ કરતા નથી, એવો અર્થ લઈએ તો **કેવળ** પદની વ્યર્થતા આવે. વળી 'शरीरवाङ्मनोभिर्यत्कर्म प्रारभते' આ જે નિર્દેશ કર્યો છે તેના પણ અસ્વારસ્યનો પ્રસંગ આવે. 'आत्मेन्द्रियमनोयुक्तं भोक्तेत्याहुर्मनीषिणः' આ શ્રુતિ અંતઃકરણનું કર્તૃત્વ જણાવતી નથી, તેમજ આત્માના કર્તૃત્વને પ્રતિષેધતી નથી, પરંતુ જીવના ભોકતાપણામાં શરીર મન આદિક ઉપકરણો છે એમ ફકત જણાવે છે. જો અંતઃકરણનું કર્તાપણું માનવામાં આવે તો શરીર ઇન્દ્રિયાદિકનું પણ કર્તાપણું માનવું પડે. કારણ કે આત્માને જેવો મનનો યોગ છે તેવો જ શરીર ઇન્દ્રિયો આદિકનો પણ યોગ છે. માટે કર્તાપણું એ બીજા કોઈનો ધર્મ નથી, પરંતુ જ્ઞાતા અહમર્થ આત્માનો જ સ્વાભાવિક છે.

વળી **કર્તાપણું** ઔપાધિકજ છે એવી અભિમતિ શા માટે રાખવી પડે?

મુક્તિદશામાં અનુવર્તતું નહિ હોવાથી ઔપાધિક માનવું પડે એમ કહેતા હો તો તેમ નથી. મુક્તિદશામાં પણ 'जक्षन् क्रीडन् रममाणः' 'स एकधा भवति त्रिधा भवति' ઇત્યાદિ શ્રુતિઓ કર્તાપણાને નિરૂપે છે. જો એમ કહો કે કર્તાપણું દુઃખરૂપ હોવાથી તેને સ્વાભાવિક કહીએ તો મુક્તિમાં પણ દુઃખના સંબન્ધનો પ્રસંગ આવે, માટે આત્મામાં કર્તાપણાનો અધ્યાસ જ માનવો સમુચિત છે. તો તેમ નથી. કર્તૃત્વમાત્ર દુઃખરૂપ છે એમ જોવામાં આવતું નથી. પુષ્પ ચંદન આદિકના ઉપભોગમાં કર્તાપણું સુખરૂપ જોવામાં આવે છે. જો એમ માનો કે તેમાં પણ જે કોઈ પ્રકારે દુઃખનો સંબન્ધ દેખાય છે. તો અકર્તાપણામાં પણ દુઃખનો સંબન્ધ જોવામાં આવે છે. લોકમાં જો કોઈને કશું કરવાનું ન હોય તો તે દુઃખમાં કારણ થાય છે. વળી શાસ્ત્રીય કર્મોમાં અપ્રવૃત્તિ એ તો નરકને માટેજ થાય છે એમ શાસ્ત્રથી જોઈ શકાય છે. માટે જ્ઞાનસ્વભાવ એવા પણ આત્માને જેમ પ્રતિકૂળ વિષયોના આલંબનમાંજ દુઃખનો સંબન્ધ છે પણ અનુકૂળ વિષયોના આલંબનમાં નથી એમજ કર્તૃત્વ સ્વભાવવાળા પણ આત્માને પ્રતિકૂળને વિષે જ જે પ્રવૃત્તિ છે તે દુઃખ માટે છે પણ અનુકૂળને વિષે નથી. માટે કર્તાપણું અનધ્યસ્ત (સ્વાભાવિક) માનવામાં કશી ક્ષતિ નથી.

જ્ઞાતાપણું કહેવાથીજ **કર્તાપણું** કહેવાઈ જાય છે. એ ત્રણેયનો સહ સંબન્ધ છે. કર્તાપણું અને ભોકતાપણું એ તો જ્ઞાનની અવસ્થાવિશેષ છે. એક પ્રકારનું એ જ્ઞાન છે. 'हेयोपादेयविज्ञानमूल ज्ञातृत्वमात्मनः । तत्तत्प्रहाणोपादानचिकीर्षा कर्तृताश्रयाः' આમાં કહ્યા પ્રમાણે આત્માનું જે જ્ઞાતાપણું તે 'આ હેય છે આ ઉપાદેય છે' એવી પ્રતિપત્તિમાં હેતુ છે. તે તે હેય પદાર્થોના પરિત્યાગમાં અને ઉપાદેય પદાર્થોના પરિગ્રહમાં **ચિકીર્ષા** (કરવાની ઇચ્છા) થાય છે તે કર્તૃત્વ મૂળથી થાય છે. જે કર્તા હોય એનેજ ચિકીર્ષા થાય છે. તે આ ચિકીર્ષા જ્ઞાનની એક પ્રકારની અવસ્થા છે. ભોકતાપણું શું ? તો ભોગનું આશ્રયપણું. ભોગ શો ? તો સુખદુઃખરૂપ અનુભવ જ્ઞાન. તે પણ જ્ઞાનની એક પ્રકારની અવસ્થાજ છે. માટે જ્ઞાતાપણું કહેવાથીજ કર્તાપણું અને ભોકતાપણું કહેવાઈ જાય છે, એમાં કશો વિરોધ આવતો નથી.

ઉપર પ્રમાણે આત્માનું **કર્તાપણું** સુસિદ્ધ થયું. આ પ્રસંગથી કર્તાપણામાં જે વિશેષ છે તેનો હવે વિચાર કરવામાં આવે છે. આ કર્તાપણું સ્વાધીન છે ? કે પરાધીન છે ? એવી શંકામાં સ્વાધીન નહિ પણ પરમેશ્વરાધીન છે. શાસ્ત્રોકત વિધિ નિષેધની સાર્થકતા માટે કર્તાપણું એ આત્માનો ધર્મ છે એમ સ્વીકારવું પડે છે. કર્તા જીવના ધર્મભૂત જે **જ્ઞાન, ઇચ્છા** અને **પ્રયત્ન** એ સર્વે ભગવાનને અધીન હોવાથી તે જ્ઞાનાદિકનું ભગવાનની અનુમતિ વિના ક્રિયામાં હેતુપણું સંભવતું નહિ હોવાથી જીવનું કર્તૃત્વ પરમાત્માને **અધીન** છે એમ કહેવામાં આવ્યું છે.

આ અર્થ–'परात्तु तच्छ्रुतेः' આ સૂત્રમાં વ્યાસે પ્રતિપાદ્યો છે. એમાં 'अन्तः प्रविष्टः शास्ता जनानां सर्वात्मा' 'य आत्मनि तिष्ठन्नात्मनोऽन्तरो यमात्मा न वेद यस्यात्मा शरीरं य आत्मानमन्तरो यमयति स त आत्माऽन्तर्याम्यमृतः' 'सर्वस्य चाहं हृदि सन्निविष्टो मत्तः स्मृतिः ज्ञानमपोहनं च' 'ईश्वरः सर्वभूतानां हृद्देशेऽर्जुन तिष्ठति । भ्रामयन् सर्वभूतानि यन्त्रारूढानि मायया' ઇત્યાદિ અનેક શ્રુતિ સ્મૃતિઓ પ્રમાણ છે. આ અર્થની સ્પષ્ટતા **તત્ત્વમુક્તાકલાપમાં** 'बोद्धा कर्ता च भोक्ता दृढमवगमितः प्रत्यगर्थः प्रमाणैः कर्तृत्वाभाववादे स्वयमिह भगवानान्यपर्यं त्वगायत् । कर्ता शास्त्रार्थवत्त्वात् कृतिषु च स पराधीन आभाषि सूत्रैश्चित्रैः कर्मप्रवाहैर्यतनविषमता सर्वतन्त्राविगीता ॥' આ રીતે કરી છે.–'जीवानां पारतन्त्र्यं च स्वतन्त्रत्वं 'परात्मनः' 'तं विनाक्षरपर्यन्तं स्थूलं सूक्ष्मं यदस्ति तत् । परतन्त्रमिति ज्ञेयं स्वतन्त्रस्त्वेक एव सः' ઇત્યાદિ. **સંતસંગિજીવનમાં** પણ 'एवं हि मातः सर्वेऽपि परतन्त्रा भवन्ति हि । कृष्ण एव स्वतन्त्रोऽस्ति सर्वसेव्यस्ततस्तु सः' આ રીતે સર્વેનું પરમાત્મપરતંત્રપણું કહ્યું છે.

**આ ઉપર એવી એક શંકા આવે છે** કે–જો જીવનું કર્તાપણું પરમાત્માને અધીન છે તો વિધિનિષેધ શાસ્ત્રની અનર્થકતાનો પ્રસંગ આવશે ? કારણ કે, જે સ્વબુદ્ધિથી પ્રવૃત્તિ કે નિવૃત્તિના આરંભમાં શકત હોય એનેજ **'આ કરો આ ન કરો'** એવો નિયોગ કરવામાં આવે છે. અને એજ નિગ્રહ અનુગ્રહનું પાત્ર થાય છે. પરની પ્રેરણાને અનુસારેજ કર્મ કરનારા પરતંત્રને વિધિ કે નિષેધ સંભવે નહિ. આ શંકાનો પરિહાર 'कृतप्रयत्नापेक्षस्तु विहितप्रतिषिद्धावैयर्थ्यादिभ्यः' આ સૂત્રથી વ્યાસેજ કર્યો છે. **સૂત્રાર્થ એવો છે** કે સર્વ ક્રિયાઓમાં જીવે કરેલો જે **પ્રયત્ન** ( ઉદ્યોગ ) તેની અપેક્ષા રાખીને અંતર્યામી પરમાત્મા એને ઉત્તરોત્તર પ્રવર્તાવે છે, પણ તેની અપેક્ષા નહિ રાખીને નહિ. માટે વિધિ વિષેધ શાસ્ત્રની વ્યર્થતા આવતી નથી અને તેથીજ નિગ્રહ અનુગ્રહનું પાત્ર બને છે. **તાત્પર્યાર્થ** એ છે કે–તમામ જીવોને ચિત્શકિત અને કરણ કલેવરરૂપ પરિકરનો લાભ એ બધું પરમાત્માને અધીન હોવાથી પ્રવૃત્તિમાત્રમાં પરમાત્માનું **સાધારણ હેતુ**પણું તો છેજ. કાળ અદૃષ્ટ આદિકની પેઠે કર્તૃત્વમાત્રમાં સાધારણ કારણ એવા પણ પરમાત્માનું 'अन्तः प्रविष्टः शास्ता जनानां सर्वात्मा' 'अध्यक्षश्चानुमन्ता च' 'एष एव साधु कर्म कारयति' ઇત્યાદિ શ્રુતિઓનું સ્વારસ્ય જોતાં **અસાધારણ કારણપણું** પણ પરમાત્માનું સિદ્ધ થાય છે. પરંતુ આ તો દ્વિતીયાદિ પ્રવૃત્તિમાંજ છે. જો જીવની પ્રથમ પ્રવૃત્તિમાં પણ સ્વીકારીએ તો સર્વથા પર પ્રેરણાથીજ પ્રવર્તનારા જીવમાં વિધિનિષેધનો અવકાશ આવે નહિ. માટે પ્રથમ જીવ સત્ત્વાદિ ત્રણ ગુણોની ન્યૂનાધિકતા અને વાસનાવિશેષનો ઉદ્બોધ આદિક અસાધારણ કારણોએ કરીને કંઇક ઇચ્છે છે અને કંઇક પ્રયત્નને કરે છે. આ પ્રાથમિકી ઇચ્છામાં અને પ્રવૃ-

ત્તિમાં પરમાત્મા કેવળ ઉદાસી રહે છે. તથાપિ તેમાં પરમાત્માનું **સાધારણ કારણ-પણું** જતું રહેતું નથી. તે તો કાયમજ છે. વાયુ અને જળે પ્રેરાતા તૃણની પેઠે પૂર્વપૂર્વ વાસનાથી પ્રેરાતા જીવનું સર્વથા પરતંત્રતાપણું નથી, કેમકે આ તો ચેતન છે, શાસ્ત્રનું જ્ઞાન છે અને ચૈતન્ય છે તો વાસનાથી થતી પણ પ્રાથમિકી પ્રવૃત્તિ પ્રત્યવાય માટે થાયજ. તો આ રીતે પ્રથમ જીવની સ્વતઃ પ્રવૃત્તિની અપેક્ષા રાખીને પરમાત્મા અનુમતિ આપે છે. તે પછી દ્વિતીયાદિ પ્રવૃત્તિ થાય છે. દ્વિતીયાદિ પ્રવૃ-ત્તિમાં અનુમતિ આપવારૂપ પ્રવર્તકપણું પરમાત્માનું છે. તે આ જે અનુમતિદાન તે પ્રથમ પ્રવૃત્તિના ફળદાનરૂપ છે. જીવે કરેલી પ્રથમ પ્રવૃત્તિના ફળપણે દ્વિતીયાદિ પ્રવૃત્તિમાં અનુમતિપૂર્વક નિયોજે છે. સર્વ પ્રકારે તે તે પ્રવૃત્તિને અનુસારે તે તે જીવને વ્યવસ્થિત ફળને પરમેશ્વર આપે છે, માટે બધુ સમંજસ છે. આ અર્થ પૂર્વાચાર્યોએ 'आदावीश्वरदत्तयैव पुरुषः स्वातन्त्र्यशक्त्या स्वयं तत्तज्ज्ञानचिकीर्षणप्रय-तनान्युत्पादयन् वर्तते। तत्रोपेक्ष्य ततोऽनुमत्य विदधत्तन्निग्रहानुग्रहौ तत्तत्कर्मफलं प्रयच्छति ततः सर्वस्य पुंसो हरिः ॥' આ રીતે સંગ્રહ્યો છે. **અર્થ એવો** છે કે-પ્રથમ સર્વનિયંતા સર્વાન્તર્યામીએ પોતાને ઉપજાવીને આપેલી જ્ઞાતૃત્વરૂપ શક્તિથી આ પુરુષ પોતેજ તેને વિષયોમાં **જ્ઞાન ચિકીર્ષા** અને **પ્રયતનને** કરતો રહે છે. તેમાં અશાસ્ત્રીય કર્મોમાં ઉપેક્ષા અને શાસ્ત્રીય કર્મોમાં અનુમતિને કરીને તેતે વિષયોમાં **નિગ્રહ** અને **અનુગ્રહને** કરતા થકા તે તે કર્મોના ફળને **સર્વેશ્વર** આપે છે.

પરમાત્માની **અનુમતિ** વિના જીવની પ્રવૃત્તિ ઘટતી આવતી નથી, એમ શાથી ? તો જેમ કોઈ ધન ઉપર બન્નેનો હક હોય, એમાંથી અમુક ભાગ એક જણને બીજા કોઈને આપવાનો વિચાર થાય, પરંતુ બીજાની અનુમતિ વિના આપી શકાય નહિ. અથાપિ જો બીજાની અનુમતિ લઈને આપે તો તે કામ પોતેજ કરેલું હોવાથી તેનું ફળ તેનેજ થાય. અથવા જેમ કોઈ મોટી શિલા કે કાષ્ઠને ધારણ કરવા માટે કોઈ અબળ પુરુષ બીજા બલિષ્ઠની સહાયથી ધારણ કરે તથાપિ તેમાં પોતાનોજ પ્રયત્ન હોવાથી વિધિનિષેધને યોગ્ય થાય છે, તેમજ જીવ પરમા-ત્માની અનુમતિના સહકારથી પ્રવૃત્તિ કરે છે. છતાં વિધિનિષેધને યોગ્ય થાય છે અને તેથી નિગ્રહ તથા અનુગ્રહનું પાત્ર થાય છે, માટે કશો વિરોધ આવતો નથી.

જ્યારે પરમાત્મા જીવકૃત પ્રથમ પ્રવૃત્તિમાં ઉદાસીન રહીને દ્વિતીયાદિ પ્રવૃત્તિમાં જીવને કર્માનુસારે પ્રવર્તાવે છે એમ કહો છો તો 'एष एव साधु कर्म कारयति तं यमेभ्यो लोकेभ्य उन्निनीषति एष एवासाधु कर्म कारयति तं यमधो निनीषति' આ શ્રુતિ જે ઉન્નિનીષાથી અને અધોનિનીષાથી સર્વેશ્વર પોતેજ સારા નરસાં કર્મોને કરાવે છે એમ કહે છે તે ઘટતું આવશે નહિ. **આ શંકાનું સમાધાન એમ છે** કે આ બાબત સર્વ સાધારણ નથી. પરંતુ જે જન પરમાત્માની અત્યંત **અનુ-**

**કૂળતા** (અનુરાગરૂપ)માં વ્યવસ્થિત વર્તે છે તેની ઉપર અનુગ્રહ કરીને ભગવાન પોતે જ પોતાની પ્રાપ્તિના ઉપાયભૂત અતિકલ્યાણ કર્મોમાંજ રુચિને ઉપજાવે છે અને જે જન્ય (આસુરી) તો અત્યંત **પ્રતિકૂળતા** (વિદ્વેષરૂપ)માં વ્યવસ્થિત વર્તે છે તેને નિગ્રહ કરીને પોતાની પ્રાપ્તિનાં વિરોધિભૂત અધોગતિસાધન કર્મોમાં સંગને કરાવે છે, એવો એ શ્રુતિનો અર્થ છે. આ **અર્થ** ભગવાને ગીતામાં પોતેજ 'अहं सर्वस्य प्रभवो मत्तः सर्वं प्रवर्तते । इति मत्वा भजन्ते मां बुधा भावसमन्विताः' આ શ્લોકને આરંભીને, 'तेषां सततयुक्तानां भजतां प्रीतिपूर्वकम् । ददामि बुद्धियोगं तं येन मामुपयान्ति ते ॥ तेषामेवानुकम्पार्थमहमज्ञानजं तमः । नाशयात्मभावस्थो ज्ञानदीपेन भास्वता ॥' એમ **અનુકૂળો** માટે અનુગ્રહ કહીને, 'असत्यमप्रतिष्ठं ते जगदाहुरनीश्वरम् ।' આ શ્લોકને આરંભીને 'मामात्मपरदेहेषु प्रद्विषन्तोऽभ्यसूयकाः ।' આ શ્લોક પર્યંત આસુરીની અત્યંત **પ્રતિકૂળતા** કહીને, 'तानहं द्विषतः क्रूरान् संसारेषु नराधमान् । क्षिपाम्यजस्रमशुभानासुरीष्वेव योनिषु ॥' એમ પ્રતિકૂળો માટે નિગ્રહ કહ્યો છે. માટે પરમાત્માનું અનુમંતાપણુંજ સર્વસાધારણ છે પ્રયોજકપણું તો વિશેષ વિષયવાળું સ્વીકારવું પડે. જો પ્રથમ પ્રવૃત્તિમાંજ ઈશ્વરનું અસાધારણ કારણપણું માનીએ તો • વિધિનિષેધ શાસ્ત્રોની વ્યર્થતા આવે. તેની સફળતા માટે આદ્ય પ્રવૃત્તિમાં સાધારણ કારણપણુંજ ઈશ્વરાભિમત છે એમ માનવું સારૂં છે. આ અર્થ **શ્રુતપ્રકાશિકામાં** 'वैयर्थ्यं यावता न स्याद्विधानप्रतिषेधयोः । नियन्तृत्व-श्रुतेस्तावान् सङ्कोचो न त्वतः परः ॥' આ રીતે સંગ્રહ્યો છે. આ રીતે પરમેશ્વરનું ક્વચિત્ 'य आत्मानमन्तरो यमयति' ઇત્યાદિકમાં કહ્યા મુજબનું **સત્તામાત્રથી** તો ક્વચિત્ 'अध्यक्षश्चानुमन्ता च' ઇત્યાદિકમાં કહ્યા મુજબનું **અનુમતિદાનથી** તો ક્વચિત્ 'एष एव साधु कर्म कारयति' ઇત્યાદિકમાં કહ્યા મુજબનું **પ્રયોજકત્વથી** પ્રવર્તાવવાપણું છે.

'यस्यात्मा शरीरं स त आत्माऽन्तर्यामी' ઇત્યાદિકમાં કહ્યા પ્રમાણે શરીરી પરમાત્મા અંતરાત્માપણે આત્મામાં રહેલા હોવાથી આત્મવસ્તુ પરમાત્માએ **વ્યાપ્ય ધાર્ય નિયામ્ય** અને **શેષ** થાય છે. આ દૃષ્ટિએ જોઈએ તો જેમ આપણા શરીરની સમગ્ર પ્રવૃત્તિઓ શરીરીની બુદ્ધિને આધીન છે તેમ શરીરભૂત આત્મવસ્તુના સમગ્ર વ્યાપારો પણ શરીરી પરમાત્માની બુદ્ધિને આધીન છે એમાં કાંઈ કહેવાનુંજ રહેતું નથી. આ રીતે આત્મવસ્તુ પરમાત્માનું શરીર હોવાથી તેમને અધીન સમગ્ર પ્રવૃત્તિવાળું છે છતાં પણ અચેતન શરીરની પેઠે પોતે કાંઈક પ્રવૃત્તિ કરવા માટે સમર્થ નથી એમ નહિ. જ્ઞાતાપણું, ભોક્તાપણું, ઇત્યાદિક ધર્મો સ્વાભાવિક હોવાથી જ્ઞાન ચિકીર્ષા પ્રયત્નપૂર્વક પ્રવૃત્તિ કરવા સ્વયં સમર્થ છે. સમસ્ત પ્રવૃત્તિમાં પણ જીવકૃત પ્રથમ પ્રયત્નની અપેક્ષા રાખીને ઈશ્વર અનુમતિ આપતા હોવાથી વિધિનિષેધ શાસ્ત્રનું વ્યર્થપણું આવતું નથી. જીવની પ્રવૃત્તિમૂળથી ઈશ્વરે કરાતા

નિગ્રહ અને અનુગ્રહ અને તેને અનુગુણ અપાતા ફળમાં કશો વિરોધ આવતો નથી. આ બાબત પ્રથમ કહી દીધી છે. આ રીતે જીવનું **કર્તાપણું** પરમાત્માને અધીન કહ્યું.

આ અર્થ **વચનામૃતમાં** વધુ વિશદ છે–પ્ર. ૩૭ 'ભગવાન્ વિના સૂકું પાદડું પણ ફરવાને સમર્થ નથી' પ્ર. ૬૪ 'અને ભગવાન જે તે **સ્વતન્ત્ર** છે ને આત્મા ને અક્ષર તે તો ભગવાનને આધીન છે–પરતંત્ર છે, ભગવાનની આગળ અતિ અસમર્થ છે.' પ્ર. ૬૫ 'અને એવી રીતનો જ્યારે એ જીવ થઈ જાય છે ત્યારે જે ભગવાન છે તે એને જ્ઞાનશક્તિએ કરીને સુષુપ્તિમાંથી જગાડીને અને એની સર્વે ક્રિયાનું જ્ઞાન આપે છે તેને **જ્ઞાનશક્તિ** કહીએ અને જીવ જે જે ક્રિયાને વિષે પ્રવર્તે છે, તે ભગવાનની જે ક્રિયાશક્તિ તેનું અવલંબન કરીને પ્રવર્તે છે તેને **ક્રિયાશક્તિ** કહીએ અને એ જીવ જે જે કોઈ પદાર્થની ઇચ્છાને પ્રાપ્ત થાય છે તેને **ઇચ્છાશક્તિ** કહીએ. એવી રીતે ભગવાનને વિષે જ્ઞાનશકિન ક્રિયાશક્તિ અને ઇચ્છાશક્તિ તે રહી છે.' (આથી પરમાત્માની જ્ઞાન ઇચ્છા ક્રિયાશક્તિને આધીન જીવાત્માની જ્ઞાન ઇચ્છા ક્રિયાશક્તિ જણાવી) પ્ર. ૭૮ 'અને તે ભગવાનના ડોલાવ્યા વિના **એક તૃણ પણ** ડોલવાને સમર્થ નથી.' સા. ૬ 'અને એ જે અવસ્થાના ભેદ તેનું જે જ્ઞાન તે જીવાત્માને જે વર્તે થાય છે અને વળી તેતે અવસ્થાને વિષે એ જીવને કર્માનુસારે જે ફળના પમાડનારા છે તેને **તૂર્ય પદ** કહે છે, **અંતર્યામિ** કહે છે.' કા. ૪ 'આ દેહને વિષે જીવનું જાણપણું કેટલું છે ને સાક્ષીનું જાણપણું કેટલું છે ? જીવના જાણપણાને કહેવે કરીને બુદ્ધિનું જાણપણું કહેવાયું અને તે જીવને વિષે સાક્ષી રહ્યા છે માટે સાક્ષીના જાણપણાને કહેવે કરીને જીવનું જાણપણું કહેવાયું.' **(આથી જીવના જ્ઞાનાદિકની પરમાત્મપરતંત્રતા જણાવી)** લો. ૧૨ 'ભગવાન તો સર્વના કર્તા છે ને પરમેશ્વર છે ને સર્વના ભોક્તા છે માટે જે જે ક્રિયા પ્રવર્તે છે તે અન્વયપણે નિયંતારૂપે કરીને સર્વને વિષે રહ્યા જે ભગવાન્ તે થકીજ પ્રવર્તે છે. મધ્ય ૨૧ 'જીવ તથા ઈશ્વર એમાંથી કોઈ સ્વપ્નસૃષ્ટિને સર્જતા નથી અને પોતે પણ સ્વપ્નસૃષ્ટિરૂપે થતા નથી. એ તો એ જીવ ઈશ્વર થકી પર જે પરમેશ્વર કર્મફળ પ્રદાતા છે તે એ જીવ ઈશ્વરના કર્મને અનુસારે એ **સ્વપ્ન સૃષ્ટિને સર્જે છે.'** વર. ૬ 'સૃષ્ટિ સમયને વિષે એ જીવોને સ્થૂળ સૂક્ષ્મ દેહની પ્રાપ્તિ થઈ તથા દેવ મનુષ્ય પશુ પક્ષી આદિકરૂપ જે વિચિત્રપણું થયું તે કર્મે કરીને થયું ? અથવા ભગવાનની ઇચ્છાએ કરીને થયું ? અને જો કર્મે કરીને થયું એમ કહીએ તો જૈન મતની સત્યતા થાય અને જો ભગવાનની ઇચ્છાએ કરીને થયું એમ કહીએ તો ભગવાનને વિષે વિષમપણું ને નિર્દયપણું આવે માટે એ જેવી રીતે હોય તેમ કહો ?" ...પછી શ્રીજીમહારાજ બોલ્યા...અને જેમ પૃથ્વીને વિષે બીજ રહ્યાં છે તે વર્ષા કાળે જળના યોગને પામીને ઉગી નિસરે છે તેમ માયાને વિષે કારણ શરીરે

યુક્તથકા રહ્યા એવા જે જીવ તે ઉત્પત્તિ કાળને વિષે ફળપ્રદાતા એવા જે **પરમેશ્વર તેની** દૃષ્ટિને પામીને પોતપોતાના કર્મને અનુસારે નાના પ્રકારના દેહને પામે છે.'' **તાત્પર્યાર્થ** એ છે કે–'જેમ બીજમાત્ર, પૃથ્વી જળાદિકના સંબન્ધથી જ અંકુરિત થાય છે, માટે અંકુર થવામાં પૃથ્વી જળાદિક એ **સાધારણ કારણ** મનાય છે. અંકુરોમાં જે વિચિત્રતા લાવવી તે પૃથ્વી જળાદિકમાં નથી, પરંતુ પોતપોતાના **બીજમાંજ** છે, માટે વિચિત્રતામાં સ્વસ્વબીજજ **અસાધારણ** કારણ મનાય છે. એટલે આમ્ર નિંબ આદિક પ્રત્યેક બીજના અંકુરોમાં પૃથ્વી જળાદિક કારણ છે પરંતુ જેવું બીજ હોય તેવી જ અંકુરોમાં વિચિત્રતા આવે છે. 'જ્યાંસુધી **સાધારણ કારણથી** નિર્વાહ થતો હોય ત્યાંસુધી પૃથ્વી જળાદિકને **અસાધારણ કારણ** માનવાની જરૂર નથી' એવો ન્યાય છે. આ ન્યાયે જગતની સૃષ્ટિ પરમાત્માની ઇચ્છા વિના થતી નથી, માટે સૃષ્ટિ થવામાં પરમાત્મા **સાધારણ** કારણ છે. પણ તેમાં જે દેવ મનુષ્યાદિ અને સુખી દુઃખી વિગેરે વિચિત્રતા થઈ તેમાં પરમાત્મા અસાધારણ કારણ નથી, તેમાં તો જીવગત જે અનાદિ કર્મવિશેષ એજ **અસાધારણ** કારણ છે, માટે પરમાત્મામાં પક્ષપાત કે નિર્દયતા રૂપ દોષ નથી. (આ અર્થ વ્યાસે સૂત્રમાં સમર્થન કર્યો છે.) અંસ. ૩૭ 'અને એ ભગવાન છે તે સર્વ જીવના જીવન છે ને એ વિના એ જીવ કાંઈ કરવાને ને ભોગવવા સમર્થ થતો નથી' (આથી જીવાત્માનું **કર્તાપણું** પરમાત્માને આયત્ત જણાવ્યું.) અંત્ય. ૩૯ 'માટે સર્વ ક્રિયાના પ્રવર્તાવનારા ને સર્વના સ્વામી એકજ ભગવાન છે' ઇત્યાદિ. **'મારી મરજી વિના રે કોઈથી તરણું ન તોડાય'** એમ શ્રીહરિએ કહ્યું છે. આ રીતે જીવાત્માનું કર્તાપણું પરમાત્માને **પરતંત્ર છે** પણ સ્વતંત્ર નથી.

## આત્માનું આનન્દિપણું—

આ જ્ઞાનસ્વરૂપ જ્ઞાતા અહમર્થ આત્મા સ્વતઃ **આનંદી** છે. સ્વતઃ ઇષ્ટિત્વ એજ આનંદરૂપત્વ છે, તે તો સ્વભાવથી જ અનુકૂળપણારૂપ જાણવું. આનંદસ્વરૂપ કહો કે સુખસ્વરૂપ કહો, બંનેનો એક જ અર્થ છે. 'अनुकूलं सुखं दुःखं प्रतिकूलमिति स्थिते। स्वात्मा स्वस्यानुकूलो हीत्यात्मसाक्षिक एव सः।' આ વચનમાં કહ્યા પ્રમાણે પોતાને પોતે જ સુખરૂપ થાય છે. આનંદ એ કોઈ પૃથક્ પદાર્થ નથી પણ જ્ઞાનની જ અવસ્થા વિશેષ છે. અનુકૂળ જ્ઞાનને જ આનંદ કહેવામાં આવે છે. આત્મસ્વરૂપ પોતાને સર્વથા સતત અનુકૂળ છે. આત્માની સ્વયંપ્રકાશતા કહેવી હોય ત્યારે **જ્ઞાનસ્વરૂપ** અને અનુકૂળતા કહેવી હોય ત્યારે **આનંદસ્વરૂપ** કહેવાય છે. એમ પ્રવૃત્તિનું નિમિત્ત પૃથક્ છે, પણ જ્ઞાન આનંદનો વિષય તો પૃથક્ નથી, એક જ છે.

આત્માની **આનંદરૂપતા** 'ज्ञानानन्दमयस्त्वात्मा' 'ज्ञानानन्दैकलक्षम्' 'निर्वाणमय

एवात्मा ज्ञानानन्दमयोऽमलः' (वि. पु.) ઇત્યાદિ પ્રમાણસિદ્ધ છે. 'आत्मा भिन्नः स्वतः सुखी' એમ આત્માની સ્વતઃ **સુખરૂપતા** શ્રીયામુનાચાર્યે અનુગ્રહી છે. **હરિવાક્ય-સુધાસિંધુમાં** 'निर्विकारः सुखात्मकः' 'आत्मैकः सुखरूपोऽस्ति' એમ સ્વતઃ સુખરૂપતા સન્નિરૂપી છે.

આત્માની સુખરૂપતામાં સૂઈને ઉઠેલા પુરુષે 'सुखमहमस्वाप्सम्' એમ કરેલી પ્રત્યભિજ્ઞા જ ખાસ પ્રમાણ છે. સુષુપ્તિ સમયે અનુભવેલું સ્વતઃ અનુકૂળત્વરૂપ સુખનું પ્રતિસંધાન થાય છે. સ્વપ્ન સમયે 'વિષયાનુભવજન્ય સુખ અનુભવ્યું છે' એમ કહેવાય નહિ' કારણ કે ખાવું પીવું જોવું વિગેરે તમામ વિષયોના અનુભવનો અભાવ છે. વિષયોનો જ અભાવ છે તો તેના અનુભવજન્ય સુખ હોય જ ક્યાંથી? તે સમયે ફકત **અહમર્થના** સ્ફુરણનો સદ્ભાવ હોવાથી સૂઈને ઉઠેલા પુરુષે **'હું સુખેથી સૂઈ ગયો હતો.'** એમ પરામર્શ કરાતું સુખ સ્વરૂપસુખ જ હોવું જોઈએ. બીજા સુખનો સંભવ નથી. 'सुखमहमस्वाप्सम्' આ પ્રત્યભિજ્ઞાતો 'જેમ હાલમાં મને સુખ આવે તેમ હું પૂર્વે સૂઈ ગયો હતો' એવા અર્થની કલ્પના થઈ શકતી નથી. કેમ કે પ્રતિપત્તિ તેવા પ્રકારની કોઈને થતી નથી. પણ સ્વાપ સમયના જ સુખની સ્વરસતઃ પ્રતિપત્તિ થાય છે. 'सुखमहमस्वाप्सम्' આમાં **'સુખ'** એ જે સ્વાપક્રિયાનું વિશેષણ થાય છે તે ક્રિયાના સમાન સમયે હોવું જોઈએ. એટલે સ્વાપ સમયે સુખ હોવું જ જોઈએ. જેમ કે 'मन्दमगच्छं, 'मधुरमगायं' 'હું મંદ ચાલ્યો, મેં મધુર ગાયું' ઇત્યાદિ પ્રયોગોમાં ગતિ સમ સમયની જ **મંદતા** અને ગાયન સમ સમયની જ **મધુરતા** જાણવામાં આવે છે, પણ ગમન થકી કે ગાયન થકી પછીની મંદતા કે મધુરતા જાણવામાં આવતી નથી. માટે આત્મસ્વરૂપ સ્વતઃ સુખપણે સ્વાપ સમયે અનુભવેલું તેનું જ પ્રત્યભિજ્ઞાન થાય છે એમજ કહેવું યોગ્ય છે. શ્રીભાષ્યમાં 'एवं हि सुप्तोत्थितस्य परामर्शः सुखमहमस्वाप्समिति । अनेन प्रत्यवमर्शेन तदानीमप्यहमर्थस्यैवात्मनः सुखित्वं ज्ञातृत्वं च ज्ञायते ॥' આવાં વાક્યો લખીને આત્માની સુખરૂપતા સયુક્તિ સમર્થન કરી છે. "સ્વાપ સમ સમયની સુખતા લેવાથી પણ સ્વાપની જ સુખતા આવશે પરંતુ આત્માની નહિ આવે" એવી શંકા કરવી નહિ. સમસ્ત સંકલ્પ વિકલ્પ સ્વરૂપે સર્વથા રહિત થઈ જવું એને જ **સ્વાપ** કહેવામાં આવે છે. ગાઢ નિદ્રામાં ગએલાને મન ઇન્દ્રિયોની સમગ્ર પ્રવૃત્તિ બંધ પડી જાય છે. એવા સ્વાપની અને તેના સુખત્વની સ્વરૂપસુખમાં જ વિશ્રાંતિ થાય છે. આત્મસ્વરૂપ અને તેનું સુખપણું સ્વાપમાં પણ સ્વરૂપથી જ અનુભવાય છે. જાગ્રતમાં પણ એમજ ગ્રહણ થાય છે. આત્માનુભવરૂપ કૈવલ્યના અર્થીઓની પ્રવૃત્તિથી પણ આત્માની સુખરૂપતા જાણી શકાય છે. તેઓ આત્મસુખને જ ઇચ્છે છે. સુષુપ્તિ માટે જે પ્રવૃત્તિ થાય છે તે આત્મસ્વરૂપના સુખના અનુભવ માટે છે, એવા અભિપ્રાયનું અભિયુક્ત વચન 'स्वापे

सुखत्वाभिज्ञानात्तद्विच्छेदे च रोषतः । तदर्थमन्यत्यागाच्च श्रुतिस्मृतिशतैरपि ॥' આ રીતે છે. સ્વાપમાં જે સુખ આવે છે તે દુઃખે રહિત કેવળ **સુખ** આવતું હોવાથી જ તેમાં વિઘ્ન કરનારા ઉપર રીસ ચઢી જાય છે, વળી તેને માટે બધી પ્રવૃત્તિઓ છોડી દે છે. માટે આ સુખ સુખસ્વરૂપ આત્માનું છે એમ અવશ્ય માનવું પડે.

સુખરૂપ આત્માને જે દુઃખનો સંબન્ધ છે તે તો કર્મરૂપ ઉપાધિને લીધે છે. આ અર્થ 'अविद्या कर्मसंज्ञाऽन्या तृतीया शक्तिरिष्यते। यया क्षेत्रज्ञशक्तिः सा वेष्टिता नृप सर्वगा। संसारतापानखिलानवाप्नोत्यतिसन्ततान्' (वि. पु.) આ વચનમાં વિશદ છે. જેમ સ્વતઃ નિર્વિકારી શીતળ એવા પણ **જળમાં** અગ્નિના સંસર્ગવાળી સ્થાળીના સંસર્ગથી **ઔષ્ણ્ય શબ્દોદ્રેક** આદિરૂપ વિકારો થાય છે, તેમ સ્વતઃ જ્ઞાનાનંદામલસ્વરૂપ એવા પણ આત્મામાં ત્રિગુણ માયાના સંબન્ધથી **અવિદ્યા કર્મ વાસના રુચિ** વિગેરે પ્રાકૃત ધર્મો જણાય છે. માયાની નિવૃત્તિ થતાં તે અવિદ્યાદિ ધર્મો નિવૃત્ત થાય છે. માટે **દુઃખ** એ સ્વરૂપાનુબંધિ ધર્મ નથી-આગતુંક છે. સ્વરૂપાનુબંધી ધર્મ તો **સુખ** છે.

આ અર્થ **વચનામૃતમાં** વ્યકત છે—પ્ર. ૨૦ 'સર્વ ઇન્દ્રિયોએ કરીને વિષય સુખને ભોગવે છે ને જાણે છે પણ પોતે પોતાના સુખને ભોગવતો નથી ને પોતે પોતાના રૂપને જાણતો નથી એજ સર્વ અજ્ઞાનીમાં અતિશય અજ્ઞાની છે' (આથી **સુખરૂપતા** સૂચવી) પ્ર. ૫૬ 'સુખરૂપ એવો જે આત્મા' પ્ર. ૭૩ 'હું તો આત્મા છું. સચ્ચિદાનંદરૂપ છું' સા. ૧ 'અને હું આનંદરૂપ છું.' સા. ૧૨ 'જ્ઞાનરૂપ સુખરૂપ સત્તારૂપ એ જે સર્વે આત્માના ભાવ છે.' કા. ૩ 'હું આત્મા છું ને સુખરૂપ છું' અંત્ય. ૩૯ 'અને વળી સુષુપ્તિમાં અવસ્થાને વિષે એ જીવને ભગવાન્ મોટું સુખ પમાડે છે, તે ગમે તેવી વેદના થઈ હોય ને સુષુપ્તિમાં જાય ત્યારે સુખીયો થઈ જાય છે' (આથી સુષુપ્તિ અવસ્થાથી આત્માની **સુખરૂપતા** સમજવાની કહી ) ઇત્યાદિ.

## આત્માનું અણુપરિમાણપણું—

લોકમાં સર્વકોઈ પદાર્થનો હરકોઈ પરિમાણ (માપ) પ્રમાણપ્રતિન્ન છે, પરિમાણમાં **અણુ મધ્યમ** અને **વિભુ** એમ ત્રણ પ્રકારો માન્યા છે. જે સર્વવ્યાપક હોય તે **વિભુ** કહે છે. જેનો ખંડ ન થાય એવા સૂક્ષ્મતમ પદાર્થને **અણુ** કહે છે. અણુ અને વિભુ વચ્ચેના માપવાળા પદાર્થોને **મધ્યમ** કહે છે. એમાં **આત્મા** એ મધ્યમ કે વિભુ પરિમાણ નહિ પણ **અણુપરિમાણ** છે. જાળીયામાં સૂર્યના કિરણો પડે છે તેમાં જે ઝીણા ઝીણા રજઃકણો ઉડતા જણાય છે તેને **પરમાણુ** કહે છે, તેના કરતાં પણ જે ઝીણા હોઈને દૃષ્ટિએ દેખાય નહિ અને જેનો ભાગ થઈ શકે નહિ તેને **અણુ** કહે છે. એજ માપ જીવનું જાણવું, 'हृदि ह्ययमात्मा तत्रैकशतं

नाडीनाम्' (प्र. उ.) 'योऽयं विज्ञानमयः प्राणेषु हृद्यन्तर्ज्योतिः' (प्र. उ.) આ શ્રુતિ જીવની અલ્પસ્થાન હૃદયમાં સ્થિતિને કહે છે, તે સ્થાની જીવની અલ્પતાને જણાવે છે.

આ **અર્થ** શ્રુતિ સ્મૃતિ અને તેની અર્થાપત્તિથી સિદ્ધ છે–'एषोऽणुरात्मा चेतसा वेदितव्यो यस्मिन् प्राणः पञ्चधा संविवेश' (मु. उ.) 'आराग्रमात्रो ह्यवरोऽपि दृष्टः' (श्वे. उ.) (આરા જે ચર્મ સીવવાની સોઈ તેના અગ્ર કરતાં પણ અત્યંત સૂક્ષ્મ છે) 'बालाग्रशतभागस्य शतधा कल्पितस्य च। भागो जीवः स विज्ञेयः' (श्वे. उ.) (વાળના અગ્રનો સોમો ભાગ કર્યો હોય અને તે સોમા ભાગનો વળી સોમો ભાગ કર્યો હોય એટલો જીવ જાણવો. અલ્પતામાં તાત્પર્ય છે) 'स्वरूपमणुमात्रं स्यात् ज्ञानानन्दैकलक्षणम्। त्रसरेणुप्रमाणास्ते रश्मिकोटिविभूषिताः' (स्मृति.) ઇત્યાદિ. 'सूक्ष्माणामप्यहं जीवः' (भाग. स्क. ११) એમ ભગવાને જીવની નિરતિશય **સૂક્ષ્મતા** કહી છે, તેનું પણ તાત્પર્ય **અણુ**પરિમાણમાં છે.

વળી 'तस्य ह वा एतस्य हृदयस्याग्रं प्रद्योतते तेन प्रद्योतेनेष आत्मा निष्क्रामति चक्षुषो वा मूर्ध्नो वाऽन्येभ्यो वा शरीरप्रदेशेभ्यः' (बृ. उ.) એમ શરીરથકી જીવની **ઉત્ક્રાંતિને** (નિકળવું) કહે છે. વળી 'ये वै के चास्माल्लोकात्प्रयान्ति चन्द्रमसमेव ते सर्वे गच्छन्ति' (कौ. उ.) એમ આ લોકથકી કર્માનુસારે અન્ય લોકપ્રતિ જીવની **ગતિ** (જવું) ને કહે છે. વળી 'तस्माल्लोकात्पुनरेत्यस्मै लोकाय कर्मणे' (बृ. उ.) એમ કર્મફળ ક્ષીણ થતાં તે લોકથકી **પ્રત્યાગતિ** (પાછું આવવું) ને કહે છે. વળી 'आसु तदा नाडीषु सृप्तो भवति' (छां. उ.) 'ताभिः प्रत्यवसृप्य पुरीतति शेते' (छां. उ.) એમ સ્વપ્નના સ્થાનભૂત નાડીઓમાં તથા સુષુપ્તિના સ્થાનભૂત પુરીતતિ નામની નાડીમાં જીવસ્વરૂપનીજ **ગતિને** કહે છે. આ બધી બાબતો જીવના અણુપરિમાણમાંજ ઘટતી આવે પણ વિભુ પરિમાણમાં આવે નહિ. જે **વિભુ** હોય તેની **ઉત્ક્રાંતિ** કે **ગતિ** કે **આગતિ** ઘટતી આવે નહિ. માટે આત્માને **અણુપરિમાણજ** માનવો પડે.

**સૂત્રકારે** જીવનું અણુપણું 'उत्क्रान्तिगत्यागतीनाम्' 'स्वात्मना चोत्तरयोः' 'नाणुरत्छ्रुतेरिति चेन्न इतराधिकारात्' 'स्वशब्दोन्मानाभ्यां च' ઇત્યાદિ **સૂત્રોથી** સમર્થન કર્યું છે. **સૂત્રાર્થ એવો છે** કે—આત્મા સર્વગત નથી પણ અણુજ છે, કેમકે શ્રુતિઓમાં આત્માની શરીર થકી **ઉત્ક્રાંતિ** લોકાંતર પ્રતિ **ગતિ** અને **આગતિ** કહી છે. આત્માના વિભુપણામાં ઉત્ક્રાંતિઆદિક ઘટતી આવે નહિ. યદ્યપિ ત્રણને મધ્યે જે ઉત્ક્રાંતિ છે તે શરીરથકી વિયોગરૂપ હોવાથી સ્થિત એવા પણ આત્માને કોઈરીતે (ઉપચારથી) ઘટાવી શકાય, પરંતુ ઉત્તર જે **ગતિ આગતિ** તેતો આત્માને કોઈ રીતે ઘટાવી શકાય નહિ. કેમકે તેતો આત્માએજ અવશ્ય સંપાદનીય છે. ઉત્ક્રાંતિને ઉપચારથી અન્ય અર્થમાં લઈ જવાય પણ ગતિ આગતિને તો ઉપચારથી

અન્ય અર્થમાં લઈ જવાય નહિ. આત્માનુંજ લોકાંતરપ્રતિ જવાપણું અને પાછું આવવાપણું સ્વીકારીએ તોજ ગતિ આગતિ ઘટતી આવે. ગતિ આગતિને ઘટાવા માટે આત્માને **અણુજ** માનવો પડે. વિભુપણામાં ગતિ આગતિ ઘટતી આવે નહિ એ તત્ત્વ છે. 'योऽयं विज्ञानमयः प्राणेषु' એમ પ્રસ્તુતિ કરીને, 'स वा एष महानज आत्मा' (बृ. उ.) આ શ્રુતિમાં અણુત્વવિરોધિ વિભુત્વ **મહત્** શબ્દથી જણાવેલું હોવાથી જીવ અણુ નથી ? એમ કહેવાય તેમ નથી. કેમકે એ વાક્ય જીવ થકી ઈતર જે **પ્રાજ્ઞ** પરમાત્મા તેને અધિકાર કરીને પ્રવર્તેલું છે. યદ્યપિ ઉપક્રમમાં જીવનો પ્રસ્તાવ છે તથાપિ 'यस्यानुवित्तः प्रतिबुद्ध आत्मा' (बृ. उ.) એમ મધ્યે પરમાત્માનું પ્રતિપાદન છે, માટે જે **મહત્ત્વ** કહ્યું છે તે વિભુ પરમાત્મા સંબંધિ સમજવું પણ જીવનું નહિ. જીવતો અણજ છે. વળી 'एषोऽणुरात्मा' આ શ્રુતિમાંજ **અણુ**પણાનો બોધક સાક્ષાત્ શબ્દજ છે. વળી 'आराग्रमात्रः' 'वालाग्रशतभागस्य' આ શ્રુતિમાંજ અણુસદૃશ આરાગ્ર તથા વાલાગ્રને દૃષ્ટાંતપણે લઇને આત્માનું **ઉન્માન** (માપ) કરવામાં આવ્યું છે. આ કારણથી પણ આત્માનું **અણુત્વ** માનવું જોઈએ.

'एसोऽणुरात्मा चेतसा वेदितव्य.' 'આ શ્રુતિનો **કોઈ** 'આત્મા મહાન્ છે પણ ચિત્તરૂપ ઉપાધિને લીધે અણુ જાણવો' એવો અર્થ કરે છે તે યોગ્ય નથી. એવો અર્થ કરવા જતાં તો 'વિવેકવાળા ચિત્તથી આત્મા જાણવો' એવો જે અન્વય સ્વરસ છે તેનો ભંગ થાય છે. વળી આત્માનું મહત્ત્વપણું કહેવા માટે પદ જોઈએ તે પણ નથી. 'આ શ્રુતિમાં જે **અણુત્વનો** નિર્દેશ છે તે અણુમાપને કહેવાનો નથી, પણ **સૂક્ષ્મપણું** કે જે દુર્જ્ઞેયતામાં પર્યવસાન પામનારૂં છે તેને કહે છે. એવો કોઈ અર્થ કરે છે તે પણ યોગ્ય નથી. કેમકે 'आराग्रमात्रः' 'वालाग्रशतभागस्य' ઇત્યાદિક જે દૃષ્ટાંત સાથે માપ-વિશેષને કહેનારાં વચનો તેની સાથે 'एषोऽणुरात्मा' આ શ્રુતિની એકાર્થતા છે. એટલે એનો અન્વથા અર્થ થઈ શકતો નથી. 'बुद्धेर्गुणेनारात्मगुणेन चैव आराग्रमात्रः આ શ્રુતિનો "બુદ્ધિના ગુણથી આત્મા આરાગ્રમાત્ર છે પણ આત્મગુણથી તો મહાન્ છે" એવો અર્થ કરવો તે ઘટતો આવતો નથી, કેમકે શ્રુતિમાં મહાન્ એવું પદ આવતું નથી. અધ્યાહારથી લેવા જાય તો તે ક્લેશાવહ છે. બુદ્ધિના પરિમાણથી જે આરાગ્રમાત્રપણું તેતો બુદ્ધિનો સુષુપ્તિ દશામાં અત્યંત સંકોચ થતો હોવાથી સમજવું.

જ્યારે જીવ **અણું** છે તો 'स चानन्त्याय कल्पते' (श्वे. उ.) 'नित्यः सर्वगतः स्थाणुः' (गीता, 'यया क्षेत्रज्ञशक्तिः सा वेष्टिता नृप सर्वगा' 'तस्यात्मपरदेहेषु सतोऽप्येकमयं हि तत्' (वि. पु.) ઇત્યાદિ શ્રુતિ સ્મૃતિઓએ આત્માનું **સર્વગતપણું** પ્રતિપાદ્યું છે તે કેમ ઘટે ? એવી શંકા કરવી નહિ. મુક્તિદશામાં આનંત્યને કહેનારી એ શ્રુતિ ધર્મભૂતજ્ઞાનના **આનંત્યપર** સમજવી. ધર્મભૂત જ્ઞાન કે જેનું પ્રસરણ

બદ્ધદશામાં કર્મવશાત્ રોકાઈ ગયું હતું તે કર્માદિ તિરોધાનની નિવૃત્તિ થતાં મુક્તિ-દશામાં સર્વત્ર પ્રસરે છે એવું તાત્પર્ય છે. ઘણુ આત્માના ધર્મપણેજ સદા રહેવાના સ્વભાવવાળા (અપૃથક્સિદ્ધ) જ્ઞાનનો આત્માથકી અન્ય હસ્ત પાદાદિકમાં ચોમેર સંબંધ કેમ ઘટે ? જે વસ્તુનો જે નિયત ધર્મ હોય તે તેમાં જ હોઈ શકે પણ બીજામાં તેનો સંબંધ સંભવે નહિ ? એ શંકાનું સમાધાન એમ છે કે—જેમ પ્રભાવાળા દીપાદિ પદાર્થની ગુણભૂત **પ્રભા** સ્વાશ્રય દેશથકી અન્યત્ર ભીંત આદિક દેશમાં પ્રસરે છે અન્યત્ર પ્રસરે છે. એટલા માત્રથી પ્રભાને દીપાદિકના ધર્મ તરીકે શું ન કહેવાય ? કહેવાય છેજ. શુકલ આદિક રૂપાદિ ધર્મો કે જે અદ્રવ્ય છે તેમાં એવો નિયમ છે કે, તે સ્વાશ્રય થકી અન્યત્ર પ્રસરી શકે છે. એમાં **દીપ સૂર્ય મણિ** આદિક અનેક દષ્ટાંતો છે. જ્ઞાનને **ગુણ** અને **દ્રવ્ય** પણ કહેવાય છે. એનો વિમર્શ આગળ ઉપર આવશે. 'नित्यो व्यापी प्रतिक्षेत्रं' આ **આત્મસિદ્ધિ** વચનના 'व्यापी પદનું 'अतिसूक्ष्मतया सर्वाचेतनान्तःप्रवेशस्वभावः' એવું વ્યાખ્યાન **શ્રીભાષ્યમાં** કર્યું છે. **આત્મસિદ્ધિમાં**—'व्याप्तिरपि चैतन्यमात्रेणैव न स्वरूपेण' એમ જીવની વ્યાપ્તિ ધર્મભૂત જ્ઞાનથી છે પણ સ્વરૂપથી નહિ એમ કહ્યું છે. આ અર્થ 'स्वरूपेणाणुरात्माऽयं गुणद्वारेण सर्वग । उभयव्यवहारोऽपि युज्यते प्रत्यगात्मनः ॥' (प्रज्ञापरित्राण) એમ સુસ્પષ્ટ કર્યો છે. જે જે સ્થળે જીવની વ્યાપ્તિને કહેનારા શબ્દો હોય તે તે સ્થળે આવોજ અર્થ સમજી લેવો.

જો આત્મા અણુપરિમાણ હોઈને માત્ર હૃદય પ્રદેશમાં રહ્યો હોય તો 'મને પાદમાં વેદના થાય છે, મને મસ્તકે વેદના થાય છે, મને મસ્તકે સુખ થાય છે.' એમ આપાદતળ મસ્તક સર્વત્ર શરીરમાં તુલ્યપણે સુખદુઃખનો અનુભવ થાય છે તે કેમ ઘટતો આવે ?' એવી શંકા આવે છે. એનું સમાધાન **વ્યાસે** 'गुणाद्वाऽऽलोकवत्' આ સૂત્રથી આપ્યું છે. અર્થ એ છે કે—જેમ **મણિ સૂર્ય દીપ** આદિક જે પ્રભા-વાળા પદાર્થો તે એક દેશમાં રહ્યા હોય છે છતાં પણ તેની **પ્રભા** સર્વત્ર વ્યાપ્ત જોવામાં આવે છે તેમ અણુ આત્મા હૃદયપ્રદેશમાં સ્વરૂપથી રહ્યો છે છતાં પણ તેનું જે પ્રભાસ્થાનીય ધર્મભૂત જ્ઞાનતે પોતે જ્યાં રહ્યો છે તે થકી દેહમાં વ્યાપે છે. માટે તેથકી અન્યત્ર સર્વત્ર શરીરમાં સુખદુઃખનો અનુભવ થવામાં કશી ક્ષતિ આવતી નથી. આ રીતે ગુણભૂત જ્ઞાનવ્યાપ્તિથી સુખદુઃખાદિકને અનુભવે છે. આ અર્થ 'प्रज्ञया वाचं समारुह्य वाचा सर्वाणि नामान्याप्नोति, प्रज्ञया घ्राणं समारुह्य घ्राणेन सर्वान् गन्धानाप्नोति, प्रज्ञया चक्षुः समारुह्य चक्षुषा सर्वाणि रूपाण्याप्नोति, प्रज्ञया श्रोत्रं समारुह्य श्रोत्रेण सर्वान् शब्दानाप्नोति, प्रज्ञया जिह्वां समारुह्य जिह्वया सर्वान् रसानाप्नोति, प्रज्ञया हस्तौ समारुह्य शरीरेण सुखदुःखे आप्नोति, प्रज्ञयोपस्थं समा-रुह्य हस्ताभ्यां सर्वाणि कर्माण्याप्नोति, प्रज्ञया शरीरं समारुह्य शरीरेण समारुह्य शरीरेण सुखेदुःखे आप्नोति, प्रज्ञयोपस्थं समारुह्योपस्थेनान्दरतिं प्रज्ञां चाप्नोति । प्रज्ञया

पादौ समारुह्य पादाभ्यां सर्वा गतीराप्नोति, प्रज्ञया धियं समारुह्य धिया विज्ञानं काममाप्नोति' (बृ. उ.) આ રીતે શબ્દોથી સ્પષ્ટાર્થ સમજાવ્યો છે. આ અર્થ **સ્મૃતિમાં** 'स्वरूपतोऽणुभूतोऽपि प्रकाशेन शरीरगः । एकदेशस्थितो वेत्ति हरिचन्दन-बिन्दुवत् ॥ प्रभया भास्करो यद्वद् ब्रह्माण्डं व्याप्य वर्तते । एकदेशे स्थितो दीपः कृत्स्नं गेहं प्रकाशते ॥ (बृहद्ब्रह्मसंहिता) આ રીતે સ્પષ્ટ છે.

**ગીતા, વિ. પુ.** આદિકમાં અણુ એવા પણ આત્માના જે સર્વગતપણાના વ્યપદેશો કર્યા છે તે સમુદાયની અપેક્ષાએ નિર્વાહ કરવા, એટલે 'वायुः सर्वत्रगो महान्' (गीता) આ વાકયમાં વાયુનું સર્વગતપણું કહ્યું છે તે એકજ વાયુવ્યક્તિનુ ઘટતું નહિ આવતું હોવાથી અનંત વાયુ વ્યક્તિઓનું સમજવું પડે છે. વાયુત્વ જાતિએ નહિ આક્રાંત કરેલો કોઈપિણ પ્રદેશ નથી એટલોજ ભાવાર્થ છે. તેમજ સિદ્ધાંતમાં જેમ કાષ્ઠમાં અગ્નિ વ્યાપ્ત છે, જેમ તિલમાં તૈલ વ્યાપ્ત છે તેમ ચેતનસમુદાયે અચેતનસમુદાય વ્યાપ્ત છે. ચેતનોએ નહિ આક્રાંત કરેલો કોઈપિણ પ્રદેશ નથી, એવા અભિપ્રાયથી સર્વગતપણું કહ્યું છે. અથવા અતિસૂક્ષ્મ હોવાથી એની ગતિને કોઈપિણ રોકી શકતું નથી. સર્વત્ર અચેતનમાં પ્રવેશનું સામર્થ્ય ધરાવે છે. આવા અભિપ્રાયથી **સર્વગતપણું** કહ્યું છે પણ સ્વરૂપથી નહિ.

જ્યારે જીવ અણુપરિમાણ છે તો **સૌભરી** આદિકે યોગબળથી એક સાથે અનેક શરીરનો સ્વીકાર કર્યો છે તે કેમ ઘટે ? અણુસ્વરૂપની અનેક શરીરોમાં એક સાથે સન્નિધિ ધર્મભૂત જ્ઞાનથી પણ સંભવતી નથી અને તેથી એક સાથે અનેક શરીરાવચ્છેદથી સુખદુઃખનો અનુભવ પણ સંભવતો નથી. આ શંકાનું સમાધાન પણ જ્ઞાનવ્યાપ્તિથી થાય છે. જ્યાં સુધી ધર્મભૂત જ્ઞાનનું પ્રસરણ થાય છે ત્યાંસુધી એક કે બહુ શરીરનું ધારણ સંભવે છે. શરીરધારણમાં ધર્મભૂત જ્ઞાનનું પ્રસરણજ પ્રયોજક છે. તે ધર્મભૂત જ્ઞાન જેમાં આત્મા રહ્યો છે એવા શરીરમાં આપાદતળ મસ્તક કર્માનુસરે પ્રસરે છે. અન્ય શરીરોમાં તો યોગમહિમાથી પ્રસરે છે એવો વિશેષ છે. વિકાસમાં પર્યાસન પામનારૂં જ્ઞાનપ્રસરણ કે જે વિલક્ષણ સંયોગરૂપ છે તે કર્મનિમિત્તવાળા શરીરમાં સુષુપ્તિ સમયે પણ કાયમજ હોવાથી તે સમયે પણ તે તે શરીરનું ધારણ ઘટતું આવે છે.

**અભિપ્રાય એ છે કે**–જીવની જે **જ્ઞાનપ્રભા** છે તે તેતે દેહને આરંભ કરનારા કર્મના વશપણાથી જ્ઞાનાશ્રય ચેતનવાળા દેહમાં જ અધિષ્ઠાન માટે પ્રસરે છે. પણ અન્ય દેહમાં નહિ. યોગમહિમાથી તો સૌભરી ઋષિની પેઠે અન્ય દેહોમાં પણ પ્રસરે છે, માટે સૌભરી આદિકે કરેલો અનેક દેહનો પરિગ્રહ અને તદવચ્છેદથી થતો સુખાદિકનો અનુભવ ઘટતો આવે છે. તેતે હસ્તપાદાદિ અવયવાવચ્છેદથી થતા ભોગમાં પ્રયોજક કર્મનો નાશ થતાં તો તેતે અવયવમાં ધર્મભૂત જ્ઞાનની વ્યાપ્તિ

થતી નથી, આવા અભિપ્રાયને જણાવનારું 'अथ सोम्य महतो वृक्षस्य...यदैकां शाखां जीवो जहाति अथ सा शुष्यति द्वितीयां जहात्यथ सा शुष्यति' (छां. उ.) ઇત્યાદિ વચન છે. શરીરના શોષણમાં અને અશોષણમાં ધર્મભૂતજ્ઞાનનો સંકોચ અને વિકાસ એજ પ્રયોજક છે.

વળી **મુક્ત**નિરૂપણમાં 'प्रदोपवदावेशस्ताहि दर्शयथति' આ **સૂત્રથી** પ્રદીપના દૃષ્ટાંતે કરીને ઉપરોક્ત અર્થ સમજાવ્યો છે. **પ્રદીપ** જેમ એક પ્રદેશમાં વર્તે છે પણ પોતાની પ્રભાથી પ્રદેશાંતરમાં પ્રવેશે છે, તેમ આત્મા એક દેશ હૃદયમાં રહ્યો છે, પણ પોતાના જ્ઞાનરૂપ ચૈતન્યથી સર્વ શરીરમાં પ્રવેશે છે.

'अङ्गुष्ठमात्रो रवितुल्यरूपः' (श्वे. उ.) આ શ્રુતિમાં આરાગ્રમાત્ર એવા પણ આત્માનું અંગુષ્ઠમાત્રપણું કહ્યું તે તો જીવનું નિવાસસ્થાન જે **હૃદય** તે અંગુષ્ઠમાત્ર હોવાથી ઘટતું આવે છે. **હૃદય** અંગુષ્ઠપરિમિત હોવાથી તેમાં રહેલા આત્માને અંગુષ્ઠમાત્ર કહે છે, એથી અણુપણામાં કશો વિરોધ નથી. 'रवितुल्यरूपः' એનો **અર્થ** એ છે કે, જેમ **રવિ** એક દેશ આકાશમાં રહ્યો છે પણ પોતાની **તેજરૂપ** પ્રભાથી સર્વને પ્રકાશે છે, એમ **જીવ** હૃદય કે જે શરીરનો એક દેશ છે તેમાં રહ્યો છે તથાપિ પોતાની જ્ઞાનપ્રભાથી વ્યાપીને સર્વને પ્રકાશે છે, આ અર્થ ભગવાને 'यथा प्रकाशयत्येकः कृत्स्नं लोकमिमं रविः। क्षेत्रं क्षेत्री तथा कृत्स्नं प्रकाशयति भारत ॥' (गीता) સર્વ કોઈના હૃદયમાં વિશેષતઃ (સ્વરૂપથી) રહેલું અને અવયવાંતરમાં તો સામાન્યતઃ (ધર્મભૂત જ્ઞાનથી) રહેલું એવો **વિશેષ** સમજવો.

ઉપર પ્રમાણે સઘળી શંકાઓનું સમાધાન સરસ રીતે થાય છે, તો એને માટે આત્માને વિભુપણે કલ્પવાની કાંઈ જરૂર નથી. જો સ્વયંપ્રકાશ આત્માને **વિભુ** માનવામાં આવે તો તેની સર્વત્ર ઉપલબ્ધિનો પ્રસંગ આવે. સર્વત્ર ઉપલબ્ધિ થતી નથી પણ **હૃદય** પ્રદેશાવચ્છેદથી જ થાય છે. માટે આત્મા વિભુ નથી એમ પણ સમજવું. **તત્ત્વજ્ઞાનવિધુર** કોઈ એમ પણ માને છે કે—આત્મા બદ્ધદશામાં અણુ છે પણ મુક્તિદશામાં વિભુ થાય છે. એમ માનનારા મૂર્ખાએ આત્મસ્વરૂપની નિરંશતા અને નિર્વિકારતા શી રીતે સમર્થન કરવી એનો વિમર્શ કરવો પડશે. એમાં કોઈ પ્રમાણ કે યુક્તિ કે ન્યાય નથી. જૈનો 'આત્માનું કોઈ માપજ નથી, જેવડો દેહ એવડો આત્મા થઈ રહે છે' એમ માને છે. એનું ખંડન પ્રથમ આવી ગયું છે.

પ્રત્યેક આત્માઓને વિભુપણે માનનારા **કાણાદો** એવો આક્ષેપ કરે છે કેઃ— આત્માને અણુ માનીએ તો તેની જે મનની પ્રત્યક્ષતા થાય છે તે ઘટશે નહિ, **તો તેમ નથી.** વિભુપણામાં પણ આકાશાદિકની પેઠે માનસ પ્રત્યક્ષની અનુપપત્તિનો પ્રસંગ તો આવે જ છે. આકાશ વિભુ છે તો તે કોઈના મનને પ્રત્યક્ષ નથી.

જેમ જણાતું હોય તેમ વ્યવસ્થાતો અણુત્વપક્ષમાં પણ ઘટાવી શકાય છે. વળી 'एषोऽणुरात्मा चेतसा वेदितव्यः' આ **શ્રુતિ** અણુ એવા પણ આત્માનું મનોગ્રાહ્ય-પણું સ્પષ્ટ કહે છે. માટે આત્માને વિભુ માનવાની કશી જરૂર નથી.

વળી 'દેશાંતરમાં ભોગ્ય પદાર્થોની ઉત્પત્તિ થાય છે તે ભોક્તાના અદૃષ્ટને અધીન છે, અદૃષ્ટની જે સન્નિધિ તે જેનું અદૃષ્ટ હોય એવા પુરુષની સન્નિધિ વિના સંભવતી નહિ હોવાથી તેને માટે પુરુષનું વિભુત્વ ઇચ્છવું જોઈએ. વળી જો વિભુ માનીએ તો શરીરના ગમનમાત્રથી દેશાંતરમાં ભોગનો નિર્વાહ થઈ શકે છે, અણુ માનવામાં તો આત્માનું પણ ગમન કલ્પવું પડે એ ગૌરવ આવે છે." આ **શંકા** તો અતિ મંદ છે. પુણ્ય પાપ જે અદૃષ્ટ તે વિહિતનિષિદ્ધ ક્રિયાજન્ય છે, વિહિત ક્રિયાથી **પુણ્ય** અને નિષિદ્ધ ક્રિયાથી **પાપ** જન્મે છે એજ અદૃષ્ટ છે, તે તો તેના કર્તા વિષયની જે પરમેશ્વરની **પ્રીતિ** કે **કોપ** તે રૂપ છે. (કોઇએ પુણ્ય કર્યું હોય તો પરમેશ્વર પ્રીતિને જણાવે છે અને પાપ કર્યું હોય તો કોપને જણાવે છે) પ્રીતિ કોપ સિવાય ચેતનનો અદૃષ્ટ નામનો કોઈ અન્ય ધર્મ સિદ્ધ થતો નથી. શ્રુતિ સ્મૃતિ એ 'श्रुतिः स्मृतिः ममैवाज्ञा' એમાં કહ્યા પ્રમાણે ભગવાનની **આજ્ઞારૂપ** છે, માટે પરમેશ્વરના પ્રશાસનની અનુવૃત્તિ અને અતિવૃત્તિથી પરમેશ્વ-રની તેના તેના કર્તા જીવોની ઉપર અનુગ્રહ નિગ્રહનો સંકલ્પ નથી સંભવતો એમ નહિ, સંભવેજ છે. માટે તેને તે દેશ કાળમાં અનુભવ કરવાનાં તે તે ફળોનો ઉદય સર્વત્ર સંભવતો હોવાથી તેને માટે જીવની **વિભુત્વ** કલ્પનાનો અવસર નથી. વળી વિભુપણામાં જીવને બીજાના દેહાવચ્છેદથી પણ બીજાના ઉપભોગનો પણ પ્રસંગ આવશે તેના પોતાના અદૃષ્ટથી જન્ય જે દેહાદિક તેણે કરીને તેના ઉપ-ભોગ કરી શકે પણ અન્યના અદૃષ્ટથી જન્ય અન્યના દેહાદિકથી અન્યના ભોગને ભોગવી શકે નહિ એવી વ્યવસ્થા ઘટતી આવે નહિ, કેમ કે આત્માને વિભુ માને તો અદૃષ્ટ પણ પ્રત્યેક આત્માનું નિયમિત જુદું જુદું ઘટતું આવે નહિ. **પંચાગ્નિ-વિદ્યામાં** આત્માનું ગમન નિરૂપ્યું છે. માટે **શ્રુતિ**પ્રતિપાદ્ય અર્થમાં લાઘવ–ગૌરવની ચર્ચા ઉતારવી તે બીલકુલ ઘટે નહિ. એ તો દૃષ્ટ અર્થમાં ઘટે. ઉપર પ્રમાણે તે તે શ્રુતિસ્મૃતિઓમાં જણાવેલાં ચિહ્નો અને શબ્દોનો વિચાર કરતાં આત્માનું **અવિભુત્વ** અને **અણુત્વ** સુસિદ્ધ થાય છે.

આ અર્થનું સમર્થન **સત્સંગિજીવનમાં** 'सामान्यसत्तया देहं स सर्वं व्याप्य वर्तते। विशेषसत्तया त्वास्ते हृदि क्षेत्रज्ञ एव च ॥ रत्नदीपप्रतिकाशो ज्ञाता सूक्ष्मो-ऽणुवद्ध्रुवः' આ રીતે સદૃષ્ટાંત કર્યું છે.

**વચનામૃતમાં** તો વિશેષતઃ વ્યક્ત છે–કા. ૧ 'જીવ જે તે એક દેહસ્થ

જણાય છે અને બરછીની અણી જેવો તીખો જણાય છે અને અતિશય સૂક્ષ્મ જણાય છે તે બુદ્ધિએ સહિત છે માટે એવો સૂક્ષ્મ જણાય છે'' મધ્ય ૩ 'અને આ **જીવ** છે તે પોતે વિશેષસત્તાએ (અણુ સ્વરૂપથી) કરીને હૃદયને વિષે રહ્યો છે ને પોતાની સામાન્ય સત્તાએ (જ્ઞાનરૂપ ગુણથી) કરીને દેહ ઇન્દ્રિયો અંતઃકરણમાં તદાત્મકપણે મળ્યો છે, તેણે કરીને એ દેહાદિક ચૈતન્ય જેવાં જણાય છે પણ એ તો જડજ છે' અંસ. ૪ 'આ દેહને વિષે **જીવ** રહ્યો છે તે એક ઠેકાણે કેવી રીતે રહ્યો છે તે સર્વ દેહમાં કેવી રીતે વ્યાપી રહ્યો છે તે કહો?'...અને જેમ મંદિરને વિષે એક સ્થળમાં દીવો મૂકયો હોય તે દીવાના અગ્નિની જ્યોતિ તે વિશેષે કરીને (સ્વરૂપથી) વાટને વિષે વ્યાપી રહી છે અને સામાન્યપણે (પ્રભા ગુણે કરીને) તો બધા ઘરને વિષે વ્યાપી રહી છે, તેમ જીવાત્મા છે તે પણ વિશેષે કરીને તો હૃદયને વિષે વ્યાપીને રહ્યો છે અને સામાન્યપણે કરીને તો બધા દેહમાં વ્યાપીને રહ્યો છે' ઇત્યાદિ. ઉપર પ્રમાણે આત્માનું **અણુપરિમાણપણું** સાબીત છે.

## આત્માનું નિત્યપણું—

આ અણુપરિમાણ આત્મા **નિત્ય** છે, સર્વ કાળમાં વર્તવાપણું એને જ નિત્યપણું કહે છે. આત્માના નિત્યપણાનું સમર્થન **શ્રુતિઓએ** સુંદર રીતે નિરૂપ્યું છે–'नित्यो नित्यानां चेतनश्चेतनानां' (श्वे. उ.) 'अविनाशी वाऽयमात्मा' 'ज्ञाज्ञौ द्वावजौ' 'न जायते म्रियते वा विपश्चिन्नायं कुतश्चिन्न बभूव कश्चित् । अजो नित्यः शाश्वतोऽयं पुराणो न हन्यते हन्यमाने शरीरे ॥ हन्ता चेन्मन्यते हन्तुं हतश्चेन्मन्यते हतम् । उभौ तौ न विजानीतो नायं हन्ति न हन्यते ॥' (કઠ. उ.) ઇત્યાદિ. **ગીતામાં** દેહનું વિનાશિપણું અને આત્માનું **નિત્યપણું** 'नत्वेवाहं जातु नासं न त्वं नेमे जनाधिपाः । न चैव न भविष्यामः सर्वे वयमतः परम् ॥' 'अविनाशि तु तद्विद्धि येन सर्वमिदं ततम् । विनाशमव्ययस्यास्य न कश्चित्कर्तुमर्हति ॥ अन्तवन्त इमे देहा नित्यस्योक्ताः शरीरिणः । अनाशिनोऽप्रमेयस्य तस्माद्युद्ध्यस्व भारत ॥ वेदाविनाशिनं नित्यं य एनमजमव्ययम् । नैनं छिन्दन्ति शस्त्राणि नैनं दहति पावकः । न चैनं क्लेदयन्त्यापो न शोषयति मारुतः । अच्छेद्योऽयमदाह्योऽयमक्लेद्योऽशोष्य एव च । नित्यः सर्वगतः स्थाणुरचलोऽयं सनातनः ॥' ઇત્યાદિ વચનોથી સવિસ્તર વર્ણવ્યું છે.

'वासांसि जीर्णानि यथा विहाय' આ **ગીતા**શ્લોકમાં એકજ આત્માના પૂર્વપૂર્વ દેહના પરિત્યાગપૂર્વક ઉત્તરોત્તર બહુવિધ નૂતન દેહનો પરિગ્રહ કહ્યો છે. વળી દેહપાત પછી પ્રાપ્ત થનારાં સ્વર્ગાદિ ફળોનાં જે યજ્ઞાદિ સાધનો તેના જે બધા વિધિઓ વેદમાં જણાવ્યા છે તે ભોકતા આત્માના નિત્યપણા વિના ઘટતા નહિ આવતા હોવાથી તે આત્માની **નિત્યતાને** અવશ્ય સાધી આપે છે. આત્માને નિત્ય માને તો જ વૈદિક કર્મોમાં પ્રવૃત્તિ થાય છે. આત્મામાં વિશેષ જ્ઞાનની વાત

તો આગળ ઉપર છે, પણ **'હું નિત્ય છું'** એટલા જ્ઞાનની તો કર્માધિકારી સર્વ કોઈને પ્રથમ જરૂર છે. વળી જગત્સર્ગના પ્રાથમિક પ્રારંભમાં 'चातुर्वर्ण्यं मया सृष्टं गुणकर्मानुसारतः' એમાં કહ્યા પ્રમાણે વિષમ સૃષ્ટિમાં પૂર્વપૂર્વ કલ્પના જીવોનાં 'न कर्माविभागादिति चेन्न अनादित्वादुपलभ्यते चाप्युपपद्यते च' આ વ્યાસસૂત્રમાં કહ્યા પ્રમાણે અનાદિ કર્મોને વિચિત્રતામાં હેતુપણે કહેવામાં આવે છે. એ ઉપરથી જીવનું **અનાદિપણું** સિદ્ધ થાય છે. જે અનાદિ હોય તેના સ્વરૂપનો આત્યંતિક ઉચ્છેદ નહિ ઘટતો હોવાથી **નિત્યપણું** આપોઆપ સિદ્ધ થાય છે. જીવનું અનાદિપણું પણ 'प्रकृतिं पुरुषं चैव विद्धयनादी उभावपि' આ ગીતાવચનમાં વિસ્પષ્ટ છે.

વળી આત્માના અનિત્યપણામાં તો જેણે પુણ્યકર્મ કર્યું હોય તેને ફળ નહિ મળવાથી તેની હાનિ થાય છે અને જેણે પુણ્યકર્મ ન કર્યું હોય તેને વગર મહેનતે ફળ મળી જાય એવા પણ અવળા ગોટાળાનો પ્રસંગ આવે. આત્માને નિત્ય માને તો તેને જ તે તે કર્મોનું ફળ મળતાં કરેલાં કર્મોને હાનિ પહોંચે નહિ અને તે બીજાને ન જ મળે. વળી અનિત્યપણામાં તો મોક્ષશાસ્ત્રોની પણ નિરર્થકતાનો પ્રસંગ આવે. આત્માનો જ્યારે નાશ થઈ જવાનો છે ત્યારે તેને મતે કશો મોક્ષ જ નથી. મર્યો એ જ મોક્ષ છે. વળી પરમાત્મામાં **વિષમતા** અને **નિર્દયતાનો** પ્રસંગ આવે. વળી સંસારદશામાં નિત્ય આત્માના અભાવમાં તો પરમેશ્વરનું ઉપાદાનકારણપણું શ્રુતિમાં કહ્યું છે તે પણ ઘટતું આવે નહિ, માટે આત્માનું **નિત્યત્વ** અવશ્ય અંગીકાર કરવું પડે.

આત્માની **ઉત્પત્તિ** નથી એમ **વ્યાસે** 'नात्मा श्रुतेर्नित्यत्वाच्च ताभ्यः' આ સૂત્રથી સમર્થન કર્યું છે. **સૂત્રાર્થ** એવો છે કે—આત્મા ઉત્પન્ન થતો નથી; કેમકે, 'न जायते' ઇત્યાદિ શ્રુતિઓમાં જીવની ઉત્પત્તિનો પ્રતિષેધ કર્યો છે. આત્માનું **નિત્ય**પણું તો 'नित्यो नित्यानां' ઇત્યાદિ શ્રુતિઓથી જ સાબીત થાય છે. જ્યારે આત્મા નિત્ય છે તો 'येनाश्रुतं श्रुतं भवति' આ શ્રુતિમાં કહેલું એકત્વ કેમ ઘટે ? આ શંકાનું સમાધાન એમ છે કે પ્રલય સમયે કોઈનું નામ કે રૂપનો વિભાગ નહિ હોવાથી તે ઘટતું આવે છે.

"જ્યારે આત્મા સર્વ કાળમાં વર્તતો **નિત્ય** છે તો 'प्रजापतिः प्रजा असृजत' (यजु) 'यतः प्रसूता जगतः प्रसूतिस्तोयेन जीवान् विससर्ज भूम्याम्' (तै. अम्भ) 'यतो वा इमानि भूतानि जायन्ते' (छां. उ.) 'सन्मूलाः सोम्येमाः सर्वाः प्रजाः' ઇત્યાદિ શ્રુતિઓમાં જીવોની **ઉત્પત્તિ** અને મરણાદિક કહ્યું છે તે કેમ ઘટે ? આ **શંકાનું** સમાધાન એમ છે કે—જીવની ઉત્પત્તિને કહેનારી જે શ્રુતિઓ છે તે જ્ઞાનના સંકોચ વિકાસને કરનારા તે તે દેહના યોગ અને વિયોગના અભિપ્રાયવાળી જાણવી. એટલે દેહનો યોગ એ **ઉત્પત્તિ** અને દેહનો વિયોગ એજ **મરણ** જાણવું.

'न जायते' 'नित्यो नित्यानां' 'ઇત્યાદિ ઉત્પત્તિને નિષેધ કરનારી અને નિત્યત્વને નિરૂપનારી શ્રુતિઓ છે તે જડાંશની પેઠે આત્મસ્વરૂપમાં અન્યથાભાવના અભાવરૂપ અભિપ્રાયવાળી જાણવી. માયાની પેઠે આત્મસ્વરૂપમાં કશો અન્યથાભાવ થતો નથી. અચિતમાં જેમ વિકારો થાય છે તેમ આત્મામાં કશા વિકારો થતા નથી. સદાય એકરૂપે રહેવું એજ એનું નિર્વિકારિપણું છે. માટે આત્માને 'अमृताक्षरं हरः' 'आत्मा शुद्धोऽक्षरः' આ શ્રુતિમાં એને **અક્ષર**શબ્દથી કહ્યો છે. માટે જ ગીતામાં 'अविकार्योऽयमुच्यते' એમ ભગવાન શ્રીકૃષ્ણ કહે છે. એમ અવિકારી હોવાથી જ આત્મા છેદન દહન ક્લેદન શોષણાદિકને અયોગ્ય છે એમ ગીતા ગાય છે. 'जन्माद्याः षडिमे भावा दृष्टा देहस्य नात्मनः। फलानामिव वृक्षस्य कालेनेश्वरमूर्तिना ॥ आत्मा नित्योऽव्ययः शुद्ध एकः क्षेत्रज्ञ आश्रयः' (भा. स्कं. ७) એમ **નિત્યત્વાદિ** નિરૂપ્યું છે.

**સત્સંગિજીવનમાં** આત્માનું નિત્યત્વાદિ 'नानादुःखविकाराढ्यो योऽयं देहोऽस्ति देहिनाम्। आत्मा ततोऽस्ति भिन्नो वै निर्विकारः सुखात्मकः ॥ अच्छेद्योऽसावमेयश्च नित्योऽजः शाश्वतोऽक्षरः।' આ રીતે નિરૂપ્યું છે. **હરિવાક્યસુધાસિંધુમાં**-'श्रुतौ हि नित्यो नित्यानामिति तन्नित्यतोदिता। न त्वेवाहं जातु नासमित्यादौ च स्मृतावपि ॥' 'अतो नित्याश्चेतनाश्च जीवा ईशाश्च सर्वशः। कृष्णाद्भिन्ना भवन्तीति श्रीभाष्ये निर्णयः कृतः।' 'जीवाः स्वरूपतो नित्याः कृष्णाद्भिन्नाः परस्परम्। असंलग्नाश्च विज्ञेया चिद्रूपा माययावृताः ॥' 'उत्पत्तिराविर्भावश्च तिरोभावो लयः स्मृतः। कृष्णेच्छयैव जीवादेर्जन्मनाशौ तु न क्वचित् ॥' 'नित्यसिद्धा एव जीवा मायायां सन्ति सर्वशः। पृथिव्यामिव बीजानि ते नोद्गच्छन्ति नूतनाः ॥' ઇત્યાદિકથી આત્માની **નિત્યત્વાદિ** બધી બાબતો વ્યક્ત વર્ણવી છે. ઉપર પ્રમાણે આત્માનું **નિત્યપણું** સદા સાબીત છે.

## આત્માઓનો પરસ્પર ભેદ—

આ આત્મા પ્રત્યેક શરીરમાં **જુદો જુદો** છે પણ એકજ આત્મા સર્વ શરીરોમાં રહ્યો છે એમ નહિ. કોઈ **વાદીઓ** 'આત્મા પૃથક્ પૃથક્ નથી પણ એકજ આત્મા છે.' એમ માને છે તેના પક્ષમાં સુખદુઃખની વ્યવસ્થા ઘટતી આવતી નથી. **'હું સુખી છું'** એમ કોઈને જણાતું હોય, તેજ કાળમાં બીજા કોઈને **'હું દુઃખી છું'** એમ દુઃખાતુરપણું જણાતું હોય છે. આ જે વ્યવસ્થા તે ઘટે નહિ, કેમકે, સુખદુઃખ બન્નેનો આશ્રય એકજ **આત્મા** હોવાથી બન્નેનું પ્રતિસંધાન એકને જ થાય. તો સુખદુઃખની નિયત વિચિત્રતાના નિર્વાહ માટે આત્મભેદ અવશ્ય અંગીકાર કરવો પડે. જો એમ કહો કે-'એવી સુખદુઃખની વ્યવસ્થામાં હેતુ દેહભેદ છે પણ આત્મભેદ નથી ? તો અનેક દેહના પરિગ્રહવાળા **સૌભરી** આદિકના શરીરમાં પણ એ નિયમ જોવામાં આવે, તે તો આવતો નથી. જો એમ કહો કે-'દેહભેદને સુખ

દુઃખના નિયામકપણામાં હેતુ ન માનીએ તો જન્માન્તરનો જે અનુભવતે આ જન્મમાં કેમ સ્મૃતિમાં આવતો નથી ? આ શંકાનું સમાધાન એ છે કે સંસ્કારના અનુદ્ભવને લીધે અથવા તેના નાશને લીધે તે સ્મરણનો અભાવ વર્તેછે, માટે સુખદુઃખના નિયમમાં હેતુ દેહભેદ છે એમ કહી શકાય નહિ. આત્મભેદજ હેતુ છે.

એકાત્મપક્ષમાં સુખદુઃખ વ્યવસ્થાની અનુપપત્તિજ દોષ આવે છે, એટલુંજ નહિ, પરંતુ 'अनेकजन्मसाहस्रीं संसारपदवीं व्रजन्। मोहश्रमं प्रयातोऽसौ वासनारेणुगुण्ठितः ॥' એમાં કહ્યા પ્રમાણે કોઈ **સંસૃતિ** પામે છે તો કોઈ 'शुको मुक्तः' 'वामदेवो मुक्तः' એમાં કહ્યા પ્રમાણે મુક્ત થાયછે. વળી 'तद्विज्ञानार्थं स गुरुमेवाभिगच्छेत्' આ શ્રુતિમાં કહ્યા પ્રમાણે કોઈ **શિષ્ય** થઈને ગુરુની ઉપસત્તિને કરે છે, તો કોઈ **આચાર્ય** થઈને શિષ્યને ઉપદેશ કરે છે. આ જે બંધ મોક્ષ અને ગુરુ શિષ્યની વ્યવસ્થા તે ઘટતી આવતી નથી. આ મહાન્ દોષ આવે છે. વળી જો એકજ આત્મા હોય તો 'કોઈ દેવ તો કોઈ મનુષ્ય તો કોઈ પશુ પક્ષી તો કોઈ સુખી તો કોઈ દુઃખી, આવી સૃષ્ટિમાં વિષમતા આવે છે તે ઘટતી આવશે નહિ. વિષમ સૃષ્ટિમાં કારણ તો **જીવભેદ** અને કર્મની તરતમતાજ છે. તેને લીધેજ ઇશ્વરકૃત સૃષ્ટિમાં વિષમતા આવી છે. આ રીતે અનેક વિરોધો યુક્તિથી આવે છે.

**એકાત્મવાદમાં** યુક્તિવિરોધ છે એટલુંજ નહિ પણ 'नित्यो नित्यानां चेतनश्चेतनानामेको बहूनां' ઇત્યાદિ **આત્મભેદને** કહેનારી અનેક શ્રુતિઓનો પણ પ્રબળ વિરોધ છે.

આ **શ્રુતિ** આત્મભેદને કહે છે એમ માનો છો તો 'भोक्ता भोग्यं' 'पृथगात्मानं' 'ज्ञाज्ञौ द्वावजावीशनीशौ' 'अन्योऽन्तर आत्मा विज्ञानमयः ઇત્યાદિ જીવના એકપણાને કહેનારી અનેક શ્રુતિઓનો વિરોધ આવશે ? માટે 'नित्यो नित्यानां' આ શ્રુતિ વાસ્તવિક નહિ પણ ઔપાધિક આત્મભેદને કહે છે' એમ માનવું જોઈએ. દેવ મનુષ્યાદિક ભેદ અને મનુષ્યાદિક ભેદ અને કામક્રોધાદિ ભેદને ઔપાધિક ભેદ કહે છે. એનું **સમાધાન** એમ છે કે–એ શ્રુતિ ઔપાધિક ભેદને નહિ પણ વાસ્તવિક ભેદને કહે છે. કેમકે, મોક્ષદશામાંજ આત્મભેદનું **પ્રતિપાદન** 'निरञ्जनः परमं साम्यमुपैति' 'सदा पश्यन्ति सूरयः' 'मम साधर्म्यमागताः' 'मुक्तानां परमा गतिः' 'सायुज्यं प्रतिपन्ना ये' 'यस्मिंस्पदे विराजन्ते मुक्ताः संसारबन्धनैः' ઇત્યાદિ શ્રુતિ સ્મૃતિમાં વર્તે છે. સર્વ ઉપાધિથકી વિનિર્મુક્ત દશાને **મોક્ષદશા** કહે છે. જ્યારે મોક્ષદશામાં આત્મભેદ શ્રુતિસિદ્ધ છે તો 'नित्यो नित्यानां' આ શ્રુતિ પણ બદ્ધદશામાં આત્મભેદને કહે એમાં કાંઈ કહેવાનું રહેતું નથી. 'निर्दोषं हि समं ब्रह्म' (गीता) આ વચનમાં જેના અવિદ્યાદિ દોષો નિવૃત્ત થયા છે એવા આત્માઓનું પરસ્પર સામ્ય માત્ર કહ્યું છે, પણ આત્માઓનો **અભેદ** કહ્યો નથી. 'यथोदकं शुद्धे शुद्धमासिक्तं

तादृगेव भवति । एवं पुनर्विजानत आत्मा भवति गौतम ॥' (कण्ठ. उ.) આ **કઠશ્રુતિમાં** બ્રહ્મસારૂપ્યજ મુક્તિમાં કહેવામાં આવ્યું છે. દૃષ્ટાંતમાં પણ જળની સ્વરૂપતઃ એકતા થતી નથી. બ્રાહ્મરૂપનો આવિર્ભાવ થવા થકીજ બ્રહ્મની સાથે અભેદ વ્યવહાર 'ब्रह्म वेद ब्रह्मैव भवति' આ શ્રુતિમાં કહ્યા પ્રમાણે થાય છે. **સૂત્રકાર** પણ 'सुषुप्त्युत्क्रान्त्योर्भेदन' 'मुक्तोपसृप्यव्यपदेशाच्च' ઇત્યાદિ સૂત્રોથી મુક્તિદશામાં પણ ભેદને કહે છે. મુક્તોનું ભોગમાત્રથી પરમાત્માની સાથે **સમપણું** છે, પણ જગત્કારણત્વાદિકથી નહિ એમ 'जगद्व्यापारवर्जं' 'भोगमात्रसाम्यलिङ्गाच्च' આ સૂત્રમાં વર્ણન કર્યું છે. મુક્તિમાં ભેદને પ્રતિપાદન કરનારી જે શ્રુતિઓ છે તે અર્વાચીન મુક્તિવિષયવાળી છે, પણ પરમ મુક્તિ વિષયવાળી નથી ?' એમ કહી શકાય તેમ નથી. **પ્રજાપતિ** વાક્ય અને **આનંદવલ્લી** આદિકમાં પરમા મુક્તિમાં પણ આત્મભેદનું પ્રતિપાદન કર્યું છે. આ જોતાં મુક્તિ અવસ્થામાં પણ **આત્મ**ભેદ સુસ્થિત છે, તો બદ્ધ દશામાં હોય એમાં કાંઈ કહેવાનું નથી.

'જ્યારે **શરીર**ભેદમાં પણ આત્મભેદ કાયમનો છે, તો 'यद्यन्योऽस्ति परः कोऽपि मत्तः पार्थिवसत्तम। तदैषोऽहमयं चान्यो वक्तुमेवमपीष्यते ॥' 'तस्यात्मपरदेहेषु सतोऽप्येकमयं हि तत्' (वि. पु.) આ વચનમાં તેનો નિષેધ કેમ કરવામાં આવે છે ? તો તેમ નથી. આ વચન પ્રકારભેદના નિષેધ પર છે. પ્રત્યેક શરીરમાં ન્યારા ન્યારા એવા પણ જીવોનું સ્વરૂપ એકરૂપ છે. તમામ આત્માઓ વિજ્ઞાનરૂપ એક આકારવાળા હોઈને સરખા છે. દેવત્વ મનુષ્યત્વ આદિક જે બધો ભેદ વર્તે છે તે શરીરના સંબંધવાળો છે. આ બાબત 'पुमान्न देवो न नरो न पशुर्नच पादपः । 'चतुर्विधो विभेदोऽयं मिथ्याऽज्ञाननिबन्धनः ॥' 'देवादिभेदे विध्वस्ते नास्त्येवावरणो हि सः ॥' (वि. पु.) આ વચનમાં વ્યક્ત છે. પ્રકારની એકતાના અભિપ્રાયથી એક શબ્દનો પ્રયોગ અને ભેદનિષેધ 'આ એકજ વ્રીહિ છે. આ વ્રીહિ થકી અન્ય નથી.' એમ સારી રીતે કહી શકાય છે. માટે આવાં જે વચનો છે તે આત્માઓ વચ્ચે વિષમતાને પ્રતિષેધ કરનારાં છે પણ આત્મભેદને નહિ, એમ જાણવું.

પ્રત્યેક શરીરમાં આત્મા જુદો જુદો છે એમ વેદનું પ્રામાણ્ય માનનારા સર્વ કોઈ **દર્શનકારોએ** સ્વીકાર્યું છે. ભગવાન્ **શ્રીહરિએ** પણ 'एकैकस्मिन्नतो देहे जीव एकैक एव हि' એમ **આત્મભેદ** સ્વીકાર્યો છે, આ બધોજ તત્ત્વાર્થ **સત્સંગિજીવનમાં** સ્પષ્ટ કહ્યો છે–'भेदो हि वास्तवो नूनं जीवेशब्रह्मणां हरेः। नित्यानां नित्य इत्यादि श्रुतिभिः प्रतिपादितः ॥ ब्रह्मवित्परमाप्नोतीत्येषा श्रुतिरपि स्फुटम् । प्राह ब्रह्मविदां सेव्यं परं ब्रह्मेति सन्मते ! ॥ आत्मा शरीरं यस्याति नैवात्मा वेत्ति यं तथा । य आन्तरो यमयति ह्यात्मानममृतः प्रभुः ॥ शरीरमक्षरं यस्य नैव यं वेत्ति चाक्षरम् । आन्तरो यो यमयति ह्यक्षरं सोऽमृतः प्रभुः ॥ इत्याद्यर्थाः श्रुतिगणा

स्त्वक्षरब्रह्मणोऽपि च । प्राहुः कृष्णशरीरत्वं तद्भिन्नत्वं तथा स्फुटम् ॥' ઇત્યાદિ. માટે **આત્મભેદ** અવશ્ય અંગીકાર્ય છે.

**આ સ્થળે આટલું ખાસ જાણવું**–વેદાદિ શાસ્ત્રોમાં પ્રતિપ્રાદન કરેલું અદ્વૈત બે પ્રકારનું છે–એક **બ્રહ્માદ્વૈત** અને બીજું **જીવાદ્વૈત**, તેમાં પ્રકારીનું જે અદ્વૈત તેને **બ્રહ્માદ્વૈત** કહે છે અને પ્રકારનું જે અદ્વૈત એને **જીવાદ્વૈત**, કહે છે. આમાં નિયામક શું છે ? તો 'सर्वं खल्विदं ब्रह्म' ઇત્યાદિ બ્રહ્મપ્રકરણમાં સામાનાધિકરણ્યથી બ્રહ્મનું અદ્વૈતપણું પ્રતિપાદન કર્યું છે. 'न तत्समश्चाभ्यधिकश्च दृश्यते' આ શ્રુતિ બ્રહ્મને તુલ્ય અન્ય પ્રકારીનો પ્રતિષેધ કરે છે માટે પ્રકારીનું અદ્વૈત એજ **બ્રહ્માદ્વૈત** કહેવાય. બ્રહ્મને સજાતીય દ્વિતીય કોઈ નથી એજ **બ્રહ્માદ્વૈત** શાસ્ત્રપ્રતિપાદ્ય સમજવું. જીવોનું બહુત્વ 'नित्यो नित्यानां' ઇત્યાદિ શ્રુતિસિદ્ધ છે, જો એમ ન માને તો **બદ્ધ મુક્ત વ્યવસ્થા, સુખ દુઃખની વ્યવસ્થા** અને ઉપદેશાદિકની **વ્યવસ્થા** ઘટતી આવે નહિ. 'पुमान्न देवो...देवादिभेदेऽपध्वस्ते' ઇત્યાદિકમાં ભેદનિષેધ સ્પષ્ટ શબ્દોમાં કહેવામાં આવ્યો છે. વળી મુક્તોનું સામ્ય કહેવામાં આવ્યું છે. માટે 'एको व्रीहिः' એની પેઠે એક શબ્દનો એક જાતીય પર અર્થ લઈએ તો ઘટતો આવે. માટે જે **જીવાદ્વૈત** કહ્યું છે તે પ્રકારાદ્વૈત જ જાણવું. જ્ઞાનરૂપ પ્રકારથી સમગ્ર આત્માઓ સજાતીય હોઈને બધા સરખા જ છે. શાસ્ત્રે કહેલા આવા **જીવાદ્વૈત**ના રહસ્યને નહિ જાણીને કોઈ વાદીઓ '**આત્મભેદ** નથી, **એક જ આત્મા** છે.' એમ વૃથા જલ્પે છે તે તદ્દન અસત્ય છે. આત્માઓ **અનંત** છે અને તે તમામ સ્વરૂપથી અલગ છે. તેમના થકી પરમાત્મા તો અત્યંત જુદા છે. કોઈનું પણ સ્વરૂપથી ઐક્ય નથી. તાત્પર્ય એ છે કે બ્રહ્મને સજાતીય દ્વિતીય કોઈ નહિ હોવાથી 'एकमेवाद्वितीयं' એમ કહેવાય છે. તમામ જીવો જ્ઞાનરૂપ એક આકારથી સજાતીય હોઈને બધા જ સરખા હોવાથી 'निर्दोषं हि समं ब्रह्म' 'एकमयं हि यत्' 'विज्ञानं परमार्थो हि' એમ **જીવાદ્વૈત** કહેવાય છે. આ બાબત સર્વેએ ખાસ સમજવાની છે. લોકમાં જે અદ્વૈતનું કુટણું ચુંથણું ગતાનુગતિ ન્યાયે ચાલ્યું છે તે તદ્દન વિપરીત છે.

## આત્માઓનું ત્રિવિધપણું—

આત્માઓમાં ત્રણ પ્રકાર છે-એક **બદ્ધ**, બીજા **મુક્ત** અને ત્રીજા **નિત્યમુક્ત**-**બદ્ધો** કેને કહેવાય ? તો તિલમાં તૈલજ જેમ અને કાષ્ઠમાં અગ્નિજ જેમ એમ વિવેચન કરી શકાય નહિ એવી ત્રિગુણાત્મક અનાદિ ભગવન્માયાથી જેમનાં સ્વરૂપો તિરોહિત થયાં છે અને અનાદિ અવિદ્યાથી સંચિત થએલાં જે પુણ્યપાપ કર્મો તેનાથી વિંટાએલા અને તે તે કર્મને અનુસારે વિવિધ વિચિત્ર દેવ મનુષ્યાદિ દેહમાં પ્રવેશેલા અને તે તે દેહમાં **અહંબુદ્ધિ** અને દેહસંબંધિ સ્ત્રી પુત્રાદિકમાં **મમતા**-

**બુદ્ધિ**ને કરનારા અને વળી દુર્વાસના રુચિને પરવશ થઈને પોત પોતાના કર્મને અનુસારે સુખદુઃખ પરંપરાને અનુભવનારા જે છે તે **બદ્ધો** કહેવાય છે. **મુકતો** કેને કહેવાય ? તો અનાદિ કર્મ પ્રવાહના સંબંધથી પ્રાપ્ત થએલા સંસારસંબન્ધમાં રહીને મોક્ષરુચિમાં પ્રતિબંધક એવાં કર્મોના ભોગથી કે સામાન્યપણે અનુષ્ટાન કરેલાં પ્રાયશ્ચિત્તોથી કે ફળાનુસંધાન વિના થએલાં ઉત્કટ યાદચ્છિક પુણ્યોથી નષ્ટ થતાં, તેથી જ જાયમાન દશામાં ભગવાનના કટાક્ષથી થએલા સત્ત્વાધિક્યથી મોક્ષરુચિ ઉપજતાં, સદ્‌ગુરુના સમાશ્રયથી પ્રાપ્ત થએલા વેદાંતવેદ્ય પરમાત્માના જ્ઞાનથી તેમની પ્રાપ્તિરૂપ મોક્ષસિદ્ધિ માટે સ્વવર્ણાશ્રમોચિત કર્મોને ફળસંગ કર્તૃત્વ મમત્વના ત્યાગપૂર્વક અનુષ્ઠાન કરીને, 'धर्मेण पापमपनुदति' 'कषाये कर्मभिः पक्वे ततो ज्ञानं प्रवर्तते' એમાં કહ્યા પ્રમાણે તેવાં સત્‌કર્મોના અનુષ્ટાનથી, જ્ઞાનોત્પત્તિમાં વિરોધી એવાં પ્રાચીન કર્મોનો પ્રક્ષય થતાં, નિર્મળ થએલા અંતઃકરણમાં ભગવાનના જ એક અવલંબવાળા **સમ્યક્ જ્ઞાનનો** ઉદય થતાં, 'जन्मान्तरसहस्रेषु तपोध्यानसमाधिभिः। नराणां क्षीणपापानां कृष्णे भक्तिर्हि साध्यते ॥' એમાં કહ્યા પ્રમાણે બહુ જન્મ સાધ્ય એવા કર્મ તથા જ્ઞાનથી ઉપજેલી તૈલ ધારાવત્ અવિચ્છિન્નસ્મૃતિ સંતતિરૂપ જે **ભકિત** તે મૂળથી ઉપજેલી ભગવાનની પ્રસન્નતાથી સાંસારિક સમગ્ર દુરિતો નિવૃત્ત થતાં, પોતાના આત્મસ્વરૂપના આવિર્ભાવને પામીને ભગવાનના દાસપણાને એક મુખ્ય ભોગ માનનારા જે છે તેમને **મુકતો કહે છે. નિત્યમુકતો** કેને કહેવાય ? તો ક્યારેય પણ સંસારને નહિ પામેલા જે છે તેમને નિત્યમુકતો કહે છે. એથી મુકતો થકી નિત્યોની વિલક્ષણતા જણાવી. સંસારના બંધથી નિવૃત્તિને પામેલા એ **મુકતો** અને કદાપિ સંસારગંધના સ્પર્શને નહિ પામેલા તે **નિત્યમુકતો** એવા પ્રકારથી ભેદ જાણવો.' 'नित्यो नित्यानां 'ज्ञाज्ञौ द्वावजौ' આ શ્રુતિમાં કહ્યા પ્રમાણે આત્મસ્વરૂપ તો સર્વેનું **નિત્ય** છે તથાપિ 'असन्नेव स भवति, सन्तमेनं ततो विदुः' આ શ્રુતિમાં કહ્યા પ્રમાણે ભગવદ્વિષયક જ્ઞાનવાળાને **સત્** અને જ્ઞાન વિનાનાને **અસત્** કહે છે, તો મુકતોને ભગવાનનું જ્ઞાન સદાકાળ નથી, બદ્ધદશામાં સંકુચિત હતું. નિત્યમુકતોને કદાચિત્ પણ જ્ઞાનના સંકોચનો અભાવ હોવાથી એમને **'નિત્યમુકત'** એવા નામથી કહેવા જોઈએ. એને જ **અનાદિમુકત** નામથી પણ કહેવાય છે. આ કારણથી જ 'यत्र पूर्वे साध्याः सन्ति देवाः' 'यत्रर्षयः प्रथमजाः ये पुराणाः' ઈત્યાદિ શ્રુતિઓ **નિત્યમુકતોને** વખાણે છે. 'કયારેય પણ સંસારને નહિ પામેલા' એ નિત્ય મુકતોનો **મહાન્ વૈભવ** છે. આ નિત્યમુકતો **અનંત** છે, તેમાં શય્યારૂપ **શેષ**, વાહનરૂપ ગરુડ, સેનાનીરૂપ **વિશ્વક્સેન** આદિકને નામથી નિર્દેશ્યા છે. ભગવત્સેવા પર આવા નામાંકિતોને **નિત્યસિદ્ધ** નામથી પણ કહે છે. ટુંકામાં તાત્પર્ય એ નીકળ્યું કે સંસારમાં બંધાઈ રહેલા જે છે તે **બદ્ધ**, સંસારથી છુટી ગએલા તે **મુકત** અને કદાપિ સંસારમાં નહિ

આવેલા તે નિત્યમુક્તો. આ રીતે જીવોમાં ત્રિવિધતા જાણવી. ત્રણેય **અણુપરિમાણ અને જ્ઞાનસ્વરૂપ જ્ઞાતા** છે. જ્ઞાનની ન્યૂનાધિકતાથી ભેદ છે.

## આત્માઓનું પરમાત્મશેષપણું—

આ ત્રિવિધ આત્માઓ પરમાત્માના **શેષ**ભૂત છે. આ અર્થ 'यस्यास्मि न तमन्तरैमि' 'पतिं विश्वस्य आत्मेश्वरम्' ઇત્યાદિ શ્રુતિ પ્રમાણ છે. 'यस्यात्मा शरीरं' આ **શ્રુતિ** આત્માઓની પરમાત્મશરીરતાને કહે છે, આથી પણ પરમાત્મશેષતા સિદ્ધ થાય છે. જે **શરીર** છે તે શરીરીના અતિશયને સંપાદન કરી આપનાર હોવાથી આપોઆપ તેનું **શેષભૂત** થાય છે. 'ज्ञानानन्दमयस्त्वात्मा शेषो हि परमात्मनः' 'परवानस्मि काकुत्स्थ त्वयि वर्षशतं स्थिते' 'दासोऽहं कोसलेन्द्रस्य रामस्याक्लिष्टकर्मणः' 'दासभूताः स्वतः सर्वे ह्यात्मानः परमात्मनः। नान्यथा लक्षणं तेषां बन्धे मोक्षे तथैव च॥' (આત્માઓનું દાસપણું સ્વાભાવિક છે અને એનું સર્વ દશામાં દાસત્વ એજ લક્ષણ છે) 'स्वजीवनेच्छा यदि ते स्वसत्तायां स्पृहा यदि। आत्मदास्यं हरेः स्वाम्यं स्वभावं च सदा स्मर॥' 'स्वत्वमात्मनि सञ्जातं स्वामित्वं ब्रह्मणि स्थितम्। उभयोरेष सम्बन्धो न परोऽभिमतो मम॥' (આત્મા પરમાત્મા વચ્ચે બીજા કોઈ તાદાત્મ્યાદિ નહિ પણ **સ્વસ્વામિભાવ** સંબંધ સદાનો હોવાથી આત્યંતિક શ્રેયમાટે તેનીજ સદા સ્મૃતિ રાખવાની કહે છે) 'अहमात्मा न देहोऽस्मि विष्णुशेषोऽपरिग्रहः' (આત્માને દેહવિલક્ષણ શુદ્ધ અને વિષ્ણુના શેષપણે જાણવાનું કહે છે) 'कृष्णस्य हि कृते सर्वमिदं विश्वं चराचरम्' (આ ચરાચર વિશ્વ કૃષ્ણને માટે છે, એટલે કૃષ્ણનું **શેષ**ભૂત છે) ઇત્યાદિ અનેક અધ્યાત્મશાસ્ત્રોનાં વચનો આત્મા પરમાત્મા વચ્ચે **શેષશેષિભાવ** સંબન્ધને સમર્થે છે.

આ અર્થની સ્પષ્ટતા **સત્સંગિજીવનમાં** 'ब्रह्माऽहं कृष्णदासोऽस्मि' આ અષ્ટાક્ષર મંત્રથી કરી છે. **શિક્ષાપત્રીમાં** 'कृष्णसेवा मुक्तिश्च गम्यताम्' આ વચનથી મુક્તિદશામાં પણ પરમાત્મદાસતા સુદૃઢ કરી છે. **હરિવાક્યસુધાસિંધુમાં**–'आत्माऽहं ब्रह्मरूपोऽस्मि महांपुरुषसेवया। तथाविधोऽपि कृष्णस्य दासोऽहं राधिकापतेः॥' 'देहत्रयपृथक्सत्तारूप आत्मैव केवळम्। हरिदासोऽहमस्मीति वेदनं ज्ञानमुत्तमम्॥' 'सच्चिद्रूपः स एवास्मि हरेर्दासः सदा सुचिः। विलक्षणोऽतिमलिनात् क्षेत्रादस्मि जडादहम्॥' "ब्रह्माहं कृष्णदासोऽस्मीत्येवं यर्ह्यस्य निश्चयः। सुदृढो जायते तर्हि मुक्तसंज्ञामुपैति हि॥' ઇત્યાદિ બહુ વચનોથી પરમાત્મદાસતાનું સ્પષ્ટ સમર્થન કર્યું છે. આત્માને પરમાત્માનો **દાસ** સમજવો એનેજ ઉત્તમ **વિજ્ઞાન** કહે છે અને ભગવદ્દાસ્યનો નિશ્ચય થાય છે ત્યારેજ મુક્તસંજ્ઞાની પ્રાપ્તિને કહે છે. એમ કરીને પરમાત્મશેષતાને **કાયમ**ની નક્કી કરે છે. એમાં હવે શંકાને સ્થાન રહેતું નથી.

કોઈ સ્વતંત્રપણાના **મોહ અભિમાનીઓ** એમ માને છે કે–'શેષપણું છે તે

તો દુઃખરૂપ હોવાથી આત્મસ્વરૂપ સાથે જડાએલું નથી. એમજ માને તો આત્મ-સ્વરૂપનું જે આનંદમયપણું છે તેમાં ઉપરોધ આવે' આ માન્યતા ખોટી છે. જે કર્મોપાધિવાળું શેષત્વ હોય તેજ દુઃખરૂપ જોવામાં આવે છે. વળી જો સ્વામી દુર્ગુણી હોય તો તેનું શેષત્વ દુઃખરૂપ થાય. સ્વામી સુગુણી હોય તો શેષપણુંજ બહુ આનંદ માટે થાય. જેમ સતીને સુગુણ ભર્તાની અનુવૃત્તિ મહા આનંદ માટે કલ્પાય છે પણ દુઃખ માટે નહિ, તેમ સુગુણસાગર ભગવાનનું શેષપણું અતિશય આનંદ માટે થાય છે. આ અર્થ **તત્ત્વસારમાં**–'शेषत्वं ननु दुःखमीक्षितमतो मुक्तेषु युक्तं न तन्मैवं माधवदास्यमौपनिषदं जागर्ति भूयः प्रियम् । धर्मिग्राहकमानबाधितमतस्तद्दुःखतासाधनं यद्वा तद्व्यतिरिक्तदास्यमसुखं साध्येत सिद्धं हि तत् ॥' આ રીતે સંગ્રહ્યો છે. આ અર્થ અધ્યાત્મશાસ્ત્રોના રહસ્યભૂત હોવાથી સ્વીકાર્ય છે. **ભાગવતમાં**–'सेवानुक्तमनसामभवोऽपि फल्गुः' 'मत्सेवया प्रतीतं च सालोक्यादि चतुष्टयम् । नेच्छन्ति सेवया पूर्णाः कुतोऽन्यत्कालविप्लुतम् ' 'नैकात्मतां मे स्पृहयन्ति केचिन्मत्पादसेवाभिरता मदीहाः ॥' 'अपवर्गमात्यन्तिकं परमपुरुषार्थमपि नो एवाद्रियन्ते भगवदीयत्त्वेनैव परिसमाप्तसर्वार्थाः ॥' આ રીતે પરમ પુરુષાર્થ કરતાં પણ ભગવત્સેવાની **સમધિકતા** કહી છે.

'यथेष्टं विनियोगार्हः शेषशब्देन कथ्यते । ईश्वरेण जगत्सर्वं यथेष्टं विनियुज्यते ॥' આવું વચન છે, તો જે યથેષ્ટ વિનિયોગને યોગ્ય તે **શેષ** કહેવાય. સમસ્ત જગતનો વિનિયોગ પરમાત્માએ લીલાર્થે યથેષ્ટ કરાય છે, માટે જગત્ એ પરમાત્માનું **શેષ** કહેવાય. જેમ લોકમાં ચંદન પુષ્પાદિ પદાર્થોને પોતાને સ્વાર્થલેશ નથી, ધારનારને જ તેનો ઉપયોગ છે, તેમ આત્માઓને પોતાને કશો સ્વાર્થ નથી, પરત્માત્માના ઉપભોગ માટેજ એમનું સ્વરૂપ સ્વભાવાદિ કલ્પાએલું છે. જેમ ગૃહ ક્ષેત્ર પુત્ર કલત્ર ધન ધાન્ય આરામ દાસ દાસી વિગરે પદાર્થો ધણીના શેષભૂત હોય છે પણ તે પૃથક્ સ્થિતિને યોગ્ય છે, તેમ આ **આત્મવસ્તુ** પરમાત્માથકી પૃથક્ સ્થિતિને કદાપિ યોગ્ય નથી. જેમ **શરીર** છે તે શરીરીથકી પૃથક્ સ્થિતિને યોગ્ય નથી તેમ આત્મવસ્તુ 'यस्मात्मा शरीरं' આ શ્રુતિમાં કહ્યા પ્રમાણે પરમાત્માનું શરીર હોવાથી પરમાત્માથકી કદાપિ પૃથક હોઈ શકે નહિ. શરીરશરીરીનું અપૃથકપણું છે. ચંદન પુષ્પાદિ અચેતન વસ્તુનું ચેતન આત્મવસ્તુમાં દષ્ટાંત દેવામાં આવે છે તે તો પરમાત્માની આગળ આત્માની અત્યંત પરતંત્રતા જણાવવા માટે છે. આ પ્રમાણે હોવાથી **ભાષ્યકારે** 'परगतातिशयाधानेच्छयैवोपादेयत्वमेव यस्य स्वरूपं स शेषः, पर शेषी' એમ **શેષશેષિ**ભાવનું લક્ષણ કર્યું છે. આ રીતે આત્મા સ્વતંત્ર નહિ પણ પરમાત્માનો શેષ છે. એમના વચ્ચે **શેષશેષિભાવ** સંબન્ધ છે. આ અર્થ **વચનામૃતમાં** લોયા ૧૨ 'ભગવાન તો સર્વના ભોક્તા છે' (આથી સર્વની ભગવદ્‌ભોગ્યતા જણાવી. જે ભોગ્ય હોય તે તેનું **શેષ** કહેવાય) અંત્ય.

૧૩ 'આપણે તો ભગવાનથકી કાંઈ અધિક નથી, ને આપણું મન છે તે ભગવાનના ચરણારવિંદમાં ચોટાડ્યું છે...અને જે ભગવાન છે તેજ આ દેહના પ્રવર્તાવનારા છે તે ગમે તો આ દેહને હાથીએ બેસારો કે ગમે તો બંધીખાનામાં નંખાવો અને ગમે તો આ દેહમાં કોઈક રોગ પ્રેરો પણ કોઈ દિવસ ભગવાન્ આગળ આવી પ્રાર્થના કરવી નથી જે હે મહારાજ! આ મારૂં દુઃખ છે તેને ટાળો. શા માટે જે આપણે પોતાના દેહને ભગવાનના ગમતામાં વર્તાવવો છે, જેમ એ ભગવાનનું ગમતું હોય તેમજ આપણે ગમે છે પણ ભગવાનના ગમતાથકી પોતાનું ગમતું લેશપણ નોંખું રાખવું નથી અને આપણે જ્યારે તન મન ધન ભગવાનને અર્પણ કર્યું ત્યારે હવે ભગવાનની ઇચ્છા તેજ આપણું પ્રારબ્ધ છે તે વિના બીજું પ્રારબ્ધ નથી. તેની રક્ષાને તો ભગવાન્ પોતેજ કરે છે (આમાં વર્ણવેલી બાબત **શેષશેષિ**ભાવને મળતી છે. જેની સ્વાર્થ વિના ભગવદર્થેજ પ્રવૃત્તિ છે તેને **શેષ** કહેવાય) ઇત્યાદિ.

આત્મા જેમ શેષભૂત છે તેમ પરમાત્માએ **નિયામ્ય** છે, પરમેશ્વરની બુદ્ધિને અધીન સમગ્ર વ્યાપારપણું એજ નિયામ્યપણું જાણવું. જેમ શરીરની સમગ્ર પ્રવૃત્તિઓ બુદ્ધિને આધીનપણે થાય છે તેમ શરીરભૂત આત્મવસ્તુના સમગ્ર વ્યાપારો પણ શરીરી પરમાત્માની બુદ્ધિને અધીનપણે પ્રવર્તે છે. આ અર્થ 'य आत्मनि तिष्ठन्...य आत्मानमन्तरो यमयति स त आत्माऽन्तर्याम्यमृतः' ઇત્યાદિ અનેક શ્રુતિસિદ્ધ છે. જેમ નિયામ્ય છે તેમ પરમાત્માએ **ધાર્ય** છે. 'एष सेतुर्विधरणः' 'तत्सर्वं प्रज्ञाने प्रतिष्ठितम्' एवमेव चास्मिन्नात्मनि सर्वाणि भूतानि सर्व एवात्मानः समर्पिताः' 'एतस्य वा अक्षरस्य प्रशासने गार्गि सूर्याचन्द्रमसौ विधृतौ तिष्ठतः' 'परमात्मा च सर्वेषामाधारः परमेश्वरः' ઇત્યાદિ શ્રુતિ–સ્મૃતિઓમાં પરમાત્માને સર્વ ધારકપણે નિરૂપેલા હોવાથી આત્માનું પરમાત્માએ **ધાર્યપણું** સુસિદ્ધ છે. આત્મા પરમાત્મા વચ્ચે આ રીતે **નિયામ્ય–નિયામક ભાવ** તથા **ધાર્ય–ધારક** ભાવ સંબંધ કાયમનો સાબીત છે. આનું વિવેચન પ્રથમ આવી ગયું છે.

આત્માના ધર્મભૂત જે **અણુપણું શેષપણું** વિગેરે છે તે તો શાસ્ત્રથી અને ઉપપત્તિથી સમજવામાં આવે છે; પરંતુ સ્વયંપ્રકાશાત્મક જે સ્વસ્વરૂપ તેનાથી સમજવામાં આવતા નથી. કેમકે **પ્રત્યક્પણું**, **અનુકૂળપણું** અને **એકત્વપણું** તેણે કરીને જ આત્માનું **સ્વયંપ્રકાશમાનપણું** છે, માટે જ સ્વયંપ્રકાશ એવા પણ આત્મામાં નિત્યત્વ અનિત્યત્વ વિભુત્વ અણુત્વ આદિક બાબતોમાં વિવાદ થાય છે તે ઘટતો આવે છે, એમ આત્મા **શબ્દ**પ્રમાણથી ગમ્ય છે. જે આત્મા છે તે દેહાદિક થકી વ્યતિરિક્ત છે, કેમકે અજડ છે. આત્મા અણુ છે, કેમકે નિરવયવ હોઈને ક્રિયાવાન્ છે, ઈત્યાદિ અનુમાનને પણ ગોચર છે. પર શરીર આત્માએ સહિત છે, કેમકે એ ચેષ્ટાવાળું છે. ઇત્યાદિ અનુમાનથી પણ આત્માનું ગ્રહણ થાય

છે. આ રીતે આત્મા અનુમાનગોચર પણ છે. યોગજન્ય ધર્મોથી સંસ્કૃત શુદ્ધ થએલા મનવડે અણુત્વ શેષત્વ આદિક ધર્મોએ વિશિષ્ટ એવો આત્મા સાક્ષાત્ કરાય છે. આ **અર્થ આત્મસિદ્ધિમાં** 'एवमात्मा स्वतः सिद्धयन्नागमेनानुमानतः। योगाभ्यासभुवा स्पष्टं प्रत्यक्षेण प्रकाशते ॥' આ રીતે અનુગ્રહ્યો છે. આમાં જ્ઞાનાન્તરમાં ગોચર થાય એ ઉપરથી તેના સ્વયંપ્રકાશપણામાં કશો વિરોધ આવતો નથી. કેમકે જ્ઞાનાન્તર વિના પણ સ્વરૂપ સ્વયંપ્રકાશે છે. આ રીતે આત્મા સ્વયંપ્રકાશ હોવાથી **મિતિરૂપ** (જ્ઞાનરૂપ) છે અને જ્ઞાનમાં વિષય થતો હોવાથી **મેય** (જ્ઞેય) થાય છે અને જ્ઞાનનો આશ્રય હોવાથી માતા (જ્ઞાતા) પણ થાય છે. આ અર્થ **પ્રજ્ઞાપરિત્રાણમાં** 'प्रमाता च प्रमेयं च प्रमाणं च भवेत्पुमान् ॥' આ વચનમાં વ્યકત છે. प्रमाण પદનો અર્થ 'प्रमा' એમ જાણવો. જે ધર્મભૂત જ્ઞાન છે તે સ્વયંપ્રકાશ હોવાથી **જ્ઞાનરૂપ** અને જ્ઞાનાન્તરમાં વિષય થતું હોવાથી **જ્ઞેયરૂપ** થાય છે. પરંતુ **જ્ઞાતા** હોઈ શકે નહિ. ઘટાદિ પદાર્થો તો કેવળ **જ્ઞેય** થાય છે. આ અર્થ પ્રજ્ઞાપરિત્રાણમાં 'प्रमा मेया च धीरेव मेया एव घटादयः' આ વાકયમાં વ્યકત છે. આ રીતે **આત્મા** શાસ્ત્ર, અનુમાન અને પ્રત્યક્ષ પ્રમાણથી **ગમ્ય** છે.

ઉપર પ્રમાણે જીવનું સ્વરૂપ સ્વભાવાદિ વર્ણવવામાં આવ્યું છે. **બદ્ધ મુકત નિત્ય** એવા ભેદથી ત્રણ પ્રકારે મનાતા આત્માઓનું નિષ્કૃષ્ટ લક્ષણ 'शेषत्वे सति ज्ञातृत्वम्' એવું કર્યું છે. જો શેષત્વ એટલું લક્ષણ કરે તો અચિત પણ શેષ હોવાથી તેમાં તે લક્ષણ જતું રહે, તેના નિવારણ માટે સાથે જ્ઞાતૃત્વ મુકયું છે. અચિત્ દ્રવ્ય શેષ છે પણ જ્ઞાતા નથી. જો 'ज्ञातृत्व' એટલું જ લક્ષણ કરે તો પરમાત્મા પણ જ્ઞાતા હોવાથી તેમાં તે લક્ષણ જતું રહે, તેના નિવારણ માટે સાથે શેષત્વ મુકયું છે. પરમાત્મા જ્ઞાતા છે પણ કોઈનો શેષ નથી. એમ જ્ઞાતા હોઈને શેષ હોવાથી લક્ષણની સંગતિ થાય છે. અસાધારણ ધર્મને **લક્ષણ** કહે છે. 'अणुत्वे सति चेतनत्व' એવું પણ લક્ષણ થાય છે. જો ચેતનત્વ માત્ર લક્ષણ કરે તો પરમાત્મા પણ ચેતન હોવાથી તેમાં તે લક્ષણ જતું રહે, તેના નિવારણ સાથે अणुत्व કહેવામાં આવ્યું છે. પરમાત્મા તો અણુ નહિ પણ વિભુ છે. જો 'अणुत्व' માત્ર લક્ષણ કરે તો બીજા અણુ જડ પદાર્થમાં લક્ષણ જતું રહે, તેના નિવારણ માટે સાથે 'चेतनत्व' કહ્યું છે. જડ વસ્તુ એ ચેતન નથી. આત્મા તો ચેતન છે. એમ આત્મા અણુપરિમાણ અને ચેતન હોવાથી લક્ષણની સંગતિ થાય છે. આત્માનાં બીજાં પણ લક્ષણો 'चेतनत्वे सति आधेयत्व विधेयत्व–पराधीनकर्तृत्व–परतन्त्रत्व'– વિગેરે છે. આધેયત્વ એટલે આશ્રિતપણું અને વિધેયત્વ એટલે નિયામ્યપણું જાણવું. આધેયત્વ વિગેરે અચેતનમાં પણ હોય છે, તો ચેતનપણાની સાથેનું આધેયત્વ વિગેરે **આત્માનું** લક્ષણ જાણવું.

ઉપર પ્રમાણે જીવનું **જ્ઞાતાપણું** વિગેરે લક્ષણ વર્ણવ્યું છે. દેહાદિકને જીવા–

ડનાર હોવાથી એને જીવ શબ્દથી કહે છે. આ અર્થ **હરિવાક્યસુધાસિંધુમાં**– 'प्रकाशकत्वाच्चिद्रूपो जीवनाज्जीव उच्यते' આ રીતે જણાવ્યો છે. સર્વ કોઈ પદાર્થ 'इदं' એમજ બીજાને જ પ્રકાશે છે. આત્મા તો 'हु हु' એમ પોતાને પોતે જ પ્રકાશે છે માટે એને प्रत्यक् કહે છે. આ અર્થ 'प्रत्यगात्मानमैक्षत' આ શ્રુતિસિદ્ધ છે. શરીરને વિષે ધારકપણે, નિયંતાપણે અને શેષિપણે વ્યાપીને રહ્યો છે માટે 'आत्मा' શબ્દથી કહ્યો છે. અથવા વિષયોનું અદન કરે છે એથી પણ એને **આત્મા** કહે છે. શરીરરૂપ પુરમાં વસે છે માટે पुरुष શબ્દથી પણ કહે છે. **क्षेत्र**શબ્દવાચ્ય શરીરને જાણનારો હોવાથી એને क्षेत्रज्ञ નામથી કહે છે. એનું સ્વરૂપ સદાય ભાસમાન હોવાથી ज्ञानस्वरूप અને વિષયોને ગ્રહણ કરે છે માટે જ્ઞાતા કહેવાય છે.

## ધર્મભૂત જ્ઞાનનું નિરૂપણ-(જ્ઞાનનું લક્ષણ)

હવે જીવનું જે **ધર્મભૂત જ્ઞાન** તેનું નિરૂપણ કરવામાં આવે છે—'નિત્ય વિભૂતિથકી ભિન્નપણાની સાથે અચેતનપણું હોઈને સ્વયંપ્રકાશપણું' એ જ્ઞાનનું લક્ષણ છે. જો સ્વયંપ્રકાશત્વમાત્ર કહે તો જીવાત્મા પરમાત્મા બન્ને સ્વયંપ્રકાશ હોવાથી એમાં એ લક્ષણ જતું રહે, તેની નિવૃત્તિ માટે અચેતનત્વ કહ્યું છે. જીવાત્મા પરમાત્મા તો અચેતન નહિ પણ ચેતન જ્ઞાતા છે. જો અચેતન હોઈને સ્વયં પ્રકાશત્વ માત્ર લક્ષણ કરે તો નિત્યવિભૂતિ પણ અચેતન હોઈને સ્વયં પ્રકાશ હોવાથી તેમાં તે લક્ષણ જતું રહે, તેના નિવારણ માટે **નિત્યવિભૂતિ-ભિન્નત્વ** કહ્યું છે. જો નિત્યવિભૂતિભિન્નત્વ હોઈને અચેતનત્વ માત્ર લક્ષણ કરે તો પ્રકૃત્યાદિક પણ નિત્યવિભૂતિ થકી ભિન્ન હોઈને અચેતન હોવાથી તેમાં એ લક્ષણ જતું રહે, એના નિવારણ માટે સ્વયંપ્રકાશત્વ કહ્યું છે. પ્રકૃત્યાદિ જડ હોવાથી સ્વયંપ્રકાશ નથી. આ રીતે આ **જ્ઞાન** લક્ષણની સંગતિ છે.

અથવા વિભુત્વ સાથે કાળ થકી અન્યપણું હોઈને અપૃથક્સિદ્ધ ધર્મપણું એ જ્ઞાનનું લક્ષણ છે. જો અપૃથક્સિદ્ધ ધર્મત્વમાત્ર લક્ષણ કરે તો સત્ત્વાદિક ધર્મો પણ ધર્મીથકી અપૃથક્સિદ્ધ હોવાથી તેમાં તે લક્ષણ જતું રહે,તેની વ્યાવૃત્તિ માટે **વિભુત્વ** કહેવામાં આવ્યું છે. સત્ત્વાદિ ગુણો અપૃથક્સિદ્ધ છે પણ વિભુ નથી. જ્ઞાન તો વિભુ છે. જો વિભુ હોઈને અપૃક્સિદ્ધધર્મત્વમાત્ર લક્ષણ કરે તો કાળ પણ વિભુ અને પરમાત્મા થકી અપૃથક્સિદ્ધ ધર્મ હોવાથી તેમાં એ લક્ષણ જતું રહે, તેની નિવૃત્તિ માટે કાળથકી અન્યપણું કહ્યું છે. કાળનું કાળથકી અન્યત્વ કહેવાય નહિ. જો કાળથકી અન્ય હોઈને વિભુત્વમાત્ર લક્ષણ કરે તો પરમેશ્વર પણ વિભુ હોઈને કાળથકી અન્ય હોવાથી એમાં એ લક્ષણ જતું રહે, એના નિવારણ માટે અપૃથક્સિદ્ધત્વ કહ્યું છે. ઈશ્વર છે તે કોઈના અપૃથક્સિદ્ધ ધર્મ નથી. જ્ઞાન છે તે તો અહમર્થ આત્માનો અપૃથક્સિદ્ધ ધર્મ છે એ બાબત 'હું જાણું છું' આ પ્રતીતિથી સાબીત થાય છે.

અથવા "ઘટાદિ અર્થોના પ્રકાશમાં જે અસાધારણ કારણ થાય તે જ્ઞાન છે"

એવું પણ જ્ઞાનનું લક્ષણ થાય છે. 'ઘટાદિ અર્થોનો **પ્રકાશ**' એટલે વ્યવહારની અનુગુણતા જાણવી. જ્ઞાનમાં જ્યારે ઘટાદિ અર્થો વિષય થાય છે ત્યારેજ તેનો 'अयं घटः अयं पटः' એવો વ્યવહાર થાય છે. જ્ઞાનમાં ગોચર ન થાય ત્યાં સુધી તેનો વ્યવહાર થતો નથી એ બાબત પ્રસિદ્ધ છે. તો તેમાં અસાધારણ કારણ **જ્ઞાનજ** છે. યદ્યપિ જીવ-જ્ઞાનનું સર્વ દ્રવ્યની સાથે સંયોગ ધરાવારૂપ વિભુપણું નથી તથાપિ તેની યોગ્યતા માત્ર અહીં કહેવાની ઇચ્છા છે. સુષુપ્તિમાં જ્ઞાન છે તથાપિ તેનું ભાન થતું નથી તે તો અતિસંકોચ અવસ્થાને પામવાથી છે. વિષયોના પ્રકાશ સમયમાં તો પોતાના આશ્રય (અહમર્થ આત્મા) ને આ જ્ઞાન સ્વયં પ્રકાશે છે. જ્યારે ઘટજ્ઞાન થાય છે ત્યારે 'હું ઘટ જ્ઞાનવાળો છું કે નહિ ?' એવો સંશય કોઈને ઉદય પામતો નહિ હોવાથી ઘટજ્ઞાનનો પ્રકાશ કહેવો જોઈએ. તેમાં જો 'અન્યને આધીન એ પ્રકાશ છે' એવી કલ્પના કરવા જાય તો બહુ ગૌરવ આવે છે, માટે 'બીજાનો પણ નિર્વાહ કરી આપે છે અને પોતે પોતાનો નિર્વાહ કરે છે' એવા ન્યાયને આશરીને સ્વાધીનપણાની કલ્પનાજ યોગ્ય હોવાથી **જ્ઞાન** પોતે પ્રકાશે છે અને ઘટાદિ અર્થને પણ પ્રકાશ કરી આપે છે. જ્ઞાનનું સ્વયંપ્રકાશપણું **તત્ત્વમુક્તાકલાપમાં** 'धीत्वाद्वेद्मीति सिद्धा' આ કારિકાથી સિદ્ધ કર્યું છે.

## જ્ઞાનનું નિત્યપણું

જેમ આત્મસ્વરૂપ નિત્ય છે તેમ તેનું ધર્મભૂત જ્ઞાન પણ **નિત્ય** છે. કેમકે નિત્ય આત્માના સ્વરૂપને નિરૂપનારો એ અસાધારણ ધર્મ છે. આ અર્થના સમર્થનમાં શ્રુતિ-સ્મૃતિઓ છે–'अविनाशी वा अरे अयमात्मा अनुच्छित्तिधर्मा' (बृ. उ.) (આત્માની ઉચ્છિત્તિ નથી તેમ તેના ધર્મની પણ ઉચ્છિત્તિ નથી, માટે નિત્ય છે) 'एवमेवास्य परिद्रष्टुरिमाः षोडशकलाः पुरुषायणाः पुरुषं प्राप्यास्तं गच्छन्ति' (प्रश्न. उ.) પ્રાણાદિ સોળ કળાના લય સમયેપણ સ્વરૂપને નિરૂપનારા ધર્મપણે પરિદર્શન (જ્ઞાન)નો નિર્દેશ કર્યો હોવાથી તેનો લય નહિ થતો હોવાથી તેનું **નિત્યત્વ** સિદ્ધ થાય છે. 'न हि विज्ञातुर्विज्ञातेर्विपरिलोपो विद्यते' (बृ. उ.) (એક તો **વિજ્ઞાતિ**શબ્દ વાચ્ય જ્ઞાનનો સ્વરૂપ નિરૂપક ધર્મપણે નિર્દેશ કર્યો છે અને વળી જેમ આત્માનો વિપરિલોપ નથી તેમ તેના જ્ઞાનનો પણ વિપરિલોપ નથી એમ કહેલું હોવાથી જ્ઞાનનું **નિત્ય**ત્વ સિદ્ધ થાય છે) ज्ञानं वैराग्यमैश्वर्यं धर्मश्च मनुजेश्वर ! । आत्मनो ब्रह्मभूतस्य नित्यमेतच्चतुष्टयम् (वि. पु.) (આમાં જ્ઞાનની નિત્યતા સ્પષ્ટ છે. **ધર્મ**–શબ્દથી શેષત્વ લેવું) 'यथोदपानकरणात् क्रियते न जलाम्बरम् । सदेव नीयते व्यक्तमसतः सम्भवः कुतः ॥ तथा हेयगुणध्वंसादवबोधादयो गुणाः । प्रकाश्यन्ते न जन्यन्ते नित्या एवात्मनो हि ते ॥' (આ વચનમાં જ્ઞાનાદિ ગુણોની **નિત્યતા** સ્પષ્ટ કહી) 'ज्ञोऽत एव' આ **બ્રહ્મસૂત્રમાં** अत–શ્રુતિપ્રમાણથીજ આત્મા 'ज्ञ एव' એમ અવધારણથી 'જ્ઞાન છે એ આત્માનો સ્વભાવ છે' એવી વ્યવસ્થા કરેલી હોવાથી જ્ઞાનનું **નિત્યત્વ** ફલિત થાય છે. આ રીતે આત્માના ધર્મભૂત જ્ઞાનનું **નિત્યત્વ** શ્રુતિસ્મૃતિસૂત્રસિદ્ધ છે.

'જ્ઞાનને નિત્ય માનીએ તો સુષુપ્તિ ઘટતી નહિ આવે, કેમકે સર્વ વિજ્ઞાનની ઉપરતિનેજ **સુષુપ્તિ** કહે છે.' આ શંકાનું સમાધાન એમ છે કે, જ્ઞાન તો વિદ્યમાન છે પણ સુષુપ્તિ સમયે ઉદ્ભૂત તમોગુણથી ઇન્દ્રિયાદિ ઉપકરણોનો પરાભવ થતો હોવાથી વિષયોનો પ્રકાશ થતો નથી, માટે સુષુપ્તિ ઘટતી આવે છે. 'पुंस्त्वादिवत्त्वस्य सतोऽभिव्यक्तियोगात्' આ **સૂત્રમાં** જેમ પુંસ્ત્વાદિકને અસાધારણ એવો **ધાતુ** (વીર્ય) બાલ્યાવસ્થામાં પણ વર્તે છે, પણ તેની અભિવ્યકિત થતી નથી, યુવા વયમાં તો અભિવ્યકિત થાય છે. તેમ **જ્ઞાન** સુષુપ્તિ આદિક અવસ્થામાં વિદ્યમાન છતાં પણ જાગ્રતાદિ દશામાંજ વિષયગ્રહણ સમયે તેની અભિવ્યકિત (પ્રકાશ) થાય છે. મુકિત અવસ્થામાં તો જ્ઞાન છેજ. કેમ કે 'सर्वं हि पश्यः पश्यति' ઇત્યાદિ શ્રુતિઓમાં મુકતને સર્વેનો સાક્ષાત્કાર કહ્યો છે. 'न प्रेत्य संज्ञाऽस्ति' આ **શ્રુતિ** મુકતને જ્ઞાનનો અભાવ કહેતી નથી. પરંતુ સંસારદશામાં જે ભૂતોને અનુસરવાથી જન્મનાશાદિકનું દર્શન થાય છે તે મુકતોને નથી. એટલુંજ કહે છે. આવો સંગત અર્થ કરવાથી 'न पश्यो मृत्युं पश्यति न रोगं नोत दुःखताम्' 'नोपजनं स्मरन्निदं शरीरं' 'मनसैतान् कामान् पश्यन् रमते' ઇત્યાદિ શ્રુતિઓની સાથે એકાર્થતા થાય છે, નહિ તો વિરોધ આવે. આ રીતે સુષુપ્તિ મુકિતમાં સ્વરૂપાનુબન્ધિ જ્ઞાનનો અન્વય હોવાથી **જ્ઞાનનું નિત્યપણું** સુદૃઢ થાય છે.

### જ્ઞાનનો વિકાસ અને સંકોચ—

નિત્ય આત્માનું નિત્યભૂત એવું જે જ્ઞાન તે એક એક આત્માને **એક એક** છે. પ્રત્યેક શરીરમાં જેમ આત્મા પૃથક્ પૃથક્ છે તેમ તેનું **જ્ઞાન** પણ પૃથક્ પૃથક્ છે. એમ કહેવું એજ બહુ યોગ્ય છે. 'જ્યારે જ્ઞાન નિત્ય છે તો 'મને હમણાં જ્ઞાન ઉત્પન્ન થયું, મને જ્ઞાન નષ્ટ થયું' એ રીતે ઉત્પત્તિ અને વિનાશભાવે અનુભવાતા જ્ઞાનનું નિત્યપણું કેમ ઘટે ? એવી શંકા આવે છે. તેનું સમાધાન એમ છે કે–'सर्वं हि पश्यः पश्यति' 'स चानन्त्याय कल्पते' આ **શ્રુતિ** મુકિતદશામાં જ્ઞાનનું સર્વ વિષયકપણું કહેતી હોવાથી સર્વના સાક્ષાત્કારમાં સમર્થ છે, તથાપિ 'प्रज्ञा च तस्मात्प्रसृता पुराणी' (श्वे. उ.) 'आवृतं ज्ञानमेतेन ज्ञानिनो नित्यवैरिणा' (गीता) 'अविद्या कर्मसंज्ञान्या तृतीया शक्तिरिष्यते । यया क्षेत्रज्ञशक्तिः सा वेष्टिता नृप सर्वगा । संसारतापानखिलानवाप्नोत्यतिसन्ततान् ॥' (वि. पु.) આમાં કહ્યા પ્રમાણે કર્મને લીધે જ્ઞાન સંકુચિત થાય છે. 'तया तिरोहितत्वाच्च शक्तिः क्षेत्रज्ञसंज्ञिता । सर्वभूतेषु भूपाल ! तारतम्येन वर्तते । अप्राणवत्सु स्वल्पा सा स्थावरेषु ततोऽधिका। सरीसृपेषु तेभ्योऽपि ह्यतिशक्त्या पतत्रिषु। पतत्रिभ्यो मृगास्तेभ्यस्तच्छक्त्या पशवोऽधिकाः । पशुभ्यो मनुजाश्चातिशक्त्या पुंसः प्रभाविताः । तेभ्योऽपि नागगन्धर्वयक्षाद्या देवता नृप । शक्रः समस्तदेवेभ्यस्ततश्चाति प्रजापतिः। हिरण्यगर्भोऽपि ततः पुंसः शक्त्युपलक्षितः ॥

(वि. पु.) આમાં કહ્યા પ્રમાણે સ્વસ્વ કર્મને અનુસારે **જ્ઞાન** ન્યૂનાધિકભાવવાળું થાય છે. 'इन्द्रियाणां हि चरतां यद्येकं क्षरतीन्द्रियम्। तेनास्य क्षरति प्रज्ञा दृतेः पादादिवोदकम् ॥' (मनुः) આમાં કહ્યા મુજબ તે તે શ્રોત્ર ચક્ષુ આદિક ઇન્દ્રિયો દ્વારા બહાર નીકળીને શબ્દરૂપ આદિક વિષયોને ગ્રહણ કરે છે અને વળી તે થકી નિવૃત્તિને પામે છે, આવા વિકાસ અને સંકોચને લીધે થતો જે પ્રકાશ અને અપ્રકાશ તેને અવલંબીને '**જ્ઞાન ઉત્પન્ન** થયું, **નષ્ટ** થયું' એવો વ્યવહાર થાય છે. 'આ રીતે ઇન્દ્રિયો દ્વારા પ્રસરતું જ્ઞાન જ્યારે એક છે તો વિષયગ્રહણવેળાએ થતા પ્રકાશ અવસરમાં શ્રવણ દર્શન આદિક જુદી જુદી સંજ્ઞાવાળું થઈને અનેકપણે કેમ પ્રકાશે છે?' આવી એક શંકા આવે છે, તેનું સમાધાન એમ છે કે– યદ્યપિ જ્ઞાન તો એક જ છે પણ એક દ્વારે પ્રસરણ નહિ થતાં શ્રોત્ર ચક્ષુ આદિક અનેક ઇન્દ્રિયો દ્વારા બહાર પ્રસરીને શબ્દરૂપ આદિક અનેક વિષયોને ગ્રહણ કરે છે, એથી એ જ્ઞાનની શ્રવણ દર્શન આદિક ન્યારી ન્યારી સંજ્ઞાઓ આવે છે, તેથી એ જ્ઞાનનું અનેકત્વ કહેવાય છે. આમાં કારણ તો ઇન્દ્રિયો દ્વારા જુદા જુદા વિષયો પ્રત્યે પૃથક્ પૃથક્ પ્રસરણ જ છે. આ રીતે નિત્ય એવા પણ જ્ઞાનનો જે ઉત્પત્તિ વિનાશનો વ્યવહાર થાય છે તેનો હેતુ તથા તે પ્રસંગથી એક એવા પણ જ્ઞાનના અનેકત્વ વ્યવહારમાં હેતુ કહ્યો.

**તાત્પર્યાર્થ એ** છે કે જ્ઞાન સ્વતઃ સર્વ વિષયોમાં પ્રવેશવા સમર્થ છે, પરંતુ બદ્ધદશામાં કર્મથી સંકુચિત થવાથી તે તે જીવો સાથે સંબંધ ધરાવતા સુકૃતની ન્યૂનાધિકતાને લીધે પ્રત્યેક જીવોમાં ન્યૂનાધિકભાવવાળું વિષયગ્રહણાત્મક જ્ઞાન વર્તે છે. ન્યૂનાધિક ભાવથી થતું વિષયગ્રહણ પણ તે તે ઇન્દ્રિયો દ્વારા થતા જુદા જુદા પ્રસરણને લીધે છે. '**ઘટજ્ઞાન ઉત્પન્ન થયું, પટજ્ઞાન નષ્ટ થયું**' ઇત્યાદિ જે જ્ઞાનમાં ઉત્પત્તિવિનાશ ભાવનો વ્યવહાર થાય છે તે પ્રસરણ અને તેની નિવૃત્તિને લીધે છે. આ અર્થનું સમર્થન **શ્રીભાષ્યકારે** 'अतः क्षेत्रज्ञावस्थायां कर्मणा सङ्कुचितस्वरूपं तत्तत्कर्मानुगुणेन तमतरभावेन वर्तते। तच्चेन्द्रियद्वारेण व्यवस्थितम्। तमिममिन्द्रियद्वारा ज्ञानप्रसरमपेक्ष्योदयास्तमयव्यपदेशः प्रवर्तते' આ રીતે કર્યું છે.

યોગિઓને તો ઉત્કૃષ્ટ અદષ્ટના સહકારને લીધે જ્ઞાનનું બહુ દૂર રહેલા **પણ** અર્થોનું પ્રકાશ કરી આપવાપણું (દૂર દર્શન દૂર શ્રવણ વિગેરે) વર્તે છે. **મુક્ત** જ્ઞાનનો તો કર્મકૃત તિરોધાનની આત્યંતિક નિવૃત્તિ થઈ જવાથી સર્વ વિષયોમાં પ્રવેશવારૂપ વૈભવાતિશય વર્તે છે. સર્વજ્ઞપણું પ્રાપ્ત થાય છે. સૂત્રકારે 'पराभिध्यानात्तु तिरोहितं ततो ह्यस्य बन्धविपर्ययौ' 'देहयोगाद्वा सोऽपि' 'सम्पद्याविर्भावः स्वेन शब्दात्' ઇત્યાદિ સૂત્રો વડે "સંસાર દશામાં કર્માનુસારે થતા ભગવાનના સંકલ્પે કરીને જીવના જ્ઞાનાદિકની જે સ્વાભાવિક અવસ્થા તેનું તિરોધાન થાય છે અને ઉપાસના આદિકથી પ્રસન્ન થએલા એજ ભગવાનના સંકલ્પવિશેષને લીધે

તિરોધાનની નિવૃત્તિ થતાં સ્વાભાવિક નિરતિશય વિકાસનો પ્રાદુર્ભાવ થાય છે" આ રીતે સમર્થન કર્યું છે. જેમ ઉદય પામતા સહસ્રકિરણ **સૂર્યની** રશ્મિઓ દ્યુલોક પૃથ્વી લોકના સમગ્ર અંતરાળપ્રદેશમાં વ્યાપી જાય છે તેમ મુક્તજ્ઞાન પણ એકદમ અથવા બે ત્રણ ક્ષણની અંદર સર્વ બ્રહ્માંડની અંદર વર્તતી વસ્તુઓમાં વ્યાપવાપણું વેગાતિશયથી અને ભગવાનના સંકલ્પબળથી ઘટતું આવે છે. આ બધી બાબતો **તત્ત્વમુક્તાકલાપમાં** 'ज्ञातुर्ज्ञप्तेरलोपं कथयति निगमः' ઇત્યાદિ ત્રણ કારિકાથી સંગ્રહ્યો છે. આ રીતે જ્ઞાનનો **વિકાસ સંકોચ** સમજવો.

'જ્યારે સર્વ ચેતનોને ઉક્તવિધ જ્ઞાન છે તો તે જણાતું કેમ નથી?' તો તેમાં સંકોચ અસંકોચને લીધે તારતમ્ય છે. તેમાં 'अज्ञानशून्या अमराः' એમાં કહ્યા પ્રમાણે ક્યારેય પણ ભગવાનના જ્ઞાનનો અભાવ નહિ હોવાથી તેમનું સ્વરૂપ રૂપ ગુણ વિભૂતિઓને સદા અનુભવનારા નિત્યમુક્તોને જે જ્ઞાન છે તે સદા **વિભુ** છે. મિથ્યાજ્ઞાન દુષ્કર્મ મલિન દેહ આદિકના સંસર્ગવાળા બદ્ધોને જે જ્ઞાન છે તે કર્માનુગુણ સંકોચ વિકાસવાળું સદા હોવાથી **અવિભુ** છે. 'तीरं दृष्टवन्तः' એમાં કહ્યા પ્રકારે ભગવાનના અનુગ્રહથી સંસારસાગરને તરીને તેના પર તીરને પામેલા મુક્તોને જે જ્ઞાન છે તે પૂર્વ અવસ્થામાં **અવિભુ** છે પણ ઉત્તર અવસ્થામાં 'सर्वं ह पश्यः पश्यति' એમાં કહ્યા પ્રકારે **વિભુ** થાય છે. આ રીતે જ્ઞાનભેદને લીધે જીવાદિ ત્રણ ભેદો જણાવ્યા છે.

### જ્ઞાનનું દ્રવ્યપણું અને આત્મગુણપણું—

**દ્રવ્યત્વ કેવી રીતે?** તો સંકોચ વિકાસરૂપ **ક્રિયા** અને સંયોગ વિયોગરૂપ **ગુણનો** આશ્રય છે, વળી સ્વયંપ્રકાશરૂપ **અજડપણું** છે, માટે જ્ઞાનને **દ્રવ્ય** કહેવાય. 'गुणक्रियाश्रयो द्रव्यम्' એવું દ્રવ્યનું લક્ષણ કર્યું છે. ઇન્દ્રિયદ્વારા પ્રસરીને દ્રવ્યની સાથે સંયોગ થાય છે માટે જ્ઞાનનું દ્રવ્યપણું સાબીત થાય છે. ક્રિયાનું આશ્રયપણું કે ગુણોનું આશ્રયપણું એ પ્રત્યેક દ્રવ્યપણાને સાધી આપનાર છે. આ એની સાથે અજડપણું કહ્યું છે તે પણ દ્રવ્યત્વને સાધી આપનાર છે. જડ વસ્તુઓમાં દ્રવ્ય અદ્રવ્ય એવો ભેદ વર્તે છે. અજડ વસ્તુઓમાં તો કોઇપણ અદ્રવ્ય નથી, માટે 'જ્ઞાન એ દ્રવ્ય છે, કેમકે અજડ છે' જે અજડ છે તે દ્રવ્ય છે, જેમકે 'આત્મા' આ રીતે અજડપણાથી દ્રવ્યત્વની સિદ્ધિ કરવી તે યોગ્ય જ છે. જ્યારે જ્ઞાન એ દ્રવ્ય છે તો એનું આત્મગુણપણું કેમ ઘટે? તો તે સારી રીતે ઘટેછે. આત્માના સંબન્ધને નહિ છોડીને જ (સદા આત્માને આશ્રયે રહીને જ) વિકાસ શક્તિથી પ્રસરે છે માટે આત્મધર્મપણું કાયમ જ રહે છે. જેમ પ્રદીપાદિકના ધર્મભૂત પ્રભાની પ્રદીપાદિકનો સંબન્ધ નહિ છોડીને જ (તેને જ આશ્રયે રહીને) અન્યત્ર વ્યાપ્તિ છે. માટે જ પ્રભારૂપ તેજોધર્મપણું હોવાથી પ્રદીપાદિકનો **'તેજસ્વી'**-

પણે વ્યપદેશ થાય છે. 'જે જેના આશ્રયે રહેવાના સ્વભાવવાળો છે તે તેનો ગુણ છે' એવું ગુણનું લક્ષણ છે. **વૈશેષિકોએ** અદ્રવ્યોમાં જ ગુણની પરિભાષા (સંકેત) કરી છે તે તો આદર કરવા યોગ્ય નથી. કેમકે અપ્રધાનપણે મનાતા સેવકાદિકમાં અને દહીં આદિકમાં પણ ગુણપણાનો વ્યપદેશ લૌકિક–વૈદિક–સંપ્રદાય–સિદ્ધ છે. ઉપરનો અર્થ **શ્રીયામુનાચાર્યે** 'आश्रयादन्यतो वृत्तेराश्रयेण समन्वयात्। द्रव्यत्वं च गुणत्वं च ज्ञानस्यैवोपगम्यताम्' આ રીતે અનુગ્રહ્યો છે. માટે જ્ઞાનનું **દ્રવ્યત્વ** અને **ગુણત્વ** બન્ને પણ ઘટતું આવે છે. જ્ઞાનનું દ્રવ્યપણું **તત્ત્વમુક્તા-કલાપમાં** 'बुद्धिर्द्रव्यं विकारान्वयत इतरवत्' આ કારિકાથી ઉપપાદન કર્યું છે. આ આત્મધર્મભૂત જ્ઞાન એ **દ્રવ્ય** છે.

## જ્ઞાનનું આનંદરૂપપણું—

જ્ઞાન જ્યારે સ્વયં પ્રકાશેછે તે અવસ્થામાં જ્ઞાનનું જે **અનુકૂળપણું** એજ આનંદરૂપપણું છે. અનુકૂળ જ્ઞાનનેજ આનંદ કહે છે. આનંદ એ એક જ્ઞાનની અવસ્થા છે. 'જ્ઞાન જ્યારે અનુકૂળ છે તો વિષ કે શસ્ત્ર આદિકનાં દર્શન થાયછે તે અવસ્થામાં તે વિષયવાળું જ્ઞાન પ્રતિકૂળ (દુઃખરૂપ) કેમ થાય છે?' એવી શંકા આવેછે, તેનું **સમાધાન** એમ છે કે તેમાં દેહાત્મભ્રમાદિક કારણો છે. જેને દેહાત્મ-ભ્રમાદિ દોષો વર્તે છે તેને વિષ શસ્ત્રાદિ દુઃખરૂપ જણાય છે વસ્તુ વિચાર કરીએ તો 'यस्यात्मा शरीरं' 'जगत्सर्वं शरीरं ते' ઇત્યાદિ શ્રુતિસ્મૃતિઓમાં તમામ પદાર્થો ભગવાનનું શરીર છે અને એના આત્મા ભગવાન છે' એમ પ્રતિપાદન છે, તો જ્યારે 'તમામ પદાર્થો ભગવદાત્મક છે' એમ જાણે તે દશામાં સર્વ પદાર્થો અનુકૂળ-પણેજ જણાય છે, માટે સર્વ પદાર્થોનું આનુકૂલ્યપણુંજ સ્વભાવ છે. તેમાં જે પ્રતિકૂળતા જણાય છે તેમાં તો દેહાત્મભ્રમાદિ કારણ હોવાથી આગંતુક છે. અર્થાત્ 'સમસ્ત જગત્ ભગવદાત્મક છે' એવા જ્ઞાનવાળાને બધુ જગત્ અનુકૂળપણે જણાય છે અને તેવું જ્ઞાન ન હોય તેમને પ્રતિકૂળપણે જણાય છે. ચંદન પુષ્પાદિક પદાર્થોમાં આનુકૂલ્ય જણાય છે, તે જો સ્વાભાવિક માનવામાં આવે (ભગવદાત્મકપણે અનુકૂળતા નહિ માનતાં) તો કોઈ ભોકતાને કોઈ કાળમાં કે દેશમાં અનુકૂળપણે જણાતાં વસ્તુઓ (ચંદનાદિ) કાળાંતરમાં કે દેશાંતરમાં તેનેજ પ્રતિકૂળપણે જણાયછે તે સંભવે નહિ. વળી જે દેશ કે કાળમાં તેને અનુકૂળપણે જણાતાં હતાં તેના તેજ દેશ–કાળમાં બીજા માણસને પ્રતિકૂળપણે ન જણાવાં જોઈએ. પણ પ્રતિકૂળ-પણે બીજાને જણાય છે એ આપણે પ્રત્યક્ષ જોઈએ છીએ. માટે સર્વ પદાર્થોની ભગવદાત્મકપણેજ અનુકૂળતા તેજ સ્વાભાવિક છે. બીજું જે આનુકૂલ્ય (વસ્તુનિષ્ઠ) તે સ્વાભાવિક નથી, એવું તાત્પર્ય છે. એકજ વસ્તુ કયારેય દુઃખ માટે થાયછે અને વળી ક્યારેક સુખ માટે અને ઈર્ષ્યામાટે થાયછે અને કયારેક કોપમાટે થાય છે માટે 'વસ્તુઓ એવાજ સ્વભાવવાળાં છે' એમ કહી શકાય નહિ. જે વસ્તુ

સુખમાટે થતું હોય એજ પાછું દુઃખમાટે થાયછે. વળી તેજ વસ્તુ કોપમાટે થઈને વળી પાછું પ્રીતિમાટે થાય છે. માટે સ્વાભાવિક રીતે જગતમાં કોઈપણ પદાર્થ **દુઃખાત્મક** નથી તેમ **સુખાત્મક** નથી. આ અર્થ મનઃકલ્પિત નથી. વિ. પુ. માં 'वस्त्वेकमेव दुःखाय सुखायेर्ष्यागमाय च । कोपाय च ततस्तस्माद्वस्तु वस्त्वात्मकं कुतः ॥ तदेव प्रीतये भूत्वा पुनर्दुःखाय जायते । तदेव कोपाय ततः प्रसादाय च जायते । तस्मात् दुःखात्मकं नास्ति न च किञ्चित्सुखात्मकम् ॥' આ રીતે વિશદ વર્ણવ્યો છે. એકજ **સ્ત્રીદેહ** કામિઓને અનુકૂળપણે જણાય છે, તો વિરક્ત યોગીઓને પ્રતિકૂળપણે જણાય છે. આ સ્વભાવો **સ્ત્રીદેહમાં** સ્વાભાવિક કહેવાય નહિ. માટે વિષશસ્ત્રાદિકનું પ્રતિકૂળપણે અને ચંદનપુષ્પાદિકનું અનુકૂળપણે ભાન થાયછે તેતો દેહાત્મભ્રમ, કર્મ, ભગવદાત્મક જ્ઞાનનો અભાવ, ઇત્યાદિ દોષોથી થાય છે. માટે આગંતુક કહેવું પડે, કેમકે પછીથી એનો બાધ થાયછે. તો જો સર્વ પદાર્થોને ભગવદાત્મક સમજે તો એનો આનુકૂલ્યજ સ્વભાવ છે. એવી દૃષ્ટિવાળાને કશું પ્રતિકૂળ જણાતું નથી. 'मित्रामित्रकथा कुतः' માટે ભગવદાત્મક પદાર્થોનું ભાન થાય તે દશામાં સર્વ વિષયપ્રકાશનદશામાં પણ જ્ઞાન પણ અનુકૂળપણેજ ભાસેછે. આ રીતે ધર્મભૂત જ્ઞાનની **આનન્દરૂપતા** છે.

ઉપર વર્ણવ્યા પ્રમાણે ધર્મભૂત જ્ઞાન, તે સ્વરૂપની પેઠે **નિત્ય** છે **દ્રવ્ય** છે **અજડ** છે અને **આનન્દરૂપ** છે. આથી નિત્યત્વ દ્રવ્યત્વ અજડત્વ આનંદરૂપત્વ આ પ્રકારથી જ્ઞાનનું આત્મસ્વરૂપની સાથે સાધર્મ્ય આવે છે. જ્યારે આ રીતે સાધર્મ્ય આવેછે તો તે બન્નેની પરસ્પર વિલક્ષણતા શી છે ? એવો એક પ્રશ્ન આવે છે. **તેનો ઉત્તર એ છે** કે–ધર્મી સ્વરૂપ છે તે સંકોચ વિકાસને યોગ્ય નથી, પોતાથકી વ્યતિરિક્ત અર્થોને પ્રકાશ કરનાર નથી, પોતાને પોતેજ પ્રકાશ કરે છે અને અણુ છે, આટલા વિશેષો ધર્મિમાં છે. ધર્મપણું, સંકોચ વિકાસને યોગ્યપણું, પોતા થકી વ્યતિરિક્ત અર્થને પ્રકાશ કરી આપવાપણું, પોતાને પોતે પ્રકાશે રહિતપણું, પોતાનો આશ્રય જે સ્વરૂપ તેને સ્વયં પ્રકાશ પામવાપણું અને વિભુપણું, **આટલા જ્ઞાનમાં વિશેષો** છે, આ પ્રકારે બન્ને વચ્ચે વૈલક્ષણ્ય છે, જ્ઞાનનો આ સ્વાભાવિક **વેષ** કહ્યો.

**વિષય–વિષયિભાવ**—આ સ્થળે આટલું જાણવું.

અણુસ્વરૂપ આત્મા હૃદયમાં રહ્યો છે, તેનું ધર્મભૂત જ્ઞાન સર્વ શરીરમાં પ્રસરે છે. એ જ્ઞાનનો ઇન્દ્રિયો દ્વારા બહાર પ્રસરીને વર્તમાન વિષયોની સાથે સંયોગ ઘટતો આવેછે. આ રીતે જ્ઞાનને વિષયોની સાથે સંયોગ સંબન્ધ થાય છે, જો વિષયો યોગ્ય હોય તો તે સંયોગજ વિષય–વિષયિભાવ કહેવાય છે, જ્ઞાનમાં ઘટાદિ અર્થો વિષય થાય છે જેથી તે બે વચ્ચે વિષય–વિષયિભાવ સંબન્ધ આવેછે. વસ્તુનિષ્ઠ ગુણો જો યોગ્ય હોય તો તેમાં સંયુક્તાશ્રયણ સંબન્ધ આવે છે, જેમ

ઘટમાં રૂપ ગુણ છે તેમાં ઘટનો સંયોગ જ્ઞાનને થાય, પછી ઘટદ્વારા તન્નિષ્ટ રૂપનો
સંબન્ધ થાય છે. તેથી એ સંબન્ધને **સંયુક્તાશ્રયણ** કહેવાય છે. અતીત અનાગત
વસ્તુઓ સાથે જ્ઞાનનો સંબન્ધ થાય છે તેમાં **વિષયવિષયિભાવરૂપ** સંબન્ધ
સ્વીકારવો પડે. જ્યાં મુખ્ય સંયોગ સંભવતો હોય ત્યાં તે લેવો. તે ન સંભવતો
હોય તો તેને સ્થાને ગૌણ વિષયવિષયિભાવ સ્વીકારવો. આવા જ્ઞાનને **વિષયી**
કહેવામાં આવે છે.

## ઇચ્છાદિકનો જ્ઞાનમાં અંતર્ભાવ—

**ઇચ્છા દ્વેષ સુખ દુઃખ યત્ન સંસ્કાર,** આ બધા જે ધર્મો છે તે જ્ઞાનનીજ
એક પ્રકારની **અવસ્થા** છે. એનો જ્ઞાનમાંજ સમાવેશ છે. 'આગંતુક હોઈને
અપૃથક્સિદ્ધ ધર્મ હોય તેને **અવસ્થા** કહે છે. એવી અવસ્થાઓનું આશ્રયપણું એજ
**દ્રવ્યનું લક્ષણ** છે, તે જ્ઞાનમાં ઘટે છે. પ્રત્યક્ષત્વ અનુમાનત્વની પેઠે ઇચ્છાત્વ દ્વેષત્વ
આદિક પણ તે તે જ્ઞાનનીજ ઉપાધિને લીધે આવતી અવસ્થાના ભેદરૂપ છે, એમ
સંભવી શકે છે. જેમ એક પ્રકૃતિના મહદાદિ અનંત વિકારો થાય છે, જેમ એકજ ઇચ્છા
છે તે જુદા જુદા વિષયને લીધે **કામ ક્રોધ** સંજ્ઞાને પામે છે. અનુકૂળ વિષય પ્રાપ્તિની
ઇચ્છાને **કામ** કહે છે. પ્રતિકૂળ વિષય વિનાશની ઇચ્છાને **ક્રોધ** કહે છે. વળી જેમ
ભગવાનની એકજ ઇચ્છા છે તે સર્જનરૂપની અને સંહારરૂપની એમ બે પ્રકારની
કહેવાય છે. એમાં વિષય જુદો જુદો છે. સુખદુઃખમાં હેતુભૂત જે અનુકૂળજ્ઞાન અને
પ્રતિકૂળજ્ઞાન એજ **સુખરૂપ** અને **દુઃખરૂપ** છે એમ માનવું ઉચિત છે. ચંદ્રદર્શના-
દિકની ઇચ્છાવાળા તો ઘણા છે પણ તેમાં કોઈ પ્રવર્તતા નથી, માટે ઇચ્છા થકી **પ્રયત્ન**
નામની જુદી અવસ્થા જ્ઞાનની સ્વીકારવી પડે. જે સાંશ જ્ઞાન છે તે નિત્ય દ્રવ્ય હોવાથી
પૂર્વાનુભવનો સૂક્ષ્મ અંશ એજ **સંસ્કાર** કહેવાય છે, તે પણ જ્ઞાનની અવસ્થા છે.
'कामः सङ्कल्पो विचिकित्सा श्रद्धाऽश्रद्धा धृतिरधृतिः ह्रीर्धीर्भीरित्येतत्सर्वं मन एव' આ
શ્રુતિમાં કામાદિકને **મનો**ધર્મપણે કહે છે તેતો મનપણ કામાદિ જે જ્ઞાનાવસ્થા
તેને ઉપજાવનાર જે વ્યાપાર તેણે વિશિષ્ટ હોવાથી કામાદિકનો મનસાથે અભેદ-
પણે ઉપચાર કરેલો છે, વસ્તુતાએ **મનશબ્દથી** જ્ઞાન લેવું. એમ કામાદિક સર્વનો
**જ્ઞાનમાંજ** સમાવેશ સમજવો.

સંસારદશામાં ધર્મભૂતજ્ઞાનની તેતે અનુકૂળ પ્રતિકૂળ વિષયોના સંપ્રયોગરૂપ ઉપાધિને
લીધે જે સુખત્વ દુઃખત્વ આદિક જુદી જુદી અવસ્થાઓ ઉદ્ભવે છે તે કર્મની
વિચિત્રતાએ કરેલી છે. જેથી તેને સ્વાભાવિક ન કહેવાય, કેમ ? તો તે અવસ્થાઓ
ગુણમય પ્રકૃતિના સંસર્ગવિશેષથી આવેલી છે. જ્યારે સર્વ ઉપાધિની નિવૃત્તિ થઇ
જાય છે ત્યારે જે ભગવાનની વિભૂતિભૂત સમગ્ર પદાર્થોમાં પ્રવેશ કરતાં અપરિ-
ચ્છિન્ન આનંદરૂપ સાક્ષાત્કાર અવસ્થાની પ્રાપ્તિ એજ સ્વાભાવિકી છે. આ અર્થ

'निर्वाणमय एवायमात्मा ज्ञानमयोऽमलः । दुःखाज्ञानमला धर्मा प्रकृतेस्ते न चात्मनः ॥' ઇત્યાદિ શ્લોકોથી વિ. પુ. માં જણાવ્યો છે. મુક્તિદશાની સ્થિતિ 'निरस्तातिशयाह्लादसुखभावैकलक्षणा । भेषजं भगवत्प्राप्तिरेकान्तात्यन्तिकी मता ॥' આ રીતે જણાવી છે. મુક્તિદશામાં તમામ પદાર્થો ભગવાનની વિભૂતિભૂત માનવાથી અનુકૂળપણેજ ભાસેછે. કોઈપણ પદાર્થ પ્રતિકૂળપણે ભાસતો નથી. માટેજ 'नोत दुःखताम्' એમ શ્રુતિ કહે છે. અનુકૂળ પ્રકાશને **આનંદ** કહે છે. આ રીતે જેને સર્વનો સાક્ષાત્કાર વર્તે છે એવા મુક્તને અપરિચ્છિન્ન આનંદનો યોગ સિદ્ધ થાયછે. જ્યારે **મુક્તપુરુષ** પરિપૂર્ણ પરબ્રહ્મના સુખને અનુભવે છે ત્યારે બ્રહ્માંડાધિપત્ય આદિક સુખને સમુદ્રમાં બિંદુજ જેમ એમ કણિકામાત્ર અતિતુચ્છ મનાય છે. આ અર્થ **તત્ત્વમુક્તાકલાપમાં** 'निःसीमब्रह्मतत्त्वानुभवभवमहाह्लाददुग्धार्णवेऽस्मिन् निःशेषैश्वर्यजीवानुभवरसभरो बिन्दुभावोपलक्ष्यः ।' આ રીતે જણાવ્યો છે. આ રીતે મુક્તિસમયે જીવનું જ્ઞાન અનવધિકાતિશય વિકાસને પામે છે. અને અપરિછિન્ન આનન્દ રૂપ થાય છે. **એ રીતે આત્માના ધર્મભૂત જ્ઞાનનું નિરૂપણ** થયું.

પૂર્વોક્ત પ્રકારેજ આત્મસ્વરૂપનું વર્ણન ભગવાન્ **શ્રીહરિએ** શિક્ષાપત્રીમાં 'हृत्स्थोऽणुसूक्ष्मश्चिद्रूपो ज्ञाता व्याप्याखिलां तनुम् । ज्ञानशक्त्या स्थितो जीवो ज्ञेयोऽच्छेद्यादिलक्षणः ॥' આ એક શ્લોકથી સંક્ષેપમાં કર્યું છે. **અર્થ એવો છે** કે—આત્મા हृत्स्थः—શરીરના એક દેશભૂત હૃદયકમળમાં રહ્યો છે. આ ઉપરથી આત્મા દેહાદિરૂપ નથી, પણ તેથી જુદો છે એમ જણાય છે. જો દેહાદિરૂપજ આત્મા હોય તો हृत्स्थः એમ કહેવાય નહિ. આથી દેહાત્મવાદી ચાર્વાકાદિકનું ખંડન થઈ જાય છે. વળી હૃદયમાં સ્થિતિના નિરૂપણથી **'આત્મા વિભુ નથી'** એમ પણ જણાય છે, વિભુ હોય તો તેને हृत्स्थ કહેવાય નહિ. આથી જે કોઈ આત્માને વિભુ માનનારા છે તેના પક્ષનું ખંડન થઈ જાય છે. પ્રથમ આત્માનું સ્વરૂપ—લક્ષણ નિરૂપ્યા વિના તેના સ્થાનનું નિરૂપણ કર્યું છે, તે ઉપરથી આ તાત્પર્ય નીકળે છે. 'अच्छेद्यादिलक्षणः' આ જે કથન છે તે આત્માની દેહાદિક થકી વિલક્ષણતાની સ્થિરતા માટે છે.

હૃદયમાં જીવની સ્થિતિ કહી, એમાં એક શંકા આવે છે કે—'नेत्रस्थं जाग्रतं विद्यात् कण्ठे स्वप्नं विनिर्दिशेत् । सुषुप्तं हृदयस्थं तु तुरीयं मूर्धनि स्थितम् ॥' (गारुडे) આ વચનમાં આત્માની જાગ્રત્ દશામાં **નેત્ર વિષે**, સ્વપ્ન દશામાં **કંઠ વિષે**, સુષુપ્તિ દશામાં **હૃદય વિષે** અને તુરીય અવસ્થામાં **મસ્તક વિષે**, સ્થિતિને કહે છે. એમ સ્થાનાંતરમાં સ્થિતિ જણાવી છે તો હૃદયમાં જીવની સ્થિતિ કાયમથી કહી શકાય નહિ ?' આ શંકાનું સમાધાન એમ છે કે—જો અણુ આત્માની જાગ્રત દશામાં કેવળ નેત્રમાં સન્નિધિ માનવામાં તો શ્રાવણ આદિક ઘટતું આવે નહિ. માટે **નેત્ર** શબ્દથી સર્વ ઇન્દ્રિયો જાણવી. ઇન્દ્રિયોમાં તે સમયે જે સન્નિધિ તે જીવના અધિષ્ઠાતાપણારૂપ જાણવી. તે અધિષ્ઠાન પણ ઇન્દ્રિયોમાં સ્વરૂપથી સન્નિધિ આપીને નહિ,

કેમકે અણુ આત્માની એકદમ અનેક સ્થળે સ્વરૂપથી સન્નિધિ સંભવતી નથી. 'ક્રમે ક્રમે સ્વરૂપથી સન્નિધિ આપીને તેનુ તેનુ અધિષ્ટાન કરે છે.' એમ જો માનવામાં આવે તો પછી કોઈ જોતોથકો કે સાંભળતોથકો ગમન આગમન આદિક ક્રિયાને કરે છે તે ઘટતી આવે નહિ. માટે સર્વ ઇન્દ્રિયોના કંદભૂત હૃદય–પ્રદેશમાં રહેલોજ **આત્મા** જ્ઞાનપ્રસરણથી તેનું તેનું અધિષ્ઠાન કરે છે એમ કહેવું જોઈશે. માટે આત્માને **હૃત્સ્થ** કહ્યો તે યોગ્ય છે. એમ તાત્પર્ય હોવાથી શ્રીભાષ્યમાં 'जीवस्यापि सर्वेन्द्रियव्यापारानुगुणत्वाय सर्वेन्द्रियकन्दभूते स्थानविशेषे वृत्तिरिति चक्षुषि नावस्थानं।' આ રીતે કહ્યું છે. સ્વપ્નદશામાં જીવનો કંઠસ્થાનમાં સંબંધ જણાવ્યો તેપણ કંઠસમીપે રહેલી નાડીવિશેષના સંબંધપર લેવો. કારણકે, 'आसु तदा नाडीषु सृप्तो भवति' આ શ્રુતિમાં અમુક નાડીઓને સ્વપ્નસ્થાન તરીકે જણાવે છે. આ જે નાડીસંબંધ તે સર્વ નાડીઓના મૂળ સ્થાનભૂત જે **હૃદય** તે દ્વારાજ આવે છે. સર્વ નાડીઓનું પ્રસરણ હૃદયપ્રદેશથીજ થાય છે. આ અર્થ 'शतं चैका च हृदयस्य नाड्यः' આ શ્રુતિમાં સ્પષ્ટ છે. સુષુપ્તિ દશામાં જીવનો હૃદયમાં સંબંધ જણાવ્યો છે તેમાં જે **હૃદય**શબ્દ છે તે હૃદ્ગત પરમાત્મપર લેવો. કેમકે 'सता सोम्य तदा संपन्नो भवति' આ શ્રુતિ, પરમાત્માનેજ સુષુપ્તિસ્થાન તરીકે કહે છે. જીવાત્મા સુષુપ્તિ સમયે પરમાત્મામાં સંપન્ન થાય છે. તુરીય અવસ્થામાં જીવની મસ્તકનેવિષે સ્થિતિ કહી તે તો અંતિમ શરીરથકી ઉત્ક્રાંતિ સમયેજ જાણવી. આ અર્થ પણ 'तासां मूर्धानमभिनिःसृतैका तयोर्ध्वमायन्नमृतत्वमेति' આ શ્રુતિએ જણાવ્યો છે. આ તો મોક્ષપદે જનારાનો માર્ગ છે. આ કાંઈ સ્થિતિનું સ્થાન નથી. માટે **તુરીય**શબ્દ અંતિમ ઉત્ક્રાંતિ અવસ્થાવાળા જીવપર જાણવો. આ રીતે સમાધાન છે. તો જીવનું **હૃત્સ્થત્વ** કાયમનું સિદ્ધ થયું. આ અર્થ 'हृदि ह्ययमात्मा...हृद्यन्तर्ज्योतिः' આ શ્રુતિએજ નિરૂપ્યો છે. સૂત્રકારે પણ હૃત્સ્થપણાનું સમર્થન કર્યું છે, માટે શંકાને સ્થાન નથી.

'हृत्स्थ' એમ કહેવાથી પ્રત્યેક શરીરમાં જીવ જુદો જુદો છે એ અર્થ નીકળી આવે છે. આત્મા વિભુ નથી પણ અણુપરિમાણ છે. માટે શરીરના એક દેશ હૃદયમાં સ્થિતિ કહી તે યોગ્ય છે. જો આત્માને વિભુ માને તો શ્રુતિઓમાં તેની શરીરથકી ઉત્ક્રાંતિ, લોકાંતરમાં ગમન અને પ્રત્યાગમન વિગેરે કહ્યું છે તે ઘટતું આવે નહિ. માટે આત્મા અણું જ છે. આ અર્થ 'एषोऽणुरात्मा' 'वालाग्रशतभागस्य' ઇત્યાદિ શ્રુતિઓએ સમર્થન કર્યો છે. સર્વત્ર અચેતનમાં પ્રવેશ કરવા સમર્થ છે, તેની ગતિને કોઈ સ્થળે અટકાવ નથી, અણુ એવા પણ આત્માને 'नित्यः सर्वगतः' એમ સર્વગત કહે છે તે પણ સર્વત્ર પ્રવેશનું જે સામર્થ્ય તેને લીધે કહે છે. **સૂક્ષ્મ** શબ્દનું એ જ તાત્પર્ય છે. તો આત્મા **અણુસૂક્ષ્મ** છે. આથી આત્માને વિભુ માનનારાના મતનું ખંડન થઈ જાય છે.

તે આ આત્મા चिद्रूपः–જ્ઞાનસ્વરૂપ છે. चित् શબ્દ જ્ઞાનનો વાચક છે. આથી આત્માને આગંતુક ચૈતન્ય ગુણવાળો, સ્વતઃ પાષાણતુલ્ય જ માનનારા કાણાદોના મતનું ખંડન થઈ જાય છે. 'विज्ञानात्मा पुरुषः' 'विज्ञाने तिष्ठन्' 'विज्ञानं यज्ञं तनुते' ઇત્યાદિ શ્રુતિઓમાં આત્માની જ્ઞાનસ્વરૂપતા સમર્થન કરી છે. જ્ઞાનત્વ કહેવાથી આત્માની સ્વયંપ્રકાશતા સિદ્ધ થાય છે. આ અર્થ પણ 'हृद्यन्तर्ज्योतिः पुरुषः' 'अत्रायं पुरुषः स्वयंज्योतिर्भवति' ઇત્યાદિ શ્રુતિસિદ્ધ છે. 'अहं अहं' એ રીતે સદા સ્વયં ભાસમાનપણું એને જ સ્વયંપ્રકાશતા કહે છે. આત્મસ્વરૂપની અહંત્વ-પૂર્વકની સ્વયંપ્રકાશતા 'सुखमहमस्वाप्सम्' આ પ્રત્યભિજ્ઞાનના સ્વારસ્યથી સિદ્ધ થાય છે. આ રીતે આત્માની જ્ઞાનસ્વરૂપતા કહેવાથી તેનું **સ્વયંપ્રકાશપણું** સિદ્ધ થાય છે.

જ્ઞાનસ્વરૂપ આત્માનું **જ્ઞાતાપણું** પણ સ્વાભાવિક છે એમ જણાવવા એને જ્ઞાતા કહ્યો. આથી જ્ઞાતાપણાને ઔપાધિક કે આરોપિત માનીને આત્માને કેવળ જ્ઞાનમાત્ર માનનારા અદ્વૈતાદિ મતનું ખંડન થઈ જાય છે. જ્ઞાનનું આશ્રય (આધાર) પણું એ જ જ્ઞાતાપણું જાણવું. પ્રભાવાન્ સૂર્યાદિ પદાર્થની પ્રભા જેમ સ્વાભાવિક છે તેમ આત્માનું જ્ઞાન સ્વાભાવિક છે એમ કહેવામાં કશી ક્ષતિ નથી. જ્ઞાન પ્રસરણની વિષમતામાં તો કર્મ નિમિત્ત છે. જો આત્માનું જ્ઞાતાપણું ન સ્વીકારે તો 'अहं जानामि' 'હું જાણું છું' આવો અનુભવ સર્વને થાય છે તે ઘટે નહિ. 'જ્ઞાતાપણું એ આત્માનો ધર્મ નથી' એમ માને તો તે કેનો ધર્મ છે? એવો પ્રશ્ન આવે. જડ અંતઃકરણમાં તો તે સંભવિત નથી. માટે જ્ઞાતાપણું એ આત્માનો જ ધર્મ માનવો પડે. આત્માનું જ્ઞાતાપણું 'अथ वेदेदं जिघ्राणीति स आत्मा' 'एष हि द्रष्टा श्रोता...मन्ता बौद्धा कर्ता' ઇત્યાદિ બહુ શ્રુતિસિદ્ધ છે. 'ज्ञोऽत एव' આ સૂત્રથી આત્માનું જ્ઞાતાપણું વ્યાસે સમર્થન કર્યું છે. આ બાબતમાં હવે કશો સંશય રહેતો નથી.

આત્માના જ્ઞાતાપણાના સમર્થનથી જ તેના અહમર્થપણાનું પણ સમર્થન થઈ જાય છે. 'अहं'બુદ્ધિ અને अहंશબ્દથી જે બોધ્ય છે તે આત્મા છે. આથી 'અહમર્થ આત્મા નહિ, કિંતુ અંતઃકરણ છે, આત્મામાં અહંપ્રત્યય આવે છે તે તો ભ્રમ છે' એમ માનનારાના મતનું ખંડન થઈ જાય છે. આ અર્થની સિદ્ધિમાં કેવળ ઉપપત્તિમાત્ર નથી, પરંતુ આત્માના અહમર્થપણામાં શ્રુતિઓ પણ જ્ઞાપક છે. જેના અવિદ્યાદિ દોષો ટળી ગયા છે એવા **વામદેવ** ઋષિનો 'अहं मनुरभवं सूर्यश्च' આ રીતે અહંગ્રહપણે જ આત્માનો સાક્ષાત્કાર જણાવ્યો છે, **મુક્તો** પણ 'अहमन्नमहमन्नमहमन्नादो' એમ અહંપણે આત્માને સંબોધે છે. કિં બહુના– **પરમેશ્વર** પણ ''हन्ताहमिमास्तिस्रो देवताः' 'अहमात्मा गुडाकेश' એમ સ્વસ્વરૂપને **અહમર્થપણે** સંબોધે છે. આ જોતાં આત્માની અહમર્થતામાં કશી શંકા રહેતી

નથી. જો અંતઃકરણને અહમર્થ માનવામાં આવે તો મોક્ષમાં તેનો ઉચ્છેદ અવશ્યંભાવિ હોવાથી મોક્ષ કથાના પ્રસ્તાવથી જ સર્વ કોઈ પાછા ખસી જાય– કેમકે 'મને સુખ થશે' એવા અભિસંધિથી સર્વે મોક્ષ સાધનમાં પ્રવર્તે છે. માટે **અહમર્થ જ આત્મા** જાણવો.

જ્ઞાતાપણાના કથનથી આત્માનું **કર્તાપણું** પણ સિદ્ધ થાય છે. કર્તાપણું એ જ્ઞાતાનો ધર્મ છે. માટે જ 'चेतनोऽहं करोमि' (ચેતન હું કરું છું) આ જે ચૈતન્ય અને જ્ઞાતૃત્વનો એકાશ્રયપણે પ્રત્યય થાય છે તે પણ ઘટતો આવે છે. જે **જ્ઞાતા** હોય એ જ **કર્તા** હોઈ શકે. આ અર્થ પણ 'कर्ता शास्त्रार्थवत्त्वात्' આ સૂત્રથી વ્યાસે સમર્થન કર્યો છે. 'अधिष्ठानं तथा कर्ता' આ ગીતા વાક્યમાં આત્માનો **કર્તા** શબ્દથી વ્યપદેશ કર્યો છે. મુક્તિદશામાં પણ આત્માનું કર્તૃત્વ 'जक्षन् क्रीडन् रममाणः' 'स एकधा भवति' ઈત્યાદિ શ્રુતિસિદ્ધ છે. કર્તાપણાથી આત્માનું **ભોક્તાપણું** પણ સિદ્ધ થાય છે. જે કર્તા હોય એ જ ભોક્તા હોઈ શકે. 'भोक्ता भोग्यं प्रेरितारं' આ શ્રુતિમાં જીવવર્ગને **ભોક્તા** શબ્દથી વ્યપદેશ્યો છે. **કૃતિ** અને **ભોગ** એ બન્ને જ્ઞાનની એક પ્રકારની અવસ્થા છે. જે જ્ઞાન છે તે અહંપણાની સાથે (હું જાણું છું એમ) અનુભવાય છે. જેમાં અહંપણું તેમાં જ જ્ઞાતાપણું અનુભવાય છે. આ દ્રષ્ટિએ જોઈએ તો આત્માને અહમર્થપણે અને જ્ઞાતા કર્તા ભોક્તાપણે માનવામાં કશી ક્ષતિ નથી.

આત્મા **અણુ છે** તો તેનું શરીરમાં કોઈક જ પ્રદેશમાં વિદ્યમાનપણું સ્વીકારવું પડશે. એમ થતાં હસ્ત પાદાદિ સર્વ અવયવાવચ્છેદથી સુખાદિકનો અનુભવ ઘટતો નહિ આવે? એવી એક શંકા આવે છે, તેના સમાધાન માટે 'व्याप्याखिलां तनुं ज्ञानशक्त्या स्थितो जीवः' એમ કહ્યું છે. આત્મા અણુ છે પણ આપાદતળમસ્તક પોતાની તનુમાં જ્ઞાનપ્રભાથી વ્યાપીને રહ્યો છે. આ અર્થ પ્રભા દ્રષ્ટાંતથી 'गुणाद्वा आलोकवत्' આ સૂત્રથી વ્યાસે ઘટાવ્યો છે. 'જ્ઞાન એ અણુ આત્માનો ધર્મ છે, તે **આપાદતળમસ્તક** આશ્રયદેશ થકી અન્યત્રપણ પ્રસરે છે એ કેમ ઘટે?' એવી શંકા કરવી નહિ. જે પ્રભા છે તે પ્રભાવાન્ પદાર્થના ગુણભૂત હોઈને સ્વાશ્રયદેશ થકી અન્યત્ર દેશમાં શું નથી પ્રસરતિ? પ્રસરેજ છે. આ અર્થ 'यथा प्रकाशयत्येकः कृत्स्नं लोकमिमं रविः' આ વચનથી ગીતામાં વર્ણવ્યો છે. જ્ઞાન એજ શક્તિ તે **જ્ઞાનશક્તિ** કહેવાય. કાર્યમાં ઉપયોગિ અપૃથક્સિદ્ધ વિશેષણને **શક્તિ** કહે છે. જ્ઞાન એ આત્માનો અપૃથક્સિદ્ધ ધર્મ છે. अखिलां तनुं–કર્મથી કે યોગથી આરંભેલી સમગ્ર તનુઓમાં પ્રભાસ્થાનીય જ્ઞાનથી વ્યાપે છે, તેથી સર્વ દેશાવચ્છેદથી સુખાદિકનો અનુભવ ઘટતો આવે છે.

'આ આત્મા અવિનાશી છે' એમ જણાવવા 'ज्ञेयोऽच्छेद्यादिलक्षणः' એમ કહ્યું છે. અચ્છેદ્યતાદિ લક્ષણ–સ્વભાવ જેનો છે એવો આત્મા છે. જે છેદ્યતાદિ જોવામાં

આવે છે તે તો ભૌતિક શરીરમાં છે પણ આત્મામાં નથી. માટે આત્માનું વિનાશિપણું નથી. આ અર્થ 'अच्छेद्योऽयमदाह्योयमक्लेद्योऽशोष्य एव च' આ ગીતાવચનમાં વ્યક્ત છે. આ રીતે આત્મા નિર્વિકાર હોવાથી તેનું **નિત્યત્વ** સિદ્ધ થાય છે. આ અર્થ 'न जायते म्रियते वा' 'नित्यो नित्यानां' ઇત્યાદિ શ્રુતિસિદ્ધ છે. આ રીતે દેહેન્દ્રિયાદિક થકી ભિન્ન વિજ્ઞાનાત્મા જ્ઞાતા આ જીવ નિત્ય છે એમ સિદ્ધ થયું. 'ज्ञाताऽणुः' આ બે પદથી 'જ્ઞાતાપણું હોઈને અણુપણું' એ જીવનું **લક્ષણ** નક્કી થાય છે. જ્ઞાતાપણું એટલું જ જો કહે તો પરમાત્મા પણ જ્ઞાતા હોવાથી એમાં એ લક્ષણ જતું રહે, તેના નિવારણ માટે **અણુત્વ** કહ્યું છે. પરમાત્મા તો અણુ નહિ પણ વિભુ છે માટે એ લક્ષણ એમાં જશે નહિ. **અણુત્વમાત્ર** લક્ષણ કરે તો અચેતન અણુમાં લક્ષણ જતું રહે, તેના નિવારણ માટે **જ્ઞાતૃ**ત્વ કહ્યું છે. અચેતન અણુઓ કોઈ જ્ઞાતા નથી, માટે એમાં લક્ષણ જશે નહિ. આ રીતે શ્લોકનો સંક્ષેપાર્થ છે. **વિસ્તાર ભાષ્ય થકી** જાણવો. આ અર્થની અતિસ્પષ્ટતા વચનામૃતમાં તે તે પ્રસંગે કરવામાં આવી છે તે તેથકી જાણવી.

**બંધવર્ણન—**

ઉપર વર્ણવ્યા મુજબ આત્મા સ્વતઃ **શુદ્ધ** છે, પણ કર્મપાશથી પ્રકૃતિમાં બહુ ગ્રથિત થતાં **બદ્ધ** થઈને **ક્લેશ કર્મ વિપાક આશયથી દૂષિત** થાયછે. જે **પ્રકૃતિ** છે તે જીવનો જે અપરિચ્છિન્ન જ્ઞાનાનંદરૂપ સ્વભાવ છે તેના આવરણભૂત થઈને, સર્ગદશામાં સ્થૂળરૂપ અને પ્રલયદશામાં સૂક્ષ્મરૂપ હોઈને સર્વદા આત્માની સાથે સુદૃઢ બંધાઈને, પોતાના પરિણામભૂત એવા જે **દેહ ગેહ** આદિક તેમાંજ 'देहतदीययोः। जीवस्य चाहंममताहेतुः' આ શિક્ષાપત્રીવચનમાં કહ્યા પ્રમાણે **અહંપણાનું** અને **મમતાપણાનું** દૃઢ અભિમાન ઉપજાવીને, જીવને વિવિધ મોહ પમાડતી થકી મોક્ષપર્યંત જીવને છોડતીજ નથી—બાંધી રાખેછે 'देहयोगाद्वा सोऽपि' આ સૂત્રમાં અને તેના ભાષ્યમાં જીવના સ્વરૂપને આવરણ કરનારો સ્થૂળ સૂક્ષ્મરૂપ પ્રકૃતિસંબંધ છે એમ વર્ણન આપ્યું છે. જીવપણ માયાએ સ્વસ્વરૂપનું તિરોધાન કરતાં દેહગેહાદિકને વિષેજ રૂઢ **અહંમમ**તાના અભિમાનવાળો થઇને, અભિમાનને અનુસારે તેતે દેહના સંબંધીઓના રક્ષણમાટે નિરંતર પ્રવર્તતાં સુખલવની લાલસાથી નાનાવિધ અકૃત્યકરણાદિકે કરીને અનંત દુઃખસાગરમાંજ ડુબકાં ખાતો થકો **દુઃખી થાયછે.** તે આ **બદ્ધ અવસ્થા** 'समाने वृक्षे पुरुषो निमग्नोऽनीशया शोचति मुह्यमानः' આ **શ્રુતિમાં** સંક્ષેપથી વર્ણવી છે. કર્મે કરીને દેહનો સંબન્ધ, તેથી મિથ્યાજ્ઞાન, તેથી ફરીથી કર્મ, તેથી ફરીથી દેહનો સંબન્ધ, એ રીતે ચક્રનીપેઠે પરિવર્તન પામતો આ સંસાર **અનાદિથી** જીવને વળગ્યો છે.

પુણ્ય—પાપરૂપ કર્મને અનુસારે જીવને ઉચ્ચ નીચ વિવિધ વિચિત્ર સાધુ અસાધુ યોનીની પ્રાપ્તિ થાય છે. આ અર્થ 'साधुकारी साधुर्भवति पापकारी पापो

भवति' 'पुण्यः पुण्येन कर्मणा पापः पापेन' 'तद्य इह रमणीयचरणा अभ्याशो ह यत्ते रमणीयां योनिमापद्येरन् ब्राह्मणयोनिं क्षत्रिययोनिं वैश्ययोनिं वा। अथ य इह कपूयचरणा अभ्याशो ह यत्ते कपूयां योनिमापद्येरन् श्वयोनिं सूकरयोनिं वा चण्डालयोनिं वा' ઇત્યાદિ શ્રુતિઓમાં વ્યક્ત વર્ણવ્યો છે. **દેવ, મનુષ્ય, તિર્યક્** (પશુ પક્ષી) અને **સ્થાવર** એવા ભેદથી શરીરો ચાર પ્રકારનાં કહેવાય છે. **વળી** હેતુભેદથી પણ **જરાયુજ અંડજ સ્વેદજ ઉદ્ભિજ્જ** આ રીતે ચાર પ્રકારનાં વ્યવહરાય છે. 'तेषां खल्वेषां भूतानां त्रीण्येव बीजानि भवन्त्यंडजं जीवजमुद्भिज्जम्' આ શ્રુતિમાં उद्भिज्ज શબ્દથીજ **સ્વેદજ**પણ ગ્રહણ કરી લેવું. એમ કરતાં ચાર થાયછે. આ અર્થને ઉપપાદનારું 'तृतीयशब्दावरोधः संशोकजस्य' આવું સૂત્રપણ છે. એક એક યોનિમાં **એકવીસ લાખ** અવાંતર પ્રકારભેદને લીધે યોનિઓની સંખ્યા **ચોરાસી લાખ** થાયછે. આ અર્થ **સત્સંગિજીવનમાં**–'जरायुजाण्डजोद्भिज्जस्वेदजाख्याः खनीश्च ते' 'योनीश्चतुरशीतिं च लक्षाणि पुनरेव च' આ વચનમાં વર્ણવ્યો છે. એમ ચોરાશી લાખ ખાણો થાયછે. ઉપરનો સઘળો અર્થ **હરિવાક્યસુધાસિંધુમાં** બહુ સ્પષ્ટતાથી વર્ણવ્યો છે–'केचित्सत्त्वमया जीवाः सन्ति केचिद्रजोमयाः। केचित्तमोमयाः सन्ति तद्गुणाः कर्महेतवः॥ तेषां गुणानुरूपाणां कर्मणामीश्वरः फलम्। ददाति तादृशान् देहान् दत्त्वोच्चमध्यमाधमान्॥ जरायुजानण्डजांश्च स्वेदजानुद्भिदस्तथा। दत्ते देहान् यथाक्रमं न वैषम्यं स्वतः प्रभौ' 'चतुरशीतिलक्षाणि श्रूयन्ते देहजातयः। अनुभूता हि ताः सर्वाः सर्वैरपि च देहिभिः॥' ઇત્યાદિ. આ રીતે ચોરાશી લાખ યોનિમાં કર્માનુસારે દેહો ધારીને **દુરંત દુઃખોને** ભોગવેછે.

જીવત દશામાં આધ્યાત્મિકાદિ દુઃખો અને મર્યા પછી નરકાદિ દુઃખો કે જે વાણીથી વર્ણવીપણ શકાય નહિ એવાંને ભોગવેછે. અધ્યાત્મ આદિક ત્રણ દુઃખનું ઉદાહરણ 'सकुटुम्बः क्षुधाविष्टो दुर्जनेनाथ ताडितः। पातितो ज्वलिते वह्नौ क्रमात् त्रिषु निदर्शनम्॥' આ સ્મૃતિમાં કહ્યુંછે. 'કુટુંબ સાથે ક્ષુધાતુર થયો' આ **અધ્યાત્મ** દુઃખ કહેવાય. 'તેમાં વળી દુર્જને તાડન કર્યું' આ **અધિભૂત** દુઃખ કહેવાય. વળી 'પ્રજ્જ્વલિત અગ્નિમાં પાડ્યો' આ **અધિદૈવ** દુઃખ કહેવાય. શરીરથકી, બીજા ભૂતોથકી અને દેવોથકી, એમ ત્રણ પ્રકારે દુઃખો આવે છે. સંસારનું દુરંત દુઃખ **સત્સંગિજીવન**માં હરિગીતાવિષે વર્ણવ્યું છે. 'गर्भवासमहादुःखं जन्मदुःखं ततो महत्। व्याधिदुःखं जरादुःखं मृत्युदुःखं पुनः पुनः॥ आध्यात्मिकादि त्रिविधं दुःखं मातश्च ते जनाः। यथाक्रमं लभन्ते वै रुदन्तो भुञ्जते च तत्॥' ઇત્યાદિ. નરકદુઃખ પણ 'यमदूतकरान् प्राप्य महतीर्यान्ति यातनाः' ઇત્યાદિ વચનોથી વર્ણવ્યુંછે. આ રીતે જાગ્રત અવસ્થામાં દુઃખનો સંબંધ છે.

સ્વપ્નમાં પણ જાગરણ દશાની પેઠેજ ભયમાં હેતુભૂત પદાર્થનું દર્શન વિગેરે દુઃખો વર્ણવ્યાં છે–'ता वा अस्यैता हिता नाम नाड्यो यथा केशः सहस्रधा भिन्नः

तावताऽणिम्ना तिष्ठन्ति शुक्लस्य नीलस्य पिङ्गलस्य हरितस्य लोहितस्य (अन्नरसस्य) पूर्णाः अथ यत्रैनं घ्नन्तीव जिनन्तीव हस्तीव विच्छाययति गर्तमिव पतति यदेव जाग्रद्भयं पश्यति तदत्राविद्यया (कर्मणा) मन्यते ॥' ઇત્યાદિ. સ્વપ્નમાં ભાસમાન થતા પદાર્થો પણ બાહ્ય પદાર્થોની પેઠે સત્ય છે અને તે પરમેશ્વરે સર્જી આપેલા છે. આ અર્થ પણ 'यानि ह्येव जाग्रत्पश्यति तानि सुप्तः' 'न तत्र रथा न रथयोगा न पन्थानो भवन्ति अथ रथान् रथयोगान् पथः सृजते...सहि कर्ता' ઇત્યાદિ શ્રુતિસિદ્ધ છે. એથીજ સ્વપ્નમાં પણ જીવનું જવું આવવું, કર્મ કરવું વિગેરે ભાવો જણાય છે તે ઘટતા આવેછે. જે સર્વકર્તા ઈશ્વર છે તે જીવોના અતિ પરિમિત પુણ્ય પાપનાં ફળને સ્વપ્નમાં તે તે સમયેજ ઉત્પન્ન થાય અને નાશ થઈ જાય અને તે તે પુરુષનાજ ઉપભોગમાં આવે એવા પદાર્થોને સર્જી આપીને ભોગવાવે છે એમ શ્રીભાષ્યમાં જણાવ્યું છે. સ્વપ્નમાં જેમ સુખનો સંબન્ધ આવેછે તેમ દુઃખનો પણ સંબન્ધ જોવામાં આવેછે. માટે સ્વાપ્નિક રૂપ પણ જીવનું સ્વાભાવિક નથી. એમ હોવાથીજ ઇન્દ્રને આત્મસ્વરૂપનો ઉપદેશ આપ્યા છતાં પણ 'नाहमत्र भोग्यं पश्यामि' એમ અતૃપ્તિથી ઇન્દ્રે ફરીથી આત્મસ્વરૂપને જાણવાની ઇચ્છાથી પ્રજાપતિ પ્રત્યે પ્રશ્ન કર્યો છે તે ઘટતો આવેછે.

જે **સુષુપ્તિ** અવસ્થા છે તે તો વારેવારે ઇન્દ્રિય સમૂહોમાં અધિષ્ઠાન કરી કરીને, બહુ જ થાકી ગએલા જીવને **વિશ્રાંતિ** આપવા માટે ભગવાને દયાવશાત્ રાખી છે. તેમાં યદ્યપિ ભયદર્શન નથી તથાપિ પોતાનું કે પરમાત્માનું જ્ઞાન નહિ હોવાથી જાણે 'ચેતન જ ન હોય' એવી પાષાણતુલ્ય સ્તબ્ધ દશા વર્તે છે, માટે જ સૌષુપ્તિક નિર્ભય જીવાત્મારૂપનો ઉપદેશ કર્યા છતાં પણ તેમાં ઇન્દ્રને આદર ઉપજ્યો નહિ. આ અર્થ પણ 'नाहं खल्वयमेवं सम्प्रत्यात्मानं जानाति अयमहमस्मीति नो एवेमानि भूतानि विनाशमेवापीतो भवति नाहमत्र भोग्यं पश्यामि' આ શ્રુતિમાં સ્પષ્ટ છે. એ પછી દેવરાજ ઇન્દ્રની આત્મસ્વરૂપના ઉપદેશની યોગ્યતા અવધારીને પ્રજાપતિએ જીવનું જે સ્વાભાવિક અપહતપાપ્મત્વાદિ ગુણાષ્ટકવિશિષ્ટ રૂપ છે તેનો ઉપદેશ કર્યો. આ કથા **છાંદોગ્યમાં** છે. તાત્પર્ય એ છે કે, અનાદિ કર્મકારણવાળો જે માયાસંસર્ગ તેનાથી જીવનું સ્વાભાવિક શુદ્ધ રૂપ આવરિત થવાથી જીવની **બદ્ધદશા** વર્તે છે. આ અર્થ પણ 'यथा प्रयोग्य आचरणे युक्तः एवमेवायमस्मिन् शरीरे प्राणो युक्तः (छां.) આ શ્રુતિમાં જણાવ્યો છે. (જેમ બલીવર્દને જન્મથી જ ગાડા સાથે કશો સંબંધ નથી પરંતુ તેને ખેડુત બળાત્કારે ગાડા સાથે જોડે છે તેમ **પ્રાણ**શબ્દવાચ્ય જીવને માયાએ શરીરમાં જોડી દીધો છે. માટે જીવને જે શરીર સંબંધ છે તે કર્મકૃત હોઈને ઔપાધિક છે.)

'आब्रह्मस्तम्बपर्यन्तजगदन्तर्व्यवस्थिताः । प्राणिनः कर्मजनितसंसारवशवर्तिनः ॥' આમાં કહ્યા પ્રમાણે **મનુ ઇન્દ્ર બ્રહ્મા** આદિક કે જેઓ ભુરાદિ લોક, ત્રિલોકી

અને ચૌદ લોકના ઇશ્વરો છે તે પણ **બદ્ધ જ છે. કર્મ**જન્ય સંસારને વશ વર્તનારા હોવાથી એમનું પણ બદ્ધપણું છે જ. આ બધા આધિકારિક પુરુષો કહેવાય છે તેમાં જેઓને ભગવાનનું દર્શન નિષ્પન્ન થયું છે તેઓ પણ પ્રારબ્ધ ફળના ભોગ માટે તે તે ઉચ્ચ અધિકારમાં રહેતાં જ્યારે પ્રારબ્ધનો ભોગથી ક્ષય થાય છે ત્યારે મુક્તિને પામે છે. આ અર્થ પણ 'यावदधिकारमवस्थितिराधिकारिणाम्' આ સૂત્રમાં વ્યાસે વર્ણવ્યો છે. પુણ્યવશાત્ બ્રહ્માના લોકને પામેલાઓ પણ જો તે લોકમાં જ પરમાત્માના સમાધિયોગને સિદ્ધ કરે છે તો બ્રહ્માની સાથે પ્રલય થાય ત્યારે મુક્તિને પામે છે. આ અર્થ પણ 'ब्रह्मणा सह ते सर्वे सम्प्राप्ते प्रतिसञ्चरे। परस्यान्ते कृतात्मानः प्रविशन्ति परं पदम्॥' આ સ્મૃતિમાં સ્પષ્ટ છે. દેવતાઓને પણ પરબ્રહ્મના ઉપાસનમાં અધિકાર છે એમ **વ્યાસે** સૂત્રમાં સમર્થન કર્યું છે.

બદ્ધોમાં **બુભુક્ષુ મુમુક્ષુ** એવા ભેદથી બે પ્રકારના અધિકારીઓ મનાય છે. ઐહિક આમુષ્મિક ફળભોગની ઇચ્છાવાળાને **બુભુક્ષુ** કહે છે, જેતો શાસ્ત્રપ્રામાણ્યને અનાદર કરીને કેવળ પ્રત્યક્ષ પ્રમાણને જ પરિગ્રહીને ગ્રામ્ય ભોગમાં જ આસક્ત થઈ રહેલા પશુધર્મિઓ છે તેમને બુધ લોકો **બુભુક્ષુ** શબ્દથી કહેવા માગતા નથી, પરંતુ જેઓ વેદધર્મને અનુસરેલા છે તેમને જ સાચા **બુભુક્ષુ** તરીકે કહે છે. તે આ પુણ્યકર્મિઓ ધૂમાદિ માર્ગે કરીને દ્યુલોકને પામીને તેમાં અમૃતમય દેવદેહને પામીને સ્વર્ગસુખને અનુભવે છે. પુણ્યનો ક્ષય થતાં કર્મભૂમિપ્રતિ પાછા આવે છે. આ અર્થ **છાંદોગ્યમાં** 'अथ य इमे ग्राम इष्टापूर्ते दत्तमित्युपासते ते धूममभिसंभवन्ति धूमाद्रात्रिं रात्रेरपरपक्षं अपरपक्षाद्यान् षड् दक्षिणेति मासास्तान् नैते संवत्सरमभिप्राप्नुवन्ति मासेभ्यः पितृलोकं पितृलोकादाकाशमाकाशाच्चन्द्रमसम्' આ રીતે અનુવર્ણવ્યો છે. આમાં ધૂમાદિ માર્ગે ચંદ્રલોકની છેલ્લી પ્રાપ્તિ જણાવી છે. 'एष सोमो राजा' આ શ્રુતિમાં દેવદેહની પ્રાપ્તિ જણાવી છે. 'तस्मिन् यावत्सम्पातमुषित्वाऽथैतमेवाध्वानं पुनर्निवर्तन्ते' આમાં **પુનરાવૃત્તિ** જણાવી છે.

અગીયાર ઇન્દ્રિયો અને પ્રાણે યુક્ત એવાં સૂક્ષ્મ ભૂતો સાથે જોડાઈને જ આ **જીવ** સંસારમાં અહીં તહીં ભટકયા કરે છે. આ અર્થનો નિર્ણય 'तदन्तरप्रतिपत्ति' નામના અધિકરણમાં વ્યાસે આપ્યો છે. 'तस्मिन्नेतस्मिन्नग्नौ देवा श्रद्धां जुह्वति' 'इति तु पञ्चम्यामाहुतावापः पुरुषवचसो भवन्ति' આ શ્રુતિમાં જીવ સાથે સંબંધ ધરાવતા, શ્રદ્ધા **આપ** શબ્દથી ઉપલક્ષિત થતાં જે **ભૂતસૂક્ષ્મો** તેનો સ્થૂળ શરીરરૂપે પરિણામ થાય છે એમ કહ્યું છે. માટે જવા આવવામાં જીવની સાથે **ભૂતસૂક્ષ્મ** પણ છે એમ સિદ્ધ થાય છે. 'तमुत्क्रामन्तं' ઇત્યાદિ શ્રુતિથી 'ઇન્દ્રિયો તથા પ્રાણ પણ જીવની સાથે જાય છે' એમ સમજાય છે. આ જે

ઇન્દ્રિયો પ્રાણ અને ભૂતસૂક્ષ્મનો સંઘાત તેને **સૂક્ષ્મ** શરીર કહે છે. મહાપ્રલયમાં ભૂતસૂક્ષ્માદિકનો પ્રલય થઈ જાય છે તથાપિ કર્મ અજ્ઞાન વાસનારૂપ જે **કારણ** શરીર તે અનુવર્તે છે. તે આ ત્રણ શરીરનું વર્ણન **સત્સંગિજીવનમાં**–'देहोऽयं स्थूलसंज्ञोऽस्ति मलमूत्रमयोऽशुचिः । सम्बन्धाज्जीवसत्तायास्तस्मिन् प्रेमास्ति देहिनाम् ॥ स्थूलदेहस्य मध्येऽस्ति जीवस्यान्यत्कलेवरम् । प्राणेन्द्रियमनोबुद्धिसङ्घातः सूक्ष्मसंज्ञितम् । एतत्सूक्ष्मं वपुः प्रोक्तं वपुषोः स्थूलसूक्ष्मयोः । अन्योऽन्याश्रय एवास्ति सूक्ष्मस्यान्तश्च कारणम् ॥ तच्चाविद्यामयं प्रोक्तं युक्तं सञ्चितकर्मभिः । बन्धेनानेन तेन जीवस्त्वग्बीजवद्वृत्तः ॥ यथा भूमेश्च गन्धस्य न भावो व्यतिरेकतः । तथा कारणदेहस्य जीवस्य न पृथक् स्थितिः ॥ આ રીતે સ્પષ્ટ કર્યું છે. પંચભૂતમાત્રાઓનો પણ સૂક્ષ્મ શરીરમાં અંતર્ભાવ અહીં જાણી લેવો. વસ્તુતઃ **ચોવીસ** તત્વાત્મકને શરીર કહેવાય. પરંતુ એકતો જીવની સાથે સંબંધ ધરાવે છે અને વળી સ્થૂલ શરીરને આરંભ કરનાર છે માટે સૂક્ષ્મ કારણનો પણ **શરીર** શબ્દથી વ્યવહાર ઘટતો આવે છે. આ રીતે પ્રાકૃત શરીરના સંબંધવાળા સર્વેને **બદ્ધસંજ્ઞાથી** કહે છે.

**બુભુક્ષા** જુદા જુદા પ્રકારની હોવાને લીધે અને તેને માટે ભોગસાધનપણે સ્વીકારતા **ધર્મો** પણ જુદા જુદા હોવાને લીધે બહુ પ્રકારના **બુભુક્ષુઓ** મનાય છે. સામાન્યપણે તો એક **દેવતાંતરપર** અને બીજા **ભગવત્પર** એમ એમાં બે પ્રકારો સુખેથી કહી શકાય છે. અર્થાત્ ઇશ્વરના શરીરભૂત ઇન્દ્રાદિ દેવોના આરાધન પર અને સાક્ષાત્ ઇશ્વરારાધનપર એમ બે પ્રકાર છે. તે આ અર્થ 'कामैस्तैस्तैर्हृतज्ञानाः प्रपद्यन्तेऽन्यदेवताः । तं तं नियममास्थाय प्रकृत्या नियताः स्वया ॥ यो यो यां यां तनुं भक्तः श्रद्धयार्चितुमिच्छति । तस्य तस्याचलां श्रद्धां तामेव विदधाम्यहम् ॥ स तया श्रद्धया युक्तस्तस्याराधनमीहते । लभते च ततः कामान् मयैव विहितान् हि तान् ॥' (गीता) આ રીતે જણાવ્યો છે. 'चतुर्विधा भजन्ते मां जनाः सुकृतिनोऽर्जुन । आर्तो जिज्ञासुरर्थार्थी ज्ञानी च' એમ પણ જણાવ્યો છે. આમાં 'आर्तोऽर्थार्थी' એમ બે પ્રકારના **બુભુક્ષુઓનો નિર્દેશ** કર્યો છે. ઐશ્વર્યમાં ભ્રષ્ટ થવાથી દુઃખી હોઇને ફરીથી તેને મેળવવાની ઇચ્છાવાળાને **આર્ત** કહે છે. નવીન ઐશ્વર્યને મેળવવાની ઇચ્છાવાળાને **અર્થાર્થી** કહેછે. 'जिज्ञासुर्ज्ञानी' આથી બે પ્રકારના મુમુક્ષુઓ કહ્યા છે. સ્વાત્માના કેવળ અનુભવમાત્રમાં તૃપ્તિવાળાને **જીજ્ઞાસુ** કહેછે. સ્વાત્માનુભવસુખમાં પર્યવસાન નહિ પામીને પરમાત્માના અનુભવસેવારસની ઇચ્છાવાળાને **જ્ઞાની** કહેછે. જ્ઞાની પણ એક **સાધ્યોપાયનિષ્ઠ** અને બીજો **સિદ્ધોપાયનિષ્ઠ** એવા ભેદથી બે પ્રકારનો કહેવાય છે. કર્મ જ્ઞાન વૈરાગ્ય આદિક અંગવાળો જે ભક્તિયોગ તે **સાધ્યોપાય** કહેવાય. તેમાં જેને નિષ્ઠા હોય તે **પ્રથમનો** સમજવો. સાધ્ય ઉપાયથી જે પ્રસન્ન થઈને ફળને આપે છે તે સર્વેશ્વર પરમાત્માને જ ઉપાયપણે નિશ્ચય કરીને ઉપાયાંતરનો ત્યાગ કરીને તેમના જ એક

શરણને પામેલા જેઓ છે તેઓને **સિદ્ધોપાયનિષ્ઠ** બીજા કહ્યા છે. આ રીતે બુભુક્ષુમાં અને મુમુક્ષુમાં બે પ્રકાર શાસ્ત્રસિદ્ધ છે.

## **મુક્તદશાનું વર્ણન** (મુક્તને સર્વજ્ઞપણું)

**મુક્તિ**દશામાં જીવને **સર્વજ્ઞપણું** પ્રાપ્ત થાયછે. આ અર્થ 'सर्वं ह पश्यः पश्यति' एतान् कामान् पश्यन् रमते य एते ब्रह्मलोके' ઇત્યાદિ બહુશ્રુતિમાં પ્રતિપાદન કર્યો છે. કોઈ એમ માનેછે કે '**મુક્તિ**દશામાં જીવને જ્ઞાનશક્તિમાત્ર વર્તેછે, પણ જ્ઞાન નહિ.' આ માન્યતા જીવને મુક્તિદશામાં સર્વ સાક્ષાત્કારપણાને પ્રતિપાદનારી શ્રુતિઓ થકી વિરુદ્ધ હોવાથી આદરણીય નથી. 'શ્રુતિમાં કામદર્શન કહ્યું તે મુક્તિમાં વિઘાતક થશે ?' એવી શંકા કરવી નહિ. એમાં 'काम्यन्त इति कामाः' એવી વ્યુત્પત્તિ કરીને ભગવાનના કલ્યાણ ગુણો કહેવા ઇચ્છયા છે પણ વિષયકામના નહિ. એમ શંકાનું સમાધાન કરતાં પણ 'जक्षत् क्रीडन् रममाणः स्त्रीभिर्वा यानैर्वा ज्ञातिभिर्वा' ઇત્યાદિ શ્રુતિસિદ્ધ જે 'સ્ત્રી યાન અન્નપાનાદિકની પ્રાપ્તિ તે મુક્તિમાં વિઘાતક થશે જ ?' એવી શંકાનું સમાધાન એમ છે કે–સંકલ્પને અનુસારે સર્વે કામની સિદ્ધિમાત્ર જે શ્રુતિમાં કહી છે તે અપહતપામ્મત્વાદિ સ્વરૂપાવિર્ભાવના ફળભૂત છે (સ્વસ્વરૂપનો આવિર્ભાવ થાય છે ત્યારે સર્વકામની સિદ્ધિ યથાસંકલ્પ થાય છે) એમ કહેવાનું તાત્પર્ય છે. આ અર્થનું ઉપપાદન 'सर्वमाप्नोति सर्वशः' ઇત્યાદિ અન્ય શ્રુતિઓમાં છે. જેને ભગવાનનો અનુભવ એજ એક ભોગ છે એવો મુક્ત કેવળ સ્વાર્થપણે અન્ય વસ્તુને ઇચ્છેજ નહિ–સંકલ્પ સરખોપણ કરે નહિ. એટલે અન્ય કામનાનો સંભવજ નથી કે જેથી મુક્તિમાં વિઘાતક થાય. વળી ભગવાનના અનુભવરૂપ સેવાના શેષપણે સંકલ્પમાત્રથી સર્જાતા દિવ્ય (અપ્રાકૃત) હોવાથી મુક્તિમાં કશો વિરોધ કરનારા નથી. પ્રાકૃત પદાર્થોમાં જો કોઈ જાતનો સંબંધ થાય તો મુક્તિમાં વિરોધી થાય, તેતો મુક્તોને છેજ નહિ. 'नोपजन स्मरन्निदं शरीरं' 'न पश्यो मृत्युं पश्यति न रोगं नोत दुःखताम्' આ શ્રુતિએ 'મુક્તોને પ્રાકૃત હેય દેહાદિ પદાર્થનું દર્શનજ નથી' એમ પ્રતિપાદન કર્યુંછે. માટે મુક્તોને **સર્વજ્ઞપણું** સાબીત છે.

## મુક્તોને દેહાદિકનો યોગ—

પરમ પદને પામીને સ્વસ્વરૂપે રહેલા **મુક્તોને** દેહાદિકનો યોગ શ્રુતિ–સ્મૃતિ સૂત્રોએ સંવર્ણ્યો છે. 'स एकधा भवति त्रिधा भवति पञ्चधा। सप्तधा नवधा चैव पुनश्चैकादश स्मृतः। शतं च दश चैकं च सहस्राणि च विंशतिः' (छां. उ.) આ શ્રુતિમાં એક નહિ પણ ત્રણ પાંચ સાત નવ એકાદશ શત સહસ્ર એમ અનેકરૂપે રહેવાનું મુક્તોનું સામર્થ્ય વર્ણવ્યું છે. આ કાંઈ અસંભવિત નથી. પરમાત્મા જેમ અનંતરૂપે રહે છે તેમ મુક્તો પણ રહે છે. નિત્ય મુક્તોમાં મનાતા

**શેષ ગરુડ વિશ્વક્સેન** આદિકનાં અનેક રૂપો વર્ણવ્યાં છે. આ અર્થ 'निवासशय्यासनपादुकांशुकोपधानवर्षातपवारणादिभिः । शरीरभेदैस्तव शेषतां गतैर्यथोचितं शेष इतीरितो जनैः ।' (स्तोत्ररत्नમાં) સંગ્રહ્યો છે. પરમાત્માની કે પોતાની ઇચ્છા મુજબ સેવાના અવકાશને અનુસારે સ્થાન, શય્યા, આસન, પાદુકા, વસ્ત્ર, ઓશીકું, છત્ર, છડી, ચામર આદિક બહુરૂપે રહેછે. 'सत्यकामः सत्यसंकल्पः' આ શ્રુતિમાં મુક્તોના કામોની અને સંકલ્પની **સત્યતા** કહી છે. જ્યારે પ્રાકૃત લોકમાં દેવાદિકોની બહુરૂપતા વર્ણવી છે, મનુષ્યોમાં **સૌભરી** મહર્ષિની પચાસરૂપતા વર્ણવી છે, એ રીતે બહુની બહુરૂપતા વર્ણવી છે, તો મુક્તોની બહુરૂપતામાં શંકાને સ્થાન નથી. નિરવયવ અચ્છેદ્યસ્વરૂપ એકજ આત્માને અપ્રાકૃત અનેકવિધ શરીરના યોગરૂપ બહુરૂપે રહેવાનું શ્રુતિમાં કહ્યું તે ભગવાનની સર્વવિધ સેવામાં સદુપયોગી હોવાથી મુક્તિમાં કશા વિઘાતને કરનાર નથી એમ સમજી લેવું. માંધાતા રાજાની પચાસ કન્યાઓને પરણી લાવીને પચાસરૂપે થએલા **સૌભરી** મહર્ષિને બહુરૂપતા કશા વિરોધમાં આવી ન હતી એ ઉદાહરણ ઉપરના અર્થની સિદ્ધિમાં સમીચીન છે. 'न ह वै शरीरस्य सतः प्रियाप्रिययोरपहतिरस्ति । अशरीरं वा व सन्तं न प्रियाप्रिये स्पृशतः' (छां. उ.) આ શ્રુતિમાં 'શરીરનો સંબંધ હોય તો સુખદુઃખની પ્રાપ્તિ અવશ્ય આવેજ અને જો શરીરનો સંબંધ ન હોય તો સુખદુઃખની પ્રાપ્તિ ન આવે' એમ કહે છે તેતો બન્ધ સમયે કર્મફળ પ્રાકૃત શરીરના સંબંધવાળું છે. પ્રાકૃત શરીરજ દુઃખાદિકમાં હેતુ જોવામાં આવેછે. પ્રકરણ જોતાં એ શ્રુતિનો એવોજ અર્થ સંગત છે અપ્રાકૃત શરીર તો કર્મકૃત નહિ હોવાથી દુઃખાદિકમાં હેતુ ન થાય.

ત્રિગુણાત્મક જડપ્રકૃતિની અપેક્ષાએ અત્યંત વિલક્ષણ એક અપ્રાકૃત કંઇક **દ્રવ્ય** છે તે ભગવાનના દિવ્ય લોક નગર ધામાદિ રૂપથી તથા અપ્રાકૃત ગન્ધવાળા પુષ્પોના બગીચાદિરૂપે વર્તેછે એજ આદિ અંતે રહિત દ્રવ્ય મુક્તોના ઐચ્છિક રૂપાદિ આકારથી પણ તેતે સમયે પરિણામને પામીને રહેછે એવી મોક્ષશાસ્ત્રની પ્રક્રિયા છે. જેમ આ લોકમાં એકજ જડ **પ્રકૃતિ** ભોગ્ય ભોગોપકરણ ભોગસ્થાન આદિક અનંતરૂપે થઈ રહે છે તેમજ **ચૈતન્યપ્રકૃતિ શુદ્ધસત્વ નિત્યવિભૂતિ અક્ષરબ્રહ્મ** આદિક નામોથી કહેવાતું એક **અપ્રાકૃત દ્રવ્ય** કે જે જીવાત્મા પરમાત્મા માયા આદિક સર્વથકી અત્યંત વિલક્ષણ છે તે પરમપદમાં ભોગ્ય ભોગોપકરણ ભોગસ્થાનાદિ બહુરૂપે થઈ રહેછે. એમાંથીજ મુક્તોના દેહો બંધાય છે. દેહ કહ્યો તો તેમાં **ઇન્દ્રિયો પ્રાણ** આદિક તત્ત્વોનો યોગ આવે અને દેહને શોભાડનાર **વસ્ત્ર આભૂષણાદિકનો** પણ યોગ આવે અને રહેવાના **સ્થાનનો** અને તેમાં **ભોગ્ય ભોગોપકરણાદિકનો** પણ યોગ આવે. આ બધીજ બાબત શ્રીહરિએ આ લોકના ઉદાહરણથી સત્સંગિજીવન પ્ર. ૩ અ. ૪૧ માં **અક્ષર** દિવ્ય ધામના નિરૂપણ પ્રસંગેજ 'अनेकशोऽपि मुक्तानां पुंसां स्त्रीणां च तत्र वै । भोगस्थानान्यनेकानि सन्ति

दिव्यानि सुव्रताः ॥ भोगा भोगोपकरणान्यपि दिव्यानि सर्वशः । वर्तन्ते सुखरूपाणि तानि नित्यानि तत्र च ॥ यथेह भौतिका भोगाः पाञ्चभौतिकदेहिनाम् । सन्ति तेषां तथा तत्र चिद्रूपाणां हि चिन्मयाः॥ तेजोमयाः सर्वे एते गुणातीतास्तथाऽक्षयाः । सत्यज्ञानानन्दरूपा दिव्या निरुपमाः स्मृता. ॥ स्त्रियश्च पुरुषाश्चैते भवन्ति दिव्यमूर्तयः । अप्राकृतेन्द्रियप्राणा दिव्यालङ्कारवाससः ॥" આ રીતે ખુલ્લા શબ્દોમાં કહી છે. આ જોતાં જેવો પ્રાકૃત લોક એવો જ **અપ્રાકૃત લોક** સાબીત થાય છે.

**બ્રહ્મસૂત્રમાં** મુક્તોને શરીર ઇન્દ્રિયાદિકનો સદ્ભાવ સ્વીકાર્યો છે. મુક્તોને શરીરાદિ છે કે નહિ ? એવો સંશય કરીને, 'अभावं बादरिराह ह्येवम्' આ સૂત્રથી બાદરિનો 'अशरीरं वा सन्तं' આ શ્રુતિને અનુસારે શરીરાદિકના અભાવ પર મતનો ઉપન્યાસ કરીને, 'भावं जैमिनिर्विकल्पामननात्' આ સૂત્રથી 'स एकधा भवति' આ શ્રુતિને અનુસારે જૈમિનીનો શરીરાદિકના સદ્ભાવરૂપ અભિપ્રાય કહીને, 'द्वादशाहवदुभयविधं बादरायणः' આ સૂત્રથી વેદવ્યાસે 'सङ्कल्पादेव' આ શ્રુતિને અનુસારે મુક્તિદશામાં સત્યસંકલ્પ મુક્તને સંકલ્પને અનુસારે ક્યારેક શરીરાદિ ભાવ અને ક્યારેક તેના અભાવરૂપ સ્વાભિપ્રાય પ્રદર્શાવ્યો છે. શરીરના ભાવાભાવમાં મુક્તના સંકલ્પને જ હેતુપણે કહે છે. ઇચ્છા થાય તો શરીરને ધારે અને ન ઇચ્છા થાય તો ન ધારે એવું તાત્પર્ય છે. આ સૂત્રને અનુસારે શ્રીરામાનુજાચાર્યે 'सशरीरा अशरीरा वा' એમ બે પ્રકારે સ્થિતિ જણાવીને મુક્તને શરીરાદિકનો યોગ નિરૂપ્યો છે. **'સશરીર અશરીર'** એમ બે પ્રકારે મુક્ત સ્થિતિ માનવામાં શંકા જેવું જણાય છે. પરંતુ તેમ માનવાનું ખરૂ કારણ એ છે કે મુક્તનું ખાસ ઐશ્વર્ય જે સત્યકામત્વ સત્યસંકલ્પત્વરૂપ શ્રુતિએ જણાવ્યું છે તેમાં અલ્પ પણ અચકાવ આવવો જોઈએ નહિ. એથી જ એ બાબત બાદરાયણે મુક્તોની ઇચ્છા ઉપર રાખી છે. જ્યારે આનંદમૂર્તિ ભગવાનના અમૃત સેવારસની ઇચ્છા થાય ત્યારે સંકલ્પ માત્રથી જ સિદ્ધ થતા દિવ્ય દેહાદિક ઉપકરણવાળો થઈને મુક્તિથકી પણ દુર્લભ સેવારસને અનુભવે છે. જ્યારે એવી ઇચ્છા ન થાય ત્યારે પોતે પોતાના જ્ઞાનાનંદૈકઘન મુક્તાત્મસ્વરૂપથી જ આનંદમય ભગવાનના ગુણામૃતરસને અનુભવે છે. આ બન્ને બાબત **સમય** ભેદથી સંભવે છે; સંપ્રદાય સિદ્ધાંતે તો 'सेवा मुक्तिश्च गम्यताम्' એમ **કૃષ્ણસેવા જ** મુખ્ય મુક્તિ માનેલી હોવાથી તેમાં ઉપયોગી દેહાદિકનો યોગ કાયમ જ સંભવે. દિવ્ય દેહાદિકનો યોગ આવરણકારક નહિ થતો હોવાથી આત્મસ્વરૂપથી ભગવદ્ગુણાનુભવ પણ કાયમ જ સંભવે. એમ વ્યવસ્થા થવાથી મુક્તની **ઉભય સ્થિતિ** કહેવામાં કશો વિરોધ આવતો નથી. એમ માનવાથી મુક્તોની જે પરબ્રહ્માનુભવૈકનિષ્ઠા જણાવી છે તેમાં પણ કશો વાંધો આવતો નથી. પરબ્રહ્મ કે જે સમગ્ર કલ્યાણગુણપરિપૂર્ણ ઉભયવિભૂતિનાથ સર્વસ્વામી નારાયણ છે તેમને અનુભવતાં ક્યારેક આનંદમય **સ્વરૂપને**, ક્યારેક

દિવ્યરૂપને, ક્યારેક **દિવ્ય** ગુણોને, ક્યારેક તેમના **ઐશ્વર્યને** અને ક્યારેક તેમના જ સંબન્ધવાળી **લીલાવિભૂતિને** રસ્યપણે અનુભવે છે. આ સર્વેનો પરબ્રહ્મના અનુભવમાં જ સમાવેશ છે. આ બાબતને મળતી બાબત 'एते राधादयो भक्तास्तस्य स्युः पार्श्वतः क्वचित्। क्वचित्तदङ्गेऽतिस्नेहात्' આ શિક્ષાપત્રીના શ્રીમુખવચનમાં વિશદ છે.

મુક્તને દેહાદિયોગમાં એવી એક શંકા આવે છે કે–આત્મા તો **અણુ**પરિમાણ એક જ છે તેને અનેક શરીરોમાં **'અહ'** એમ આત્માપણાનું અભિમાન શી રીતે સંભવે ? આનું સમાધાન પણ 'प्रदीपवदावेशस्तथाहि दर्शयति' આ સૂત્રથી **વ્યાસે** કર્યું છે. અર્થ એવો છે કે–જેમ એકદેશવર્તી એક પ્રદીપનો પોતાની પ્રભાથી અનેક દેશમાં પ્રવેશ થાય છે તેમ એક દેશસ્થ એવા પણ આત્માનો પોતાના પ્રભારૂપ **જ્ઞાનથી** સર્વ દેહોમાં સંકલ્પાનુસારે આત્માભિમાનને અનુગુણ **વ્યાપ્તિ** સંભવે છે. જેમ એક જ દેહમાં હૃદયાદિ પ્રદેશમાં વર્તતા અણુ એવા પણ આત્માની સર્વ દેહમાં 'अहं' એવા અભિમાનને અનુગુણ વ્યાપ્તિ સ્વપ્રભારૂપ ચૈતન્યથી ઘટતી આવેછે તેની પેઠે મુક્તને પણ અનેક શરીરોમાં આત્માપણાના અભિમાનને અનુગુણ **વ્યાપ્તિ** પોતાની જ્ઞાનરૂપ પ્રભાથી ઘટતી આવે છે. વિશેષ એટલો છે કે–કર્મથી સંકુચિતજ્ઞાનવાળા **અમુક્તને** દેહાંતરમાં આત્માભિમાનને અનુગુણ એવી વ્યાપ્તિ સંભવતિ નથી, અસંકુચિતજ્ઞાનવાળા **મુક્તને** તો સંકલ્પાનુસારે આત્માભિમાનને અનુગુણ વ્યાપ્તિ અને 'इदं' એવા વિષયગ્રહણને અનુગુણ વ્યાપ્તિ ઘટતી આવેછે. અમુક્તને કર્મ એ નિયામક છે અને મુક્તને તો ઇચ્છા એ જ નિયામિકા છે. આત્મસ્વરૂપની અણુપરિમાણતા જ સૂત્રકારાભિમત છે. આ રીતે આત્માને **અન્યજ** દેહાદિકનો યોગ સાબીત છે. એટલે આપણા દેહાત્મા વચ્ચે જ જેમ એમ મુક્તનો દેહ અને મુક્તાત્મા વચ્ચે **દેહદેહિભાવ** સિદ્ધ થાય છે.

તત્ત્વજ્ઞાને શૂન્ય સંપ્રદાયસ્થ **કોઈ** 'મુક્તાત્મા જ દેહાકારે સ્વરૂપથી પરિણામ પામીને ભગવત્સેવામાં રહે છે' એમ માનેછે તે અત્યંત અસત્ છે. આ માન્યતામાં અગણિત અપરિહાર્ય દોષો આવે છે. આત્માનું અણુપરિમાણપણું શ્રુતિ–સ્મૃતિ–સૂત્રોએ સ્વાભાવિકપણે સિદ્ધ કરી બતાવ્યું છે. **મુક્તિ** કે જે સ્વાભાવિક આકારે સ્થિર રહેવાપણારૂપ છે તેમાં એ જ સંભવિત છે. 'स चानन्त्याय कल्पते' આ શ્રુતિ જે મુક્તિ અવસ્થામાં આનંત્યને કહે છે તે સ્વરૂપના નહિ પણ ધર્મભૂતજ્ઞાનના આનંત્યને કહે છે. શ્રુતિનું એવું વ્યાખ્યાન પૂર્વાચાર્યોએ કર્યું છે. ધર્મજ્ઞાન તો સ્વતઃ **વિભુ છે** પણ સંકોચ વિકાસને જ યોગ્ય છે. આત્મા કે જે સદૈવ એક સ્વરૂપ છે તેનો **સંકોચ કે વિકાસ** નથી, તો આત્માને સ્વતઃ દેહાકારે થવાનું કહેવામાં તેના સ્વાભાવિક **અણુપણાનો** ભંગ થાય છે. આ મોટો દોષ આવે છે.

વળી આત્મા કે જે નિર્વિકાર નિરવયવ અચ્છેદ્ય છે તેનો જ અનેક દેહરૂપે પરિણામ થાય તો તેનું **ખંડિતપણું**, કર ચરણ મુખ મસ્તકાદિ અનેક **અવયવસંઘાતપણું** અને **સવિકારપણું** અવશ્ય આવે. આત્માને પછી **અખંડ અચ્છેદ્ય અવિકાર** શી રીતે કહી શકાય ? વળી ચેતન હોવાથી ઈશ્વરનો જેમ સ્વરૂપથી પરિણામ નથી તેમ આત્મા પણ ચેતન હોવાથી સ્વરૂપથી એનો પરિણામ સંભવે જ નહિ. આ મુખ્ય મુદ્દો છે. ચેતનનો પરિણામ થઈ જતો હોય તો પછી તેને **ચેતન** જ ન કહેવાય. જે **નિત્ય વિભૂતિ** કે **પરાપ્રકૃતિ** કે **શુદ્ધસત્વ** આદિક સંજ્ઞાથી વ્યપદેશેલું અપ્રાકૃત દ્રવ્ય છે તે યદ્યપિ સ્વયંપ્રકાશ–અજડ ચૈતન્યરૂપ છે પણ સ્વયં અચેતન હોવાથી ચેતનભૂત ઈશ્વર અને નિત્ય મુકતોની ઇચ્છાને અનુસારે નાનાવિધ અપ્રાકૃત દિવ્યાકારાદિરૂપથી પરિણામ પામે છે એમ કહેવું એ તો યુકત છે. એમાં કશી શંકા નથી. એ તો ચેતન આત્મા થકી અને અચેતન માયાથકી જુદું જ દ્રવ્ય છે. ચેતનનો પરિણામ ન થાય અને અચેતનનો પરિણામ થાય એ જે સ્વભાવ નિયમ છે તે નિત્ય ભગવત્સંકલ્પને આધીન છે. ભગવાને અનાદિ કાળથી **'આ ચેતન છે અને આ અચેતન છે'** એવો સંકલ્પ કરેલો હોવાથી તે પ્રમાણેના સ્વભાવમાં સર્વકોઈ વર્તેછે. માટે ભગવાનની ઇચ્છાથી પણ મુકતાત્માનો દેહરૂપે પરિણામ થાય છે એ બાબત સંભવે નહિ. આ અર્થ ભટ્ટપરાશરે 'रूपप्रकारपरिणामकृतव्यवस्थं विश्वं विपर्यसितुमन्यदसच्च कर्तुम् । क्षाम्यन् स्वभावनियमं किमुदीक्षसे त्वं स्वातन्त्र्यमैश्वरमपर्यनुयोज्यमाहुः ॥' આ રીતે અનુવર્ણ્યો છે. તેતે વસ્તુનો જે સ્વભાવનિયમ (જડાજડ) નિરંકુશસ્વતંત્ર પરમાત્માની નિત્યેચ્છાસિદ્ધ છે તેમાં કોઈને પ્રશ્ન કે આક્ષેપ કરવો યોગ્ય નથી એવો ભાવાર્થ છે.

વળી 'अथ नामधेयं सत्यस्य सत्यं प्राणा वै सत्यं तेषामेष सत्यम्' (बृ. उ.) આ શ્રુતિના વ્યાખ્યાન અવસરે **ગોપાળાનંદમુનિએ** પણ ભાષ્યમાં 'प्राणाः–जीवाः, सत्यं–स्वरूपतो अविकृतत्वात्' એમ **પ્રાણ**શબ્દવાચ્ય જીવોનું અવિકૃતત્વ હેતુથી **સત્યત્વ** સમર્થન કર્યું છે. સ્વ સ્વરૂપમાં વિકાર થતો હોવાથી અચેતનને **અસત્** કહેવામાં આવે છે અને સ્વસ્વરૂપમાં વિકાર નહિ થતો હોવાથી જીવનું **સત્યત્વ** કહેવામાં આવે છે. એમાં વિકૃતતા આવે તો સત્યતા કહેવાય નહિ એ સિદ્ધાંતની વાત છે. જીવને **સચ્ચિદાનંદ** કહેવામાં પણ એજ અર્થ સમાએલો છે. 'गुणापाये ब्रह्मशरीरमेति' निरिच्छंस्त्यजति प्राणान् ब्राह्मीं संविशते तनुम्' આ શ્રુતિમાં અપ્રાકૃત દેહની પ્રાપ્તિજ કહી છે પણ સ્વરૂપથી **દેહભાવ** કહ્યો નથી.

વળી 'અણુસ્વરૂપ ચેતન **અહમર્થ આત્માજ** મુકિતદશામાં હસ્તપાદાદિ અનેક અવયવવાળા દેહરૂપે બની જાયછે' એવો **અર્થ** થાય એવું કોઈ વચન જો ખાસ સાંપ્રદાયિક પ્રામાણિક પ્રબન્ધમાં હોય તો જરા વિચાર કરવો પડે. તેવું તો વચન નથી. ઉલટાં મુકતાત્માને દિવ્ય દ્રવ્યનો દેહ જુદોજ બંધાયછે એવાં અનેક

વચનો સ્પષ્ટ અર્થવાળાં મળી આવેછે. કેટલાંક શંકિત વચનોના શુદ્ધ અર્થો પણ સંગત જ્ઞાનવૃદ્ધોએ કર્યા છે. ઇષ્ટદેવ શ્રીહરિએ પોતાના અધ્યાત્મશાસ્ત્રપણે સ્વીકારેલા શ્રીરામાનુજકૃત **શારીરકસૂત્ર**ભાષ્યમાં મુક્તોને 'દેહ ઇન્દ્રિયો છે કે નહિ એવો સંશય લાવીને, 'દેહ ઇન્દ્રિયો છે' એવો સિદ્ધાંત કર્યો છે. 'भावं जैमिनिर्विकल्पामननात्' આ સૂત્રના ભાષ્યમાં 'आत्मन एकस्याच्छेद्यस्यानेकधाभावासम्भवात् । त्रिधाभावादयः शरीरनिबन्धना इत्यवगम्यते' આજ સૂત્રના વ્યાખ્યાનભૂત **વેદાંતદીપમાં** 'आत्मन एकरूपस्याच्छेद्यस्य वैविध्यासम्भवात् शरीरद्वारेणैव हि विज्ञायते वैविध्यम्' આવાં વાકયો લખ્યાં છે. **ભાવાર્થ** એવો છે કે–'स एकधा भवति त्रिधा भवति' આ શ્રુતિમાં મુક્તાત્માને યથાસંકલ્પ અનેકરૂપે થવાનું કહેછે તે આત્મા એકરૂપ અચ્છેદ્ય હોવાથી તેમાં સંભવતું નથી. આત્માજ જો અનેકરૂપે થાય તો તેની એકરૂપતા અને અચ્છેદ્યતાનો ભંગ થાય. માટે શ્રુતિમાં જે ત્રિધા ભાવાદિ **વૈવિધ્ય** કહ્યું તે શરીરસંબન્ધવાળું સમજવું. એટલે આત્મામાં **ત્રિધા** ભાવાદિક સ્વતઃ નથી પણ શરીરમાં છે તે શરીરદ્વારા આત્મામાં વ્યપદેશાય છે. શરીરમાં તો અનેકરૂપતા સંભવિત છે. આ રીતે શંકા સમાધાન સાથે આત્માને અન્યજ શરીરનો યોગ સમર્થન કરીને, તે વચ્ચે **દેહદેહિભાવ** સયુક્તિ સહેતુક સુદૃઢ કર્યો છે. આજ સૂત્રના **મુક્તાનંદમુનિકૃત** ભાષ્યમાં તથા ગોપાળાનંદમુનિકૃત **સૂત્રદીપમાં** ઉપર પ્રમાણેજ ભાવાર્થ જણાવ્યો છે તે તે થકી જાણવો. જેનો **વિશિષ્ટાદ્વૈત** મત સ્વીકાર્યો છે, જેને ગુરુપરંપરામાં **આચાર્ય** તરીકે સ્થાપ્યા છે, જેણે કરેલા **શ્રી. ભાષ્યને અધ્યાત્મશાસ્ત્ર** તરીકે સ્વીકાર્યું છે તે શ્રીરામાનુજાચાર્યનો ખાસ અભિપ્રાય જણાવ્યો. આજ અભિપ્રાય સંપ્રદાયના મુખ્ય પ્રબન્ધોમાં સારી રીતે અનુસ્યૂત છે.

જુઓ–વચનામૃતમાં 'ધર્મકુળને આશ્રિત એવો જે ભગવાનનો ભક્ત છે તે ભગવાનની ઇચ્છાએ કરીને **બ્રહ્મમય** દેહને પામેછે.' (પ્ર.૧) આની ઉપર શ્રીશતાનંદમુનિકૃત **હરિવાક્યસુધાસિંધુમાં** 'तमुवाच ततः स्वामी चिन्मयं दिव्यविग्रहम् । कृष्णेच्छयैव संप्राप्य यान्ति गोलोकधाम ते ॥' આ રીતે સંસ્કૃત છે. આની ઉપર શ્રી રઘુવીરાચાર્યકૃત **ટીકા**–"ते–भागवताः, भौतिकपिण्डादित्यागानन्तरमिति शेषः । कृष्णेच्छयैव चिन्मयं–चैतन्यप्रधानं–ब्रह्ममयमिति यावत् । दिव्यविग्रहं–अमायिकशरीरं, संप्राप्य गोलोकधाम यान्ति । 'गुणापाये ब्रह्मशरीरमेति' 'ब्राह्मीं संविशते तनुम्' इति श्रुतेः" આ રીતે છે. આમાં મુક્તોને સ્વરૂપથકી પૃથકજ **બ્રહ્મમયદેહની** પ્રાપ્તને કહેછે. મૂળના 'दिव्यविग्रहं' એ પદનું 'अमायिकशरीरं' એવું વ્યાખ્યાન કર્યું છે. માયિક શરીર જાય છે અને અમાયિક આવે છે. આ અર્થની દૃઢતા માટે શ્રુતિ-સ્મૃતિનું પ્રમાણ આપ્યું છે. **'બ્રહ્મશરીરને પામે છે' 'બ્રાહ્મી તનુમાં પ્રવેશ કરે છે'** તનુમાં પ્રવેશ અને શરીરની પ્રાપ્તિને કહે છે એ ઉપરથી તેમાં **પ્રવેશનારો** અને **પામનારો** મુક્તાત્મા અને તેને પ્રાપ્ત થનારા **શરીર** વચ્ચે **આત્મ-**

**દેહભાવ** સ્વયં સિદ્ધ થાયછે. આ શ્રુતિપદ ઉપર સૂક્ષ્મ દૃષ્ટિ દેવી. 'એવા જે ભગવાનના સ્વરૂપના જ્ઞાનવાળા છે તે સર્વે દેહને મુકીને ભગવાનના ધામમાં ચૈતન્યનીજ મૂર્તિ થઈને ભગવાનના હજુરમાં રહેછે' (પ્ર. ૩૭) આની ઉપર હ. વા. **સુધાસિંધુમાં** - 'भक्त एवंविधो ज्ञानी देहान्ते चिन्मयाकृतिः । ब्रह्मधामैव संप्राप्य सेवायां वर्तते हरेः ॥' આ રીતે સંસ્કૃત છે. તેની **ટીકા**–'एवंविधो ज्ञानी भक्तः, देहान्ते चिन्मयाकृतिः–ब्रह्ममयशरीरः सन् , ब्रह्मधाम–अक्षरब्रह्मपदमेव, संप्राप्य हरेः सेवायां वर्तते ॥' આ રીતે છે. **'ચૈતન્યનીજ મૂર્તિ** થઈને' આનું સંસ્કૃત 'चिन्मयाकृतिः' એમ કર્યું અને ટીકામાં એનો અર્થ 'ब्रह्ममयशरीरः सन्' એમ કર્યો. એમ કરીને 'ચૈતન્યનીજ મૂર્તિ' એનો અર્થ બ્રહ્મમયશરીર પર લાવ્યા. 'चिन्मयाकृतिः' આમાં જે **આકૃતિ** શબ્દ છે તે શરીરનો વાચક છે. 'चिन्मया आकृतिर्यस्य' એમ બહુવ્રીહિ સમાસથી તેણે વિશિષ્ટપણુ પ્રાપ્ત થાયછે. એટલે મુકતાત્મા દિવ્ય આકૃતિએ વિશિષ્ટ છે એવો અર્થ થયો. માટેજ ટીકામાં 'ब्रह्ममयशरीरः सन्' એવું વ્યાખ્યાન કર્યું. જો આત્મસ્વરૂપનોજ શરીરપણે થવારૂપ અર્થ હોય તો 'ब्रह्मशरीरं सत्' એવું વ્યાખ્યાન કરવું પડે. 'ચૈતન્યનીજ મૂર્તિ થઈ રહે છે' આ ઉપરથી 'ચેતન મુક્ત આત્માજ મૂર્તિસ્વરૂપે થઈ જાય છે' એવા અર્થની ભ્રમણા કોઈ અલ્પશ્રુતને થાય, તેના નિવારણ માટે ઉપરનું સંગત સ્પષ્ટ વ્યાખ્યાન કરીને **દેહદેહિભાવનું** સમર્થન કર્યું છે.

"અને બ્રહ્મભાવને પામ્યો જે પોતાનો આત્મા તેણે કરીને...સેવાને વિષે વર્તે છે." (પ્ર. ૬૪) આની ઉપર હ. વા. **સુધાસિંધુ**માં 'ते ब्रह्मभावापन्नेन स्वात्मनाऽथ निरन्तरम्'આ રીતે સંસ્કૃત છે.તેની ટીકા 'अथ–एवमत्र भगवन्तमुपास्य देहान्ते भगवद्धामप्राप्त्यनन्तरम्, ते–पूर्वोक्ता भगवन्निष्ठा भक्ताः' ब्रह्मभावापन्नेन स्वात्मना –ब्राह्मया तन्वा इत्यर्थः' આ રીતે છે. 'બ્રહ્મભાવને પામ્યો જે આત્મા' આ વાકયનું 'ब्राह्मी तनुः' એવું વ્યાખ્યાન કરીને 'આત્માજ દેહરૂપ થાય છે' એવી અવળી માન્યતાને અવકાશ આપ્યો નહિ. 'જ્યારે એ જીવના અજ્ઞાનની નિવૃત્તિ થાયછે ત્યારે એને માયિક ત્રણ દેહનો સંગ છુટી જાયછે. પછી એ જીવ કેવળ ચૈતન્ય સત્તામાત્ર રહેછે. પછી એ જીવને ભગવાનની ભૂમિ આદિક જે આઠ પ્રકારની પ્રકૃતિ તેથકી જુદી જે **ચૈતન્ય પ્રકૃતિ** તેનો ભગવાનની ઇચ્છાએ કરીને દેહ બંધાય છે ને **તેણે યુક્ત થકો** ભગવાનના અક્ષરધામને વિષે રહેછે' (મધ્ય. ૬૬) આની ઉપર હ. વા. **સુધાસિંધુમાં**–'कृष्णेच्छयाऽथ दिव्योऽस्य पराप्रकृतितो मुने । आविर्भवति देहो वै तेन संयुज्यते च सः ॥' આ પ્રકારે સંસ્કૃત છે. તેની **ટીકા** 'अस्य चिद्रूपस्य जीवस्य, कृष्णेच्छया, पराप्रकृतितः–अक्षरब्रह्मात्मकपराप्रकृतेः, सकाशात् , देहः–ब्रह्ममयतनुः, आविर्भवति, सः–एवंभूतो भगवद्भक्तात्मा, तेन–स्वाविर्भूतब्रह्मशरीरेण सह, संयुज्यते–तदभिमानयुक्तो भवति' આ પ્રકારે છે. આમાં તો **અહમર્થ આત્માને** દિવ્ય

દેહનો **અભિમાની** (મારો આ દેહ છે એમ) કહીને દેહને **અભિમંતવ્ય** તરીકે કહે છે. એમ કહેવાથી બદ્ધ દશામાંજ જેમ દેહાત્માનો ભેદ છે તેમ મુક્તદશામાં પણ દેહાત્માનો ભેદ સાબીત થાય છે. જો અહમર્થ આત્મસ્વરૂપનો જ દેહરૂપે પરિણામ થઈ જતો હોય તો કોણ **અભિમાની**? અને કોણ **અભિમંતવ્ય**? એ કશું ચોકખું કહેવાય નહિ. આત્મા એજ દેહ કે દેહ એજ આત્મા એવો અનિર્વચનીય લોચો થયો. **'ચૈતન્ય પ્રકૃતિ'** શબ્દનો સંસ્કૃતમાં 'पराप्रकृति' એવો અર્થ કર્યો. 'पराप्रकृति' શબ્દનો 'अक्षरब्रह्मात्मक' એવો ટીકામાં અર્થ કર્યો. એમ કરીને ચૈતન્યપ્રકૃતિ કે પરાપ્રકૃતિ શબ્દનો અર્થ સ્વયં જીવભૂત નહિ પણ તે થકી જુદી **અક્ષરબ્રહ્માત્મક** પ્રકૃતિ પર અર્થ કરીને તેમાંથી દેહ બંધાવાનું કહ્યું. ચૈતન્યપ્રકૃતિ કે પરાપ્રકૃતિ શબ્દથી કોઈ જીવભૂત પ્રકૃતિને ન સમજી બેસે તેને માટે તેનું વ્યાખ્યાન **'અક્ષરબ્રહ્માત્મક'** કર્યું. જીવભૂત પ્રકૃતિ થકી અક્ષરબ્રહ્માત્મક અપ્રાકૃત પ્રકૃતિ તો જુદી જ છે એમાં કાંઈ કહેવાનું રહેતું નથી. 'तदभिमानयुक्तो भवति' 'अक्षरब्रह्मात्मक पर प्रकृतिः' આ શબ્દો ઉપર **સુજ્ઞોએ** સૂક્ષ્મ દષ્ટિ આપવી.

'તે ભક્ત જ્યારે દેહને મુકીને ભગવાનના ધામમાં જાય ત્યારે રૂપ તથા સામર્થી તે ભક્તની પણ તેવી જ થાયછે.' (મધ્ય ૬૭) (આમાં પણ મુક્તાત્માને ભગવાનના જેવા પૃથક્ દિવ્ય રૂપની પ્રાપ્તિને કહેછે) 'અને ભજનનો કરનારો જે જીવાત્મા તે પુરુષ પણ નથી ને સ્ત્રી પણ નથી. એ તો સત્તામાત્ર ચૈતન્ય છે તે દેહને મુકીને ભગવાનના ધામમાં જાય છે ત્યારે જેવી ભગવાનની મરજી હોય તેવો તેનો આકાર બંધાયછે અથવા એ ભક્તને જેવો સેવાનો અવકાશ આવે તેવો આકાર ધરીને ભગવાનની સેવા કરેછે' (અંત્ય. ૨૨) 'તથા તે પાર્ષદ જે મુક્ત તેમના જે આકાર છે તે સર્વે સત્ય છે ને દિવ્ય છે ને અતિશય પ્રકાશે યુક્ત છે. પુરુષના જેવો દ્વિભુજ છે ને સચ્ચિદાનંદરૂપ છે' (અંત્ય. ૩૮) 'તે ધામ અને તે ધામને વિષે રહ્યા જે પાર્ષદ તે તો ચૈતન્યમૂર્તિ છે ને માયાપર છે અને એ ભક્ત દિવ્યરૂપ થઈને તેને પામેછે. (પ્ર. ૭૧) 'પછી દેહને મુકીને જુદો થાય છે ત્યારે એ ભક્તને **ભાગવતી તનુ આપે છે ને તે દેહે કરીને** એ ભગવાનના ધામને વિષે રહે છે' (સા. ૧૩) **('ભાગવતી તનુ આપેછે અને તે દેહે કરીને'** આ શબ્દો **દેહદેહિભાવને** સમર્થન કરનારા સ્પષ્ટ છે) 'અને જેને એ ભગવાન્ કૃપા કરેછે તેણે કરીને તેને પ્રકાશમય એવો દિવ્ય દેહ બંધાય છે' (લોયા ૧૫) ઈત્યાદિ બહુ વચનો શ્રીમુખનાં સ્પષ્ટ છે. આનો અન્ય અર્થ અવળો થઈ શકે તેમ નથી. મુક્તાત્મા જ સ્વયં પરિણામ પામીને દેહરૂપે થઈ જાય છે એવી વચનવ્યક્તિ કુત્રાપિ નથી અને વિશિષ્ટાદ્વૈત મતે હોય પણ નહિ.

આ અર્થ **સત્સંગિજીવનમાં** અતિસ્ફુટ છે–'दिव्यां तनुं ब्रह्मरूपां प्राप्य कृष्णेच्छया स च' (પ્ર. ૧ અ. ૩૬) 'सद्यो दिव्यतनुं प्राप' (પ્ર. ૧ અ. ૩૭)

'हित्वेमं भौतिकं देहं दिव्यदेहेन सर्वदा' (પ્ર. ૧ અ. ૩૮) 'अप्राकृतशरीरा ये मुक्तास्ते तु निजेच्छया । आविर्भवन्ति ह्यथवा तेनावतरता सह ॥' (પ્ર. ૪ અ. ૨૧) 'देहान्ते परमं धाम विष्णोर्गोलोकसंज्ञितम् । प्रयान्ति दिव्यदेहास्ते' (પ્ર. ૪. અ. ૫૨) 'एकान्तिनो वैष्णवा ये ते त्यक्त्वा भौतिकानिह । देहान् लब्ध्वा दिव्यतनूर्गोलोकं धाम यान्ति हि ॥' (પ્ર. ૪ અ. ૬૭) 'स तुरीयप्रकाशोऽथ दिव्यं भोगवताभिधम् । देहं स लब्ध्वा परमे भगवद्धाम्नि मोदते' 'न तस्य कर्मजन्योऽसौ देहः किन्त्वस्ति चिन्मयः' (પ્ર. ૪ અ. ૭૩) 'वासुदेवप्रसादेन ततो भागवतीं तनुम् । संप्राप्य परमानन्दं जुषमाणः स वर्तते ॥' (પ્ર. ૫ અ. ૬૩) ઇત્યાદિ બહુ વચનો મુક્તાત્માને અન્ય દિવ્ય દેહની પ્રાપ્તિને કહેનારાં ઉઘાડાં છે.

**શિક્ષાપત્રી** ભાષ્ય ટીકામાં–'स एकधा भवति त्रिधा भवति' 'सूक्ष्मं देहं परित्यज्य सूर्यकोटिसमप्रभम् । शरीरं दिव्यमासाद्य' 'देहेन्द्रियासुहीनानां वैकुण्ठपुरवासिनाम्' 'प्राकृतैर्देहेन्द्रियासुभिर्हीनानां, दिव्यदेहानामित्यर्थः' 'आविर्भूतस्वरूपस्यास्याशरीरस्य कथं सेवारस इति नाशङ्कनीयम्, सम्पद्यते हि ब्राह्मी तनुः, स्वरूपाविर्भावस्तु न तद्विरोधी किन्त्वनुगुण एव, भौतिकेषु तु विरोधः, आत्मशब्दो देहपरः, ब्राह्मेण देहेनेत्यर्थः' ઇત્યાદિ વાક્યોથી ઉપરોક્ત અર્થની અતિ દઢતા કરી છે, હવે આમાં કોઈ પ્રમાણની જરૂર રહેતી નથી.

કોઈ મુક્તિદશામાં આત્માને જ દેહાદિરૂપે થવામાં ઇશ્વરેચ્છાનેજ આગ્રહથી આગળ ધરેછે, તો બદ્ધ દશામાં પણ આત્મા જ ઇશ્વરેચ્છાથી હસ્તપાદાદિ વિવિધ અવયવવાળા દેહાદિક ભાવને પામેછે એમપણ માનવું પડશે. મુક્તિદશામાં ઇશ્વરેચ્છા અને બદ્ધદશામાં અનિચ્છા એમ કહેવામાં કોઈ ખાસ નિયામક નથી. ઉપાધિમય બદ્ધદશામાં જે આત્મા વિષે વૃદ્ધિ વિગેરે વિકાર થઈ શકયો નથી તો પછી નિરુપાધિ મુક્તિદશામાં તેવો વિકાર માનવામાં તો દેહાત્મવાદી ચાર્વાકપક્ષ થકીપણ આ પક્ષની અત્યંત કનિષ્ઠતા કહેવાય. ચાર્વાકો દેહને જ આત્મા માને છે તો આમણે આત્માને જ દેહ માન્યો. એમાં કોને શ્રેષ્ઠ કહેવો. તેનો વિચાર કરીએ તો ચાર્વાકોનેજ શ્રેષ્ઠ કહેવા પડે. આ તો સમગ્ર દર્શનકારોમાં હાસ્યાસ્પદ બનવા જેવું છે. દર્શન તો આસ્તિક નાસ્તિક ઘણાં છે. તેમાં આવું તો દર્શન કોઈનું પણ નથી. આ તો અનિર્વચનીય નવીન જ છે. આ તો **પરિણામવાદના પરિશીલનનો પરિપાક જણાય છે.** તેના સ્વીકારમાં તો નિત્ય અહમર્થ આત્માનો પ્રકારાંતરે **વિનાશ** કે **વિકારજ** સ્વીકાર્યો કહેવાય. ચાર્વાક જૈનાદિક મતમાં દુષણો જોરથી આપવામાં આવેછે તેપણ આપી શકશે નહિ. વળી **'હું'** શબ્દથી કે 'હું' બુદ્ધિથી બોધ્ય એવો અણુસ્વરૂપ ચેતન આત્માજ દેહરૂપે થઈ જાય તો દેહતો હસ્ત પાદ મુખ મસ્તકાદિ અનેક અવયવવાળો હોવાથી તેમાંથી કોને વિષે **'હું'પણાનું** અભિમાન ધરાવે ? એ એક મોટો પ્રશ્ન આવશે.

અમુકમાંજ **હુંપણાનું** અભિમાન ધરાવામાં કોઈ નિયામક નથી, તેના પરિહાર માટે 'આત્માનો એક ભાગ દેહાદિરૂપે થાય છે અને એક ભાગ અવશેષ રહે છે, તેમાં '**હુંપણાનું** અભિમાન ધરાવેછે' એમ માનવું પડે, એમ માનતાં આત્માને **નિરંશ અચ્યુત અક્ષર** કહેવામાં આવેછે તે કહેવાશે નહિ. એકતરફથી આત્માને **નિત્ય નિરંશ નિર્વિકાર અનાદિ અચ્યુત અક્ષર** કહેવામાં આવે અને બીજી તરફથી તેનોજ હાથ પગ કાન મુખ મસ્તકાદિ અનેક અવયવવાળા **દેહરૂપે** થવાનું કહેવું એતો અત્યંત અવળું તેજને તિમિર કહેવા જેવું અસંભવિત છે.

વળી મુક્તાત્માજ સ્વયં દેહરૂપે થાયછે એ અર્થની સિદ્ધિમાટે એવી અપ-માન્યતાવાળા કોઈ, **કીટ ભમરીનું** દૃષ્ટાંત વચનામૃત સા. ૧ માં કહ્યા મુજબ દેછે, તેનો પણ સિદ્ધાંત મુજબ પૂર્વાપરના અનુસંધાનથી વિચાર કરવા જેવો છે. જેમ તેમ જાલ્મજલ્પન કરવા જેવું નથી. જે **કીટ** (એળ) છે તે ભમરીના ધ્યાનબળથી **ભમરી**રૂપ થાયછે, એટલે કીટનું રૂપ બદલાઈને ભમરી જેવું રૂપ આવેછે. ફક્ત રૂપ જે દેહ તેનોજ વિપર્યાસ થાયછે, પરંતુ કીટના દેહમાં રહેલો જે **અહમર્થ ચેતન** નિત્ય અણુ આત્મા તે પરિણામ પામીને ભમરીના દેહરૂપે થતો નથી. કીટ તથા ભમરી દેહમાં રહેલો ક્ષેત્રજ્ઞ અહમર્થ આત્મા તો એનો એજ છે બીજો આવતો નથી. તેમ **જીવ** મુક્ત થતાં પ્રાકૃત શરીરનો ત્યાગ થઈને અન્ય અપ્રાકૃત શરીર આવે છે. તેમાં અહમર્થ ક્ષેત્રજ્ઞ ચેતન આત્મા તો એનો એજ એકજ એકરૂપ અખંડ રહેછે. આ અર્થ પામરોને પણ પ્રત્યક્ષગમ્ય છે. આવો અર્થજ દૃષ્ટાંતનો સ્વીકાર્ય સિદ્ધાન્તાનુગુણ સરસ છે. જો એવો વિપરીત અર્થ કરાય તો પરમાત્માના ધ્યાનબળથી જીવાત્મા પણ પરમાત્માજ બની જાયછે એવો પણ વિપરીત અર્થ માનવાનો પ્રસંગ આવે. આ અપાર્થનું તો સિદ્ધાંતમાં ખૂબ ખંડન કર્યું છે. જીવાત્મા કદાપિ પરમાત્મા થાય નહિ એવો સંપ્રદાયસિદ્ધાંત શુદ્ધ છે.

વળી મુક્તાત્માને દેહરૂપે થવાનું કહેવામાત્રથી બધો અપેક્ષિત અર્થ આવી જતો નથી. મુક્તને **ઇન્દ્રિયો પ્રાણ મન** આદિક તત્ત્વોનો યોગ તથા **વસ્ત્ર આભૂષણ ચંદન પુષ્પમાળા વાહન** આદિકનો યોગપણ સત્સંગિજીવન–હરિવાક્ય-સુધાસિંધુ વિગેરે ગ્રંથોમાં વર્ણવ્યો છે. આ સર્વરૂપે પણ મુક્તાત્માનો જ પરિણામ થવાનો કહેવો પડે. આતો નિત્ય અખંડ આત્મવસ્તુમાં ઘટે નહિ એ બાબત ઉપર બહુવાર જણાવી છે. માટે **સ. પ્ર. ૩ અ.** ૪૧ તથા **ભક્તચિંતામણી** પ્ર. ૧૫૯ માં પ્રકૃતિપર નિત્ય દિવ્ય ધામનું આખું વર્ણન આપ્યુંછે, તે મુજબની ભોગ્ય ભોગોપકરણ ભોગસ્થાનાદિ બહુરૂપે પરિણામ પામી રહેલી, જેને **પરાપ્રકૃતિ નિત્ય-વિભૂતિ શુદ્ધસત્વ ગોલોક વૈકુંઠ** અક્ષર આદિક અનેક નામાંતરથી વ્યપદેશેલી છે તે ચૈતન્યપ્રકૃતિમાંથીજ મુક્તોના હસ્તપાદાદિ અવયવવાળો **દેહ** બંધાય છે. આ જે દિવ્ય વસ્તુ તે ચેતન જીવાત્મા, પરમાત્મા તથા અચેતન માયા કાળ આદિક થકી

જુદુજ' છે. એમાંથી દેહાદિ વસ્તુઓ બને છે. એ મૂળ તત્ત્વનું જ્ઞાન નહિ હોવાથી ચેતન મુક્તાત્માનેજ દેહાદિરૂપે થવાથી ભ્રમણા બહુધા બંડ બુહામંડળીઓમાં પેઠી જણાયછે. શ્રીહરિએ સર્વની **દિવ્યતા** એકજ શ્લોકમાં 'दिव्यं कृष्णस्य रूपं भवति च सततं तस्य लोकोऽपि दिव्यो दिव्या भोगाश्च भोग्यान्यपि च भगवतस्तस्य दिव्यानि सन्ति। दिव्या वै पार्षदाश्च प्रकटितनूतनोः शक्तयस्तस्य दिव्या दिव्या भक्ताश्च सर्वे जगति यदुपतेः सन्ति दिव्याः क्रियाश्च ॥' (પ્ર. ૩ અ. ૨૯) આ રીતે જણાવી છે. આટલું સમજે તો અલં છે.

## મુક્તોમાં સ્ત્રીપુરુષ ભેદ

મુક્ત શરીરોમાં **સ્ત્રીપુરુષ** એવો ભેદ વાસ્તવિક શાસ્ત્રસિદ્ધ છે, જુઓ–'ह्रीश्च ते लक्ष्मीश्च पत्न्यौ' 'अस्येशाना जगतो विष्णुपत्नी' 'महादेव्यै च विद्महे, विष्णुपत्न्यै च धीमहि। तन्नो लक्ष्मीः प्रचोदयात्' 'महीं देवीं विष्णुपत्नीं' 'नित्यैवेषा जगन्माता विष्णोः श्रीरनपायिनी' 'अन्येषु चावतारेषु विष्णोरेषानपायिनी' 'राघवत्वेऽभवत्सीता रुक्मिणी कृष्णजन्मनि' 'श्रीर्वधूः साकमास्ते' 'दयिताऽहं सदा देवी' 'राधालक्ष्मीयुतो नित्यं वसामि स्वाश्रितैः सह' ઇત્યાદિકમાં ભગવાનની સાથે દિવ્ય **મહિષીઓનો** યોગ નિત્ય વર્ણવ્યો છે. આમાં **પત્ની વધૂ દેવી દયિતા મહી લક્ષ્મી રાધા સીતા રુક્મિણી** આદિક શબ્દો **સ્ત્રી**ભાવને સૂચવનારા છે. 'यो यो जगति पुंभावः स विष्णुरिति निश्चयः। यो यस्तु नारीभावः स्यात्तत्र लक्ष्मीर्व्यवस्थिता' 'देवतिर्यङ्मनुष्येषु पुन्नामा भगवान हरिः। स्त्रीनाम्नी लक्ष्मीर्मैत्रेय नानयोर्विद्यते परम्' આ વચનો લક્ષ્મીજીની **સ્ત્રીરૂપતાને** સૂચવનારાં છે, એટલુંજ નહિ પણ વિમલાદિ અનેક **સ્ત્રીરૂપ** નિત્ય **પરિચારિકાઓનો** યોગ પણ શાસ્ત્રોમાં વર્ણવ્યો છે–'जयासुशीलाललितामुखानां वृन्दैः सखीनां सह राधया च। समर्च्यमानं रमया च भामाकलिन्दजाजाम्बवतीमुखानाम्' (वा. मा.) ઇત્યાદિ. જેમનું અધ્યાત્મજ્ઞાન સંપ્રદાયમતે માન્ય કર્યું છે એવા ભાષ્યકારે 'स्वाभिमतस्वानुरूपस्वरूपरूपगुणविभवैश्वर्यशीलाद्यनवधिकमहिममहिषी' (વેદાર્થ સંગ્રહે) 'शेषशेषाशनगरुडप्रमुखनानाविधानन्तपरिजन–परिचारिकापरिचरितचरणयुगलः' (ગદ્યત્રયે) 'अनन्तभोगिनि श्रीमद्वैकुण्ठैश्वर्यादिदिव्यलोकमात्मकान्त्या विश्वमाप्यायन्त्या शेषशेषाशनादिसर्वपरिजनं भगवतस्तत्तदवस्थोचितपरिचर्यायामाज्ञापयन्त्या शीलरूपगुणविलासादिभिरात्मानुरूपया श्रिया सहासीनम्' (વૈકુંઠગદ્યે) એમ **મહિષીઓ** અને **પરિચારિકાઓનો નિત્ય યોગ** સમર્થન કર્યો છે. કિં **બહુના**–દિવ્ય વિરજા નદીએ આવી પહોંચેલા મુક્તનું સુસ્વાગત કરવા માટે પરમાત્માએ આજ્ઞા આપેલી, જેણીઓના હાથમાં સત્કાર સામગ્રી માળા અંજન ચૂર્ણ વિગેરે છે એવી **અપસરા સ્ત્રીઓ** મુક્તને અલંકૃત કરવા સન્મુખ દોડી આવેછે એમપણ **કૌષિતકી** ઉપનિષદમાં ઉઘાડું કહેવામાં આવ્યું છે–'तं पञ्चशतान्यप्सरसां प्रतिधावन्ति शतं मालाहस्ताः शतमञ्जनहस्ताः शतं

चूर्णहस्ताः शतं वासोहस्ताः शतं फणहस्तास्तास्तं ब्रह्मालङ्कारेणालङ्कुर्वन्ति स ब्रह्मालङ्कारेणालङ्कृतो ब्रह्म विद्वान् ब्रह्मैवाभिप्रैति' ઇત્યાદિ.

સંપ્રદાય પ્રબન્ધોમાં **સ્ત્રીરૂપથી** રહેલાં **રાધા લક્ષ્મી** આદિકની નિત્ય ભગવત્સેવાતત્પરતા વર્ણવી છે–'राधारमाद्या अपि शक्तयस्तं भजन्ति सम्राजमिव स्वदाराः' (સ. પ્ર. ૧ અ. ૫૪) 'राधारमादिभिः स्वाभिः शक्तिभिश्च निषेवितम्' (પ્ર. ૩ અ. ૪૩) राधारमाप्रमुखशक्तिभिरानताभिर्भक्त्यानुवेलमभिसेवितपादपद्मः' (પ્ર. ૩ અ. ૪૩) 'संपूजितो राधिकया च लक्ष्म्या' (પ્ર. ૪ અ. ७२) 'श्रीकृष्णो भगवान् तत्र सदा स्वामी विराजते । सप्रेम राधालक्ष्मीभ्यामर्च्यमानपदाम्बुजः' 'लीलाविहरणं राधादिभिः परमधामनि' (ह. वा. सु.) 'राधालक्ष्मीतत्सखीभिर्जुष्टो ध्येयः प्रभुर्भवेत्...श्रीराधातत्सखीनां च रूपाण्यपि पृथक् पृथक् । अवश्यं तत्र वर्ण्यानि तदङ्गानि पृथक् पृथक् । राधादीनां तु देवीनां वाङ्माधुर्यं सुगन्धिता । यादृशं चास्ति सौन्दर्यं तादृग् नास्त्येव कुत्रचित् (ह. वा. सु) ઇત્યાદિ. સ્ત્રીપુરુષ રૂપ જોડલામાં જે **સ્ત્રીઅંશ** છે તેમાં **શક્તિ** શબ્દના પ્રયોગો 'शिवः शक्त्या युक्तो यदि भवति' 'शक्तिचक्रस्य नायिका' 'सर्वशक्तीनां' 'आद्या शक्तिर्भगवतो लक्ष्मीर्देव्यस्ति नो मते' (સ. પ્ર. ૨ અ. ૩૭) ઇત્યાદિ અનેક છે.

સત્સંગિજીવનમાંથી ઉધ્ધારેલા, શ્રીહરિના અષ્ટોત્તરશતનામાત્મક **જનમંગળ** સ્તોત્રમાં પ્રથમનાજ **શ્રીકૃષ્ણ** નામનો અર્થ કરતાં ટીકાકાર **શ્રીરઘુવીરાચાર્યે** 'श्रयते–सेवते इति श्रीः, सर्वकालं परिचर्यानिरता राधिका, तया युक्तः कृष्णः श्रीकृष्णः । परमं ब्रह्मोक्तः पुरुषोत्तमः । श्रीभ्यां–राधालक्ष्मीभ्यां युक्तः कृष्ण इति वा । इति मूलस्वरूपमुक्तम्' આ રીતે વ્યાખ્યા કરીને મૂળ સ્વરૂપ પરંબ્રહ્મ પુરુષોત્તમ સાથે **રાધા લક્ષ્મીનો નિત્ય** યોગ નિરૂપ્યો છે. 'જેની સાથે **સ્ત્રીરૂપ** રાધા લક્ષ્મીનો યોગ હોય એજ **પરં**બ્રહ્મનું મૂળ સ્વરૂપ છે' એમ પણ જણાવ્યું છે. અહીં તો શ્રીહરિને **શ્રીકૃષ્ણ** નામથી નિરૂપેલા હોવાથી તેમની સાથેજ **સ્ત્રીરૂપ રાધા લક્ષ્મીનો** યોગ આવે છે. શ્રીહરિને મૂળ સ્વરૂપ પુરુષોત્તમપણે માનવા હોય તો તેઓનો નિત્ય યોગ અવશ્ય માનવોજ પડે, એમ કરીને મૂળસ્વરૂપની ઓળખાણ **રાધા લક્ષ્મીના અખંડ સાહચર્યથીજ** આપી છે. શ્રીહરિનાં રાધા રમાના યોગવાળાં બીજા પણ બહુ નામો સર્વમંગળાદિકમાં છે.

**વચનામૃતમાં** ઉપરની બાબત અતિસ્ફુટ છે–મધ્ય ૩ 'જ્યારે ભગવાનનું વર્ણન કરે ત્યારે ભગવાન્ ભેગું **રાધિકાજી** તથા **લક્ષ્મીજી** તથા તેની **સખીઓ** તેનું પણ વર્ણન આવે, ત્યારે તો તેના અંગોઅંગનું વર્ણન થાય...અને રાધિકાજી

લક્ષ્મીજી તેના જેવું તો ત્રિલોકીમાં કોઈ **સ્ત્રીનું રૂપ** હોય નહિ' એમ ઉપાસ્ય અને પ્રાપ્ય ભગવાન સાથે **રૂપમૂર્તિ સ્ત્રિયાકાર રાધાલક્ષ્મીનો યોગ** અને તે બન્ને વચ્ચે **દાંપત્ય** ભાવ અને રાધા લક્ષ્મી સાથે બીજી **સ્ત્રીશરીર સખીયોનો** યોગ જણાવ્યો. અંત્ય ૩૩ 'જેમ લક્ષ્મીજી છે તે વાસુદેવ ભગવાનના હૃદયને વિષે ચિહ્નરૂપે સ્નેહના આધિક્યપણે કરીને રહ્યાં છે અને બહારથકી **સ્ત્રીરૂપે** કરીને સેવામાં રહ્યાં છે.' એમ લક્ષ્મીજીની **સ્ત્રીરૂપતા** ઉઘાડી શ્રીમુખે કહી છે. ઇત્યાદિ. 'श्रीविष्णुवामपार्श्वस्थां' (સ. પ્ર. ૩ અ. ૨૮) ઇત્યાદિ પાંચ શ્લોકો વડે **ગાયત્રી**શબ્દ-વાચ્ય લક્ષ્મીનું વર્ણન **નારી** રૂપથીજ કર્યું છે. 'तत्रापश्यन् वामभागे लक्ष्मीं पद्मकरां च ते' (સ. પ્ર. ૪ અ. ૨૨) ઈત્યાદિ પાંચ શ્લોકોવડે લક્ષ્મી રાધાનું **સ્ત્રીભાવમાં** સંભવિત **સ્તનાદિ** અવયવોથી તથા **કસુંબલ વસ્ત્ર કબરી સીમંત નિષ્ક** આદિક સ્ત્રીઉચિત વસ્ત્ર વિભૂષણોથી વર્ણન કર્યું છે. **દાંપત્ય** સંબન્ધનો અર્થ **સ્ત્રી-ભાવજ** થાયછે. લક્ષ્મીના અવતારો **સીતા, રુકિમણી સાગરસુતા** આદિક થયા છે તે પણ **સ્ત્રીરૂપમાં** હતા. તેમની પ્રતિમાઓ મહામંદિરોમાં પધરાવીને **સ્ત્રીરૂપતાની** સાબીતી સર્વના લોચનગોચર કરી છે. એમ હોવાથીજ રાધા લક્ષ્મીની પ્રતિમાઓને **સ્ત્રીને ઉચિત એવા અવયવો અને તેને ઉચિત વસ્ત્રો વિભૂષણોવડે વિભૂષિત કરવામાં આવેછે.** કેટલાકને બંડકુસંગપાશથી શંકા રહેછે તેનું નિવારણ ઉપરની શાસ્ત્રીય બાબતથી થઈ જાય છે. જો કોઈ સ્વદુરાશયવશાત્ એવો ઉટાંગ આગ્રહ સેવતા હોય કે, ભગવાન્ પુરુષાકાર છે તો તેમના મુકતો પણ પુરુષાકારજ હોવા જોઈએ, તો બીજા એવો આગ્રહ સેવે કે **રાધા લક્ષ્મી** અને તેની **સખીઓ સ્ત્રીરૂપમાં** હોવાથી બધા મુકતો સ્ત્રીરૂપમાંજ રહે છે એમ સૌ સૌની માન્યતા ઉપર આગ્રહ સેવવા જાય તો કોઈ વાતની સિદ્ધિ થાય નહિ. માટે જે પ્રમાણપ્રતિ-પન્ન હોય તેનો પરિગ્રહ કરીને પ્રસન્ન રહેવું. શાસ્ત્રસિદ્ધને સ્વીકાર્યા વિના છુટકો નથી. માટે મુકતોમાં **સ્ત્રીપુરુષ એવો ભેદ વાસ્તવિક સાબીત છે.**

'ઉપર જે ભગવાનને **નારીરૂપ** રાધા લક્ષ્મીનો યોગ જણાવ્યો તે અવર સ્થાનોમાં અવર રૂપો સાથે છે' એમ કોઈ એકદેશી **વિમુખો** જલ્પે છે તે તદ્દન અસત્ છે. પરાત્પર અક્ષરાદિ સ્થાનમાં વિરાજમાન પરરૂપ સાથેજ અખંડ સંબન્ધ છે. જુઓ–'वैकुण्ठे तु परे लोके श्रिया सार्धं जगत्पतिः। आस्ते' 'असावहमिह ब्रह्म-न्नस्मिन्नक्षरधामनि। राधालक्ष्मीयुतो नित्यं वसामि स्वाश्रितैः सह:' (वा. मा) 'कोटय-र्काभनखद्योतो ह्यक्षरादौ य ईश्वरः। राधालक्ष्म्यादिभिर्दिव्यसामग्र्या सेव्यतेऽनिशम् ॥' (ह. वा. सु.) 'प्राकृततमसः पारे महसि प्रथमाने। श्रीराधासहितस्त्वं ब्रह्मपुरेऽमाने' (સ. પ્ર. ૨ અ. ૪૪) 'परोक्षं ब्रह्मधामस्थं गोलोके द्विभुजं सदा। राधया च श्रिया जुष्ट' (ह. वा. सु. व. १८) ઈત્યાદિ. વચનામૃતના **ઉપોદ્ઘાતમાં** ગોલોકાંતવર્તી અક્ષરધામને કહીને તેમાં વિરાજમાન ભગવાનને વર્ણવતાં 'અને **રાધિકાજી ને**

**લક્ષ્મીજી તેમણે પૂજ્યા છે'** એમ ચાર મુખ્ય સદ્ગુરુઓ કહે છે. હવે એમાં શંકાને સ્થાન નથી.

શાસ્ત્રસંસ્કારશૂન્ય કામાતુર કોઈને એવી આશંકા રહેછે કે-'મુક્તોમાં જો સ્ત્રીપુરુષ એવો ભેદ હોય તો કામવિકારનો અવસર આવે.' આ શંકાનું સમાધાન પણ ભગવાન્ શ્રીહરિએજ સુંદર રીતે કર્યું છે. મુક્તોમાં સ્ત્રીપુરુષ ભેદ હોવા છતાં પણ પ્રાકૃતની પેઠે **કામ**વિકારનો પ્રસંગ નથી. કારણ કે સર્વ મુક્તો સુખનિધિ ભગવાનનાજ એક અનુભવપર છે. આ બાબત સ. પ્ર. ૩ અ. ૪૧ કે જે પરાત્પર અક્ષરધામના નિરૂપણપર છે તેમાં શ્રીમુખેજ 'एकान्तिकानां मुक्तानां कोटिभिस्तत्परिश्रितम् । योषाभिः कृष्णभक्ताभिर्मुक्ताभिश्चापि कोटिशः । स्त्रियश्च पुरुषाश्चैते भवन्ति दिव्यमूर्तयः । अप्राकृतेन्द्रियप्राणा दिव्यालङ्कारवाससः । कृष्णादेव सुखेच्छाऽस्ति तेषां तत्र न चान्यतः । सुखं समं हि सर्वेभ्यो ददाति स च सर्वदा । न कामवासना तेषां स्त्रीपुंसानां परस्परम् ॥' આ રીતે સમ્યક્ સમજાવીને કહી છે. **હરિવાક્ય સુધાસિંધુમાં** તો મધ્ય. ૩ 'विलोक्य मातरं स्वस्य स्वसारं वापि कन्यकाम् । सुरूपामपि नोदेति विक्रिया मनसि क्वचित् । इयं मातेत्यादिबुद्धेर्दाढर्यात्तत्रान्यथा मतिः । यथा न जायते पुंसः कामुकस्यापि कर्हिचित् । तथैव भगवद्भक्तसुन्दरीष्वपि सर्वदा । जगन्मात्रादिबुद्ध्यैव नोदियाद्विक्रिया क्वचित् ॥' આ રીતે માતા ભગિની કન્યાના દૃષ્ટાંત સાથે અધિક સ્પષ્ટતા કરી છે. એમ કરીને શ્રીમુખે મુક્તોમાં **સ્ત્રીપુરુષ રૂપભેદ** નિઃસંશય કરવા **વિકારાભાવ** પ્રતિપાદન કર્યો છે, પ્રાકૃતમાં એવો ભાવ હોવાથી મુક્તોને અપ્રાકૃતપણે નિરૂપે છે. સંપ્રદાયના મૂળ ગ્રંથ તરીકે માનેલા શ્રીવાસુદેવમાહાત્મ્યમાં-'विचित्रसूक्ष्मांबररत्नभूषाविभूषितानां हि नृणां च योषिताम्' 'सर्वे च जीवा किल यत्र मुक्ता वसन्ति च स्थावरजङ्गमाश्च' આ રીતે સ્થાવર જંગમરૂપમાં રહેલા સર્વ જીવોની **મુક્તતા** અને તેમાં **સ્ત્રીપુરુષરૂપતા** સ્પષ્ટ કહી છે. આ બાબતમાં હવે શંકાને સ્થાન રહેતું નથી.

## મુક્તોને ભોગસામ્ય—

મુક્તોને પરસ્પર અને પરમાત્મા સાથે **સ્વરૂપ રૂપ** અને **ભોગથી** સમાનતા માની છે. 'अपहतपाप्मा...सत्यकामः सत्यसङ्कल्पः' આ શ્રુતિમાં પરમાત્માના જે અપહતપાપ્મત્વાદિ આઠ ગુણો વર્ણવ્યા છે તે મુક્તાત્માઓને પણ આવિર્ભવતા હોવાથી **સ્વરૂપ**ગુણથી સમાનતા છે. 'स एकधा भवति त्रिधा भवति' આ શ્રુતિમાં કહ્યા મુજબ ભગવાનની પેઠે મુક્તોને પણ દિવ્ય રૂપ મળતું હોવાથી **રૂપથી** સમાનતા છે. 'सोऽश्नुते सर्वान् कामान् सह ब्रह्मणा विपश्चिता' 'भोगमात्रसाम्यलिङ्गाच्च' આ શ્રુતિ-સૂત્રમાં કહ્યા મુજબ **ભોગથી** પણ સમાનતા છે. એમ જ્યારે પરમાત્માની સાથે **સ્વરૂપ રૂપ** અને **ભોગથી** સામ્ય (સાધર્મ્ય) પ્રાપ્ત

થાય છે તો પછી મુકતોમાં જ્ઞાન સુખાદિક બાબતમાં પરસ્પર **ન્યૂનાધિકતા** કહેવાય જ નહિ. 'सुखं समं हि सर्वेभ्यो ददाति स च सर्वदा' (स. प्र. ૩ અ. ૪૧) એમ ભગવાન તો સર્વેને સરખું જ સુખ આપેછે. ન્યૂનાધિક આપવામાં ન્યાયમૂર્તિ એમની આગળ કોઈ યોગ્ય કારણ નથી. વળી મુકતો કે જે સર્વ કર્મ-બંધનો થકી છુટી જવા પૂર્વક પરમાત્માને પામેલા હોઈને તેમનો અનુભવ એ જ એક ભોગવાળા છે; એવા મુકતોમાં જ્ઞાન સુખાદિકથી **તરતમભાવ** હોવામાં કોઈ-પણ કર્માદિ કારણ નથી. જો ન્યૂનાધિક જ્ઞાન સુખાદિકના નિર્વાહ માટે 'કર્મનો એક દેશ બાકી રહી ગયો છે' એમ માને તો તો પછી તેને **મુક્તિજ** ન કહેવાય. એ તો લૌકિકવત્ એક પ્રકારના ભુક્તિના ભેદ જેવું જ તુચ્છ કલહસ્થાન કહેવાય. આ બાબત 'सर्वकर्मविनिर्मुक्ते मुक्तिभेदः कथं भवेत् । कर्मैकदेशयोगे तु न मुक्तिर्भुक्तिभेदवत्' આ અભિયુક્તિમાં વ્યક્ત છે. એવી વસ્તુ સ્થિતિ હોવાથી જ स. प्र. ૩ અ. ૪૧ માં 'रूपं समृद्धिरैश्वर्य स्थानं भोगाः सुखानि च । समान्येतानि सर्वेषां सच्चिदानन्दरूपिणाम् । न्यूनत्वे चाधिकत्वे वा भोगादेस्तत्र सर्वथा । इच्छैवैकास्ति भोक्तृणां हेतुर्नान्यस्तु कर्हिचित् । यथा कश्चित्सुसमृद्धोऽपि स्वेच्छयैव नराधिपः । भोगान् भुङ्क्ते न भुङ्क्ते वा तथा तेऽपि निजेच्छया' આ રીતે ન્યુનાધિકતામાં કર્માદિ કોઈપણ કારણ નહિ હોવાથી **રૂપ સમૃદ્ધિ ઐશ્વર્ય સ્થાન ભોગ સુખાદિ** બધી જ બાબતમાં **સમતા** સમર્થન કરવા પૂર્વક ભોગની ન્યૂનાધિકતામાં સમૃદ્ધ નરાધિપના દૃષ્ટાંતથી ભોકતાઓની ઇચ્છાને જ હેતુપણે કહેછે. ઇચ્છા હોય તો ભોગવે, ન ઇચ્છા હોય તો કાંઈ નહિ. એ ઉપરથી એને મળતું નથી કે ન્યૂન તુચ્છ મળે છે એમ કહેવાય નહિ. 'मत्सेवया प्रतीतं च सालोक्यादि चतुष्टयम्' ઇત્યાદિકમાં કહેલી જે સાલોકયાદિ મુકિતઓ તેતો અવાંતર હોઈને ગૌણ છે. મુખ્ય મુકિત તો સાયુજ્યરૂપ છે. એને જ સાધર્મ્ય કે સામ્ય કહે છે. એમાં જ સાલોકયાદિકનો અંતર્ભાવ છે. સેવાગર્ભિત જે સાયુજ્ય એ જ મુખ્ય મોક્ષ છે. એકત્વ મુકિત કહે છે તે પણ સાયુજ્યરૂપ સમજવી. કેમ કે સ્વરૂપથી એકત્વ સંભવિત નથી અને સંપ્રદાયને માન્ય પણ નથી. એટલે આત્યંતિક મુકિતમાં રૂપાદિ કોઈ પણ પ્રકારથી ભેદ નથી. મુકતોને ત્રણ પ્રકારનું સુખ મળે છે—એક તો **આત્મસ્વરૂનું**, બીજું **પરમાત્મસ્વરૂપનું** અને ત્રીજું **અક્ષર ધામના ભોગનું.** સર્વ કર્મોએ રહિત થઈને આત્મસ્વરૂપસત્તાને પામ્યો હોવાથી એને આત્માનું સુખ નિરાવરણ સતત આવે છે. કર્માદિ આવરણો દૂર થવાથી પરમાત્માનું સુખ પણ નિરાવરણ સર્વને સમાનજ મળે છે. અક્ષર ધામમાં જે ભોગ્ય ભોગોપકરણ ભોગસ્થાનનું સુખ છે તેપણ કર્મબન્ધનોએ રહિત થએલાને સરખું જ આવે છે. આ દૃષ્ટિએ જોઈએ તો સર્વેને સરખો જ **આનંદ** હોવો જોઈએ. જો ન્યૂનાધિક મળતું હોય તો પછી આ લોકના જેવાજ સ્પર્ધા ઈર્ષ્યા કજીયા

તાંણાતાંણ મારામારી આદિક અનંત દોષોનો સંભવ હોવાથી કોઈને કિંચિત પણ સુખ આવે નહિ. માટે ભગવાને જ જ્ઞાન સુખાદિક બધીજ બાબતમાં **સમાનતા** રાખી છે. જો કર્માદિ અવશેષ હોય તો તે પરમ પદને પામતા જ નથી. પૂર્ણ શુદ્ધ થાય ત્યારે જ તે પદને પામે છે એવું તો મોક્ષશાસ્ત્ર છે. માટે ઉપર પ્રમાણે જ્ઞાન સુખાદિકમાં **સામ્ય** હોવાથી મુક્તોમાં જે કોઈ ખુંણીયા વિમુખ બંડીયાએ **મૂળ અક્ષર** કે **એકાંતિક પરમએકાંતિક** કે **અનાદિ** મહામુક્તો આદિક ઉચ્ચ નીચ નંબરે પરમ ધામમાં ગોઠવ્યા છે તેનું આપોઆપ ખંડન થઈ જાય છે. એમાં કોઈ **પ્રમાણ** કે **યુક્તિ** કે **ન્યાય** નથી. ઉપર પ્રમાણે મુક્તસ્થિતિનું નિરૂપણ છે. ઉપરોક્ત પ્રકારે આ ચાલુ લેખમાં **આત્મજ્ઞાનનું નિરૂપણ યથાશાસ્ત્ર** કર્યું છે.

'हृत्स्थोऽणुः' આ શિક્ષાપત્રી શ્લોકના ભાષ્યના ઉપસંહારમાં ઉપરના સમસ્ત અર્થનો **સંગ્રહ** બે શ્લોકમાં "आत्मानं देहमाहुः कतिचन कतिचिच्चेन्द्रियं केचिदाहुर्विज्ञानस्यान्ववायं कतिचन जगदुर्नित्यविज्ञानमात्रम् । त्र्यन्तैकान्तवृद्धाः कुमतिविलसितं सर्वमेतद्विलङ्घ्य ज्ञाता कर्ता मिथोऽन्यो हृदि हृदि विलसत्येष इत्याहुरेनम् ॥ १ ॥ स्वयंज्योतिरणुः सोऽयमहप्रत्ययगोचरः । हृद्यः कौस्तुभवद्भूयात् सख्या येन तु चेष्टते ॥' આ રીતે કર્યો છે. અર્થ એવો છે કે–કોઈ (ચાર્વાક) દેહને જ આત્મા કહે છે, **બીજા કોઈ** (ચાર્વાકમાં સુધરેલા) ઇન્દ્રિય, મન, પ્રાણને જ આત્મા કહે છે. **બીજા કોઈ** (બૌદ્ધો) ક્ષણે ક્ષણે નવી નવી નિપજતી વિજ્ઞાનધારાને જ આત્મા માને છે. **બીજા કોઈ** (બૌદ્ધગન્ધી અદ્વૈતી) નિત્ય વિજ્ઞાનમાત્રને જ આત્મા માને છે. **બીજા જે** વેદાંતૈકવૃદ્ધો છે તે ઉપરના બધા કુમતિકલ્પિત વિરુદ્ધ વાદોને ઉલ્લંઘીને, આત્માને જ્ઞાનસ્વરૂપ હોઈને જ્ઞાતા, કર્તા, પરસ્પર ભિન્ન અને પ્રત્યેક હૃદયમાં વિરાજમાન છે એમ કહે છે. સ્વયંપ્રકાશ, અણુપરિમાણ, અહં પ્રત્યયને ગોચર (હું બુદ્ધિ અને હું શબ્દથી બોધ્ય) છે. એવો આત્મા ભગવાનને કૌસ્તુભમણિ જેમ અતિ પ્રિય છે તેમ પ્રિય થાવ અને સાચા સખા તેમની સાથે સદા વિહારને કરો.

---



## श्री स्वामिनारायणो जयति ।

## वचनामृत भूमिका—

### शास्त्रि हरिजीवनदास विलिखिता ।

### (સુધારા વધારા સાથે)

### ( मायाज्ञानम् )

'ज्ञानं च जीवमायेशरूपाणां सुष्ठु वेदनम्' (શિક્ષાપત્રી) આમાં **ત્રણ તત્ત્વો** સારી રીતે જાણવા યોગ્ય કહ્યાં છે. એમાં એક માયાને પણ સુષ્ઠુ જાણવા યોગ્ય કહે છે. આત્મા પરમાત્માનું જે **જ્ઞાન** તેતો **ઉપાદેય** (ગ્રાહ્ય) છે. માયાનું જે જ્ઞાન તેતો **હેય**-ત્યાજ્ય છે. જેમ ઝેર પણ અનર્થકર હોવાથી તેને હેયપણે જાણી રાખવું પડે છે. તેમ માયા પણ જીવોને અહંમમતા દ્વારા બંધાદિ અનર્થકારી હોવાથી **હેયપણે** જાણી રાખવાની ખાસ જરૂર છે. જેથી હવે તેનું નિરૂપણ કરવામાં આવે છે.

આ માયાને **પ્રકૃતિ** કહેવામાં આવેછે. આ માયાથકી અનંત વિકારોને પરમેશ્વર કરેછે, તેથી તેને **પ્રકૃતિ**શબ્દથી કહેછે તે સાર્થક છે. આ અર્થની સિદ્ધિમાં 'अस्मान्मायी सृजते विश्वमेतत्' આ શ્રુતિ પ્રમાણ છે. આ માયા **નિત્ય** હોઈને સતત વિવિધ વિચિત્ર પરિણામશીલા છે. આ અર્થના અનુસંધાનમાં 'विकार-जननीमज्ञामष्टरूपामजां ध्रुवां......गौरनाद्यन्तवती सा जनित्री भूतभाविनी' 'अजामेकां लोहितशुक्लकृष्णाम्' ઇત્યાદિ શ્રુતિઓ પ્રમાણ છે. 'अचेतना परार्था च नित्या सततविक्रिया' એવી સ્મૃતિ પણ છે. સતતવિકારશાલી એવી પણ આ પ્રકૃતિના સ્વરૂપનો આત્યંતિક ઉચ્છેદ કદાપિ નહિ થતો હોવાથી એણીનું **ધ્રુવત્વ** અને સૂક્ષ્મ રૂપથી એણીનું સર્વદા વિદ્યમાનપણું હોવાથી **અજત્વ** કહ્યું છે. ગીતામાં પ્રકૃતિનું પણ **અનાદિપણું** 'प्रकृतिं पुरुषं चैव विद्ध्यनादी उभावपि' આ વચનથી જણાવ્યું છે. 'अज्ञाम्' 'अचेतना' ઇત્યાદિ વચનથી આ માયા **અચેતન** હોઈને **જડરૂપા** છે. વળી 'तम आसीत्' આ શ્રુતિમાં **તમ**શબ્દથી કહેલી છે. જેનું રૂપ અપ્રકાશ હોય તેને **તમ** કહે છે. સ્વતઃ નહિ પ્રકાશ પામવાપણું એજ **જડત્વ** જાણવું. વળી જેટલા પ્રાકૃત પદાર્થો ઘટ પટાદિ છે તેનું વિદ્યમાનતા દશામાં સર્વદા ભાન થતું નથી અને નેત્ર તથા સૂર્યાદિ આલોક આદિક સહકારિની સંપત્તિમાંજ ભાન થાય છે માટે એનું **જડપણું** સિદ્ધ થાયછે. માટે મૂળ પ્રકૃતિ કે જે તેતે મહદાદિરૂપે પરિણામ પામનારી છે તેનું પણ **જડપણું** ઇચ્છવા યોગ્ય છે.

'ध्यायतेऽध्यासिता तेन तन्यते प्रेर्यते पुनः। सूयते पुरुषार्थं च तेनैवाधिष्ठिता जगत्' 'गौरनाद्यन्तवती सा जनित्री भूतभाविनी। सिताऽसिता च रक्ता च सर्वकाम-दुघा विभोः॥ पिबन्त्येनामविषमामविज्ञाताः कुमारकाः। एकस्तु पिबते देवः स्वच्छन्दोऽत्र वशानुगाम्॥ ध्यानक्रियाभ्यां भगवान् भुङ्क्तेऽसौ प्रसभं विभुः। सर्वसाधारणीं दोग्ध्रीं पीडयमानां तु यज्वभिः॥' (मांत्रिकोपनिषदि) આ શ્રુતિઓમાં પરમાત્માના અધિષ્ઠાનથીજ વિચિત્ર **કાર્યને કરવાપણું**, પરમાત્માનો જે લીલારસ તેને **સંપાદન કરવાપણું** અને જીવોને તેતે કર્મને અનુસારે **પુરુષાર્થને પ્રસવવાપણું** પ્રકૃતિનું જ વર્ણવ્યું. છે **અર્થ એવો છે** કે–ध्यायते પરમાત્મા સંકલનરૂપ જ્ઞાનથી એને જાણે છે. अध्यासिता–અધિષ્ઠિતા. तन्यते–સમષ્ટિ ભૂતરૂપથી વિસ્તાર કરાયછે. प्रेर्यते–પુનઃ વ્યષ્ટિસૃષ્ટિ માટે પ્રેરણા કરાયછે. सूयते–પુરુષે ઇચ્છા કરાતા ભોગ્ય ભોગોપકરણ ભોગસ્થાનાદિરૂપ જગતને પ્રસવેછે. गौः–નિરંતર અવસ્થાંતરને પામતી હોવાથી **ગૌ** શબ્દથી કહેવાય, અર્થાત્ સતત પરિણામશાલીની છે. સમષ્ટિ ભૂતોની **જનિત્રી** છે. भूतभाविनी–વ્યષ્ટિમાં કારણભૂત છે. સત્વ રજ તમ આ ત્રણ ગુણના આશ્રયભૂત છે. विभु–સર્વેશ્વરમાટે સૃષ્ટિ સ્થિતિ પ્રલયરૂપ લીલારસને દોહન કરનારી છે. તેતે જીવોનાકર્માનુસારે પરિણામ પામનારી હોવાથી **અવિષમા** કહી છે. यज्वभिः–કર્માનુગુણ ફળલાભ માટે કર્મદ્વારા પીડા પમાડાની એવી પ્રકૃતિને જે **માયેશ્વર** છે તે પોતાના સંકલ્પાનુસારે સૃષ્ટ્યાદિ વ્યાપારથી તેતે જીવોના કર્મવિપાકને અનુસારે પરિણામ પમાડીને સ્વયં સ્વચ્છંદપણે **લીલારસને** ભોગવે છે.

વળી **ગીતામાં** 'सर्वभूतानि कौन्तेय! प्रकृतिं यान्ति मामिकाम्। कल्पक्षये पुनस्तानि कल्पादौ विसृजाम्यहम्॥ प्रकृतिं स्वामवष्टभ्य विसृजामि पुनःपुनः। भूतग्राममिमं कृत्स्नमवशं प्रकृतेर्वशात्॥ मयाध्यक्षेण प्रकृतिः सूयते सचराचरम्। हेतुनानेन कौन्तेय जगद्विपरिवर्तते॥' આ રીતે પ્રકૃતિનું **પરમાત્મશેષપણું** અને સ્વાધિષ્ઠાનથીજ વિવિધ ભૂતમાત્રનું **પ્રસવવાપણું** કહ્યું છે. આ પ્રકારે માયા ભગવાનના શેષભૂત હોઈને ભગવાને કરાતા લીલારસાનુભવમાં મુખ્ય ઉપકરણભૂત છે, એ અર્થ સિદ્ધ થયો. માટે જ માયાના પરિણામભૂત જે આ વિભૂતિ તેને **લીલા વિભૂતિ** કહેવામાં આવે છે.

**શ્રીભાષ્યકારે ગદ્યત્રયમાં**–"तिलतैलवत् दारुवह्निवत् दुर्विवेचत्रिगुणक्षरणस्वभावाचेतनप्रकृतिव्याप्तिरूपदुरत्ययभगवन्मायातिरोहितत्वप्रकाशः" આ રીતે જે પ્રકૃતિનું **દુર્વિવેચનપણું**, **ત્રિગુણપણું**, **વિકારપણું**, **અચેતનપણું**, **દુર્મોચપણું**, **ભગવન્માયાપણું**, ચેતનનું જે અપરિચ્છિન્ન જ્ઞાનાનંદરૂપ સ્વરૂપ તેને **તિરોધાન કરવાપણું** વિગેરે બધી જ બાબતો વર્ણવી છે.

ત્રણ ગુણની જે **સામ્ય** અવસ્થા એ **મૂળ** પ્રકૃતિનું લક્ષણ છે. યદ્યપિ ત્રણ ગુણનો સમાવેશ તો માયામાંજ જેમ એમ તેના કાર્યભૂત મહત્તત્વાદિકમાં પણ

છે તથાપિ તેમાં ગુણ સામ્યનો અભાવ હોવાથી એ લક્ષણ એમાં જશે નહિ.
અવિષમતાને **સામ્ય** કહે છે. ત્રણ ગુણોની **સમતા**—ન્યૂનાધિકતા નહિ મહદાદિ
**વિકૃતિમાં** તો ગુણોનો **ઉદ્‌ભવ** અને **અભિભવ** એવા ભેદથી ગુણોની **વિષમતા**
નિયત છે. ગુણોની વિષમતા જે મહત્તત્વાદિમાં છે તેણે રહિતપણું હોઈને ત્રિગુણ-
પણું એવો લક્ષણનો તાત્પર્યાર્થ જાણવો. મૂળ પ્રકૃતિમાં તો તેવી વિષમતા નહિ
હોવાથી લક્ષણની સંગતિ છે. યદ્યપિ પ્રકૃતિમાં જ **સૂક્ષ્મ સૂક્ષ્મતર સૂક્ષ્મતમ**
એવી જુદી જુદી અવસ્થાઓ વર્તે છે. અથાપિ સર્વ અવસ્થામાં **ગુણસામ્ય**
અનપાય (કાયમ) હોવાથી ગુણની વિષમતાને લીધે જે વિકૃતિત્વ આવે છે તે
પ્રકૃતિમાં નથી. ગુણની વિષમતાવાળી જે અવસ્થા એ વિકૃતિશબ્દથી કહેવા ઇચ્છી
છે. માટે લક્ષણમાં કશો દોષ આવતો નથી.

આ પ્રકૃતિ થકી પરમેશ્વર, મહદાદિ વિવિધ વિકારોને પ્રકર્ષથી કરે છે માટે
એણીને **પ્રકૃતિ** કહે છે. યદ્યપિ અહંકારાદિ તે તે વિકારોનું **ઉપાદાનપણું** મહાદા-
દિકમાં પણ વર્તે છે, તથાપિ અસંકોચ ન્યાયે સર્વ વિકારોનું મૂળ હોઈને એમાં
મહદાદિ વિકૃતિ વિનાનું **પ્રકૃતિત્વ** વર્તતું હોવાથી કેવળ **પ્રકૃતિ** શબ્દથી એણીનો
નિર્દેશ થાયછે. મહદાદિકમાં તો **'આની આ પ્રકૃતિ છે'** એવો જ પ્રયોગ
થાય છે. આ અર્થ જણાવવા માટે જ કોઈ સ્થળે **'મૂળ પ્રકૃતિ'** એવો પણ
પ્રયોગ કરવામાં આવેછે. **વિદ્યા**શબ્દવાચ્ય જ્ઞાનમાં વિરોધી હોવાથી એણીને
**અવિદ્યા**શબ્દથી કહેછે. વિદ્યાસાથે વિરોધતો મોહક હોવાથી માન્યો છે. આ બાબત
'अनीशया शोचति मुह्यमानः' 'अनादिमायया सुप्तः' ઇત્યાદિ શ્રુતિસ્મૃતિ સિદ્ધ છે.
મૂળદશામાં મહદાદિ કાર્ય અવસ્થાએ વ્યકત થતી નથી માટે એણીને **અવ્યકત**
શબ્દથી પણ કહેછે. આ રીતે **અવિદ્યા** અને **અવ્યકત** શબ્દનો મૂળ પ્રકૃતિમાં
પ્રવૃતિનિમિત્તયોગ ઉપપાદન કરવાથી તે તે સ્મૃતિઓમાં અવિદ્યા થકી કે અવ્યકત
થકી જે સમગ્ર વિકારોની પ્રસૂતિનું વર્ણન કર્યુંછે તેનો કશો વિરોધ આવતો નથી.
**અવ્યકત** અને **તમ** વચ્ચે કિંચિત્ નામનો ભેદ છતાં પણ તે આ સૂક્ષ્મ ભેદનો
અનાદર કરીને ક્વચિત્ **અવ્યકત કારણવાદ** (અવ્યકતથકી જગતની ઉત્પત્તિ થાય
છે) વર્ણવ્યો છે તે શ્રુતિપ્રોકત **તમ: કારણવાદમાં** વિરોધ માટે થતો નથી.
મહાદાદિકમાં જેવી ગુણવિષમતા વર્તેછે તેવી **અવ્યકત, અક્ષર, તમમાં** નથી.
**સામ્ય** હોવા છતાં લેશથી જુદી અવસ્થાઓ ઘટતી આવેછે. 'महानव्यक्ते लीयते,
अव्यक्तमक्षरे लीयते, अक्षरं तमसि लीयते, तमः परे देवे एकीभवति' આ **સુબા-
લોપનિષદ્‌શ્રુતિથી અવ્યકત, અક્ષર, વિભકતતમ, અવિભકતતમ,** આ ચાર
અવસ્થાઓ જાણવા મળેછે. 'तम परे देवे एकीभवति' આથી **અવિભકતતમ**
અવસ્થા સાબીત થાયછે. તેમાં મહત્તત્વાદિરૂપ કાર્યને ઉન્મુખ થએલી અવસ્થામાં
**અવ્યકત, અવ્યાકૃત, પ્રધાન,** એમ માયાને કહેવામાં આવે છે. આ અર્થ

'यत्तत्रिगुणमव्यक्तं नित्यं सदसदात्मकम् । प्रधानं प्रकृतिं प्राहुरविशेषं विशेषवत् ॥' 'शुद्धं गुणत्रयं ह्येतत् प्रोच्यतेऽव्याकृताभिधम्' આ વચનોમાં વ્યક્ત છે. મહત્તત્ત્વરૂપ કાર્યની ઉન્મુખતાએ રહિત એવી અવસ્થાને **અક્ષર** કહે છે. આ અવસ્થામાં તેમાં રહેલી જે ચેતનસમષ્ટિ તેનું વિવેચન કરી શકાય છે. યદ્યપિ માયા ક્ષરણસ્વભાવવાળી છે તથાપિ તેમાં **અક્ષર** શબ્દવાચ્ય ચિત્સમષ્ટિ રહેલી હોવાથી તેણીને **અક્ષર** શબ્દથી કહી છે. આ અવ્યક્ત પહેલાંની અવસ્થા છે; જે અવસ્થામાં અતિસૂક્ષ્મદશાની પ્રાપ્તિથી ચિત્સમષ્ટિનું વિવેચન કરી શકાય નહિ તેને **તમ** કહે છે. જેમ ગાઢ અંધકારમાં પડેલા પદાર્થોનું વિવેચન કરી શકાતું નથી તેમ અંદર નિમગ્ન બદ્ધ ચેતન રાશિઓનું વિવેચન થઈ શકતું નથી, આવી અત્યંત સૂક્ષ્મ અવસ્થાને **તમઃ** શબ્દથી કહે છે. આ બાબત 'नासदासीन्नो सदासीत्तदानीं तम आसीत् तमसा गूढमग्रे प्रकेतम् (શ્રુતિ) 'आसीदिदं तमोभूतमप्रज्ञातमलक्षणम्' (મનુ) 'तमस्तदानीं गहनं गभीरम्' (ભાગ.) ઇત્યાદિ શ્રુતિસ્મૃતિસિદ્ધ છે. આ અવસ્થા અક્ષર પહેલાંની **વિભક્તતમ** જાણવી. 'परे देवे एकीभवति' આ શ્રુતિમાં કહ્યા મુજબ પરમાત્મામાં વિલક્ષણ સંયોગવશાત્ એણીનું પણ સ્વરૂપ જ્યારે વિવેચન કરી શકાય નહિ ત્યારે **'અવિભક્તતમ'** એમ કહેવામાં આવે છે. આ અવસ્થા વિભક્તતમ પહેલાંની મૂળ જાણવી. આ અવસ્થાઓ સૂક્ષ્મ હોઈને ઉત્તરોત્તર અવસ્થામાં હેતુભૂત શક્તિવિશેષરૂપ છે. આ શ્રુતિના ભાષ્યમાં ચારેય અવસ્થાઓનું ઉપપાદન દૃષ્ટાંત દઈને કર્યું છે. ભૂતળમાં પ્રથમ બીજ વાવે છે તેને ઠેકાણે **અવિભક્તતમ,** મૃત્તિકાથકી બીજ નીકળે છે તેને ઠેકાણે **વિભક્તતમ,** જળના સિંચનથી પલળીને બીજના અવયવમાં પૃથુતા (શિથિલતા) આવે છે તેને ઠેકાણે **અક્ષર,** ઉચ્છૂન (ફુલેલા) બીજને ઠેકાણે **અવ્યક્ત** અને બીજમાંથી અંકુર થાય છે તેને ઠેકાણે મહત્તત્ત્વ, આ રીતે છે. આ ચારેય અવસ્થામાં 'प्रकृतिर्गुणसाम्यं वै' આ વચનમાં કહ્યા પ્રમાણે ત્રણેય ગુણોની **સમતા** હોવાથી ગુણવિષમતાને લીધે થતા કાર્યનો એમાં **અભાવ** છે, માટે એ અવ્યવસ્થાઓને જુદી નહિ ગણીને મૂળપ્રકૃતિ થકી થયેલા મહત્તત્ત્વાદિકનીજ કાર્યવર્ગમાં ગણના કરી છે. ચારેય અવસ્થાની કારણવર્ગમાં અને મહત્તત્ત્વાદિકની કાર્યવર્ગમાં ગણના સમજવી. ઉપર જે પ્રકૃતિનું **ગુણસામ્ય** લક્ષણ કર્યું તે ચારેક અવસ્થામાં ઘટતું આવે છે.

પ્રકૃતિ અને તજ્જન્ય પ્રાકૃત પદાર્થોનું સાધારણ (બન્નેમાં મળતું આવે એવું) **માયાલક્ષણ** તો 'रजोवत्त्वं वा तमोवत्त्वं' એવું હોઈ શકે છે. પ્રકૃતિ અને તેના વિકારભૂત તમામ વસ્તુઓમાં **રજોગુણ તમોગુણ** વર્તતો હોવાથી લક્ષણની સંગતિ થાય છે. 'सत्त्ववत्त्वं' એવું લક્ષણ તો થઈ શકે નહિ, કેમકે તેતો નિત્ય વિભૂતિમાં વર્તતું હોવાથી તેમાં તે લક્ષણ જતું રહે. 'रजतस्तमोमिश्रसत्त्ववत्त्वं' એવું

લક્ષણ કરવામાં બાધ નથી, પણ ગૌરવ આવે છે. 'कालभिन्नत्वे सति जडत्वं' (કાળથી ભિન્ન હોઈને **જડપણું**) એવું લક્ષણ કરવામાં પણ બહુ ગૌરવ આવે છે. આ લક્ષણ તો કોઈ નિત્યવિભૂતિને અજડા માને છે તેના અભિપ્રાયથી છે. માટે ઉપર જે ટૂંકું લક્ષણ કર્યું એજ યોગ્ય હોઇને ગ્રાહ્ય છે. ભગવાન શ્રીહરિએ પ્રથમના ૧૨ વચનામૃતમાં 'અને ગુણસામ્ય ને નિર્વિશેષ એવી જે માયા' એમ મૂળ માયાનું **ગુણસામ્ય** લક્ષણ જણાવ્યું છે. ગુણોની વિષમતાએ રહિતપણું એ નિર્વિશેષપણું જાણવું.

## પ્રકૃતિનું માયાશબ્દવાચ્યપણું—

આ **પ્રકૃતિ,** આત્માઓની અપરિચ્છિન્ન જ્ઞાનાનંદૈકતાનતાને તિરોધાન કરીને પોતાના પરિણામભૂત વસ્તુઓમાં ભોગ્યતાભ્રમને ઉપજાવીને, મોહ કરનારી છે અને વળી વિવિધ વિચિત્ર કાર્યને કરનારી હોઈને સર્વને અતિ વિસ્મય પમાડનારી છે, આ **બે કારણથી** તેણીનો **માયા** શબ્દથી વ્યપદેશ થાય છે. આથી બીજું કોઈ વિસ્મયકારક નથી, જે બ્રહ્માંડભાંડના ઉદરમાં વિચિત્ર પ્રકૃતિનું વિલસિત છે. જ્યાં બહુ વિસ્મય પામવારૂપ અર્થ હોય ત્યાં **માયા** શબ્દનો પ્રયોગ થાય છે. આવો અર્થ થવાથી જે કોઈ '**માયા** શબ્દથી નિર્દેશ હોવાથી પ્રકૃતિનું મિથ્યાપણું સાબીત થશે' એવી શંકા કરે છે તેનું પણ ખંડન થઈ જાય છે. **સત્ય** એવા પણ અર્થમાં આશ્ચર્યકારક હોવાથી **માયા** શબ્દના બહુ પ્રયોગો 'ततो भगवता तस्य रक्षार्थं चक्रमुत्तमम् । आजगाम समाज्ञप्तं ज्वालामालि सुदर्शनम् ॥ तेन मायासहस्रं तच्छम्बरस्याशुगामिना । बालस्य रक्षता देहमेकैकश्येन सूदितम् ॥' (वि. पु. १–१९–२०) (પ્રહ્‌લાદની રક્ષા માટે ભગવાને સુદર્શન ચક્ર મોકલ્યું, તેણે શંબરાસુરની પ્રત્યેક માયાનો નાશ કરી દીધો અને પ્રહ્‌લાદની રક્ષા કરી) ઇત્યાદિ વચનોમાં વર્તે છે. શંબરનાં શસ્ત્રો કાંઈ મિથ્યાભૂત ન હતાં. જો મિથ્યાભૂત કહેવામાં આવે તો સુદર્શન ચક્રે તેનો નાશ કર્યાનું કહેવામાં આવે છે તે ઘટે નહિ. માટે **સત્યજ** કહેવાં પડે, તેનો નાશ સુદર્શન ચક્રે કર્યો. ઇન્દ્રજાલાદિ સ્થળમાં પણ તાત્કાલિક વિચિત્ર વસ્તુને ઉપજાવનારો **મણિ** કે **મંત્ર** કે **ઔષધ** આદિક વિસ્મયનીય જોવામાં આવેછે. માટે 'મિથ્યાભૂત ઇન્દ્રજાળમાં **માયા**પદનો પ્રયોગ હોવાથી મિથ્યાપણુંજ **માયા**પદની પ્રવૃત્તિનું નિમિત્ત છે' એમ કહેવું યોગ્ય નથી. જ્યાં સુધી સર્વ પ્રયોગને મળતું પ્રવૃત્તિનિમિત્ત સંભવતું હોય ત્યાં સુધી **મિથ્યા**ત્વ કે જે અનુગત નથી તેને પ્રવૃતિનિમિત્ત માનવું તે યોગ્ય નથી. પરાભિમત જે પ્રવૃત્તિનિમિત્ત મિથ્યાત્વરૂપ છે તેનો ભંગ તો શંબરના શસ્ત્રોમાં થાય છે. એ શસ્ત્રો કાંઈ મિથ્યા નહિ પણ સત્ય હતાં. વિચિત્ર અર્થને સર્જનારી હોવાથી વિસ્મયનીયા જે પ્રકૃતિ તેનો **માયા**શબ્દથી નિર્દેશ કરાય છે, એમાં 'मायां तु प्रकृतिं विद्यान्मा-

यिनं तु महेश्वरम्' 'આ શ્રુતિ પ્રમાણ છે. 'अस्मान्मायी सृजते विश्वमेतत्तस्मिंश्चान्यो मायया सन्निरुद्धः' આ શ્રુતિએ પૂર્વ પ્રસ્તાવ કરેલી માયાનું જ 'તે માયા કઈ?' એવી અપેક્ષામાં 'मायां तु प्रकृतिं' આ શ્રુતિએ વ્યાખ્યાન કર્યું છે. એમ કહેવાથી 'પ્રકૃતિને ઉદ્દેશીને મિથ્યાપણું આ શ્રુતિએ પ્રતિપાદ્યું છે' એમ કહેનારાના મતનું ખંડન થઈ જાય છે. માયાનો પ્રથમ પ્રસ્તાવ કરેલો હોવાથી તેણીનું જ ઉદ્દેશ્યપણું ઉચિત છે. એટલે 'માયા કઈ?' તો જેને **પ્રકૃતિ** કહેવામાં આવે છે. **તાત્પર્ય** એવું છે કે 'अस्मान्मायी सृजते विश्वमेतत्' આ પૂર્વ વાક્યમાં तत् શબ્દથી નિર્દેશ કરેલું જે માયાનામનું ઉપાદાન તેથકી અચેતન પ્રપંચના સર્ગનો પ્રસ્તાવ કર્યો છે. તેમાં **માયા** નામનો પદાર્થ કયો ? અને સૃષ્ટા **માયી** કોણ ? એવી અપેક્ષામાં **માયા માયી** આ પદના વિવરણ માટે 'मायां तु प्रकृतिं विद्यात्' આ શ્રુતિ પ્રવર્તી છે. આમાં માયાનું **ત્રિગુણ પ્રકૃતિપણું** અને માયીનું **સર્વેશ્વરપણું જ** સાબીત કરવાનું છે, પણ જગદુપાદાનનું મિથ્યાપણું નહિ. ખરૂં કહીએ તો **માયા** શબ્દની વ્યુત્પત્તિ જ આશ્ચર્ય અર્થમાં નિરૂપણ કરેલી છે. માટે **માયા** એ મિથ્યા નહિ પણ **સત્ય વસ્તુ** છે. વળી માયાના કાર્યભૂત મેઘોદય સમુદ્રાદિ કોઈ આશ્ચર્યભૂત પદાર્થોમાં **માયા**શબ્દનો પ્રયોગ મહર્ષિઓએ 'मेघोदयः सागरसंनिवृत्तिरिन्दोर्विभागः स्फुरितानि वायोः । विद्युद्विभङ्गो गतमुष्णरश्मेर्विष्णोर्विचित्राः प्रभवन्ति मायाः' આ રીતે કર્યો છે. મેઘોદયાદિકને વિષ્ણુની વિચિત્ર **માયા** કહેલી હોવાથી એને **મિથ્યા** કદાપિ કહી શકાયજ નહિ. એ બધું સત્યજ જોવામાં આવેછે. આશ્ચર્યકારક હોવાથી **માયા**શબ્દથી નિર્દેશ કર્યો છે. 'आत्ममायया' આ ગીતાવાક્યનો ભાષ્યકારે 'माया वयुनं ज्ञानं' આ કોષનું વચન લઈને જ્ઞાનરૂપ **સંકલ્પપર** અર્થ કર્યો. ભગવાનનો **સંભવ** માયાથી થાયછે એ અર્થ સંભવિત નથી. **સંભવની** સત્યતા પ્રથમ 'बहूनि मे व्यतीतानि जन्मानि' આ વચનથી કહી છે. 'मायया सततं वेत्ति प्राणिनां च शुभाशुभम' આ વચનમાં વર્તતા **માયા** શબ્દનો સર્વજ્ઞતારૂપ અર્થ છે.

અદ્વૈતિઓ **માયા**શબ્દની પ્રવૃત્તિનું નિમિત્ત **મિથ્યાત્વમાત્ર** માને છે તે માયામૃગાદિકને વિષે બાધિત હોવાથી ઉપપન્ન થતું નથી. રામાયણમાં મારીચ નામનો રાક્ષસ માયાએ કરીને મૃગ થયો હતો એવી કથા છે. આ માયામૃગ જો શુકિતરજતવત્ મિથ્યા હોય તો રામબાણે તેનો નાશ કર્યો તે ઘટે નહિ. માટે સાચોજ મૃગ હતો એમ માનવું પડે. આ અર્થ 'मायामृगो हि मारीचसृष्टिरेव हि तात्त्विकी । नो चेत्रामशरेणास्य निधनं नोपपद्यते' આ અભિયુકિતમાં વ્યકત છે. જો મિથ્યાજ હોય તો 'नायं मृगः' આવા લક્ષ્મણ વાકયજન્ય જ્ઞાનથીજ નિવૃત્તિ થશે. એમાં રામબાણના પ્રયોગની અપેક્ષા નથી. વળી **ભૂદલન જળધારા** આદિક કે જે મિથ્યાભૂત છે તેમાં પણ **માયા**શબ્દનો પ્રયોગ જોવામાં **આવતો** નથી. 'न सदासीन्नो सदासीत् तदानीं तम आसीत्' આ શ્રુતિમાં પણ **સત્ અસત્** શબ્દથી

કાર્ય અવસ્થામાં રહેલા સ્થૂલ ચિત્ અચિતનો નિષેધ અને સૂક્ષ્મ અવસ્થામાં રહેલી, જેમાં ચિત્સમૃષ્ટિ ગર્ભિત છે એવી **તમ:**શબ્દવાચ્ય મૂળ–પ્રકૃતિનો સદ્ભાવ પ્રતિપાદન કર્યોછે. પણ સદસદનિર્વચનીયા અવિદ્યા નહિ. સદસદના નિષેધમાત્રથી જો તત્પરતાનો આગ્રહ કરાય તો 'अनादि मत्परं ब्रह्म न सत्तन्नासदुच्यते' આ **ગીતા**વાક્યમાં પણ મુક્તાત્માની સદસદનિર્વચનીયતા કહેવી પડે. આત્માને જેમ સદસદનિર્વચનીય કહેવાય નહિ તેમ માયાને પણ કહેવાય નહિ. 'अनृतेन हि प्रत्यूढाः' આ શ્રુતિમાં જે **અનૃત**શબ્દ છે તે મિથ્યાવાચી નથી, પરંતુ કર્મવાચી છે. 'क्षरं त्वविद्या' આ શ્રુતિમાં જે **અવિદ્યા**શબ્દ છે તે 'क्षरं प्रधान' આ વાક્યાંતરને અનુસારે **પ્રધાન**પરજ જાણવો. પ્રધાન કાંઈ મિથ્યા નથી. 'त्रिगुणं तज्जगद्योनिरनादिप्रभवाप्ययम्' ઇત્યાદિકમાં પ્રધાનનું **નિત્યત્વ** પ્રતિપાદ્ય છે. **અદ્વૈતિયો** માયામાં સત્ અસતથકી વિલક્ષણતારૂપ **અનિર્વચનીયત્વ** અભિમાને છે તે અનિર્વચનીયજ છે. (નિરૂપણ થઈ શકે તેવું નથી) લોકમાં કોઈપણ સદસદ્વિલક્ષણપણે જણાતું નથી. જે કાંઈ જોવા જાણવામાં આવેછે તે તમામ વસ્તુ કાંતો **અસ્તિ** (છે) કે **નાસ્તિ** (નથી) એમજ જણાયછે પણ તે બેથકી **અન્ય રૂપથી** જણાતું નથી. પ્રતીતિમાં નહિ પ્રતીત થતો એવો કયો અપૂર્વ આકાર છે કે જેને સદસદ્વિલક્ષણ કહી શકાય. અર્થાત્ લૌકિક પદાર્થમાત્ર લૌકિક પ્રમાણથી જાણવા યોગ્ય સ્વભાવવાળો છે. લૌકિક પ્રમાણથી તો છે કે નથી? એથકી વિલક્ષણ કોઈ **ત્રીજો સ્વભાવ** લૌકિક ગવાદિ પદાર્થમાં જાણવામાં આવતો નથી. તો એથકી વિપરીત કિંચિત કોઈ લૌકિક પદાર્થનો સ્વભાવ કેમ હોઈ શકે? નજ હોઈ શકે. **અસ્તિ** કે **નાસ્તિ** જેવી પ્રતીતિ થતી હોય તેને અનુસારેજ વિષયની વ્યવસ્થા થવી જોઈએ, 'જેમકે આ નીલ છે, આ પીત છે' ઇત્યાદિ આકારની પ્રતીતિમાં નીલ પીતાદિકનીજ વિષયતા છે પણ તેથકી વિલક્ષણની નહિજ. માટે **સદસદ્વિલક્ષણતા** કોઈ પ્રકારે સાધી શકાતી નથી. કેવલ અભિમતની અસિદ્ધિ જ નહિ, પણ ઉલટી વધારામાં અનભિમતની આપત્તિ થાયછે **'અસ્તિ.'** આ પ્રતીતિથી **સદાકારતા** અને **'નાસ્તિ'** આ પ્રતીતિથી **અસદાકારતા** સાબીત થાય છે. આ અર્થ 'नासत्प्रतीतेर्बाधाच्च न सदित्यपि यत्न तत्। प्रतीतेरेव सन्कि न बाधान्नासत्कुतो जगत॥' આ અભિયુક્તિમાં સ્પષ્ટ છે. માટે અનિર્વચનીય માનેછે તે અનિર્વચનીયજ છે. માયા એ **સત્ય નિત્ય** પદાર્થ છે. આ રીતે પ્રકૃતિને **માયા**શબ્દથી કહી છે.

આ **માયા** જ્ઞાનશૂન્ય હોવાથી **અચિત્ અચેતન** શબ્દથીપણ કહેવાય છે. ચૈતન્યનું અનાધાર વસ્તુ તે **અચિત્**, માટેજ એણીને 'भोक्ता भोग्यं' એમ **ભોગ્ય**-શબ્દથી કહે છે. વિકારમાત્રનું આશ્રય માયા છે, અવસ્થાંતરની પ્રાપ્તિને **વિકાર** કહે છે. તે તો ચિત્ની પેઠે સદા એકરૂપે નહિ રહેવાપણું સમજવું.

## માયાની ત્રિગુણાત્મકતા—

આ **માયા**શબ્દથી કહેલી પ્રકૃતિ, સત્ત્વાદિ ત્રણ ગુણથીજ નિરૂપણીયા હોવાથી એણીને **ત્રિગુણા** નામથી કહે છે. ત્રણ ગુણો જેના સ્વરૂપમાં રહ્યા છે. ત્રણ ગુણોના આશ્રયભૂત એવો એનો અર્થ છે. **સત્ત્વ રજ** અને **તમ** આ ગુણો જાણવા. 'अजामेकां लोहितशुक्लकृष्णां' આ શ્રુતિમાં **લોહિતા**દિ શબ્દથી સત્ત્વ રજ તમ આ ત્રણ ગુણો કહ્યા છે, તેનો આશ્રય પ્રકૃતિ છે. આ અર્થની સિદ્ધિમાં 'दैवी ह्येषा गुणमयी' (गीता) 'सेयं गुणमयी माया' (भाग.) 'त्रिगुणं तज्जगद्योनि' (वि. पु.) ઇત્યાદિ પ્રમાણો છે. સાંખ્યવાળા તો ત્રણ ગુણનો સમુદાય એનેજ પ્રકૃતિ કહે છે, ત્રણ ગુણો અને તેનો આશ્રય પ્રકૃતિ એમ ગુણગુણિભાવને માનતા નથી. તે અસત્ છે, કેમકે, સત્ત્વાદિકને પ્રકૃતિના ગુણપણેજ સ્મૃતિઓમાં નિરૂપ્યા છે તેવાં વચનો અનેક છે. 'कार्यते ह्यवशः कर्म सर्वः प्रकृतिजैर्गुणैः' 'प्रकृतेः क्रियमाणानि गुणैः' 'प्रकृतेर्गुणसंमूढाः' 'प्रकृतिं च गुणैः सह' 'गुणानेतानतीत्य त्रीन् देही देहसमुद्भवान्' (गीता) 'सत्त्वं रजस्तम इति प्रकृतेर्गुणास्तैः' 'असेवयाऽयं प्रकृतेर्गुणानाम्' 'गुणेषु सत्सु प्रकृतेः' 'सत्त्वं रजस्तम इति स्थित्युत्पत्त्यन्तहेतवः' 'ममाङ्ग माया गुणमय्यनेकधा विकल्पबुद्धीः स्वगुणैर्विधत्ते' (भाग.) 'एते प्रधानस्य गुणास्त्रयः पुरुषसत्तम' 'प्रकृतेस्त्रिगुणायास्तु' (भार—शां) ઇત્યાદિ. કોઈ સ્થળે 'गुणमयी' એવો વ્યપદેશ કર્યો છે તેતો પ્રચુરતાના અભિપ્રાયવાળો જાણવો. એમાં **ગુણો બહુ છે.**

## ત્રણ ગુણોનું વર્ણન—

પ્રસંગાત્ અહીં સત્ત્વાદિકનો **પ્રકાર** નિરૂપવામાં આવે છે. **પ્રકાશ સુખ** આદિકમાં નિદાનભૂત, અતીન્દ્રિય, (ઇન્દ્રિયોને ગોચર ન થાય) શકિતથકી વ્યતિરિક્ત, એવું જે અદ્રવ્ય તે **સત્ત્વ** કહેવાય. સત્ત્વનું પ્રકાશાદિકને ઉપજાવવાપણું ગીતામાં 'तत्र सत्त्वं निर्मलत्वात्प्रकाशकमनामयम्' આ રીતે કહ્યું છે, પ્રાકૃત સત્ત્વજ બંધક છે. એનું બંધકપણું પ્રાકૃત શબ્દાદિ વિષયોમાં **ભોગ્યતા** જ્ઞાન ઉપજાવવાદ્વારા તેના અનુભવ સુખસંગમાં હેતુ હોવાથી માન્યું છે. આ બાબત 'सुखसङ्गेन बध्नाति ज्ञानसङ्गेन चानघ" આ ગીતા વાકયમાં વ્યકત છે. **લોભ પ્રવૃત્તિ** આદિકમાં કારણભૂત, અતીન્દ્રિય, શકિત થકી અતિરિકત, એવું જે અદ્રવ્ય તે **રજ** કહેવાય. આતો કર્મમાં સંગ ઉપજાવવાદ્વારા બંધક થાય છે. આ અર્થ ગીતામાં 'रजो रागात्मकं विद्धि तृष्णासङ्गसमुद्भवम् । तन्निबध्नाति कौन्तेय ! कर्मसङ्गेन देहिनम्' આ વાકયમાં વિશદ છે. **પ્રમાદ મોહ** આદિકમાં હેતુભૂત, અતીન્દ્રિય, શકિતથકી પૃથક્ એવું જે અદ્રવ્ય તે **તમ** કહેવાય. એની કર્તવ્યમાં **અસાવધાનતા** સંપાદન કરવાદ્વારા બંધકતા જાણવી. આ અર્થ પણ 'तमस्त्वज्ञानजं विद्धि मोहनं सर्वदेहिनाम् । प्रमादालस्यनिद्राभिस्तन्निबध्नाति भारत' આ વચનમાં સ્ફુટ છે. સત્ત્વ ગુણનું

**યથાર્થજ્ઞાનમાં** હેતુપણું, રજોગુણનું **અન્યથાજ્ઞાનમાં** હેતુપણું અને તમોગુણનું **વિપરીત જ્ઞાનમાં** હેતુપણું પણ ગીતામાં 'प्रवृत्तिं च निवृत्तिं च कार्याकार्ये भयाभये । बन्धं मोक्षं च या वेत्ति बुद्धिः सा पार्थ सात्विकी । यया धर्ममधर्मं च कार्यं चाकार्यमेव च । अयथावत्प्रजानाति बुद्धिः सा पार्थ राजसी ॥ अधर्मं धर्ममिति या मन्यते तमसावृता । सर्वार्थान् विपरीतांश्च बुद्धिः सा पार्थ तामसी ॥' આ રીતે સ્પષ્ટ જણાવ્યું છે. એજ રીતે સત્ત્વનું કાર્ય **લાઘવ**, રજનું કાર્ય **ઉપષ્ટંભન** અને તમનું કાર્ય **ગૌરવ** કહ્યું છે. સત્ત્વથી કાર્ય કરવાના સામર્થ્યને **લઘુતા** કહે છે અને ઉત્તેજકપણાને **ઉપષ્ટંભન** કહેછે અને સ્તબ્ધતાને **ગૌરવ** કહે છે. આ ત્રણની એકતા તો કર્મવશાત્ અને બીજું શરીરને પોષણ આપનારા આહારની વિષમતાને લીધે **ઉદ્ભવ** અને વળી **અભિભવ**રૂપથી સ્થિતિ સૃષ્ટિસમયે છે. પ્રલયમાંતો ત્રણેય ગુણો સમપણે વર્તે છે. ગુણોનો જુદો જુદો ઉદ્ભવ થાય છે તેતો તેના કાર્ય ઉપરથીજ જાણી શકાય છે. આ અર્થ પણ 'सर्वद्वारेषु देहेऽस्मिन् प्रकाश उपजायते । ज्ञानं यदा तदा विद्यात् विवृद्धं सत्त्वमित्युत्त ॥ लोभः प्रवृत्तिरारम्भः कर्मणामशमः स्पृहा । रजस्येतानि जायन्ते विवृद्धे भरतर्षभ ॥ अप्रकाशोऽप्रवृत्तिश्च प्रमादो मोह एव च । तमस्येतानि जायन्ते विवृद्धे कुरुनन्दन ॥' આ રીતે ગીતામાં ગાયો છે. તે આ સત્ત્વાદિ ગુણો સૃષ્ટિ આદિકમાં ઉપયોગી હોઈને ભગવાને સંકર્ષણાદિ મૂર્તિઓ વડે અધિષ્ઠાન કરાય છે–તે ગુણોને ગ્રહણ કરીને સૃષ્ટિ વિગેરે કાર્યને ભગવાન કરે છે. તેના અધિષ્ઠાનને લીધે ઉદ્ભવ અને અવિભવ એવા ભેદથી વિષમ સૃષ્ટિ પ્રવર્તે છે. આ બધી બાબત **તત્ત્વમુક્તાકલાપમાં** 'स्थित्युत्पत्यन्तलीलाविधिषु भगवताऽधिष्ठिताः शास्त्रवेद्याः सत्त्वाद्याः स्थूलसूक्ष्मप्रकृतिगतगुणा हेतुभूताः सुखादेः । साम्ये तेषां त्रयाणां सदृशपरिणतिः स्यादिहान्यान्यथात्वे ताऽन्यैर्द्रव्यतैषां क्श्रुतिपथविहिता कुत्रचित्तूपचारः ॥' આ રીતે સંગ્રહી છે.

ત્રિગુણાત્મક દેહમાં વર્તતો એવો પણ **પુરુષ** સાત્ત્વિક આહારનું સેવન આદિકે કરીને રજ તમને દબાવીને, ઉદ્ભૂત સત્ત્વગુણમાં દેહ ઇન્દ્રિય આદિકને સ્થાપન કરીને, કલ્યાણ માટે યોગને સાધવાનો પ્રયત્ન કરે, એવી અધ્યાત્મશાસ્ત્રના ઉપદેશની પ્રણાલિકા છે. ત્રણ ગુણોનાં કાર્યરૂપ **લક્ષણો** કેટલાંક મોક્ષધર્મમાં 'आनन्दश्च तपः शान्तिः प्राकाश्यं पुण्यशीलता । सन्तोषः श्रद्धानत्वमार्जवं त्यागशीलता । ऐश्वर्यं चेति सत्त्वस्य गुणा दश निसर्गजाः ॥ अस्थिरत्वमकार्पण्यं सुखदुःखोपसेवनम् । भेदः परुषता चैव कामो नानामदस्तथा । मत्सरश्चातिवादश्च नवैते रजसो गुणाः ॥ तमो मोहो महामोहस्तामिस्रश्चान्धपञ्चमः । निद्रा प्रमाद आलस्यमित्यष्टौ तमसो गुणाः ॥' આ રીતે કહ્યા છે. આનો વિસ્તાર, ગીતામાં અને ભાગવતના એકાદશ સ્કંધમાં છે તે તે થકી જાણવો.

**માયાનું ભગવદાત્મકપણું**—

આ **ત્રિગુણા માયા** સ્વતંત્ર નથી, પરંતુ વાસુદેવની **શકિતરૂપ** હોઈને તેમના પરતંત્રપણે રહીને તેમના ઇક્ષિણથીજ વીર્યનું આધાન થતાં, વિચિત્ર કાર્ય કરવા સમર્થ થાય છે. 'માયા એ ભગવાનની શકિતરૂપ છે' એ અર્થ શ્રી ભાગવતમાં 'सा वा एतस्य सद्रष्टुः शक्तिः सदसदात्मिका । माया नाम महाभाग ययेदं निर्ममे प्रभुः ॥' 'स्वशक्त्या मायया युक्तः सृजत्यत्ति च पाति च' આ રીતે વર્ણવ્યો છે. માટે જ એણીને 'कृष्णशक्तिः' એમ શિક્ષાપત્રી નિરૂપે છે. આ અર્થના મૂળ ઉપપાદનમાં 'ते ध्यानयोगानुगता अपश्यन् देवात्मशक्तिं स्वगुणैर्निगूढाम्' એવી શ્રુતિ છે. (અર્થ—देवस्य-ક્રીડા કરવાના શીલવાળા પરમાત્મા શ્રીકૃષ્ણની, शक्ति—લીલારસભૂત સૃષ્ટિના નિર્વહણમાં ઉપકરણભૂત, स्वगुणैर्निगूढां—સત્ત્વાદિ ગુણોથી વ્યાપ્ત એવી પ્રકૃતિ છે) કાર્યમાં ઉપયોગી અપૃથક્સિદ્ધ વિશેષણને **શકિત** કહે છે. જેમ દાહમાં ઉપયોગી એવો કોઈ અપૃથક્સિદ્ધ ધર્મ અગ્નિનો છે તેનો **શકિત** તરીકે વ્યવહાર થાય છે તેમ આમાં જાણી લેવું. **માયા** એ 'यस्य प्रकृतिः शरीरम्' આ શ્રુતિમાં કહ્યા પ્રમાણે પરમાત્માનું **શરીર** હોવાથી અપૃથક્સિદ્ધ વિશેષણ થાય છે અને વળી જગત્સર્ગાદિકમાં ઉપયોગી હોવાથી તેણીને પરમાત્માની **શકિતતરીકે** સુખેથી કહી શકાય. **શરીરશરીરિભાવ** અંતર્યામિબ્રાહ્મણમાં સુપ્રસિદ્ધ છે. 'बहु स्यां प्रजायेय' આ શ્રુતિમાં કહ્યા મુજબ બહુરૂપે થવાના સંકલ્પપૂર્વક જગતને સર્જતા પરબ્રહ્મના **સંકલ્પને** અનુસારે બહુ થવારૂપ સર્ગમાં **માયાનો ઉપયોગ** સમજવો. સ્વરૂપથી એક એવા પણ પરબ્રહ્મનું સ્વશરીરભૂત ચેતનાચેતન દ્વારા **બહુ થવાપણું** જાણવું. એમ હોવાથીજ 'परस्य ब्रह्मणः शक्तिस्तथेदमखिलं जगत्' આ સ્મૃતિમાં સમસ્ત જગતને પરબ્રહ્મની શકિતતરીકે કહેવામાં આવ્યું છે. 'दैवी ह्येषा गुणमयी मम माया दुरत्यया' (गीता) આ વચનમાં ભગવાનેજ માયાનું પોતાનેજ **પરતંત્ર**-પણું અને લીલારસના અનુભવ માટે પ્રવર્તેલા પોતેજ તેણીનું **પ્રવર્તાવવાપણું** નિરૂપ્યું છે. 'दिवु क्रीडायां' એવો ધાતુ છે. જગત્સૃષ્ટ્યાદિ ક્રીડામાં પ્રવર્તેલા દેવના ઉપકરણભૂત આ માયા '**દૈવી**' એમ વ્યપદેશાયછે. આ દેવપ્રવર્તિત માયાનું સંતરણ શરણાગતિજન્ય દેવપ્રસાદથી જ થાયછે એમ પણ શ્રીમુખે 'मामेव ये प्रपद्यन्ते मायामेतां तरन्ति ते' આ વચનથી કહ્યું છે.

**સત્સંગિજીવન**માં માયાનું સ્વરૂપ–સ્વભાવ આદિક 'जन्मक्षेत्रं तु जीवानामनादिश्चिज्जडात्मिका । तमोमयी हरेः शक्तिः कार्यकारणरूपिणी ॥ गुणत्रयात्मिका चाजा या प्रोक्ताऽज्ञानसंज्ञिका । सा मायेति त्वया ज्ञेया यां तरन्त्याश्रिता हरेः ॥' આ રીતે સ્પષ્ટ કહ્યું છે. સ્વયં ત્રિગુણા હોવાથી માયાનું **જડત્વ** અને પરાપ્રકૃતિભૂત ચિત્સમષ્ટિ ગર્ભમાં હોવાથી **ચિદાત્મકપણું** જાણવું. માટેજ 'चिज्जडात्मिका' એમ કહ્યું. વસ્તુતાએ માયા **ચિત્** નહિ પણ **જડજ** છે. હ. વા. સુધાસિંધુમાં 'नित्या च भगवच्छक्तिस्त्रिगुणा चिज्जडात्मिका । निर्विशेषा जीवमहत्तत्वा-

दिक्षेच्चमव्यया ॥ इत्युक्ता प्रकृतिस्तस्याः साम्यस्थगुणचालनः । कालो ज्ञेय.' 'એમ પ્રકૃતિનું સ્વરૂપ સ્વભાવાદિ સ્પષ્ટ નિરૂપ્યું છે. **શિક્ષાપત્રી**માં સંક્ષેપથી માયાનું સ્વરૂપ સ્વભાવાદિ પૂર્વોક્ત પ્રકારેજ 'त्रिगुणात्मा तमः कृष्णशक्तिर्देहतदीययोः । जीवस्य चाहंममताहेतुर्मायाऽवगम्यताम्' આ એકજ શ્લોકથી શ્રીહરિએ નિરૂપ્યું છે. એનો અર્થવિસ્તાર ભાષ્ય–ટીકાથકી જાણવો.

કાળને અનુસારે સત્ત્વાદિ ગુણોની જેમાં પ્રવૃત્તિ થાય છે એવી પ્રકૃતિમાં **વાસુદેવ** ભગવાન પોતે જેના આત્મા છે. એવા **પુરુષદ્વારા** અનુપ્રવેશીને સૃષ્ટિ-સામર્થ્યરૂપ **વીર્યને** ધારણ કરેછે, એમ 'कालवृत्यां तु मायायां गुणमय्यामधोक्षजः । पुरुषेणात्मभूतेन वीर्यमाधत्त वीर्यवान् ॥' (भाग ३) વર્ણવ્યું છે. ભગવાને પોતે જેના અધિષ્ઠાતા છે એવા **પુરુષદ્વારા** જેમાં પોતાનું વીર્ય ધાર્યું છે એવી માયા થકી મહત્તત્ત્વ થયું, એમ 'ततोऽभवन्महत्तत्त्वमव्यक्तात्कालचोदितात् । विज्ञानात्मात्मदेहस्थं विश्वं व्यञ्जंस्तमोनुदः' (भाग ३) આ વચનથી નિરૂપ્યું છે. **વિજ્ઞાન** શબ્દથી કહેલો જે જીવ તે શરીર જેનું છે એવા **પરમાત્મા** પોતાના શરીરભૂત પ્રકૃતિમાં લીન રહેલા કાર્યમાત્રને વ્યક્ત કરવા માટે સૂક્ષ્મ અવસ્થામાં રહેલી પ્રકૃતિના **પ્રેરક** બનીને, પોતે જેના અધિષ્ઠાતા છે અને પોતે જેમાં સામર્થ્ય આરોપ્યું છે અને કાળે જેમાં ત્રણ ગુણનો ક્ષોભ કર્યો છે એવા **અવ્યક્ત**થકી બહુ તત્ત્વરૂપે થયા, એવો અર્થ શ્લોકનો કહેવા ઇચ્છિયો છે. આ રીતે **પ્રકૃતિ** અને **પુરુષ** જેનું શરીર છે એવા હોઈનેજ પરમાત્મા મહત્તત્ત્વશરીરવાળા થયા એવો અર્થ ફલિત થાયછે. એમ કહેવાથી યોગવાળા જેમ પ્રકૃતિના અધિષ્ઠાનથી ઈશ્વરને કેવળ નિમિત્ત કારણ માને છે તેમ કહેવાનું નથી. પરંતુ પરમાત્માનું **ઉપાદાનપણું** પણ જે વેદાંતસિદ્ધ છે તે કહેવા ઇચ્છ્યું છે, એટલે **બન્ને** કારણ પરમાત્મા છે એમ જાણવું. એજ રીતે **સહકારી** કારણભૂત કાળ, કર્મ અને સ્વભાવને પોત પોતાના કાર્યને ઉન્મુખ કરીને, પ્રકૃતિને સ્વાત્મક પુરુષદ્વારા અધિષ્ઠાન કરીને, તેણીને સ્વશક્તિભૂત તે કાળાદિકે કરીને મહદાદિરૂપે પરિણામ પમાડેછે, એમપણ તેમાંજ 'कालं कर्म स्वभावं च मायेशो मायया स्वया । आत्मन् यदृच्छया प्राप्तं विबुभूषुरुपाददे ॥ कालाद्गुण-व्यतिकरः परिणामः स्वभावतः । कर्मणो जन्म महतः पुरुषाधिष्ठादभूत् ॥' (भाग–२) આ રીતે કહ્યુંછે. આ અર્થ **સત્સંગિજીવનમાં** 'सगुणब्रह्मसंज्ञोऽसौ सिसृक्षुः पुरुषो जगत् । कालं कर्म स्वभावं च प्राप्नोत्यादौ हरीच्छया ॥ ईक्षणं वीर्यमाधत्ते महापुरुषवीक्षितः । पुरुषः स प्रधानाख्यप्रकृतौ तैः समन्वितः ॥ पुरुषाधिष्ठितेनाथ प्रधाने त्रिगुणात्मिके । प्राप्नुवन्ति गुणाः क्षोभं कालेनैवादितस्त्रयः ॥' 'परिणामः स्वभावेन ततस्तेषां प्रजायते । महत्तत्त्वस्य जननं जायते तेन कर्मणा ॥' (प्र. ४) આ રીતે અનુવર્ણવ્યો છે. **હ.વા. સુધાસિંધુમાંપણ** 'कृष्णः पुरुषरूपेण प्रधाने गर्भमीक्षणम् दधाराथ महत्तत्त्वं चित्तात्मकमभूत्ततः ॥' આ રીતે સ્પષ્ટતા કરી છે.

**આ સ્થળે આટલું જરૂરથી જાણવું**-મૂળ **પ્રકૃતિજ** જ્યારે મહદાદિ કાર્યની આરંભક અવસ્થાને પામેછે. ત્યારે તેણીનો **'પ્રકૃતિ કે પ્રધાન'** એમપણ વ્યપદેશ થાયછે. પ્રધાનને પણ ચેતનમિશ્રિત હોવાથી અથવા પુરુષાધિષ્ઠિત હોવાથી 'सपुरुषा' એમ કહેવામાં આવે છે. પ્રત્યેક બ્રહ્માંડની અંદર વર્તતાં સમસ્ત તત્ત્વોનું કારણ હોવાથી **સપુરુષ** પ્રધાનનો અંડના બહુત્વને લીધે **'પ્રધાન બહુ છે'** એવો વ્યપદેશ સંપ્રદાય ગ્રંથોમાં કર્યો છે. જે પ્રધાન છે તે મૂળપ્રકૃતિનીજ એક જુદી અવસ્થામાત્ર છે, માટે મૂળ પ્રકૃતિ જુદી અને પ્રધાન જુદું છે એમ નહિ, એકજ તત્ત્વ છે. 'सदेव सोम्येदं' 'तदैक्षत बहु स्यां' 'तत्तेजोऽसृजत' 'हन्ताहमिमास्तिस्रो देवताः' 'प्रकृतिं पुरुषं चैव आविश्यात्मेच्छया हरिः। क्षोभयामास सम्प्राप्ते सर्गकाले व्ययाव्ययौ॥' 'मम योनिर्महद्ब्रह्म तस्मिन् गर्भं दधाम्यहम्' 'यावत्सञ्जायते किञ्चित्सत्त्वं स्थावरजङ्गमम्। क्षेत्रक्षेत्रज्ञसंयोगात्तद्विद्धि भरतर्षभ॥' 'एतद्योनीनि भूतानि सर्वाणीत्युपधारय। अहं कृत्स्नस्य जगतः प्रभवः प्रलयस्तथा॥' ઈત્યાદિ શાસ્ત્રોમાં સમષ્ટિભૂત **પ્રકૃતિ પુરુષ** અને વ્યષ્ટિભૂત **ક્ષેત્ર ક્ષેત્રજ્ઞનો** વિલક્ષણ સંયોગ કે જે પરમાત્માના સંકલ્પે કરેલો છે **તેનાથકી** જગત્સૃષ્ટિ વર્ણવી છે. તેમાં સૃજ્ય જીવકોટિમાં નહિ ગણવામાં આવેલા અક્ષરપુરુષ પ્રધાનપુરુષોનો પૃથક્પણે પ્રસ્તાવ કરવામાં આવ્યો નથી. તથાપિ કેટલાંક પુરાણ વચનોને અનુસારે પૃથક્ ગણેલા અક્ષરપુરુષ પ્રધાનપુરુષદ્વારા સૃષ્ટિવાદ કોઈસ્થળે સાંપ્રદાયિક ગ્રંથોમાં કર્યો છે, એનો નિર્વાહ અક્ષરપુરુષ-પ્રધાનપુરુષ એ મહામાયા-પ્રધાનના અભિમાનીપણે કરી લેવો. એટલે મૂળ પ્રકૃતિનો અભિમાની **અક્ષરપુરુષ** છે. પ્રધાન કે જે ભિન્નભિન્ન બ્રહ્માંડોને લીધે બહુ મનાય છે તેના અભિમાની **પુરુષો** છે એમ કહેવામાં આવે છે. આનો વિસ્તાર સંપ્રદાય ગ્રંથોથકી જાણવો.

### પરમાણુવાદ અને પ્રધાનકારણવાદનું ખંડન—

પૂર્વોક્ત રીતિએ ઈશ્વરના અધિષ્ઠાનવાળી **પ્રકૃતિજ** જગત્કારણ છે એમ શ્રુતિ-સ્મૃતિઓએ સિદ્ધ કરેલું હોવાથી 'ઈશ્વરના અધિષ્ઠાનવાળા પરમાણુઓ થકી જગત્સર્ગ થાય છે' એવો જે **વૈશેષિક** (તાર્કિક) નો વાદ છે તથા **કાપિલોનો** વાદ જે સ્વતંત્રપણે પ્રધાનજ જગત્કારણ છે એવો છે તેનું ખંડન થઈ જાય છે. વૈશેષિકનો એવો મત છે કે—ઈશ્વરને જ્યારે જગત્ રચવાની ઈચ્છા થાય છે ત્યારે પ્રથમ પરમાણુઓમાં ક્રિયા થાય છે. બે પરમાણુઓનો સંયોગ થતાં દ્વયણુક થાય છે, ત્રણ દ્વયણુકોનો સંયોગ થતાં **ત્ર્યણુક** થાય છે, ઈત્યાદિ ક્રમથી જગતનો આરંભ થાય છે. તે **પરમાણુઓ** પૃથ્વી જળ તેજ વાયુને આરંભ કરનારા ચાર પ્રકારના ગંધાદિગુણવાળા છે. આ વાદનું ખંડન **વ્યાસે** 'महद्दीर्घवद्वा ह्रस्वपरिमण्डलाभ्यां' આ સૂત્રથી કર્યું છે. તેઓએ માનેલા પરમાણુમાં કોઈપણ પ્રમાણ જોવામાં આવતું નથી. અદૃશ્ય પરમાણુઓ સાધવામાં અનુમાનને અડાવવામાં આવે છે પરંતુ તેની કોઈ પ્રતિષ્ઠા નહિ હોવાથી પરમાણુની સિદ્ધિ થતી નથી-કલ્પિત

ઉટાંગ જણાય છે. તો **માયા** શબ્દથી કહેલી ગુણમયી **પ્રકૃતિજ** વિકૃતિભૂત સમસ્ત આકાશાદિકનું મૂળ છે એમ સિદ્ધ થાય છે. જે ત્રિગુણમયી પ્રકૃતિ છે તે જડ છતાં અધિષ્ઠાતા ચેતનની (ઇશ્વર) ની અપેક્ષા વિના પોતેજ મહદાદિરૂપે વિકારને પામે છે એમ **કપિલો** માને છે. તેનું ખંડન વ્યાસે 'रचनानुपपत्तेश्च नानुमानं प्रवृत्तेश्च' ઇત્યાદિ સૂત્રો વડે કર્યું છે. તેઓ શ્રુતિઓને બળાત્કારથી પોતે અભિમાનેલા સ્વતંત્રપ્રધાન કારણવાદમાં ખેંચી જાય છે, તેનું પણ ખંડન વ્યાસે 'ईक्षतेर्नाशब्दम्' ઇત્યાદિ સૂત્રોથી કર્યું છે. એટલે એ માન્યતામાં કાંઇપણ **સત્યતા** નથી.

## માયાનું અનંતપણું—

આ **માયા** શબ્દથી કહેલી **પ્રકૃતિ** અડખા પડખાના ભાગમાં અને નીચેના ભાગમાં **અનંતા** છે. આટલીજ છે એવો અંત–અવધિ (માપ) નથી. ઉપરના ભાગમાં તો અવધિ છે, કેમકે 'तमसः परस्तात्' 'तमसस्तु पारे' આ શ્રુતિમાં **નિત્યવિભૂતિ** (અક્ષરાદિ ધામ)નું **તમ** શબ્દવાચ્ય પ્રકૃતિ થકી પરપણું પ્રતિપાદન કર્યું છે. ઉપરના ભાગમાં **નિત્યવિભૂતિ** હોવાથી ત્યાં પ્રકૃતિનો સદ્‌ભાવ હોઈ શકે નહિ, એટલે ઉપર પ્રકૃતિનો **માપ** થઈ જાય છે. 'तदनन्तमसंख्यातमप्रमाणं च' આ વચનમાં માયાની અપરિચ્છિન્નતા કહી છે તે અડખા પડખાના પ્રદેશથી અને નીચેના પ્રદેશથી સમજવી ઘટે. એટલે અડખે પડખે અને નીચે અપરિચ્છિન્ન છે–માપ નથી. એથીજ એણીને **વિભુ**–સ્વકાર્યમાં વ્યાપક કહેવામાં આવે છે. ચોગરદમ વ્યાપ્ત એવી પણ પ્રકૃતિથી તેના મધ્યમાં સંચાર કરતાં મૂર્ત વસ્તુઓને જવા આવવામાં કશો **ઉપરોધ** (અટકાવ) આવતો નથી. જેમ આકાશ જવા આવવામાં કોઇને પણ ઉપરોધ કરી શકતો નથી તેમ માયા પણ કોઇનો **ઉપરોધ** કરી શકતી નથી. મધ્યમાં સર્વ કોઇ હરી ફરી શકે છે. એમાં કારણ એ છે કે સ્પર્શ વિનાનું એ દ્રવ્ય આકાશ જેવું છે. સ્પર્શવાળું વસ્તુ હોય તો પ્રતિઘાત કરનાર થાય. આ **પ્રકૃતિ** સતત પરિણામ પામવાના શીલવાળી **સમ** અને **વિષમ** એવા પરિણામોને જુદા જુદા કાળથી અને જુદા જુદા દેશથી આરંભે છે. ગુણોની વિષમતાને નહિ પામતા પરિણામો મહાપ્રલયમાં થાય છે અને સર્ગ સમયે તો ગુણોની વિષમતાના સ્થાનભૂત અને નહિ સ્થાનભૂત એવા ભિન્નભિન્ન પ્રદેશથી **સમ અસમ** પરિણામો થયાં જાય છે. નામ રૂપના વિભાગના નિર્દેશની અયોગ્યતા એ વિકારનું **સમત્વ** અને નામ રૂપના વિભાગની યોગ્યતા એ વિકારનું **વિષમત્વ** સમજવું. એ રીતે માયાનું **અનંતપણું** નિરૂપેલું છે.

## માયાનું નિરવયવપણું—

**માયા** શબ્દથી કહેલી **પ્રકૃતિ નિરવયવ છે**–એમાં અવયવ વિભાગ નથી.

'જેમ મૃત્તિકાપિંડના ઘટ શરાવાદિ પરિણામો થાય છે ત્યારે મૃત્તિકાપિંડનું ખંડિતપણું થઇ જાય છે તેમ પ્રકૃતિના મહદાદિરૂપથી જુદા જુદા પરિણામો થાય તો તેણીનું ખંડિતપણું થાયજ' એવી શંકા કરવી નહિ, કેમકે માયા **નિરવયવ** છે. નિરવયવનું ખંડિતપણું થાય નહિ. કાણાદ પક્ષમાં નિરવયવ હોવાથી અંશે રહિત એવો પણ **આકાશ** જેમ કોઇ ભાગમાં તીવ્ર શબ્દને ઉપજાવે છે અને કોઇ ભાગમાં મંદ શબ્દને ઉપજાવે છે તેમ નિરંશ એવી પણ **પ્રકૃતિ** મહદાદિ જુદાં જુદાં તત્ત્વોને ઉપજાવે છે એમ કહી શકાય છે. 'નિરંશ આકાશમાં તો ભેરી મૃદંગ આદિક જુદી જુદી ઉપાધિને લીધે જુદા જુદા અંશની કલ્પના ઘટતી આવે છે, પ્રકૃતિને તેવી કોઇ ઉપાધિ નહિ હોવાથી ઉપાધિને લીધે જુદા જુદા અંશની કલ્પના થઇ શકે નહિ,' એવી પણ શંકા કરવી નહિ. નિરવયવ એવી પણ પ્રકૃતિમાં 'આ ભાગમાં **મહત્તત્ત્વ** ઉત્પન્ન થાવ, આ ભાગમાં **અહંકાર** ઉત્પન્ન થાવ, ઇત્યાદિ ઇશ્વર સંકલ્પરૂપ ઉપાધિને લીધે જુદા જુદા પ્રદેશની કલ્પના થઈ શકે છે. ઇશ્વરના સંકલ્પે કરીને નિરવયવ પ્રકૃતિમાં મહત્તત્વાદિ વિભાગો થઇ શકે છે. આ બાબતનો વિસ્તાર **ન્યાયસિદ્ધાંજનાદિક** થકી જાણી લેવો.

અથવા પ્રકૃતિનું પણ **સાવયવત્વ** ભલે હો. 'व्योम्नोऽर्धभागाश्चत्वारो वायुतेजःपयोभुवाम्' ઇત્યાદિ વચનથી આકાશાદિકનું **સાવયવપણું** જાણવામાં આવે છે. આકાશનો **અર્ધોભાગ** અને વાયુ તેજ જળ પૃથ્વીના **ચાર ભાગ** એમ કરીને **પંચીકરણ** થાય છે. એ રીતે પ્રકૃતિનું પણ સાવયવપણું કહી શકાય. જેમ કેટલાક મૃત્તિકાંશો ઘટત્વલક્ષણવિશિષ્ટ એવી એક અવસ્થાને કારકવ્યાપારથી (એમાં ક્રિયા થવાથી) પામે છે તેમ પ્રકૃતિનાપણ કેટલાક અંશો **મહતત્ત્વ** અવસ્થાને પામે છે, મહદાદિકના કેટલાક અંશો **અહંકારત્વાદિ** અવસ્થાને પામે છે. એટલે પ્રકૃતિને **સાવયવ** માનવામાં પણ કશો વાંધો નથી.

'પ્રકૃતિ આદિક જે કારણતત્ત્વો છે તે અંશથીજ મહદાદિરૂપે પરિણામ પામે છે' એમ માનવું એજ યોગ્ય છે. 'પ્રકૃતિ છે તે **મહત્તત્ત્વ** થઈ ગઇ. મહત્તત્ત્વ છે તે **અહંકાર** થઇ ગયો,' એમ જો સર્વાંશથી થઇ જાય, તો છેવટે એક પૃથ્વીતત્ત્વજ બાકી રહે, એમ થતાં બીજાં મહદાદિ તત્ત્વો કે જેને અંડના આવરણ તરીકે કહ્યાં છે તે ઘટતું આવે નહિ 'वारिवह्ननिलाकाशैस्ततो भूतादिना बहिः । वृतं दशगुणैरण्डं भूतादिर्महता तथा ॥ अव्यक्तेनावृतो ब्रह्मन् तैः सर्वैः सहितो महान् । एभिरावरणैरण्डं सप्तभिः प्राकृतैर्वृतम् ॥' (वि. पु.) આ વચનમાં જળ, અગ્નિ, વાયુ, આકાશ આદિકને અંડના આવરણ તરીકે કહ્યાં છે. વચનામૃત પ્રથમ પ્રકરણ ૫૧ માં તત્ત્વોની ઉત્પત્તિ અંશથી જ "તે **પૃથ્વી** જળના એક અંશમાંથી થઈ છે, એ **જળ**પણ તેજના એક અંશમાંથી થયું છે... **તેજ**

પણ વાયુના એક અંશમાંથી થયું છે...**વાયુ** પણ આકાશના એક અંશમાંથી થયો છે...**આકાશ**પણ તામસાહંકારના એક અંશમાંથી ઉત્પન્ન થયો છે ને તે **તામસાહંકાર, રાજસાહંકાર, સાત્વિકાહંકાર** ને **ભૂત ઇન્દ્રિયો અંતઃકરણ ને દેવતા** એ સર્વે મહત્તત્ત્વના એક અંશમાંથી ઉત્પન્ન થયાછે...તે **મહત્તત્ત્વ** પણ પ્રધાન–પ્રકૃતિના એક અંશમાંથી થયું છે" આવા શબ્દોમાં સ્પષ્ટપણે કહી છે. **પ્રકૃતિ મહત્તત્ત્વ થઈ,** એટલે પ્રકૃતિના અમુક અંશોજ મહત્તત્ત્વરૂપ થયા. બીજા અંશોતો અવશેષ રહે છે એ રીતે બીજાં તત્ત્વોમાં એકાંશથીજ ઉત્પત્તિ જાણવી.

એક અવસ્થામાંથી અન્ય અવસ્થાની પ્રાપ્તિ થાય એનેજ **ઉત્પત્તિ** કહે છે. 'मही घटत्वं घटतः कपालिका कपालिका चूर्णरजस्ततोऽणुः (वि. पु.) આ વચનમાં અનંત પરિણામરૂપ અવસ્થાઓનો યોગજ માયાને કહ્યોછે. જેમ એકજ **મૃત્તિકા-દ્રવ્ય** પ્રથમ **પિંડત્વ** અવસ્થાને પામેછે, પછી પિંડત્વ અવસ્થામાંથી **ઘટત્વ** અવસ્થાને પામેછે, ઘટત્વ અવસ્થામાંથી **કપાલિકા** (બે ભાગ) અવસ્થાને પામેછે, કપાલ અવસ્થામાંથી **ચૂર્ણત્વ** અવસ્થાને અને તે પછી **અણુત્વ** અવસ્થાને પામેછે. તેમજ એક જ **પ્રકૃતિ** તેતે મહદાદિ ચોવીશ અવસ્થાને પામતાં **ચોવીશ તત્ત્વાત્મિકા** કહેવાયછે. આમાં કોઈ અપૂર્વ વસ્તુ ઉત્પન્ન થતું નથી, ફકત **અવસ્થાઓજ** બદલાય છે. અન્ય અવસ્થાની પ્રાપ્તિ એજ **ઉત્પત્તિ** છે, માટેજ કાર્યકારણનો અભેદ છે. આ અર્થ **વચનામૃત** મધ્ય ૩૪ માં "અને એ ચોવીશ તત્ત્વ છે તે માયામાંથી થયાં છે, માટે માયારૂપે છે ને જડ છે અને દેહ ઇન્દ્રિયો ને અંતઃ-કરણરૂપે જુદાં જુદાં જણાય છે તે તો જેમ એક પૃથ્વી છે તેજ ત્વચા, માંસ, મજ્જા, અસ્થિ ને સ્નાયુ એ પાંચરૂપે થઈ છે ને કાચરૂપે પણ કરનારાની કીંમતે થઈ છે તેમ એ માયા છે તે પરમેશ્વરની ઇચ્છાએ કરીને એ દેહાદિકરૂપ જુદે જુદે પ્રકારે જણાયછે." આ રીતે સદૃષ્ટાંત ઉપપાદન કર્યો છે. તો એકજ ત્રિગુણા મૂળ **પ્રકૃતિ** પૂર્વ અવસ્થાને ઉપમર્દન કરનારી જુદી જુદી અવસ્થાઓના યોગને લીધે **પ્રકૃતિ, મહત્તત્ત્વ, અહંકાર, અગીયાર ઇન્દ્રિયો, પાંચ તન્માત્રાઓ, પાંચ ભૂતો,** એમ ચોવીશ તત્ત્વાત્મિકા મનાય છે. માયા ચોવીશતત્ત્વરૂપે થાયછે એમ કહેવામાં આવેછે તેમાં આ તત્ત્વોની ગણના કરવી.

શ્રી **ભાગવતમાં**–'पञ्चभिः पञ्चभिर्मातश्चतुर्भिर्दशभिस्तथा । एतच्चतुर्विंशतिकं गणं प्राधानिकं विदुः ॥ महाभूतानि पञ्चैव भूरापोऽग्निर्मरुन्नभः । तन्मात्राणि च तावान्ति गन्धादीनि मतानि मे ॥ इन्द्रियाणि दश श्रोत्रत्वगृद्ग्रसननासिकाः । वाक्करौ चरणौ मेढ्रं पायुर्दशम उच्यते ॥ मनोबुद्धिरहङ्कारश्चित्तमित्यन्तरात्मकम् । चतुर्धा लक्ष्यते भेदो वृत्त्या लक्षणरूपया । एतावानेव सङ्ख्यातो ब्रह्मणः सगुणस्य हि । सन्निवेशः' (સ્કંધ ૩) આ વચનમાં પ્રાકૃતિક ગણનું **ચોવીશપણું** કહ્યું છે. આમાં યદ્યપિ અંતરાત્મા અંતઃકરણ એકજ છે પણ સંકલ્પ અભિમાન અધ્યવસાય અને ચિન્તારૂપ ભિન્ન

ભિન્ન વૃત્તિને લીધે **મન અહંકાર બુદ્ધિ ચિત્ત** એમ કેવળ જુદા જુદા વ્યપદેશો થાય છે. જ્યારે 'ચારેયને એકમાં ગણે તો એકવીશ તત્ત્વજ થશે ? એવી શંકા કરવી નહિ. અંતઃકરણ એકજ છે, પણ તેની ચિત્તનામની વૃત્તિમાં અનુગ્રહ કરનાર **અવ્યક્ત** છે, બુદ્ધિનામની વૃત્તિમાં અનુગ્રહ કરનાર **મહત્** છે, અભિમાન નામની વૃત્તિમાં અનુગ્રહ કરનાર **અહંકાર** છે, એમ **અવ્યક્ત મહત્ અહંકાર** આ ત્રણ તત્ત્વને લેતાં ચોવીશ તત્ત્વો થાય છે. શ્લોકમાં જે અહંકાર બુદ્ધિ ચિત્ત શબ્દો છે તે તેની ઉપર અનુગ્રહ કરનારા અવ્યક્ત મહત્ અહંકાર તત્ત્વપર સમજવા. અહીં અનુગ્રહ્ય (ચિત્તાદિ) અને અનુગ્રાહક (અવ્યક્તાદિ) ને એક કહેવાની ઇચ્છાથી એમ કહ્યું છે. અર્થાત્ **ચિત્તાદિ** શબ્દથી **અવ્યક્તાદિ** ત્રણ લેતાં **ચોવીશ તત્ત્વ** થાય છે. એટલે ચોવીશમાં જે અવ્યક્ત મહત્ અને અહંકારની ગણના કરી છે તે સર્વથા યોગ્ય છે. યદ્યપિ **ચિંતન અધ્યવસાય** આદિક છે તે આત્માના ધર્મભૂત જ્ઞાનની એક પ્રકારની **અવસ્થાઓ** છે તથાપિ તે તે અવસ્થાઓને અનુકૂળ એવો જે અંતઃકરણનો વ્યાપારવિશેષ છે તે **ચિત્તાદિ** શબ્દથી કહ્યો છે. તે તે વ્યાપારોને અનુગ્રહ કરનારા અવ્યક્તાદિ છે એમ જાણવું. 'भूतेन्द्रियाणि मात्राश्च मनोबुद्धिरहङ्कृतिः । चित्तं चेति प्राकृतोऽयं चतुर्विंशतिको गणः । (પ્ર. ૪) આ જે સત્સંગિજીવનનો શ્લોક છે તેનું પણ વ્યાખ્યાન ઉપરના વ્યાખ્યાનથી થઈ જાય છે. ઉપર વ્યાખ્યાન કર્યું તેના જેવુંજ એનું વ્યાખ્યાન જાણવું. 'चतुर्विंशतिसंख्यातमव्यक्तं व्यक्तमेव च' ઇત્યાદિ વચનોને અનુસારે પ્રકૃતિ સાથેજ ચોવીસ તત્ત્વની ગણનામાં પ્રકૃતિને પ્રથમ લેવી. માટેજ પ્રકૃતિ તથા પ્રાકૃત થકી વિલક્ષણ એવા આત્માને **પચીશમો** કહે છે તે ઘટતું આવે છે. 'पञ्चविंश आत्मा भवति' (શ્રુતિ) 'आत्मा तु समकारेण पञ्चविंशः प्रकीर्तितः' (पाद्मोत्तर) 'यः परः प्रकृतेः प्रोक्तः पुरुषः पञ्चविंशकः' अबुध्यमानां प्रकृतिं बुध्यते पञ्चविंशकः । न तु बुध्यति गन्धर्व प्रकृतिः पञ्चविंशकम् ॥' (भारते) ઇત્યાદિકમાં આત્માને **પચીશમો** ગણ્યો છે. એટલે પ્રકૃતિની ગણના ચોવીશમાં આવી જાય છે. **'મહદાદિક ચોવીસ તત્ત્વો'** એમ પણ કોઈ સ્થળે કહેવામાં આવ્યું છે તેતો બુદ્ધિ અને મનને પૃથક્ ગણવાની ઇચ્છાથી જાણવું. આ પક્ષમાં અહંકાર અને ચિત્તનો મન બુદ્ધિમાં અંતર્ભાવ જાણવો. આ રીતે એકજ પ્રકૃતિની **ચોવીશરૂપતા** સમજવી.

## મહતત્ત્વનું નિરૂપણ—

ઉક્તલક્ષણ ત્રિગુણ પ્રકૃતિથકી **મહાન્** થાયછે. 'महानव्यक्ते लीयते' આ શ્રુતિમાં મહતનો અવ્યક્તમાં લય પ્રતિપાદ્યો હોવાથી મહતનું ઉપાદાન **અવ્યક્ત** છે એમ સાબીત થાયછે. કાર્યનો સ્વઉપાદાનમાંજ લય થવો ઉચિત છે. 'दैवात्क्षुभितधर्मिण्यां स्वस्यां योनौ परः पुमान् । आधत्त वीर्यं सासूत महत्तत्त्वं हिरण्मयम् ॥ (ભાગ ૩)

આ વચનમાં જગતની યોનિભૂત પ્રકૃતિથકી સાક્ષાત્ મહત્તત્ત્વની ઉત્પત્તિ કહી છે. કાળે કરેલા ગુણક્ષોભને લીધે મહદાદિકની સૃષ્ટિ થાયછે. 'रजस्तमश्चाभिभूय सत्त्वं भवति भारत । रजः सत्त्वं तमश्चैव तमः सत्त्वं रजस्तथा ॥' આ ગીતાવચનમાં કહ્યા મુજબ પરસ્પર ઉદ્‌ભવ અને અભિભવરૂપથી ગુણોનું જે રહેવાપણું એને **ગુણક્ષોભ** કહેછે. તેમાં ત્રિગુણા પ્રકૃતિથકી રજના સહકારવાળા સત્ત્વના આધિક્યથી **મહત્તત્ત્વનો** ઉદ્‌ભવ થાયછે. આ અર્થપણ 'यत्तत्सत्त्वगुणं स्वच्छं शान्तं भगवतः पदम् । यदाहुर्वासुदेवाख्यं चित्तं तन्महदाह्वयम् ॥' (ભાગ ૩) આ વચનમાં કહ્યો છે. આમાં ચિત્તને અનુગ્રહ કરનાર હોવાથી અવ્યકતને '**चित्त**' એમ કહેછે. અધિષ્ઠાતા (વાસુદેવ) અને અધિષ્ઠેય (ચિત્ત)નું ઐક્ય કહેવાની ઇચ્છાથી '**वासुदेवाख्यं**' એમ કહેછે. **વાસુદેવ** નામના વ્યૂહે અધિષ્ઠાન કરેલું અવ્યક્ત કે જે ચિત્તને અનુગ્રહ કરનાર છે તે ઉદ્રિક્ત સત્ત્વગુણવાળું મહત્તત્ત્વ થયું એવો તાત્પર્યાર્થ છે. જ્યારે અંતઃકરણનું **શાંતત્વ**–રજતમના અભિભવવાળાપણું થાય છે, માટેજ **અવિકારિત્વ**–વિક્ષેપાદિકે રહિતપણું, **સ્વચ્છત્વ**–પ્રકાશકપણું અને ભગવતઃ **પદત્વ**–ભગવાનની ઉપલબ્ધિનું સ્થાનપણું થાય છે. આવા લક્ષણોએ કરીને અવ્યકતનું ચિત્તને અનુગ્રહ કરવાપણું સમજવું. આ અર્થનું અનુસંધાન 'स्वच्छत्व-मविकारित्वं शान्तत्वमिति चेतसः । वृत्तिभि र्लक्षणं प्रोक्तम्' (ભાગ ૩) આ વચનમાં વર્તે છે. આ રીતે અંતઃકરણને મહદાદિકો પોતપોતાની વૃત્તિઓએ કરીને અનુગ્રહ કરે છે એમ જાણવું, એ રીતે **વીરરાઘવીય** ભાગવતવ્યાખ્યાનમાં પ્રતિપાદ્યું છે. **સત્સંગિજીવનમાં** ચિત્તનું સ્વચ્છપણું વિગેરે 'पदं साक्षाद्भगवतः शान्तं सत्त्वगुणं शुचि । अविकारीति च प्रोक्तं वृत्तिभिश्चित्तलक्षणम्' (प्र. ४) આ વચનથી કહ્યું છે. જેમાં સત્ત્વગુણનો ઉન્મેષ છે એવા અવ્યકત થકી **મહત્** ઉપજે છે એમ સત્સંગિ-જીવનમાં પણ 'उद्बुद्धशुद्धसत्त्वादित्रिगुणा प्रकृतिस्तु सा। तदा सत्त्वगुणद्वारा महत्तत्त्वं प्रसूयते ॥ (સ. પ્ર. ૪) આ વચનથી કહ્યું છે. 'महान् वै बुद्धिलक्षणः' એવુ વચન હોવાથી **બુદ્ધિ** શબ્દથી કહેલો જે અધ્યવસાય એજ લક્ષણ જેનું છે એવી જે અંતઃકરણની વૃત્તિ તેને મહત્તત્ત્વ અનુગ્રહ–મદદ કરે છે એમ જાણવું. વચનામૃત પ્રથમ ૧૨ માં "ચિત્તને અને મહત્તત્ત્વને અભેદપણે જાણવું અને મહત્તત્ત્વને વિષે સૂક્ષ્મરૂપે કરીને સમગ્ર જગત્ રહ્યું છે અને પોતે નિર્વિકાર છે, પ્રકાશમાન છે, સ્વચ્છ છે, શુદ્ધસત્ત્વમય છે અને શાંત છે" આ રીતે મહત્તત્ત્વનું નિરૂપણ છે.

### મહત્તત્ત્વનું લક્ષણ—

અવ્યકત અવસ્થાની અવ્યવહિત (વ્યવધાન વિનાની—અતિ નજીકની) જે ઉત્તર (પછીની) અવસ્થા તદાશ્રયપણું અથવા અહંકાર અવસ્થાના અવ્યવહિત જે પૂર્વા (પહેલાંની) અવસ્થા તદાશ્રયપણું એ **મહત્તત્ત્વનું** લક્ષણ છે. યદ્યપિ અહંકાર અવસ્થા અવ્યકત થકી ઉત્તરા છે, પરંતુ અવ્યવહિત ઉત્તરા નથી, મધ્યે મહત્

અવસ્થાનું વ્યવધાન વર્તે છે. અવ્યક્ત અવસ્થા અહંકાર પૂર્વા (પહેલાંની) છે પરંતુ અવ્યવહિત પૂર્વા નથી, વચ્ચે મહત્તત્ત્વનું વ્યવધાન વર્તે છે. જે મહાન અવસ્થા છે તે અવ્યક્ત અવસ્થા પછીની વ્યવધાન વિનાની છે અને અહંકાર અવસ્થા પહેલાંની વ્યવધાન વિનાની છે માટે લક્ષણની સંગતિ છે. અર્થાત્ અવ્યક્ત અને અહંકાર મધ્યેની જે અવસ્થા તેણે વિશિષ્ટપણું એ **મહત્**નું લક્ષણ ફલિત થાય છે. **અથવા** અવ્યક્ત અવસ્થાના નાશરૂપા હોઈને અહંકાર અવસ્થાના પ્રાગભાવરૂપા જે અવસ્થા તેનું આશ્રયપણું એ બીજું મહતનું વધુ લક્ષણ છે. જ્યારે મહત્ અવસ્થા આવે છે ત્યારે અવ્યક્ત અવસ્થાનો નાશ થાય છે અને અહંકાર અવસ્થાતો પૂર્વરૂપ હોઈને પ્રાગભાવરૂપ છે. માટે આ લક્ષણની સંગતિ થાય છે. અથવા **'તેતે શબ્દથી વાચ્યપણુ'** એવું પણ મહાદાદિકનું લક્ષણ થઇ શકે છે. **'આ મંત્ર છે'** એમ અભિયુક્તોએ વ્યવહાર કરાય એજ મંત્રનું લક્ષણ છે એમ મીમાંસકોએ માનેલું છે તેમ **મહત્** શબ્દથી વાચ્યપણું એ મહતનું લક્ષણ છે એમ અન્યપણ જાણી લેવું. આ તો બહુ સંક્ષિપ્ત લક્ષણ છે. સાંખ્યવાળા 'અધ્યવસાયો બુદ્ધિઃ મહાન્' એવું મહતનું લક્ષણ કરે છે તે તદ્દન અસત્ છે, કેમકે અધ્યવસાય એ એક પ્રકારના જ્ઞાનરૂપ હોઇને ચેતનધર્મ છે. એટલે એ લક્ષણ કોઇ રીતે સંભવે નહિ. 'अध्यवसायाख्यचित्तवृत्त्यनुग्राहकत्वम्' એવું લક્ષણ તો સંભવે છે.

તે આ મહાન્ **સાત્ત્વિક, રાજસ, તામસ** એવા ભેદથી ત્રણ પ્રકારનો માન્યો છે, મહાનની ત્રિવિધતા 'सात्त्विको राजसश्चैव तामसश्च त्रिधा मतः' આ વચનમાં જણાવી છે. 'ત્રણ ગુણનો સંબન્ધ સર્વત્ર હોવાથી સાત્ત્વિકાદિ વિભાગ ઘટતો આવે નહિ.' એવી શંકા કરવી નહિ. 'वैशेष्यात्तु तद्वादस्तद्वादः ग्यात्मकत्वात्तु भूयस्त्वात्' (ब्र. सू.) ઇત્યાદિમાં કહેલા ન્યાયે સત્ત્વગુણની અધિકતા જે અંશમાં હોય તેમાં **સાત્ત્વિક**પણાનો અને રજઃપ્રચુર અંશમાં **રાજસ**પણાનો અને તમપ્રચુર અંશમાં **તામસ**પણાનો વ્યવહાર થાય. એમ સર્વત્ર સમજી લેવું. જેમકે, 'सत्त्वात्मकं महत्, तामसोऽहंकारः' એ પણ કહેવાય છે. કેમકે, 'महतस्तु विकुर्वाणाद्रजःसत्त्वोपबृंहितात् । तमःप्रधानस्त्वभवद् द्रव्यज्ञानक्रियामयः ॥', (ભાગ ૨) આ વચનમાં મહતમાં રજના સહકારવાળા **સત્ત્વ**ગુણની અધિકતા અને અહંકારમાં **તમો**ગુણની અધિકતા કહી છે. હ–વા–સુધાસિંધુમાં–'महत्तत्त्वं चित्तैक्येन प्रकीर्तितम् । शुद्धसत्त्वमयं शान्तं कुटस्थं चातिनिर्मलम् । जगदङ्कुररूपं च ज्ञेयं तदपि लक्षणैः' એમ મહત્તત્ત્વને **સત્ત્વ**પ્રધાનપણું કહ્યું છે. બુદ્ધિ અને ચિત્ત જે છે તેમનું ઐક્ય કહેવાની ઇચ્છાથી ચિત્તની સાથે મહતનું અભિન્નપણું **સત્સંગિજીવના**દિકમાં 'प्रकाशरूपं शान्तं च कूटस्थं जगदङ्कुरम् । ज्ञानक्रियाभ्यां शक्तिभ्यां चित्तं सूत्रं च यद्विदुः ॥' (પ્ર. ૪) આ રીતે કહ્યું છે, જ્ઞાનવૃત્તિને અનુગ્રહ કરવારૂપ સામર્થ્યને લીધે 'चित्त' અને ભૂત ઇન્દ્રિયગણના ઉપાદાનભૂત ત્રિવિધ અહંકારને ઉપજાવવારૂપ સામર્થ્યને

લીધે 'सूत्र' એમ મહતને કહેવાયછે. ત્રિગુણે આરબ્ધ છે અને કાર્યવર્ગનો આધાર છે આ એ ગુણયોગને લીધે સૂત્રની સાથે સધર્મતા આવતી હોવાથી 'सूत्र' એમ પણ મહતને કહેછે. સર્વધારકપણું કહેવાની ઇચ્છાથીજ **મહાપ્રાણ**શબ્દથીપણ મહતને કહે છે. **ચિન્તા**વૃત્તિએ વિશિષ્ટ એવા અંતઃકરણના અધિષ્ઠાતા **ક્ષેત્રજ્ઞ**શબ્દથી કહેલા ચતુર્મુખ છે. એમાં 'चित्तं चैत्यस्ततोऽभवत् । (ભા. ૩) આ વચન પ્રમાણ છે. **ચૈત્ય** એટલે 'ચિત્તના અભિમાની ક્ષેત્રજ્ઞ' એવો અર્થ જાણવો. **બુદ્ધિ**વૃત્તિએ વિશિષ્ટ એવા અંતઃકરણના અધિષ્ઠાતા **વાચસ્પતિ** છે. 'बुद्धेर्गिरांपतिः' (ભા. ૩) એમ કહેવામાં આવ્યું છે. અવ્યકત અને મહતના તો અધિષ્ઠાતા **વ્યુહ વાસુદેવ** છે એમ કપિલદેવહૂતી સંવાદમાં વીરરાઘવીય નામના ભાગવત વ્યાખ્યાનમાં કહ્યું છે. બુદ્ધિના અધિષ્ઠાતા **બ્રહ્મા** અને ચિત્તના અધિષ્ઠાતા **ક્ષેત્રજ્ઞ** છે એવો પણ બીજો પક્ષ છે. સત્સંગિજીવનાદિકમાં એજ પક્ષનો આદર કર્યો છે. આ રીતે **મહત્તત્ત્વનું લક્ષણ** અને **એની ત્રિવિધતા નિરૂપી છે.**

### અહંકારનું નિરૂપણ—

મહતથકી **ક્રિયા** શકિતવાળો અહંકાર, **સાત્ત્વિક, રાજસ, તામસ,** એવા ભેદથી ત્રણ પ્રકારનો ઉત્પન્ન થાયછે. આ અર્થ 'महत्तत्त्वाद्विकुर्वाणाद्भगवद्वीर्यसंभवात् । क्रियाशक्तिरहङ्कारस्त्रिविधः समपद्यत ॥ वैकारिकस्तैजसश्च तामसश्च यतो भवः । मनश्चेन्द्रियाणां च भूतानां महतामपि ॥' (भाग ३) આમાં વ્યક્ત છે. મહાન્ કે જે અંશગુણકાલાત્મા, જીવગર્ભિત, ગુણમય, કાળવશ્ય, પરમામાત્મક હોઈને **વીર્ય** શબ્દથી કહેલા ભગવત્સંકલ્પવિશેષથી અહંપણે પરિણામ પામેછે, આ અર્થ પણ 'सोऽप्यंशगुणकालात्मा भगवद्दृष्टिगोचरः । आत्मानं व्यकरोदात्मा विश्वस्यास्य सिसृक्षया ॥ महत्तत्त्वाद्विकुर्वाणादहन्तत्त्वमजायत । कार्यकारणकर्त्रात्मा भूतेन्द्रियमनोमयः ॥' આ વચનમાં વિશદ છે. આમાં **અંશ** શબ્દથી કહેલા જીવાત્માઓએ યુકતપણ મહતનું કહ્યું છે. પ્રકૃતિ પ્રાકૃત સર્વમાં જીવો વ્યાપીને રહ્યા છે એમ જાણી લેવું. આ અર્થપણ 'अव्यक्तादिविशेषान्तं चेतनाचेतनात्मकम्' (वि. पु.) આમાં વ્યકત છે. આ અર્થની સ્પષ્ટતા **સત્સંગિજીવનમાં** 'अथ मायाकालकर्मस्वभावैश्च विकुर्वतः । महत्तत्त्वादहङ्कारः सह रुद्रेण जायते ॥ ज्ञानशक्तिः क्रियाशक्तिर्द्रव्यशक्तिश्च स त्रिधा । विकारिकस्तैजसश्च तामसश्चेति कथ्यते ॥' (प्र. ४.) આ રીતે કરવામાં આવી છે. **અભિમાન** નામની જે અંતઃકરણવૃત્તિ તેને અનુગ્રહ (સહાય) કરનારો અહંકાર છે. વળી અનુગ્રાહ્ય–અનુગ્રાહકનો અભેદ કહેવાની ઇચ્છાથી અભિમાનના અભિમાની જે **રુદ્ર** તે અહંકારના અભિમાની કહ્યા છે એમ જાણી લેવું. 'रुद्रोऽभिमत्या हृदयम्' ( भा. ३ ) ઇત્યાદિકમાં રુદ્રનુ અભિમાની દેવતાપણું પ્રતિપાદન કર્યું છે. અહંકારનું લક્ષણ (જ્ઞાપક) 'कर्तृत्वं करणत्वं च कार्यत्वं चेति लक्षणम् । शान्तघोरविमूढत्वमिति वा स्यादहङ्कृतेः ॥' (भा. ३.) આ રીતે જણાવ્યું

છે. કાર્ય જે દેહ અને કરણ જે ઇન્દ્રિયો છે તે પોતાનું કારણ જે અહંકાર તેને જણાવનારા છે. કર્તાપણાનું જે અભિમાન છે તે પણ અહંકારને જણાવનાર છે. જ્યારે કર્તાપણાનું અભિમાન અંતઃકરણવડે થાયછે ત્યારે તેનું અહંકારે અનુગ્રહ કરવાપણું જાણવું, એવો અભિપ્રાય છે. 'सहस्रशिरसं साक्षाद्यमनन्तं प्रचक्षते। सङ्कर्षणाख्यं पुरुषं भूतेन्द्रियमनोमयम् ॥' (भाग ३.) આ વચન અહંકારના અધિષ્ઠાતાપણે **સંકર્ષણને** પ્રતિપાદેછે. આતો સામાન્યપણે તામસાહંકારના આધિષ્ઠાતા (સંકર્ષણ) કહેલા જાણવા, કેમકે તૈજસના અધિષ્ઠાતા **અનિરુદ્ધ** છે અને વૈકારિકના અધિષ્ઠાતા **પ્રદ્યમ્ન** છે એમ એમાંજ પ્રતિપાદન છે. વૈકારિકને 'कामसंभवः' (भाग. ३) એવું વિશેષણ આપ્યું છે. **કામ** શબ્દવાચ્ય પ્રદ્યુમ્નનો સંભવ છે, એટલે વિભૂતિ છે. વળી 'यं विदुर्ह्यनिरुद्धाख्यं' (भाग. ३) એમ તૈજસ અને અનિરુદ્ધનો અભેદ નિર્દેશ કર્યો છે. આ અર્થ **વીરરાઘવીય** ટીકામાં કર્યો છે.

## અહંકારનું લક્ષણ –

મહત્ત્વઅવસ્થાની અવ્યવહિત (વ્યવધાનવિનાની–અતિનિકટની) જે ઉત્તરા (પછીની) અવસ્થા તેનું આશ્રયપણું અથવા ઇન્દ્રિયઅવસ્થાની અવ્યવહિત એ પૂર્વાવસ્થા તેનું આશ્રયપણું એ અહંકારનું લક્ષણ છે. મહત્ત્વ પછીની અને ઇન્દ્રિય પહેલાં જે મધ્યમા અવસ્થા તે અહંકારમાં વર્તતી હોવાથી લક્ષણની સંગતિ થાયછે. જેમ અવ્યક્ત અવસ્થાના નાશરૂપા અને અહંકાર અવસ્થાના પ્રાગભાવરૂપા જે અવસ્થા તદાશ્રયપણું એ મહતનું લક્ષણ કર્યું તેમજ મહત્ત્વઅવસ્થાના નાશરૂપા અને ઇન્દ્રિયઅવસ્થાની પ્રાક્કાલિકી જે અવસ્થા તેનું આશ્રયપણું એ અહંકારનું લક્ષણ છે એમ કોઈ વ્યાખ્યાન કરેછે. સિદ્ધાંતમાં એકજ અવસ્થા પૂર્વની અપેક્ષાએ નાશરૂપા અને ભાવી અવસ્થાની અપેક્ષાએ પ્રાગભાવરૂપા થાયછે, માટે જેમ ઘટે તેમ લક્ષણની સંગતિ કરી લેવી. તાત્પર્ય એ છે કે, જેમ અવ્યકત અને અહંકાર વચ્ચેની અવસ્થા મહત્ત્વાવસ્થા છે તેમ મહત્ અને ઇન્દ્રિયાવસ્થા વચ્ચેની જે અવસ્થા તે **અહંકાર** અવસ્થા છે.

**અહંકાર**શબ્દથી નિર્દેશ થાયછે એટલામાત્રથી 'अभिमानोऽहंकार' એવું લક્ષણ સાંખ્યવાળા કરેછે તે ઘટતું આવતું નથી. જેમ અધ્યવસાય એ જ્ઞાતા આત્માનો ધર્મ છે તેમ અભિમાન કે જે અનાત્મા (દેહ)માં આત્માભિમાનરૂપ છે તેપણ જ્ઞાતાનો જ સ્વરૂપના અજ્ઞાને કરેલો ધર્મ છે. અવ્યકતના પરિણામરૂપ જે **અહંકાર** છે તેતો અનાત્મા જે દેહ તેમાં અહંબુદ્ધિ કરવામાં કારણભૂત થાયછે એટલામાત્રથી **અહંકાર** શબ્દથી કહેવાયછે પરંતુ અહમર્થ નથી. **અહમર્થ** તો

પ્રત્યગાત્મા છે. 'अहंकारं बलं दर्पं कामं कोधं परिग्रहम् । विमुच्य निर्ममः शान्तो ब्रह्मभूयाय कल्पते ॥' (गीता) આ વચનમાં જે અહંકારનો ત્યાગ કરવાનો કહેછે તે અવ્યક્તના પરિણામભૂત અહંકાર નહિ, કેમકે તેનો ત્યાગ તો સ્વરૂપથી થઈ શકે નહિ. માટે ત્યાજ્યપણે ગણેલો અહંકાર તો ઉત્કૃષ્ટ જનોના અપમાનમાં હેતુ હોઈને જેનું બીજું નામ **ગર્વ** છે એવો અભિમાનરૂપ અહંકાર સમજવો. દેહમાં જ્યારે આત્માપણાનું અભિમાન થાયછે ત્યારે તેના સંબંધી સ્ત્રી પુત્ર ધનાદિકમાં **'આ મારાં છે'** એમ મમત્વપણાનું પણ અભિમાન થાય છે. માટે અહંકાર અને મમકારમાં હેતુ થાયછે એ અર્થ ફલિત થાયછે. માટેજ માયાને 'देहतदीययोः । जीवस्य चाहंममताहेतुः' એવું વિશેષણ આપ્યું છે તે બંધબેસતું આવે છે. માયા જેમ દેહ–દૈહિકમાં અહંમમતામાં હેતુ થાય છે તેમ 'આત્મા સ્વતંત્ર છે' એવા અભિમાન આદિકમાંપણ કારણ થાયછે. દેહમાં આત્મભ્રમાદિરૂપ જે અભિમાન તેમાં હેતુભૂત જે અંતઃકરણવૃત્તિ તેને અનુગ્રહ કરનારૂ અહંકારતત્ત્વ છે એટલું તાત્પર્ય છે.

હરિવાક્યસુધાસિંધુમાં સાત્ત્વિક, રાજસ અને તામસ એવા ભેદથી અહંકારની ત્રિવિધતા 'शान्तघोरविमूढात्माऽहङ्कारस्त्रिविधो मतः' આ વચનથી કહીછે. શાંતપણું એટલે પ્રકાશકપણું, અર્થાત્ સાત્ત્વિકપણું. ઘોરપણું એટલે વિક્ષિપ્તપણું, અર્થાત્ રાજસપણું. વિમૂઢપણું એટલે સ્તબ્ધપણું, અર્થાત્ તામસપણું. સાત્ત્વિક અહંકારને **વૈકારિક** અપર નામથી કહેછે. રાજસ અહંકારને **તૈજસ** અપર નામથી કહે છે. તામસ અહંકારને **ભૂતાદિ** અપર નામથી કહેછે. જ્યારે મૂળ પ્રકૃતિ ત્રિગુણાત્મિકા છે તો તેથકી થએલો મહાન્ પણ ત્રિગુણાત્મકછે અને તે મહાનથકી થએલો અહંકાર પણ ત્રિગુણાત્મક છે. એમાં સંશયને સ્થાન નથી.

આ ત્રિવિધ અહંકારમધ્યે જે **મન** છે તે સાત્ત્વિક અહંકારથકી થાયછે, શ્રોત્રાદિ દશ ઇન્દ્રિયો રાજસ અહંકારથકી થાયછે અને **શબ્દતન્માત્રા** તામસ અહંકારથકી થાયછે, એવો એક પક્ષ છે. બીજો પક્ષ એવો છે કે, **અગીયારેય ઇન્દ્રિયો** સાત્ત્વિક અહંકારથકી થાયછે અને **શબ્દતન્માત્રા** તામસથકી થાયછે. રાજસ અહંકારનું તો કોઈ કાર્ય નથી, એતો સાત્ત્વિક તથા તામસને સ્વકાર્ય કરવામાં બીજાકુંરને જળજ જેમ, અગ્નિજ્વલનને વાયુજ જેમ એમ ફક્ત ઉપકાર કરેછે–સહકારી થાયછે. કેવી રીતે? તો 'रजःप्रवर्तकं तत्र' એમાં કહ્યા પ્રકારે સાત્ત્વિક અહંકારમાં જે ઇન્દ્રિયહેતુ **સત્ત્વાંશ** છે અને તામસમાં જે ભૂતહેતુ **તમોંઽશ** છે તેને ચલનસ્વભાવવાળા પ્રેરક રજોગુણે પ્રવૃતિ કરાયછે. આજ રીતિએ સાત્ત્વિક અને તામસ અહંકારને સાધારણ સહકારિપણું કહ્યું છે. (આજ પક્ષ શ્રી ભાષ્યકારે આદર કર્યો છે.) તેમાં સાત્ત્વિક અહંકારના અસાધારણ સહકારિવિશેષો આ છે—જે સાત્ત્વિક અહંકાર છે તે ઇન્દ્રિયોને સર્જવાને સમયે તેમના વિષયોના

પ્રતિનિયમમાટે શબ્દતન્માત્રાને સહકારમાં લઈને **શ્રોત્રને**, સ્પર્શતન્માત્રાને સહકાર (મદદ)માં લઈને **ત્વગિન્દ્રિયને**, રૂપતન્માત્રાને સહકારમાં લઈને **ચક્ષુને**, રસતન્માત્રાને મદદમાં લઈને **જીવ્હાને**, ગન્ધતન્માત્રાને સહકારમાં લઈને **ઘ્રાણેન્દ્રિયને** ઉપજાવે છે. એમ પાંચ શબ્દાદિ તન્માત્રાઓને સહકારમાં લઈને પાંચ **જ્ઞાનેન્દ્રિયોને** ઉપજાવ્યા પછી શ્રોતના સહકારથી **વાણીને**, ત્વચાના સહકારથી **પાણીને**, ચક્ષુના સહકારથી **પાદને**, જીવ્હાના સહકારથી **ઉપસ્થ**ને અને ઘ્રાણના સહકારથી **પાયુને** સર્જે છે. એમ પાંચ વાગાદિ **કર્મેન્દ્રિયોને** સાત્ત્વિક અહંકાર ઉપજાવેછે. જ્ઞાનેન્દ્રિયો તથા કર્મેન્દ્રિયોને સહકાર આપનાર હોવાથી જેને **ઉભયાત્મક** કહેછે, એવા મનનેતો સહકારિની અપેક્ષા વિના અહંકાર પોતેજ સર્જેછે. આ બધી બાબતને તત્ત્વવિદો કહેછે. શ્રી વિષ્ણુપુરાણના **વિષ્ણુચિત્તીય** વ્યાખ્યાનમાં આ પ્રમાણેજ ક્રમ લેવામાં આવ્યો છે, તે તેથકી જાણવો.

### ઇન્દ્રિયોનું આહંકારિકપણું—

ઇન્દ્રિયોની ઉત્પત્તિ અહંકારથકી થાય છે. શંકા—સુબાલોપનિષદમાં 'आकाशमिन्द्रियेषु इन्द्रियाणि तन्मात्रेषु तन्मात्राणि भूतादौ लीयन्ते भूतादिर्महति लीयते महानव्यक्ते लीयते' આ વચનમાં ઇન્દ્રિયોનો તન્માત્રામાં લય કહેલો હોવાથી ઇન્દ્રિયોનું આહંકારિકપણું કહેવું તે શ્રુતિવિરુદ્ધ છે. જેમાં લય કહ્યો હોય તેથકીજ તેની ઉત્પત્તિ કહેવી યોગ્ય છે. તન્માત્રામાં ઇન્દ્રિયોનો લય કહ્યો છે તો તન્માત્રા થકીજ ઇન્દ્રિયોની ઉત્પત્તિ કહેવી જોઈએ. એનું **સમાધાન** એમ છે કે—જે આકાશ છે તે ઇન્દ્રિયો સાથે સંયોગને પામેછે અને જે ઇન્દ્રિયો છે તે તન્માત્રામાં સંયોગને પામેછે. આ સંયોગ કાંઈ અપૂર્વ નથી. પૃથ્વી આદિ જેમાં છે અને વાયુ અંતે જેમાં છે એવાં ભૂતોનો પોતપોતાના કારણમાં લય થઈ જતાં, ઘ્રાણાદિ ઇન્દ્રિયોને પોષણ આપનારા જે પૃથિવ્યાદિ અંશો તેપણ આકાશરૂપ થઈ રહેતાં તેના પોષક તરીકે આકાશમાત્રજ અવશેષ રહેછે. તે આકાશ ઇન્દ્રિયોની સાથે સંયોગને પામેછે —સંસર્ગને પામે છે. તે પણ આકાશ શબ્દતન્માત્રામાં વિલીન થતાં, તેજ ઇન્દ્રિયો શબ્દતન્માત્રાને પામેલા જે પોતાના પોષક અંશો તેની સાથે સંસર્ગને પામેછે, તેવી ઇન્દ્રિયોએ યુકત એવી તન્માત્રાઓ પોતાની પ્રકૃતિ (નિદાન) જે અહંકાર તેમાં લય પામેછે. આ રીતે જાણવું. 'तन्मात्राणि' આ જે બહુવચન છે તેપણ શબ્દતન્માત્રાપણાને પામેલા જે ભૂતાંશભેદો તેના તાત્પર્યવાળું જ છે.

'आपो ग्रसन्ति वै पूर्वं भूमेर्गन्धात्मकं गुणम् । आत्तगन्धा ततो भूमिः प्रलयत्वाय कल्पते । ग्रसतेऽम्बुगुणं तेजो रसं तल्लीयते ततः । रूपं तेजोगुणं वायुर्ग्रसते लीयतेऽथ तत् ॥ वायोरपि गुणं स्पर्शमाकाशो ग्रसते ततः । प्रशाम्यति तदा वायुः खं तु तिष्ठत्यनावृतम् ॥ भूतादिस्तद्गुणं शब्दं ग्रसते लीयते च खम् । इन्द्रियाणि

मनश्चापि लीयतेऽहङ्कृतौ ततः ॥ अहङ्कारो महत्तत्वे त्रिविधोऽपि प्रलीयते ॥' (वि. पु.) આ રીતે અહંકારમાં લયનું પ્રતિપાદન હોવાથી ઇન્દ્રિયોનું આહંકારિકપણુંજ સુસિદ્ધ થાયછે. આહંકારિક એવાં પણ ઇન્દ્રિયોને ભૂતો આપ્યાયન કરનારાંતો હોઈ શકેછે. માટેજ મોક્ષધર્મમાં 'शब्दः श्रोतं तथा खादि त्रयमाकाशसम्भवम् । वायोः स्पर्शस्तथा चेष्टाः त्वक् चैव त्रितयं स्मृतम् ॥ रूपं चक्षुस्तथा व्यक्तिस्त्रयं तैजसमुच्यते । रसः क्लेदश्च जिह्वा च त्रयो जलगुणाः स्मृताः ॥ घ्राणं घ्रेयं शरीरं च ते तु भूमिगुणाः स्मृताः ॥' આ રીતે કહ્યુંછે. આપ્યાયકપણું એટલે **પોષકપણું**, મંદશકિતવાળાને શકિતનું ઉત્તેજકપણું એ તાત્પર્ય છે. આવું આપ્યાયકપણું 'अन्नमयं हि सौम्य मनः, आपोमयः प्राणः, तेजामयी वाक् (छां. उ.) આ શ્રુતિમાં જણાવ્યું છે. (મનને અન્ન પોષેછે, પ્રાણને જળ પોષેછે, વાણીને તેજ પોષેછે) **પ્રાણ** કે જે વાયુની એક અવસ્થા છે તે જળનું કાર્ય નથી પરંતુ જળનું પ્રાણને પોષણ આપવાપણુંજ છે. મનની અને વાણીની બાબતમાં પણ એવોજ અર્થ ઘટતો જાણી લેવો.

**वैकारिकाद्विकुर्वाणान्मनस्तत्त्वमजायत । यत्सङ्कल्पविकल्पाभ्यां वर्तते कामसम्भवः॥ तैजसा-तु विकुर्वादबुध्धितत्त्वमभूत्सति । द्रव्यस्फुरणविज्ञानमिन्द्रियाणामनुग्रहः॥ संशयोऽथ विपर्यासो निश्चयः स्मृतिरेव च । स्वाप इत्युच्यते बुद्धेर्लक्षणं वृत्तितः पृथक् ॥** तैजसानीन्द्रियाण्येव क्रियाज्ञानविभागशः । प्राणस्य हि क्रियाशक्तिर्बुध्धेर्विज्ञानशक्तिता॥' (भाग-३) આ વચનમાં સાત્ત્વિક અહંકારથકી મનની અને તૈજસ અહંકાર થકી બુદ્ધિતત્ત્વની અને ઇન્દ્રિયોની ઉત્પત્તિ કહીછે. 'ज्ञानशक्तिः क्रियाशक्तिर्बुद्धिः प्राणश्च तैजसौ' (भाग–२) આમાં જે પ્રાણ છે તે રાજસ અહંકારનું કાર્ય છે એમ કહ્યું જણાયછે. આ પ્રક્રિયાને અનુસારેજ **સત્સંગિજીવ**નાદિકમાં વર્ણન છે. 'वैकारिकादहाङ्कारात्सचन्द्रं जायते मनः ।' 'देवता इन्द्रियाणां च जाता वैकारिका दश' 'दशेन्द्रियाणि बुद्धिश्च ब्रह्मा प्राणश्च तैजसात्' (स. प्र. ४) 'तस्मादभूदहङ्कारस्त्रिगुणस्तत्र सात्त्विकात् । मन इन्द्रियदेवाश्च राजसादिन्द्रियासवः ॥ ઇત્યાદિ: 'तैजसानीन्द्रियाण्याहुर्देवा वैकारिका दश । एकादशं मनश्चात्र देवा वैकारिकाः स्मृताः ॥' આ જે वि. पु. નું વચન છે તેનો પણ ઉપર પ્રમાણેજ અર્થ કર્યો છે. 'ઇન્દ્રિયો તૈજસ છે' એટલે રાજસાહંકારનું કાર્ય છે, ઇન્દ્રિયદેવતા દશ અને અગીયારમું **મન** અને **મન**:શબ્દવાચ્ય અંતઃકરણમાં રહેલા જે ચાર દેવો તે પણ સાત્ત્વિક અહંકારના કાર્યભૂત છે" એવું વ્યાખ્યાન કરવામાં આવ્યું છે. તેમાં બુદ્ધિની રાજસ અહંકારથકી ઉત્પત્તિ વર્ણવી છે તેતો અંતઃકરણને જ્ઞાન ઉપજાવવામાં રાજસ અહંકાર અનુગ્રહ કરેછે એ કારણથી કહીછે. પ્રાણો કે જે વાયુની અવસ્થા છે તેમને પોતપોતાનો વ્યાપાર કરવામાં રાજસ અહંકાર કાંઈ અનુગ્રહ કરે છે એ કારણથીજ પ્રાણોને રાજસ અહંકારના કાર્યતરીકે પ્રતિપાદેછે. ઇન્દ્રિયોના દેવતા જે દિગાદિક છે તે

વેરાજે સર્જેલા છે એમ વર્ણન કર્યું છે, તેને સાત્વિક અહંકારના કાર્યપણે અહીં પ્રતિપાદે છે તેતો તે ઇન્દ્રિયોની જે અધિષ્ઠાનશકિત છે તેને સાત્વિક અહંકાર અનુગ્રહ કરે છે એ કારણથી એમ કહ્યું છે અથવા ઇન્દ્રિયોને સાત્વિક અહંકારમય જે સૂક્ષ્મ શરીર તેનો સંબંધ છે એવા અભિપ્રાયને લીધે એમ કહ્યું છે. એમ જેમ ઘટે તેમ ઊહ કરી લેવો.

ઉપરની બાબતમાં બીજાઓનું એવું માનવું છે કે—'तैजसानीन्द्रियाण्याहुः' વિ. પુ. આ વચનનો અર્થ એવો છે કે 'आहुः' એમ કહેવાઉપરથી ઇન્દ્રિયોનું જે રાજસ અહંકારનું કાર્યપણું કહ્યુંછે તે બીજાના મતને અનુસારે છે એમ જણાય છે. 'देवा वैकारिका दश । एकादशं मनश्च' આતો બીજો પક્ષ કહ્યો છે. એનો અર્થ એવો છે કે—**દેવ** શબ્દથી કહેલાં દશ **ઇન્દ્રિયો** અને અગીયારમું **મન** છે તે સાત્વિક અહંકારનું કાર્ય છે **દેવ** શબ્દ ઇન્દ્રિયોમાં 'न चक्षुषा गृह्यते नापि वाचा नान्यैर्देवैः (मु. उ) 'सहैव सन्तं न विजानन्ति देवाः' (तै. आ.) ઇત્યાદિ શ્રુતિઓમાં વાપર્યો છે. આ રીતે બે પક્ષો પડતાં પોતાનો (પરાશર) મત 'अत्र देवा वैकारिकाः स्मृताः' એમ સાત્વિક અહંકારથકી **દેવ**શબ્દવાચ્ય ઇન્દ્રિયોની ઉત્પત્તિરૂપ જણાવ્યો છે. માટે ઇન્દ્રિયો સાત્વિક અહંકારનુંજ કાર્ય છે એમ નક્કી થાયછે. 'वैकारिकान्मनो जज्ञे देवा वैकारिका दश । दिग्वातार्कप्रचेतोऽश्विवह्नीन्द्रोपेन्द्रमित्रकाः ॥ तैजसात्तु विकुर्वाणादिन्द्रियाणि दशाभवन् । ज्ञानशक्तिः क्रियाशक्तिर्बुद्धिः प्राणस्तु तैजसात् ॥' (ભાગ–૨) આ વચનમાંપણ **દેવ**શબ્દથી દેવોએ અધિષ્ઠાન કરેલાં ઇન્દ્રિયોજ કહ્યાં છે. 'अग्निर्वाग् भूत्वा मुखं प्राविशत्, वायुः प्राणो भूत्वा नासिके प्राविशत्, आदित्यश्चक्षुर्भूत्वाऽक्षिणी प्राविशत्, दिशः श्रोत्रं भूत्वा कर्णौ प्राविशत्, ओषधिवनस्पतयो लोमानि भूत्वा त्वचं प्राविशत्, चन्द्रमा मनो भूत्वा हृदयं प्राविशत्, मृत्युरपानो भूत्वा नाभिं प्राविशत्, आपो रेतो भूत्वा शिश्नं प्राविशत्' (ऐ उ.) એમાં કહ્યામુજબ અધિષ્ઠાતા અને અધિષ્ઠેયનું ઐક્યપણું કહેવાની ઇચ્છાથી **દેવ**શબ્દનો પ્રયોગ ઇન્દ્રિયોમાં કર્યો છે. આ વચનમાં જે **વૈકારિક** શબ્દ છે તે રાજસઅહંકારે સહકાર આપેલો જે સાત્વિકાહંકાર તેપર જાણવો. 'तैजसात्तु' આતો પક્ષાન્તરની ઉકિત છે. અથવા પૂર્વના પક્ષમાં પણ જે રાજસ અહંકાર છે તે સાત્વિકઅહંકારથકી ઇન્દ્રિયો અને મનની ઉત્પત્તિમાં અનુગ્રહ કરનારો છે એમ અંગીકાર કરવુંજ પડશે. કારણ કે, પોત પોતાના કાર્યમાં પ્રવૃત્તિ કરવા માટે સમર્થ એવાં ઇન્દ્રિયોને ઉપજાવનારો જે સાત્વિકઅહંકાર છે તે પ્રવર્તક રજોગુણથી મિશ્રિત છે એમ અવશ્ય હોવું જોઇએ. માટે રાજસઅહંકારથકી ઇન્દ્રિયોનો જે ઉત્પત્તિવાદ છે તે તેમાં ઘટતોજ આવેછે. શ્લોકમાં **પ્રાણ**શબ્દ છે તે ઇન્દ્રિયવાચી જાણવો. 'सर्वे प्राणाः अनूत्क्रामन्ति' આ શ્રુતિમાં **પ્રાણ**શબ્દથી ઇન્દ્રિયો લીધાં છે. 'क्रियाशक्ति प्राणः' એટલે કર્મેન્દ્રિયગણ, 'ज्ञानशक्तिः प्राणः'

એટલે જ્ઞાનેન્દ્રિયગણ, 'बुद्धिः' એટલે ચાર અંતઃકરણ, આ સર્વે 'तैजसात्' એટલે સહકારિ કારણ રાજસઅહંકાર થકી થાયછે એવો અર્થ છે.

ઇન્દ્રિયોના દેવો જે દિગાદિક છે તેતો વૈરાજપુરુષે સર્જેલા હોવાથી તેઓની ઉત્પત્તિ પહેલાં વર્ણન કરી શકાય નહિ, માટે જે **દેવાદિ** શબ્દ છે તે તેઓએ અધિષ્ઠાન કરેલાં ઇન્દ્રિયોનો વાચીજ કહેવા યોગ્ય છે. 'જેનું પ્રથમ વિદ્યમાનપણુંજ નથી એવા દેવોનું અધિષ્ઠિતપણું કેમ સંભવે ?' એવી શંકા કરવી નહિ. અહીં ફક્ત અધિષ્ઠાનની યોગ્યતાજ કહેવા ઇચ્છી છે. અથવા પરમાકાશમાં વર્તતા જે ઇન્દ્રિયાભિમાનીઓ (મુક્તો) તેઓનું સમષ્ટિ ઇન્દ્રિયોમાં અધિષ્ઠિતપણું લેવું. આ અર્થ પરમાકાશ શબ્દથી કહેલા અપ્રાકૃત ધામમાં ચોવીસ તત્ત્વોના અભિમાનીઓ જે એક શક્તિવિશેષરૂપ છે તેઓનો સદ્ભાવ 'वृतं चतुःषोडशपञ्चशक्तिभिः (वि. पु.) આ વચનમાં વર્ણવ્યો છે. પ્રાકૃત શ્રોત્રાદિકના અભિમાની તેઓની શ્રોત્રાદિ ઇન્દ્રિયોના અધિષ્ઠાતા તો પોતેજ છે. બીજાનો નિર્વાહ કરેછે અને પોતાનોપણ નિર્વાહ કરેછે એવો ન્યાય છે. એવી એમાં શક્તિ છે. અથવા પરમાત્માજ તેઓમાં અધિષ્ઠાતા ભલે હો. કેમ કે, પરમાકાશમાં રહેલા દેવોની હાલમાં સૃષ્ટિ સંભવે નહિ. દિગાદિકની જે સૃષ્ટિ છે તે તો વૈરાજપુરુષે કરેલી હોઈને વ્યષ્ટિ ઇન્દ્રિયોના અધિષ્ઠાન અર્થે છે. 'तैजसा-तु विकुर्वाणादबुद्धितत्त्वमभूत्' (भा. ३) ઇત્યાદિકનો અર્થ એવો છે કે, 'बुद्ध्यतेऽनेन इति बुद्धिः' એવી વ્યુત્પત્તિ કરતાં, **'જ્ઞાનજનક'** એવો અર્થ થાય, તેનું તત્ત્વ એટલે 'જ્ઞાનજનન સામર્થ્ય' એવો અર્થ થાય, તે ઇન્દ્રિયોને રાજસ અહંકાર થકી થાયછે. ઇન્દ્રિયોને રાજસ અહંકાર અનુગ્રહ કરે છે તે આવારૂપનોજ જાણવો. જ્ઞાનના જે ભેદો છે તે 'द्रव्यस्फुरणविज्ञानम्' ઇત્યાદિકથી કહ્યા છે. આ કાર્યરૂપ જ્ઞાનભેદોએ કરીને ઇન્દ્રિયોને રાજસઅહંકારે કરેલો જ્ઞાનજનનસામર્થ્યરૂપ અનુગ્રહ લક્ષમાં આવેછે–જાણવામાં આવેછે. પ્રાણ જે કર્મેન્દ્રિયો તેની ક્રિયાશક્તિ જે તેતે ક્રિયાજનન શક્તિ છે તે અને બુદ્ધિ જે જ્ઞાનેન્દ્રિય તેની જે વિજ્ઞાનજનન શક્તિ છે તે રાજસઅહંકાર થકી આવે છે. ઇન્દ્રિયોની પોતપોતાના કાર્યમાં જે પ્રવૃત્તિશક્તિ છે તે રાજસઅહંકારના અનુગ્રહથી જ સંભવતી હોવાથી તેને 'तैजसानि' એમ સુખેથી કહી શકાયછે. વળી–સાત્ત્વિક અહંકારને 'ज्ञानशक्तिः' એવું વિશેષણ આપેલું હોવાથી જ્ઞાનેન્દ્રિયોનું જનકપણુંપણ સાત્વિક અહંકારનુંજ યોગ્ય છે. માટે આ ન્યાયે બાકી રહેલાં જે કર્મેન્દ્રિયો તેનુંપણ વૈકારિકપણુંજ યોગ્ય છે. એમ સમસ્ત ઇન્દ્રિયોની ઉત્પત્તિ સાત્ત્વિકાહંકારથકી થઈ છે. તૈજસને 'क्रियाशक्तिः' એવું જે વિશેષણ આપ્યું છે તેતો સાત્વિક તથા તામસનું પોતપોતાના કાર્યોમાં પ્રવર્તનરૂપ ક્રિયાશક્તિપરજ જાણવું. રાજસ અહંકારનું જુદું કાર્ય કાંઈપણ નથી એમ કહેછે. આ જે જુદો પક્ષ તે 'तैजसस्य पृथक् कार्यं केचिन्नेच्छन्ति कापिलाः । सात्विकात्तामसाज्जातंयत्कार्यं तस्य तद्विदुः ॥' (स.प्र.४)

આ રીતે વર્ણવ્યો છે. મનથકી ભિન્ન ઇન્દ્રિયો ભલે રાજસ અહંકારે સહકાર આપેલા સાત્વિકઅહંકારનાં કાર્ય હોય, અથવા ભલે રાજસઅહંકારનાંજ કાર્ય હોય, આ બાબતમાં પુરાણોમાંજ જુદો જુદો અભિપ્રાય જોવામાં આવેછે, માટે યથોચિત જાણી લેવું.

**કોઈ** (નૈયાયિકો) ઇન્દ્રિયોમાં ઘ્રાણાદિ કોઈ ઇન્દ્રિયોને પૃથિવ્યાદિ ભૂતોનાં કાર્ય છે (તે તે ભૂતોથકી તે તે ઇન્દ્રિયો થાય છે) એમ કહેછે. તેઓ આ બાબતને અનુમાનથી સાધવા મથેછે, એમાં ઇન્દ્રિયોને આહંકારિક કહેનારા ઇતિહાસપુરાણ આદિકનો વિરોધ આવતો હોવાથી એ બાબત સ્વીકારવા યોગ્ય નથી. કોઈ ઇતિહાસ-પુરાણમાં ઇન્દ્રિયોને ભૌતિક કહ્યાં હોય તો તેનો અર્થ 'ભૂતો ઇન્દ્રિયોને પોષણ આપનારાં છે' એવો **સમજવો**. આ અર્થ 'आप्यायन्ते च ते नित्यं तदवस्थैस्तु पञ्चभिः (भार. मो.) આ વચનમાં વ્યક્ત છે. **કોઈતો** ઇન્દ્રિયોની ઉત્પત્તિમાં અહંકારને નિમિત્તકારણ અને ભૂતોને ઉપાદાનકારણ માનેછે. એમાં 'अन्नमयं हि सोम्य मनः, आपोमयः प्राणः, तेजोमयी वाक्' આ શ્રુતિને પ્રમાણપણે માનેછે. તેતો અયુક્ત છે. અહંકારનેજ ઉપાદાન માનીને, ભૂતોને આપ્યાયકપણે માનવાથી તેવા નિર્દેશોનો નિર્વાહ થાયછે. જો અન્નમયનો અર્થ 'અન્નવિકાર' એવો કરવામાં આવે તો પ્રાણને આપોમય કહ્યો છે તો તેપણ અપનો વિકાર ઠરશે. પ્રાણતો એક પ્રકારનો વાયુ છે તેને અપના વિકારરૂપ કહેવો તે ઉચિત નથી. માટે મનને **અન્ન** અને પ્રાણને **આપ** (જળ) આપ્યાયન કરે છે એવો અર્થજ સંભવતો કરવો પડે. 'अग्निर्वाग्भूत्वा मुखं प्राविशत्' (ऐत. उ.) આ શ્રુતિ તો તેતે દેવતાઓના અધિષ્ઠાનને કહેછે. 'अग्निं वागप्येति' (बृ. उ.) ઇત્યાદિકથી જે અપ્યય કહ્યો છે તે વાગાદિકનો લય નહિ, કિંતુ તેતે અધિષ્ઠાતાનું તેતે ઇન્દ્રિયોથકી ખસી જવારૂપ અપસરણ જાણવો. જો લયરૂપ અર્થ કરવામાં આવે તો 'ओषधीर्लोमानि' અહીં આગળ એ અર્થ ઘટતો આવે નહિ, ઓષધિઓમાં લોમો (રૂંવાડાં)નો લય સંભવિત નથી. વિ. પુ. ના વ્યાખ્યાનમાં એવી શંકા કરીને તેનું સમાધાન આ રીતે કર્યું છે. માટે **ભૂતો**તો ઇન્દ્રિયોને પોષણ આપનારાં છે પણ કારણ નથી એમ સિદ્ધ થાયછે. આ રીતે ઇન્દ્રિયોનું આહંકારિકપણું ચોક્કસ થાય છે.

## ઇન્દ્રિયોનું એકાદશપણું—

આ ઇન્દ્રિયો **અગીયાર** છે. યદ્યપિ ઇન્દ્રિયગણનામાં શ્રુતિઓમાંજ વિવાદ છે— 'सप्त प्राणाः प्रभवन्ति तस्मात्' આ શ્રુતિ ઇન્દ્રિયોની ઉત્પત્તિ જણાવતાં **સાત** સંખ્યાને કહે છે. **ચક્ષુ ઘ્રાણ રસના વાક્ શ્રોત્ર મન** અને **ત્વક્** આ સાત કહેવાનો આશય છે. 'अष्टौ ग्रहा अष्टावतिग्रहाः' આ **શ્રુતિ** બન્ધન ગુણયોગને

લીધે ઇન્દ્રિયોનો નિર્દેશ કરતાં તેની **અષ્ટ** સંખ્યાને કહેછે. આમાં હાથને અધિક લેતાં અષ્ટ સંખ્યા થાયછે. આઠના વિષયોને **અતિગ્રહ** નામથી નિર્દેશ્યા છે. 'सप्त वै शीर्षण्याः प्राणा द्वाववाञ्चो' આ **શ્રુતિ** ચક્ષુરાદિ ત્રણ યુગલ (૭) અને વાક્ પાયુ ઉપસ્થ આ ત્રણ મળીને નવ ઇન્દ્રિયોને કહેછે 'नव वै पुरुषे प्राणा नाभिर्दशमी' આ **શ્રુતિ** પ્રથમનાં નવ અને દશમી નાભિ એમ ગણતાં **દશ** સંખ્યાને કહે છે. 'दशेमे पुरुषे प्राणा आत्मैकादशः' આ શ્રુતિ પાંચ જ્ઞાનેન્દ્રિયો અને પાંચ કર્મેન્દ્રિયો અને મન એમ મળીને અગીયાર સંખ્યાને કહેછે. 'एवं सर्वेषां स्पर्शानां त्वगेकायनं, एवं सर्वेषां रूपाणां चक्षुरेकायनं, एवं सर्वेषां शब्दानां श्रोत्रमेकायनं, एवं सर्वेषां सङ्कल्पानां मन एकायनं, एवं सर्वासां विद्यानां हृदयमेकायनं, एवं सर्वेषां कर्मणां हस्तावेकायनं, एवं सर्वेषामानन्दानामुपस्थ एकायनं, एवं सर्वेषां विसर्गाणां पायुरेकायनं, एवं सर्वेषामध्वनां पादावेकायनम्' આ શ્રુતિ મનની સાથે હૃદયને ગણતાં દ્વાદશ સંખ્યાને કહેછે. (એકાયન શબ્દનો 'મુખ્ય સાધન' એવો અર્થ છે) કોઈ સ્થળે મન બુદ્ધિ ચિત્ત અહંકારના ભેદથી ગણતાં **ચૌદ** સંખ્યાને પણ કહેછે. એનું સમાધાન એમ છે—રૂપનું ગ્રહણ ચક્ષુથીજ થાય છે, પણ બીજાથી નહિ, રસનું ગ્રહણ રસનાથીજ થાય છે પણ બીજાથી નહિ, એમ કાર્યની વિલક્ષણ વ્યવસ્થાથી **એકાદશજ** ઇન્દ્રિયો જાણવી. કોઈ સ્થળે ન્યૂન સંખ્યાનો નિર્દેશ છે તે અધિક સંખ્યાનો પ્રતિરોધ કરે નહિ. તે તે સ્થળે જે તેવો નિર્દેશ છે તે નિમિત્તાંતર કારણવાળો છે. મન તો એકજ છે પરંતુ વૃત્તિના ભેદથી અધિક સંખ્યાનો નિર્દેશ છે. એટલામાત્રથી કરણની અધિકતા ન સમજવી. કોઈ વાગાદિ કર્મેન્દ્રિયોને સ્વીકારતા નથી એ અસત્ છે. કેમકે 'एका कन्या दशेन्द्रियाणि' 'दशेमे पुरुषे प्राणा आत्मैकादश' આ શ્રુતિ એકાદશ ઇન્દ્રિયોને પ્રતિપાદેછે. **કન્યા**શબ્દથી મન જાણવું, **પ્રાણ**શબ્દથી ઇન્દ્રિયો જાણવાં. **આત્મા**શબ્દથી મન જાણવું. સ્મૃતિપણ 'इन्द्रियाणि दशैकं च' 'देवा वैकारिका दश। एकादशं मनश्चात्र' એમ **ઇન્દ્રિયો**ની એકાદશતાને પ્રતિપાદે છે. સુબાલઉપનિષદમાં—'चक्षुरध्यात्मं द्रष्टव्यमधिभूतं आदित्यस्तत्राधिदैवतम्' ઇત્યાદિ આરંભ કરીને 'वागध्यात्मं वक्तव्यमधिभूतं अग्निस्तत्राधिदैवतम्' ઇત્યાદિકથી **ઇન્દ્રિયો** અને તેના વિષયોના ભેદનો પ્રસ્તાવ કરતાં કર્મેન્દ્રિય અને તેના વિષયભેદો પણ નિરૂપ્યા છે. માટે વાગાદિકને પણ ઇન્દ્રિયો તરીકે સ્વીકારવાં જોઈએ.

## ઇન્દ્રિયોનું લક્ષણ

આ **ઇન્દ્રિયો** કર્તા જીવે વ્યાપારમાં જોડતાં, તેતે **મનન શ્રવણ દર્શન** આદિક કાર્યમાં સાધન થતાં હોવાથી એને **કરણ** નામથી કહેછે. વ્યાપારવાળું જે કારણ તે **કરણ** કહેવાય. જે ઇન્દ્રિયો છે તે કર્તા આત્માનાં ઉપકરણો છે. શરીર

અને પ્રાણોથકી અન્ય હોઈને આત્માએ કરાતો જે પ્રયત્ન તેનાથી **હૃદય કર્ણ ચક્ષુ** આદિક જે શરીરપ્રદેશો તેમાંજ ઉપજતા એવા જે મનન શ્રવણ દર્શનાદિ વ્યાપારો તેનું આશ્રયપણું એ ઇન્દ્રિયસામાન્યનું (સર્વ ઇન્દ્રિયોનું) લક્ષણ છે. ઇન્દ્રિયો એ શરીર અને પ્રાણથકી જુદાં છે અને એમાં આત્માએ કરેલા પ્રયત્નથી મનન શ્રવણાદિક વ્યાપારો (ક્રિયાઓ) થાયછે. માટે લક્ષણની સંગતિ થાયછે. શબ્દતન્માત્રાની સાથે થવાપણું, સાત્ત્વિકઅહંકાર ઉપાદાન દ્રવ્યપણું, ઇત્યાદિ પ્રાકૃત ઇન્દ્રિયોનું લક્ષણ છે. જેમ તામસઅહંકારથકી શબ્દતન્માત્રા ઉપજે છે તેમ તેની સાથે ઇન્દ્રિયો સાત્ત્વિકઅહંકાર થકી ઉપજે છે માટે લક્ષણની સંગતિ થાય છે.

આ ઇન્દ્રિયો **જ્ઞાનેન્દ્રિય** અને **કર્મેન્દ્રિય** એવા ભેદથી બે પ્રકારની છે. તેમાં જ્ઞાનપ્રસરણમાં હેતુ હોઈને ઇન્દ્રિયપણું એ જ્ઞાનેન્દ્રિયોનું લક્ષણ છે. ચક્ષુરાદિ ઇન્દ્રિયોવડે દર્શનાદિક જ્ઞાન થાયછે એ બાબત પ્રસિદ્ધ છે. ઉચ્ચારણાદિક હરકોઈ એક ક્રિયામાં હેતુપણું હોઈને ઇન્દ્રિયપણું એ કર્મેન્દ્રિયોનું લક્ષણ છે. વાગાદિ કર્મેન્દ્રિયોવડે ઉચ્ચારણાદિ ક્રિયાઓ થાય છે એ બાબત સર્વાનુભવસિદ્ધ છે.

પાંચ શ્રોત્રાદિ અને છઠું મન એમ મળીને જ્ઞાનેન્દ્રિયો છ માની છે. સાંખ્યવાળા સર્વ પ્રવૃત્તિઓ મનઃપૂર્વક થતી હોવાથી મનને કર્મેન્દ્રિય કહેછે તે અસત્ છે, કેમકે મનતો જ્ઞાનદ્વારા કર્મમાં હેતુ થાયછે. તેટલામાત્રથી જો તેમ કહેવામાં આવે તો ચક્ષુરાદિકને પણ કર્મેન્દ્રિય માનવાનો પ્રસંગ આવે. કોઈ સ્થળે મનનો કર્મેન્દ્રિયપણે વ્યવહાર થયો હોય તો તે ઔપચારિક જાણવો. 'આ માનસ કર્મ છે, આ વાચિક કર્મ છે, આ કાયિક કર્મ છે' ઇત્યાદિ વ્યવહાર થાયછે તેતો **કર્મ** શબ્દનો શુભ અશુભ સંકલ્પાદિ જ્ઞાનમાં પણ પ્રયોગ હોવાથી થાયછે. માટે જ્ઞાનેન્દ્રિયો તો છજ માની છે. કારણ કે, 'मनःषष्ठानीन्द्रियाणि' (गीता) 'यदा पञ्चावतिष्ठन्ते ज्ञानानि मनसा सह' (कठ. उ.) આ વચનમાં જ્ઞાનેન્દ્રિયો સાથે મનનો પાઠ છે. તેમાં મન છે તે સ્મૃત્યાદિકમાં કારણ આભ્યંતર છે એ એમાં વિશેષ છે. બીજાં બાહ્યઇન્દ્રિયો છે તેમાં ત્વચા અને ચક્ષુ એ બે દ્રવ્યને ગ્રહણ કરે છે એ વિશેષ છે.

પ્રાકૃત અપ્રાકૃત ભેદથી ઇન્દ્રિયો બે પ્રકારની છે. તેમાં અશુદ્ધસત્ત્વ હોઈને પાંચ ઇન્દ્રિયોને સાધારણ ઇન્દ્રિયપણું અથવા સ્મૃતિકરણ ઇન્દ્રિયપણું એ પ્રાકૃત મનનું લક્ષણ છે. તેનું અધિષ્ઠાન (રહેવાનું સ્થાન) હૃદયપ્રદેશ માત્ર છે. બીજા ઇન્દ્રિયોનું પણ કંદસ્થાન તો હૃદયપ્રદેશજ છે. અન્ય સ્થાનોમાં પણ જેમ ઘટે તેમ વૃત્તિ છે, આત્માની પણ હૃદયમાં વૃત્તિ છે, આ અર્થ 'अवस्थितेरसंभवाच्च नेतरः' આ સૂત્રના શ્રીભાષ્યમાં 'सर्वेन्द्रियकन्दभूतस्थानविशेषे वृत्तिरित्ति चक्षुषि नावस्थानम्' આ રીતે અનુવર્ણવ્યોછે. મન એકજ અંતઃકરણ છે, સંકલ્પ અધ્યવસાય આદિકતો

તેના જુદા જુદા વ્યાપારોથીજ ઉપજેછે. માટે અંતઃકરણની વિવિધતા નથી. આ અર્થ શ્રીભાષ્યમાં 'अध्यवसायाभिमानचिन्तावृत्तिभेदात् मन एव बुद्ध्यहङ्कारचित्तशब्दैर्व्यपदिश्यते' આ રીતે વર્ણવ્યોછે. આ અર્થ **સૂત્રકારે** पञ्चवृत्तिर्मनोवद् व्यपदिश्यते' આ સૂત્રમાં જણાવ્યોછે. (અર્થ એવો છે કે, જેમ 'कामः सङ्कल्पो विचिकित्सा... सर्वं मन एव' આ શ્રુતિમાં કહ્યા પ્રમાણે કામાદિ જુદી જુદી વૃત્તિઓ હોવા છતાં પણ કામાદિક એ મનથકી અન્ય તત્ત્વ નથી, તેમ 'प्राणोऽपानो सर्वं प्राण एव' આ શ્રુતિમાં કહ્યા પ્રમાણે અપાનાદિક પણ પ્રાણની જ એક વૃત્તિઓ છે પણ અન્ય તત્ત્વ નથી.) આથી મન, બુદ્ધિ, અહંકાર એવા ભેદથી અંતઃકરણની ત્રિવિધતાને કહેનારા સાંખ્યાદિકનું ખંડન થઈ જાય છે. માટે મન એકજ અંતઃકરણ જાણવું.

**બીજા કોઈ તો** દશજ ઇન્દ્રિયો છે, મનતો ઇન્દ્રિય નહિ, કેમકે 'एतस्माज्जायते प्राणो मनः सर्वेन्द्रियाणि च' 'मनः प्रग्रहमेव च' 'इन्द्रियेभ्यः परा ह्यर्था अर्थेभ्यश्च परं मनः' 'इन्द्रियेभ्यः परं मनः' 'इन्द्रियाणि मनो बुद्धिः' ઇત્યાદિ સ્થળે મનનો પૃથક્પણે નિર્દેશ કર્યો છે. આ તો સૂત્રકારનો અભિપ્રાય નથી. **સૂત્રકારે** કર્મેન્દ્રિયોનું પણ સપ્તગત્યધિકરણમાં વિચારીને નિર્ણીત કર્યું છે. 'सप्तगतेर्विशेषितत्वाच्च' આ સૂત્રથી 'સાતજ ઇન્દ્રિયો છે' એવો સહેતુક પૂર્વપક્ષ કરીને, 'हस्तादयस्तु स्थितेऽतो नैवम्' આ સૂત્રથી સિદ્ધાંત કર્યો છે. હસ્તાદિક પણ શરીરમાં રહેલા જીવને ઉપકાર કરનારા છે, માટે જેમ ચક્ષુરાદિ ઇન્દ્રિયો ઉપકાર કરે છે તેમ હસ્તાદિક પણ કરતાં હોવાથી તેઓનું પણ ઇન્દ્રિયપણું સ્વીકારવું. ચક્ષુરાદિક છે તે શરીરદેશથકી બહારપણ વૃત્તિદ્વારા વ્યાપીને વિષયોને ગ્રહણ કરે છે અને જે કર્મેન્દ્રિયો છે તેતો ફકત શરીર પ્રદેશમાંજ કાર્યને કરનાર છે એવો વિશેષ 'स्थिते' આ પદથી જણાવ્યો છે. માટે સાતજ ઇન્દ્રિયો છે એમ નહિ પણ **અગીયાર** છે. એમાં મનનો અંતર્ભાવ છે. માટેજ 'प्राणामनूत्क्रामन्तं सर्वे प्राणा अनूत्क्रामन्ति' આ શ્રુતિ **પ્રાણ**શબ્દવાચ્ય સર્વ ઇન્દ્રિયોનું જીવ સાથે ગમન કહેછે. મનનું ઇન્દ્રિયપણું 'एकादशेन्द्रियाण्याहुर्यानि पूर्वे मनीषिणः । तानि सम्यक् प्रवक्ष्यामि यथावदनुपूर्वशः । कर्मेन्द्रियाणि जानीयान्मनश्चैवोभयात्मकम् ॥' (મનુઃ) આ રીતે સમર્થન કર્યું છે. 'इन्द्रियाणि दशैकं च' એમ જે પૃથક્ નિર્દેશ કર્યો છે તે તો બ્રાહ્મણવશિષ્ટન્યાયથી અને ગુણવિશેષ કહેવાની ઇચ્છાથી જાણવો. આ રીતે **ઇન્દ્રિયો અગીયાર** છે.

**કોઇતો** શ્રુતિ સ્મૃતિનો અનાદર કરીને અધિષ્ઠાનથકી જુદાં કર્મેન્દ્રિયો જ નથી, ફકત અધિષ્ઠાન (ગોલક) જ છે, એમ કર્મેન્દ્રિયોનો જ ખંડન કરેછે. તેતો પ્રતિબન્દીથી પરાસ્ત થાયછે—અધિષ્ઠાનથકી જ્ઞાનેન્દ્રિયો પૃથક્ છે એમ સાધવામાં જે તર્ક લેવામાં આવે છે એજ તર્ક તુલ્યન્યાયે કર્મેન્દ્રિયમાં પણ લઈ શકાય છે. કેવી રીતે ? તો રૂપાદિકની જે ઉપલબ્ધિ થાય છે તે એક ક્રિયા છે, જે ક્રિયા

થાય છે તે નિયમથી કરણપૂર્વક થાય છે, (કરણ હોય તો ક્રિયા થાય) માટે કરણ (ઇન્દ્રિય) હોવું જોઈએ. જે કરણ થાય તે ગોલક–થકી વ્યતિરિકતજ હોવું જોઈએ પણ ગોલક જ નહિ, એમ જો માનતા હો તો વચનાદિક પણ એક ક્રિયા હોઈને તેણેપણ તેવા કરણપૂર્વક જ હોવું જોઈએ, અધિષ્ઠાન થકી વ્યતિરિકત જ્ઞાનેન્દ્રિયોને સાધવામાં જે તર્કનો ઉપયોગ કરાય છે એજ તર્ક અધિષ્ઠાન થકી વ્યતિરિકત કર્મેન્દ્રિય સાધવામાં પણ ઉપયોગ કરાય જ. આ બાબત **તત્ત્વમુકતા**કલાપમાં 'रूपादिज्ञानसिध्धौ यदि करणतया कल्पनं धीन्द्रियाणां तद्वद्गत्यादिकर्मस्वपि य करणतया सन्तु कर्मेन्द्रियाणि । कर्मज्ञानाक्षहेत्वोः समपरिहरणा ह्यन्यथासिध्धिशङ्का तस्मादेकाद-शाक्षाण्यषि निगमविदो मन्वते न्यायपूर्वम् ॥' આ રીતે સંગ્રહી છે. માટે કર્મેન્દ્રિયો ગોલકથકી પૃથક્ જાણવાં.

ઇન્દ્રિયોની જે એકાદશ સંખ્યા કહી તે સમષ્ટિવિષયવાળી સમજવી. વ્યષ્ટિ-દશામાં તો પ્રત્યેક પુરુષોને એકાદશ એકાદશ વ્યવસ્થિત જાણવાં. 'तेषां त्ववयवान् सूक्ष्मान षण्णामप्यमितौजसाम् । सन्निवेश्यात्ममात्रासु सर्वभूतानि निर्ममे ॥' (મનુઃ) 'અણુ હોવાથી સૂક્ષ્મ એવા ઇન્દ્રિયોના અંશોને આત્મમાયામાં પ્રવેશીને સર્વ ભૂતોને સર્જે છે' એવો વચનાર્થ છે. આમાં 'सूक्ष्मान्' એમ કહ્યું છે અને વળી 'अणवश्च' આ સૂત્રની મર્યાદા જોતાં 'ઇન્દ્રિયો અણુજ છે.' એમ સિદ્ધ થાયછે. 'अवयवान्' એમ કહેવાથી પ્રત્યેક ઇન્દ્રિયોનું વ્યકિતથી બહુપણુ સિદ્ધ થાય છે. 'आत्ममात्रासु सन्निवेश्य' એમ કહેવાથી સૃષ્ટિના આરંભમાં જેને જેને જેજે ઇન્દ્રિયો આપ્યાં છે તે પ્રલય-પર્યંત અનુવર્તે છે એમ સિદ્ધ થાયછે. 'षण्णां' 'मनःषष्ठानि' આમાં સંખ્યાનિર્દેશનો નિર્બંધ નથી. બીજી ઇન્દ્રિયોપણ સાથે જાયછે. ઇન્દ્રિયોની ઉત્ક્રાંતિ કહેલી હોવાથી તેનું વિભુપણુ નહિ પરંતુ પારેચ્છિન્નપણું જ છે. વળી પડખે રહેલાઓ પણ જોઈ શકતા નહિ હોવાથી ઇન્દ્રિયોનું અતિસૂક્ષ્મપણુ સિદ્ધ થાયછે પરિચ્છિન્નપણુ હોઈને અતિસૂક્ષ્મપણુ એજ **અણુપણુ** અહીં કહેવા ઇચ્છયું છે. માટે જ પરિમાણ (માપ)માં અવાંતર ભેદ હોવા છતાં પણ ત્વચાનું સર્વ શરીરવ્યાપિપણુ વર્તેછે અને બીજાં ઇન્દ્રિયોનું સર્વ શરીરવ્યાપિપણુ નથી એ ઘટતું આવેછે, વળી વિકારશીલ હોવાથી મચ્છર હાથી આદિક વિવિધ દેહોમાં તેતે દેહને અનુગુણ સ્થિતિ ઘટેછે 'त एते सर्व एव समाः सर्वेऽनन्ताः' આ શ્રુતિમાં જે ઇન્દ્રિયોનું અનંતપણું કહ્યું છે તે વૃત્તિથી જાણવું (એની વૃત્તિયોનો અંત નથી.) તથા ઉપાસનવિધિનું અંગભૂત છે, ઇન્દ્રિયોનું ઉપાસનપણ 'अथ यो हैताननन्तानुपास्ते' આ શ્રુતિમાં અનંતપણે કહ્યું છે. કાર્યનું બહુપણું એજ અનંતપણું જાણવું. **તત્ત્વમુકતા**કલાપમાં ઇન્દ્રિયોનું અણુપણું 'सूक्ष्माण्येकादशाक्षाण्यपि न यदि कथं देहतो निष्क्रमादिश्चिताणुत्वे तु सर्वेन्द्रियसमुदयते धीक्रमोऽप्यस्तु मानम्' આ રીતે વર્ણવ્યું છે, જ્યારે ઇન્દ્રિયો અણુ છે તો ચક્ષુરાદિ દૂર રહેલા વિષયોને શી રીતે ગ્રહણ કરી શકે? એનું પણ

સમાધાન 'वृत्याख्यादेर्दवीयः प्रमिति जनकता वृत्तिराप्यायनार्थैभूतैर्जातः प्रसर्पः' આ રીતે કર્યું છે. **આનંત્ય**શ્રુતિ શી રીતે ઘટે ? એનું પણ સમાધાન 'श्रुतिमितमपि चानन्त्यमेषां स्वकार्यैः' આ રીતે કાર્યબાહુલ્યથી આપ્યું છે. એમ કરીને ઇન્દ્રિયોનું વિભુત્વ નહિ, પણ **અણુત્વ** સાબીત કર્યું છે.

## ઇન્દ્રિયોની ગતિમત્તા—

આ **ઇન્દ્રિયો** શરીરમાંથી નીકળીને લોકાંતર પ્રતિ જતા જીવની પાછળ જાય છે. આ બાબત 'तमुत्क्रामन्तं प्राणोऽनूत्क्रामति प्राणमनूत्क्रामन्तं सर्वे प्राणा अनूत्क्रामन्ति' આ શ્રુતિમાં સ્પષ્ટ છે. **પ્રાણ** શબ્દથી ઇન્દ્રિયો જાણવી. આ અર્થ ગીતામાં શ્રીમુખે 'शरीरं यदवाप्नोति यच्चाप्युत्क्रामतीश्वरः । गृहीत्वैतानि संयाति वायुर्गन्धानिवाशयात ॥' આ રીતે સ્પષ્ટ કહ્યો છે. **કોઈ** એમ માને છે કે–જ્ઞાનેન્દ્રિયોજ જીવની સાથે જાય છે, હસ્તાદિ કર્મેન્દ્રિયો નહિ, તેમનો તો શરીરના નાશ પછી નાશ થઈ જાય છે. આ માન્યતા શ્રુતિવિરુદ્ધ છે. 'प्राणमनूत्क्रामन्तं सर्वे प्राणा अनूत्क्रामन्ति' આ શ્રુતિ સર્વ પ્રાણોની સહ ગતિને કહેછે. **સર્વ**શબ્દના અર્થમાં સંકોચ કરવો એ ઉચિત નથી. વેદવ્યાસે 'अग्न्यादिगतिश्रुतेरिति चेन्न भाक्तत्वात्' આ સૂત્રથી 'વાગાદિકનો અગ્નિ આદિકમાં પ્રલય થાય છે ?' એવી શંકાનું નિવારણ કરીને, જીવની સાથે વાગાદિ ઇન્દ્રિયોની પણ ઉત્ક્રાન્તિ થાય છે એમ સમર્થન કર્યું છે.

તે આ **ઇન્દ્રિયો** સૃષ્ટિને આરંભીને પ્રલયપર્યંત સંસરતા જીવની પાછળ જઇને પ્રત્યેક યોનિમાં જીવનાં ઉપકરણો થઈને રહેછે. તેતે જીવોનાં અદૃષ્ટને અનુસારે પ્રત્યેક જીવોને જુદાં જુદાં ઇન્દ્રિયો કાયમનાં આપેલાં છે. માટેજ એકનાજ ઉપકરણભૂત થતાં તેઓ બીજાના ઉપકરણભાવને પામતાં નથી. ફક્ત પોત પોતાનાજ ઉપયોગનાં છે. પરકાય પ્રવેશમાંપણ પોતાનાંજ ઇન્દ્રિયો ઉપકરણ ભાવને પામેછે પણ બીજાનાં નહિ. પરકાયમાં પ્રવેશ કરતા યોગિએ પોતાનાં ઉપકરણભૂત ઇન્દ્રિયોને સાથેજ લઈ જવામાં આવે છે. આ રીતે ઇન્દ્રિયોની ગતિ કહી છે. જીવની સાથે જનારૂ આ એક એવું **મંડળ** છે. નવા દેહમાં જીવનો હૃદયમાં પ્રવેશ થાય ત્યારે તેતે ઇન્દ્રિયો તેતે ગોલકમાં ગોઠવાઈ જાય છે. નવો દેહ સર્જાય છે ત્યારે ઇન્દ્રિયો નવી નીપજતી નથી. એતો જીવ સાથે આવેલી જ હોય છે. જ્યારે અહંકારનો પ્રલય થાય ત્યારે જ એનો નાશ થાય છે.

આ રીતે જ્ઞાનેન્દ્રિયો અને કર્મેન્દ્રિયો આટલાં જ છે અને આવા સ્વભાવવાળા છે એમ શાસ્ત્રથીજ સિદ્ધ થતાં હોવાથી બૌદ્ધ વૈશેષિક ચાર્વાક આદિકની ને કલ્પનાઓ–સ્ત્રીઇન્દ્રિય અને પુરુષઇન્દ્રિય એમ બેજ ઇન્દ્રિયો છે, કર્મેન્દ્રિયો છેજ નહિ, એક એક શરીરમાં એક એકજ ઇન્દ્રિય છે, તેમાં પણ એક ત્વગિન્દ્રિયનોજ

સ્વીકાર, શરીરનુંજ ઇન્દ્રિયપણુ, કર્મેન્દ્રિયોનો તો શરીરની ઉત્પત્તિ વિનાશની સાથે ઉત્પત્તિ–વિનાશનો સ્વીકાર, મનનું વિભુપણુ, નિત્યપણુ, તેજોમયપણુ, મન એ કોઈ તત્ત્વજ નથી, ભૌતિકપણુ, વિગેરે છે તે અનાદરણીય છે કેમકે, એ બધા પક્ષોમાં શાસ્ત્રનો બાધ તો વ્યક્તજ છે. યુક્તિબાધ પણ જેમ સંભવે તેમ જાણી લેવો. માટે ઇન્દ્રિયોતો અગીઆરજ ઉક્ત સ્વભાવવાળાં જાણવાં.

અગીયાર ઇન્દ્રિયો મધ્યે મનનું લક્ષણ ઉપર આવી ગયુંછે. **શબ્દ**માત્રને ગ્રહણ કરનાર જે ઇન્દ્રિય તે **શ્રોત્ર** કહેવાય, **સ્પર્શ**માત્રને ગ્રહણ કરનાર જે ઇન્દ્રિય તે **ત્વક્** કહેવાય, **રૂપ**માત્રને ગ્રહણ કરનાર જે ઇન્દ્રિય તે **ચક્ષુ** કહેવાય, **રસ**માત્રને ગ્રહણ કરનાર જે ઇન્દ્રિય તે **રસના** કહેવાય, **ગંધ**માત્રને ગ્રહણ કરનાર જે ઇન્દ્રિય તે **ઘ્રાણ** કહેવાય, **વર્ણો**ઉચ્ચારણમાં કરણ થનાર ઇન્દ્રિય તે **વાક્** કહેવાય, **શિલ્પ**ક્રિયામાં કરણ થનાર ઇન્દ્રિય તે **પાણિ** કહેવાય, **સંચરણમાં** કરણ થનાર ઇન્દ્રિય તે **પાદ** કહેવાય, **મળા**દિકના ઉત્સર્ગમાં કરણ થનાર ઇન્દ્રિય તે **પાયુ** કહેવાય અને **આનંદ** વિશેષમાં કરણ થનાર ઇન્દ્રિય તે **ઉપસ્થ** કહેવાય, એમ દશ ઇન્દ્રિયોનાં જુદાં જુદાં લક્ષણો જાણવાં. **સત્સંગિજીવનમાં** દશ ઇન્દ્રિયોનાં લક્ષણો 'श्रवणादिक्रियासिद्धौ करणत्वं तु लक्षणम् । श्रोत्रादीनामिन्द्रियाणां विज्ञातव्यं पृथक् पृथक् ॥' 'श्रूयते येन तच्छ्रोत्रं सा त्वक् त्वच्यते यया । चक्ष्यते येन तच्चक्षुर्जिह्वा लेढि यया रसम् । घ्रायते येन तद् घ्राणमुच्यते वाग्यया वचः । पण्यते येन पाणि. स पादो येन च पद्यते ॥ तद्गुदं गूयते येन मेढ्रं मेहति येन च । करणानि दशैतानि बाह्यानि कथितानि वै ॥' (प्र ४) આ રીતે વર્ણવ્યો છે.

તે આ ઇન્દ્રિયોને રહેવાનાં સ્થાનો જુદાં જુદાં આ રીતે છે–તેમાં મનને રહેવાનું સ્થાન તો **હૃદય** પ્રદેશમાત્ર છે તે ઉપર કહ્યું છે. મનુષ્યોનું જે શ્રોત્ર ઇન્દ્રિય છે તે કર્ણ શષ્કુલીથી અવચ્છિન્ન એવા **આકાશ** પ્રદેશમાં વર્તે છે. શ્રોત્રનું સ્થાન **કાન** છે. સર્પોને તો તે સ્થાન નેત્રમાં વર્તે છે. સર્પો નેત્રથી જુવે છે, એકજ ગોલકમાં શ્રોત્ર અને નેત્ર ઇન્દ્રિયનું સ્થાન હોવાથી સાંભળે છે અને જુવે છે. ત્વગિન્દ્રિય છે તે સર્વ શરીરમાં વિકાસ શક્તિથી અથવા વૃત્તિથી વર્તે છે. એનું સ્થાન **બધુંજ શરીર** છે. જે ચક્ષુ છે તે કાળી **કીકીના** અગ્ર ભાગમાં વર્તે છે, એનું એ સ્થાન છે. જે રસના છે તે **જીહ્વાના** અગ્ર ભાગમાં વર્તે છે, એનું એ સ્થાન છે. વાક્ઇન્દ્રિયતો વર્ણની ઉત્પત્તિનાં **આઠ** સ્થાનોમાં વર્તે છે. તે સ્થાનો–હૃદય કંઠ જીહ્વામૂળ તાલુ દંતો ઔષ્ઠ નાસિકા મસ્તક છે. આ અર્થ 'अष्टौ स्थानानि वर्णानामुरः कण्ठः शिरस्तथा । जिह्वामूलं च दन्ताश्च नासिकौष्ठौ च तालु च' આ વચનમાં જણાવ્યો છે. પાણી ઇન્દ્રિય છે તે આંગળીઓના **અગ્ર ભાગમાં** વર્તે છે. એનું એ સ્થાન છે. હાથી આદિકને તો પાણીઇન્દ્રિય **શુંડ**

આદિકમાં વર્તે છે. હસ્તવત્ શુંઢથી વસ્તુઓને ગ્રહણ કરેછે. પાણી અને ઘ્રાણનું એકજ આધષ્ઠાન છે. શુંઢથી સુંઘેછે અને વસ્તુઓને ગ્રહણ કરેછે પાદ ઇન્દ્રિય **ચરણમાં** વર્તેછે. એનું એ સ્થાન છે. સર્પોને તો ઉરઃસ્થળમાં પાદેન્દ્રિય છે. ઉરઃ સ્થળથી ચાલેછે. પક્ષીઓને તો પાંખોમાં પાદેન્દ્રિય છે. પાંખોથી ગતિ કરે છે. તમામ જંતુઓ અગીયાર ઇન્દ્રિયોવાળા હોવાથી સાક્ષાત્ ઇન્દ્રિયોનો નિષેધ થઈ શકે નહિ 'જ્યારે સંચરણ સાધન પાદેન્દ્રિય સર્વને સાધારણ હોય તો સંચારમાં ન્યૂનાધિકતામાં શું કારણ છે ?' તો પાદેન્દ્રિયને તેતે સંસ્થાનાદિ (શરીરના અવયવોની ગોઠવણી) કના સહકારથી સ્થળ જળ ગગન આદિકમાં સંચાર કરી શકેછે. જેવી શરીરરચના હોય તેવી ગતિ કરેછે, પક્ષિઓનું શરીર તેવું છે તેથી પાંખો વડે ગગનમાં સંચાર કરે છે. મત્સ્યનું શરીર તેવું છે તેથી જળમાં સંચાર કરે છે. અને મનુષ્યો સ્થળમાં સંચરે છે. આકાશમાં સંચરણ માટે અસમર્થ એવો મનુષ્ય જ્યારે પક્ષિશરીરમાં પ્રવેશે છે ત્યારે આકાશમાં સંચાર કરતો જોવામાં આવેછે, એમ જાણી લેવું. પાયુઇન્દ્રિય **ગુદામાં** વર્તે છે, એનું એજ સ્થાન છે. ઉપસ્થ ઇન્દ્રિય તો **મેહના**દિકમાં વર્તે છે. તેમાં જે વાગોલ આદિક પક્ષિઓ છે તેઓનું પાયુ ઇન્દ્રિય તો મુખાદિકમાં વર્તે છે. વાગોલો વિષ્ઠામૂત્રનો ઉત્સર્ગ **મુખથી** જ કરે છે. એક ગોલકમાં બે ઇન્દ્રિયોનો સમાવેશ સમજવો.

ઇન્દ્રિયોમાં કોઇપણ **બધિરત્વ અંધત્વાદિક** દોષ નથી. પોતાના અધિષ્ઠાન (રહેવાના સ્થાનભૂત ગોળક)નોજ દોષ છે. અધિષ્ઠાનના દોષને લીધે ઇન્દ્રિયો પોતાનું કાર્ય કરી શકતાં નથી–રોકાઈ રહેછે. અધિષ્ઠાનદોષ નિવૃત્ત થતાં વળી પોતપોતાનું કાર્ય **દર્શન શ્રવણા**દિકને કરેછે. માટેજ કોઈ આંધળો હોઈને અન્ય શરીરને સ્વીકારે કે મૃતશરીરમાં પ્રવેશે ત્યારે અંધપણું તેની સાથે અનુવર્તતું નથી. સુષુપ્તિ આદિક અવસ્થામાંજ જેમ એમ સ્થાવરાદિ અવસ્થામાં અદૃષ્ટ આદિકના વશપણાને લીધે તે ઇન્દ્રિયો હોવા છતાંપણ તેતે ઇન્દ્રિયપ્રવૃત્તિના નિરોધનું ન્યૂનાધિકપણું જણાય છે. સ્થાવરમાં પણ ઇન્દ્રિયો છે પણ તેના અદૃષ્ટને લીધે તેની વૃત્તિઓનો અટકાવ થયો છે. એજ રીતે પ્રબળ અદૃષ્ટનો સહકાર મળવાથી ગંધર્વો યોગિઓ વિગેરેની ઇન્દ્રિયો અતિસૂક્ષ્મ અને દૂર રહેલાં વસ્તુઓને પણ વિષય કરેછે–જુવે છે સાંભળે છે, ગ્રહણ કરેછે. શરીરનો નાશ થતાં ઇન્દ્રિયો ભૂતોનું પોષણ નહિ મળવાથી હ્રાસને પામી જાય છે–દુબળાં પડી જાય છે. શરીરાંતરમાં પાછાં પુરાઈ જાયછે. 'મુક્તોએ ત્યાગ કરેલાં ઇન્દ્રિયોની શી ગતિ ?' તો એને બીજાઓ ગ્રહણ કરે છે અથવા એમનાં પ્રલયપર્યન્ત પડ્યાં રહે છે, કેમકે પ્રલય સમયેજ લય કહ્યો છે.

## ઇન્દ્રિયોનું વિષયોને પામીને કાર્ય કરાવાપણું—

**આ બાબતમાં આટલું સમજવાનું છે–રસના** અને **ત્વચા** ઇન્દ્રિય છે તે જે

પ્રદેશમાં રહે છે તેની સાથે સંબંધ ધરાવતું જે દ્રવ્ય હોય તેમાં રહેલા રસ અને સ્પર્શને ગ્રહણ કરાવે છે તે સ્પષ્ટ છે. **ઘ્રાણેન્દ્રિય** તો વાયુએ પોતાની પાસે આણેલા જે પૃથિવીના સૂક્ષ્મ અંશો તેના ગંધને ગ્રહણ કરાવે છે. **ચક્ષુ** ઇન્દ્રિયતો જે દેશમાં વિષય પડ્યા હોય તેને વૃત્તિદ્વારા પામીને રૂપવાળા દ્રવ્યને અને તેમાં રહેલા રૂપાદિકને ગ્રહણ કરાવે છે. અહંકારમાંથી ઉપજેલા પણ ચક્ષુઇન્દ્રિયનું વૃત્તિદ્વારા પ્રસરણ સ્વીકારેલું છે, 'दिवीव चक्षुराततम्' આ શ્રુતિએ એવો વ્યવહાર કરેલો છે. જેમ તેજનું વૃત્તિથી પ્રસરણ થાયછે તેમ ચક્ષુની વૃત્તિનું અન્યત્ર પ્રસરણ થાયછે. કાચાદિ સ્વચ્છ દ્રવ્ય છે તે વૃત્તિના પ્રસરણમાં ભીંત જેમ રોકેછે તેમ રોકનાર થતું નથી, માટેજ વ્યવધાન પામેલાપણ પદાર્થને ચક્ષુઇન્દ્રિય ગ્રહણ કરાવે છે. અંજનાદિક વડે સંસ્કાર પામેલા ચક્ષુષનેતો વૃત્તિના પ્રસરણમાં ભિત્તિ આદિક પણ રોકી શકતું નથી. એક ચક્ષુઇન્દ્રિયનુંજ વૃત્તિદ્વારા વિષયદેશને પામીને વિષયનું ગ્રહણ કરવાપણું છે. અન્ય ઇન્દ્રિયોનું તો પોતે જે દેશમાં રહે છે તેની સન્નિધિમાં રહેલા વિષયોને ગ્રહણ કરાવે છે. ઇન્દ્રિયોનું વિષયોને પામીને દર્શનાદિ કાર્ય કરાવવાપણામાં આટલું અવશ્ય સમજવું ઘટેછે. વિષયને પામીને ઇન્દ્રિયોનું વિષયગ્રાહકપણું **તત્ત્વમુક્તાકલાપમાં** 'प्राप्यग्राहीन्द्रियत्वात् विमतमितरवत् प्रातिरुक्तप्रकारा' એમ સાધ્યું છે.

એ રીતે **શ્રોત્રઇન્દ્રિય** કે જે કર્ણશષ્કુલીની અંદર રહેલું અણુ છે પણ વૃત્તિનો સ્વીકાર કરવાથી બહુ દૂર ઉત્પન્ન થયેલા શબ્દને પણ ગ્રહણ કરાવે છે. દૂરસ્થ શબ્દને પણ વૃત્તિ દ્વારા ગ્રહણ કરેછે એમ કોઈ માને છે. ચક્ષુ સંબન્ધી વૃત્તિજ જેમ એમ શ્રોત્ર સંબન્ધી વૃત્તિપણ પોષક આકાશાદિ ભૂતોના તારતમ્યને અનુસારે પ્રસરણમાં તારતમ્યપણું ઘટતું આવેછે અને 'પ્રાચી દિશામાં શબ્દ સંભળાય છે, પ્રતીચી દિશામાં શબ્દ સંભળાય છે' એ રીતે શબ્દની ઉત્પત્તિનો જે પ્રાચ્યાદિ દિશાભેદ તેનું ગ્રહણપણ તેતે દેશમાં ગએલી જે વૃત્તિ તેણે કરેલું છે એમપણ ઘટતું આવે છે. બીજા આચાર્ય તો વૃત્તિને નહિ લેતાં જેમાં શબ્દ થાય છે એ દ્રવ્યજ શ્રોત્રપ્રદેશને પામેછે તેથી શબ્દનું ગ્રહણ થાય છે. તેમાં દ્રવ્ય કયું ? તો વાયુ છે એટલે શબ્દાશ્રિત વાયુ શ્રોત્રને પામીને શબ્દને ગ્રહણ કરાવેછે. આ ઉપર એક શંકા આવેછે કે—શબ્દનો આશ્રય તો આકાશ છે—આકાશમાં શબ્દ રહેલો છે, તેનું ગમન કે આગમન કેમ ઘટે ? આ શંકા ઠીક છે. પરંતુ વાયુપણ આકાશની વિકૃતિરૂપ હોવાથી તેપણ શબ્દનોઆશ્રય થઈ શકે છે. એ વાયુજ શ્રોત્રપ્રદેશને પામેછે. માટે જ ઉત્પત્તિક્ષણ અને શ્રવણક્ષણનું જે અંતર પડેછે તે ઘટતું આવેછે. એક ક્ષણમાં શબ્દની ઉત્પત્તિ થાયછે અને બીજા ક્ષણમાં તેનું ગ્રહણ થાયછે. એક સાથે બન્ને થતું નથી. વળી પવન જો અનુકૂળ હોય તો બહુ દૂર ઉત્પન્ન થએલાપણ શબ્દનું ગ્રહણ થાય છે અને પવન જો પ્રતિકૂળ હોય તો નિકટમાં ઉત્પન્ન થયેલાપણ શબ્દનું ગ્રહણ થતું નથી, એ બાબત પણ ઘટતી આવે છે. 'શબ્દ ગુણ એક આકાશમાં જ રહ્યો છે'

એમ કાણાદો માનેછે, તેમ અમે ઇચ્છતા નથી. કારણ કે–'आकाशाद्वायुर्वायोरग्निरग्नेराप अद्भ्यः पृथिवी' આ શ્રુતિ ઉપાદાન ઉપાદેય ક્રમને કહેવા દ્વારા પૂર્વપૂર્વ ભૂતોમાં રહેલા ગુણોનું ઉત્તરોત્તર રહેલાં ભૂતોનાપણ ગુણપણાને જણાવેછે પૂર્વ ભૂતના ગુણ ઉત્તર ભૂતમાં પણ આવે છે. એટલે આકાશનો ગુણ વાયુમાં પણ આવેજ. શબ્દના વેગથી પ્રચ્છંદો થાયછે અને ગૃહના અંદર પ્રદેશમાં કંપારો થાય છે તે શબ્દના આશ્રયભૂત દ્રવ્યના અભિઘાત વિના સંભવે નહિ. માટે શબ્દના આશ્રયભૂત દ્રવ્યનો અંદર પ્રવેશ છેજ એમ માનવું જ જોઈએ. 'શ્રોત્રવૃત્તિનું વિષય દેશ પ્રત્યે ગમન થાય છે' એમ કહેનારાના પક્ષ કરતાં 'શબ્દાશ્રય દ્રવ્યનું આગમન શ્રોત્રપ્રદેશ પ્રત્યે થાય છે' એમ કહેનારાના પક્ષમાં ઉપરોક્ત વિશેષ આવેછે, માટે એજ પક્ષ ગ્રહણ કરવો. આ બાબત **સર્વાર્થસિદ્ધિમાં** 'गुहासौधादिसङ्क्षोभः प्रतिशब्दश्च जृम्भते । निःसाणादिप्रणादेन तदेतत्पक्षसङ्गतम्' આ રીતે જણાવી છે. પ્રાચી આદિક દિશાથકી આવેલા વાયુમાં રહેલા શબ્દનો ઉપલંભ થતો હોવાથી શબ્દની પ્રાચી આદિક પ્રતીતિ થાય છે તે અનુમાનથી જાણી શકાય છે, જેમ મયૂર વીણા આદિકના સ્વરની પ્રતીતિ અનુમાનથી થાય છે તેમ, આ બાબતપણ **સર્વાર્થસિદ્ધિમાં** 'यथा मयूरवीणादेः शब्दोऽयमिति गृह्यते। तथा प्राच्यादिशब्दोऽयमिति लिङ्गात्तथाविधात्' આ રીતે જણાવી છે. બન્ને પક્ષનું સંગ્રહથી નિરૂપણ **તત્ત્વમુક્તાકલાપમાં** 'शब्दं गृह्णाति दूरात्' આ કારિકાથી કર્યું છે. આ રીતે ઇન્દ્રિયોનું વિષયદેશને પામીને કાર્ય કરાવાપણું જાણી લેવું.

## તન્માત્રા અને ભૂતોની ઉત્પત્તિનો પ્રકાર—

હવે **તન્માત્રાદિકને** નિરૂપેછે–તામસ અહંકારથકી શબ્દતન્માત્રા અને તે દ્વારા **આકાશ** ઉપજેછે, આકાશથકી સ્પર્શતન્માત્રા અને તેદ્વારા **વાયુ** ઉપજે છે, વાયુ થકી રૂપતન્માત્રા અને તે દ્વારા **તેજ** ઉપજેછે; તેજથકી રસતન્માત્રા અને તેદ્વારા **જળ** ઉપજેછે, જળથકી ગન્ધતન્માત્રા અને તે દ્વારા **પૃથ્વી** ઉપજેછે. એવો ક્રમ જાણવો. આ ક્રમ **ભાગવતમાં**–'तामसा–त्तु विकुर्वाणाद्भगवद्वीर्यचोदितात्। शब्दमात्रमभूत्तस्मान्नभः श्रोत्रं तु शब्दगम् ॥ नभसः शब्दतन्मात्रात्कालगत्या विकुर्वतः। स्पर्शोऽभवत्ततो वायुस्त्वक्स्पर्शस्य च सङ्ग्रहः॥ वायोश्च स्पर्शतन्मात्राद्रूपं दैवेरितादभूत् । समुत्थितं ततस्तेजश्चक्षू रूपोपलम्भनम् ॥ रूपमात्राद्विकुर्वाणात्तेजसो दैवचोदितात् । रसमात्रमभूत्तस्मादम्भो जिह्वा रसग्रहः ॥ रसमात्राद्विकुर्वाणादम्भसो दैवचोदितात्। गन्धमात्रमभूत्तस्मात्पृथ्वी घ्राणस्तु गन्धगः ।' (स्कं. ३ अ. २६) આ રીતે જણાવ્યો છે. આમાં આકાશાદિકને **'શબ્દતન્માત્રત્વાદિ'** એવું વિશેષણ આપ્યુંછે તે આકાશાદિકના તેતે અસાધારણ શબ્દાદિક ધર્મને જણાવા માટે છે. (આકાશનો ગુણ શબ્દ છે એમ) 'श्रोत्रं शब्दगम्' ઇત્યાદિકથી શ્રોત્રાદિક તે તે ઇન્દ્રિયો તેતે ભૂતગુણો

શબ્દાદિકને ગ્રહણ કરાવે છે' એમ જણાવ્યું છે. 'परस्य दृश्यते धर्मो ह्यपरस्मिन् समन्वयात्' (भाग ३) આ વચનથી પૂર્વપૂર્વ ભૂતોનો અન્વય ઉત્તરઉત્તર ભૂતોમાં આવેલો હોવાથી પૂર્વપૂર્વ ભૂતોના ગુણો ઉત્તરઉત્તર ભૂતોમાં જણાયછે એમ કહ્યું છે. આજ પ્રકાર **સત્સંગિજીવન** પ્ર. ૪ અ. ૬૯ માં 'तामसाच्च' ઈત્યાદિ પાંચ શ્લોકોથી કહ્યો છે. **હરિવાક્યસુધાસિન્ધુમાં** પણ આજ ક્રમ 'तामसाच्छब्द-तन्मात्रद्वाराऽऽकाशमजायत । ततः स्पर्शस्ततो वायुस्ततो रूपं ततोऽनलः॥ ततो रसस्ततश्चापस्ततो गन्धस्ततश्च भूः । भिन्नभिन्नस्वभावानि तत्वान्येतानि देवताः॥' આ રીતે નિર્દેશ્યો છે. **દેવ**શબ્દવાચ્ય પરમાત્માના શરીરભૂત અથવા દેવાધિષ્ઠિત હોવાથી તત્વોનો **દેવતા**શબ્દથી નિર્દેશ કર્યો છે. 'हन्ताऽहमिमास्तिस्रो देवताः' એની પેઠે જાણવું. અહીં જે શબ્દાદિક કહ્યા તે ગુણમાત્ર નહિ, કિંતુ તેતે ગુણ જેમાં છે એવા સૂક્ષ્મ ભૂતરૂપજ કહેવા ઇચ્છયા છે. કેમકે, શબ્દાદિક ગુણો દ્રવ્યને ઉપજાવી શકે નહિ. 'शब्दादयो गुणाः पञ्च तन्मात्राख्या इहोदिताः' (स. प्र. ४ અ ६९) આ વચનનોપણ એવોજ આશય સમજવો. તેતે શબ્દાદિતન્માત્રાઓ તેતે આકાશાદિ ભૂતોની સૂક્ષ્મ અવસ્થાઓ જાણવી. તેતે ભૂતોના ગુણભૂત શબ્દાદિકો તન્માત્રાઅવસ્થામાં સ્પષ્ટ જણાતા નથી તે આકાશાદિ ભૂતદશામાં તો સ્પષ્ટ જણાય છે. જ્યારે શબ્દાદિ ગુણો સ્પષ્ટ જણાય છે ત્યારે શાંતપણું વિગેરે વિશેષનો યોગ જણાય છે પણ જ્યારે શબ્દાદિક ગુણો સ્પષ્ટ ન જણાય ત્યારે શાન્તપણું વિગેરે વિશેષનો યોગ પણ જણાતો નથી. એ રીતે કશો વિશેષ સ્પષ્ટ નહિ જણાતો હોવાથી તન્માત્રાને **'અવિશેષ'** એમ કહેછે. એવું વચનપણ 'तस्मिंस्तस्मिंस्तु तन्मात्रं तेन तन्मात्रता स्मृता । तन्मात्राण्यविशेषाणि अविशेषास्ततो हि ते ॥ न शान्ता नापि घोरास्ते न मूढाश्चाविशेषिणः ॥' (वि. पु. १) આ રીતનું છે. આ બાબત **ન્યાયસિદ્ધાંજનમાં** "भूतानामव्यवहितसूक्ष्मावस्थाविशिष्टद्रव्यं तन्मात्रम् । दधिरूपेण परिणममानस्य पयसो मध्यमावस्थावत् भूतस्वरूपेण परिणममानस्य ततः पूर्वा काचिदवस्था तन्मात्रा, तद्विशिष्टमपि द्रव्यं तन्मात्रमुच्यते" આ રીતે વર્ણવી છે. **તાત્પર્ય** એ છે કે, જેમ દહીરુપે પરિણામ પામતા દુધની મધ્ય અવસ્થા (કલિલ) કહેવાય છે તેમ ભૂતરૂપથી પરિણામ પામતા દ્રવ્યની તે પહેલાંની જે કોઇ અવસ્થા તેને **તન્માત્રા** કહે છે, તેણે વિશિષ્ટ એવું પણ દ્રવ્ય 'તન્માત્રા' એમ કહેવાય છે. **સર્વાર્થસિદ્ધિ**માં 'आगमेन विना सिद्धिस्तन्मात्राणां सुदुर्वचा । उद्भवानुद्भवाद्यैस्तु लोके सूक्ष्मार्थकल्पना' આ રીતે આગમ વિના કોઈ તર્કાદિકથી તન્માત્રાની સિદ્ધિ થતી નથી એમ કહે છે. લોકમાં ઉદ્ભૂત અનુદ્ભૂત આદિક વડે સૂક્ષ્મ અર્થોની કલ્પના કરવામાં આવે છે. એજ તન્માત્રાઓ ભૂતોનું ઉપાદાન છે. કેવળ શબ્દાદિ ગુણથી ભૂતોની સૃષ્ટિ સંભવે નહિ

**કાપિલો** તો–"તામસ અહંકારથકી પાંચેય તન્માત્રાઓ થાય છે, શબ્દતન્માત્રાકી આકાશ, શબ્દતન્માત્રાએ સહાય આપેલી સ્પર્શતન્માત્રાથકી વાયુ, આવા ક્રમથી પૂર્વ પૂર્વ ભૂતોને આરંભ કરનાર એવી જે તન્માત્રાઓ તેના સહકારવાળી તેતે તન્માત્રાઓ થકી તેતે ભૂતોનો આરંભ થાય છે" એમ કહે છે, તે ખોટું છે. કેમ કે, आकाशाद्वायुर्वायोरग्निरग्नेराप अद्भ्यः पृथिवी' એમ ભૂતથકી અન્ય ભૂતની ઉત્પત્તિને કહેનારી **શ્રુતિ** તે પક્ષને માનતી નથી. ભૂતથકી અન્ય ભૂતની ઉત્પતિ કહેતાં તન્માત્રાનું વચ્ચે વ્યવધાન આવતું હોવાથી ઉકત શ્રુતિનો વિરોધ આવશે એવી શંકા લાગુ થઇ શકતી નથી, કારણ કે જે તન્માત્રાઓ છે તે તેતે ભૂતોની સૂક્ષ્મ અવસ્થારૂપ હોવાથી ભૂતોથકી જુદી વસ્તુ નથી. સ્થૂળ અવસ્થાના પ્રતિ સૂક્ષ્મ અવસ્થાનું કારણપણું હોવાથી તન્માત્રાઓનો પૂર્વભાવ કહેવામાં કશો વિરોધ આવતો નથી. ભૂતથકી ભૂતાંતરની ઉત્પત્તિમાં તન્માત્રાનું વચ્ચે વ્યવધાનપણું તો 'भूतादिस्तु विकुर्वाणः शब्दतन्मात्रकं ततः । ससर्ज शब्दतन्मात्रादाकाशं शब्दलक्षणम् ॥ आकाशश्च विकुर्वाणः स्पर्शमात्रं ससर्ज ह । बलवानभवद्वायुस्तस्य स्पर्शो गुणो मतः ॥ ततो वायुर्विकुर्वाणो रूपमात्रं ससर्ज ह । ज्योतिरुत्पद्यते वायोस्तद्रूपगुणमुच्यते ॥ ज्योतिश्चापि विकुर्वाणं रसमात्रं ससर्ज ह । सम्भवन्ति ततोऽम्भांसि रसाधाराणि तानि च ॥ विकुर्वाणानि चाम्भांसि गन्धमात्रं ससर्जिरे । सङ्घातो जायते तस्मात्तस्य गन्धो गुणो मतः ॥ ( वि. पु. १ ) આ રીતે વર્ણવ્યું છે. આ પ્રસંગમાં "शब्दतन्मात्रमभवत्तच्चाकाशमजीजनत् । स्पर्शमात्रं तथाऽऽकाशात्तस्माद्वायुरजायत ॥ रूपमात्रमभूद्वायोस्तस्मादग्निरजायत । रसमात्रं तु जज्ञेऽग्नेस्तस्मादापः प्रजज्ञिरे ॥ गन्धतन्मात्रमद्भ्योऽपि गन्धामात्रात्तथा मही । शब्दैकगुण आकाशः शब्दस्पर्शगुणोऽनिलः ॥ शब्दस्पर्शौ तथा रूपं तद्वानग्निरुदाहृतः । शब्दस्पर्शौ रसो रूपं चातुर्गुण्यमपां स्मृतम् ॥ शब्दस्पर्शौ रसो रूपं गन्धः पञ्चगुणा मही ॥' ઇત્યાદિ ભગવચ્છાસ્ત્રનાં વચનો અનુસંધાન કરી લેવાં.

## તન્માત્રાઓ અને ભૂતોનાં લક્ષણો—

**'શબ્દવાળાપણું'** એ તન્માત્રાઓ અને તેના કાર્યભૂત ભૂતોનું સાધારણ લક્ષણ છે. જે શબ્દ છે તે પાંચ તન્માત્રાઓ અને પાંચ ભૂતોમાં સાધારણ ગુણ છે, ઉપાદાનમાં જે ગુણો ન હોય તે ઉપાદેય ( કાર્ય ) માં હોય નહિ. પ્રત્યેક તન્માત્રાઓ અને ભૂતોમાં **શબ્દ**વાળાપણું હોવાથી લક્ષણની સંગતિ થાય છે. ભૂતાવસ્થા પહેલાંની અને વચ્ચે બીજાના વ્યવધાન વિનાની અવસ્થાએ વિશિષ્ટપણું એ તન્માત્રાઓનું સામાન્ય લક્ષણ છે. પાંચેયમાં આ લક્ષણ ઘટતું આવે છે. સ્પર્શશૂન્ય હોઇને શબ્દવાળું તન્માત્રાપણું એ શબ્દતન્માત્રાનું લક્ષણ છે. શબ્દતન્માત્રામાં સ્પર્શ નથી અને શબ્દ છે માટે લક્ષણની સંગતિ થાય છે. રૂપશૂન્ય હોઈને સ્પર્શવાળું તન્માત્રાપણું એ સ્પર્શતન્માત્રાનું લક્ષણ છે. સ્પર્શતન્માત્રામાં રૂપ નથી અને સ્પર્શ છે માટે લક્ષણ સંભવે છે. રસશૂન્ય હોઈને રૂપવાળું તન્માત્રાપણું એ

રૂપતન્માત્રાનું લક્ષણ છે. રૂપતન્માત્રામાં રસ નથી અને રૂપ હોવાથી લક્ષણ ઘટતું આવે છે. ગંધશૂન્ય હોઈને રસવાળું તન્માત્રાપણું એ રસતન્માત્રાનું લક્ષણ છે. રસ તન્માત્રામાં ગંધ નથી અને રસ હોવાથી લક્ષણની સંગતિ થાય છે. ગંધવાળું તન્માત્રાપણું એ ગંધતન્માત્રાનું લક્ષણ છે. ગન્ધતન્માત્રામાં ગંધ વર્તતો હોવાથી લક્ષણનો સમન્વય છે. આકાશાદિ ભૂતોમાં આ લક્ષણ જતું ન રહે એના નિવારણ માટે તેતે લક્ષણમાં **તન્માત્રત્વનો** નિવેશ કર્યો છે. ઉત્તરોત્તર તન્માત્રાઓમાં લક્ષણ જતું ન રહે એના નિવારણ માટે તેતે તન્માત્રલક્ષણમાં 'સ્પર્શશૂન્ય હોઈને' ઇત્યાદ પદનો નિવેશ કરવામાં આવ્યો છે. **આ રીતે પાંચ તન્માત્રાઓનાં નિર્દોષ લક્ષણો જાણવાં.**

તામસ અહંકાર અને આકાશ એ બેની જે મધ્યમાવસ્થા તેણે વિશિષ્ટ એવું જે દ્રવ્ય તે **શબ્દતન્માત્રા,** આકાશ અને વાયુ એ બેની જે મધ્યમાવસ્થા તેણે વિશિષ્ટ એવું જે દ્રવ્ય તે **સ્પર્શતન્માત્રા,** વાયુ અને તેજ એ બેની જે મધ્યમાવસ્થા તેણે વિશિષ્ટ એવું જે દ્રવ્ય તે **તેજતન્માત્રા,** તેજ અને જળ એ બેની જે મધ્યમાવસ્થા તેણે વિશિષ્ટ એવું જે દ્રવ્ય તે **જળતન્માત્રા,** જળ અને પૃથ્વી એ બેની વચલી જે અવસ્થા તેણે વિશિષ્ટ એવું જે દ્રવ્ય તે **ગન્ધતન્માત્રા,** આવાં પણ લક્ષણો થઈ શકે છે. 'અવિશિષ્ટ તેતે શબ્દાદિ ગુણોનું આશ્રયપણું' એવુ પણ તન્માત્રાનું લક્ષણ થઈ શકે છે. તન્માત્રાઓમાં જે ગુણો છે તેતો **અવિશિષ્ટ** છે. ભૂતોમાં લક્ષણ ન જતું રહે એને માટે 'अविशिष्ट' પદનો નિવેશ છે. ભૂતોમાં જે ગુણો છે તે તો **વિશિષ્ટ** છે, એટલે લક્ષણ સંગત થાય છે. **'તેતે ભૂતોનું ઉપાદાનપણું'** એવું પણ તન્માત્રાનું લક્ષણ થઈ શકે છે. કેમકે, પ્રત્યેક ભૂતો તેતે તન્માત્રામાંથી ઉત્પન્ન થાય છે. ઇત્યાદિ લક્ષણો ઊહથી કરી લેવાં,

સ્પર્શરહિત હોઈને ઉદ્‌ભૂત શબ્દવાળાપણું એ **આકાશનું** લક્ષણ છે. જે વાયુ આદિક છે તે ઉદ્‌ભૂત શબ્દવાળો છે પણ સ્પર્શરહિત નથી–એમાં સ્પર્શ છે. જે ભૂતાદિ ( તામસ અહંકાર ) છે તે સ્પર્શ વિનાનો છે પણ શબ્દવાળો નથી. એમાં શબ્દ છે. શબ્દતન્માત્રા શબ્દવાળી છે પણ ઉદ્‌ભૂત શબ્દવાળી નથી. એમાં શબ્દ અનુદ્‌ભૂત છે. માટે આકાશનું જે લક્ષણ કર્યું તે ઘટતું આવે છે રૂપરહિત હોઇને ઉદ્‌ભૂતસ્પર્શવાળાપણુ એ **વાયુનું** લક્ષણ છે. આકાશ રૂપરહિત છે પણ સ્પર્શવાળો નથી. સ્પર્શતન્માત્રા સ્પર્શવાળી છે પણ ઉદભૂતસ્પર્શવાળી નથી–એમાં સ્પર્શ અનુદ્‌ભૂત છે. તેજ આદિક છે તે ઉદ્‌ભૂત સ્પર્શવાળાં છે પણ રૂપરહિત નથી–એમાં રૂપ રહેલું છે. માટે વાયુલક્ષણ સંગત થાય છે. રસરહિત હોઈને ઉદ્‌ભૂત**રૂપવાળા**પણું એ **તેજનું** લક્ષણ છે. યદ્યપિ વાયુ રસરહિત છે પણ રુપવાળો નથી. રૂપતન્માત્રા યદ્યપિ રૂપવાળી છે પણ ઉદ્‌ભૂતરૂપવાળી નથી–એમાં રૂપ અનુદ્‌ભૂત છે. જળ છે તે ઉદ્‌ભૂત રૂપવાળું છે પણ નિરસ

નથી–એમાં રસ વર્તે છે. માટે તેજનું જે લક્ષણ કર્યું તેમાં કશો દોષ નથી. ગંધરહિત હોઈને ઉદ્‌ભૂત **રસવાળાપણું** એ **જળનું** લક્ષણ છે. યદ્યપિ તેજ ગંધે રહિત છે પણ રસવાળું નથી. રસતન્માત્રા રસવાળી છે પણ ઉદ્‌ભૂત રસવાળી નથી–એમાં રસ અનુદ્‌ભૂત છે. પૃથ્વી ઉદ્‌ભૂત રસવાળી છે પણ નિર્ગંધા નથી–એમાં ગંધ છે. માટે જળનું જે લક્ષણ કર્યું તે નિર્દુષ્ટ છે. ઉદ્‌ભૂત **ગંધવાળાપણું** એ **પૃથ્વીનું** લક્ષણ છે. પૃથિવીમાં ઉદ્‌ભૂત ગંધ હોવાથી લક્ષણની સંગતિ થાય છે. 'આકાશદિ ભૂતપંચકમાં હરકોઈ એકપણું' એવુંપણ ભૂતોનું સામાન્ય લક્ષણ હોઈ શકે છે. 'તન્માત્રા થકી ભિન્નપણું હોઇને શબ્દવાળાપણું' એવું પણ ભૂતમાત્રનું લક્ષણ હોઈ શકે છે. પ્રત્યેક ભૂતમાં તન્માત્રાથકી ભિન્નપણું અને શબ્દવાળાપણું હોવાથી લક્ષણની સંગતિ છે. શબ્દતો પાંચેય ભૂતોમાં વર્તે છે. 'વિશિષ્ટ શબ્દાદિ વિષયોનું જે અધિકરણ (આશ્રય) તે **ભૂત** જાણવું' એવું પણ લક્ષણ થઈ શકે છે, પ્રત્યેક ભૂતમાં જે શબ્દાદિ ગુણ છે તે વિશિષ્ટ છે. વિશિષ્ટપણું એટલે વિશેષવાળાપણું જાણવું. તન્માત્રા અવસ્થામાં ગુણો અનુદ્‌ભૂત છે અને ભૂતઅવસ્થામાં ગુણો ઉદ્‌ભૂત છે એ તત્ત્વ છે. આ રીતે **પાંચ તન્માત્રાઓ અને પાંચ ભૂતોનાં લક્ષણો છે.**

આ સ્થળે આટલું અવશ્ય સમજવું–અસાધારણ ધર્મવચનને **લક્ષણ** કહેછે. લક્ષણમાં ત્રણ દૂષણો–**'અવ્યાપ્તિ, અતિવ્યાપ્તિ** અને **અસંભવ'** એવા ભેદથી આવેછે. જે વસ્તુનું લક્ષણ કરવાનું હોય તેના એક દેશમાં લક્ષણ આવે નહિ એને **અવ્યાપ્તિ** દોષ કહેછે. જેમ ગાયનું **'કપિલવર્ણવાળાપણું'** (જેનો વર્ણ કપિલ હોય તે ગાય) એવું લક્ષણ કરે તો તે શુક્લા ગાયમાં વ્યાપતું નથી, એટલે એક દેશમાં લક્ષણ આવ્યું અને એક દેશમાં ન આવ્યું એ દોષ આવ્યો. જે લક્ષણ થાય તે સર્વેમાં આવવું જોઇએ એવો નિયમ છે. જે વસ્તુનું લક્ષણ કરવાનું હોય તેમાં હોઇને અન્ય વસ્તુમાં પણ લક્ષણ જતું રહે એને **અતિવ્યાપ્તિ** દોષ કહેછે. જેમ ગાયનું **'શૃંગિપણું'** (જેને શીંગડાં હોય તે ગાય) એમ લક્ષણ કરે તો તે લક્ષણ મહિષી (ભેંસ) આદિકમાં પણ જતુ રહે છે–મહિષીને પણ શીંગડાં હોય છે. એટલે આ લક્ષણ અલક્ષ્યમાં પણ જતું રહેતું હોવાથી **અતિવ્યાપ્તિ** કહે છે. જે વસ્તુનું લક્ષણ થાય એમાંજ એ લક્ષણ રહે પણ અન્યમાં જવું ન જોઇએ એવો નિયમ છે. જે વસ્તુનું લક્ષણ કરવાનું હોય તેમાં કોઈમાં પણ લક્ષણ જ આવે નહિ એને **અસંભવ** દોષ કહેછે. જેમકે, ગાયનું **'એકશફપણું'** (જેને એક શફ–ખરી હોય તે ગાય કહેવાય) એવું લક્ષણ કરે તો તે કોઈ પણ ગાયમાં આવતું નથી, કારણ કે ગાયમાત્રમાં બે ખરીયો હોય છે. (એક ખરી તો ઘોડા ગધેડા આદિકમાં હોય છે) એટલે આ લક્ષણ કોઇપણ ગૌમાં સંભવતું નથી. જે લક્ષણ થાય તે તમામ લક્ષ્યમાં સંભવતું હોવું જોઇએ એવો નિયમ છે. આ ત્રણ દોષો ન આવે ત્યારે તે નિર્દોષ લક્ષણ થયું કહેવાય. જેમકે ગૌનું **'સાસ્નાવાળાપણું'** (જેને ગળે ગોદડી

લટકતી હોય તે ગૌ) એવું લક્ષણ કરે તો એમાં એકેય દોષ આવતો નથી. ગૌજાતિ-માત્રમાં **સાસ્ના ધર્મ** વર્તે છે. બીજા કોઈમાં એ ધર્મ ન હોવાથી એને **અસાધા-રણ ધર્મ** કહેછે. માટે ત્રણ દોષે રહિત અસાધારણ ધર્મપણું એ લક્ષણનું લક્ષણ જાણવું. આ બાબત જ્યાં લક્ષણ કરાય ત્યાં સર્વત્ર સમજવાની જરૂર છે. લક્ષ્યમાં લક્ષણ સંભવે છે કે નહિ ? એવી ચિકિત્સાને **પરીક્ષા** કહે છે. એની પણ જરૂર છે.

## આકાશ વિચાર—

**આકાશ** કે જે પ્રથમ મહાભૂત મનાયછે તેમાં બહુધા વિવાદો છે. **કોઈ** કહેછે કે 'આકાશ એ વસ્તુજ નથી.'. તો **કોઇ** કહે છે કે આકાશ એ વસ્તુ છે. **કોઇ** 'આકાશ એ નિત્ય વસ્તુ છે' એમ કહે છે, તો **કોઈ** આકાશ એ નિત્ય વસ્તુ નથી' એમ કહે છે. **કોઈ** 'આકાશ એ ચાક્ષુષ (ચક્ષુષથી પ્રત્યક્ષ થતો) છે' એમ કહેછે તો **કોઈ** 'આકાશ એ ચાક્ષુષ નથી' એમ કહેછે. **કોઇ** 'આકાશ એ અરૂપી (રૂપ વિનાનો) છે' એમ કહેછે તો **કોઈ** 'આકાશ એ રૂપી છે' એમ કહે છે, એમ બહુધા **વિપ્રતિપત્તિઓ** છે. તેમાં જે બૌદ્ધો વિગેરે છે તે 'આકાશ એ કઇ વસ્તુ જ નથી' એમ માનેછે, એમનું કહેવું એમ છે કે—જેમ ઘટ પટાદિક વસ્તુઓ જણાય છે તેમ ગગન એ કોઇ વસ્તુ જણાતું નથી, ત્યારે તે શું છે ? તો આવરણનો અભાવમાત્ર છે—જેનાથી આવરણ થાય એવા સ્થૂળ પદાર્થો આવરણ કહેવાય છે, તો પૃથિવ્યાદિક ચાર છે તેનો અભાવ એજ **આકાશ**શબ્દ વાચ્ય છે. તેતો અવસ્તુજ છે—એને કંઇ ઘટાદિવત્ દર્શનયોગ્ય વસ્તુ કહેવાય નહિ. જ્યાં આવરણ ન હોય ત્યાં આકાશ છે, જો આવરણ ભેદાઈ જાય તો ત્યાં શૂન્યજ છે—કશું વસ્તુ જ નથી. માટે શબ્દજ્ઞાનની પાછળ થનારો વસ્તુશૂન્ય એવો વિકલ્પજ **'નભોનભ'** એમ કહેવાય છે. **નભ** એ કોઇ વસ્તુ ઉપલંભ થતું નથી; **'આ નભ નીલ છે'** એવી લોકોને પ્રતીતિ થતી હોવાથી 'નભ એ કોઇ પદાર્થ છે' એવી શંકા ન કરવી, કેમકે તેતો એક ભ્રમ છે. જેમ **'તમ નીલ છે'** એવો ભ્રમ થાય છે તેમ **'નભ નીલ છે'** એવો ભ્રમ થાય છે. ત્યારે તમ એ શું વસ્તુ ? તો આલોક—પ્રકાશનો જે અભાવ એજ તમ કહેવાય છે, તેમાં નીલપણું વિગેરેનો અધ્યાસ થાયછે, એમ **વૈશેષિકો**પણ માને છે. જેમ મિથ્યા જળમાં મૃગતૃષ્ણિકાદિ શબ્દનો પ્રયોગ થાયછે તેમ શૂન્યમાં પણ **શબ્દ** પ્રયોગ તો હોઇ શકે છે. માટે **નભ** એ કોઈ વસ્તુ નથી. **નભ ગગન વ્યોમ** ઇત્યાદિ શબ્દો આકાશપર્યાય છે.

આ બૌદ્ધોનું પ્રલપનતો પ્રતીતિથીજ પરાસ્ત થાયછે. સર્વ લોકોને 'આ આકાશ છે' એવી સદ્રૂપથીજ પ્રતીતિ થાયછે. જે વસ્તુ સદ્રૂપથી ભાસમાન થતું હોય તેની અસદ્રૂપતા કેમ કહેવાય ? નજ કહેવાય, 'આકાશ નથી' એવી પ્રતીતિ કોઇને પણ થતી નહિ હોવાથી આકાશ એ સત્યજ વસ્તું છે. 'અહીં કંઇપણ આવરણ નથી' એવો પ્રત્યય (જ્ઞાન) થાય છે ?' એમ કહેતા હો તો તેમ નથી.

'અહીં આવરણ નથી' એ જે અભાવ કહેવાય છે તેતો ભાવાન્તરરૂપ હોવાથી તેમાં પણ વિષયતો આકાશજ છે. કદાચ અભાવને ભાવાન્તરરૂપ ન માનીએ તોપણ **'અહીં'** એમ અધિકરણપણે પ્રતીતિમાં વિષય થતો તો આકાશજ છે, **'અહીં છે'** એમ કહેવાથીજ આકાશની સિધ્ધિ થાય છે. 'અહીં પક્ષી પડે છે–ઉડે છે' એવી પણ પ્રતીતિ લોકોને થાયછે. અહીં પણ અધિકરણ (આશ્રય)પણે જે જણાય છે તે આકાશજ છે. 'અહીં પક્ષી પડેછે' એમ કહેવામાં આકાશ નહિ પણ સૂર્યનો આલોક આધારપણે જણાય છે' એમ પણ કહી શકાય તેમ નથી, કેમ કે, 'અહો આ મોટો આતપ હાલમાં આકાશમાં પડે છે' આ રીતે સૂર્યના આતપના પણ આધારપણે તો આકાશજ જણાય છે 'અહીં તડકો પડે છે' એમ કહેવામાં તડકાનો આધારતો આકાશજ છે. માટે આકાશ એ લોકપ્રતીતિસિદ્ધ **સત્ય વસ્તુ** છે.

**કાણાદો** તો આકાશને અપ્રત્યક્ષ કહે છે–પ્રત્યક્ષ પ્રમાણથી જાણી શકાતો નથી. આકાશના ગ્રહણમાં ચક્ષુઇન્દ્રિયનું સામર્થ્ય નથી, કેમકે આકાશ તો રૂપશૂન્ય છે. એમાં રૂપ હોય તો ચક્ષુ ગ્રહણ કરી શકે, માટે જ ત્વગિન્દ્રિય પણ આકાશને ગ્રહણ કરતું નથી, કારણ કે આકાશતો સ્પર્શશૂન્ય છે. ત્વચા તો સ્પર્શવાળાને જ ગ્રહણ કરી શકે છે માટે તેનો પ્રસંગ પણ નથી. ઘ્રાણ આદિકતો દ્રવ્યને ગ્રહણ કરવા સમર્થ નથી, તેતો ગુણને જ ગ્રહણ કરી શકેછે. મન ઇન્દ્રિયતો આભ્યતંર હોવાથી સુખ દુઃખાદિક આભ્યંતર વસ્તુને જ ગ્રહણ કરી શકે પણ બાહ્યને નહિ, માટે આકાશ કોઇપણ ઇન્દ્રિયથી ગ્રહણ ન થતો હોવાથી **અપ્રત્યક્ષ** છે–પ્રત્યક્ષ પ્રમાણથી તે ગમ્ય નથી. અથાપિ અનુંમાનથી આકાશની સિદ્ધિ થાય છે–જે શબ્દ સંભળાય છે તે દ્રવ્યાશ્રિત હોવો જોઈએ, કેમકે શબ્દ એ ગુણ છે, આ ગુણ દિશા કાળ અને મનનો પણ નથી, કેમકે શબ્દતો વિશેષ ગુણ કહેવાય છે. આ **ગુણ** આત્માનો પણ નથી, કેમકે શબ્દતો બાહ્ય ઇન્દ્રિયવડે ગ્રાહ્ય છે. પૃથિવી આદિક ચાર ભૂતોનો પણ એ વિશેષ ગુણ નથી. માટે શબ્દના આશ્રયભૂત અષ્ટ દ્રવ્ય થકી વ્યતિરિકત **આકાશ** સિદ્ધ થાય છે એમ માનેછે, **તે યોગ્ય નથી.** આતો પરિશેષાનુમાન કહેવાય છે, તે સ્વાર્થસાધન માટે સમર્થ નથી. **પરિશેષ** અનુમાનજ સિદ્ધ થતું નથી તો પછી તેવડે આકાશની સિદ્ધિની તો વાત કયાં છે? પ્રામાણિકોનો પણ વ્યવહાર અબાધિત પ્રવર્તે છે–આ ભેરીનો શબ્દ છે, આ મૃદંગનો ધ્વનિ છે, આ વીણાનો નાદ છે, આ વહેતા જળનો ઉદ્ઘોષ છે, આ મહાસાગરનો મહાન ઉદ્ઘોષ છે, આ પ્રચંડ પવનનો દારુણ શબ્દ છે, ઈત્યાદિ. માટે અનુમાનથી આકાશની સિદ્ધિ નથી, પણ આકાશ પ્રત્યક્ષજ છે. જ્યારે આંખ્યો ઉઘાડીને જોઈએ એજ ક્ષણમાં **'આ આકાશ છે'** એવી સર્વને પ્રતીતિ થાયછે. આ બધી બાબતો **તત્ત્વમુકતાકલાપ**માં–'प्रत्यक्षं व्योम नीलं' ઈત્યાદિ કારિકાથી શંકા સમાધાન સાથે પ્રતિપાદી છે.

યદ્યપિ તેજ આદિકમાંજ રૂપ છે પણ વ્યોમમાં નથી તથાપિ તે ચક્ષુર્વિષય થાય છેજ. ચક્ષુમાં વિષય થાય તે રૂપવાળુંજ હોવું જોઈએ–રૂપ હોય તોજ વિષય થાય એમ નથી. વસ્તુગત જે રૂપ છે તે નીરૂપ (રૂપમાં રૂપ નથી) છે છતાં ચાક્ષુષ તો થાય છે. એજ રીતે નીરૂપ એવું પણ ઘટત્વાદિક (ઘટમાં ઘટત્વ જાતિ છે તેમાં રૂપ નથી) ચાક્ષુષ થાય છેજ. વળી પંચીકરણપ્રક્રિયા લઇએ તો આકાશમાં નીલ રૂપ છેજ. એટલે આકાશની પ્રત્યક્ષતામાં કશો દોષ નથી. વસ્તુતાએ–રૂપિ હોય કે અરૂપિ હોય, જે રીતે પદાર્થોનો ઉપલંભ થતો હોય તેતે ઉપલંભમાં યોગ્યતા માનવી જોઇએ. તેતે ઇન્દ્રિયની તેતે અર્થોના ગ્રહણમાં શક્તિ સ્વીકારવી જોઇએ. માટેજ જે કાળ છે તે છ ઇન્દ્રિયોવડે વેદ્ય થાય છે–હમણાં અહીં આ શબ્દ છે, (શ્રોત્રથી કાળ ગ્રહણ થાય છે) હાલમાં આ ઉષ્ણ છે, (ત્વચાથી કાળ ગ્રહણ થાય છે) હાલમાં આ રક્ત છે, (ચક્ષુથી કાળનું ગ્રહણ થાય છે) હમણાં આ મધુર છે, (જીહ્વાથી કાળનું ગ્રહણ થાયછે) હાલમાં આ સુરભિ છે, (ઘ્રાણથી કાળનું ગ્રહણ થાય છે) હમણાં હું સુખી છું, (મનથી કાળનું ગ્રહણ થાય છે) આ રીતે લોકમાં કાળ જણાય છે એમાં કશોય બાધ કદાપિ થતો નથી. એજ રીતે 'આ પક્ષી અહીં પડેછે' એમ પક્ષીપતનના આધારપણે જે જણાય છે તે **આકાશ** જ છે, માટે આકાશની પણ ચાક્ષુષ યોગ્યતામાં કશો જ બાધ નથી. માટે આકાશ પ્રત્યક્ષ છે. જો અપ્રત્યક્ષ માનવામાં આવે તો 'આ આકાશ નીલ છે' એમ આંગળીથી નિર્દેશ કરવાપૂર્વક પામરો કે જેને શાસ્ત્રની કશી ખબર નથી તેઓ પણ આકાશનો વ્યવહાર તો કરે છે. જો આકાશ પ્રત્યક્ષ થતો નથી એમ માનીએ તો પામરોનો જે 'આ આકાશ છે' એવો વ્યવહાર છે તે નિર્મૂળ થઈ જાય, માટે આકાશને **પ્રત્યક્ષ** માનવો જ જોઇએ.

**કાણાદો** આકાશને નિત્ય માનેછે તે શ્રુતિવિરુદ્ધ હોવાથી દૂરથી જ ત્યાગ કરવા યોગ્ય છે. 'आत्मन आकाशः सम्भूतः' આ શ્રુતિ આકાશની ઉત્પત્તિને પરમાત્માથકી કહે છે માટે અનિત્ય છે. જે કોઇથકી ઉત્પન્ન થનારનું સાવયવપણું સિદ્ધ થતું હોવાથી આકાશને નિરવયવ પણ ન કહેવાય. તે આ આકાશ શ્રોત્ર ઇન્દ્રિયને આપ્યાયન આપનારો હોવાથી 'શ્રોત્રને આપ્યાયકપણું' એવું પણ લક્ષણ આકાશનું થઈ શકેછે, આપ્યાયન એટલે **પોષણ જાણવું.** જે આકાશ છે તે સર્વને અવકાશ આપવો આદિકવડે ઉપકારને કરેછે, આ બાબત શાસ્ત્રસિદ્ધ હોવાથી અવશ્ય સ્વીકારવીજ જોઈએ. આકાશરૂપ પરિણામે રહિત એવા પ્રકૃતિઆદિક પ્રદેશમાં પણ અવકાશ છેજ. જો અવકાશ ન હોય તો ભૂતસૂક્ષ્મયુક્ત હોઇને પરમ પદે જવા ઇચ્છતા મુક્તની ગત્યાદિ શ્રુતિમાં કહી છે તે ઘટતી આવે નહિ (અવકાશ ન હોય તો એની ગતિ રોકાઈ જાય) માટે જે બાબત શાસ્ત્રબળથી સ્વીકારવી પડે એમાં કુતર્કનો પ્રતિક્ષેપ કરવો એ યોગ્ય નથી. આ રીતે **આકાશ** એ અસત્ય નહિ પણ

**સત્ય વસ્તુ** છે અને તે નિત્ય નહિ પણ **અનિત્ય** છે અને તે અચાક્ષુષ નહિ પણ **ચાક્ષુષ પ્રત્યક્ષ** વિષય છે અને તે સ્વતઃ અરૂપી છે પણ પંચીકરણ પ્રક્રિયાથી **રૂપી** છે. **આ રીતે આકાશનો વિચાર થયો.**

## વાયુનું નિરૂપણ

આકાશથકી સ્પર્શતન્મત્રા અને તેથકી વાયુ ઉપજેછે. ત્વગિન્દ્રિયને પોષણ આપનારો હોવાથી **'ત્વગિન્દ્રિયાપ્યાયકત્વ'** એવું પણ વાયુનું લક્ષણ થઈ શકેછે. વાયુના અંશો સંઘાતવિશેષભાવને પામીને ત્વચાસાથે જોડાતા હોવાથી પોષણ આપવાપણું વાયુમાં વર્ણવ્યું છે. વાયુમાં જે સ્પર્શ છે તે ઉષ્ણ નહિ તેમ શીત નહિ એવો અનુષ્ણાશીત છે, તેથી તેવું પણ લક્ષણ થઇ શકેછે. વાયુમાં જે શીત ઉષ્ણ અને સૌરભ જણાય છે તેતો જળ તડકો અને પુષ્પાદિના યોગથી જણાય છે, માટે આરોપિત છે વસ્તુતાએ નહિ. આથી 'वृद्धिः समानैः सर्वेषां विपरीतैर्विपर्ययः' એવો ન્યાય લઈને 'વાયુ શીત છે' એમ આયુર્વેદને અનુસારે જેઓ કહેનારા છે તેના મતનું ખંડન થઈ જાયછે. વાયુ તો અનુષ્ણાશીત સ્પર્શવાળો છે. વાયુનું જે સ્તભંન ( રોકાણ ) થાય છે તેતો ચોમેર પૃથ્વીસંબંધી કે જળસંબન્ધી પદાર્થનો ઉપરોધ ( અટકાવ ) થવાથી થાય છે. આ બાબત ધમણની અંદર રહેલા વાયુ આદિકમાં જોવામાં આવે છે. વાયુનું જે તિર્યક્ (વાંકુચુંકું) પ્રસરણ થાય છે તેતો વાયુના સ્વભાવથી કે અદ્રષ્ટરૂપ ઇશ્વરસંકલ્પથી થતું હોવાથી સ્વારસિક છે. વાયુનું ભ્રમણ તથા ઊર્ધ્વગમનાદિક થાય છે તેતો પાર્થિવાદિ પદાર્થો કે અન્ય વાયુના અભિઘાતના વશપણાથી થાય છે—વાયુ આદિક પદાર્થની અથડામણથી ભ્રમણ ઊર્ધ્વગમનાદિક વાયુમાં થાય છે. વાયુનું ભ્રમણ ઊર્ધ્વગમનાદિક અન્ય વાયુના અભિઘાતને અધીન છે એમ કહેવાથી વાયુનું **વિવિધપણું** સિદ્ધ થાયછે. વાયુ-વ્યકિતઓ અનંત છે.

## પ્રાણનિરૂપણ—

શરીરધારણમાં હેતુ હોઇને શરીરની અંદર સંચરનારો જે પ્રાણ છે તેપણ એક પ્રકારનો વાયુજ છે. પ્રાણનું શરીરેન્દ્રિય ધારકપણું 'यस्मिन्नुत्क्रान्ते इदं शरीरं पापिष्ठतरमिव दृश्यते' આ શ્રુતિસિદ્ધ છે તે પ્રાણ જંગમમાંજ જેમ એમ તરુ ગુલ્મ લતાદિક સ્થાવર શરીરોમાં પણ વર્તેછે; કેમકે ભાગી તુટી જાય છે અને અંદર ક્ષત થાય છે તો પણ ફરીથી અંકુરો ફુટીને તરુ લતા જેવુંજ થઇ જાયછે. વળી મૂળમાં જળ સિંચે કે ખાતર નાંખેછે તેને પણ ગ્રહણ કરેછે. પ્રાણ વિના આ બધું ઘટે નહિ. પાંચ વૃત્તિતા તો તેમાં નથી. નખ રોમ દંત કણી આદિકમાં પ્રાણનું મંદપણું છે એમ **ન્યાયતત્ત્વ**માં નિરૂપ્યું છે. **કોઈ** એવી શંકા કરે કે, 'एतस्माज्जायते प्राणो मनः सर्वेन्द्रियाणि च । खं वायुर्ज्योतिरापः पृथिवी विश्वस्य धारिणी' આ **શ્રુતિ** પ્રાણ અને વાયુની જુદી ઉત્પત્તિને કહેછે. તો 'વાયુજ પ્રાણ છે' એમ કેમ કહેવાય?

એનું સમાધાન એમ છે કે—વાયુજ પ્રાણરૂપમાં રહે છે, પ્રાણરૂપે રહેતાં વાયુત્વ-અવસ્થાની પ્રચ્યુતિ નથી. માટે પ્રાણ એ તત્ત્વાન્તર નહિ પણ વાયુજ છે. પરં **વાયુજ** જેમ જળ ઘનીભાવથી કરક (કરા) ભાવને પામે છે—જળજ કરારૂપમાં થાય છે તેમ કોઇપણ વિશેષને પામીને શરીરધારણરૂપ કાર્યને કરનારો થાય છે. આ અર્થ 'यावदस्मिन् शरीरे प्राणो वसति तावदायुः' આ શ્રુતિએ કહ્યો છે. સૃષ્ટિ-સમયે વાયુની સાથે પ્રાણને ગણ્યો છે તે કંઇક વિશેષને કહેવાના અભિપ્રાયથી છે મન જાતે ઇન્દ્રિય છે તો પણ ચક્ષુરાદિકથકી મનનો કંઇક વિશેષ કહેવાના અભિપ્રાયથીજ જેમ 'मनः सर्वेन्द्रियाणि च' એમ જુદો નિર્દેશ કર્યો છે તેમ પ્રાણમાં જાણી લેવું. આ બધી બાબત **तत्त्वमुक्ताकलाप**માં—'न प्राणो वायुमात्र सहपरिपठनान्न क्रिया द्रव्यतोक्तेस्तेजोवद्वा न तत्त्वान्तरमगणनतो वायुतानुज्झनाच्च । तस्माद्वातो विशेषं घनजलकरकन्यायतः प्राप्य कञ्चिद्देहान्तर्दशविध्यं भजति बहुविधोपक्रियो वृत्तिभेदैः ॥' આ રીતે સમર્થન કરીછે. માટે પ્રાણ એ વાયુથકી અન્ય તત્ત્વ નથી. શરીરધારણાદિકમાં હેતુ એવો વાયુવિશેષ એજ **પ્રાણ** સંજ્ઞાથી કહેવાય છે. કેવળ વાયુ નહિ તેમ વાયુક્રિયા નહિ. આ માટે વ્યાસે न वायुक्रिये पृथगुपदेशात् એવું સૂત્ર કર્યું છે.

**કોઇ** એવી શંકા કરેછે કે—જે પ્રાણ છે તે ઇન્દ્રિયોની અંદરનો એક છે, તેમાંજ એ શ્રેષ્ઠ છે. આ બાબતમાં **છાંદોગ્ય**માં 'अथ ह प्राणा अहंश्रेयसि व्यूदिरे अहं श्रेयानहं श्रेयान्' એવી આખ્યાયિકા વર્તે છે. એમાં 'હું શ્રેષ્ઠ છું હું શ્રેષ્ઠ છું" એવો પ્રાણોને પરસ્પર વિવાદ થએલો જણાવ્યો છે. માટે વિવાદકર્તાઓ મધ્યે હરકોઇ એક પ્રાણ છે. **પ્રાણ** શબ્દથી તુલ્યપણે ઇન્દ્રિયોનો નિર્દેશ કર્યો છે. 'तान् होवाच यस्मिन् उत्क्रान्ते शरीरं पापिष्ठतरमिव भवति स वः श्रेष्ठः' આ શ્રુતિમાં 'वः' એ નિર્ધારણમાં ષષ્ઠી વિભક્તિ છે, તે ચક્ષુરાદિક અને પ્રાણ એ બધા એક જાતિના છે એમ જણાવેછે. માટે પ્રાણ એ ઇન્દ્રિયોની અંદરનો એક છે. આ **શંકાનું સમાધાન એમ છે** કે—શ્રુતિમાં સાથે પાઠ છે એટલામાત્રથી એ સમાન જાતિના છે એમ પણ કહેવાય નહિ. એકજ **પ્રાણ** શબ્દ વાપર્યો છે એ ઉપરથી એ બન્ને એક જાતિના છે એમ પણ કહેવાય નહિ. એક જ શબ્દ કોઇ સ્થળે મુખ્ય અને કોઇ સ્થળે ગૌણપણ પ્રવર્તે છે. અહીં ઇન્દ્રિયોમાં જે **પ્રાણ**શબ્દનો પ્રયોગ છે તે ગૌણ છે. ઇન્દ્રિયોની સઘળી સત્તા પ્રાણને આધીન હોવાથી **પ્રાણ**શબ્દથી ઇન્દ્રિયોનો નિર્દેશ કર્યો છે. આ અર્થ એજ પ્રકરણમાં 'न ह वै वाचो न चक्षूंषि न श्रोत्राणि न मनांसीत्याचक्षते प्राणो ह्येवैतानि सर्वाणि भवति' આ શ્રુતિએ જણાવ્યો છે. આગમના જ્ઞાતાઓ વાગાદિ ઇન્દ્રિયોને **વાગાદિ** શબ્દથી બહુધા વ્યવહાર કરતા નથી, પરંતુ **પ્રાણ**શબ્દથી જ વ્યવહાર કરે છે. એમાં એમનો અભિપ્રાય એમ છે કે—જે ઇન્દ્રિયો છે તે પ્રાણાધીન સત્તાવાળાં છે, જેને અધીન જેની સત્તા હોય તે તેજ

છે એમ કહેવાય એવો **ન્યાય** છે. એવો એ શ્રુતિનો અર્થ છે. 'વ:' એ જે નિર્ધારણમાં ષષ્ઠી છે તેતો વિવાદકર્તાઓપણે સાધર્મ્યને સૂચવે છે. વિવાદીઓ સમાન ધર્મવાળા છે. એ ઉપરથી સાજાત્ય સાબીત થાય નહિ. **કોઇ** એમ પણ કહે છે, કે જેમ ચક્ષુરાદિક ક્ષેત્રજ્ઞનાં ઉપકરણ હોવાથી ઇન્દ્રિયો મનાય છે તેમ પ્રાણપણ ઉપકરણ હોવાથી ઇન્દ્રિય જ છે, આ બાબતપણ અસંગત છે. જે ઉપકરણ થાય તે સર્વે ઇન્દ્રિય જ થવા યોગ્ય છે એમ નથી, ત્યારે તો શરીર એ ક્ષેત્રજ્ઞનું ઇન્દ્રિયો કરતાંપણ અત્યંત ઉપકારક હોવાથી શરીરપણ ઇન્દ્રિય હોઇ શકે. માટે એ કથન યોગ્ય નથી. પ્રાણ એ ઇન્દ્રિય નથી એ બાબત સૂત્રકારકને અભિમત છે, 'त इन्द्रियाणि तद्वयपदेशादन्यत्र श्रेष्ठात्' આ સૂત્રથી શ્રેષ્ઠ પ્રાણથકી ભિન્નજ ઇન્દ્રિયો છે એમ નિરૂપ્યું છે. ઇન્દ્રિયોનું જ જેમ એમ મુખ્ય પ્રાણનુંપણ અણુપણું 'अणुश्च' આ સૂત્રથી સમર્થન કર્યું છે. **અણુપણું** સૂક્ષ્મતારૂપનું જાણવું. માટે પ્રાણ એ ઇન્દ્રિયોથકી ભિન્ન વાયુવિશેષજ છે.

**પ્રાણ** એ એક છે પણ પ્રાણ અપાન વિગેરે વૃત્તિઓના વિભેદથી પાંચ પ્રકારનો છે, એમ વ્યાસે 'पञ्चवृत्तिर्मनोवद्व्यपदिश्यते' આ સૂત્રથી સમર્થન કર્યુંછે 'प्राणोऽपानो व्यान उदानः समान इत्येतत्सर्वः प्राण एव' એવી શ્રુતિપણ છે. એજ **પ્રાણ**, નાગ, કૂર્મ, કૃકર, દેવદત્ત, ધનંજય, વિગેરે વૃત્તિઓના ભેદોસાથે ગણતાં **દશ** પ્રકારનો કહેવાય છે. આ અર્થ—'प्राणोऽपानः समानश्च उदानो व्यान एव च । नागः कूर्मश्च कृकरो देवदत्तो धनञ्जयः ॥ चरन्ति दश नाडीषु दश प्राणादिवायवः ।' આ વચનમાં વ્યકત છે. પ્રાણના ભેદો, પ્રાણનું સ્થાન, પ્રાણનું કાર્ય, વિગેરે બધી બાબતો **સત્સંગિજીવન**માં વ્યકત નિરૂપી છે—'एकः प्राणो व्यक्तिभेदात्प्रोक्तः पञ्चविधः किल । प्राणोऽपानो व्यानोदानौ समान इति नामभिः ॥ नागः कूर्मश्च कृकलो देवदत्तो धनञ्जयः । इत्यन्ये तस्य भेदास्तु सन्त्येतेष्वेव सङ्गताः ॥ हृदि प्राणो गुदेऽपानः समानो नाभिमण्डले । उदानः कण्ठदेशस्थो व्यानः सर्वशरीरगः ॥ प्राणः प्राग्गतिमान् ज्ञेयोऽपानोऽधोगतिरुच्यते । भुक्तपीतान्नतोयादेः समानः साम्यकृन्मतः ॥ उदान उत्क्रमणकृत् व्यानः सर्वाङ्गचेष्टनः । नाग उद्गारकृत्कूर्म उन्मीलनकरः स्मृतः ॥ कृकलः क्षुत्करो देवदत्तो जृम्भणकृत्तथा । धनञ्जयः पोषणकृत् प्रोक्तः साङ्ख्यविशारदैः ॥ देवदत्तो मतः प्राणेऽपाने तु कृकलः स्मृतः । धनञ्जयः समाने च कूर्मो व्याने स्थितः खलु ॥ उदानेऽन्तर्हितो नाग इति पञ्चविधो ह्यसुः (પ્ર. ૪ અ. ૭૦) ઇત્વાદિ. જેમ **વાદ**શબ્દ કથામાત્રમાં સાધારણ છે તથાપિ તત્ત્વબુભુત્સુ કથારૂપ વિશેષમાં વર્તે છે, તેમ પંચવૃત્તિને સાધારણ એવો **પ્રાણ**શબ્દ પ્રાણવૃત્તિવિશેષમાં પ્રયોજાય છે—પ્રાણમાં અને તેની વૃત્તિમાં પણ સામાન્ય વિશેષપણે **પ્રાણ**શબ્દનો પ્રયોગ થાયછે.

એજ પ્રાણવાયુનું **રેચક પૂરક કુંભકરૂપ** નિયમન, યમાદિ અષ્ટાંગ યોગમાં ચોથા અંગ તરીકે **પ્રાણાયામ** સંજ્ઞાથી નિરૂપ્યું છે. આ બાબતમાં "प्राणो वायुः

शरीरस्य आयामस्तस्य निग्रहः । प्राणायाम इति प्रोक्तो द्विविधः प्रोच्यते हि सः ॥ पूरकः कुम्भको रेच्यः प्राणायामस्त्रिलक्षणः । नासिकाकृष्ट उच्छ्वासो ध्मातः पूरक उच्यते ॥ कुम्भको निश्चलश्वासौ रेच्यमानस्तु रेचकः । कुम्भकेन जपं कुर्यात्प्राणायामस्य लक्षणम् ॥ दक्षिणघ्राणरन्ध्रेण रेचयेत्प्रथमं द्विजः । प्राणायामेऽथ वामेन नासारन्ध्रेण पूरयेत् ॥' ઈત્યાદિ પ્રમાણોનું અનુસંધાન લેવું. આનો **પ્રપંચ** આયુર્વેદ તથા યોગાનુસાશનથકી જાણવો. આ રીતે **વાયુ** પ્રાણરૂપથી બહુ ઉપકારને કરે છે. **પ્રાણ** નામના વાયુથકી જુદોજ વાયુ, શરીરના ઉપાદાનભૂત છે. વાયુ જેમાં અધિક છે એવા મારુતાદિ શરીરોમાં વ્યકત છે. **વાયુ**લોકમાં સર્વેનાં વાયુમયજ શરીરો છે. એમ શરીરરૂપથી પણ ઉપકારને કરેછે. **વિષય** રૂપથીપણ **વાયુ** ઉપકારને કરેછે. આ બાબત, પ્રચંડ વાયુ, વીંજણાનો વાયુ આદિકમાં પ્રસિધ્ધ છે. એમ વાયુ ત્વગિન્દ્રિયને પોષણ આપવા દ્વારા **પ્રાણ, શરીર** અને **વિષયરૂપથી** આખાવિશ્વને **ઉપકાર** કરે છે.

## વાયુનું પ્રત્યક્ષપણું—

ઉકતલક્ષણ વાયુ **પ્રત્યક્ષ છે.** ત્વક્‌ઇન્દ્રિય અને પવનનો સંયોગ થતાં '**વાયુ વાયછે**' એવી એકદમ બુદ્ધિ સાવધ પુરુષને થાયછે. એ બુદ્ધિ **ત્વાચ** પ્રત્યક્ષ કહેવાય. આ અનુમાન નથી. નેત્ર ઉઘડતાંજ 'આ ગૌ જાય છે' એવી બુદ્ધિ જ જેમ એમ વાયુનો સ્પર્શ થતાંજ 'આ વાયુ વાયછે' એવી બુદ્ધિ થાય છે. માટે વાયુ એ **પ્રત્યક્ષ** છે—ત્વગિન્દ્રિયથી ગ્રહણ થાયછે. 'જેમ ઘ્રાણથી ગંધમાત્ર ગ્રહણ થાયછે તેમ ત્વચાથી વાયુગત સ્પર્શમાત્રજ ગ્રહણ થાય છે પણ વાયુ નહિ' એમ કોઇનું કહેવું છે તે ઠીક નથી. વાયુ એ રૂપરહિત હોવાથી પ્રત્યક્ષ નથી એમ કહેવામાં આવેતો રૂપરહિત એવા આત્માનું પ્રત્યક્ષપણું કેમ ઘટે? આત્માનું પ્રત્યક્ષપણું તો સ્વીકાર્યું છે. જો એમ કહો કે—આત્માનું પ્રત્યક્ષપણું તો માનસ છે—મનથી થાય છે? તો આ ત્વાચ પ્રત્યક્ષ છે એમ જુદી જુદી ઇન્દ્રિયો કેમ ન ગણવી? જો એમ કહો કે ત્વાચ પ્રત્યક્ષ તો બાહ્ય છે? તો તે સત્ય છે. ચાક્ષુષમાં રૂપની અપેક્ષા હોય તો ત્વાચ પ્રત્યક્ષમાં પણ હોવી જોઈએ એવો શો નિયમ? અન્ય ઇન્દ્રિયથી ગ્રહણ કરવા યોગ્ય જે વિશેષ ગુણ તેણે શૂન્યપણું તે અન્ય ઇન્દ્રિયથી તથા પ્રત્યક્ષમાં પ્રતિરોધ (રોકનાર) કરનાર કેમ થઈ શકે? નજ થાય, થાય તો **તેજ** એ રસશૂન્ય હોવાથી તેજનું પણ અચાક્ષુષપણું આવવાનો પ્રસંગ આવશે. તેજ ચક્ષુથી ગ્રહણ થાયછે તે થશે નહિ, કેમકે એમાં રસ નથી. માટે ત્વગિન્દ્રિય વાયુને ગ્રહણ કરેછે એમ માનવું જ પડશે. વળી કોઈ ગાઢ અંધકારના મધ્યમાં બેઠો હોય તેને ત્વચાથી દ્રવ્યનું ગ્રહણ થાયછે. સ્પર્શ થવાથી વાયુનું અનુમાન થાયછે. એમ માનવામાં આવે તો પૃથ્વી જળ તેજનું ત્વગિન્દ્રિયથી ગ્રહણ કરવાપણું નહિ થાય. તેમાંપણ અનુમાન સુખેથી કરી શકાશે. માટે વાયુનું ગ્રહણ અનુમાનથી નહિ પણ **પ્રત્યક્ષથી** છે.

પ્રત્યક્ષ થવામાં રૂપવાળાપણુંજ પ્રયોજક નથી–રૂપ હોય તોજ પ્રત્યક્ષ થાય એમ નથી. ત્વગિન્દ્રિયથી સ્પર્શનું ગ્રહણ થાયછે તેમાં તો સ્પર્શવાળાપણુંજ ઉપયોગી છે–સ્પર્શવાળાપણું હોય તો ત્વચાથી ગ્રહણ થાય. ઇન્દ્રિયોનેતો સ્વસ્વ વ્યવસ્થાપક ગુણના પુરસ્કારનીજ અપેક્ષા છે–સ્પર્શવાળું દ્રવ્ય હોય તો ત્વગિન્દ્રિયથી અને રૂપવાળું દ્રવ્ય હોય તો ચક્ષુથી ગ્રહણ થાય એમ. આ બાબત 'स्पर्शनमपि न सन्मात्रविषयम्, स्पर्शतद्वस्तुविषयत्वात्' આ રીતે શ્રીભાષ્યમાં નિરૂપી છે. પ્રમેય-સંગ્રહમાં 'त्वगिन्द्रियस्यापि स्पर्शतद्वस्तुविशेषे शक्तिः'' એમ વિવરણ કર્યુંછે. જે રીતે લોકોને જણાતું હોય એજ રીતે ઇન્દ્રિયોની શકિતની વ્યવસ્થા સમજવી જોઈએ. ઉપર પ્રમાણે **વાયુનું પ્રત્યક્ષપણું** જાણવું.

### તેજનું નિરૂપણ—

ઉકલક્ષણ વાયુથકી રૂપતન્માત્ર અને તેથકી **તેજ** ઉપજે છે. 'वायोरग्निः' આ શ્રુતિમાં જે **અગ્નિ**શબ્દ છે તે તમામ તેજોપર લેવો. 'શ્રુતિમાં તો કેવળ અગ્નિનુંજ ઉપાદાન વાયુ છે એમ કહેછે તો સમગ્ર તેજનું ઉપાદાન વાયુ છે એમ કેમ કહેવાય?' એવી કોઈ શંકા કરે તેના નિવારણમાટે અગ્નિશબ્દનું તેજોમાત્રપર વ્યાખ્યાન કર્યું છે. અગ્નિ એ પણ એક તેજોવિશેષ છે, જેમ છાંદોગ્યમાં 'ता अन्नमसृजन्त' આ શ્રુતિમાંનો **અન્ન**શબ્દ પૃથ્વીમાત્ર લીધો છે એમ અહીંપણ 'आकाशाद्वायुः, वायोरग्निः, अग्नेरापः,' (तै. उ.) આ શ્રુતિમાં ભૂતોનો અધિકાર છે અને વળી છાંદોગ્યમાં 'तत्तेज ऐक्षत, तदपोऽसृजत' આ શ્રુતિમાં જળનું ઉપાદાન તેજોમાત્ર છે એમ જણાવ્યું છે, માટે તૈત્તિરીયકમાં જળની પ્રકૃતિ તેજમાં પ્રયોજેલો **અગ્નિ**શબ્દ છે તે છાંદોગ્યગત તેજશબ્દના સમાન અર્થમાં લેવો જોઈએ, એવો ભાવ છે. એટલે **અગ્નિ** શબ્દનો અર્થ તેજોમાત્રપર લીધો છે તે સુસંગત છે, આ ઉપર એવી શંકા કોઈ કરે છે કે–જો અગ્નિનું ઉપાદાન વાયુ કહેવામાં આવે તો પ્રત્યક્ષ વિરોધ આવે છે. પાંદડાં તૃણ કાષ્ઠાદિક છે તેજ ભસ્મ ધૂમ અગ્નિ આદિક રૂપથી પરિણામ પામતા જોવામાં આવેછે. જે પાંદડાં તૃણ આદિક છે તેતો પાર્થિવ છે. માટે અગ્નિનું ઉપાદાન પૃથ્વી જ છે, પણ વાયુ નહિ એમ પ્રત્યક્ષ દેખાયછે તો વાયુને નિમિત્તકારણ કહીએ તો ઘટતું આવે. આનું **સમાધાન** એમ છે કે–'आत्मनः आकाशः सम्भूतः, आकाशाद्वायुः, वायोरग्निः' આ સૃષ્ટિશ્રુતિમાં બહુધા ઉપાદાનનો જ પાઠ હોવાથી એનો બીજો અર્થ થઈ શકે નહિ. માટે ઉપાદાનમાંજ પ્રમાણ હોઈ શકે. વળી 'पृथिव्यप्सु प्रलीयते आपस्तेजसि लीयन्ते तेजो वायौ लीयते' આ જે લયક્રમને પ્રતિપાદનારી શ્રુતિ છે તેનોપણ બીજો અર્થ થઈ શકતો નથી. માટે વાયુનુંજ ઉપાદાનપણું સિદ્ધ થાયછે, જો નિમિત્તકારણ કહીએ તો લય બીલકુલ સંભવે નહિ એ મુદ્દો છે. તૃણ પર્ણ આદિક છે તેપણ પાંચ ભૌતિક હોવાથી તેના સંસર્ગવાળા જે તેજાંશો છે તેનાથીજ અગ્નિનો આરંભ થાયછે. પંચીકરણ

પ્રક્રિયાથી તેતે પાર્થિવાદિ પદાર્થોમાંપણ લીન એવો અગ્નિજ સહકારિ વિશેષથી ઉદ્‌ભૂત થાય છે. મહર્ષિઓ પણ '**काष्ठेऽग्निरिव शेरते**' '**दारुण्यग्निर्यथा तैलं तिले तद्वदसौ पुमान्**' ઇત્યાદિ કહેછે. માટે પંચીકૃત તેજોંશજ અગ્નિની ઉત્પત્તિમાં ઉપાદાન છે પણ કેવળ પૃથિવીજ નહિ. માટે સમષ્ટિ સૃષ્ટિ (ભૌતિકપણાને નહિ પામેલી અપંચીકૃત ભૂતસૃષ્ટિને **સમષ્ટિ** સૃષ્ટિ કહેછે.) દશામાં વાયુજ ઉપાદાન હોવાથી અગ્નિની ઉત્પત્તિ ઉપપન્ન થાયછે. વ્યષ્ટિદશામાં તો સૂક્ષ્મ તેજથકી સ્થૂળ તેજનો સમુદ્‌ભવ થાયછે. વ્યષ્ટિસૃષ્ટિમાં જણાતો જે અગ્નિ તેતો તૃણ કાષ્ઠ આદિક ઇંધણાંવાળો છે–તૃણ કાષ્ઠાદિકને સળગાવવાથી ઉપજેછે.

ઉષ્ણસ્પર્શવાળાપણું, ભાસ્વરરૂપવાળાપણું, ઇત્યાદિ **તેજનું** લક્ષણ છે. તેજમાં ઉષ્ણ સ્પર્શ અને ભાસ્વર રૂપ હોવાથી **લક્ષણ** સંભવે છે. ઉજ્જળપણું એજ ભાસ્વરપણું જાણવું. તેજ એ **વાક્** અને **ચક્ષુ** ઇન્દ્રિયને આપ્યાયન કરેછે. કાર્ય કરવાના સામર્થ્યને સંપાદન કરી આપવું એને **આપ્યાયન** કહે છે. આપ્યાયક કહો કે ઉપકારક કહો બન્ને એકાર્થ છે. આ બાબત '**तेजोमयी वाक्**' '**आदित्यश्चक्षुर्भूत्वाऽक्षिणी प्राविशत्**' '**रश्मिभिरेषोऽस्मिन् प्रतिष्ठितः**' ઇત્યાદિ શ્રુતિઓથી સિધ્ધ છે. આ **તેજ** પાકમાં નિમિત્ત છે–**અગ્નિ**રૂપે થઇને અન્નને પચાવે છે, **વૈશ્વાનર** રૂપે થઇ શરીરની અંદર અન્નને પચાવેછે. તે આ તેજ, **ભૌમ, દિવ્ય, ઔદર્ય આકરજ,** એવા ભેદથી **ચાર** પ્રકારનું કહેવાય છે. જેમાં તૃણ કાષ્ઠાદિ પાર્થિવમાત્ર ઇંધણાં છે તે **ભૌમ** કહેવાય. અર્થાત્ ભૂમિઉપરનું દીપાદિ તેજ. જેમાં જળજ ઇંધણાં છે તે **દિવ્ય** કહેવાય. તેતો સૂર્ય વિજળી વડવામુખાગ્નિ વિગેરે છે. જે વિજળી છે તે જળમાંથી ઉત્પન્ન થાય છે અને વડવાનળ છે તે સમુદ્રમધ્યવર્તી હોઇને તેના જળપાનથી પુષ્ટિને પામેછે. જળથીપણ તે ઓલાતો નથી એવો સમર્થ છે. પાર્થિવ તથા જળ એ બે જેનાં ઇંધણાં છે એવા અગ્નિને **ઔદર્ય** કહેછે. તેતો જાઠર, વૈશ્વાનરાદિ નામથી કહેવાય છે. આતો પ્રાણવાયુના સંયોગથી ખાધેલા પીધેલા અન્નાદિકના પાચનમાં હેતુ છે–અન્નને પચવે છે. આ બાબતમાં '**अहं वैश्वानरो भूत्वा प्राणिनां देहमाश्रितः। प्राणिपानसमायुक्तः पचाम्यन्नं चतुर्विधम्॥**' આ પ્રમાણ છે. ઇન્ધિણાં વિનાના તેજને **આકરજ** કહે છે. તેતો **સુવર્ણાદિ** સમજવું. એમાં ઉષ્ણ સ્પર્શ જણાતો નથી તેતો અંતર્ગત પૃથિવીદ્રવ્યકૃત પરાભવને લીધે છે. વસ્તુતઃ સુવર્ણ એ પાર્થિવાંશપ્રધાન એક પ્રકારનું **તેજ** છે.

ઉપર પ્રમાણે **તેજ**, વૈશ્વાનર આદિક અનેક રૂપથી સર્વનો ઉપકાર કરે છે. શરીરપણે કરાતો ઉપકાર તેજનું જેમાં આધિક્ય છે એવાં દિગ્પાલાદિક **અગ્નિ** શરીરોમાં તથા **સૂર્યાદિ** શરીરોમાં વ્યકત છે. સૂર્ય અગ્નિ આદિક લોકમાં સર્વનાં શરીરો તેજોમય છે. વિષયરૂપથી કરાતો ઉપકાર ચંદ્રિકા આતપ વિજળી અગ્નિ આદિકમાં વ્યકત છે. અને એજ રીતે તેજ, વાક્ ચક્ષુ ઇન્દ્રિયને પોષણ આપવાદ્વારા

ત્રણ પ્રકારે સર્વને ઉપકાર કરેછે. સૂર્યાદિકમાં રહેલું જે તેજ તે **સ્થિર** છે—એટલે ચિરકાળ વર્તે છે અને દીપ આદિકમાં રહેલું તેજ **અસ્થિર** છે—એટલે જલ્દી વિનાશ પામનારૂં છે. પ્રભાનો જન્મ અને નાશ પ્રભાવાનની સાથે'જ થાય છે.

તે આ તેજ **પ્રભા** અને **પ્રભાવાન્** એવા ભેદથી સામાન્યતઃ બે પ્રકારનું માન્યું છે. જેનો પડદો મેઘ આદિક આવરણના સદ્‌ભાવને લીધે **સંકોચ** અને પડદો આદિકના અસદ્‌ભાવને લીધે **વિકાસ** થતો હોય અને વેગશક્તિને અનુસારે અધિષ્ઠાન (જેમાં પ્રભા રહે છે તે આશ્રય) દેશથકી અધિક દેશમાં પ્રસાર થતો હોય એવા એક પ્રકારના તેજને **પ્રભા** કહે છે. પ્રભાનો કંઈક આવરણ આવતાં સંકોચ અને આવરણ નહિ આવતાં વિકાસ અને અશ્રય દેશ દીપાદિક થકી અધિક દેશમાં પ્રસાર થતો પ્રત્યક્ષ જોવામાં આવે છે. એક દેશ આકાશમાં રહેલા સૂર્યનું તેજ, મેઘાદિનું આવરણ આવતાં સંકોચ અને તે ટળી જતાં વિકાસ થાયછે અને એક દેશ મંડળથકી અધિક દેશ આખા અંડમાં પ્રસરેછે. એજ રીતે ચંદ્ર દીપાદિ તેજમાં જાણી લેવું. સૂર્ય—દીપાદિની જે પ્રભા તે ચોમેર પ્રસરવાના સ્વભાવવાળી હોઇને પ્રભાવાન્ સૂર્યદીપાદિકનો અપૃથક્‌સિદ્ધ ધર્મભૂત છે. પ્રભા એ પ્રભાવાનનો **ધર્મ** છે. ધર્મપણુ શાથી? તો પ્રભાની જે સત્તા છે તે પ્રભાવાનની સત્તાને અધીન છે. ધર્મ છે તે ધર્મીને અધીનજ હોય છે. એટલે પ્રભા એ સ્વતંત્ર નહિ પણ પરતંત્ર છે. પ્રસરણમાં ન્યૂનાધિકતા જણાય છે તેતો આવરણનો સદ્‌ભાવ અને અસદ્‌ભાવને લીધે છે. જે પ્રભા છે તે પ્રભાવાનની સાથે જ ઉપજે છે અને સાથેજ નાશ થાય છે. દીવો થયો કે તેની પ્રભા થાય અને દીવો ઓલાયો કે તત્ક્ષણ પ્રભાનો નાશ થતો જોવામાં આવે છે. પ્રભા તથા પ્રભાવાન્ બન્ને તેજપણે તુલ્ય છે તથાપિ પરાભવ અને અપરાભવના ન્યૂનાધિકપણાને અનુસારે પ્રભામાં દૂર ભાગમાં ઉષ્ણ સ્પર્શ જણાતો નથી અને પ્રભાવાનના સમીપ ભાગમાં ઉષ્ણ સ્પર્શ જણાય છે. દીપશિખાના સમીપ ભાગમાં પ્રભાની ઉષ્ણતા અને અધિક પ્રકાશ જણાય છે અને દૂર ભાગમાં ઉષ્ણતા અને પ્રકાશની મંદતા જણાય છે. આ બાબતમાં જેમ જણાતું હોય તેમજ વ્યવસ્થા સમજી લેવી. આવી પ્રભાએ વિશિષ્ટ એવા તેજને (જેમાં પ્રભાભૂત તેજ રહે છે એવા આશ્રય દ્રવ્યને) **પ્રભાવાન્** કહેછે. પ્રભાશ્રય તેજ **મણિ દ્યુમણિ** (સૂર્ય) **ચંદ્ર અગ્નિ** આદિક બહુ પ્રકારે વર્તે છે. તેમાં સૂર્યસબન્ધિ જે તેજ છે તે શોક શોષણમાં હેતુ છે અને ચંદ્રસંબન્ધિ તેજ છે તે હર્ષ જળવૃદ્ધિ આદિકમાં હેતુ છે અને અગ્નિસબન્ધિ તેજ છે તેતો પીડાદિકમાં હેતુ છે. એમ સામગ્રીને અધીન સ્વભાવ ભેદવાળા તેજનું તરતમપણુ જાણવું. તેજનું ઊર્ધ્વ જ્વલનપણ સામગ્રીને અધીન સ્વભાવવાળું જાણવું. જેવી સામગ્રી હોય તે મુજબ ઊર્ધ્વ જ્વલનાદિ થાયછે. તેજનો સ્વભાવ ફક્ત રક્ત ભાસ્વ-રરૂપ છે. તથાપિ જળાદિકના સંસર્ગભેદને લીધે વિચિત્ર વર્ણો જણાયછે. આ બાબત

'यदग्ने रोहितं रूपं तेजस स्तद्रूपम्' આ શ્રુતિસિદ્ધ છે. કોઈ તેજને શુકલરૂપવાળું કહેછે તે શ્રુતિવિરુદ્ધ હોવાથી આદરણીય નથી. તેજમાં શુકલતા જણાય છે તે જળાદિકના સંસર્ગને લીધે છે. ચંદ્રમાં એ બાબત પ્રસિદ્ધ છે.

સાયંસમયે પ્રજવાળેલી દીપશિખા પ્રાતઃપર્યંત અનુવર્તે છે, તેમાં 'એક જ દીપજ્વાળા છે' એમ પામરોને જણાય છે. વસ્તુતાએ તેલ–વાટના સંયોગરૂપ કારણ ક્રમે ક્રમે મળતું હોવાને લીધે ક્ષણેક્ષણે વિનાશ અને ઉત્પાદથી શોભતી ભિન્નભિન્ન છે, તથાપિ વિનાશ અને ઉત્પાદ અવિલંબથી થતો હોવાથી જળધારા જ જેમ એમ એનો ભેદ ગ્રહણ ન થતો હોવાથી '**એક જ્વાળા છે**' એમ જણાય છે. આ તો ભ્રાન્તિ જ છે. જ્વાળાઓ તો જૂદી જુદી ઉપજે છે અને નાથ થાય છે. કયા ક્ષણમાં ઉપજે છે અને કયા ક્ષણમાં નાશ થાય છે તે જાણવામાં આવતું નથી, જેથી પામરો 'એક જ દીપજ્વાળા છે' એમ ગ્રહણ કરે છે. આ બાબત **ન્યાયસિદ્ધાંજનમાં** 'तत्र हुतवहस्य ज्वालात्मकस्य दाह्यनाशे नाशदर्शनात् पुष्कलकारणक्रमोपनिपातादेकदाऽनेकदीपादर्शताच्चाशुतरविनाशित्वरूपं क्षणिकत्वं सिद्धम्' આ રીતે કહી છે. અર્થ એવો છે કે–જ્વાલાત્મક જે અગ્નિ છે તેનો દાહ્ય જે કાષ્ઠાદિક તેનો નાશ થતાં નાશ થતો જોવામાં આવે છે અને વળી તેલ વાટ અવયવનો સંયોગ આદિક પુષ્કળ કારણ ક્રમથી મળ્યા કરે તોપણ એકજ સમયે અનેક દીવા જોવામાં આવતા નથી, માટે ત્રણ ચાર ક્ષણમાં નાશ થવારૂપ ક્ષણિકત્વ સિધ્ધ થાય છે. જુદી જુદી જ્વાળાનું પ્રત્યક્ષપણુ **તત્ત્વરત્નાકરમાં**–'निपुणनिरीक्षणे च जलवेणिकावत् ज्वालासञ्चरणं दृश्यते' આ રીતે કહ્યું છે. જેમ વહેતી સૂક્ષ્મ જળધારા એક જ જણાયછે પણ ભિન્નભિન્ન છે, તેમ દીપજ્વાળા એક જ જણાય છે પણ જુદી જુદી જાણવી.

આ બાબતમાં કોઈ એમ કહેછે કે—'ત્રણ ચાર ક્ષણમાં વિનાશ પામનારી દીપજ્વાળા છે' એ વાત સત્ય છે પરંતુ તેના અવયવોજ વિશીર્ણ થઇને પડેછે એજ પ્રભા કહેવાય છે એટલે પ્રભા એ જુદો ધર્મ 'નહિ માનવો.' એમ કહેનારા પ્રત્યે અમે પૂછીએ છીએ કે—જે દીપ છે તેનો પિંડીભાવ સ્વભાવ છે કે વિશરણ સ્વભાવ છે? જો પિંડીભાવસ્વભાવ કહો તો વિશરણ ઘટે નહિ અને જો વિશરણસ્વભાવ કહો તો પિંડીભાવ ઘટે નહિ. એને માટે જો એમ કહો કે—જે પિંડીભાવ છે તે સ્વાભાવિક છે અને જે વિશરણ છે તેતો ઔપાધિક છે. ઉપાધિથી વિશિરણ થાય છે. એમ કહેવામાં શંકા એ આવે છે કે–જે તેજ છે તેતો ઊર્ધ્વગતિશીલ છે તેનું ચોમેર વિશરણ કેમ ઘટે? ન જ ઘટે. જો એમ કહો કે–ઉપાધિથી વિશરણ થાય છે તો તેવો કોઈ ઉપાધિ જોવામાં આવતો નથી. 'નિયમથી વિશરણ કલ્પવું અને તેના નિર્વાહ માટે નિયમથી ઉપાધિ કલ્પવો' એતો અતિસાહસ છે. જો એમ કહો કે–આ સ્વભાવજ છે, શો? તો જ્વાળાનું કિંચિત ઊર્ધ્વ જઇને ચોમેર

વિશરણ થવું, ભલે એમ માનો, તથાપિ જેમ કોઇ યંત્રમાંથી વેગથી નીકળેલી જળધારા વેગને અનુસારે ઉંચે પ્રસરીને વેગ મટી જતાં વિશીર્ણ થઇને નીચે પડતાં ચોમેરના પ્રદેશને બહુ જળભરપુર કરી દેછે તેમ ક્ષણે ક્ષણે તેલ વાટના સંયોગરુપ કારણ ક્રમના ઉપનિપાતથી ઉદ્‌ભવતી દીપજ્વાળા વિશીર્ણ થઇને ચોગરદમ નીચે પડતાં ચોમેરના પ્રદેશને તેજઃપુંજથી ભરપૂર કેમ કરતી નથી? એ પ્રશ્ન આવે છે. એને માટે એમ કહો કે–વિશીર્ણ થઇને તત્કાળ નષ્ટ થઈ જાય છે, ફરીથી બીજી ઉપજેલી જ્વાળાના વિશીર્ણ (વિખુટા પડેલા) અવયવોવડે પૂર્વની પેઠે તે પ્રદેશ આપૂર્ણ થઈ જાય છે એમ ક્રમથી થયા કરતું હોવાથી ત્યાં તેજનો અધિક પુંજ (ઢગલો) થતો નથી. ભલે એ કલ્પના તેજમાં કરો, પરંતુ રત્ન કે જે સ્થિર પદાર્થ છે તેની પ્રભાતો ચોમેર પ્રસરે છે તેને શી રીતે ઘટાવશો? રત્નમાંતો તેજની પેઠે કહી શકાય તેમ નથી. રત્નના જે અવયવો છે તે વિશીર્ણ થતા હોય તો પછી રત્નજ રહે નહિ. જો એમ કહો કે–રત્નજ તેજ નહિ, પણ તેની અંદર તેના અવલંબનભૂત તેજ છે, તે તેજના અવયવો વિશીર્ણ થઇને પ્રસરે છે એજ પ્રભા કહેવાય છે. ત્યારેતો આશ્રયીભૂત તેજોદ્રવ્યનું પણ રત્નપાર્થિવ ભાગનું જ જેમ એમ સ્થિરત્વ આવતું હોવાથી તેના અવયવો ક્ષણેક્ષણે તેમાંથી નીકળીને ચોમેર પડતાં તેજ જે અવયવી છે તેનો હ્રાસ અને કાળક્રમે ક્ષય થઇજ જાય. એમ તો જોવામાં આવતું નથી. દીપજ્વાળામાં જ જેમ એમ રત્ન તેજમાં પણ ક્ષણેક્ષણે નાશ ઉત્પત્તિની કલ્પના કરવી એ તો કેવળ સાહસ છે. કારણકે, જેમ દીપજ્વાળામાં તેલ વાટના સંયોગાદિરુપ ક્રમપ્રાપ્ત કારણધારા જોવામાં આવેછે, તેમ રત્નમાં ક્ષણેક્ષણે ઉદ્‌ભવતી ક્રમપ્રાપ્ત કોઈ પણ કારણધારા જોવામાં આવતી નથી. જેથી દીપજ્વાળાની પેઠે રત્નમાં પણ એવી કલ્પના ન કરી શકાય. માટે દીપજ્વાળાના અવયવો જ વિશીર્ણ થઇને પડે છે એજ પ્રભા નહિ પણ તેથી જુદો અપૃથક્સિદ્ધ ધર્મ છે. આ બાબત **તત્ત્વમુક્તાકલાપમાં** 'धर्मो भाति प्रभैका बहलविरलताद्यत्र दृष्टानुसारात् सा दीपांशा विशीर्णा इति यदि बहुधा कल्पनागौरवं स्यात्' આ રીતે નિરૂપી છે.

**કોઈ** એમ કહે છે કે, પ્રભાનું પ્રભાવાનથકી અપૃથક્સિદ્ધપણું ઘટતું આવતું નથી, કેમકે ગ્રીષ્મ સમયમાં સૂર્ય અસ્ત પામતાં પણ રાત્રિએ ઉષ્ણતા જણાય છે. માટે સૂર્યથકી તેની પ્રભા પૃથક્ભૂત છે એમ માનવું જોઇએ. આ બાબત એમ નથી. સૂર્ય અસ્ત થતાં પણ રાત્રિએ ઉષ્ણતા જણાય છે એ વાત સત્ય છે પરંતુ ઉષ્ણતાના આશ્રયભૂત દ્રવ્યને તો પ્રભા ન કહેવાય. કિંતુ તેજના વિશીર્ણ થતા બીજા અણુઓ જ છે. તે કયા? તો ગ્રીષ્મમાં સૂર્યકિરણોએ પ્રથમ ગ્રહણ કરીને પછી જે મુકી દીધા છે તે અણુઓ. આ બાબત **શ્રુતપ્રકાશિકામાં** એમ નિરૂપી છે કે, –આતપે તપાવેલાં વસ્તુઓમાં પણ કિરણોના વિશરણથી અવયવસંક્રમ થતો નથી, પરંતુ હિમકણો જ જેમ એમ રવિકિરણોએ ગ્રહણ કરીને મુકી દીધેલા અગ્નિઅવ-

યવોના સંક્રમણથી ઉષ્ણતા જણાય છે તેની ઉપપત્તિ થાય છે. આમાં કંઈ પણ કલ્પન ગોતવાનું નથી તેમ કલ્પના ગૌરવનો પ્રસંગ નથી, કેમકે આ બાબત તો શાસ્ત્રસિદ્ધ છે. આ અર્થ મત્સ્યપુરાણે 'वसन्ते ग्रीष्मके रश्मिशतैः सन्तपति त्रिभिः। शरद्यपि च वर्षासु चतुर्भिः सम्प्रवर्षति ॥ हेमन्ते शिशिरे चैव हिममुत्सृजति त्रिभि।' આ રીતે નિરૂપ્યો છે. **તાત્પર્ય** એ છે કે જેમ વર્ષા અને હેમંત ઋતુમાં રવિકિરણોએ મુકી દીધેલા જે જળકણો અને હિમકણો છે તે વિશીર્ણ કિરણોના અવયવો નથી. પરંતુ કિરણોએ ગ્રહણ કરીને મુકી દીધેલા જળસંબંધી અવયવો જ છે, તેમ ગ્રીષ્મમાં રવિકિરણોથી થતું જે સંતાપન (ઘામ) તે તેના વિશીર્ણ અવયવોનું કાર્ય નથી, કિંતુ રવિકિરણોએ ગ્રહણ કરીને મુકી દીધેલા અગ્નિઅવયવોનું જ એ કાર્ય છે એમ જણાય છે. આ પ્રકારે સમાધાન કર્યું છે. માટે પ્રભા એ પ્રભાવાનથકી અપૃથક્સિદ્ધ છે એમ ઉપપન્ન થાય છે. આ પ્રકારે પ્રભાના પ્રકારનું વર્ણન છે. **આ રીતે તેજનો વિચાર થયો.**

## જળનું નિરૂપણ—

તેજથકી રસતન્માત્ર અને તેથકી **જળ** થાય છે. જળનું શીતસ્પર્શવાળાપણું, ગન્ધશૂન્ય હોઈને રસવાળાપણું, અપાકજ શુકલ રૂપવાળાપણું, ઈત્યાદિ લક્ષણ જાણવું. વાયુ આદિકમાં સ્પર્શ છે પણ તે શીત નથી, પૃથિવીમાં રસ છે પણ તે નિર્ગન્ધો નથી. એમાં ગન્ધ છે. પૃથ્વીમાં શુકલ રૂપ છે પણ તે પાકથી બનેલું છે. પૃથ્વીનું નૈસર્ગિક રૂપ તો કૃષ્ણ છે. આ અર્થમાં 'यत्कृष्णं तदन्नस्य' આ શ્રુતિ પ્રમાણ છે. પૃથ્વીમાં જે શુકલાદિ રૂપ છે તેતો પાકથીજ બને છે. માટે જળનું જે લક્ષણ કર્યું તે ઘટતું આવે છે. જળનો સ્વભાવ શુકલરૂપવાળાપણું મધુર રસવાળાપણું અને શીતસ્પર્શવાળાપણું સ્વતઃ છે, પરંતુ અન્ય ભૂતોના સંસર્ગભેદને લીધે વિચિત્ર રૂપ રસ સ્પર્શનો આરોપ થાય છે. જળનું દ્રવપણું સ્વાભાવિક છે. વરષાદમાં કરા (પથરા) પડે છે તથા હિમ ઠરી જાય છે તેમાં જે કઠિનતા આવે છે તે તો જે કોઈ ઉપષ્ટંભન (રોકનાર દબાવનાર) ના વશપણાથી છે. એમાં અન્ય ભૂતનો સંસર્ગ છે તે દ્રવપણાને રોકી દે છે. વસ્તુતઃ કઠિન કરા હિમ આદિક પણ જળજ છે તે આ જળ પ્રાણને તથા રસનાને પોષણ આપવાદ્વિારા ઉપકાર કરે છે. પ્રાણને પોષણ આપવાપણું 'आपोमयः प्राण;' આ શ્રુતિસિધ્ધ છે. રસનાને પોષણ આપવાપણું તો તાળુની તથા દાંતની અંદર રહેલા જળથી છે. એ બાબત લોકદષ્ટ છે. શરીરરૂપથી પણ ઉપકાર કરે છે. વરુણ લોકમાં સર્વેનાં શરીરો જળમય છે. વિષયરૂપથી ઉપકાર કરે છે. એ બાબત નદીઓ, સરોવરો સમુદ્ર આદિકમાં પ્રસિધ્ધ છે. **આ રીતે જળનું નિરૂપણ છે.**

## પૃથિવીનું નિરૂપણ—

જળથકી ગન્ધતન્માત્ર અને તેથકી **પૃથિવી** થાયછે. વિશિષ્ટ ગંધવાળાપણું એ પૃથ્વીનું લક્ષણ છે. પૃથિવીમાં ગન્ધ ઉદ્ભૂત હોવાથી લક્ષણની સંગતિ છે. રૂપવાળાપણું હોઇને અનુષ્ણાશીત સ્પર્શવાળાપણું, ઈત્યાદિ પણ લક્ષણ હોઈ શકેછે. યદ્યપિ રૂપ, જળ તેજમાં છે પણ તે બન્નેમાં અનુષ્ણાશીત સ્પર્શ નથી. તેતો પૃથિવીમાં જ છે. વાયુમાં અનુષ્ણાશીત સ્પર્શ છે પણ તેમાં રૂપ નથી માટે લક્ષણ સંગત થાય છે. પૃથિવી પ્રથમ સુરભિ ગન્ધવાળી, મધુર રસવાળી, કૃષ્ણ વર્ણવાળી અને અનુષ્ણાશીત સ્પર્શવાળી અને અનુષ્ણાશીત સ્પર્શવાળી થાયછે. માટે અનુષ્ણાશીતપણું એણીમાં સર્વદા અનુવર્તે છે. પૃથ્વીમાં કદાચિત ઔષ્ણ્ય તથા શૈત્ય જણાય છે તેતો ઔપાધિક છે—જળતેજના સ્પર્શથી જણાય છે. પૃથ્વીમાં ઉષ્ણ શીત સ્પર્શની ઉત્પત્તિ થતી નથી પરંતુ પ્રતિભાસમાત્ર છે. કૃષ્ણવર્ણજ સ્વતઃસિદ્ધ છે એ બાબત શ્રુતિસિધ્ધ છે. પાકભેદને લીધે પૃથ્વીમાં વિચિત્ર વર્ણો ઉપજે છે. મહાપૃથિવીમાં બહુધા સૌરભ્ય જણાતું હોવાથી સુરભિગુણજ સ્વાભાવિક છે. બીજા ગુણો તો અસ્વાભાવિક છે. પૃથિવીની પ્રકૃતિભૂત જળનો મધુર સ્વભાવ હોવાથી પૃથ્વીમાં પણ માધુર્ય જો કંઇ બાધક ન હોય તો સ્વાભાવિક સમજવું. બીજા રસો તો પાકજન્ય જાણવા. પૃથ્વીમાં કાઠિન્ય વર્તે છે તથાપિ લવણ માખણ આદિકમાં જે દ્રવપણું જણાય છે. તેતો જળ આતપ આદિકના યોગને લીધે છે. લવણ માખણ એ આદિક પૃથ્વી જ છે. 'अन्नमयं हि मनः' આ શ્રુતિમાં કહ્યા પ્રમાણે પૃથિવી મનને પોષણ આપવાદ્વારા ઉપકાર કરે છે. રૂપાદિ પાંચને મધ્યે જે ઇન્દ્રિય જે ગુણને ગ્રહણ કરેછે તેને તે ગુણના આશ્રયભૂત પોષણ આપે છે એવો નિયમ છે અને વળી 'आप्यायन्ते च ते नित्यं धातवस्तैस्तु पञ्चभिः' એવું સ્મૃતિવચન છે, માટે પૃથિવી ઘ્રાણનો પણ ઉપકાર કરેછે. એ બાબત બરોબર છે. શરીરરૂપથી સર્વનો ઉપકાર કરે છે, એ બાબત મનુષ્ય પશુ પક્ષી સ્થાવર આદિક શરીરોમાં વ્યકત છે. વિષયરૂપથી પણ ઉપકાર કરે છે, એ બાબત મૃત્તિકા પાષાણ ઓષધિ તિમિર આદિકમાં વ્યકત છે. **આ રીતે પૃથિવીનું નિરૂપણ છે.**

## શબ્દાદિ પાંચ વિષયોનું નિરૂપણ—

પ્રથમ **શબ્દનું** નિરૂપણ કરાય છે—પૂર્વ પૂર્વ તત્ત્વ થકી પોતપોતાના તત્ત્વનો **વિશેષ** જણાવનાર હોવાથી આ ગુણોને **'વિશેષ'** એવી સંજ્ઞાથી સંબોધાયછે. તેમાં 'अस्मदादिश्रोत्रग्राह्य विजातीयव्यावृत्तोऽद्रव्यविशेषः शब्दः' (આપણ આદિકના શ્રોત્ર-ઇન્દ્રિયથી ગ્રહણ થતો અને વિજાતીયથકી વ્યાવૃત્ત (જુદો) એવો જે અદ્રવ્યવિશેષ (દ્રવ્ય થકી ભિન્ન) એ **સબ્દનું** લક્ષણ છે. અપ્રાકૃત જે શબ્દ છે તે આપણ આદિકનાં શ્રોત્ર ઇન્દ્રિયથી ગ્રહણ નહિ થતો હોવાથી એમાં અવ્યાપ્તિ દોષ આવે છે તેના નિવારણ

માટે 'विजातीयव्यावृत्त' આ પદનો લક્ષણમાં નિવેશ કરવામાં આવ્યો છે. અપ્રાકૃત શ્રોત્રાદિકમાં તો 'नयनश्रवणो दृशा शृणोति' આમાં કહ્યા પ્રમાણે વિષય નિયમનો આભાવ છે. અમુક જ ઇન્દ્રિયથી વિષયને ગ્રહણ કરે એવો નિયમ નથી. મુક્તો દૃષ્ટિથી પણ સાંભળે છે. એ દોષના નિવારણ માટે 'अस्मदादि' એ પદનો નિવેશ લક્ષણમાં કર્યો છે. 'કાળ છ ઇન્દ્રિયવડે વેદ્ય છે' એ પક્ષમાં આ લક્ષણ જતું રહે છે તેના નિવારણ માટે 'अद्रव्यविशेष' એ પદનો નિવેશ લક્ષણમાં કર્યો છે. કાળ તો દ્રવ્ય છે. શબ્દ તો દ્રવ્ય થકી ભિન્ન અદ્રવ્ય (ગુણ) છે તે આપણ આદિકનાં શ્રોત્રઇન્દ્રિયથી ગ્રહણ થાય છે અને અદ્રવ્ય છે માટે લક્ષણની સંગતિ થાય છે.

તે આ **શબ્દ** પાંચેય ભૂતોમાં વર્તે છે. કેમકે, શંખ નાદ કરે છે, સમુદ્ર ગાજે છે, ઇત્યાદિ લોકવ્યવહાર જોવામાં આવે છે. 'नमस्ते वायो त्वमेव प्रत्यक्षं ब्रह्मासि त्वामेव प्रत्यक्षं ब्रह्म वदिष्यामि' (तै. उ) આ શ્રુતિમાં વાયુનોજ વેદરૂપથી પરિણામ કહ્યો છે. એ બાબત, વાયુને શબ્દાધાર કહ્યા વિના સંઘટે નહિ. આ અર્થમાં 'तस्य ह वा एतस्य महतो भूतस्य निःश्वसितमेतयदृग्वेदः' ( बृ. उ. ) આ શ્રુતિપણ પ્રમાણ છે. વિ. પુ. માં 'वेणुरन्ध्रविभेदेन भेदः षड्जादिसंज्ञितः । अभेदव्यापिनो वायोस्तथासौ परमात्मनः॥' એમ કહ્યું છે માટે શબ્દને પંચભૂતવર્તી કહ્યો તે યોગ્ય છે. આથી 'શબ્દ આકાશમાત્રવર્તી છે' એમ માનનારાના પક્ષનું ખંડન થઇ જાય છે.

તે આ **શબ્દ, ધ્વન્યાત્મક** અને **વર્ણાત્મક** એવા ભેદથી બે પ્રકારનો છે. જેમાં અ ક ચ ટ ત પ ય ઇત્યાદિ સમસ્ત પ્રકારો ન હોય તે **ધ્વન્યાત્મક** કહેવાય. તેતો ભેરી આદિક વાજીંત્ર, મેઘ, વાયુ, આદિકથી ઉપજતો પ્રસિદ્ધ છે. વાંસને બે વિભાગથી ફાડતાં જે શબ્દ થાય છે તે પણ ધ્વનિરૂપ જાણવો. જેમાં અ ક ચ ટ ત પ ય ઇત્યાદિ સમગ્ર પ્રકાર હોય તે **વર્ણાત્મક** કહેવાય. આતો નાભિ પ્રદેશથકી ઊર્ધ્વ નીકળેલા પ્રયત્નપ્રેરિત વાયુવિશેષનો દેવ મનુષ્ય આદિકનાં જે તાળું કંઠ આદિક અષ્ટ સ્થાનો તેનો અભિઘાત થતાં તે તે શબ્દોનો પ્રકાશ થાય છે તે જાણવો. કોષ્ઠનો પ્રયત્નપ્રેરિત વાયુ ઊર્ધ્વ આવીને તાલ્વાદિ સાથે અથડાતાં વર્ણરૂપમાં થાય છે એ પ્રસિદ્ધ બાબત છે. આ બાબત પશુ આદિક માટે નથી. પૂર્વ કાળમાં કરેલા ગ્રંથોમાં શબ્દ છે તે અમુક અર્થના વાચક છે, સ્ફોટથી અર્થનો પ્રકાશ થાય છે. પ્રમાણ છે, નિત્ય છે, અનિત્ય છે, ઇત્યાદિ જે બધો વિચાર કરવામાં આવ્યો છે તે શબ્દવિષયવાળો જ છે. તે આ વર્ણો **પચાસ અક્ષરાત્મક** છે. સોળ અકારાદિ સ્વરો, પચીસ સ્પર્શો—ક ને આરંભીને **મ** સુધીના, ય ર લ વ આ ચાર અંતઃસ્થ અને શ ષ સ હ આ ચાર ઉષ્મા અને એક **ક્ષ** વર્ણ, એમ મળીને **પચાસ** થાય છે. ક્ષ વર્ણતો ક ષ ના સંયોગથી થાયછે તથાપિ માતૃકાપાઠમાં જુદો ગણ્યો હોવાથી પચાસમો લીધો છે, ળકારને જુદો ગણ્યો નથી, કેમકે માતૃકાપાઠમાં

ल અને ळ નો અભેદ કહ્યો છે. આ બન્ને પ્રકારનો પણ **શબ્દ** સન્તાન (ધારા) ક્રમથી શ્રોત્ર દેશ પ્રત્યે આવતાં શ્રોત્ર ઇન્દ્રિયથી ગ્રહણ થાય છે એવો એક પક્ષ છે. શ્રોત્રનોજ જ્યાં વિષય છે તે પ્રદેશમાં વૃત્તિદ્વારા સંબન્ધ થતાં શબ્દનું ગ્રહણ થાય એ બીજો પક્ષ છે. દૂરસ્થ શબ્દના ગ્રહણમાંતો શ્રોત્રનું ગમનજ યોગ્ય છે.

આકાશવર્તી આ વર્ણો આકાશની સાથે જ ઉત્પત્તિ–વિનાશવાળા હોઈને કલ્પપર્યંત રહેનારા છે. એમાં જે ઉચ્ચપણું, દીર્ઘપણું, મન્દપણું વિગેરે થાય છે તેતો વ્યંજક (પ્રકાશક) જે વાયુ તેના ધર્મો જ ત્યાં ત્યાં આરોપાય છે એવો એક પક્ષ છે. આ પક્ષમાં 'તે આ ગકાર છે' ઇત્યાદિ જે પ્રત્યભિજ્ઞા (ઓળખાણ) થાય છે તેનું સ્વારસ્ય સમજવું. તેતે કંઠાદિ સ્થાનના અભિઘાત (અથડામણ) થી ઉપજેલા તેતે વર્ણો દીર્ઘ મંદત્વાદિ ધર્મવાળા છે તેતો કોષ્ઠગત વાયુના ધર્મભૂત છે એવો બીજો પક્ષ છે. જેમ સ્પર્શાદિકમાં મૃદુપણું કઠિનપણું આદિક સંભવે છે તેમ શબ્દમાં પણ મન્દપણું તીવ્રપણું વિગેરે સંભવે છે. એવો એમનો આશય છે. જેમ યોગ્ય હોય તેમ સમજી લેવું.

**કૌમારિલોનું** એમ માનવું છે કે જે ધ્વન્યાત્મક શબ્દ છે તે વાયુનો ધર્મ છે અને જે **વર્ણાત્મક** શબ્દો છે તે તો નિત્ય છે અને દ્રવ્ય છે, આ મંતવ્ય યોગ્ય નથી. કેમકે પ્રલયમાં શબ્દનો લય થાય છે એમ શ્રુતિ કહે છે અને શબ્દોનું દ્રવ્યના ધર્મપણેજ શ્રુતિ સ્મૃતિમાં પ્રતિપાદન છે. **કોઈ** એવી શંકા કરે કે– 'भूरिति ऋग्वेदादजायत भुव इति यजुर्वेदात्सुवरिति सामवेदात्तानि शुक्राण्यभ्यतपत्तेभ्योऽभितप्तेभ्यस्त्रयो वर्णा अजायन्त अकार उकारो मकार इति तानेकधा समभरत्तदेतदोमिति' (ऐ. ब्रा.) આ શ્રુતિમાં તથા 'अकारं चाप्युकारं च मकारं च प्रजापतिः। वेदत्रयान्निरदुहद्भूर्भुवः स्वरितीति च ॥' આ સ્મૃતિમાં પણ જે 'અકારાદિ વર્ણો છે તે પ્રણવમાં ઉપાદાન કારણ છે' એમ પ્રતિપાદન હોવાથી દ્રવ્યભાવ વિના ઉપાદાન કારણપણું સંભવતું નહિ હોવાથી શબ્દોનું દ્રવ્યપણું સિદ્ધ થાયછે. વળી 'यस्य वेदाः शरीरम्' આ શ્રુતિમાં શબ્દાત્મક વેદોને શરીરપણે પ્રતિપાદેછે, શરીરપણું તો દ્રવ્યપણાની સાથે વ્યાપ્ય છે (દ્રવ્ય હોય તોજ શરીર કહેવાય) માટેપણ શબ્દનું દ્રવ્યપણું સિદ્ધ થાય છે. આ **શંકાનું** સમાધાન એમ છે કે–વેદ શબ્દો વડે વાચ્ય (બ્રહ્મ) છે તેનું ઉપાદાન કારણપણું છે, તેનું તો દ્રવ્યપણું છે જ, તો વાચક જે શબ્દ તેને દ્રવ્ય ઠરાવવામાં કશું પ્રમાણ નથી. 'यस्य वेदाः शरीरं' આ શ્રુતિ તો અભિમાનિ દેવતા વિશેષવિષયવાળી છે તેમાં ઘટતી આવે છે. અર્થાત્ અકારાદિકને પ્રણવના ઉપાદાન-પણે કહે છે તે વાચ્ય (બ્રહ્મ) દ્વારા સંભવે છે. માટે શબ્દોનું **અદ્રવ્યપણું** ઘટતું આવે છે.

આકાશાદિકના ધર્મભૂત જે **શબ્દ** છે તે આકાશથકી પહેલાંના તત્ત્વોમાં નથી. નિત્યવિભૂતિ (અક્ષર વૈકુંઠાદિ ધામ)માંતો અપ્રાકૃત પાંચ ભૂતો કે જે

**પંચશક્તિ** શબ્દથી કહેલાં છે તે વર્તે છે. તે દિવ્ય ભૂતોના ધર્મોપણ વિલક્ષણ કલ્યાણતમ શબ્દસ્પર્શાદિક છે. આ બાબત શાસ્ત્રથી જ એક જાણી શકાય છે. જેમ ગંધની સમતા છતાં પણ ચંપક કસ્તુરી આદિકમાં શૌરભવિશેષ જણાય છે તેમ પ્રાકૃત થકી અત્યંત વિલક્ષણ જ અપ્રાકૃત શબ્દાદિક ધર્મો યથાપ્રમાણ સ્વીકારવા જોઈએ. આ બાબત **તત્ત્વમુક્તાકલાપમાં**–कस्तूरी चम्पकादौ समविषयतया सम्मतः सौरभादिस्तद्वच्छब्दादयोऽमी त्रिगुणतदधिकद्रव्यनिष्ठाः गुणाः स्युः । निष्कृष्टे शास्त्रदृष्ट्या न कथमपि मिथः सङ्करः शङ्कनीयः स्वाच्छन्याच्छङ्कमानः स्वमिव सुरगुरुं किन्न शङ्केत मुग्धम् ॥' આ રીતે જણાવી છે. માટે નિત્યવિભૂતિમાં પણ પાંચ ભૂતો અને તેના શબ્દાદિ ગુણો અવશ્ય સ્વીકારવા જોઈએ. આ રીતે **આકાશના ગુણભૂત શબ્દનો વિચાર થયો.**

## વાયુઆદિક ચાર ભૂતોના ગુણભૂત સ્પર્શનું નિરૂપણ

આપણ આદિકના ત્વકૂઇન્દ્રિયથી ગ્રહણ થતું અને વિજાતીયથકી વ્યાવૃત્ત (જુદું) એવું જે અદ્રવ્ય તે **સ્પર્શ**નું લક્ષણ છે. ત્વચાથી સ્પર્શનું ગ્રહણ થાય છે એ લોકદૃષ્ટ છે. આ સ્પર્શ, **શીત** ઉષ્ણ અને **અનુષ્ણાશીત** એવા ભેદથી ત્રણ પ્રકારનો માન્યોછે. જળમાં શીત, તેજમાં ઉષ્ણ અને પૃથિવી–પવનમાં અનુષ્ણાશીત સ્પર્શ વર્તેછે. અન્ય ભૂતના સંસર્ગને લીધે અન્ય ભૂતોમાં અન્ય સ્પર્શનો અવભાસ થાય છે અને પોતામાં રહેલા સ્પર્શનો અવભાસ થતો નથી. જેમ પૃથ્વી–વાયુમાં અગ્નિના સંપર્કને લીધે ઉષ્ણતા જણાતાં પોતાનો જે અનુષ્ણાશીત સ્પર્શ છે તે જણાતો નથી. એમ સ્પર્શની સંકરતા છે. આ બાબત તત્ત્વતઃ નથી. અનુષ્ણાશીત પણ એક પ્રકારનો સ્પર્શ છે પણ શીત ઉષ્ણના અભાવમાત્ર નહિ, કારણ કે, આકાશાદિકમાં અનુષ્ણાશીત સ્પર્શની પ્રતીતિ થતી નથી અને પૃથ્વી પવનમાં સ્પર્શવાળાપણું શાસ્ત્રથી સિદ્ધ છે.

તે આ સ્પર્શ પ્રકારાન્તરે **પાકજ અપાકજ** એવા ભેદથી બે પ્રકારનો કહેવાયછે. તેમાં પૃથ્વીમાં જે સ્પર્શ છે તે પાકજન્ય છે અને વાયુમાં જે સ્પર્શ છે તેતો પાકજન્ય નથી. જળ અગ્નિમાં શીત ઉષ્ણ સ્પર્શ છે તે અપાકજ છે—પાકથી બનેલો નથી. માર્દવ કાઠિન્ય આદિકનું ત્વચાથી ગ્રહણ થતું હોવાથી એ પાકજન્ય સ્પર્શના ભેદો છે. કરા આદિકમાં જે કાઠિન્ય જણાય છે તેતો દ્રવના પ્રતિરોધથી જણાય છે—'પવન મૃદુ વાય છે. એવો જે વ્યવહાર થાય છે તે વેગના અભાવને લીધે છે—વેગ મંદ પડી જાય એટલે પવન મૃદુ થઈ જાય છે. પૃથ્વીમાં શીતોષ્ણતા જણાય છે તે જળઅગ્નિના સંપર્ક નિમિત્તથી હોવાથી ઔપાધિક છે પણ પાકજન્ય નથી, કારણ કે ઉપાધિની નિવૃત્તિ થતાં શીતોષ્ણતા ની નિવૃત્તિ થાયછે. તેમાં અમૃત–વિષ–કપિકચ્છૂ–તૂળ–ઉપળ ગો–બ્રાહ્મણ–ચંડાળ

આદિકના જે સ્પર્શવિશેષો છે તે પાકજન્ય સ્પર્શના ભેદો છે. અમૃતતો જીવનમાં હેતુ છે. વિષનો સ્પર્શ જીવનનો નાશક છે, સ્પર્શમાત્રથી ખરજ આવે એવી ઓષધિને કપિકચ્છૂ કહે છે, એ દુષ્ટ સ્પર્શ છે. તૂલનો સ્પર્શ મૃદુ છે અને ઉપળ –પથ્થરનો કઠિન છે. ગો **બ્રાહ્મણ**નો સ્પર્શ શુદ્ધિમાં હેતુ છે અને ચંડાળનો સ્પર્શ અશુદ્ધિમાં હેતુ છે, એમ સમજી લેવો. આ **રીતે સ્પર્શનું વિવેચન છે.**

## તેજ જળ પૃથ્વીમાં વર્તતા રૂપનું નિરૂપણ—

આપણ આદિકના ચક્ષુ ઇન્દ્રિયથી જ એક ગ્રહણ થતું હોઈને વિજાતીયથકી ભિન્ન એવું જે અદ્રવ્ય એ **રૂપનું** લક્ષણ છે, રૂપ ચક્ષુથી ગ્રહણ થાય છે. સંયોગપણ ચક્ષુથી ગ્રહણ થતો હોવાથી એમાં લક્ષણ ન જવા દેવામાટે एक પદ મૂકયું છે. બીજા પદ પ્રયોજન પૂર્વની પેઠે જાણવું–તે રૂપ, લોહિત (રક્ત) શુકલ, કૃષ્ણ, એવા ભેદથી ત્રણ પ્રકારનું જ છે. આ અર્થ 'यदग्ने रोहितं रूपं तेजसस्तद्रूपं यच्छुक्लं तदपां यत्कृष्णं तदन्नस्य त्रीणि रूपाणीत्येव सत्यम्' આ શ્રુતિસિદ્ધ છે. પીત રૂપ કહેવાય છે તેતો રક્ત રૂપનો અવાંતર ભેદ જ સમજવો પડે. કારણ કે શ્રુતિમાં ત્રણજ રૂપની સત્યતા કહી છે. પીતને ગણતાં ચાર પ્રકારનાં રૂપો થાયછે. 'આ શુકલ છે' એવી પ્રતિપત્તિ અને વ્યવહારમાં વિષય થાય તે શુકલ રૂપનું લક્ષણ છે. એ રીતે બીજા રૂપનાં લક્ષણો જાણી લેવાં. તેમાં જળ રજત શંખ છીપ ચંદ્ર આદિકના જે રૂપવિશેષો છે તે **શુકલ** રૂપના ભેદો જાણવા. અગ્નિ જપાકુસુમ દાડમ વિદ્રુમ પદ્મરાગ આદિકનાં જે રૂપો છે તે **રક્ત** જાણવાં. સુવર્ણ હરતાળ–હરિદ્રા આદિકનાં જે રૂપો છે તે **પીત** જાણવાં. મરકત ભ્રમર મેઘ તિમિર તમાલ દુર્વા આદિકનાં જે રૂપો તે કૃષ્ણ જાણવાં. પ્રકારાંતરે **ભાસ્વર અભાસ્વર** એવા ભેદથી રૂપમાં બે પ્રકારો છે, તેજમાં ભાસ્વર રૂપ છે, પૃથ્વી–જળમાં રહેલું રૂપ અભાસ્વર છે, તેજોગત રૂપ રક્તભાસ્વર છે, જળમાં તો શુકલ અભાસ્વર છે, પૃથિવીમાં બહુ પ્રકારનું અભાસ્વરરૂપ છે, શ્રુતિમાં પૃથ્વીનું **કૃષ્ણરૂપ** કહ્યું તે રૂપાંતરના અભાવપર ન જાણવું. સ્વતઃ કૃષ્ણરૂપ છે. યમુનાજળાદિકમાં નૈલ્યાદિક જણાય છે તેની શી વ્યવસ્થા ? તો સંસર્ગને લીધે અનિયત રૂપનો પ્રતિભાસ અને વ્યવહાર થાય છે. **ચિત્ર** નામનું પાંચમું રૂપ વૈશેષિક વિગેરે માનેછે તે અસત્ છે. અવયવોમાં રહેલાં નાનાવિધ રૂપો જ્યારે ભેગાં થાય છે ત્યારે 'આ ચિત્ર રૂપ છે' એવી પ્રતીતિ અને વ્યવહાર થાય છે. માટે પૃથક્ ચિત્ર રૂપની કલ્પના ન કરવી જોઈએ. જો કરવામાં આવે તો ચિત્ર રસ, ચિત્ર ગંધ આદિકની પણ કલ્પનાનો પ્રસંગ આવે, કેમકે પ્રત્યેકમાં કંઈનું કંઈ ચિત્રપણું રહેલું છે.

## જળ તથા પૃથ્વીવર્તી રસ ગુણનું નિરૂપણ—

આપણ **આદિકના** જીહવા ઇન્દ્રિયથી ગ્રહણ થતું અને વિજાતીય થકી ઇતર

એવું જે અદ્રવ્ય તે **રસનું** લક્ષણ જાણવું. જીહ્વાથી રસનું ગ્રહણ થાય છે એ પ્રસિદ્ધ બાબત છે તે આ **રસ, મધુર આમ્લ લવણ તિકત કટુ કષાય,** એવા ભેદથી છ પ્રકારનો માન્યો છે. મધુરાદિત્વ પ્રતીતિ અને એવા વ્યવહારમાં વિષય થવું એજ આ પ્રત્યેક રસોનાં લક્ષણો જાણવાં. તેમાં જળમાં તો એક **મધુરજ** રસ છે. જળમાં અન્ય રસની પ્રતીતિ થાય છે તેતો આશ્રયોપાધિને લીધે છે. પૃથ્વીમાંતો પાકવશાત્ નાનાવિધ રસો સંભવે છે. તેમાં શેલડી દુધ ઘૃત ગોળ આદિકમાં જે રસો વર્તે છે તે **મધુર** જાણવા. આમ્ર આમલી આમલક આદિકના જે રસો તે **અમ્લ** (ખાટા) જાણવા. સૈન્ધવ મીઠું ખાર આદિકના જે રસો તે **લવણ** (ખારા) જાણવા. વિષવૃક્ષ નિંબ આદિકના જે રસો તે **કટુ** (કડવા) જાણવા. હરીતકી બહેડાં આમ્રાંકુર આદિકના જે રસો તે **કષાય** (કટાણા–તુરા) જાણવા. સુંઠી મરીચિ રાઈ આદિકના જે રસો તે **તિક્ત** (તીખા) જાણવા. એ રીતે છ રસોનું ઓળખાણ છે. આ સઘળા રસોનું વૈશદ્ય વૈદ્યશાસ્ત્રથકી જાણવું. **આ રીતે રસનું નિરૂપણ છે.**

## પૃથ્વીમાત્રમાં વર્તતા ગંધ ગુણનું નિરૂપણ—

આપણ આદિકના **ઘ્રાણ** ઇન્દ્રિયથી ગ્રહણ થતું અને વિજાતીયથકી ઇતર એવું જે અદ્રવ્ય તે **ગંધનું** લક્ષણ જાણવું. ઘ્રાણથી ગંધનું ગ્રહણ થાય છે એ લોકસિદ્ધ છે. તે આ ગંધ, **સુરભિ** અને **અસુરભિ** એવા ભેદથી બે પ્રકારનો માન્યો છે. તે બન્નેનું લક્ષણ પૂર્વની પેઠે જાણવું. ઇષ્ટ ગંધ કે જેને સુગન્ધ કહેવામાં આવે છે તે **સુરભિ** જાણવો. ચંદન, કસ્તુરી, કુંકુંમ, ચંપક આદિકના જે ગંધો તે **સુરભિ** જાણવા. 'पूतिगन्धस्तु दुर्गन्धो विस्रं स्यादामगन्धि यत्' એમાં કહ્યા પ્રમાણે દુર્ગંધ અને વિસ્ર–કાચા માંસનો ગંધ ઇત્યાદિકને **અસુરભિ** કહે છે. તેમાં પૃથ્વીમાં જે ગંધ છે તે સુરભિજ છે. અસુરભિ તો પાકજન્ય છે. પાકજન્ય પણ વિલક્ષણ બહુ પ્રકારના સુરભિ ગંધો જાણવામાં આવે છે. પૃથ્વીમાંજ પાક થાય છે પણ જળ–પવનમાં નહિ. તેમાં ઉષ્ણપણાની પ્રતીતિ થાય છે તેતો સંસર્ગથી ઘટતી આવે છે. અગ્નિના સંપર્કની અત્યંત નિવૃત્તિ થતાં પણ જે ગુણો અનુવર્તે છે તેજ પાકજન્ય જાણવા. જેમ આમ્રફળાદિકમાં રકત આદિક ગુણ આવે છે. 'જ્યારે પૃથ્વીમાંજ ગંધ ગુણ છે તો 'આ જળ સુરભિ છે' એમ વિવેકિઓને પણ જણાય છે તેનું શું ? તો જેમ 'લોખંડ બળે છે' એની પેઠે જળ પવનાદિકમાં ચંપકાદિકના સંસર્ગને લીધે ગંધ જણાય છે. પંચીકરણમાંજ પંચ ભૂતોમાં સ્પર્શાદિ ગુણોની મિશ્રિતતા પ્રથમથી જ સિદ્ધ છે. જ્યાં લેશથી પણ ભૂતાન્તરનો સંસર્ગ દર્શનવશાત્ ન જણાય ત્યાં પંચીકરણ પ્રક્રિયા પણ શરણ છે. **આ રીતે ગંધનું નિરૂપણ** છે. આ પ્રકારે પંચભૂતવર્તી **શબ્દાદિ પાંચ** ગુણોનું નિરૂપણ છે.

શબ્દાદિ **ભૂતગુણો** અને ભૂતોના કાર્યરૂપ અને સ્વભાવરૂપ **લક્ષણો** શ્રીમદ્ ભાગવતના સ્કંધ ૩ અ. ૨૬ માં કહ્યાં છે. તેમાં **શબ્દનું** લક્ષણ–'अर्थाश्रयत्वं शब्दस्य द्रष्टलिङ्गत्वमेव च । तन्मात्रत्वं च नभसो लक्षणं कवयो विदुः ॥" આ રીતે કર્યું છે. अर्थाश्रयत्वं–શ્રોતાને અર્થ જણાવી દેવાપણુ, અર્થાત્ વાચકપણુ, અર્થમાત્રનો વાચક શબ્દ છે એ પ્રસિદ્ધ છે. द्रष्टृलिङ्गत्वं–દ્રષ્ટા પુરુષનું અનુમાપકપણું, અંધકારમાં કે ભિ ત્ત આદિકનું વ્યવધાન છતાં પણ શબ્દથી 'અમુક પુરુષ છે' એવું અનુમાન થઈ શકે છે. नभसस्तन्मात्रत्वं–આકાશની સૂક્ષ્મ અવસ્થા ભૂતપણું અથવા આકાશના અસાધારણ ગુણપણું એ શબ્દનો સ્વભાવ છે. **સ્પર્શનું** લક્ષણ–मृदुत्वं कठिनत्वं च शैत्यमुष्णत्वमेव च । एतत्स्पर्शस्य स्पर्शस्य तन्मात्रत्वं नभस्वतः ॥' આ રીતે કર્યું છે. મૃદુપણુ, કઠિનપણુ, શીતપણું, ઉષ્ણપણું અને વાયુનુ સૂક્ષ્મ અવસ્થા ભૂતપણું એ સ્પર્શનો સ્વભાવ છે. **રૂપનું** લક્ષણ–'द्रव्याकृतित्वं गुणता व्यक्तिसंस्थानमेव च । तेजस्त्वं तेजसः साध्वि रूपमात्रस्य वृत्तयः ॥' આ પ્રકારે કર્યું છે. व्यक्तित्व. દ્રવ્યની ઉપલબ્ધિનું કારણપણું–રૂપથી 'અમુક દ્રવ્ય છે' એમ જાણવામાં આવે છે. गुणता–નિત્ય દ્રવ્યને આશ્રયે રહેવાપણું–ગુણ હોય તે દ્રવ્યને આશ્રયે જ રહે છે. व्यक्तिसंस्थान–એક વ્યકિતનું અન્ય વ્યકિતથકી વ્યાવર્તકપણું–રૂપથી 'આ વ્યકિતથકી આ વ્યકત જુદી છે' એમ જણાઈ આવે છે. તેજનુ સૂક્ષ્મ અવસ્થાપણું, એ રૂપનો સ્વભાવ છે. **રસનું** લક્ષણ–'कषायो मधुरस्तिक्त कटवम्ल इति नैकधा । भौतिकानां विकारेण रस एको विभिद्यते॥' આ રીતે કર્યું છે. भौतिकानां विकारेण–સાંસર્ગિક દ્રવ્યોના વિકારથી કષાયપણું, મધુરપણું, તિકતપણુ, કટુપણુ, અમ્લપણું વિગેરે **નાનાવિધ** ધર્મને ભજવાપણું એ રસનો સ્વભાવ છે. **ગંધનું** લક્ષણ–'करम्भपूतिसौरभ्यशान्तोग्राम्लादिभिः पृथक् । द्रव्यावयववैषम्याद्गन्ध एको विभिद्यते ॥' આ પ્રકારે કર્યું છે. સાંસર્ગિક દ્રવ્યોના વિકારથી કષાયપણું પૂતિદુર્ગંધપણું, સુરભિપણું, શાંતપણુ, ઉગ્રપણું, અમ્લપણું વિગેરે નાના ધર્મોને ભજવાપણું એ ગંધનો સ્વભાવ છે. મિશ્રગંધને **કરંભ** કહે છે કપૂરાદિકનો **સુરભિ** ગંધ છે, કમલાદિકનો **શાંત** ગંધ છે. લસણ આદિકનો **ઉગ્ર** ગંધ છે. વાસિત અન્નાદિકનો **ખાટો** ગંધ છે એવો વિવેક સમજવો. આ વચનો શબ્દાદિકનું સંભવતું કાર્ય અને સ્વભાવના વર્ણનપર જાણવાં, માટે અવ્યાપ્તિ કે અતિવ્યાપ્તિથી કેટલાક ધર્મોનું લક્ષણપણું ન સંભવે તોપણ ક્ષતિ નથી.

ભૂતોમાં **આકાશનું** લક્ષણ–'भूतानां छिद्रदातृत्वं बहिरन्तरमेव च । प्राणेन्द्रियात्मधिष्ण्यत्वं नभसो वृतिलक्षणम्" આ રીતે કર્યું છે. ભૂતોને જવા આવવાનો અવકાશ આપવાપણું, ભૂતોના બાહ્ય આભ્યંતર સમગ્ર વ્યવહારમાં વિષયપણું, નાડી હૃદય આદિક છિદ્રદ્વારા પ્રાણ ઇન્દ્રિયો અને અંતઃકરણને આશ્રય આપવાપણું એ આકાશનો સ્વભાવ છે. અવકાશ આપવાપણું એ આકાશનું કૃત્ય જાણવું. **વાયુનું**

લક્ષણ–'चालनं व्यूहनं प्राप्तिर्नेतृत्वं द्रव्यशब्दयोः। सर्वेन्द्रियाणामात्मत्वं वायोः कर्माभिलक्षणम् ॥' આ રીતે છે. चालनं–વૃક્ષશાખા પાન તૃણ આદિકને કંપાવવાપણું, व्यूहनं–જે મળેલાં તૃણાદિક હોય તેને જુદાં પાડી દેવાપણું, प्राप्तिः જે જુદાં જુદાં તૃણાદિક હોય તેને ભેગાં કરી દેવાપણું, नेतृत्वं द्रव्यशब्दयोः–ગંધના આશ્રયભૂત દ્રવ્ય અને શબ્દનું તેતે ઇન્દ્રિયોની સમીપે લઈ જવાપણું, सर्वेन्द्रियाणामात्मत्वं–મુખ્ય પ્રાણરૂપથી સર્વેન્દ્રિયોનું આધારપણું, એ વાયુનાં કાર્યરૂપ **લક્ષણો**–લિંગો છે. લિંગભૂત આ કાર્યોએ કરીને તેના કારણપણે વાયુનું અનુમાન થાય છે. આ કાર્ય વાયુનું છે એમ જાણી શકાય છે. **તેજનું** લક્ષણ–"द्योतन पचनं पानमदनं हिममर्दनम्। तेजसो वृत्तयस्त्वेताः शोषणं क्षुत्-तृडेव च।" આ પ્રકારે કર્યું છે. द्योतनं–ઘટાદિ અર્થનું આલોકપણે પ્રકાશ કરી આપવાપણું पचनं–તંદુલાદિકને પકવવાપણું, ક્ષુધા તૃષા ઉપજાવવા દ્વારા પાન અને અદનમાં હેતુપણું, હિમનું નાશ કરવાપણું, પાંદડાં જળ આદિકને સુકવી નાખવાપણું, આ સઘળી તેજની વૃત્તિઓ–કાર્યો છે. આ કાર્યો વડે તેજને જાણી શકાય છે. **જળનું** લક્ષણ–क्लेदनं पिण्डनं तृतिः प्राणनाप्यायनौन्दनम्। तापापनोदो भूयस्त्वं नमसो वृत्तयस्त्विमाः ॥' આ રીતે છે. क्लेदनं–ભીનું કરવાપણું. पिंडनं ચૂર્ણાદિકને પિંડીભાવ કરવાપણું, तृप्तिः–તૃપ્તિ આપવાપણું, જળપાન કરતાં તૃષ્ણા શમી જાય છે. प्राणनं–જીવન સંપાદકપણું, 'आपोमयः प्राणः' એવી શ્રુતિ છે. आप्यायनं–પોષણ આપવાપણું. 'औन्दनम्–મૃદુ કરવાપણું, तापापनोद–ઘામને ટાળવાપણું, भूयस्त्व–બહુપણું–કૂપાદિક થકી જળ કાઢવામાં આવે તોપણ ન્યૂન નહિ થવાપણું. આ સઘળાં જળનાં કાર્ય અને સ્વભાવો છે. આ કાર્યથી જળને જાણી શકાય છે. **પૃથિવીનું** લક્ષણ–'भावनं ब्रह्मणः स्थानं धारणं सद्विशेषणम्। सर्वसत्वगुणोद्भेदः पृथिवीवृत्तिलक्षणम्' આ રીતે છે. भावन–ઘટાદિ અર્થોનું ઉપજાવવાપણું, स्थानं–લોકરૂપે કહીને સર્વને સ્થાન આપવાપણું, ब्रह्मणः धारणं–બ્રાહ્મણાદિક ચતુર્વિધ ભૂતોનું આધારપણું, सद्विशेषणं–વ્રીહિ વિગેરે કાર્યોનું વિશેષણપણું, (દેશભેદથી વ્રીહિ આદિકનું સારાસારપણું જોવામાં આવે છે.) सर्वसत्वगुणोद्भेदः–તે તે દેશમાં રહેલાં પ્રાણીઓના આકાર વિશેષમાં હેતુપણું અથવા શબ્દાદિક પાંચ ગુણોનું આશ્રયપણું. આ પૃથ્વીનાં લક્ષણો–યથાયોગ્ય કાર્ય–સ્વભાવરૂપ છે. આ રીતે શબ્દાદિક પાંચ **ભૂતગુણો** અને પાંચ ભૂતોના કાર્યરૂપ અને સ્વભાવરૂપ **લક્ષણો** જાણવાં. **સત્સંગિજીવન** પ્રકરણ ૪ અ. ૬૯ શ્લો. ૧૯થી ૩૫ સુધીમાં તથા **વચનામૃત** પ્રથમ પ્રકરણ ૧૨માં પણ ઉપરનાં લક્ષણો અને બીજા પણ કેટલાક વિશેષો પ્રદર્શાવ્યા છે. હવે આ વિષય પ્રસંગથી અલં છે.

ઉપર પ્રમાણે મહત્તત્ત્વાદિ ક્રમથી પૃથ્વી પર્યંતનાં તત્ત્વોની ઉત્પત્તિનું નિરૂપણ કર્યું. આ **પ્રસંગે આટલું અવશ્ય સમજવાનું છે**—પૂર્વ તત્ત્વ શરીર જેનું છે એવા પરમાત્મા થકીજ ઉત્તરોત્તર તત્ત્વની ઉત્પત્તિ થાય છે, માટેજ અહંકારાદિક

થકી ઉપજેલાં પણ જે ઇન્દ્રિયો મન પ્રાણ અને મહાભૂતોની સાક્ષાત્ પરમાત્માથકી ઉત્પત્તિ 'एतस्माज्जायते प्राणो मनः सर्वेन्द्रियाणि च । खं वायुर्ज्योतिरापः पृथिवी विश्वस्य धारिणी' આ શ્રુતિમાં વર્ણવી છે તે ઘટતી આવે છે. જો સ્વતંત્રપણે ઉત્પત્તિ કહે તો આ શ્રુતિ ઘટતી આવે નહિ. અહંકારાદિ શરીર જેનું છે એવા બ્રહ્મથકી ઇન્દ્રિયાદિકની નિષ્પત્તિમાં શ્રુતિનું તાત્પર્ય છે. આ અર્થ 'विपर्ययेण तु क्रमोऽत उपपद्यते च' આ સૂત્રમાં સમર્થન કર્યો છે. 'तत्तेज ऐक्षत' આ શ્રુતિમાં **ઈક્ષણ** કહેલું હોવાથી તેજ આદિક શબ્દો છે તે તેજ આદિક શરીર જેનું છે એવા પરમાત્મપર છે એવો નિર્ણય 'तदभिध्यानादेव तु तल्लिङ्गात्सः' આ સૂત્રમાં કર્યો છે. આ ઉપરથી જેમ તેજ આદિક શબ્દો તેજ આદિક શરીરક પરમાત્મપર છે તેમ આકાશાદિક શબ્દો પણ તેતે શરીર જેનું છે એવા બ્રહ્મપર છે એમ સિદ્ધ થાય છે. વળી કાળ માયા ગુણાંશે યુકત એવા જે આકાશાદિક છે તે ભગવાનના વીક્ષણે થકીજ વાયુ આદિક રૂપથી થાય છે એમ ભાગવત સ્કં. ૩ અ. ૫ માં કહ્યું છે—'तामसो भूतसूक्ष्मादिर्यतस्तल्लिङ्गमात्मनः । कालमायांशयोगेन भगवद्वीक्षितं नभः ॥ नभसाऽनुसृतः स्पर्शः विकुर्वन्निर्ममेऽनिलम् । अनिलोऽपि विकुर्वाणो नभसोरुबलान्वितः ॥ ससर्ज रूपतन्मात्रं ज्योतिर्लोकस्य लोचनम् । अनिलेनान्वितं ज्योतिर्विकुर्वत्परवीक्षितम् ॥ आधत्ताम्भो रसमयं कालमायांशयोगतः । ज्योतिषाम्भोऽनुसृतं विकुर्वद्ब्रह्मवीक्षितम् ॥ महीं गन्धवतीमाधात्कालमायांशयोगतः ।' ઇત્યાદિ. માટે કાલ, જીવસંબંધી કર્મ અને પરમાત્માનો સંકલ્પ આ ત્રણ તત્ત્વથકી તત્વાન્તરની નિષ્પત્તિમાં કારણ છે એવું તાત્પર્ય નીકળે છે. પરમાત્માના સંકલ્પરૂપ ઇક્ષિણ વિના કંઇપણ નિપજતું નથી એ તત્ત્વ છે. 'बहु स्यां प्रजायेय' આ શ્રુતિમાં ભગવાનનો પોતાનોજ સંકલ્પ વર્ણવેલો હોવાથી પૂર્વ પૂર્વ તત્ત્વ વિશિષ્ટ એવા પરમાત્માનું ઉત્તરોત્તર તત્ત્વ વિશિષ્ટપણે બહુ થવાપણું અંગીકાર કરવું જ પડે. અવિકાર પરમાત્માનું સ્વરૂપથી બહુરૂપે થવાનું કહેવું તે ચિત્ અચિત્ વિશેષણ દ્વાર વિના ઘટે નહિ. ચિત્ અચિત્ વિશેષણ દ્વારા જ ઘટી શકે, માટે કાર્ય કારણભૂત જે વ્યષ્ટિ સમષ્ટિમાં રહેલા ચિત્ અચિત્ તે શરીર જેનું છે એવા **પરમાત્મા જ** કાર્ય–કારણરૂપે વર્તે છે એવો વૈદિક પન્થા છે. અંતર્યામિરૂપથી પૂર્વપૂર્વ તત્ત્વાત્મા ભગવાનના વીક્ષણથકી ઉત્તરોત્તર તત્ત્વનું ભવન થાય છે એમ **હરિવાક્ય સુધાસિંધુના** તરંગ ૪૧માં વર્ણવ્યું છે. એટલે આ અર્થમાં સંશય નથી.

## તમનું નિરૂપણ—

'यस्तमसि तिष्ठन्...यस्य तमः शरीरं' આ અંતર્યામિ બ્રાહ્મણની શ્રુતિમાં **તમ** નામનું કોઇપણ દ્રવ્ય પરમાત્માના શરીરપણે કહેવામાં આવ્યું છે. આ **તમ** આલોકના અભાવ માત્ર નહિ ( આલોકનો અભાવ એજ તમ છે એમ કોઈ માને છે) એમ

કહીએ તો શરીરપણું ઘટતું આવે નહિ. આલોકના અભાવને શરીર કહી શકાય નહિ. કંઈક દ્રવ્ય હોય તોજ શરીરપણું કહી શકાય. આ તમની જડ દ્રવ્યમાં ગણના કરવી જોઈએ. પ્રકૃતિ આદિ જેમાં છે અને પૃથ્વી અંતે જેમાં છે એવાં તત્ત્વોમાં ગણના કરી નથી. હવે એનો કયા તત્ત્વમાં સમાવેશ કરવો ? તો **કહીએ છીએ.** પહેલો એજ વિચાર કરવાનો છે. બહુ વાદીઓ, તમના દ્રવ્યપણામાં વિપ્રતિપત્તિને સેવે છે. તેમાં **કાણાદો** કહે છે કે–તેજનો અભાવ એજ તમ છે, તમ એ કોઈ પૃથક દ્રવ્ય નથી. 'નીલ તમ ચાલે છે', એમ જે જણાય છે તે તો ભ્રમ છે. જો તમને રૂપવાળું કહીએ તો તેના ચક્ષુથી થતા પ્રત્યક્ષમાં આલોક (પ્રકાશ) ની અપેક્ષા આવે, કેમકે રૂપવાળા દ્રવ્યનું ચક્ષુષથી પ્રત્યક્ષ થવામાં આલોક એ સહકારિ કારણ છે. આલોકના સહકારથી રૂપી દ્રવ્ય ચાક્ષુષ થાય છે, માટે તેજનો અભાવ એજ તમ છે એમ કહે છે. બીજા **કોઈતો** 'રૂપનું અદર્શન' એજ તમ છે એમ કહે છે. આંધળો પણ કંઈપણ વસ્તુને નહિ જોતાં 'તમથી આવરિત છે' એટલુંજ જાણે છે. બીજા **કોઈતો** આલોક ન હોય ત્યારે મલિન ભૂતળાદિકમાં આરોપેલું જે નીલપણું એજ તમ છે એમ કહે છે. વૈદિકપણે વિખ્યાત **પ્રભાકરો** એમ કહે છે કે—આલોકના અભાવ થકી બીજું કાંઈ તમ નથી. જે અભાવ છે તે ભાવાન્તરરૂપ હોવાથી જેમાંથી આલોક ખસી ગયો છે એવો દેશભાગજ તમ છે. 'તમ નીલ છે.' એમ જે જણાય છે તેતો ભ્રમ છે. વસ્તુસ્થિતિમાં નહિ. **કોઈ તો** એમ કહે છે કે–'જે **છાયા** છે એજ તમ છે.' એમાં ચળપણું, અચળપણું, મહત્પણું, અલ્પપણું, દૂરપણું, સમીપણું, વિગેરે ગુણના યોગવાળી હોઈને તેજને રોકનારી છે. જેમજેમ છાયા સંચરે છે તેમ તેમ આલોક (પ્રકાશ) એક ભાગમાં રોકાઈ જાય છે અને બીજા ભાગમાં મુકાઈ જાય છે. (જ્યાંથી છાયા નીકળી જાયછે ત્યાં આલોકનો પ્રસાર અને જે દેશમાં વ્યાપે છે ત્યાં પ્રકાશનો પ્રતિરોધ થાય છે) આ છાયાનું મહત્ત્વપણું તો સૂર્યતેજ અને સૂર્યમંડળને પણ રોકી દે છે માટે અંગીકાર કરવું, અન્ય સ્થળે છાયાની અલ્પતા જાણવી. આ પક્ષનું ખંડન **બીજાએ** એમ કર્યુંછે કે–તમ જો ચાક્ષુષરૂપ દ્રવ્ય હોય તો તે મહત્–મોટું હોવું જોઈએ. મોટું ન હોય તો અચાક્ષુષનો પ્રસંગ આવે–ચક્ષુથી ગ્રહણ ન થાય, કેમકે દ્રવ્યના ચાક્ષુષપણામાં મોટાપણું પણ કારણ છે. અનેક દ્રવ્યથી આરંભેલું હોય એજ મોટું હોઈ શકે. જેમાં અવયવસંખ્યાનો વધારો હોય એજ અનેક દ્રવ્યથી આરંભેલું કહી શકાય. **છાયા** કાંઈ અનેક દ્રવ્યથી આરંભેલી નથી જેથી તેમાં મહત્ત્વ હોઈ શકે નહિ અને તેથી ચાક્ષુષતા પણ હોઈ શકે નહિ. સંચરતા તમથી આલોકનો પ્રતિરોધ થાય છે એમ જે કહેવામાં આવ્યું છે તેનું પણ ઉપરના કારણથી ખંડન થઈ જાય છે. 'તમથી આલોકનો અટકાવ થાય છે' આ જે કલ્પના કરી છે તે તો બહુ વિપરીત

છે. અંધકારમય ગિરિગુહાના મધ્યમાં રહેલા પુરુષે પ્રદીપ પ્રગટાવતાં તત્ક્ષણ તમનો વિલય થઈ જતો જોવામાં આવે છે. તમ ઉભું રહેતું નથી. તમનો જો પ્રકાશને અટકાવવાનો સ્વભાવ હોય તો પ્રગટાવેલા પ્રદીપના પ્રકાશને કેમ અટકાવી શકતું નથી ? **જો એમ કહો** કે–આલોકથી દબાઈ ગયેલું તમ તે સમયે ખસીને ત્યાંથી દૂર વર્તે છે. તો કોઈ મસ્તક હસ્ત આદિક પિંડ વિશેષવાળો પુરુષ આલોકના મધ્યમાં રહેલો હોય તે જેવડો અને જેવા અવયવાળો હોય તેવીજ તેની છાયા એકદમ ક્યાંથી કેવી રીતે આવીને ઉભી રહે છે ? પુરુષની છાયા પડે છે ત્યારે પણ આલોક (તડકો) તો હોય છે. માટે જેમાંથી આલોક ખસી ગયો છે એવો દેશ-વિશેષજ તમ છે. તે થકી પૃથક્ કોઈ તમ નામનું દ્રવ્ય નથી.

એ ઉપર ભાટ્ટોનું એમ કહેવું છે કે, **'નીલ તમ ચાલે** છે' એવી સર્વને પ્રતીતિ થાય છે. આ પ્રતીતિમાં કશો બાધ નથી. વળી અભાવરૂપથી નહિ પણ ભાવવાચી **તમઃ**શબ્દથી એનો ઉલ્લેખ થાય છે, વળી પ્રતિયોગિ (તેજ–આલોક)ના સ્મરણ વિના જ 'આ અહીં તમ છે' એવી પ્રતીતિ થાય છે માટે તમ એ દ્રવ્ય જ છે. દ્રવ્યપણું માનીએ તોજ આ બાબત ઘટતી આવે છે. તમમાં નીલરૂપવાળાપણું હોય તો સ્પર્શવાળાપણાનો પ્રસંગ આવશે ? નીલરૂપ છે તો સ્પર્શ પણ હોવો જોઈએ, કેમકે જો પૃથ્વી જળ તેજ એ તત્ત્વો રૂપવાળાં છે તો સ્પર્શવાળાં પણ જોવામાં આવે છે.' એમ કહી શકાય તેમ નથી. સ્પર્શવાળાં એ તત્ત્વોનું રૂપવાળા-પણું જોવામાં આવે છે તો **શું** વાયુ રૂપવાળો પણ છે ? વાયુ તો રૂપશૂન્ય છે એમાં સ્પર્શ છે પણ રૂપ નથી. માટે જે વસ્તુ જેવું જણાતું હોય તેવી જ વ્યવસ્થા જાણવી. જેનાં નેત્રોમાં પડળ (એક રોગ) આવી ગયાં હોય કે નેત્ર મીંચી દીધાં હોય એવા પુરુષને **'નીલ તમ છે'** એવી બુદ્ધિ જે છે તેતો આવરણની છાયાના ગ્રહણરૂપ છે. જન્મથી અંધ હોય એને તો નીલપણાની બુદ્ધિ તમમાં થતી નથી. તે આ **તમોદ્રવ્ય** કાણાદોએ માનેલો નવ દ્રવ્યો થકી ભિન્ન છે એમ કહેલું છે.

આવા વિવાદોમાં **તત્ત્વવિદોનું** એમ કહેવું છે કે–પૃથ્વીસંબંધી એક પ્રકારનો વિકાર એજ **તમ** છે. જેથી તમનો પ્રથિવીમાં સમાવેશ છે. **'તમ નીલ છે'** એવી અબાધિત પ્રતીતિ થાય છે તેને ભ્રાન્તિપણાની કલ્પના કરવી એ તો કેવળ સાહસ છે. નીલરૂપનું આશ્રય હોવાથી તમનું **પાર્થિવપણું** જ યોગ્ય છે. જળમાં તો શુકલરૂપ છે, તેજમાં પરરીતિએ ભાસ્વર શુકલરૂપ છે, શ્રૌત પ્રક્રિયા પ્રમાણે તો રક્ત રૂપ છે. વાયુતો નીરૂપ છે, यत्कृष्णं तदन्नस्य આ શ્રુતિ પ્રમાણે, પૃથ્વીમાં કૃષ્ણ રૂપ છે. તમમાં આલોક ખસી જાય તો તે પ્રદેશમાં તત્ક્ષણ પ્રસરણાદિકનો જે યોગ છે તે જેમ જણાતો હોય તેમ વ્યવસ્થા કરી લેવો. અથવા અભિનવ

ઘનઘનાવલી જેવી મલીન, જેમાં સ્પર્શ રૂપ રસ ગંધનો લેશ નથી અને જેનું **'અંધકાર'** નામ છે એવી એક પ્રકારની **પ્રકૃતિની અવસ્થા** એજ તમ છે અર્થાત્ અવ્યક્ત અક્ષર તમ અવસ્થાવાળી પ્રકૃતિનીજ એક અવસ્થાન્તર છે. યદ્યપિ 'यस्याव्यक्तं शरीरं' 'यस्याक्षरं शरीरं' 'यस्य तमः शरीरं' આ શ્રુતિમાં કહ્યા પ્રમાણે મૂળ પ્રકૃતિની અત્યંત સૂક્ષ્મ અવસ્થાજ **તમઃ**શબ્દવાચ્ય થાય છે. તથાપિ વિકારીની અંતર્ગત જે તમ છે તે નીલરૂપવાળું પણ માનવું. આતો પૃથ્વીના વિકાર રૂપ તેજોવિરોધિ કિંચિત્ દ્રવ્ય સમજવું. 'यस्य तेजः शरीरं' 'यस्य तमः शरीरं' આ શ્રુતિમાં કહ્યા મુજબ તે તમનું તેજના તુલ્યપણે પરમાત્માનું શરીરપણું કહ્યું છે તે વિકારકોટી પ્રવિષ્ટ તમમાં જાણવું. તમમાં ઉદ્ભૂત સ્પર્શ નહિ હોવાથી જ કોઈની ગતિને તે રોકી શકતું નથી એ બાબત ઘટતી આવે છે. વળી, 'तमः ससर्ज भगवान्' એમ તત્ત્વાન્તરની પેઠે તમની સૃષ્ટિ કહેવામાં આવી છે અને 'नासीत्तमो ज्योतरभून्न चान्यत्' એમ કાર્યાન્તર અને જ્યોતિ–તેજ સાથે તમનો લય કહેવામાં આવ્યો છે. માટે તમનું દ્રવ્યત્વાદિપણું શાસ્ત્રસિદ્ધ છે. જો આલોકના અભાવમાત્રને તમ કહેવામાં આવે તો બન્ને તમ અને જ્યોતિષનો જે લય કહ્યો છે તેનો વિરોધ આવે. ઉપરનો અર્થ **તત્ત્વરત્નાકરમાં** 'तमो नाम द्रव्यं बहलविरलं मेचकचलं प्रतीमः केनापि क्वचिदपि न बाधश्च ददृशे । अतः कल्प्यो हेतुः प्रमितिरपि शाब्दी विजयते निरालोकं चक्षुः प्रथयति हि तद्दर्शनवशात् ॥' આ રીતે સંગ્રહ્યો છે અથવા આકાશની એક પ્રકારની અવસ્થારૂપ તમ જાણવું. કારણ કે જવા આવવામાં એ કોઈ ને અટકાવ કરી શકતું નથી. તેમાં પંચીકરણ પ્રક્રિયા પ્રમાણે તમનું નીલરૂપવાળાપણું ઘટતું આવે છે. ઉપરનો સમગ્ર અર્થ **તત્ત્વમુક્તાકલાપમાં** 'नैल्याद्भौमं तमिस्रं' ઇત્યાદિ ત્રણ કારિકાથી જણાવ્યો છે. વિસ્તાર શ્રુતપ્રકાશિકા આદિકમાં જોઇ લેવો. આ **રીતે તમનું નિરૂપણ છે.**

## પંચીકરણ પ્રક્રિયા—

नानावीर्याः पृथग्भूतास्ततस्ते संहतिं विना । नाशक्नुवन् प्रजाः स्रष्टुमसमागम्य कृत्स्नशः' આ વિષ્ણુપુરાણવચનમાં કહ્યા મુજબ શાંતપણું, ઘોરપણું, મૂઢપણું વિગેરેથી જુદીજુદી શકિતવાળાં હોઈને જુદાંજુદાં રહેલાં મહદાદિ તત્ત્વો પરસ્પર સંગતિ પામ્યા વિના બ્રહ્માંડરૂપ કાર્ય કરવાના સામર્થ્યને પામ્યાં નહિ. જેમ જુદી જુદી શકિતવાળાં હોઈને જુદાં જુદાં રહેલાં જળ રેતી મૃત્તિકા આદિક પદાર્થોને પરસ્પર મેળવીને–કાલવીને તેનું મર્દનાદિવડે સમુદાયાત્મક એક દ્રવ્ય કરીને, તે વડે ભિત્તિ આદિકરૂપ એક કાર્ય કરી શકાય છે. તેમ જગત્સ્રષ્ટા પરમેશ્વર 'समेत्यान्योऽन्यसंयोगं परस्परसमाश्रयाः । एकसङ्घातलक्ष्याश्च संप्राप्यैक्यमशेषतः ॥ महदादिविशेषान्ताः ह्यण्डमुत्पादयन्ति ते ॥' આ વચનમાં કહ્યા પ્રકારે પોતાના સંકલ્પથી ઉકત તત્ત્વોને

પરસ્પર સંમિશ્રણરૂપ ઐક્યપર્યાય સંયોગવિશેષને પમાડીને તેવડે બ્રહ્માંડ સૃષ્ટિને કરેછે. આ અંડની અંદર મહદાદિ સર્વ કાર્યો જોવામાં આવતાં હોવાથી મહદાદિ સર્વ પદાર્થોને એક કરીને સૃષ્ટિને કરેછે એ બાબત સુવ્યકત છે. ભૂતોના અન્યોન્ય સંમેલનને **પંચીકરણ** કહેછે. **છાન્દોગ્યમાં** 'तासां त्रिवृतं त्रिवृतमेकैकां करवाणि' એમ ત્રિવૃત્કરણનો સંકલ્પ કહ્યો છે. તેમાં **તેજ જળ પૃથ્વી** આ ત્રણનીજ સૃષ્ટિ કહેવામાં આવી હોવાથી તેના સંમિશ્રણરૂપ **ત્રિવૃત્કરણ** કહ્યું છે. જેમ તેજ આદિક ત્રણની સૃષ્ટિ કહી તે ઉપલક્ષણાર્થા છે તેમ ત્રિવૃત્કરણ પણ પંચીકરણાદિકના ઉપલક્ષણ માટેછે. એટલે ત્રિવૃત્કરણ ઉપરથી **પંચીકરણ** પણ સમજી લેવું. એક એક ભૂતનું અન્ય ભૂતોના ભાગો લઈ ને સભાગપણું સંપાદન કરવું એજ **પંચીકરણ** છે. 'तेजोवारिमृदां विनिमयः' (भाग १-१-१) માં જે વિનિમય કહ્યો છે એજ પંચીકરણ જાણવું. એટલે વિનિમય કહો કે પંચીકરણ કહો કે સંમિશ્રીકરણ કહો એ બધું એકાર્થ છે. 'एवं जातेषु भूतानि प्रत्येकं तु द्विधा तत । चतुर्धा भिन्नमेकैकमर्धमर्धं तथा स्थितम् ॥ व्योम्नोऽर्धभागाश्चत्वारो वायुतेजःपयोभुवाम् । अर्धानि यानि वायोस्तु व्योमतेजःपयोभुवाम् ॥" આ વિષ્ણુ પુરાણ વચનમાં કહ્યા પ્રકારે એક એક ભૂતના બે ભાગ કરીને તેમાં એક અર્ધા ભાગને એમને એમજ રાખીને, બીજા અર્ધા ભાગમાંથી ચાર ભાગ કરીને ચાર ભૂતાંતરના અર્ધા ભાગમાં મેળવીને સર્વ ભૂતોમાં સર્વેનું મેળવી દેવું એજ **પંચી-કરણ** છે. **તાત્પર્ય** એ નીકળ્યું કે—પંચીકૃત પૃથ્વીમાં પણ પોતાનો પૃથ્વીનો અર્ધો ભાગ અને બીજા ચાર ભૂતોના ચાર ભાગથી મળેલું બીજું અર્ધ આવે એટલે તમામ ભૂતોમાં અન્ય ભૂતોનો આઠમો અંશ આવે. તેથી અન્ય ભૂતોના અષ્ટમાંશ ચારથી મળેલું બીજું પોતાનું જે અર્ધ એ **પંચીકૃત** થયું, એ રીતે પૃથિવ્યાદિકમાં જળાદિ ભાગનું વિદ્યમાનપણું હોવા છતા પણ તે તે ભૂતભાગનું આધિકય (અર્ધો ભાગ) હોવાથી **'આ પૃથ્વી છે આ જળ છે'** ઈત્યાદિ વ્યવહાર તો ઘટતો આવે છે. આ અર્થ 'भूयस्त्वात्तु तद्वादस्तद्वादः' આ સૂત્રમાં વ્યાસે નિરૂપ્યો છે. 'त्र्यात्मकत्वात्तु भूयस्त्वात्' આ સૂત્રતો ત્રિવૃત્કરણના અભિપ્રાયવાળું છે. અંડની અંદર રહેલા પૃથ્વી આદિક તો પંચીકૃત જ જાણવા અને અંડના આવરણ તરીકે જે કહ્યા છે તે તો 'वारिवह्न्यनिलाकाशैस्ततो भूतादिना बहिः । वृतं दशगुणैरण्डं भूतादिर्महता ततः ॥ अव्यक्तेनावृतो ब्रह्मन् तैः सर्वैः सहितो महान् । एभिरावरणैरण्डं सप्तभिः प्राकृतैर्वृतम् ॥' (वि. पु.) આ વચનમાં કહ્યા પ્રમાણે શુદ્ધ અપંચીકૃત જાણવા. 'नानावीर्याः पृथग्भूताः.........महदादयो विशेषान्ता ह्यण्डमुत्पादयन्ति ते' ઈત્યાદિ વચનથી **મહત્તત્ત્વ** અને **અહંકારને** સાથે લેતાં **સપ્તીકરણ**પણ પ્રદર્શાવ્યું છે. આ પક્ષમાં તો એક તત્ત્વમાં અન્ય તત્ત્વોના બારમા ભાગો મળેલા જાણવા. આ રીતે સપ્તીકરણનો એક દેશ પંચીકરણ અને પંચી-

કરણનો એક દેશ ત્રિવૃત્કરણ છે. એમ સમજતાં પરસ્પર વિરોધ આવતો નથી. સર્વેની સંગતિ થાય છે. ઉપર પ્રમાણે પંચીકૃત કે સપ્તીકૃત તત્ત્વોવડે અંડાદિકનો આરંભ અને દેહાદિકની ઉત્પત્તિ થતી જાણવી.

ભાગવત સ્કં. ૩ અ. ૨૦ માં 'तानि चैकैकशः स्रष्टुमसमर्थानि भौतिकम् । संहत्य दैवयोगेन हैममण्डमथासृजन् ॥ सोऽशयिष्टाब्धिसलिले अण्डकोशो निरात्मकः । साग्रं वै वर्षसाहस्रमन्ववात्सीत्तमीश्वरः ॥ यस्य नाभेरभूत्पद्मं सहस्रार्कोरुदीधिति । सर्वजीवनिकायौको यत्र स्वयमभूत्स्वराट् ॥ सोऽनुप्रविष्टो भगवता यः शेते सलिलाशये । लोकसंस्था यथापूर्वं निर्ममे संस्थया स्वया ॥' ઇત્યાદિ વચનથી પાંચ ભૂતો અને મહદાદિ સાત તત્ત્વોનું પરસ્પર સંમેલન પરમાત્માના સંકલ્પથી થાયછે, એજ અંડોત્પત્તિમાં કારણ છે એમ કહ્યું છે. આમાં પંચીકૃત ભૂતોએ આરંભેલું અંડ કે જે પ્રકાશબહુળ હોઈને અધિષ્ઠાતા ચેતને રહિત છે તેનું જળમાં શયન પ્રતિપાદેલું હોવાથી અંડની ઉત્પત્તિ પહેલાં **ગર્ભોદક સૃષ્ટિ** અર્થાત્ સિદ્ધ થાય છે. બાહેર અને અંદર જળથી વ્યાપ્ત એવા અંડમાં દિવ્ય હજાર વર્ષપર્યંત **ભગવાન્** શેષશય્યા ઉપર પોઢી રહ્યા હતા. તેમના નાભિકમળથકી **બ્રહ્મા** કે જે જીવસમષ્ટિરૂપ હતા તે જન્મ્યા. જળમાં પોઢી રહેલા ભગવાને જેમાં પ્રવેશ કરીને પોતાની શક્તિનો પ્રવેશ કરાવ્યો છે એવા **બ્રહ્મા**એ લોકનાં સંસ્થાનો યથાપૂર્વ રચ્યાં, આટલો તાત્પર્યાર્થ છે. 'सृष्टिं ततः करिष्यामि त्वामाविश्य प्रजापते' (भारत) આ વચનાંતરની સાથે એકાર્થતા કરતાં ચતુર્મુખ છે તે વ્યષ્ટિસૃષ્ટિમાં પરમાત્માનું દ્વાર છે. એટલે ચતુર્મુખ દ્વારા વ્યષ્ટિસૃષ્ટિને પરમાત્મા કરે છે એમ જાણવું. જળમાં પોઢી ગએલા જે ઈશ્વર કહ્યા તે બીજા કોઈ નહિ પણ **નારાયણજ** છે, એ બાબત 'आत्मनोऽयनमन्विच्छन् आपोऽस्राक्षीच्छुचिः शुचीः । तास्ववात्सीत्स्वसृष्टासु सहस्रपरिवत्सरान् ॥ तेन नारायणो नाम यदापः पुरुषोद्भवाः ।' (સ્કં. ૨ અ ૧૦) આ વચનથી સિદ્ધ છે. આ પુરુષ બીજા કોઈ નહિ પણ ભગવાન **વાસુદેવજ** છે. એ બાબત 'द्रव्यं कर्म च कालश्च स्वभावो जीव एव च । यदनुग्रहतः सन्ति न सन्ति यदुपेक्षया ॥ एको नानात्वमन्विच्छत् योगतल्पात्समुत्थितः । वीर्यं हिरण्मयं देहं मायया व्यसृजत्त्रिधा ॥' (भाग. સ્કં. ૨ અ. ૧૦) આ વચનથી સિદ્ધ છે આમાં વાસુદેવનું કાળાદિકની સત્તામાં હેતુપણું, યોગશયનથકી ઉત્થાનપણું, પોતાનો બહુરૂપે થવાનો સંકલ્પ, પોતાના દેહભૂત વીર્યભૂત ચિદચિદાત્મક જે કારણ દ્રવ્ય તેનું કરણ, ભોક્તા, વિષય, આ ત્રણ રૂપથી સમષ્ટિ પુરુષ (ચતુર્મુખ) દ્વારા થતું વિભજન, ઇત્યાદિ બાબતો પ્રતિપાદન કરી છે. 'एतदण्ड विशेषाख्यं क्रमवृद्धैर्दशोत्तरैः । तोयादिभिः परिवृतं प्रधानेनावृतैर्बहिः ॥ यत्र लोकवितानोऽयं रूपं भगवतो हरेः । (ભાગ ૩ અ. ૨૬) આ વચનને અનુસારે **જળ, તેજ, વાયુ, આકાશ, અહંકાર મહત્તત્ત્વ પ્રધાન,** આ ઉત્તરોત્તર દશ દશઘણાં અધિક સાત આવરણો વડે વીંટાએલું આ ચૌદ લોકાત્મક જે બ્રહ્માંડ છે તે ભગવાનનું

**સ્થૂળ રૂપ** ચિત્તની ધારણાનું આશ્રય છે. સ્થૂળ રૂપમાં મનની ધારણા થયા પછી સૂક્ષ્મ રૂપમાં તેની સ્થિતિ સ્થિર થાય છે. આ બાબત પણ 'जितासनो जितश्वासो जितसङ्गो जितेन्द्रियः। स्थूले भगवतो रूपे मनः सन्धारयेत् धिया॥ विशेषस्तस्य देहोऽयं स्थविष्ठश्च स्थवियसाम्॥ यत्रेदं दृश्यते विश्वं भूतं भव्यं भवच्च यत्। अण्डकोशे शरीरेऽस्मिन् सप्तावरणसंयुते। वैराजः पुरुषो योऽसौ भगवान् धारणाश्रयः॥' (ભાગ સ્કં. ૨ અ. ૧) આમાં વ્યકત છે. આ જે વૈરાજ પુરુષ તે વિરાજ જે અનિરુદ્ધ તેના અંશભૂત, બ્રહ્માંડાભિમાની, તે શરીર જેનું છે વૈશ્વાનર સંજ્ઞા જેની છે અને વૈશ્વાનર વિદ્યાવડે ઉપાસ્ય છે. ચતુર્મુખપણ આજ વૈરાજની ધારણાથી સૃષ્ટિમાં ઉપયોગી જ્ઞાનસામર્થ્યને પામીને યથાપૂર્વ સૃષ્ટિને કરેછે. એ બાબત 'एवं पुरा धारणयात्मयोनिर्नष्टां स्मृतिं प्रत्यवरुद्ध्य तुष्टात्। तथा ससर्जेदममोघदृष्टिर्यथाव्ययात्प्राग् व्यवसायबुद्धिः॥' (ભાગ સ્કં. ૨ અ. ૨) આ રીતે નિરૂપી છે. **વાસુદેવમાહાત્મ્યમાં**—આજ વૈરાજપુરુષનું બ્રહ્માંડશરીરપણું, અનિરુદ્ધાત્મકપણું, નારાયણપણું, ઈશ્વિરપણું અને એમનાજ નાભિકમલથકી બ્રહ્માની ઉત્પત્તિ વર્ણવી છે. 'प्रेरिता वासुदेवेन स्वस्वांशैरैश्वरं वपुः। अजीजनद्विराट्संज्ञं ते चराचरसंश्रयम्॥ स वै वैराजपुरुषः स्वसृष्टास्वप्स्वशेत यत्। तेन नारायण इति प्रोच्यते निगमादिभिः॥ तन्नाभिपद्माद्ब्रह्मासीद्राजसोऽथ हृदम्बुजात्। जज्ञे विष्णुः सत्त्वगुणो ललाटात्तामसो हरः॥' 'एकार्णवे जले तस्मिन् वैराजपुरुषः स तु। अनिरुद्धात्मकः शेते नागेन्द्रशयने प्रभुः॥' ઇત્યાદિ. **વિરાટ્** શબ્દનો પ્રયોગ કોઇસ્થળે બ્રહ્માંડમાં, કોઈ સ્થળે અનિરુદ્ધમાં, તો કોઈ સ્થળે ચતુર્મુખમાં કરવામાં આવ્યો છે. માટેજ ચતુર્મુખથકી ઉત્પન્ન થએલા દક્ષાદિકને પણ **વૈરાજ**સંજ્ઞાથી કહેવામાં આવે છે. બ્રહ્માંડના અભિમાની જે વૈરાજપુરુષ તેતો વ્યૂહનો અંશ છે એમ સ્વીકારવું એ યોગ્ય છે, કેમકે ઉપર ગ્રહણ કરેલાં વચનોનું સ્વારસ્ય આવે છે. આ અર્થ—**સંત્સગિજીવન** પ્રકરણ ૩ અ ૨૯ માં પ્રતિપાદ્યો છે. કોઈ સ્થળે વૈરાજનું જીવપણે પ્રતિપાદન છે તેતો જીવસમષ્ટિરૂપ ચતુર્મુખની સાથે એકપણું કહેવાની ઇચ્છાથી છે. આવું એકપણું પણ ચતુર્મુખના (અંતર્યામિરૂપે) અભિમાની હોવાને લીધે મનાય છે. માટેજ વૈરાજની સાથે એકપણાની ભાવનાથી ચતુર્મુખને સૃષ્ટિ કરવાનું સામર્થ્ય પ્રાપ્ત થયું એમ **વાસુદેવમાહાત્મ્યમાં** 'इत्युक्त्वान्तर्दधे विष्णुर्ब्रह्माऽप्यैक्यसमाधिना। वैराजेनाथ लोकान् प्राग् लीलान् सर्वान् स्व ऐक्षत॥' આ રીતે કહ્યું છે તે ઘટતું આવે છે.

બ્રહ્માંડની અંદર આવેલા જે સઘળા લોકો છે તેને આ વૈરાજપુરુષનાજ **પાદાદિ** પ્રદેશભેદથી (પાતાળ એ પાદમૂળ છે એમ) યોગિઓ ઉપાસે છે. આ **બાબત** ભાગવત સ્કં. ૨ અ. ૧ માં 'पातालमेतस्य हि पादमूलं पठन्ति पार्ष्णिप्रपदे रसातलम्। महातलं विश्वसृजोऽथ गुल्फौ तलातलं वै पुरुषस्य जङ्घे। द्वे

जानुनी सुतलं विश्वमूर्तेरूरुद्वयं वितलं चातलं च । महीतलं तज्जघनं महीपते नभस्तलं नाभिसरो गृणन्ति ॥ उरःस्थलं ज्योतिरनीकमस्य ग्रीवा महर्वदनं वै जनोऽस्य । तपो रराटीं विदुरादिपुंसः सत्यं तु शीर्षाणि सहस्रशीर्ष्णः ॥' આ રીતે જણાવી છે.

## ચૌદ લોકોનું વર્ણન—

તેમાં આ લોકથકી ઉપર **ભુવરાદિ** શ્લોકો વર્તે છે. તેનાં નામો—ભૂઃ, ભુવઃ, સ્વઃ, મહઃ, જનઃ, તપઃ, સત્યં, આ અનુક્રમે છે. ભૂમિની નીચે **અતલ, વિતલ, સુતલ, રસાતલ, તલાતલ, મહાતલ, પાતાળ,** આ નામના **સાત** લોકો વર્તે છે. એક એકપણ લોક, દશ હજાર યોજન ઉંચાઈવાળો છે. એમાં દૈત્ય, દાનવ, યક્ષ, મહાનાગ, આદિક રહે છે. આ બાબત વિ. પુ. અં. ૨ માં 'दशसाहस्रमेकैकं' ઇત્યાદિ વચનથી વર્ણવી છે. એમાં વિચિત્ર ભોગ્ય ભોગોપકરણાદિકની સંપત્તિ પણ વિસ્તારથી વર્ણવી છે. ભાગવત સ્કંધ ૫ અ. ૪ માં પણ અતલાદિક સાત શ્લોકો કે જે ભૂમિના વિવર (છિદ્ર) ભૂત વર્તે છે તેનું સવિસ્તર વર્ણન 'अवनेरधस्तात्सप्त भूविवराः' ઇત્યાદિ વચનથી કર્યું છે. તેમાં પ્રધાનપણે જે રહેલા છે તેમનો પણ નામથી નિર્દેશ, તેમાંજ 'अतले मयपुत्रो बलो नामासुरो निवसति' (અ. ૨૪) ઇત્યાદિ વચનથી કર્યો છે. વિવેચન તેથકી જાણી લેવું.

સાત પાતાલ લોકની નીચે **શેષજી** કે જે હજાર ફણામંડળમંડિત અનંતવીર્ય હોઈને એકજ મસ્તકે સમગ્ર પૃથ્વીને પુષ્પમાલાવત્ ધારી રહેલા છે. આ અર્થ વિ. પુ. અં. ૨ માં 'पातालानामधश्चास्ते' ઈત્યાદિ વચનથી સવિસ્તર વર્ણવ્યો છે. ભાગવત સ્કં. ૫ અ. ૨૫માં પાતાળ લોકોની નીચે રસાતળના મૂળમાં શેષજીની સ્થિતિ અને હજાર મસ્તકવાળા તેમના એકજ મસ્તક ઉપર સમસ્ત પૃથ્વીતળની શ્વેત રાઈના દાણાની પેઠે સ્થિતિ 'तस्य मूलदेशे त्रिंशद्योजनसहस्रान्तरे आस्ते' ઈત્યાદિ વચનથી સવિસ્તર વર્ણવી છે. શેષજીની નીચે **મહાકૂર્મ** ગર્તોદક મહાજળની ઉપર વિરાજે છે.

પાતાળની નીચે નરકો "ततश्च नरका विप्र भुवोऽधः सलिलस्य च" (વિ. પુ. અં ૨) આ વચનને અનુસારે જાણવા. 'પાતાળભૂમિની નીચે અંધતમ અને તેની નીચે ગર્તોદક અને તેની નીચે આવેલા અંડકટાહના અંતરાળમાં નરકો છે' એવું વ્યાખ્યાન કરેલું છે આ **નરકો** પાપિઓને પાપફળાનુભવના સ્થાનભૂત પ્રધાનપણે **૨૮** છે. આ બાબત ભાગવત સ્ક. ૫ અ. ૨૮ માં 'तामिस्रोऽन्धतामिस्रः' ઇત્યાદિ વચનથી વર્ણવી છે. પાપની વિચિત્રતાને લીધે નરકાનુભવની વિચિત્રતા ભાગવતાદિકને વિષે કહી છે તેથકી જાણી લેણી.

## ભૂમંડળનું વર્ણન -

જંબુ, પ્લક્ષ, શાલ્મલી, કુશ, ક્રૌંચ, શાક, પુષ્કર, આ નામના સાત

દ્વીપવાળી આ **પૃથ્વી પદ્માકારા** લવણ ઇક્ષુ [શેલડી] સુરા, ઘૃત, દહીં દુધ, જલ આ નામના સાત સમુદ્રોથી વીંટાએલી છે. આ બાબત વિ. પુ. અં ૨માં 'जम्बूप्लक्षाह्वयौ द्वीपौ' ઇત્યાદિ વચનથી સવિસ્તર વર્ણવી છે. તેમાં જે **જંબૂદ્વીપ** છે તે આ સર્વ દ્વીપોને મધ્યે વર્તેછે. તેના મધ્યમાં સુવર્ણમય **મેરુપર્વત** ભૂપદ્મના કર્ણિકારપણે વર્તેછે. આ મેરુપર્વત લાખ યોજન પ્રમાણવાળો છે. તેમાં સોળ હજાર ભૂમિમાં અને ચોરાશી હજાર યોજન ઉંચાઇવાળો છે. આવા મેરુની ઉપર બ્રહ્માની અને દિક્પાળોની **પુરીઓ** 'चतुर्दशसहस्राणि योजनानां महापुरी' [વિ. પુ. અં. ૨] ઇત્યાદિ વચનની સવિસ્તર વર્ણવી છે. મેરુના દક્ષિણ ભાગમાં **હિમવાન્, હેમકુટ, નિષધ,** આ નામના ત્રણ ખંડપર્વતો અને મેરુના ઉત્તર ભાગમાં તો **નીલ શ્વેત, શૃંગી,** આ નામના ત્રણ ખંડપર્વતો વર્તે છે. મેરુની ચોમેર **નવ ખંડો** વર્તે છે. તેમાં દક્ષિણ ભાગમાં **ભારત, કિંપુરુષ, હરિ,** આ નામના ત્રણ અને ઉત્તર ભાગમાં **રમ્યક, હિરણ્ય, ઉત્તરકુરુ,** નામના ત્રણ ખંડો અને આગળ **ભદ્રાશ્વ** નામનો ખંડ અને પાછળ **કેતુમાલ** નામનો ખંડ અને મધ્યમાં તો **ઇલાવૃત** નામનો ખંડ વર્તે છે. આ બધી બાબત વિ. પુ. અં. ૨ અ ૨ માં 'भद्राश्वं पूर्वतो मेरोः' 'भारतं प्रथमं वर्षम्' ઇત્યાદિ વચનથી સપ્રપંચ વર્ણવી છે.

સ્વાયંભુવ મનુનો પુત્ર **પ્રિયવ્રત** હતો, તે સાત દ્વીપ-સાગરવાળી આ સમગ્ર પૃથ્વીને પાળતો હતો, તેના દશ પુત્રો હતા. તેમાં **મહાવીર, સવન, કવિ** આ નામના ત્રણ પુત્રો વીતરાગી થઇ રહ્યા હતા અને બીજા **આગ્નીધ્ર ઇધ્મજીહ્વ યજ્ઞબાહુ હિરણ્યરેતા ઘૃતપૃષ્ઠ મેધાતિથિ, વીતિહોત્ર,** નામના સાત હતા. તેમને સાત દ્વીપના અધિપતિ કર્યા હતા. તેમાં આ જંબુદ્વીપનો અધિપતિ **આગ્નીધ્ર** હતો. તેના નવ પુત્રો હતા. ખંડના નામે નામવાળા તે નવેયને આ જંબુદ્વીપના નવ ખંડો વહેંચી આપ્યા હતા. તેમાં નાભિરાજાના વંશમાં ઉદ્‌ભવેલા **ભરત** રાજાના નામથી આ ખંડનું **'ભારત'** એવું નામ પ્રસિદ્ધ થયું છે. આ ખંડનું પ્રથમ **'અજનાભ'** નામ હતું તેમાં આ ભરતખંડ **નવ હજાર** યોજન વિસ્તારવાળો છે. સમુદ્ર થકી ઉત્તરમાં અને હિમાદ્રિ થકી દક્ષિણમાં આવેલા ખંડને **ભારત** જાણવો. એમાં ભારતી સંતતિ રહે છે. આમાં **મહેન્દ્ર, મલય, સહ્ય, શુક્તિમાન, ઋક્ષપર્વત, વિંધ્યાચલ, પરિયાત્ર,** નામના સાત **કુલપર્વતો** વર્તે છે. આ સાત મુખ્ય કુલપર્વતો થકી અનેક નદીઓ નીકળેછે. તેમાં **શતદ્રૂ ચંદ્રભાગા** વિગેરે નદીઓ હિમાલયમાંથી નીકળી છે. **વેદ સ્મૃતિમુખ** આદિક નદીઓ પારિયાત્ર પર્વતમાંથી નીકળી છે. **નર્મદા, સુરસા** આદિક નદીઓ વિંધ્યાદ્રિમાંથી નીકળી છે. **તાપી, પયોષ્ણી, નિર્વિંધ્યા** વિગેરે નદીઓ ઋક્ષપર્વતમાંથી નીકળી છે. **ગોદાવરી, ભીમરથી, કૃષ્ણવેણી** આદિક નદીઓ સહ્યાદ્રિમાંથી નીકળી છે. **કૃતમાલા તામ્રવર્ણી** આદિક નદીઓ મલયાચલમાંથી

નીકળી છે. **ત્રિસામા, ઋષિકુલ્યા** આદિક નદીઓ મહેન્દ્રગિરિથકી ઉદ્ભવી છે. **ઋષિકુલ્યા; કુમારી** આદિક નદીઓ શુક્તિમાન્ પર્વતથકી નીકળી છે. બીજી ઉપનદીઓ પણ હજારોહજાર ઉદ્ભવી છે. આ બધી બાબત વિ. પુ. અ. ૨ માં 'उत्तरं यत्समुद्रस्य.....महेंद्रो मलयः सह्यः' ઇત્યાદિ વચનથી સવિસ્તર વર્ણવીછે.

આ ભરતખંડની બહુધા **પ્રશંસા** કરવામાં આવી છે.—આમાં **સત્ય, ત્રેતા, દ્વાપર, કળિ,** આ નામના ચાર **યુગો** અને તેના **ધર્મો** પ્રવર્તે છે. બીજા ખંડમાં તે નથી. આમાં મુનિઓ તપ કરેછે, હોમ કરેછે, દાન કરેછે. જંબુદ્વીપમાં યજ્ઞપુરુષનું યજન થાય છે. બીજા દ્વીપમાં તે થતું નથી. તેમાંપણ ભારત વર્ષ **શ્રેષ્ઠ** છે. કારણ કે આ કર્મભૂમિ છે અને બીજી તો ભોગભૂમિ છે. જ્યારે હજારો જન્મો જાય છે ત્યારે કદાચિત્ પુણ્યવશાત્ **માનુષ** જન્મને પામે છે. સ્વર્ગમોક્ષના સ્થાનભૂત આ ભારતભૂમિમાં જન્મને પામેલાને દેવોપણ બહુ વખાણે છે. આ બધો અર્થ 'चत्वारि भारते वर्षे' (વિ. પુ. અં. ૨) ઇત્યાદિ વચનથી વર્ણવ્યો છે, ભાગવત સ્કં. ૫ માં પણ ભારતખંડનું **શ્રેષ્ઠપણું** બહુ પ્રકારે 'अहो अमीषां किमकारि शोभनं प्रसन्न एषां स्विदुत स्वयं हरिः । यैर्जन्म लब्धं नृषु भारताजिरें मुकुन्दसेवौपयिकं स्पृहा हि नः ॥' ઇત્યાદિ બહુ વચનોથી વર્ણવ્યું છે.

આ ભારતખંડમાં—ઉપાસ્ય ઇષ્ટદેવપણે **નરનારાયણને** કહ્યા છે. એમના પરમભાવથી ઉપાસક **નારદજી** કે જેમણે સાવર્ણિને પંચરાત્રનો ઉપદેશ કર્યો હતો તેમને કહ્યા છે. ભારતવાસી **પ્રજાઓ** વર્ણાશ્રમાચારવાળી હોઇને ઉપાસકપણે તેમાંજ વર્ણવી છે. કિંપુરુષખંડમાં—ભગવાન **રામચંદ્રને** ઉપાસ્ય અને તે ખંડના જનો સાથે હનુમાનજીને ઉપાસક કહ્યા છે. હરિવર્ષમાં—**નૃસિંહજીને** ઉપાસ્ય અને પ્રલ્હાદજીને તે ખંડના જનો સાથે ઉપાસક કહ્યા છે. રમ્યકમાં—**મત્સ્યજીને** ઉપાસ્ય અને તે ખંડના અધિપતિ મનુને તે ખંડના જનો સાથે ઉપાસક કહ્યા છે. હિરણ્મયમાં—**કૂર્મમૂર્તિ** ભગવાનને ઉપાસ્યપણે અને પિતૃગણના અધિપતિ અર્યમાને તે ખંડના જનો સહિત ઉપાસકપણે કહ્યા છે. ઉત્તરકુરુમાં—**યજ્ઞવરાહને** ઉપાસ્યપણે અને ભૂદેવીને તે ખંડના જનો સાથે ઉપાસિકાપણે કહી છે. ભદ્રાશ્વમાં—**હયગ્રીવને** ઉપાસ્યપણે અને ભદ્રાશ્વને તે ખંડના જનો સાથે ઉપાસકપણે કહ્યા છે. કેતુમાલમાં—**પ્રદ્યુમ્ન** કામદેવને ઉપાસ્યપણે અને રમાને તે ખંડની રાત્રિદિવાભિમાની દેવતાઓ સાથે ઉપાસિકાપણે કહી છે. ઇલાવૃતમાં તો—ઉપાસ્ય **સંકર્ષણમૂર્તિના** ઉપાસકપણે ભવાનીપતિને કહ્યા છે. નવ ખંડાત્મક જંબૂદ્વીપ **લાખ** યોજન વિસ્તારવાળો મેરુની ચોમેર વર્તે છે. મેરુ પણ **લાખ** યોજન વિસ્તારવાળો છે. એમાં આઠ ઉપદ્વીપો—**સ્વર્ણપ્રસ્થ, ચંદ્રશુકલ, આવર્તન, રમણક, મંદેહારુણ, પાંચજન્ય, સિંહલ, લંકા,** આ નામના વર્તે છે. આ અર્થ ભાગ. સ્કં. ૫ માં 'जम्बूद्वीपस्य राजन्' ઇત્યાદિ વચનથી સપ્રપંચ વર્ણવ્યો છે.

આ લાખ યોજન વિસ્તારવાળો **જંબૂદ્વીપ** લાખ યોજન વિસ્તારવાળા **લવણ**સાગરથી ચોમેર ગોળાકાર વીંટાએલો છે. તે **લવણસાગર** બે લાખ યોજન વિસ્તારવાળા **પ્લક્ષદ્વીપથી** વીંટાએલો વર્તે છે. એનો અધિપતિ તો પ્રિયવ્રતનો પુત્ર **ઈધ્મજીહ્વ** નામનો છે. આમાં **શિવ, યશસ્ય, સુભદ્ર, શાંત, ક્ષેમ, અભય, અમૃત,** આ નામના સાત ખંડો વર્તે છે. ખંડને સમાન નામ જેમનું છે એવા તેના સાત પુત્રોને તે સાત ખંડો વહેંચી આપ્યા છે. આમાં વર્તતા ચારેય વર્ણો કે જેમનું **હંસ પતંગ ઊર્ધ્વાયન સત્યાંગ** નામ છે અને દેવને સમાન સંદર્શનવાળા અને હજાર વર્ષની આયુષવાળા છે. તે **સૂર્ય આત્માને** પૂજે છે. આ બીજો **પ્લક્ષદ્વીપ** બે લાખ યોજન વિસ્તારવાળા **ઈક્ષુરસોદકથી** આવરિત છે. તે **ઈક્ષુસમુદ્ર** ચાર લાખ યોજનવાળા **શાલ્મલીદ્વીપથી** વેષ્ટિત છે. આમાં બહુ મોટો **શાલ્મલી** વૃક્ષ છે, જેમાં પક્ષિરાજ ગરુડજીનો માળો છે, એ વૃક્ષના સંબંધથી જ એનું શાલ્મલી નામ પડયું છે. એ રીતે જંબુદ્વીપ તથા પ્લક્ષદ્વીપનું પણ તેતે વૃક્ષવિશેષના સંબન્ધથી નામ પડેલું જાણવું. એનો અધિપતિ તો પ્રિયવ્રતપુત્ર યજ્ઞબાહુ છે. આમાં પણ **સુરોચન, સૌમનસ્ય, રમણક, દેવબર્હ, પારિબર્હ, આપ્યાયન, અભિજ્ઞાત,** એ નામના સાત ખંડો વર્તે છે. તે ખંડો ખંડને સમાન નામ જેનું છે એવા સાત પુત્રોને વહેંચી આપ્યા છે. આ ખંડમાં વર્તતા પુરુષો કે જેમનું **શ્રુતધર, વિદ્યાધર, વસુંધર, ઈષંધર** નામ છે એવા તેઓ વેદમય ભગવાન્ **સોમ આત્માનું** યજન કરે છે. આ **શાલ્મલીદ્વીપ** ચાર લાખ યોજન વિસ્તારવાળા **સુરોદકથી** અભિવેષ્ટિત છે. આ **સુરાસમુદ્ર** આઠ લાખ યોજન વિસ્તારવાળા **કુશદ્વીપથી** વિંટાએલો વર્તે છે. જેને વિષે દેવકૃત **એક કુશસ્તમ્બ** છે, તે પોતે તે દ્વીપનું નામ કરનારો છે. જાણે બીજો અગ્નિ હોય એમ તે પોતાના શષ્પની (ઘાસોની) કાંતિથી દશ દિશાઓને વિરાજમાન કરે છે. એનો અધિપતિ તો પ્રિયવ્રતપુત્ર **હિરણ્યરેતા** નામનો છે. પોતાનો દ્વીપ પોતાના સાત પુત્રોને વહેચી આપીને પોતે તો તપને કરે છે. પુત્રતુલ્ય નામ જેનું છે એવા સાત ખંડો **વસુ, વસુદાન, દૃઢરુચિ, નાભિગુપ્ત, સત્યવ્રત, વિપ્ર, વામદેવ** નામના છે. કુશદ્વીપની પ્રજાઓ કે જેમનું **કુશલ કોવિદ અભિયુક્ત કુલક** નામ છે તે પોતે **અગ્નિરૂપ** ભગવાનને કર્મકુશળતાથી યજે છે. તે આ **કુશદ્વીપ** આઠ લાખ યોજન વિસ્તારવાળા **ઘૃતોદકથી** વીંટાએલો છે. આ **ઘૃતસાગર** સોળ લાખ યોજન પરિમિત **ક્રૌંચદ્વીપથી** વેષ્ટિત છે. જેમાં **ક્રૌંચ** નામનો પર્વતરાજ દ્વીપનામને પાડનારો વર્તે છે. તેનો અધિપતિ તો પ્રિયવ્રતપુત્ર **ઘૃતપૃષ્ઠ** નામનો છે. તેણે પોતાનો દ્વીપ સાત પ્રકારે વિભાગ કરીને સાત પુત્રોને આપ્યો હતો. **આમોદ, મધુવહ, મેઘપૃષ્ઠ, સુદામા, ઋષિજ્ય, લોહિતાર્ણ, વનસ્પતિ,** આ પુત્રને સમાનનામવાળા સાત ખંડો છે. આ ખંડના પુરુષો કે જેમની **પુરુષ, ઋષભ, દ્રવિણ, દેવક,** સંજ્ઞા છે. તેઓ **જળમય** દેવને જળથી પૂર્ણ અંજલિવડે પૂજે છે.

તે આ ક્રૌંચદ્વીપ સોળ લાખ યોજન વિસ્તારવાળા **ક્ષીરસમુદ્રથી** વીંટાએલો છે. આ **ક્ષીરસમુદ્ર** બત્રીશ લાખ યોજન વિસ્તારવાળા **શાકદ્વીપથી** ચોમેર આવરિત છે. જેમાં **શાક** નામનો મોટો વૃક્ષ મહાસુગન્ધિમાન્ છે તે પોતે આખા દ્વીપને સુગન્ધિમાન્ કરી દે છે. એનો અધિપતિતો પ્રિયવ્રતપુત્ર **મેધાતિથિ** છે. આ દ્વીપમાં સાત ખંડો છે તે સાત પુત્રો કે જેમનાં **પુરોજવ મનોજવ પવમાન ધૂમ્રાનીક ચિત્રરેફ બહુરૂપ વિશ્વધાર** નામ છે તેમને વહેંચી આપ્યા છે આ ખંડના પુરુષો કે જેમનું **ઋતુવ્રત સત્યવ્રત દાનવ્રત અનુવ્રત** નામ છે તેઓ **વાયુરૂપ ભગવાનને** યજેછે. આ **શાકદ્વીપ** સ્વસમાન માપવાળા **દધિમંડોદથી** વેષ્ટિત છે. તે આ દધિસાગર ચોસઠ લાખ યોજન વિસ્તારવાળા **પુષ્કરદ્વીપથી** વેષ્ટિત છે. જેમાં બહુ મોટું **પુષ્કર**શબ્દવાચ્ય કમળ અગ્નિશિખા જેવું નિર્મળ દશ હજાર કનકદળવાળુ વર્તે છે. તે કમળાસન ભગવાનના અધ્યાસન તરીકે પરિકલ્પેલું છે. આ દ્વીપમાં તો બે ખંડ વર્તે છે. તેના અધિપતિતો પ્રિયવ્રતપુત્ર **વીતિહોત્ર** પોતાના **રમણક ધાતકિ** નામના પુત્રોને વહેંચી આપ્યા છે. આના મધ્યમાં એક પર્વત કે જે બે ખંડની મર્યાદાને કરનારો, **માનસોત્તર** નામનો, દશ હજાર યોજન ઉંચાઈ પહોળાઈવાળો વર્તે છે. તે પર્વતમાં ચાર દિશામાં **ચાર પુરો** લોકપાળ ઈન્દ્રાદિકનાં વર્તે છે અને ઉપરના ભાગમાં મેરુની ચોમેર ભ્રમતા સૂર્યરથનું સંવત્સરાત્મક ચક્ર દેવોના અહોરાત્રપણે પરિભ્રમે છે. આ ખંડના પુરુષો **બ્રહ્મરૂપ ભગવાનને સકર્મક** કર્મવડે આરાધે છે. આ **પુષ્કરદ્વીપ** સ્વસમાનમાપવાળા (ચોસઠ લાખ યોજન) **શુદ્ધોદકથી** વીંટાએલો છે. આ રીતે **સાત દ્વીપો** વર્તે છે. સપ્તદ્વીપાત્મક આ લોક, તેથી બમણી **કાંચન**ભૂમિથી વીંટાએલો છે. તેથકી પર **લોકાલોકઅચળ** આવે છે. લોક અલોકની અંદર વર્તતો હોવાથી એનું **લોકાલોક** નામ આવેલું છે. તેની ઉપર ચાર દિશામાં **ચાર દિગ્ગજો** જગદ્ધાતાએ સકળ લોકોની સ્થિતિ માટે સ્થાપેલા છે. તેમનાં **ઋષભ પુષ્કરચૂડ વામન અપરાજીત** એવાં નામો છે. આ બધુ વર્ણન વિ. પુ. અને ભાગવતને અનુસારે છે.

આ લોકાલોકાચળમાં પોતાની વિભૂતિભૂત લોકપાળોમાં વિવિધ વીર્યની વિવૃદ્ધિ માટે મહાવિભૂતિમાન્ **મહાપુરુષ ભગવાન** પોતાના **અનંત વિશ્વકસે**-નાદિક પ્રવર પાર્ષદો સાથે વીંટાઈને સમસ્ત લોકની **સ્વસ્તિ** માટે સન્નિધિ આપી રહ્યા છે. આ બાબત ભાગવત સ્કં ૫ અ. ૨૦ માં વર્ણવી છે. લોકાલોક પર્વતથકી **અંધતમ** આવેછે. તે થકી ઉપર **ગર્તોદક** આવે છે. તેથકી **અંડકટાહ** આવે છે. આ બાબત વિ. પુ. અં. ૨ માં 'एवं द्वीपाः समुद्राश्च सप्त सप्तभिरावृताः' ઇત્યાદિ વચનથી વર્ણવી છે. આ રીતે **આ પૃથ્વી** અંડકટાહ અને દ્વીપ સમુદ્રો સાથે મળીને **પચાસ** કોટિ યોજન વિસ્તારવાળી છે. **શતકોટિ** યોજન વિસ્તારવાળી છે એવો પણ વાદ માનભેદને લીધે પ્રવર્તેછે. આ રીતે **ભૂમંડળનુ** વર્ણન છે.

## ઉપરના લોકોનું વર્ણન—

તે આ લોકોનું વર્ણન વિ. પુ. અં. ૨ માં 'रविचन्द्रमसोर्यावन्मयूखैरवभास्यते। ससमुद्रसरिच्छैला तावती पृथिवी स्मृता ॥" ઇત્યાદિ વચનોથી કર્યું છે. **તાત્પર્યાર્થ** એવો છે કે-સૂર્યચંદ્રના કિરણો જેટલા ભાગને પ્રકાશિત કરે છે તેટલી સમુદ્ર સરિત્ શૈલ સાથેની **પૃથિવી** કહેવાય છે, જેટલા માપવાળી પૃથિવી છે તેટલા જ માપવાળો **આકાશ છે.** ભૂમિથકી ઉપર લાખ યોજનને અંતરે **સૂર્યમંડળ** છે. સૂર્યમંડળની ઉપર લાખ યોજનને અંતરે **ચંદ્રમંડળ** છે. ચંદ્રમંડળ ઉપર પૂર્ણ સો હજાર યોજન (લાખ)ને અંતરે **નક્ષત્રમંડળ** પ્રકાશે છે. નક્ષત્રમંડળ ઉપર બે લાખ યોજનને અંતરે **બુધ** છે. બુધની ઉપર બે લાખ યોજનને અંતરે **શુક્ર** છે. શુક્રની ઉપર બે લાખ યોજનને અંતરે **મંગળગ્રહ** છે. મંગળની ઉપર બે લાખ યોજનને અંતરે **દેવગુરુ બૃહસ્પતિ છે.** બૃહસ્પતિની ઉપર બે લાખ યોજનને અંતરે **શનિ** છે. શનિ ઉપર એક લાખ યોજનને અંતરે **સપ્તર્ષિમંડળ છે.** તેની ઉપર સો હજાર (લાખ) યોજનને અંતરે સમસ્ત જ્યોતિષ્ચક્રના મેઢીભૂત **ધ્રુવ** રહ્યા છે. આટલી ઉંચાઇવાળા પ્રદેશને **ત્રિલોકી** કહે છે. ઇજ્યાફળની આ ભૂમિ છે. એમાં ઇજ્યા (યાગ) રહી છે. ધ્રુવની ઉપર ચાર લાખ યોજનને અંતરે **મહર્લોક** છે, તેની ઉંચાઈ એક **કોટિ** યોજન છે, એમાં કલ્પવાસિઓ રહ્યા છે. મહર્લોકની ઉપર બે કરોડ યોજન ઉંચાઇવાળો **જનલોક છે.** તેમાં બ્રહ્માના પુત્રો સનન્દન આદિક રહે છે. જનલોકની ઉપર આઠ કરોડ યોજન ઉંચાઇવાળો **તપલોક** છે. તેમાં દાહવિવર્જીત પ્રજાપતિઓ રહે છે. તપલોકની ઉપર બાર કરોડ યોજન ઉંચાઇવાળો **સત્યલોક** વિરાજે છે, એને જ **બ્રહ્મલોક** કહે છે. જેનું પુનઃ જનન મરણ નથી એવા જનો એમાં રહે છે.

ભૂમિનો ઊર્ધ્વ અવધિપણ વિ. પુ. અં. ૨ માં 'पादगम्यं तु यत्किञ्चित् वस्त्वस्ति पृथिवीमयम् । स भूर्लोकः समाख्यातो विस्तरोऽस्य मयोदितः" આ વચનથી કહ્યો છે. **અર્થ** એવો છે કે-ચરણ સંચારને યોગ્ય **ગિરિ શિખર** આદિક જેટલો **પ્રદેશ** છે તેટલી ઉંચાઇવાળા પ્રદેશને **ભૂલોક** કહે છે. ભાગવત સ્કં. ૫ માં ભૂમિનો ઊર્ધ્વ અવધિ "यावद्धंसभासश्येनसुपर्णादयः पतत्रिप्रवरा उत्पतन्ति" આ રીતે કહ્યો છે. જ્યાં સુધીમાં હંસ ભાસ શ્યેન ગરુડ આદિક પ્રવર પક્ષિઓ ઉડે છે. તેટલો **ભૂલોક** પ્રથમનો છે. ભૂર્લોકની ઉંપર લાખ યોજન દૂર **સૂર્યમંડળ** છે, તેટલા અંતરિક્ષ પ્રદેશને બીજો **ભુવર્લોક** કહે છે. તેમાં સિદ્ધાદિ મુનિઓ રહે છે, સૂર્યમંડળની નીચે દશ હજાર યોજનને અંતરે **રાહુમંડળ** છે. તે તેર હજાર યોજન વિસ્તારવાળુ છે. જે સૂર્યમંડળ છે તે દશ હજાર યોજન માપવાળું છે, જે **ચંદ્રમંડળ** છે તે બાર હજાર યોજન માપવાળું છે.

સૂર્ય ચંદ્રના ગ્રહણ વિષયમાં ભાગ સ્કં. ૫ અ ૨૪ માં આ રીતે કહ્યું

છે.—"**રાહુ** કોઈ અવસરે પર્વ દિવસે પૂર્વ વૈરને લીધે સૂર્ય–ચંદ્રની અભિમુખ કલહ કરવા દોડે છે, તેમના રક્ષણ માટે ભગવાને **સુદર્શન ચક્ર** મૂકયું છે. તેજને લીધે અસહ્ય એવુ તે ચક્ર ત્યાં વારેવારે ભમ્યા કરે છે. તેથી મુહૂર્ત પર્યંત ઉદ્વેગ પામેલો **રાહુ** હૃદયમાં કંપીને દૂરથી જ પાછો વળી જાય છે. લોકો તેને **'ગ્રહણ'** એમ કહે છે. તાત્પર્ય એ છે કે સન્મુખ ધાવન દશામાં જે રાહુમંડળથી સુર્ય ચંદ્રમંડળનું આચ્છાદાન થાય છે તેજ **ગ્રહણ** છે એમ તેના સ્વરૂપને જાણનારા જનો કહે છે. તેમાં સરલ–વક્રસ્થિતિને લીધે **અર્ધગ્રાસ-સમગ્રગ્રાસ** થાય છે, પણ તે વસ્તુત; ગ્રાસ નથી, કેમકે બહુ દૂર અંતર રહે છે. અધોવર્તી રાહુમંડળ થકી દશ હજાર યોજન અંતરે **સિદ્ધ ચારણ વિદ્યાધરોનાં સદનો** વર્તે છે. તેની નીચે **યક્ષ પિશાચ** પ્રેત–ભૂતગણોનાં વિહારસ્થળો છે. અંતરિક્ષની નીચેનો અવધિ છે તે તો જેટલામાં વાયુ વાય છે અને જેટલામાં મેઘો જણાય છે તેટલો પ્રદેશ જાણવો.

ધ્રુવ અને સૂર્યનું જે અંતર તે ચૌદ લાખ યોજન છે. તેટલા માપનો **સ્વર્ગલોક છે.** ભૂલોક ભુવર્લોક અને સ્વર્ગલોકને **ત્રિલોકી** કહે છે. પ્રત્યેક કલ્પે ઉત્પત્તિ નાશ થનાર હોવાથી એને **કૃતક** કહે છે. પ્રત્યેક કલ્પે નાશ ન થનાર હોવાથી **જન તપ સત્ય** આ ત્રણને **અકૃતક** કહે છે. કૃતક અકૃતક લોકના મધ્યમાં **મહર્લોક** કહ્યો છે. કલ્પને અંતે શૂન્ય થઈ રહે છે. એનો અંત્યત નાશ થતો નથી. (વિ. પુ. અં. ૨) એ રીતે સપ્તલોકીનું ત્રિવિધપણું **કૃતક અકૃતક કૃતકાકૃતક** એવા ભેદથી કહ્યું છે. ભાગવતમાં તો જે પાતળો છે તે એક પ્રકારનાં **ભૂવિવરો** છે એમ માનીને **મહર્** આદિકને સ્વર્ગલોકની અંદર કહેવાની ઇચ્છાથી **ત્રૈલોક્ય** વ્યવહાર કર્યો છે આ બધી બાબત ભાગવત થકી જ અનુસંધાન કરી લેવી. બ્રહ્માંડની અંદર આવેલા આ સમગ્ર લોકો **પુણ્ય–પાપ–મિશ્ર** કર્મવાળાઓને કર્મફળના અનુભવની ભૂમિઓ છે. વિવિધ વિચિત્ર અનંત ભોગ્ય ભોગોપકરણ ભોગસ્થાનથી સમૃદ્ધ આ બધા લોકો છે એમ સમજવું.

સત્ય લોકની ઉપર **અંધતમ, ગર્તોદક અને અંડકટાહ** છે. ગર્તોદક અને અંડકટાહનું માપ શૈવમાં 'सप्तसागरमानस्तु गर्तोदस्तदनन्तरम् । कोटियोजनमानस्तु कटाहः स व्यवस्थितः ॥' આ રીતે કહ્યું છે. [સાત સાગરનું જેટલું માપ છે તેટલું માપ ગર્તોદનું છે. તેપછી કોટિયોજન માપવાળો અંડકટાહ રહ્યો છે] આ અંડ કપિત્થ [કોઠું] આકારે છે. અંડકટાહજ પ્રથિવીનું આવરણ જાણવું. તિર્યક્ ઊર્ધ્વ અને નીચે આ બ્રહ્માંડ અંડકટાહથી આવરિત છે. આ અર્થ વિ. પુ. અં. ૨. માં 'एतदण्डकटाहेन' આ વચનથી કહ્યો છે. અંડકટાહ થકી દશઘણું જળાવરણ છે. એ રીતે ઉત્તરોત્તર આવરણ પૂર્વ પૂર્વ આવરણ થકી દશઘણું અધિક સમજી લેવું. અંડકટાહરૂપ પૃથિવીઆવરણની સાથે અવ્યકત આવરણ પર્યંત ગણતાં અષ્ટ

આવરણો થાય અને જલાદિ આવરણને ગણતાં તો સાત આવરણો થાય. જળમાં થતા પરપોટાની પેઠે પરમેશ્વરે એક સાથે સર્જેલાં બ્રહ્માંડોનું અનંતપણું 'महान्तं च समावृत्य प्रधानं समवस्थितम् । अनन्तस्य न तस्यान्तः संख्यानं चापि विद्यते ॥ तदनन्तमसंख्यातप्रमाणं चापि वै यतः । हेतुभूतमशेषस्य प्रकृतिः सा परा मुने ॥ अण्डानां तु सहस्राणां सहस्राण्ययुतानि च । ईदृशानां तथा तत्र कोटिकोटिशतानि च ॥' [વિ. પુ. અં. ૨] આ રીતે વર્ણવ્યું છે. **સત્સંગિજીવન** પ્રકરણ ૫ અ ૬૨ માં બ્રહ્માંડનું સ્વરૂપ સુસ્પષ્ટ વર્ણવ્યું છે તે અહીં અનુસંધાન કરી લેવું.

## સૃષ્ટિનું નાનાવિધપણું—

ઉપર પ્રમાણે **બ્રહ્માંડનું** સ્વરૂપ સવિસ્તર નિરૂપ્યું. **મહત્તત્ત્વ** આદિ જેમાં છે અને **પૃથ્વી** અંતે જેમાં છે એવાં પરસ્પર મળેલાં તત્ત્વોવડે બ્રહ્માંડને ઉપજાવીને તેમાં ચતુર્મુખને પરમેશ્વર સર્જે છે. ચતુર્મુખપર્યંતની જે સૃષ્ટિ તે **'સમષ્ટિ સૃષ્ટિ'** એમ કહેવાય છે. આ સૃષ્ટિ અદ્વારક માની છે. ચતુર્મુખે કરેલી જે **દેવ, તિર્યક્** [પશુપક્ષી] **મનુષ્ય સ્થાવર** આદિક સૃષ્ટિ તે **'વ્યષ્ટિ સૃષ્ટિ'** એમ કહેવાય છે. આ સૃષ્ટિ સદ્વારક માની છે, આ સૃષ્ટિ **નવ** પ્રકારની છે એમ ભાગવત સ્કં. ૩ અ. ૧૦ માં '**सर्गो नवविधस्तस्य** प्राकृतो **वैकृतश्च** यः' ઇત્યાદિ વચનથી કહી છે. **પહેલો** મહતનો સર્ગ, **બીજો** અહંકારનો સર્ગ, **ત્રીજો** ભૂતસર્ગ, **ચોથો** ઇન્દ્રિયસર્ગ, **પાંચમો** દેવ (મન)સર્ગ, **છઠ્ઠો** તમ સર્ગ, આ રીતે ૭ પ્રકારના પ્રાકૃત સર્ગ છે. સ્થાવરોનો જે સર્ગ **સાતમો** તે ૭ પ્રકારનો માન્યો છે. તિર્યક્નો જે સર્ગ તે **આઠમો** અઠ્ઠાવીશ પ્રકારનો માન્યો છે. **નવમો** મનુષ્યસર્ગ છે એમ ત્રણ પ્રકારનો વૈકૃત સર્ગ છે. પ્રાકૃત સર્ગમાં પ્રસંગાત કહેલો જે દેવસર્ગ તે પણ વૈકૃતજ જાણવો. તેની અંદર મનાતો જે કૌમારસર્ગ છે તેતો પ્રાકૃત–વૈકૃત બન્નેરૂપ છે સનકાદિકોને પ્રથમ સર્જેલા હોવાથી તેમનું પ્રાકૃતપણું છે. કુમારસર્ગની અંતર્ગત જે નીલલોહિત (શંકર) તેનેપણ તેમની સાથે સર્જેલા હોઈને પ્રત્યેક કલ્પે સર્જાવાના હોવાથી વિકૃતપણું જાણવું. પ્રતિકલ્પ થનારી સૃષ્ટિને વૈકૃત સર્ગપણે માની છે, **દેવસર્ગતો** આઠ પ્રકારનો માન્યો છે–**દેવો પિત્રિઓ, અસુરો, ગંધર્વો, અપસરાઓ, સિદ્ધો, યક્ષો, રાક્ષસો, ચારણો, ભૂત–પ્રેત–પિચાશો, વિદ્યાધરો, કિંનરાદિકો,** આ બધા દેવસર્ગમાં ગણ્યા છે. એમ સૃષ્ટિનું નાનાવિધપણું છે.

## પ્રલયનું ત્રિવિધપણું—

એ રીતે પ્રાકૃતોનો નાશપણ **નિત્ય, નૈમિત્તિક, પ્રાકૃત,** એવા ભેદથી ત્રણ પ્રકારનો કહ્યો છે. આ અર્થ 'कालद्रव्यगुणैरस्य त्रिविधः प्रतिसंक्रमः (ભાગ ૩ અ. ૧૦) આ વચનમાં વર્તે છે. મરણકાળે વ્યવસ્થિત થનારો જે પ્રલય તે **'નિત્ય'** કહ્યો છે. સંકર્ષણ મુખાગ્નિ આદિક દ્રવ્યથી થનારો જે પ્રલય તે **'નૈમિત્તિક'** કહ્યો છે.

સત્ત્વાદિ ગુણોની સામ્યાવસ્થાથી મહદાદિકનો થનારો જે પ્રલય તે '**પ્રાકૃત**' કહ્યોછે, એમ ત્રણ પ્રકારનો માન્યો છે. '**આત્યંતક પ્રલય**' જે કહ્યો છે તેતો મોક્ષ છે એમ વિ. પુ. આદિકમાં વર્ણવ્યું છે. 'ततः परे देवे एकीभवति' આ શ્રુતિમાં કહેલી રીતિએ મૂળમાયા–પુરુષનો ભગવાનમાં અવિભાગરૂપ જે લય કહ્યો છે તેપણ '**આત્યંતિક** પ્રલય' કહેવાય છે. આ અર્થ વા. મા. માં 'यदा च मायापुरुषौ कालोऽप्यक्षरतेजसि । तदिच्छया तिरो यान्ति स त्वेको वर्तते प्रभुः ॥ तदा स प्रलयो ज्ञेयो नारदात्यन्तिकाभिधः' આ વચનથી જણાવ્યો છે. **સત્સંગિજીવન** પ્રકરણ ૧ અ. ૩૫ માં ચાર પ્રકારનો પ્રલય 'नित्यो दैनंदिनश्चैव प्राकृताख्यस्तृतीयकः । आत्यन्तिकश्चेति मातः प्रलयोऽस्ति चतुर्विधः ॥' આ રીતે કહ્યો છે. **હ. વા. સુધાસિંધુના** તરંગ ૧૨ માં પણ ચાર પ્રકારનો પ્રલય કહ્યોછે. મોક્ષનું આત્યંતિકપ્રલય રૂપપણું પણ હ.વા. સુધાસિંધુના તરંગ ૨૨૨ માં 'ज्ञानेन मायिकोपाधिलयश्चात्यन्तिको मतः' આ રીતે કહ્યુંછે. કાળગતિને અનુસારે ચાર પ્રકારના પ્રલયો થાયછે. એમ ભાગ. સ્કં. ૧૨ અ ૪ માં 'नित्यो नैमित्तिकश्चैव तथा प्राकृतिको लयः । आत्यन्तिकश्च कथितः कालस्य गतिरीदृशी ॥' આ વચનથી વર્ણવ્યુંછે. **આ રીતે પ્રલયનું ત્રિવિધપણું જાણવું.**

ઉપર પ્રમાણે કાર્ય સાથે માયાનું વર્ણન સંક્ષેપમાં કર્યું, જેના ચોવીશ મહદાદિક વિકારો પરસ્પર મળીને પરમેશ્વરના સંકલ્પને અનુસારે અનેક અંડોને ઉપજાવે છે. બ્રહ્માંડની અંદર મનાતા ચૌદ લોકોનું વર્ણન કર્યું. ચાર પ્રકારના ભૂતો, ભૂમિ અને કર્મફળનું પણ ઉપપાદન કર્યું. અંડાન્તર્વર્તી માયિક પદાર્થોનું અનંતપણું વર્ણવ્યું છે. તથાપિ તેની જે સંખ્યા જણાવી છે તે તો સ્થિર જ છે. કારણ કે સર્વે પદાર્થો પંચભૂતાત્મક છે. તેથી ભિન્ન કોઇપણ નથી. માયિક પદાર્થમાત્રનો વિનાશ પણ કાળને આધીન છે એ બાબત પણ કહી કે જેથી વિવેકીઓને માયિક પદાર્થોમાં વૈરાગ્ય ઉપજે.

## કાળનું નિરૂપણ–

હવે **કાળ** જે માયાગુણોનો ક્ષોભક કહ્યો છે અને જેનાથી સર્ગના આદિ ભાગમાં બધો સર્ગ ઉપજે છે તેનું વર્ણન કરવામાં આવેછે–માયિક સમગ્ર પદાર્થોની ઉત્પત્તિ, સ્થિતિ અને નાશ તે કાળને અધીન વર્તેછે. આ બાબત પ્રત્યક્ષ અને શાસ્ત્ર આદિકથકી જાણવામાં આવેછે. માટે માયિક સર્વ કાર્યમાં નિમિત્તભૂત **કાળ** છે. વળી સર્વ ભૂતોના વ્યવહારમાં પણ કાળ વિષય થાય છે. તે આ કાળ **લવ ક્ષણ** આદિક રૂપથી રહેલો ઇન્દ્રિયોવડે યથાયોગ્ય જાણવામાં આવેછે. અખંડ જે મહાકાળ છે તેતો **નિત્ય** અને **વિભુપણ** કહ્યો છે. કાળ પણ **જડ** હોવાથી માયાનીપેઠે તેનુંપણ વર્ણન અહીં ઉચિત હોવાથી કરવામાં આવેછે.

## કાળનું પૃથક્ પદાર્થપણું–

કાળ એ એક **છઠ્ઠું તત્ત્વ** છે. એનો ઇશ્વિરાદિ તત્ત્વમાં સમાવેશ નથી.

'अनादिर्भगवान् कालः' (वि. पु.) એમ ભગવાનને કાળરૂપ માન્યા છે. એ ઉપરથી **કોઈક** 'કાળ એ ઈશ્વર થકી પૃથક્ નથી, ઈશ્વર જ કાળ છે' એમ માનેછે તે યુક્તિયુક્ત **નથી** 'ब्रह्मा दक्षादयः कालः' ઇત્યાદિકમાં કાળને ઇશ્વરની વિભૂતિપણે જણાવ્યો છે. કાળને પૃથક્ તત્ત્વ માને તો જ વિભૂતિપણું સંભવે. ઈશ્વર એ કાળના અંતર્યામી હોવાથી **'ભગવાન્ કાળ** છે' એ વચનની સંગતિ થાય છે. જેવું પ્રધાન-પુરુષનું રૂપ વર્ણવ્યું છે તેવું જ કાળનું પણ રૂપ વર્ણવેલું હોવાથી **'ઈશ્વર થકી કાળ જુદો** છે' એમ વિવેકિઓએ માનવું. આના સમર્થનમાં 'त्रिष्णो स्वरूपात्परतोदिते द्वे रूपे प्रधानं पुरुषश्च विप्र। तस्यैव तेऽन्येन धृते वियुक्ते रूपान्तरं तद्द्विज कालसंज्ञम्' 'परस्य ब्रह्मणो रूपं पुरुषः प्रथमं द्विज। व्यक्ताव्यक्ते तथैवान्ये रूपे कालस्तथा परः ॥' 'प्रधानपुरुषव्यक्तकालास्तु प्रविभागशः। रूपाणि स्थितिसर्गान्तव्यक्तिसद्भावहेतवः ॥' (वि. पु.) આ પ્રમાણે સ્પષ્ટ વર્તે છે. ભાગવત સ્કંધ ૩ માં પણ પ્રકૃતિના મહદાદિ ચોવીશ પ્રકારોને ઉપપાદીને, પ્રકૃતિથકી પૃથક્ 'यः कालः पञ्चविंशकः' એમ કાળને પચીશમો તત્ત્વ તરીકે નિરૂપ્યો છે. એટલે એનો માયામાં સમાવેશ હોઇ શકે નહિ વળી ભાગવતમાં જ 'પરમેશ્વરનું જે સર્ગાદિ નિયમન સામર્થ્ય એ જ કાળ છે' એવો કેટલાકનો મત કહીને, પ્રલય સમયે પ્રકૃતિમાં લીન થયો હોવાથી નામરૂપે રહિત થએલો પુરુષ અને ગુણસામ્ય જેનું લક્ષણ છે એવા પ્રધાનની જગન્નિર્માણમાં ઉપયોગી પ્રવૃત્તિ થાય છે. તેમાં ભગવદાત્મક **કાળ** છે એમ કહ્યું છે. આ તાત્પર્ય 'प्रभावं पौरुषं प्राहुः कालमेके यतो भयम्। अहङ्कारविमूढस्य कर्तुः प्रकृतिमीयुषः ॥ प्रकृतेर्गुणसाम्यस्य निर्विशेषस्य मानवि। चेष्टा यतः स भगवान् काल इत्युपलक्षितः ॥ अन्तः पुरुषरूपेण कालरूपेण यो बहिः। समन्वेत्येव सत्त्वानां भगवानात्ममायया ॥' (ભા. સ્કં-૩) આ વચનોમાં વિશદ છે. માટે **કાળ** એ પુરુષથકી પૃથક્ તત્ત્વ છે. વિ. પુ. માં 'तदेव सर्वमेवैतत् व्यक्ताव्यक्तस्वरूपवत्। तथा पुरुषरूपेण कालरूपेण च स्थितम् ॥' એમ પ્રકૃતિ-પુરુષ અને કાળનું એકરૂપજ રૂપ વર્ણવ્યું છે. 'कालोऽस्मि लोकक्षयकृत्प्रवृद्धः' (ગીતા) આ જે વચન છે તે 'કાળના અભિમાની ભગવાન્ છે' એ અર્થપર જાણવું. ભગવાન જ કાળ છે એમ નહિ. આથી 'ભગવાને કરાતી જે સૃષ્ટ્યાદિ લીલા તેના ઉપકરણભૂત હોઇને ભગવાનની વિભૂતિભૂત કાળ છે એમ સિદ્ધ થયું. આ બાબત 'अहमेवाक्षयः कालः' એમ ભગવાને જ કહી છે, માટે કાળ એ ઇશ્વરાદિકથી પૃથક્ તત્ત્વ છે, સમજવું. આ અર્થનો સંગ્રહ **તત્ત્વમુક્તાકલાપમાં**-'कालोऽस्मीति रवगीता' આ કારિકાથી કર્યો છે.

## કાળનું અનાદિ અનંતપણું—

કાળ એ **અનાદિ** અને **અનંત** છે-એની આદિ-ઉત્પત્તિ નથી તેમ અંત-નાશ નથી. કાળ એ **નિત્ય** તત્ત્વ છે. 'सदेव साम्येदमग्र आसीत्' (छां. उ.) આ શ્રુતિમાં अग्रे શબ્દથી તથા 'नासदासीन्नो सदासीत्तदानीं' (तै. आ.) આ શ્રુતિમાં

तदानीं શબ્દથી કાળનું જ કથન હોવાથી સૃષ્ટિ પહેલાંપણ કાળનું અસ્તિત્વ સિદ્ધ થાયછે. 'अनादिर्भगवान् कालो नान्तोऽस्य द्विज विद्यते' (वि. पु.) 'अहमेवाक्षयः कालः' (गीता) એમ કાળનું અનાદિ અનંતપણું ઉઘાડા શબ્દમાં સમર્થ્યું છે.

'સૃષ્ટિ પહેલાં અને પ્રલય પછી કાળ નથી' એમ કેટલાક લવરી કરે છે, તેતો પોતાની વાણીથી જ પરાહત થાય છે. પોતાની વાણીમાં જ વિરોધ આવેછે. 'આ પૂર્વ અને આ પશ્ચાત્' એવો જે વ્યપદેશ કરાય છે તેનો નિર્વાહ કાળવિશેષના સંબન્ધથી જ કરી શકાય છે. કાળને જ ન માને તો 'આ પૂર્વ, આ પછી' એમ કહી શકાય જ નહિ એ મુદ્દો છે. આ બાબત 'यतः कुतश्चित्कालांशात्परतः पूर्वतोऽपि वा। कालो न चेत्त्वदुक्तिस्थं पौर्वापर्यं न सिध्यति।" આ રીતે જણાવી છે. માટે કાળ એ **નિત્ય** તત્ત્વ છે એમ માન્યા વિના છુટકો નથી. જેમ નિત્ય છે તેમ તેનો દેશથી પરિચ્છેદ (માપ) પણ નથી. 'અમુક દેશમાં છે અને અમુકમાં નથી' એમ કહી શકાય નહિ. 'सदा पश्यन्ति सूरयः' આ શ્રુતિમાં सदा શબ્દથી નિત્યવિભૂતિમાં પણ કાળનું વિદ્યમાનપણું જણાવ્યું છે. 'कालं स पचते तत्र न कालस्तत्र वै प्रभुः' આ વચનમાં કાળનું વિદ્યમાનપણું હોવા છતાં પણ નિત્યવિભૂતિમાં પરિણામાદિ કશું કાર્ય કરવા તે સમર્થ થતો નથી. 'कलामुहूर्तादिमयश्च कालो न यद्विभूतेः परिणामहेतुः।' (वि. पु.) આ વચનમાં ખંડકાળ પણ નિત્યવિભૂતિમાં વર્તતાં છતાં ત્યાંની વસ્તુઓનો પરિણામ કરી શકતો નથી એમ સ્પષ્ટ કહે છે. એ રીતે નિત્યવિભૂતિમાં પણ વિદ્યમાનપણું હોવાથી કાળનું સત્ત્વાદિ ત્રણ ગુણોએ રહિતપણું પણ જાણી લેવું. એથી જેમાં કેવળ સત્ત્વ વર્તે છે એવી નિત્યવિભૂતિ અને જેમાં ત્રણ ગુણો વર્તે છે એવી જડ પ્રકૃતિથકી કાળના સ્વરૂપની વિલક્ષણતા જણાવી. કાળ એ ચિત્ નહિ હોવાથી **જડ તત્ત્વ** જાણવું, **એમ કાળનું અનાદિ અનંતપણું જાણવું.**

જ્યારે **કાળ** એ ભિન્ન વસ્તુ છે, તો તેનું લક્ષણ શું ? તો સત્ત્વાદિ ગુણરહિત હોઇને અચિત્ દ્રવ્યપણું, કાળમાં સત્ત્વાદિ ગુણો નથી અને એ અચિત દ્રવ્ય છે) કાલિક સંબન્ધથી નિત્યવિભૂતિથકી ભિન્ન પ્રાકૃત કાર્યમાત્રપ્રત્યે તાદાત્મ્ય સંબન્ધથી કારણપણું, (કાર્યમાત્રમાં કારણ કાળ છે) (કાળમાં વસ્તુનો જે સંબન્ધ છે તેને કાલિક સંબન્ધ કહેછે) કાલિક સંબન્ધથી સર્વાધારપણું, (કાળ એ સર્વનો આધાર છે) આ રીતનું **ઘટિત** લક્ષણ છે.

જ્યારે કાળ એ **નિત્ય** હોઇને **વિભુ** છે, તો **ક્ષણ લવ** વિગેરે વ્યવહાર ન હોઈ શકે ? તો એમ નથી, તેતે સૂર્યપરિસ્પન્દ (ચલનરૂપ ક્રિયા) આદિકરૂપ ભિન્નભિન્ન ઉપાધિને લઇને ક્ષણલવાદિ વ્યવહારની ઉપપત્તિ થાય છે. એ રીતે કાળમાં **ભૂત, ભવિષ્ય, વર્તમાન,** ઇત્યાદિ વ્યવહારપણ ઉપાધિબળાત્ નિર્વાહ કરી લેવો. કેવી રીતે તો ? પ્રકૃત શબ્દ પ્રયોગના અધિકરણભૂત (જે કાળમાં અમુક શબ્દનો પ્રયોગ થાય તેના આશ્રયભૂત) કાળને **વર્તમાન** કહેછે. વર્તમાન કાળિક

ધ્વંસનો જે પ્રતિયોગી (જેનો ધ્વંસ છે તે) તેને **અતીત** કહે છે. વર્તમાન કાળિક પ્રાગભાવનો જે પ્રતિયોગી તેને **આગામી** કહે છે, અમુક સમયમાં અમુક વ્યવહાર કરીએ તો આ વ્યવહારકાળને **વર્તમાન** કાળ કહેવાય. આ વર્તમાન કાળમાં પૂર્વ ક્ષણાદિ કાળનો ધ્વંસ હોય છે, તો પૂર્વ કાળને અતીત કહેવાય. અને આ વર્તમાન કાળમાં આગામી ક્ષણાદિ કાળનો પ્રાગભાવ હોય છે; તો આગામી કાળને અનાગત ભવિષ્યકાળ કહેવાય. એ રીતે ત્રણ કાળની વ્યવસ્થા છે. **કોઈકતો** વર્તમાન કાળને માનતા નથી, તેમના મતે અતીત, અનાગત કાળની પણ સિદ્ધિ થતી નથી, કારણ કે વર્તમાન કાળને અધીનપણે ભૂત-ભવિષ્ય કાળનું નિરૂપણ કરવામાં આવ્યુંછે. વળી જ્યારે વર્તમાન કાળનો નિષેધ કરાય તો પ્રત્યક્ષમાત્રનો ઉચ્છેદ થવાનો પ્રસંગ આવે. કારણ કે પ્રત્યક્ષમાં તો એક વર્તમાનકાળિક પદાર્થજ વિષય થાયછે. માટે વર્તમાન કાળને પણ માનવો પડે. જ્યારે **કાળ**ઉપાધિથીજ બધો વ્યવહાર થાય છે, ત્યારે કાળની કલ્પના જ નિરર્થક છે એમ કોઈ કહે તો તેમ નથી. જે કાળ છે તે તો શાસ્ત્રસિદ્ધ હોવાથી કાળનું અકાલ્પનિકપણું છે. શાસ્ત્રસિદ્ધ વસ્તુમાં કલ્પનાને સ્થાન નથી. આ રીતે ઉપાધિથી **ક્ષણ લવાદિકની** સંગતિ કરીછે.

## કાળના ક્ષણ લવાદિ વિકારો—

અથવા કાળના પણ **ક્ષણ લવ** આદિકરૂપ **વિકારો** અંગીકાર કરવામાં આવ્યા છે. 'सर्वे निमेषा जज्ञिरे विद्युतः पुरुषादधि । कला मुहूर्ताः काष्ठाश्चाहोरात्राश्च सर्वशः । अर्धमासा ऋतवः संवत्सरश्च कल्पताम् ॥' ( तै. ना ) આ રીતે શ્રુતિએજ **કલા મુહૂર્ત** આદિક કાળ વિકારોની ઉત્પત્તિ કહી છે. આ બાબતમાં 'ક્ષણાદિકની ઉપાધિ સૃષ્ટિ કે **ક્ષણાદિક દેવોની અભિમાની સૃષ્ટિ છે'** એમ કહી શકાય તેમ નથી. કેમકે ઉક્ત કાળવિકારોની સ્વરસતઃ પ્રતીતિ થાય છે. જ્યાં સુધી કોઈ બાધક ન હોય ત્યાં સુધી તેનો ત્યાગ કરવો એ યોગ્ય નથી. કાળનું વિભુપણું એજ વિકારિપણામાં બાધક છે ?' એમ કહી શકાય નહિ, યદ્યપિ વિભુ કાળમાં સ્થૂળપણું કૃષપણું આદિકરૂપ વિકારનો સંભવ નથી તથાપિ અવસ્થાંતર પ્રાપ્તિનો સંભવે છે. કાળની ક્ષણ લવ એ આદિક અવસ્થાઓ છે. જેમ વિભુ એવા પણ ઈશ્વરજ્ઞાનમાં સૃષ્ટિ-સંહાર સંકલ્પ આદિકરૂપ ભિન્નભિન્ન અવસ્થાનો યોગ છે તેમ. કાળનુંજ જેમ એમ તેના ક્ષણ, લવાદિ વિકારોનું પણ **વિભુપણું** માનવું જોઇશે. કેમકે 'વિશ્વ હાલમાં વર્તે છે' એમ કહેવામાં ક્ષણાદિકથીજ વિશ્વનું પણ વિશેષણ થાયછે. આખા વિશ્વ સાથે ક્ષણાદિકનો સંબન્ધ આવેછે. એટલે કાળના વિકારોનું પણ વિભુપણું જાણવું. ક્ષણાદિ કાળને વિભુ ન માનીએ તોપણ ક્ષણાદિ કાળનું કાલિક સંબન્ધથી વિશ્વાધારપણું ઘટે છે' એમ કહી શકાય નહિ. કેમકે જે ક્ષણાદિરૂપ કાળસંયોગ તેથકી વ્યતિરિક્ત કાલિક સંબન્ધનું અપ્રામાણિકપણું

છે. દ્રવ્યથી ભિન્ન જે અદ્રવ્યો ગુણાદિક છે તેમાં તો સંયુક્ત અપૃથક્સિદ્ધિ (જુદુ પડે નહિ) એજ ક્ષણાદિ સંબન્ધ રૂપ છે. આ બાબત **ન્યાયસિદ્ધાંજનમાં** –'एकेनैव क्षणेनास्य विश्वस्यापि विशेषणात् । कालवत्तत्क्षणानां च व्यापित्वमवगम्यते॥' આમાં વિસ્પષ્ટ છે. (કાળની પેઠે તેના ક્ષણાદિ વિકારોનું પણ વ્યાપિપણું જાણવું.) ક્ષણ–દિન–માસ–અયન–સંવત્સર આદિકરૂપથી કાળનો પરિણામ થાય છે તોપણ તેનું તેતે કાળ વિશેષનું જણાવવાપણું જે ઋતુલિંગાદિક ઉપાધિઓમાં છે તેતો કાયમ જ રહેછે. એટલે કાલપરિણામરૂપ ઋતુ વિગેરેનું તેતે ફળ પુષ્પાદિક રૂપ લિંગો-ચિન્હો જ્ઞાપન કરનારા થાયછે. (જે જે કાલોપાધિ હોય છે તે તે તત્તત્કાલ વિશેષનો જ્ઞાપકપણે માનવામાં આવે છે એવો ભાવાર્થ છે) '**આ મોટો ભાઈ આ નાનો ભાઈ**' એવો વ્યવહાર થાયછે. તેમાં મોટા ભાઈમાં કાળકૃત પરત્વ છે એટલે એમાં ક્ષણ સંબન્ધનો વધારો છે. નાનાભાઈમાં કાળકૃત અપરત્વ છે—એટલે ક્ષણસંબન્ધની અલ્પતા છે તેનો તો ક્ષણાદિ કાળપરિણામોથી નિર્વાહ કરી લેવો.

### કાળનું પ્રત્યક્ષપણું—

ઉપર વર્ણવેલો જે **કાળ** તે ક્ષણ, લવાદિ પરિણામોએ કરીને તમામ પ્રાકૃત કાર્યોમાં હેતુ થાય છે–સર્વ કાર્યોમાં કાળ કારણ છે, એના વિના કંઈ પણ નથી થતું. પ્રત્યેક વસ્તુ-ઓના વિશેષણપણે **પ્રત્યક્ષ** પણ થાય છે. કેવી રીતે ? તો હાલમાં **ઘટ** છે, **(દ્રવ્ય)** હમણાં અહીં રક્ત રૂપ છે, **(ગુણ)** (ચક્ષુથી કાળનું પ્રત્યક્ષપણું) હાલમાં આમાં મધુર રસ છે, (જીહ્વાથી કાળનું પ્રત્યક્ષપણું) હમણાં આમાં સુરભિ ગન્ધ છે, (ઘ્રાણથી કાળનું પ્રત્યક્ષપણું) હાલ આનો ઉષ્ણ સ્પર્શ છે, (ત્વચાથી કાળનું પ્રત્યક્ષપણું) એ રીતે કાળ છ ઇન્દ્રિયોવડે વેદ્ય થાય છે. 'આ વસ્તુ ક્ષણ રહે છે' ઇત્યાદિ પ્રકારથી તેતે વસ્તુઓના વિશેષણપણે ક્ષણાદિ કાળની પ્રતીતિ થાય છે. કાળમાં રૂપ નથી તો તેનું પ્રત્યક્ષપણું જેમ ઇચ્છેલુ છે તેમ નિરૂપ એવા પણ કાળનું પ્રત્યક્ષપણું સિદ્ધ છે. કાળને પ્રત્યક્ષ નહિ પણ અનુમાનગમ્ય માનીએ તો તે પ્રત્યક્ષમાં હમેશાં પદાર્થનું વિશેષણ થઈ શકે નહિ. અગ્નિનું અનુમાન કરવાથી 'અગ્નિમાન્ પર્વત છે' એમ પ્રત્યક્ષ થતું નથી. વળી પ્રત્યક્ષ પ્રતીતિમાં વિશેષણપણે જણાતા કાળનું જો અનુમાનગમ્યપણું કહેવામાં આવે તો પ્રત્યક્ષ જ્ઞાનમાં વિષય થનારા ઘટપટાદિ પદાર્થોનું પણ અનુમાનગમ્યપણાનો પ્રસંગ આવે. માટે કાળને **પ્રત્યક્ષજ** માનવો પડે. કાળનું ઇન્દ્રિયોથી ગ્રહણ થાય છે એમાં યોગ્યતા જોઈએ, તેની વ્યવસ્થા તો ઉપલં-ભથી થાય છે. જે કાળ છે તે ઉપર જણાવ્યા મુજબનો તેતે વસ્તુઓના વિશેષણપણે જણાયછે. માટે તેતે ઇન્દ્રિયો વડે ગ્રહણની યોગ્યતા પણ કાળની કલ્પવી જોઇએ (ઇન્દ્રિયોથી કાળનું ગ્રહણ તેતે વસ્તુઓ સાથે થાય છેજ) આ બાબત મીમાંસકોએ 'न सोऽस्ति प्रत्ययो लोके यत्र कालो न विद्यते' આ રીતે સમર્થી છે. (જેમાં કાળ ન હોય એવો એક પણ પ્રત્યય (જ્ઞાન) નથી. સર્વ જ્ઞાનમાં કાળ અનુસ્યૂત છે. જ્યારે

કાળનો પ્રત્યય લાગે ત્યારેજ **'આ ઘટ છે આ પટ છે'** ઈત્યાદિ જ્ઞાન થાય છે) આ અર્થનો સંગ્રહ **तत्त्वमुक्ताकलापमां** 'कालोऽध्यक्षाववसेयः' ઇત્યાદિ બે કારિકામાં કર્યો છે. સ્થાવર જંગમાત્મક સમસ્ત વસ્તુઓનો પરિણામ કાળથીજ થતો પ્રત્યક્ષ જોવામાં આવે છે. એમાં સંશયને સ્થાન નથી. **આ રીતે કાળનું પ્રત્યક્ષપણું છે.**

## કાળના નિમેષાદિ ભેદો—

કાળના **નિમેષ** આદિક પરિણામભેદો વિ. પુ. અં. ૨ માં 'निमेषो मानुषो योऽसौ' ઇત્યાદિ શ્લોકોથી વર્ણવ્યા છે, અર્થ એવો છે કે–એક માત્રાવાળા લઘુ અક્ષરની ઉચ્ચારણ ક્રિયા જેટલા સમયથી થાય તેને **નિમેષ** કહે છે (આંખ્યનું મટકું મારતાં જેટલો કાળ તેટલો કાળ નિમેષ કહેવાય) પંદર નિમેષ મળીને એક **કાષ્ઠા**, ત્રીસ કાષ્ઠા મળીને એક **કળા**, પંદર કળાની **નાડિકા**, બે નાડિકાનો **મુહૂર્ત**, ત્રીસ મુહૂર્ત મળીને એક **દિવસ**, ત્રીશ દિવસનો બે પક્ષરૂપ એક **માસ**, બાર માસનું એક **વર્ષ** થાય છે. એ માનવમાનથી એક **વર્ષ** થાય ત્યારે દેવમાનથી દેવતાઓનું એક (અહોરાત્ર) દિન થાય છે. માનવમાનથી ૩૬૪ વર્ષ જાય ત્યારે એક **દેવવર્ષ** થાય. દેવતાઓનાં બાર હજાર વર્ષ જાય ત્યારે એક **ચતુર્યુગ** થાય. છે. એવા હજાર ચતુર્યુગ બ્રહ્માનો **દિન** (અહઃ) થાય, તેને **કલ્પ** કહે છે. તેમાં **ચૌદ મનુઓ** થાય છે, તેના અંતમાં **નૈમિત્તિક** લય થાય છે.

ભાગ સ્કં. ૩ અ ૧૦માં અન્ય પ્રકારે કાળનું નિરૂપણ છે. કાળનું એક **સૂક્ષ્મ** અને બીજુ **સ્થૂળ** એમ બે પ્રકારનું સ્વરૂપ છે. તેમાં પરમાણુ આદિમાં અને સંવત્સર અંતમાં છે તે બન્ને પ્રકારનો કાળ સૂર્યગતિ ઉપરથી સમજવામાં આવેછે. જેમાં સૂર્ય જેટલા સમયથી પરમાણુને ઉલ્લંઘે તેટલાને **પરમાણુ** કહેછે. જેટલા સમયે કરીને સૂર્ય બાર રાશિરૂપ ભુવનકોશને ઉલ્લંઘે તેટલાને **'પરમમહાન'** સંવત્સરાત્મક કાળ કહે છે. તેમાં જે છેલ્લામાં છેલ્લો અત્યલ્પ અંશ કે જેનો પુનઃ અંશ જ નથી એને **પરમાણુ** કહે છે. અર્થાત્ જે અત્યલ્પપણાને ભોગવે તે **પરમાણુ** જાણવો. બે પરમાણુ મળીને એક **અણુ** કાળ થાય, ત્રણ અણુઓ મળીને એક **ત્રસરેણુ** કાળ થાય, જાળીયાંના છિદ્રમાં પડતા જે સૂર્યકિરણો તેમાં જે પ્રત્યક્ષપણે જોવામાં આવતા, આકાશમાં જ ઉડતા અને પૃથિવી ઉપર નહિ પડતા સૂક્ષ્મ રજઃકણો તેને ત્રસરેણુ કાળ જાણવો, ત્રસરેણુ પહેલાંનો કાળ તો અત્યંત સૂક્ષ્મ હોવાથી તેનું રૂપ પ્રત્યક્ષ જોવામાં આવતું નથી. ત્રસરેણુથી આરંભીને કાળનું પ્રત્યક્ષપણું છે. ત્રણ ત્રસરેણું મળીને એક **ત્રુટિ** કાળ થાય છે. (કમળનું એક પત્ર સોઈથી વિંધે તેટલો કાળ અથવા ચપટી વગાડે એટલા કાળ) ત્રુટિરૂપ સો ભાગો જેમાં હોય તેને **વેધ** કાળ કહે છે, તેવા ત્રણ વેધો મળીને એક **લવ** કાળ થાય, ત્રણ લવ મળીને એક **નિમેષ** થાય, ત્રણ નિમેષ મળીને એક ક્ષણ થાય, પાંચ ક્ષણો મળીને એક **કાષ્ઠા** કાળ થાય,

પંદર કાષ્ટા મળીને **લઘુ** નામનો કાળ થાય. પંદર લઘુ મળતાં એક **નાડિકા** કાળ થાય, બે નાડિકા મળતાં એક મુહૂર્ત થાય, અને છ કે સાથ નાડિકા (વૃદ્ધિ હ્રાસની અપેક્ષાએ) મળતાં **પ્રહર** કે જેને **યામ** કહે છે તે થાય. ચાર ચાર પ્રહર તે મનુષ્યોનો **અહોરાત્ર** (એક દિવસ) કહેવાય, પંદર પંદર દિવસનો શુકલ કૃષ્ણ બે **પક્ષ** કહેવાય, (મનુષ્યોનો એક માસ તે પિત્રિઓની અહર્નિશા (એક દિવસ) કહેવાય) ઇત્યાદિ રીતે છે.

એજ રીતે ચાર યુગનું પ્રમાણ 'कृतं त्रेता द्वापरं च कलिश्चेति चतुर्युगम्' (ભાગ-૩) ઇત્યાદિકથી વર્ણવ્યું છે. અર્થ એવો છે કે-**કૃત, ત્રેતા, દ્વાપર** અને **કળિ** આ ચાર યુગો કહેવાય છે. એમાં દેવોનાં બાર હજાર વર્ષો થાય છે. તેમાં સત્યયુગનાં ચાર હજાર વર્ષ છે, તેની પૂર્વસંખ્યા ચારસો અને ઉત્તર સંખ્યા (જેને સંખ્યાશ કહે છે) તે પણ ચારસો છે. ત્રેતાયુગનાં ત્રણ હજાર વર્ષ છે, તેની પૂર્વસંખ્યા ત્રણસો અને ઉત્તરસંખ્યા પણ તેટલી જ છે. દ્વાપર યુગનાં બે હજાર વર્ષ છે, તેની પૂર્વસંખ્યા બસો અને ઉત્તરસંખ્યા પણ બસો વર્તે છે કળિયુગનો એક હજાર વર્ષનો છે. તેની પૂર્વસંખ્યા એકસો અને ઉત્તરસંખ્યા પણ તેટલી જ છે. એમ સંકલના કરતાં બાર હજાર વર્ષ થાય છે. એમાં તે તે યુગનો ધર્મ પાળવાનું જે વિધાન છે તે તો સંખ્યા-સંખ્યાંશ કાળને બાદ કરીને જાણવું. સખ્યાં-સંખ્યાંશ કાળને યુગમાં ગણવો નહિ. તે બેના વચ્ચેનો કાળ એ જ **યુગમાં** ગણાય.

ત્રિલોકીથકી બહાર તો હજાર ચાર યુગનો દિવસ અને રાત્રિ પણ તેટલી જ જાણવી. આ બાબત પણ 'त्रैलोक्याद्युगसाहस्रं बहिराब्रह्मणो दिनम् । तावत्येव निशा तात यन्निमोलति विश्वराट् ॥' (भाग ३) આ રીતે વર્ણવી છે. ચૌદ મનુઓનો કાલાવધિ પણ 'स्वं स्वं कालं मनुर्भुङ्क्ते साधिकां ह्येकसप्ततिम्' આ રીતે એમાં જ જણાવ્યો છે. (કિંચિત્ અધિક એવા **ઈકોતર ચાર યુગ** જાય એ એક મનુનો કાળ છે. એમાં પ્રતિકલ્પે **ચૌદ ઈન્દ્રો** થાયછે. સપ્તર્ષિઓપણ તેટલા જ થાયછે. મન્વાદિકો પોતપોતાના અધિકારની નિવૃત્તિ થતાં કલ્પને અંતે જ્યાં સુધી પોતાના આયુષનું પરિમાણ હોય ત્યાં સુધી મહરાદિ લોકમાં વર્તે છે.

મનુષ્યાદિકને પોતપોતાના વર્ષમાપથી સામાન્યતઃ **શત** વર્ષનું જીવિત છે. આ અર્થને 'शतायुर्वै पुरुषः આ શ્રુતિજ સૂચવેછે બ્રહ્માનું પણ પોતાના અહોરાત્ર પ્રમાણથી માસ અયન સંવત્સર ક્રમથી **શત વર્ષ** જીવિત છે. આ અર્થ વિ. પુ. 'एवं तु ब्रह्मणो वर्षमेवं वर्षशतं स्मृतम्' આ રીતે જણાવ્યો છે. 'निजेन तस्य मानेन चायुर्वर्षशतं स्मृतम् । तत्पराख्यं तदर्धं तु परार्धमभिधीयते ॥' એમપણ કહ્યું છે. ગણનાની અવધિ પરાર્ધપર્યંતની હોવાથી બ્રહ્માની **દ્વિપરાર્ધ કાળ** આયુષ્ય છે એમ કહેવાય છે. ગણનાનો પ્રકાર 'एकं दश शतमस्मात्सहस्रमयुतं ततः परं लक्षम् ।

प्रयुतं कोटिमथार्बुदमब्जं खर्वं ततो निखर्वं च ॥ तस्मान्महासरोजं शङ्कुं सरितांपतिं ततश्चान्त्यम् । मध्यं परार्धमाहुर्यथोत्तरं दशगुणं हि तज्ज्ञाः ॥ આ રીતે છે. વિ. પુ. માં 'स्थानात्स्थानं दशगुणं एकस्माद्‍गण्यते द्विज । ततोऽष्टादशमे भागे **परार्धम**भिधीयते' આ રીતે સ્પષ્ટતા કરી છે. **અર્થ એવો** છે કે—એક, દશ, સો, હજાર, દશહજાર, લાખ, દશલાખ, કરોડ, દશકરોડ, અબજ, ખર્વ, નિખર્વ, મહાસરોજ, શંકુ, સમુદ્ર. અંત્ય, મધ્ય, પરાર્ધ, આ રીતે સંખ્યા ગણવામાં આવે છે. એક એક થકી દશગણાં અધિક સમજવાં, અઢારમો **પરાર્ધ** આવે છે. આ રીતે કાળના ક્ષણ લવ કાષ્ઠાદિ **પરિણામોનો પ્રકાર** કહ્યો.

### કાળનું ભગવદ્વિભૂતિપણું—

કાળ એ ભગવાનની વિભૂતિભૂત હોઇને શરીરવત્ પરતંત્ર છે. ઉપર જણાવ્યા પ્રમાણે કાળ એ પોતાના અનંત ભિન્નભિન્ન પરિણામોએ કરીને બ્રહ્માદિ સ્તંબપર્યંત સર્વની ઉત્પત્તિ–સ્થિતિ–વિનાશમાં હેતુ હોઈને સૃષ્ટિસંહારાદિક લીલાવ્યાપારમાં પ્રવર્તેલા ભગવાનનું એક **લીલોપકરણ** છે.—લીલાનું એક રમકડું છે. સહકારિપણે લીલોપકરણ જાણવું. સર્વ શકિતમાન્ સત્યસંકલ્પ હોઈને પોતાના સંકલ્પને અનુસારે તેતે કાળના આગમનની અપેક્ષા રાખીને જ પ્રાકૃત સૃષ્ટયાદિકને કર્યા કરેછે. પોતે કાળનું નિયમન કરેલું હોવાથી પોતાને પણ તેનું અનુસરણ કરવું જ પડે. આ કાળ **કળા કાષ્ઠાદિક** રૂપથી પરિણમતો હોવાથી સૃષ્ટિમાંપણ **વિષય** થાય છે. કાળની પણ ઉત્પત્તિ થાય છે એમ જાણી લેવું. કાળ એ ભગવાનની **શક્તિ** છે. અને સૃષ્ટિ–સ્થિતિ–સંહારમાં તેમનું ઉપકરણ છે. એ બાબત 'स यावदुर्व्या भरमीश्वरेश्वरः स्वकालशक्त्या क्षपयंश्चरेद्भुवि' 'योऽयं कालस्तस्य तेऽव्यक्तबन्धो चेष्टामाहुश्चेष्टते येन विश्वम् । निमेषादिर्वत्सरान्तो महीयांस्तं त्वेशानं क्षेमधाम प्रपद्ये' (भाग १०) 'ब्रह्मा दक्षादयः कालस्तथैवाखिलजन्तवः । विभूतयो हरेरेता जगतः सृष्टिहेतवः ॥ विष्णुर्मन्वादयः कालः सर्वभूतानि च द्विज । स्थितेर्निमित्तभूतस्य विष्णोरेता विभूतयः ॥ रुद्रः कालान्तकाद्याश्च समस्ताश्चैव जन्तवः । चतुर्धा प्रलये ह्येता जनार्दनविभूतयः ॥ (वि. पु.) ઇત્યાદિ વચનસિદ્ધ છે. **સત્સંગિજીવનમાં** પણ 'कालो माया पुमान् यस्य महत्तत्त्वादयस्तथा । शक्तयः सन्ति (प्र. १) 'कार्योत्पत्तौ हि सर्वत्र माया कालश्च कर्म च । स्वभाव ईक्षणं पुंसो हरेरिच्छेति हेतवः ॥' 'कालादिशक्तिभिः स्वाभिर्विश्वसर्गादि कारयन्' ઇત્યાદિ વચનથી કાળ એ પરમાત્માની **શક્તિ** છે અને સૃષ્ટિ આદિકમાં તેમનું **ઉપકરણ** છે એમ નિરૂપ્યું છે **હ. વા. સુ. માં** 'कालः कर्म स्वभावश्च माया च पुरुषोऽक्षरम् एतास्तच्छक्तयः सन्ति ततोऽसौ परमेश्वरः ॥' આ રીતે નિરૂપણ છે. 'कालः पचति भूतानि' 'कालोऽयं परमाण्यादिर्द्विपरार्धन्ति ईरितः । नैवेशितुः प्रभुर्भूम्न ईश्वरो धाममानिनाम् ॥' (भाग : ) ઇત્યાદિકથી ભગવાનથકી વ્યતિરિકત સમસ્ત ભૂતો અને ઇશ્વિરોનું કાળવશ્યપણું સુસિદ્ધ થાય છે. પરમાત્માનું તો કાળના પ્રત્યે

પણ નિયંતાપણું 'ज्ञः कालकालो गुणी सर्वविद्यः' (श्वे- उ.) 'कालं स पचते तत्र न कालस्तत्र वै प्रभुः' 'महाकालस्यापि कालं त्वां नुमः पुरुषोत्तमम्' (વા. મા.) ઇત્યાદિકમાં નિરૂપ્યુંછે. **સત્સંગિજીવનમાં** પણ 'कालस्यापि हि यः कालः' 'नियन्ता कालमायादेः' 'जीवेशकालमायानां नियन्ता पुरुषस्य च । कृष्ण इत्येव निश्चित्य' 'कालस्य स्थूलसूक्ष्मस्य चरतोऽण्डे च तद्बहिः । नियन्ता ह्येक एवास्ति' 'कालस्य प्रकृतेश्चापि नियन्ता पुरुषस्य च ॥' ઇત્યાદિકથી કાળનું કાળપણું પરમાત્માનું પ્રતિપાદ્યું છે. **હ. વા. સુ. માં** 'मायां प्रकाशयति च कालं तत्क्षोभकं च सः' આ રીતે કાળાદિકમાં પોતપોતાનું કાર્ય કરવાની શકિતને સંપાદનારા પરમાત્મા છે એમ પ્રતિપાદ્યું છે. આ પ્રકારે કાળનું **ભગવદ્વિભૂતિપણું છે.** કાળ એ સ્વતંત્ર તત્ત્વ નથી એ કહેવાનું રહસ્ય છે.

ઉપરોકત યત્કિંચિત્ **સર્વ** કાળને અધીન છે. નિત્ય નૈમિત્તિક પ્રાકૃત આત્યંતિક એ જે **ચતુર્વિધ** પ્રલયો તેપણ કાળને આધીન છે. કાળનું પોતાના કાર્યપ્રત્યે પોતાનુંજ ઉપાદાનપણું છે. પોતેજ પોતાનો નિર્વાહ કરેછે. જે અખંડ કાળ છે તે **નિત્ય** છે અને જે કાર્યભૂત છે તે **અનિત્ય** છે. લીલાવિભૂતિમાં **ઈશ્વર** કાળાધીનપણે જ કાર્યને કરે છે. નિત્યવિભૂતિ (વૈકુંઠાદિક ધામ)માં તો કાળનું વિદ્યમાનપણું છતાંપણ તેનું સ્વાતંત્ર્ય નથી. કોઈ તો નિત્યવિભૂતિમાં કાળ નથી એમ કહે છે, બીજા કોઈ તો 'તામસ મહાન્ એ કાળ છે' એમ કહે છે. બન્નેને મતે શાસ્ત્રબાધ અને પ્રત્યક્ષબાધ આવેછે. શાસ્ત્રથી અને પ્રત્યક્ષથી કાળની સિદ્ધિ થાય છે.

એ રીતે ક્ષણાદિરૂપ કાળ, પ્રકૃતિ–પ્રાકૃત પદાર્થોના પરિણામમાં **હેતુ** છે એમ વર્ણન કર્યું. નિત્ય, નૈમિત્તિક, પ્રાકૃત, આત્યંતિક રૂપથી કાળનું વિચરણ સર્વત્ર છે. 'इत्थं प्रभोः कालशक्त्या लयैरेतैश्चतुर्विधैः। असद्बुध्यवाऽखिलं तत्रारुचिवैरा-ग्यमुच्यते ॥ वासुदेवेतरान् देवान् कालमायावशीकृतान्। विदित्वा तेषु च प्रीतिं हित्वा तस्यैव नित्यदा । गाढस्नेहेन या सेवा सा भक्तिरिति गीयते ॥' (वा. मा) તથા **સત્સંગિજીવન** પ્રકરણ ૧ અ ૩૫ માં કહેલા વચનોમાં કહ્યા પ્રકારે કાળગતિથી તમામ પ્રાકૃત પદાર્થો અને તેની સાથે સંબંધ ધરાવનાર જીવો ઈશ્વરોના ક્ષરણ સ્વભાવપણાનું અનુસંધાન કરનારાઓને માયિક ભાવોમાં **અરુચિ** થાય છે અને તેથી નિત્ય અપરિચ્છિન્ન સાહજીક આનંદરૂપ પરમાત્મા શ્રીકૃષ્ણમાં ગાઢાનુરાગથી નિરંતર ભજનરૂપ એકાગ્ર ચિત્તવૃત્તિ થાયછે અને તેથી કલ્યાણની સિદ્ધિ થાય છે. એટલે કાળના જ્ઞાનની વ્યવહારમાં અને મોક્ષમાંપણ અવશ્ય અપેક્ષા છે. 'कालाख्यः परमात्मनः। महिमा' (भाग ३) એમ કાળનું પરમાત્માના મહિમા તરીકેનું **ગૌરવ** કહ્યું છે. **આ રીતે કાળનું નિરૂપણ છે.** ભગવાન્ શ્રીહરિએ ભૂગોળ–ખગોળના

વર્ણનનો એક કાગળ લખાવ્યો છે. તેમાં ઉપરનું વર્ણન સંક્ષેપથી કર્યું છે. કાળની ગણનામાં ભિન્ન ભિન્ન પ્રકારો તેતે સ્થળે જોવામાં આવે છે. આ વસ્તુ અત્યંત સૂક્ષ્મ અદૃશ્ય હોવાથી વિવિધ કલ્પનાને સ્થાન આપે એ સહજ છે. જેમ માયા પુરુષ નિત્ય છે તેમ કાળ પણ એક **નિત્ય વસ્તુ** છે એ કહેવાનું તત્ત્વ છે. એ રીતે કાળનું નિરૂપણ છે. જડ હોવાથી જડ પ્રકૃતિ પછીથી એનું વર્ણન સમુચિત જાણીને કર્યું છે.

## ભૂભ્રમણ–પતનવાદનું ખંડન—

ઉપરના લેખમાં **ભૂગોળ ખગોળનું** વર્ણન આવ્યું છે, તે પ્રસંગથી **ભૂ–મંડળ** અને **ભ–મંડળના ભ્રમણ અભ્રમણ** પક્ષનું ઉપપાદન સંક્ષેપથી કરવામાં આવેછે. **કોઈ** કહે છે કે, **ભૂમિ ફરેછે,** તો **કોઈ** કહે છે કે સૂર્યતારાદિ મંડળ ફરેછે એમાં **ખગોળ** ફરેછે એ પક્ષ યોગ્ય છે. 'हिरण्मयेन सविता रथेनाऽऽदेवो याति भुवनानि पश्यन्' આ **શ્રુતિ** સૂર્યમંડળના ભ્રમણને સ્પષ્ટ શબ્દોમાં પ્રતિપાદેછે. પુરાણોમાં ગ્રહો તથા નક્ષત્રોનું ભ્રમણ 'स हि ध्रुवः सर्वेषां ज्योतिर्गणानां ग्रहनक्षत्रादीनामनिमिषेणाव्यक्तरंहसा भगवता कालेन भ्राम्यमाणानां स्थाणुरिवावष्टम्भ ईश्वरेण विहित शश्वदवभासते । त एते कालचक्र आयोजिता ध्रुवमेवावलम्ब्य वायुनोदीर्यमाणा आकल्पान्तं परिभ्रमन्ति' (भाग स्कं. ५ अ २३) આ રીતે ઉઘાડા શબ્દોમાં કહે છે. જેમ વેગથી જનારાની દૃષ્ટિએ અચલ પદાર્થો પણ જાણે જતા હોય એમ ભ્રાંતિથી જણાય છે તેમ સૂર્યનક્ષત્રાદિકની દૃષ્ટિએ પૃથ્વી જાણે ભમતી હોય એમ જણાયછે વસ્તુગત્યા તો **સૂર્યાદિકજ ભમેછે.** જેમ રેલગાડી વેગથી જતી હોય ત્યારે જાયછે તો ગાડી પણ જોનારા જનોને જાણે પૃથ્વી અને તેની ઉપર રહેલા વૃક્ષાદિક જાણે જતા હોય એમ જણાય છે. વળી એક ગાડી ચાલતી હોય ત્યારે તેમાં બેઠેલા લોકોને પાસે પડેલી નહિ ચાલતી ગાડી ચાલતી હોય એમ જણાય છે. આ બધું **ભ્રાંતિકાર્ય** છે સત્ય નથી. તેમ સૂર્યાદિ ગ્રહો નક્ષત્રો વેગથી ભમેછે એ ઉપરથી ભૂમિ ભમેછે એવો ભ્રમ થાયછે. એવું તો બહુ બાબતોમાં બને છે પણ વસ્તુસ્થિતિ જાણવામાં આવે ત્યારે સત્યનો નિશ્ચય થાય છે. **ભૂમંડળ** સ્થિર રહે છે અને **ભમંડળ** ભમે છે એ વૈદિક પ્રાચીન સિદ્ધાંત છે. આર્યભટ્ટે પણ 'उदयास्तमयनिमित्तं नित्यप्रवहेण वायुना क्षिप्तः लङ्कासमपश्चिमगो भपञ्जरः सग्रहो भ्रमति' એમ ગ્રહો સાથેના ખચક્રનું જ ભ્રમણ કહ્યું છે. વળી 'आकाशे पृथिवी प्रतिष्ठिता' આ **શ્રુતિ** પૃથિવીની સ્થિર સ્થિતિને કહે છે. અચળતાના ઉદાહરણમાં પૃથ્વીને પ્રથમ મુકવામાં આવેછે. આ બાબત પણ 'मध्ये समन्तादण्डस्य भूगोलो व्योम्नि तिष्ठति । बिभ्राणा परमां शक्तिं ब्रह्मणो धारणात्मिकाम् ॥' (સૂર્યસિદ્ધાંતના ભૂગોળ અધ્યાય ૩૨૩) આ રીતે કહી છે 'नित्यं त्रिलोकीं भ्रमति श्रुतिवाक्यानुसारतः । अतो भचक्रं

भ्रमति विपरीतं ग्रहान्वितम् ॥' એવો ગણિતનો એક દેશી મત છે. 'पूर्वाभिमुखं भ्रमति क्षोणी नास्ति भ्रमः खगर्क्षाणाम्' એવો પણ ગણિતનો એક દેશી મતાંતર છે. આ ભૂમિભ્રમણ પક્ષમાં અનેક દોષો અસમાધેય આવે છે. કોઈ માણસે પોતાથકી પૂર્વ પ્રદેશમાં પાડવાના ઇરાદાથી પથરો આદિક વસ્તુ ફેંક્યું હોય તે પૂર્વ ભાગમાં નહિ પડતાં પાછળના ભાગમાં જ નિયમથી પડશે. કારણ કે ભૂમિ તો અત્યંત વેગથી ભમે છે. એટલે આગળનું પાછળ થઈ જાય. વળી પશ્ચિમ મુખે પક્ષિઓ વિગેરે જતા હોય તેમને ફરીથી પોતાના નિવાસભૂત માળાની પ્રાપ્તિ દુર્ઘટ થશે–માળાને નહિ પામે, કારણ કે–પૃથ્વી તો અત્યંત વેગથી પૂર્વ ભાગમાં ચાલી જ જતી હોવાથી માળો તો તેમને બહુ જ દુર થઈ પડે. એટલે ફરીથી પોતાના માળાને તેઓ પામે જ નહિ. વળી એક પ્રદેશમાં મેઘ વર્ષતો હોય તે મુહૂર્તમાત્રમાં શત યોજન પૃથ્વીને પલાળી દેવાનો પ્રસંગ આવશે, કેમકે ભુમિ તો આગળ આગળ ભમતીજ જાય છે. વળી અતિકુશલ એવા પણ ધનુર્ધારિઓનો દક્ષિણ ઉત્તર પ્રદેશમાં રહેલા સ્થિર લક્ષ્યનો બાણથી વેધ થાય છે તે પણ થશે નહિ. કારણ કે જે ઉત્તર દક્ષિણમાં લક્ષ્ય હોય તેની સ્થિરતા રહેતી નથી. કદાચ એમ કહો કે–બાણ પક્ષી આદિકને પણ ભમતી ભૂમિની સાથેજ વાયુએ પ્રેરાય છે, માટે ઉક્ત દોષનો પ્રસંગ નથી. તો **તેમ નથી**. પ્રબળ વાયુએ પૂર્વાભિમુખપણે આકર્ષણ કરાતાં વસ્તુઓ પશ્ચિમાભિમુખ જવામાં પ્રતિરોધનો પ્રસંગ આવશે. પ્રબળ વાયુતો વસ્તુઓને પશ્ચિમ તરફપણ ખેંચી જાયછે તે બનશે નહિ. કારણ કે, પૃથ્વીતો આગળ આગળ દોડતી જાયછે. વળી જે એક વાયુ છે તે નક્ષત્રગણના ભ્રમણમાં હેતુ છે એ બાબત તો શાસ્ત્રાનુમતિથી સંભવે છે. પરંતુ ભૂભ્રમણમાં હેતુભૂત વાયુતો શાસ્ત્રાનુમતિથી સિદ્ધ થતો નથી. જેમ જ્યોતિષોના ભ્રમણમાં કારણ વાયુ છે તેમ ભૂમિના ભ્રમણમાં હેતુ વાયુ છે એમ કોઈ શાસ્ત્ર કહેતું નથી. એટલે આમાં શાસ્ત્રવિરોધ છે, માટે એ બાબત કોઈ રીતે સંભવતી નથી. તો **પૃથિવી ફરે છે એ વાદ અસમીચીન સમજવો.**

જૈનોનું એમ જલ્પવું છે કે–ભૂમિ બહુ **ગુરુ** (ભારે વજનદાર) હોવાથી નિત્ય નીચે નીચે પડતી જાય છે. જે વજનદાર વસ્તુ હોય તે નીચે પડતું જણાય છે. આ પક્ષ પણ ભૂભ્રમણપક્ષની પેઠે સારો નથી. એમાં અનેક દોષો અપરિહાર્ય આવેછે. **ગુરુ** હોવાથી નીચે પડે છે પરંતુ જો કોઈ પ્રતિબંધક (અટકાવનાર) મળે તો તે વસ્તુ નીચે પડી શકતું નથી–અધર રહે છે એ બાબત લોકદષ્ટ અને શાસ્ત્રદષ્ટ પણ છે. આ બાબત 'एतस्य वा अक्षरस्य प्रशासने गार्गि द्यावापृथिव्यौ विधृते तिष्ठतः ।' 'द्यौः सचन्द्रनक्षत्रा:....वासुदेवस्य वीर्येण विधृतानि महात्मनः' આ શ્રુતિ સ્મૃતિમાં નિરૂપી છે. (પરમાત્માએ ભુગોળ ખગોળ સ્વશક્તિથી ધારી રાખ્યું છે, જેથી નીચે પડતું નથી) વળી પૃથ્વીનું પતન માનવામાં આવે તો અતિ ગુરુભૂત તેણીનું વેગથી પતન થતું હોવાથી આકાશમાં ફેંકેલા પથ્થર આદિકો ભૂમિની અપેક્ષાએ અતિહલકા

હોવાથી કદાચિતપણ ભૂમિને પામશે નહિ. પથ્થરો આદિક ફગાવીએ તો તે ભૂમિઉપર પડેછે એ જોવામાં આવેછે તે બનશે નહિ. પૃથ્વી વેગથી નીચેનીચે પડતી જાયછે, ફેંકેલો પથરો આદિક તો હલકો હોવાથી ભૂમિ ઉપર પડે નહિ એ મહાન દોષ આવે છે. ભૂમિ કરતાંપણ પથ્થરાદિકનું અતિશયિત વેગથી પતન થાયછે એટલે ભૂમિને પામશે એવી કલ્પના કરવી એતો અતિસાહસ છે. ભૂમિ છે વધારે ભારે અને પથરા છે અતિ હલકા, એટલે એવી કલ્પના નિરર્થક છે. અટકાવનાર વાયુવિશેષને લીધે પૃથ્વીનું મંદ–ધીમે ધીમે પતન થાય છે એમ માનવામાં આવે તો પૃથ્વીનું અપતન જ કેમ માનતા નથી ? પૃથ્વી પડતી જ નથી એમ માનતાં કશો દોષ જ નહિ આવે. આ બાબત જ્યોતિષ્કારોએ પણ अनिलाधाराः केचित्केचिल्लोका वसुन्धराधाराः । वसुधा नान्याधारा तिष्ठति गगने स्वशक्त्यैव ॥' આ રીતે જણાવી છે. (કોઈ લોકો, વાયુને આધારે રહે છે, તો કોઈ લોકો પૃથ્વીને આધારે રહે છે, પૃથ્વીને કોઈનો આધાર નથી, તે તો સ્વશકિતથી જ અધર રહે છે.) આ બધી બાબત **તત્ત્વમુકતાકલાપમાં**–'तिष्ठत्युर्वी भचक्रं पवनरववशाद् भ्राम्यतीत्युक्तमाप्तैर्भ्रान्तैः क्लृप्तं त्रिलोकीभ्रमणमिह तथा मेदिनीभ्रान्तिगतौ । तद्भ्रान्तौ प्राक्प्रतीचोः प्रसजति पतने पक्षिणोस्तारतम्यं पाते गुर्व्यास्तु तस्याः प्रलघु दिवि समुत्क्षिप्तमेनां न यायात् ॥' આ રીતે સ્પષ્ટ જણાવી છે. **સર્વાર્થસિદ્ધિમાં** એનું વિવરણ કરેલું છે. માટે **ભૂપતનવાદ પણ કોઈ રીતે સમીચીન નથી.**

ઉપર પ્રમાણે માયા અને તેનાં કાર્યોનું સંક્ષેપમાં વર્ણન કર્યું, જે માયાના **ચોવીશ** મહદાદિ **વિકારો** પરસ્પર મળીને પરમેશ્વરના સંકલ્પવશાત્ અનંત અંડોને ઉપજાવે છે. બ્રહ્માંડની અંદર ગણાતા ચૌદ લોકો અને ચાર ભૂતો અને ભૂમિ અને કર્મફળનુંપણ નિરૂપણ કર્યું. બ્રહ્માંડની અંદર વર્તતા માયિક પદાર્થોનું અનંતપણું છે તથાપિ તેની જે સંખ્યા **ચોવીશ** છે તે તો **સ્થિર** છે, કેમકે પ્રત્યેક પદાર્થો **પંચભૂતાત્મક** છે. તેથી પૃથક્ કોઈ પણ પદાર્થ નથી. માયિક પદાર્થોનો વિનાશપણ કાળને આધીન થાયછે એનું પણ નિરૂપણ કર્યું. જેથી માયિક વસ્તુઓમાં મુમુક્ષુઓને વૈરાગ્યનો ઉદય થાય. અને એથી પરમાત્મામાં અનુરાગ ઉપજતાં મુમુક્ષુ જીવો મોક્ષગતિને પામે છે. એવી સ્થિતિ હોવાથી માયાના જ્ઞાનની પણ જરૂર હોવાથી ઉપર પ્રમાણે તેનું સમ્યક્ નિરૂપણ કર્યું.

શિક્ષાપત્રીમાં ત્રણ તત્ત્વો તત્ત્વતઃ જાણવાનાં શ્રીમુખે કહ્યાં છે તેનું નિરૂપણ માન્ય સચ્છાસ્ત્રોને અનુસારે સંપ્રદાય શાસ્ત્રોના અનુરોધથી ઉપર પ્રમાણે સંક્ષેપમાં કર્યું. અન્ય ગ્રંથોમાં ઈશ્વર અને બ્રહ્મને જાણવાના કહ્યાછે તેનું પણ નિરૂપણ તેતે પ્રસંગે આવી જતું હોવાથી કશી ન્યુનતા નથી. એમ સર્વાંગ સંપૂર્ણ થાય છે. આટલા લેખને પૂર્વાપરનું અનુસંધાન રાખી, શાસ્ત્રીય સૂક્ષ્મ દૃષ્ટિથી વાંચે વિચારે

તો જીવ, માયા, પરમેશ્વરના વિજ્ઞાનમાં કોઈ અવશેષ રહેશે નહિ. આમાં વચનામૃતનોજ તત્ત્વાર્થ નહિ પણ શિક્ષાપત્રી સત્સંગિજીવનનો પણ આવી જાય છે. એમ ત્રણેય મુખ્ય માન્ય ગ્રંથોની એકાર્થતા છે. આમાં શ્રીહરિ સંમાન્ય રામાનુજીય તત્ત્વજ્ઞાન અને ઉ. સંપ્રદાયના તત્ત્વજ્ઞાનની પણ સપ્રમાણ સયુક્તિ એકાર્થતા પણ સાબીત કરવામાં આવી છે. જેથી પરસ્પર કશા વિરોધને અવકાશ રહેતો નથી.

**વચનામૃત ભૂમિકા સમાપ્ત !**

---

**તત્ત્વજીજ્ઞાસુઓને ખાસ સૂચના—**

ઉ. સં. માસિકના વર્ષ ૧ થી ૭ સુધીમાં ૩૮૦ પેજોમાં તત્ત્વજ્ઞાન પરત્વે મારોજ લેખ વધુ વિસ્તારથી આવ્યો છે. તે ઉપરોક્ત તત્ત્વજ્ઞાનમાં મહા પુષ્ટિને આપનારો હોવાથી અવશ્ય વાંચવો. વળી વર્ષ ૭-૮ માં **"શાસ્ત્રીજી બાળકૃષ્ણાનંદજી–જૂનાગઢ પ્રત્યે"** એવા મથાળાથી ૧૭૮ પેજમાં મારોજ લેખ આવ્યો છે. વળી **"શા. બાળકૃષ્ણાનંદજીના આનંદ માટે"** એવા હેડીંગથી જયશ્રી હરિ માસિકમાં ૯૦ પેજોમાં તથા સ્વા. ના. નામના સત્ય અર્થ માટે ૪૪ પેજમાં મારો લખેલો લેખ અવશ્ય વાંચવો, જેથી તત્ત્વ વિષયના સમગ્ર સંશયો સંનિવૃત્ત થશે.

વળી ઉ. સં. વર્ષ ૫–૬ માં **"અમદાવાદના પુરાણી લક્ષ્મીપ્રસાદદાસના પડઘાનો પડઘો"** એવા શીર્ષકથી ૭૪ પેજોમાં શા. હરિબળદાસજીએ લખેલો લેખ તથા ઉ. સં. વર્ષ ૪ અંક ૬માં **"શ્રીજી સ્થાપિત ઉદ્ધવસંપ્રદાયના અનન્ય આશ્રિતોને હિતસૂચના"** એવા હેડીંગથી એજ શાસ્ત્રીએ ૧૨ પેજોમાં લખેલો લેખ તથા ઉ. સં. વર્ષ ૫–૬ માં **"પુરાણી લક્ષ્મીપ્રસાદદાસને શ્રીજીના આશ્રયમાં થતી સુદૃઢ ગેરસમજ"** એવા મથાળાથી એજ શાસ્ત્રીએ ૨૦ પેજમાં લખેલો લેખ તથા વર્ષ ૫ માં "સ્વામિનારાયણના નામે ગામડી ગપોડી ગીતાનું ધતીંગ" એવા હેડીંગથી લખેલો લેખ અવશ્ય વાંચવો.

વળી ઉ. સં. મા ના ૬-૭ માં **"શુદ્ધ ઉપાસના"** એવા શીર્ષકથી ગઢડાના શા. નારાયણચરણદાસજીએ ૨૯ પેજોમાં લખેલો લેખ **તથા "સાચા સહજાનંદીઓએ અવશ્ય જ્ઞાતવ્ય"** એવા મથાળાથી ઉ. સં. વર્ષ ૪ માં પુ. હરિસ્વરૂપદાસે ૬૪ પેજોમાં લખેલો લેખ. આ બધા શાસ્ત્રાધારે લખાએલા લેખો વાંચવાથી સર્વ સંશયો સંછિન્ન થશે. બીજા પણ ઘણા લેખો બન્ને માસિકમાં આવ્યા છે. આ બધા લેખો ઉપરના તત્ત્વજ્ઞાનને પરા પુષ્ટિ આપનારા હોવાથી અવશ્ય વાંચવા વિચારવા જેવા છે. વધુમાં **"બોચાસણ બંડનો અથેતિ ઈતિહાસ"** બોરસદ કોર્ટના જજમેન્ટ સાથે વાંચવા–વિચારવાથી તો અખિલ સંશયો નિઃશેષ નિવૃત્ત થશે. બીજા પણ "દિગ્દર્શન" નામથી લેખો છપાયા છે **તે** પણ ઉપરના શાસ્ત્રીય તત્ત્વજ્ઞાનની સુદૃઢતા માટે અવશ્ય વાંચવા જેવા છે. **એજ.**

---

## श्री स्वामिनारायणो जयति ।
## ( नारायणपारम्यम् )

લેખક—**શાસ્ત્રી હરિજીવનદાસ-વડતાલ.**

આસ્તિક વેદાદિ સચ્છાસ્ત્રો **તત્ત્વ, હિત** અને **પુરુષાર્થ** આ ત્રણ બાબતોના પ્રતિપાદન માટે પ્રવર્ત્યાં છે. બીજી બધી બાબતોનો એ ત્રણમાં જ સમાવેશ થાયછે. તેમાં **તત્ત્વને** મુખ્ય કહેછે. જે પ્રમાણપ્રતિપન્ન હોઈને જેને સમાન કે જેનાથી અધિક કોઈ ન હોય તેને **પરમ તત્ત્વ** કહેછે. 'तत्त्वं नारायणः परः' 'यस्मात्परं नापरमस्ति किञ्चित्' 'परात्परं पुरुषमुपैति दिव्यम्' 'न तत्समश्चाभ्यधिकश्च दृश्यते' 'तत्त्वं जिज्ञासमानानां हेतुभिः सर्वतोमुखैः । तत्त्वमेको महायोगी हरिर्नारायणः परः ॥' 'वदन्ति तत्तत्त्वविदस्तत्त्वं यज्ज्ञानमद्वयम् । ब्रह्मेति परमात्मेति भगवानिति शब्द्यते ॥' 'सत्यं सत्यं पुनः सत्यमुद्धृत्य भुजमुच्यते । वेदशास्त्रात्परं नास्ति न दैवं केशवात्परम् ॥' 'न परं पुण्डरीकाक्षात् दृश्यते भरतर्षभ' 'परः पराणां परमः परमात्मा' 'परमार्थस्त्वमेवैकः' 'नास्ति विष्णोः परं तत्त्वं' 'नास्ति नारायणसमः' ઇત્યાદિ શ્રુતિ-સ્મૃતિમાં પરંબ્રહ્મ પરમાત્મા ભગવાન્ આદિક શબ્દોથી કહેલા પરાત્પર વિષ્ણુ નારાયણ શ્રીહરિનેજ પરમ તત્ત્વતરીકે નિરૂપ્યા છે.

'किमेकं दैवतं लोके किं वाऽप्येकं परायणम्' આ વિષ્ણુનામસહસ્રમાં કહ્યા પ્રમાણે તત્ત્વમાં પ્રધાન **ઉપાસ્ય** અને પ્રધાન **પ્રાપ્ય** એવો ભેદ છે. જે પરમ ઉપાસ્ય હોય એ જ પરમ પ્રાપ્ય હોય. જે પરમ તત્ત્વ હોય એ જ ધ્યેય–ઉપાસ્ય હોઈ શકે. એમ હોવાથી જ 'आलोडय सर्वशास्त्राणि विचार्य च पुनः पुनः । इदमेकं सुनिष्पन्नं ध्येयो नारायणः सदा ॥' 'ध्येयः सदा सवितृमण्डलमध्यवर्ती नारायणः' 'ध्यायेन्नारायणं देवं स्नानादिषु च कर्मसु' 'शुभाशुभैः विनिर्मुक्तः ऊर्मिषट्कात्परः प्रभुः । तं वेद्यममलं विष्णुं सदा ध्यायन् विमुच्यते ॥' 'नान्यत्र मद्भगवतः प्रधानपुरुषेश्वरात् । आत्मनः सर्वभूतानां भयं तीव्रं निवर्तते ॥' विचार्याहं वेदान् मुहुरुपगतो निश्चयमिमं रमारामे भक्तिः' ઇત્યાદિકમાં એક નારાયણ શ્રીવિષ્ણુનીજ **ધ્યેયતાને** કહેછે. અને 'नारायणं महाज्ञेयं विश्वात्मानं परायणम्' 'मुक्तानां परमा गतिः' 'परमं यः परायणम्' 'नारायणपरा गतिः' 'नहि विष्णुसमा काचिन्द्गतिरन्या विधीयते' એમ નારાયણને જ પરમ **પ્રાપ્યપણે** કહે છે. આ રીતે એક નારાયણ જ પરમ **તત્ત્વ** હોઇને એ જ એક સર્વેએ **ઉપાસ્ય** અને **પ્રાપ્ય** છે એવો નિતાંત નિર્ણય કરવામાં આવ્યો છે.

ઉપર પ્રમાણેની તત્ત્વસ્થિતિ હોવાથી 'सर्वे वेदा यत्पदमामनन्ति' 'सर्वे वेदा यत्रैकं भवन्ति' 'नताः स्म सर्ववचसां प्रतिष्ठा यत्र शाश्वती' 'वेदैश्च सर्वैरहमेव वेद्यः' 'नारायणपरा वेदाः' 'वासुदेवपरा वेदाः' 'वेदे रामायणे चैव भारते भरतर्षभ। आदौ मध्ये तथा चान्ते विष्णुः सर्वत्र गीयते ॥' એમ વેદાદિ સમસ્ત શાસ્ત્રોવડે વેદ્ય એક **શ્રીવાસુદેવ નારાયણ** વિષ્ણુને જ કહેછે.

ઉપનિષદ્‌માં 'कश्च ध्येयः' 'ધ્યાન કરવા યોગ્ય કોણ છે ?' એવો શિષ્યે પ્રશ્ન પુછતાં, ' कारणं तु ध्येयः' 'જે સર્વ જગતનું કારણ (ઉત્પાદક) હોય તેજ ધ્યાન કરવા યોગ્ય છે.' એવો ગુરુએ ઉત્તર આપ્યો છે. હવે પરમ કારણ કોણ છે ? તો એક **નારાયણજ** છે. કેમકે કારણ વાકયોમાં નારાયણનેજ પરમ **કારણપણે** અને મોક્ષ પ્રકરણમાં **મોક્ષપ્રદપણે** તથા **મુક્તપ્રાપ્યપણે** ઉદ્‌ઘોષીને પ્રતિપાદન કર્યા છે. 'सदेव सोम्येदमग्र आसीत्' 'ब्रह्म वा इदमेकमेवाग्र आसीत्' 'आत्मा वा इदमेकमेवाग्र आसीत्' ઇત્યાદિ કારણવાકયોમાં જે **સત્ બ્રહ્મ આત્મા** આદિક શબ્દો આવેછે તે સામાન્ય હોવાથી વિશેષમાં પર્યવસાન પામવાની આકાંક્ષાવાળા છે. એટલે 'एको ह वै नारायण आसीत् न ब्रह्मा नेशानः' એવો આરંભ કરીને, 'अथ पुनरेव नारायणः सोऽन्यं कामं मनसा ध्यायीत, तस्य ध्यानान्तःस्थस्य ललाटात्स्वेदोऽपतत्, स्वेदाद्बुद्बुदमभूत्, बुद्बुदात्त्र्यक्षः शूलपाणिः पुरुषोऽजायत' ઇત્યાદિ વાકયોથી મહોપનિષદ્‌માં પ્રતિપાદન કરેલા નારાયણમાંજ પર્યવસાન પામેછે. અર્થાત્ સત્ બ્રહ્મ આત્મા આદિક સામાન્ય શબ્દોથી કહેલા કોણ ? તો **નારાયણજ** છે. સુબાલોપનિષદ્‌માં–'किं तदासीन्नैवेह किञ्चनाग्र आसीदमूलमनाधारमिमाः प्रजाः प्रजायन्ते दिव्यो देव एको नारायणः' નારાયણોપનિષદ્‌માં–'अथ पुरुषो हवै नारायणोऽकामयत प्रजाः सृजेयेति । अथापः संसृज्य...नारायणात् ब्रह्मा जायते नारायणात् रुद्रो जायते...सर्वाणि च भूतानि नारायणादेव समुत्पद्यन्ते नारायणे प्रलीयन्ते' મહોપનિષદ્‌માં–'सर्वस्य वशिनं देवं सर्वस्यायतनं हरिम्' એવો આરંભ કરીને 'यन्नाभिपद्मादभवन्महात्मा प्रजापतिर्विश्वसृड् विश्वरूपः' આ રીતે અનેક કારણવાકયોમાં નારાયણ શ્રીહરિનેજ પરમ કારણપણે પ્રતિપાદન કરવાપૂર્વક ભવ બ્રહ્મા આદિક સર્વેને **કાર્યપણે** પ્રતિપાદન કરેલા હોવાથી મોક્ષ માટે એક **નારાયણનીજ** મુમુક્ષુધ્યેયતા નિશ્ચિત થાયછે. જગત્કારણ કોણ હોઈ શકે ? તો જે સર્વાન્તરાત્મા હોય એજ. 'एष सर्वभूतान्तरात्माऽपहतपाप्मा दिव्यो देव एको नारायणः' 'आत्मा नारायणः परः' આ શ્રુતિમાં દિવ્ય દેવ એક નારાયણને સર્વ ભૂતોના **અંતરાત્માપણે** નિરૂપ્યા છે. આ જોતાં **નારાયણજ** સર્વાન્તરાત્મા સર્વકારણ હોવાથી **ધ્યેય** છે એમ સુદૃઢ થાયછે.

'न सन्नासच्छिव एव केवलः' આ શ્રુતિમાં કારણવિષયવાળો **શિવ** શબ્દ છે તેપણ સત્ બ્રહ્માદિ શબ્દની પેઠે નારાયણનેજ કહે છે. કેમકે પૂર્વોક્ત રીતિએ 'નારાયણજ પરમ કારણ છે.' એવો નિર્ણય કર્યો છે. 'शाश्वतं शिवमच्युतं नारायणं महाज्ञेयम्' 'संक्षेता क्षेमकृत् शिवः' 'शिवः शिवानाम्' 'एष वै पुरुषो विष्णुर्व्यक्ताव्यक्तः सनातनः । एष धाता विधाता च प्रधानं निष्कलः शिवः ॥' 'पुरुषो विष्णुरित्युक्तः शिवो नारायणः स्मृतः' ઇત્યાદિ શ્રુતિ–સ્મૃતિમાં **શિવ** શબ્દનો પ્રયોગ 'मङ्गलं भगवान् विष्णुः' 'मङ्गलायतनं हरिः' 'मङ्गलानां च मङ्गलम्' એમાં કહ્યા મુજબ મંગળ ગુણયોગને લીધે નારાયણ વિષ્ણુમાં પણ કરેલો જોવામાં આવેછે. એવી તત્ત્વસ્થિતિ

હોવાથી જ વિષ્ણુનામસહસ્રમાં 'संक्षेप्ता क्षेमकृत् शिवः' 'सर्वः शर्वः शिवः' એમ **શિવ** શબ્દ વિષ્ણુપર લીધો છે. જેમ **શિવ** શબ્દ મંગલ ગુણયોગને લીધે નારાયણમાં પ્રવર્તે છે તેમ **નારાયણ** શબ્દ શિવમાં પ્રવર્તી શકતો નથી. કેમકે તે શબ્દ તો વિષ્ણુમાં જ રુઢ કરેલો વ્યાકરણસિદ્ધ છે. શંભુ **મહેશ ઇશાન રુદ્ર વિગેરે** શબ્દો પણ ગુણયોગને લીધે નારાયણપર શ્રુતિ-સ્મૃતિમાં લીધા છે. આ શબ્દનો પ્રયોગ બીજાઓમાં પણ કરવામાં આવ્યો છે. તો 'न ब्रह्मा नेशानः' (પ્રલય સમયે બ્રહ્મા ન હતા અને શિવપણ ન હતા.) 'बुद्बुदात् त्र्यक्षः शूलपाणिः पुरुषोऽजायत' (ત્રિનેત્ર રુદ્ર ઉત્પન્ન થયા) 'नारायणात् रुद्रो जायते' (નારાયણ થકી રુદ્ર થયા) 'स्थाणुरव्यक्तादभवन्महेशः' (અવ્યકત થકી મહેશ ઉત્પન્ન થયા) 'यतो जज्ञे रुद्रस्त्वेष नृम्णः' (રુદ્ર ઉત્પન્ન થયા) 'विरूपाय दत्तां जये ब्रह्मणः पुत्राय ज्येष्ठाय' (બ્રહ્માથકી શિવજી થયા) 'ललाटात् क्रोधजो रुद्रोऽजायत' (રુદ્ર ઉત્પન્ન થયા) ઇત્યાદિ અનેક શ્રુતિઓમાં અર્વાચીન-કાર્યપણે પ્રતિપાદન કરેલા પ્રસિદ્ધ શિવને પરમ કારણપણે પ્રતિપાદન કરવા તે ઘટતું આવે નહિ. વળી 'अस्य देवस्य मीढुषो वाव विष्णोरेतस्य प्रवृधे हविर्भिः वधेहि रुद्रियं महत्त्वम्' આ શ્રુતિ રુદ્રનો જે મહિમા છે તે વિષ્ણુના આરાધનથી પ્રાપ્ત થયો છે એમ પ્રતિપાદન કરેછે.

'हिरण्यगर्भः समवर्तताग्रे' ઇત્યાદિકથી હિરણ્યગર્ભ ( બ્રહ્મા )નું કારણપણું જણાય છે એમ કેટલાક માનેછે તે પણ અસત્ છે. કેમકે બ્રહ્માને પણ કાર્ય ( અર્વાચીન )પણે પ્રતિપાદન કરનારાં ' यो ब्रह्माणं विदधाति पूर्वं यो वै वेदांश्च प्रहिणोति तस्मै ' 'तत्र ब्रह्मा चतुर्मुखोऽजायत' 'नारायणात् ब्रह्मा जायते' 'स प्रजापतिरेकः पुष्करपर्णे समभवत्' 'ब्रह्म वै ब्रह्माणं पुष्करेऽसृजत्' 'विराजोऽधि पुरुषः' ઇત્યાદિ અનેક વાકયો જોવામાં આવેછે. માટે **હિરણ્યગર્ભ** શબ્દ પણ કારણવાકયમાં આકાશાદિક શબ્દની પેઠે અવયવશકિતથી નારાયણમાં જ પ્રવર્તે છે. વિષ્ણુનામસહસ્રમાં 'हिरण्यगर्भः भूगर्भः' એમ હિરણ્યગર્ભ શબ્દ વિષ્ણુપર લીધો છે. 'धाता यथापूर्वमकल्पयत्' प्रजापतिः प्रजा असृजत' 'ततः स्वयंभूर्भगवान्' આ શ્રુતિઓમાંના **ધાતા, પ્રજાપતિ** અને **સ્વયંભૂ** શબ્દપણ ગુણયોગને લીધે નારાયણપર સમજવા. એમ હોવાથીજ આ શબ્દો વિષ્ણુનામસહસ્રમાં વિષ્ણુપર લીધા છે. વળી 'अन्तर्बहिश्च तत्सर्वं व्याप्य नारायणः स्थितः' 'तद्विसृष्टः स पुरुषः' આ શ્રુતિમાં નારાયણનો સર્વવ્યાપક **સૃષ્ટાપણે** અને બ્રહ્માનો વ્યાપ્ય **સૃજ્યપણે** નિર્દેશ કરેલો હોવાથી **નારાયણજ** પરમ કારણ છે પણ બ્રહ્માદિક નહિ, એમ નિશ્ચય થાયછે.

વળી 'सहस्रशीर्षं देवं विश्वाक्षं विश्वशम्भुवम्' આ શ્રુતિને આરંભીને 'स ब्रह्मा स शिवः सेन्द्रः सोऽक्षरः परमः स्वराट्' આ પર્યંતનો જે અનુવાક છે તે સર્વ શાખાઓમાં પ્રતિપાદ્ય પરમતત્ત્વને માટે જે **શિવ બ્રહ્મા ઇન્દ્ર અક્ષર** આદિક સામાન્ય શબ્દો આવેછે તેનું નારાયણવિષયપણું સ્પષ્ટ શબ્દોમાં પ્રદર્શાવવા પૂર્વક

પરપણાની શંકાવાળા બ્રહ્મા તથા રુદ્રનું પણ ઇન્દ્ર અક્ષર આદિકને તુલ્યપણે નારાયણની વિભૂતિતરીકે પ્રતિપાદન કરેછે.

ઉપર પ્રમાણે વસ્તુસ્થિતિ હોવાથીજ 'अग्निर्वै देवानामवमो विष्णुः परमः' "तद्ब्रह्म स आत्मा अङ्गान्यन्या देवताः' 'श्रूयतां परमं देवं दुर्विज्ञेयं मयाऽपि हि । नारायणस्तु पुरुषो विश्वरूपो महाद्युतिः । नारायणस्याङ्गानि सर्वदैवानि चाभवन् । अङ्गानि सर्वदैवानि तस्याङ्गानि महात्मनः' 'देवा नारायणाङ्गजाः' ઇત્યાદિ શ્રુતિસ્મૃતિઓ નારાયણને **પરાત્પરપણે** પ્રતિપાદન કરવાપૂર્વક બીજા ભવ બ્રહ્માદિ દેવોને તેમની અવર **વિભૂતિપણે** પ્રતિપાદન કરેછે. આ અર્થ 'ब्रह्मा शिवः शतमखः परमस्वराडित्येतेऽपि यस्य महिमार्णवविप्रुषस्ते' આ અભિયુક્તિમાં અતિસ્પષ્ટ છે. આથી સુસિદ્ધ થાયછે કે—નારાયણજ **પરમ કારણ** હોવાથી મોક્ષ માટે મુમુક્ષુઓએ **ધ્યાન** કરવા યોગ્ય છે, પણ કાર્યભૂત અવર ભવ બ્રહ્માદિ દેવો ધ્યાન કરવા યોગ્ય નથી. 'नारायणाय विद्महे, वासुदेवाय धीमहि, तन्नो विष्णुः प्रचोदयात्' આ વૈદિક ગાયત્રીમંત્રપણ વિષ્ણુનું પારમ્ય જણાવવાપૂર્વક તેમનીજ ધ્યેયતાને સુદૃઢ કરે છે.

ઉપરના અર્થના અનુસંધાનથી ભગવાન્ શૌનકે ચતુર્મુખ સનકાદિકોને જગદંતવર્તિ હોઇને અવિદ્યાવેષ્ટિત હોવાથી ધ્યાન કરવા યોગ્ય નથી એમ કહીને, પ્રથમ બદ્ધો હોઇને પછીથી યોગથી જ્ઞાન મેળવીને સ્વસ્વરૂપને પામેલા મુક્તો છે તેમની પણ સ્વતઃ શુદ્ધિ નહિ હોવાથી તેપણ ધ્યાન કરવા યોગ્ય નથી એમ કહીને, નિત્યનિર્દોષ પરંબ્રહ્મ વિષ્ણુનુંજ ધ્યાન કરવાનું કહેછે—'आब्रह्मस्तम्बपर्यन्ता जगदन्तर्व्यवस्थिताः । प्राणिनः कर्मजनितसंसारवशवर्तिनः ॥ यतस्ततो न ते ध्याने ध्यानिनामुपकारकाः । अविद्यान्तर्गताः सर्वे ते हि संसारगोचराः ॥ पश्चादुद्भूतबोधाश्च ध्याने नैवोपकारकाः । नैसर्गिको न वै बोधस्तेषामप्यन्यतो यतः ॥ तस्मात्तदमलं ब्रह्म निसर्गादेव बोधवत् । ध्येयं ध्यानविदां सम्यक् तद्विष्णोः परमं पदम् ॥' ઇત્યાદિ.

વળી 'महान् प्रभुर्वै पुरुषः सत्त्वस्यैष प्रवर्तकः' આ શ્રુતિ, ભવ બ્રહ્મા આદિકને મોક્ષવિરોધી રજતમના પ્રવર્તકપણે પ્રતિપાદન કરવાપૂર્વક નારાયણનેજ મોક્ષોપયોગી **સત્ત્વગુણના પ્રવર્તક**પણે કહેછે. આવો ગુણવિભાગ મૈત્રાયણીય ઉપનિષદમાં 'अथ यो ह खलु वा अस्य राजसोंऽशः सोऽसौ ब्रह्मचारिणो यो वै ब्रह्मा अथ यो ह खलु वा अस्य सात्त्विकोंऽशः सोऽसौ ब्रह्मचारिणो योऽयं विष्णुः अथ यो ह खलु वा अस्य तामसोंऽशः सोऽसौ ब्रह्मचारिणो योऽयं रुद्रः' આ રીતે જણાવ્યો છે. વારાહ પુરાણમાં—રુદ્ર પોતે 'यत्सत्त्वं स हरिर्देवो यो हरिस्तत्परं पदम् । सत्त्वं रजस्तमश्चेति त्रितयं चैतदुच्यते ॥ सत्त्वेन मुच्यते जन्तुः सत्त्वं नारायणात्मकम् । रजसा सत्त्वयुक्तेन भवेच्छ्रीमान् यशोऽधिकः ॥ तच्च पैतामहं वृत्तं सर्वशास्त्रेषु पठ्यते । यद्वेदबाह्यं कर्म स्यात् मामुद्दिश्योपसेव्यते ॥ तद्रौद्रमिति विख्यातं कनिष्ठगतिदं नृणाम् ॥' આ રીતે ત્રણ ગુણોનો હેયોપાદેય વિભાગ કહ્યો છે.

લિંગ પુરાણમાં–'हिरण्यगर्भो रजसा तमसा शङ्करः स्वयम् । सत्त्वेन सर्वगो विष्णुः सर्वात्मा सदसन्मयः ॥' એમ કહ્યું છે. પુરાણાંતરમાં તો 'सात्त्विकैः सेव्यते विष्णुस्तामसैरेव शङ्करः । राजसैः सेव्यते ब्रह्मा सङ्कीर्णैस्तु सरस्वती ॥' એમ સાત્ત્વિકોને શ્રીવિષ્ણુનું સેવન કરવાનું કહેછે. 'सत्त्वं रजस्तम इति प्रकृतेर्गुणास्तैर्युक्तः परः पुरुष एक इहास्य धत्ते । स्थित्यादये हरिविरिञ्चिहरेति संज्ञाः श्रेयांसि तत्र खलु सत्त्वतनोर्नृणां स्युः ॥' (ભાગ. ) એમ ગુણવિભાગ કહેવાપૂર્વક સત્ત્વમૂર્તિ શ્રીવિષ્ણુના ઉપાસનથી નિઃશ્રેયસની પ્રાપ્તિને કહેછે. 'सत्त्वात्सञ्जायते ज्ञानम्' 'सत्त्वं यद्ब्रह्मदर्शनम्' એમ સત્ત્વગુણનો કાર્યવિશેષથી ઉત્કર્ષ જણાવ્યો છે. આ દૃષ્ટિએ જોઈએ તો સત્ત્વમૂર્તિ શ્રીવિષ્ણુ ભગવાન્ મોક્ષોપયોગી સત્ત્વગુણના સંપ્રવર્તક હોવાથી એમનું જ ધ્યાન ઉપાસન સમુચિત છે, પણ ભવ બ્રહ્માદિકનું નહિ.

મુચુકુંદ રાજા પ્રત્યે વિજય કરી આપવાથી પ્રસન્ન થએલા દેવોએ 'वरं वृणीश्व भद्रं ते ऋते कैवल्यमद्य नः । एक एवेश्वरस्तस्य भगवान् विष्णुरव्ययः ॥' (ભાગ સ્કં. ૧૦) એમ મોક્ષ સીવાયનો બીજો વર માગવાનું કહેવાપૂર્વક તેનેમાટે તો એક ભગવાન્ શ્રીવિષ્ણુનો જ અધિકાર કહ્યો છે. 'मोक्षमिच्छेज्जनार्दनात्' એવું પણ વચન છે. એમ હોવાથી જ શ્રીશંકરાચાર્યે 'भज गोविन्दं भज गोविन्दम्' 'गेयं गीतानामसहस्रं ध्येयं श्रीपतिरूपमजस्रम्' એમ શ્રીપતિ નારાયણની ભક્તિ કરવાની કહેછે. એવાં વચનો એમનાં અનેક છે.

ભાગવતમાં–'सञ्चिन्तयेद्भगवतश्चरणारविन्दम्' એવો આરંભ કરીને 'यच्छौचनिःसृतसरित्प्रवरोदकेन तीर्थेन मूर्ध्नि विधृतेन शिवः शिवोऽभूत्' એમ શિવજીની પણ શિવતા શ્રીવિષ્ણુના પવિત્ર ચરણામૃત જળના જટામાં ધારણથી નિરૂપી છે. ભારતના ઉદ્યોગપર્વમાં આવા અભિપ્રાયથી 'अत्र गङ्गां महादेवः पतन्तीं गगनात् च्युताम् । प्रगृह्य प्रददौ लोके मानुषे ब्रह्मवित्तमः ॥' એમ કહ્યું છે. ઇશ્વરસંહિતામાં આ અર્થની 'तदम्बु परया भक्त्या दधार शिरसा हरः । पावनार्थं जटामध्ये योग्योऽस्मीत्यवधारणात् ॥' આ રીતે અતિસ્પષ્ટતા કરી છે.

त्रिषु देवेषु महान्तं भृगुर्बुभुत्सुः परीक्ष्य हरिमेकम् ।
मेनेऽधिकं महिम्ना सेव्यः सर्वोत्तमो विष्णुः ॥ १ ॥

એક સમયે શૌનકાદિ મહર્ષિઓએ સરસ્વતી નદી તીરે બ્રહ્મસત્ર આરંભ્યો. તે ઉપર આવેલા તેઓના મનમાં એવો વિતર્ક થયો કે બ્રહ્મા ભવ અને વિષ્ણુ આ ત્રણ દેવોમાં મહાન્ કયા દેવ છે ? તેની પરીક્ષા માટે તેઓએ મળીને બ્રહ્મપુત્ર ભૃગુ ઋષિને મોકલવાથી તે પ્રથમ બ્રહ્માની સભામાં ગયા. સત્ત્વની પરીક્ષા માટેજ સ્તુતિ નમસ્કારાદિ કાંઈ પણ નહિ કરવાથી બ્રહ્માજી બહુ જ કોપાયમાન થઈ ગયા. ભૃગુ કે જે પોતાનાજ પુત્ર છે તેમની ઉપર ઉપજેલા ક્રોધને

સ્વયં સમજીને જેમ તેમ શમાવી દીધો. ત્યાર પછી ભૃગુ મુનિ કૈલાસમાં શિવજી પાસે ગયા. પોતાના ભાઈ હોવાથી સન્મુખ ઉઠીને ભાવથી ભૃગુને ભેટવાની ઇચ્છા શિવજીએ કરી પરંતુ ભૃગુ ઋષિ ભેટયા જ નહિ, એટલું જ નહિ પણ 'તમો તો અવળે માર્ગે વર્તનારા છો' એમ અતિ અપમાન ભરેલું વાકય બોલ્યા. તેથી શિવજી અત્યંત કોપાક્રાંત થઈ ગયા અને પરિણામે તીક્ષ્ણ નેત્રવાળા થઈને ત્રિશૂળ લઈને ભૃગુને મારવા માટે તૈયાર થઈ ગયા. પરંતુ પાર્વતીજીએ પતિના પાદમાં પડીને મધુર વાણીથી શાંત કર્યા. ત્યાર પછી જેમાં વિષ્ણુ ભગવાન્ રહે છે એવા વૈકુંઠ લોકમાં ઋષિ ગયા. લક્ષ્મીજીના ખોળામાં મસ્તક મુકીને સુખેથી સૂતેલા ભગવાનના વક્ષ:સ્થળમાં એકદમ વેગથી લાત મારી. તથાપિ કિંચિત્પણ કોપવિકાર નહિ જણાવતાં શય્યામાંથી સત્વર ઉઠીને ભગવાને ભૃગુને નમસ્કાર કરીને રાજી કર્યા અને સ્વાગત કરીને આસનમાં બેસાડીને અજાણથી થએલા અપરાધની ક્ષમા માગી. વધુમાં મૃદુ વચન કહ્યું કે–તમારા ચરણતો અત્યંત કોમળ છે અને મારૂં વક્ષ:સ્થલ તો વજ્ર જેવું કઠોર હોવાથી તેના સ્પર્શથી તમારા ચરણને બહુ પીડા થઈ હશે. એમ કહીને ઋષિના ચરણને ચાંપવા મંડી ગયા. અને વળી બોલ્યા કે–લોકો તથા લોકપાળો સાથે મને તીર્થોની તીર્થતાને કરનારા આપના પાદોદકથી પવિત્ર કરો. આજે જ હું લક્ષ્મીજીના એકાંતપાત્રરૂપ થયો. આપના ચરણસ્પર્શથી મારાં પાપ બળી જવાથી હવે મારા ઉર:સ્થલમાં ચંચળ લક્ષ્મીજી નિત્ય નિવાસ કરીને રહેશે. આ રીતે વૈકુંઠનાથ મધુર વચન બોલવાથી ભૃગુ ભકિતથી ઉત્કંઠિત હૃદયવાળા થતાં આંખ્યમાં પ્રેમનાં આંસુ લાવીને બહુ સુખ પામીને મૌન થઈ રહ્યા. પછીથી પાછા ઋષિઓના સત્રમાં આવીને પોતે અનુભવેલું સમગ્ર વૃત્તાંત સભામાં અથેતિ કહી સંભળાવ્યું. તેને સાંભળીને સમગ્ર મુનિઓ અતિ આશ્ચર્ય પામીને નિસંશય થઈને વિષ્ણુને સર્વ દેવોથકી અધિકપણે માનીને તેમની જ સેવા ભકિત કરવા લાગ્યા. જેથી તેઓને શાશ્વત શાંતિ અને અભયની અવાપ્તિ થઈ. આ પછી સાત્વિક સર્વ સુજનો **સત્ત્વમૂર્તિ** શ્રી વિષ્ણુને સર્વેશ્વર પરંબ્રહ્મ ભગવાન સમજીને મોક્ષ માટે તેમની જ ભકિત કરવા લાગ્યા. ( આ કથા ભા. સ્કં. ૧૦ અ–૮૯ માં છે )

જ્યારે જ્યારે બ્રહ્મા ભવ ઇન્દ્ર આદિક દેવોને અસાધ્ય આપત્તિ આવી છે ત્યારે ત્યારે તેની **નિવૃત્તિ** અને ઇષ્ટની **પ્રાપ્તિ** શ્રીવિષ્ણુએજ કરી આપીછે. એવી કથાઓ પુરાણોમાં અનેક છે. 'यो वै ब्रह्माणं विदधाति पूर्वं यो वै वेदांश्च प्रहिणोति तस्मै' આ શ્રુતિમાં કહ્યા પ્રમાણે ભગવાને બ્રહ્માને પ્રથમ સર્જીને પછીથી આવિષ્કાર કરેલા વેદો તેમને આપ્યા પછી બ્રહ્માએ સૃષ્ટિની ઇચ્છા કરતાં પ્રાચીન દુષ્કર્મનું ફળ ભોગવવા માટે ભગવાને જ મહાબળિષ્ટ મધુકૈટભ નામના દૈત્યો સર્જ્યા. કમળાસન ઉપર સૃષ્ટિને કરવા ઇચ્છતા બ્રહ્માને જોતાં જ તે અસુરો વેદોને લઇને રસાતલમાં પ્રવેશ કરી ગયા. ચક્ષુભૂત વેદોના હરણથી દુ:ખી થએલા બ્રહ્માએ ભગવાન વિષ્ણુની

પ્રાર્થના કરી કે-"મારે તો વેદો જ ચક્ષુ હતું, વેદો જ મારે પરમ ધન હતું, વેદો જ મારે પરમ ધામ હતું, વેદો જ મારે પરમ બ્રહ્મ હતું, મારા વેદો દાનવોએ બળાત્ હરી લીધા છે, વેદો વિનાના આ સર્વ લોકો અંધકારપ્રાય થઈ ગયા છે, વેદોનું હરણ થતાં હું હવે શી રીતે સૃષ્ટિને કરૂં, મને વેદના વિનાશજન્ય મહાદુઃખ થાય છે, મારૂં હૃદય દુરંત દુઃખી રહે છે, શોકસાગરમાં મગ્ન થએલા મારો હવે આપ વિના કોણ ઉદ્ધાર કરે ?" આ રીતે બોલતાં બ્રહ્માને વિષ્ણુની સ્તુતિ કરવાની બુદ્ધિ થઈ આવી. ભગવાનની બહુ બહુ સ્તુતિ કરવાથી પ્રસન્ન થએલા ભગવાને હયગ્રીવનું અલૌકિક રૂપ ધારીને રસાતલમાં ગએલા વેદોને ઉદ્ધરીને બ્રહ્માને આપ્યા, તેથી બ્રહ્મા સ્વસ્થપ્રકૃતિવાળા થયા. આ રીતે તે બન્ને અસુરોના વધથી અને વેદોના લાવવાથી ભગવાને બ્રહ્માના શોકનું નિવારણ કર્યું હતું. આ કથા પુરાણમાં પ્રસિદ્ધ છે.

એક સમયે મહાદેવે કોપાતુર થતાં રક્ત નેત્રવાળા થઇને પિતા બ્રહ્માના મસ્તકનો ડાબા અંગુઠાના નખાગ્રથી છેદ કર્યો. પછી બ્રહ્માએ શાપ આપ્યો કે નિરપરાધી મારા મસ્તકનો છેદ કર્યો માટે તમો કપાલી થશો. તે પછી બ્રહ્મહત્યાથી વ્યાકુળ થએલા રુદ્રે નગરાજ હિમાલયમાં જઇને શ્રીનારાયણની પાસે ભીક્ષા માંગી. તે પછી ભગવાને નખના અગ્રભાગથી યોગમાયાથી પોતાનું પડખું વિદારણ કરીને રુધિરની મોટી ધારા કાઢી. વિષ્ણુના પ્રસાદથી તે કપાલના હજારો ટુકડા થઈ ગયા અને શાપમાંથી મુક્તિ થઈ. સ્વપ્નલબ્ધ ધનની પેઠે આ બધું બન્યું. આ વાત શિવજીએ પાર્વતી પ્રત્યે મત્સ્યપુરાણમાં કહી છે.

એક અવસરે અંધક નામના અસુરો સાથે જામેલા યુદ્ધમાં અંધકોએ શંકરને આકુળ વ્યાકુળ કરી દેતાં, શંકર શ્રીવિષ્ણુ ભગવાનને શરણે ગયા. વિષ્ણુ ભગવાને શુષ્ક રેવતીને (કોઈ દેવી) સર્જી. તેણીએ સમસ્ત અંધકોનું રુધિર ક્ષણમાં પાન કરી દીધું. આ રીતે શ્રીવિષ્ણુએ અશરણ મહાદેવની રક્ષા કરી હતી. આ કથા મત્સ્યપુરાણમાં પ્રસિદ્ધ છે.

વળી પોતે જ આપેલા વરનું સામર્થ્ય પરીક્ષા કરવા તત્પર થએલા વૃકાસુરના દૌરાત્મ્યજન્ય આપત્તિથકી વિષ્ણુએ રક્ષા કરી હતી. (આ કથા ભાગ. સ્કંધ ૧૦ અ ૮૮ માં છે) શકુનીનો પુત્ર વૃક નામે એક ખળ અસુર હતો. માર્ગમાં જતા નારદજીને જોઈને તેણે પૂછયું કે ત્રણ દેવોમાં જલદી પ્રસન્ન થાય એવા કયા દેવ છે ? નારદજીએ તેવા ગુણવાળા મહાદેવને બતાવ્યા. પછી તેણે તેમના પ્રત્યે તીવ્ર તપ આદર્યું. તપથી પ્રસન્ન થએલા મહાદેવે વર માગવાનું કહેતાં તે પાપીએ સર્વ ભૂતોને ભય કરનારો વર માગ્યો કે 'હું જેને માથે હાથ મુકું તે તત્ક્ષણ મરી જાય' આવો અધમ વર સાંભળીને મહાદેવ મનમાં અચકાયા. પણ જેમ સર્પને અમૃત આપે તેમ ઉપેક્ષાથી વર આપ્યો. તે પછી દુરાત્મા હોવાથી તેણે પાર્વતીના હરણની લાલસાથી

આપેલા વરની પરીક્ષા માટે મહાદેવને માથે હાથ મુકવાની ધૃષ્ટતા કરતાં, મહાદેવ મહાત્રાસ પામીને થરથર કંપતાથકા અહીં તહીં સઘળી દિશામાં પલાયનપર થયા. તેનો દેવો ઉપાય નહિ જાણતા હોવાથી મૌન રહ્યા. કાંઈ સહાય કરી શકયા નહિ. તે પછી છેવટે તમ:પર અનપુરાવૃતિ વૈકુંઠધામ કે જેમાં પરમાત્મા શ્રીનારાયણ રહ્યા છે ત્યાં ગયા. મહાદેવને દૂરથી દુરંત દુ:ખી દેખીને યોગમાયાથી બટુકનો વેષ ધારીને સામા ગયા. પછી ભગવાન્ બોલ્યા કે–હે શકુનિપુત્ર ! તું બહુ દૂર આવવાથી બહુ થાકી ગયો છું. તો ક્ષણ વિશ્રામ લે. અમારે શ્રવણ કરવા યોગ્ય હોય તો તારૂં જે વ્યવસિત હોય તે અમને કહે. આ રીતે ભગવાને અમૃત વચનથી પૂછતાં થાકે રહિત થઈને ઉત્સાહથી પોતાનું કર્તવ્ય કહી દીધું. પછી ભગવાને કહ્યું કે–'જો એમ હોય તો શંકરના વચનનો અમને જરાય વિશ્વાસ નથી. કેમકે તેતો દક્ષના શાપથી પિશાચપણાને પામેલા હોઈને પ્રેતપિશાચોના રાજા થઈ બેઠા છે. જો તને તેનો વિશ્વાસ હોય તો તારા માથે જરા હાથ મુકીને તત્ક્ષણ પાછો લઈ લેજે. જો શંકરનું વચન અસત્ય થશે તો તું અસત્યવકતા તેમને મારી નાંખજે કે જેથી એવું અસત્ય વચન ફરીથી બોલે નહિ. આ રીતે માયાબટુ ભગવાને મધુર વિચિત્ર વચનોવડે છેતરેલા વૃકાસરે એકદમ પોતાને માથે હાથ મુકવાની સાથે જ તત્ક્ષણ જ તેનું મસ્તક પડી ગયું અને મરણ પામ્યો. આ રીતે શ્રીવિષ્ણુએ મહાદેવની સ્વોપાર્જીત આપત્તિથકી રક્ષા કરી હતી.

વળી ભક્ત બાણાસુર યુદ્ધમાં ભગવાન વાસુદેવ સાથે યુદ્ધમાં પ્રવર્તતાં, રુદ્રની પ્રશમાસ્ત્રવડે ભગવાને યુદ્ધાપત્તિથકી નિસ્તારણ કર્યું હતું. આ બાબત વિ. પુ. માં 'जृम्भणास्त्रेण गोविन्दो जृम्भयामास शङ्करम् । ततः प्रणेदुर्दैतेयाः प्रमथाश्च समन्ततः ॥ जृम्भाभिभूतस्तु हरो रथोपस्थ उपाविशत् । न शशाक तदा योद्धुं कृष्णेनाक्लिष्टकर्मणा ॥' આ રીતે કહી છે.

રામાયણમાં પરશુરામે 'हुंकारेण महाबाहुः स्तम्भितोऽथ त्रिलोचनः । जृम्भितं तद्धनुर्दृष्ट्वा शैवं विष्णुपराक्रमैः ॥ अधिकं मेनिरे विष्णुं देवा सर्षिगणास्तथा ॥' વિષ્ણુના હુંકારમાત્રથી શંકર સ્તંભિત થઈ ગયા. વિષ્ણુના પરાક્રમથી શિવનું ધનુષ સ્તંભિત થઈ જતાં સર્વ દેવોએ વિષ્ણુને અધિકપણે માન્યા એમ કહ્યું છે.

એક સમયે શંકર બદરીકાશ્રમમાં તપસ્વી વેષથી વિરાજમાન ધર્મપુત્ર નરસખા નારાયણ સાથે યુદ્ધમાં પ્રવર્તતાં, નારાયણે શંકરને હણવાની ઇચ્છા કરતાં બ્રહ્માએ પિતા–પુત્ર વચ્ચે પડીને શંકરને ખરી વાત સમજાવતાં, શંકર શ્રીનારાયણને શરણે જવાથી સર્વલોકશરણ્ય નારાયણે શંકરની રક્ષા કરી હતી. આ બાબત ભારતમાં 'प्रसादयामास भवो देवं नारायणं प्रभुम् । शरणं च जगामाद्यं वरेण्यं वरदं हरिम् ॥' આ વચનમાં વ્યકત છે.

દુર્જય ત્રિપુર વિજયમાં પણ શંકરની શ્રીવિષ્ણુએ રક્ષા કરી હતી. આ બાબત શ્રીવિષ્ણુધર્મમાં 'त्रिपुरं जघ्नुषः पूर्वं ब्रह्मणा विष्णुपञ्जरम् । शङ्करस्य कुरुश्रेष्ठ-रक्षणाय निरूपितम् । वागीशेन तु शक्रस्य बलं हन्तुं प्रयास्यतः ॥' આ રીતે કહી છે.

**અચ્યુત અનંત ગોવિંદ** આ ત્રણ નામના વિધાનથી ભગવાને જ રુદ્રની કાળકૂટ વિષથકી આવેલી આપત્તિથકી નિસ્તારણ કર્યું હતું. આ અર્થ 'अच्युतानन्तगोविन्दमन्त्रमानुष्टुभं परम् । ओन्नमः संपुटीकृत्य जपन्विषधरो हरः ॥' આ વચનમાં સ્પષ્ટ છે.

એજ રીતે ઇન્દ્રાદિ દેવોનીપણ તે તે હિરણ્યકશિપુ રાવણ દુર્વાસા આદિક થકી આવેલી આપત્તિઓ થકી ભગવાને રક્ષા કરી છે. એવી કથાઓ પુરાણમાં અનેક છે. વિસ્તાર ભયથી લખી નથી.

એ જ રીતે ભવ બ્રહ્માને ઇષ્ટ ફળનું પ્રદાન પણ વિષ્ણુ ભગવાને જ કર્યું છે. ભારતમાં 'युगकोटिसहस्राणि विष्णुमाराध्य पद्मभूः । पुनस्त्रैलोक्यधातृत्वं प्राप्तवानिति शुश्रुम ॥' એમ બ્રહ્માને પુનઃ ત્રિલોકીનું ધાતાપણું ભગવાનના આરાધનથી મળવાનું કહેછે.

વળી અન્ય ઉપાખ્યાનમાં 'मया सृष्टः पुरा ब्रह्मा मद्यज्ञमयजत्स्वयम् । ततस्तस्मै वरान् प्रीतो ददाम्यहमनुत्तमान् । मत्पुत्रत्वं च कल्पादौ लोकाध्यक्षत्वमेव च' એમ બ્રહ્માને અનુત્તમ વર આપવાનું ભગવાને કહ્યું છે, રાજસૂય યજ્ઞમાં યુધિષ્ઠિરનો શોક ટાળવા માટે મહાદેવે સ્વાત્માનો પણ હોમ કરવાથી 'દેવદેવ' એવું પદ મેળવ્યું હતું. આ અર્થ ભારતમાં 'विश्वरूपो महादेवः सर्वमेधे महाक्रतौ । जुहाव सर्वभूतानि स्वयमात्मानमात्मना ।' 'महादेवः सर्वमेधे महात्मा हुत्वाऽऽत्मानं देवदेवो बभूव' આ વાક્યમાં વિશદ છે. શિવનું 'પશુપતિ' એવું નામ આવ્યું છે તે પણ ભગવાનના વરદાનથી આવ્યું છે. આ અર્થ 'सोऽब्रवीद्वरं वृणा अहमेव पशूनामधिपतिरसानीति तस्मादुद्रः पशूनामधिपतिः' આ શ્રુતિમાં સ્પષ્ટ છે. વળી મહાભારતમાં ભગવાનનું જ સર્વ કર્મોવડે સામારાધ્યપણું અને ભવ બ્રહ્મા આદિક સર્વને ભગવાનના પ્રસાદથી યજ્ઞમાં ભાગનું મળવાપણું 'येन यः कल्पितो भागः स तथा समुपागतः । प्रीतोऽहं प्रदिशाम्यद्य फलमावृत्तिलक्षणम्' ઇત્યાદિ વચનોથી કહ્યું છે. કર્મકાંડમાં પ્રથમ અધ્યાયમાં 'કયા દેવને અધિકપણે માનીને નિત્ય પૂજોછો' એમ પાર્વતીએ પુછતાં મહાદેવે 'अज्ञानार्णवमग्नानां सर्वेषामात्मनामयम् विष्णुर्धर्मोडुपः श्रीमान् उत्तरार्थ उदाहृतः ॥ એમ વિષ્ણુને જ કહ્યા છે. નારસિંહમાં આ બાબત સંગ્રહથી 'ब्रह्मादयः सुराः सर्वे विष्णुमाराध्य ते पुरा । स्वं स्वं पदमनुप्राप्ताः केशवस्य प्रसादतः ॥' એમ સ્પષ્ટ કહી છે. ઉપરના સઘળા અનુસંધાનથી સભાપર્વમાં સામાન્યતઃ 'एवमेषोऽसुराणां च सुराणामपि सर्वशः ।

भयाभयकरः कृष्णः सर्वलोकेश्वरेश्वरः ॥' એમ સુર અસુર સર્વને ભય અભય કરનારા કૃષ્ણને કહ્યા છે. એમ હોવાથી 'न सम्पदां समाहारे विपदां विनिवर्तने । समर्थो दृश्यते कश्चित्तं विना पुरुषोत्तमम् ॥' એમ સંપદાઓના સંપ્રદાનમાં અને વિપદાઓના વિનિવારણમાં પુરુષોત્તમ વિના બીજા કોઈ ભવ બ્રહ્માદિક સમર્થ નથી એમ સુસ્પષ્ટ કહ્યું છે.

આશ્વમેધિક શ્રીવૈષ્ણવધર્મશાસ્ત્રમાં 'अनाश्रित्योच्छ्रयो नास्ति मुख्यमाश्रयमाश्रयेत् । रुद्रं समाश्रिता देवा रुद्रो ब्रह्माणमाश्रितः ॥ ब्रह्मा मामाश्रितो राजन् नाहं कश्चिदुपाश्रितः । ममाश्रयो न कश्चित्तु सर्वेषामाश्रयो ह्ययम् ॥ एतद्रहस्यं कौन्तेय प्रोक्तवानहमव्ययम् ॥' એમ સ્વયં વિષ્ણુએ જ સ્વરહસ્ય કહેતાં પોતાને અનન્યાશ્રય કહેવા પૂર્વક સ્વોદયમાટે ભવ બ્રહ્માદિ સર્વને પોતાનો મુખ્ય આશ્રય રાખવાની આવશ્યકતા કહી છે,

હરિવંશમાં દેવોના પ્રત્યે રુદ્રે 'एतदेव परं वस्तु नैतस्मात्परमस्ति वः । एवमेव विजानीध्वमेतद्वः परमं तपः ॥' 'ओमित्येवं सदा विप्राः पठध्वं ध्यात केशवम् ।' એમ વિષ્ણુનું પારમ્ય કહીને ઓંકારવાચ્ય તેમનું જ ધ્યાન કરવાનું કહ્યું છે. શ્રી વારાહમાં 'नारायणात्परो देवो न भूतो न भविष्यति । एतद्रहस्यं वेदानां पुराणानां च सत्तमम् ॥' એમ નારાયણના પારમ્યને વેદ પુરાણાદિકના રહસ્ય તરીકે કહેછે. વળી 'एतेषां कतमो देवः परः को वाऽथवाऽपरः' એવો પ્રશ્ન થતાં 'परो नारायणो देवस्तस्माज्जातश्चतुर्मुखः ॥' એમ નારાયણની જ પરતા નિરૂપી છે. આદિત્યપુરાણમાં બ્રહ્માએ 'अहं विष्णोस्तु सम्भूतः स च सर्वमयो हरिः । न तस्य परतो भूतं विद्यते यत्तदुत्तमम् । पुराणेषु द्विजश्रेष्ठा दशस्वष्टासु नान्यथा ॥' આ રીતે વિષ્ણુનું પરાત્પરપણું કહ્યું છે. વળી તેમાં જ કાળનેમિવધમાં રુદ્રે 'योऽसौ साक्षाद्वेदमूर्तिर्यत्र देवाः प्रतिष्ठिताः । तं याम शरणं विष्णुं सर्वे सेन्द्रा दिवौकसः ॥' એમ સર્વ દેવોને વિષ્ણુશરણે જવાનું કહ્યું છે.

વળી મહાભારતમાં 'विष्णुरात्मा भगवतो भवस्यामिततेजसः । तस्माद्धनुर्ज्यासंस्पर्शं स विषेहे महेश्वरः ॥' એમ વિષ્ણુને રુદ્રના અંતરાત્માપણે પ્રતિપાદન કર્યા છે. વળી તેમાં જ બ્રહ્મારુદ્રના સંવાદમાં બ્રહ્મા રુદ્ર પ્રત્યે 'तवान्तरात्मा मम च ये चान्ये देहिसंज्ञिताः । सर्वेषां साक्षिभूतोऽसौ न ग्राह्यः केनचित्क्वचित् ॥' એમ નારાયણને ભવ બ્રહ્માદિ સર્વ દેહિઓના સાક્ષી અંતરાત્માપણે નિરૂપ્યા છે. 'सर्वत्रासौ समस्तं च वसत्यत्रेति वै यतः । ततः स वासुदेवेति विद्वद्भिः परिपठ्यते ॥' 'व्याप्य सर्वानिमान् लोकान् स्थितः सर्वत्र केशवः । ततः स विष्णुनामासि विशेर्धातोः प्रवेशनात् ॥' 'क इति ब्रह्मणो नाम ईशोऽहं सर्वदेहिनाम् । आवां तवाङ्गे सम्भूतौ तस्मात्केशवनामवान् ॥' 'ब्रह्माणमिन्द्रं रुद्रं च यमं वरुणमेव च । प्रसह्य हरते यस्मात्तस्माद्धरिरितीर्यते' આ **વાસુદેવ વિષ્ણુ કેશવ હરિ** નામની નિરુક્તિઓ ઉપરના અર્થને અતિ સ્પષ્ટતાથી કહે છે.

બ્રહ્માભવનું જે સૃષ્ટિ સંહારમાં કર્તાપિણું છે તે પણ સ્વતંત્ર નહિ પણ નારાયણે પ્રદર્શાવેલા માર્ગને અનુસારે હોવાથી પરતંત્ર છે. આ બાબત 'ब्रह्मा शम्भुस्तथैवार्कश्चन्द्रमाश्च शतक्रतुः। एवमाद्यास्तथैवान्ये युक्ता वैष्णवतेजसा ॥ जगत्कार्यावसाने तु वियुज्यन्ते च तेजसा। वितेजसश्च ते सर्वे पञ्चत्वमुपयान्ति वै ॥' 'एतौ द्वौ विबुधश्रेष्ठौ प्रसादक्रोधजौ स्मृतौ। तदादर्शितपन्थानौ सृष्टिसंहारकारकौ ॥' 'यस्य प्रसादाहमच्युत य भूतप्रजासर्गकरोऽन्तकारी। क्रोधाच्च रुद्रः स्थितिहेतुभूतो यस्माच्च मध्ये पुरुषः परस्तात् ॥' આ વચનોમાં અતિ સ્પષ્ટ છે.

વળી ભવ બ્રહ્માદિકનું સામર્થ્ય પરિમિત ફળપ્રદાનમાં હોવાથી મુમુક્ષુઓએ ધ્યેય નથી એમ પણ કહે છે—'ब्रह्माणं शितिकण्ठं च याश्चान्या देवताः स्मृताः। प्रतिबुद्धा न सेवन्ते यस्मात्परिमितं फलम् ॥' ઇત્યાદિ. ગીતામાં—'देवान् देवयजो यान्ति पितॄन् यान्ति पितृव्रताः। भूतानि यान्ति भूतेज्या यान्ति मद्याजिनोऽपि माम् ॥ मामुपेत्य पुनर्जन्म दुःखालयमशाश्वतम्। नाप्नुवन्ति महात्मानः संसिद्धिं परमां गताः ॥ आब्रह्मभुवनाल्लोकाः पुनरावर्तिनोऽर्जुन। मामुपेत्य तु कौन्तेय! पुनर्जन्म न विद्यते।' આ રીતે ભવ બ્રહ્મા આદિક દેવતાંતરની ઉપાસના કરીને તેના સાયુજ્યને પામનારાઓની **પુનરાવૃત્તિ** થવાની અને ભગવાનની ઉપાસના કરનારાઓની તો **અપુનરાવૃત્તિ** હોઇને અનંત ફળની પ્રાપ્તિ થવાની શ્રીમુખે કહી છે. 'अकामः सर्वकामो वा मोक्षकाम उदारधीः। तीव्रेण भक्तियोगेन यजेत पुरुषं परम् ॥' (ભા. પુ.) 'वासुदेवः परंब्रह्म श्रीकृष्णः पुरुषोत्तमः। देवोऽकामैः सकामैश्च पूज्यो मुक्तैर्नरैरपि ॥' (વા. મા.) એમ અકામી સર્વકામી મોક્ષકામી સર્વકોઇને એક પરમ પુરુષનું આરાધન કરવાનું કહેછે. 'सकलफलप्रदो हि विष्णुः' એમ વિષ્ણુને સકલ ફળના **પ્રદાતાપણે** કહે છે. આ દૃષ્ટિએ જોઇએ તો **વિષ્ણુજ એક ઉપાસ્ય** છે. 'द्विविधो भूतसर्गोऽयं दैव आसुर एव च। विष्णुभक्तिपरो दैवो विपरीतस्तथाऽसुरः॥' એમ દૈવ આસુર સર્ગ કહેવાપૂર્વક વિષ્ણુપરને **દૈવસર્ગ** તરીકે કહેછે. આ રીતે દૈવી સાત્વિકોને શ્રીવિષ્ણુની ઉપાસના કરવાની કહેછે.

કોઇ સ્થળે શિવનું ઉપાસ્યપણું કહ્યું છે તેનું સરસ સમાધાન તો શિવજી-એજ શ્રીહરિવંશમાં 'उपास्योऽहं सदा विप्रा उपायोऽस्मि हरेः स्मृतौ' આ રીતે કર્યું છે. 'शङ्कराज्ज्ञानमन्विच्छेत्' એમ શંકરથકી ભગવાનનું જ્ઞાન મેળવવાનું પણ કહ્યું છે. સત્ય અર્થ એવો છે કે—પરમાત્મા શ્રીહરિની સ્મૃતિમાં શિવજી ઉપાયભૂત થતા હોવાથી તેમનું ઉપાસન કરવાનું કહ્યુંછે. સ્વતઃ નહિ, એમ કેમ ? તો 'वैष्णवानां यथा शम्भुः' 'शिव महाभागवतं' 'अस्यानुभावं भगवान् वेद गुह्यतमं शिवः' 'सत्त्वं विशुद्धं वसुदेवशब्दितं यदीयते तत्र पुमानपावृतः सत्त्वे च तस्मिन् भगवान् वासुदेवो ह्यधोक्षजो मे मनसा विधीयते ॥' એમ ભાગવતાદિકમાં શિવજીને વિષ્ણુના મોટા શ્રેષ્ઠ ભક્તતરીકે વર્ણવ્યા છે. ગરુડ પુરાણમાં બ્રહ્માના પ્રત્યે શ્રીશંકરે 'अहं

ध्यायामि तं विष्णुं परमात्मानमीश्वरम् । सर्वेदं सर्वगं सर्वं सर्वप्राणिहृदि स्थितम् । भस्मोद्धूलितदेहस्तु जटारुद्राक्षमण्डितः । विष्णोराराधनार्थं मे व्रतमेतत्पितामह ॥' એમ વિષ્ણુનું ભક્તપણું કહેવાપૂર્વક જટા રુદ્રાક્ષ ભસ્મના ધારણને વિષ્ણુના આરાધનોપયોગિ એક વ્રત તરીકે પણ સ્વયં કહ્યું છે. આ રીતે વૈષ્ણવરાજ હોવાથી વિષ્ણુના ઉપાસનમાં વૈષ્ણવોને ઉપાયભૂત થાય એમાં કાંઈ કહેવાનુંજ રહેતું નથી.

હવે વિષ્ણુ એ કોણ ? તો 'गतिश्च नस्त्वं देवेषु पूर्वजो जगतः प्रभुः । रक्षार्थं सर्वभूतानां विष्णुत्वमुपजग्मिवान्' (ભાર. ઉદ્યો.) એમાં કહ્યા મુજબ સ્વયં પરમાત્માના સર્વ ભૂતોની રક્ષા માટેના એક અવતારભૂત સમજવા. અવતાર અવતારીનું સ્વરૂપ રૂપ ગુણાદિ સર્વ પ્રકારથી ઐક્ય હોવાથી વિષ્ણુને પરંબ્રહ્મ પરમાત્માપણે સર્વ સચ્છાસ્ત્રોમાં પ્રતિપાદન કર્યા છે. 'तत्सवितुर्वरेण्यं ध्रुवममृतमचलं विष्णुसंज्ञं सर्वाधारं धाम' આ શ્રુતિમાં ધ્રુવત્વ—અમૃતત્વ—અચળતત્વ—સર્વાધારત્વ આદિકપણે પ્રતિપાદન કરેલા સર્વવેદાંતપ્રસિદ્ધ પરંબ્રહ્મને **વિષ્ણુસંજ્ઞાથી** કહ્યા છે. કઠવલ્લીમાં 'सर्वे वेदा यत्पदमामनन्ति...तत्ते पदं सङ्ग्रहेण ब्रवीम्योम्' આ વાક્યને આરંભીને 'सोऽध्वनः पारमाप्नोति **तद्विष्णोः परमं** पदम्' આ પર્યંતના વાક્યથી સર્વવેદાંતપ્રતિપાદ્ય પરમપ્રાપ્ય જે પરવસ્તુ તે વિષ્ણુસ્વરૂપ છે એમ સ્પષ્ટ શબ્દોથી નિર્ણય કર્યો છે. એવાં વેદાંતવાક્યો સોએ સો છે, વિસ્તારભયથી લખ્યાં નથી. વિ. પુ. 'परमात्मा च सर्वेषामाधारः परमेश्वरः । विष्णुनामा स वेदेषु वेदान्तेषु च गीयते ॥ विष्णोः सकाशादुद्भूतं जगत्तत्रैव च स्थितम् । स्थितिसंयमकर्ताऽसौ जगतोऽस्य जगच्च सः ॥ एवंप्रकारममलं नित्यं व्यापकमक्षयम् । समस्तहेयरहितं विष्ण्वाख्यं परमं पदम् ॥' વિ. ધ. 'श्रूयतां तु नरव्याघ्र ! वेदवेदान्तनिश्चयः । यज्ञेशो यज्ञपुरुषः पुण्डरीकाक्षसंज्ञितः । स विष्णुः परमं ब्रह्म यतो नावर्तते पुनः ॥' 'स एव सृज्यः स च सर्वकर्ता स एव पात्यत्ति च पाल्यते च । ब्रह्माद्यवस्थाभिरशेषमूर्तिर्विष्णुर्वरिष्ठो वरदो वरेण्यः ॥' ઇત્યાદિ બહુ વચનો વિષ્ણુનેજ જગત્કારણ પરંબ્રહ્મ પરમાત્માપણે નિરૂપે છે. એમ હોવાથીજ 'न ते विष्णो ! जायमानो न जातो देव महिम्नः परमन्तमाप' આ શ્રુતિ વિષ્ણુના મહિમાને ભવ બ્રહ્માદિ કોઇ પણ પામ્યો નથી અને પામશે પણ નહિ એમ કહે છે. આ અર્થ 'यन्न देवा न मुनयो न चाहं न च शङ्करः । जानन्ति परमेशस्य तद्विष्णोः परमं पदम् ॥' આ સ્મૃતિમાં અતિસ્પષ્ટ છે.

કોઈ સ્થળે વિષ્ણુની ઉત્પત્તિ કહી છે તે તો 'अजायमानो बहुधा विजायते' 'अजोऽपि सन्नव्ययात्मा...सम्भवाम्यात्ममायया' 'रक्षार्थं सर्वभूतानां विष्णुत्वमुपजग्मिवान्' 'जगतामुपकाराय न सा कर्मनिमित्तजा' ઇત્યાદિ શ્રુતિ—સ્મૃતિમાં કહ્યા મુજબની

જગતના ઉપકાર માટે વામન રામ કૃષ્ણ આદિકની પેઠે અવતારરૂપની સમજવી ઘટે. સ્વયં ભગવાન્ વિષ્ણુરૂપથી જગતનું સ્થિતિરૂપ પાલનકાર્ય કરતા હોવાથી ત્રિમૂર્તિમાં ગણના કરી છે. ત્રિમૂર્તિમાં ગણના કરેલી જોઈને કેટલાકો ભવ બ્રહ્માના સમાનપણાની સંભાવના સેવેછે તે સમન્વિત સમુચિત નથી, કેમકે 'यस्य प्रसादादहमच्युतस्य भूतप्रजासर्गकरोऽन्तकारी। क्रोधाच्च रुद्रः स्थितिहेतुभूतो यस्माच्च मध्ये पुरुषः परस्तात् ॥' એમ મધ્યવર્તી સ્થિતિનિર્વાહક વિષ્ણુને **પરાત્પરપણે** પ્રતિપાદન કરેછે. એવાં વચનો અનેક છે. 'जगदादिजः' આ નામનો અર્થ ભાષ્યમાં 'જગતના આદિભૂત જે ત્રિમૂર્તિઓ તેમાં અન્યતમ વિષ્ણુરૂપથી પ્રગટ થયા હોવાથી **'જગદાદિજ'** એમ કર્યો છે.

વળી 'एतन्नानावताराणां निधानं बीजमव्ययम्' (ભાગ.) 'एक एव यथा विष्णुरजितोऽमृतमन्थने। चतुर्मूर्तिधरश्चक्रे क्रिया दिव्याः पृथक् पृथक्। तत्राजितो ममन्थाब्धिं कूर्मो दध्रे व मन्दरम्। धन्वतरिः सुधां निन्ये व्यभजन्तां च मोहिनी।' (स. प्र. ३ અ. २९) 'निःश्रेयसाय जीवानां श्रीविष्णुर्भगवान् स्वयम्। आविर्भवति भूलोके स्वतन्त्रः करुणानिधिः॥ नरनारायणो दत्त ऋषभः कपिलादयः। रामकृष्णादयश्चास्यावताराः सन्ति भूरिशः॥ (स. प्र. ३ અ २४) 'मूर्तयश्चावताराणां श्रीविष्णोः प्रतिपादिताः। श्रीरामकृष्णमुख्यानां यत्र सच्छास्त्रमेव तत्॥' (प्र. ३ અ. २६) ઇત્યાદિ વચનોમાં વામન રામ કૃષ્ણ નૃસિંહ કૂર્મ આદિક અવતારોનો આવિર્ભાવસમ્બન્ધ શ્રીવિષ્ણુ સાથે બહુધા વર્ણવેલો હોવાથી તેમને કર્મવશ ભવ બ્રહ્માને સમાનપણે (ગૌણ) કહી શકાય નહિ. જો સમાનપણે કહેવામાં આવે તો રામકૃષ્ણાદિકની પણ સમાનતા આવે. "ભવ બ્રહ્મા ઇન્દ્રાદિ દેવો દેવાધિદેવ શ્રીવિષ્ણુને શરણે વૈકુંઠમાં ગયા; વૈકુંઠનાથે રક્ષણનું વરદાન આપ્યું, વરદાનને અનુસારે આ લોકમાં અમુક રૂપથી અવતર્યા અને તે કાર્ય કરીને પાછા સ્વધામે સીધાવ્યા." એવી કથાઓ બહુધા છે. વામન માટે તો 'इदं विष्णुर्विचक्रमे' (પુ. સૂ.) આ શ્રુતિજ પ્રમાણ છે. શ્રીરામ માટે રામાયણમાં–'सहि देवैरुदीर्णस्य रावणस्य वधार्थिभिः। अर्थितो मानुषे लोके जज्ञे विष्णुः सनातनः॥' 'अधिकं मेनिरे विष्णुम्' 'व्यक्तमेष महायोगी परमात्मा सनातनः' ઇત્યાદિ અનેક વચનો છે. શ્રીકૃષ્ણ માટે ભાગવતમાં–'स त्वं साक्षात् विष्णुरध्यात्मदीपः' 'उपसंहर विश्वात्मन्नदो रूपमलौकिकम्। शङ्खचक्रगदापद्मश्रिया जुष्टं चतुर्भुजम्॥' ઇત્યાદિ અનેક વચનો છે. ભગવાન્ ઇષ્ટદેવ શ્રીહરિને પણ 'नारायणावतारोऽत्र हरिरस्ति गुरुर्हि नः' (સ. પ્ર. ૪ અ. ૩૫) 'अहं तु साक्षात् श्रीविष्णोरवतारं कलावपि' (प्र. ४ અ. ३६) 'मत्स्यं....धृतपुरुवपुषं नौमि नारायणं त्वाम्' (प्र. ३ અ. १७) એમ નારાયણ શ્રીવિષ્ણુના અવતાર તરીકે નિરૂપ્યા છે. બીજા નૃસિંહાદિક માટે તે તે પુરાણોમાં એવાં વચનો અનેક છે. તે તે ભાગવતાદિ પુરાણો તે તે કૃષ્ણ નૃસિંહ વામન મત્સ્ય કૂર્માદિ અવતારોના

નિરૂપણપર પ્રવર્ત્યાં છે. વિષ્ણુનામસહસ્રમાં કહેલાં સહસ્રનામો જે તે ગુણકર્માદિકના યોગથી વિષ્ણુ સાથેજ સંબન્ધ ધરાવનારાં છે. 'यज्ञो वै विष्णुः ॥' આ શ્રુતિમાં **यज्ञ** શબ્દથી વિષ્ણુનેજ કહીને તેમનીજ સર્વ કર્મો વડે સમારાધ્યતા જણાવી છે. 'यज्ञैस्त्वमिज्यसे नाथ सर्वदेवमयाच्युत' એવું વચન છે. શ્રીવિષ્ણુનાં પરમા પત્નીપણે વેદાદિકમાં વર્ણવેલાં **લક્ષ્મીજીનો** અવિનાભાવ સંબન્ધ विष्णोर्देहानुरूपां वै करोत्येषाऽऽत्मनस्तनुम् । राघवत्वेऽभवत्सीता रुक्मिणी कृष्णजन्मनि ॥' એમ શ્રીરામ શ્રીકૃષ્ણ સાથે વર્ણવ્યો છે. મત્સ્ય કૂર્મ નૃસિંહાદિક સાથે પણ વર્ણવ્યો છે. વિષ્ણુના પરિજનો તરીકે વર્ણવેલા ગરુડ વિશ્વક્સેન શેષ આદિકનો સંબન્ધ રામકૃષ્ણાદિક સાથે પણ વર્ણવ્યો છે. 'ऊर्ध्वपुण्ड्रं च तुलसीमालाचक्रादिधारणम् । शालग्रामशिलार्चा च लिङ्गं विष्णुजनस्य हि ॥' એમ **ઊર્ધ્વપુંડ્ર તુલસીમાળા, તપ્તમુદ્રા, શાલગ્રામપૂજા,** ઇત્યાદિ વિષ્ણુભકતોને ધારવાનાં કહેલાં **ચિહ્નો** રામકૃષ્ણાદિ અવતારોના ભકતોની સાથેપણ સંબન્ધ ધરાવેછે. અને એ ભકતોને **વૈષ્ણવ** સંજ્ઞાથી ખાસ સંબોધવામાં આવે છે. આ દૃષ્ટિએ જોઇએ તો વિષ્ણુને કોઇ રીતે ભવ બ્રહ્માદિકને **સમાનપણે કે અવતારોથી ન્યૂનપણે કહી શકાય નહિ.** પરત્વપ્રયુકત સમગ્ર ઐશ્વર્યો હોવા છતાં તેનો અપ્રકાશતો આત્મમાયાથી અભકતોને મોહ ઉપજાવવા માટે છે. 'नाहं प्रकाशः सर्वस्य योगमायासमावृत.' એમ શ્રીકૃષ્ણ કહેછે. 'यथोपयोगं स्वैश्वर्यं तत्र तत्र निजेच्छया । आविष्कृत्य पुनः स्वस्मिन् तत्तिरोधापयत्यसौ' એમ શ્રીહરિ કહે છે. આ અર્થ 'मध्ये विरिञ्चिगिरिशं प्रथमावतारः तत्साम्यतः स्थगयितुं तव चेत्स्वरूपम् । किं ते परत्वपिशुनैरिह रङ्गधामन् ! सत्त्वप्रवर्तनकृपापरिपालनाद्यैः ॥' આ અભિયુકિતમાં સ્પષ્ટ છે.

ઉપર પ્રમાણેની વસ્તુસ્થિતિ હોવાથી વિષ્ણુને બ્રહ્માદિકને સમાનપણે સમજીને તેમનું પારમ્ય નહિ સહન કરનારાઓને મહાદોષ થવાનો શાસ્ત્રો કહેછે તે બરોબર છે. આ બાબત 'अस्मादन्यं परत्वेन चेतयानो ह्यचेतनः । स पाषण्डीति विज्ञेयः सर्वकर्मबहिष्कृतः ॥' 'यस्तु नारायणं देवं समत्वेनाभिमन्यते । स तु तेनावमानेन नरकान्नातिवर्तते ॥' (ભાગ.) 'येऽन्यं देवं परत्वेन वदन्त्यज्ञानमोहिताः । नारायणाजगन्नाथात्ते वै पाषण्डिनः स्मृताः ।' (બ્રહ્માંડ કૌર્મમાં) 'ये तु सामान्यभावेन मन्यन्ते पुरुषोत्तमम् । ते वै पाषण्डिनो ज्ञेया नरकार्हा नराधमाः ।' 'यः पुत्रः पितरं द्वेष्टि तं विद्यादन्यरेतसम् । यो विष्णुं सततं द्वेष्टि तं विद्यादन्त्यरेतसम् ॥' 'चतुर्वेद्यपि यो विप्रो वासुदेवं न विन्दति । वेदभारभराक्रान्तः स वै ब्राह्मणगर्दभः ।' 'नारायणं परित्यज्य हृदिस्थं प्रभुमीश्वरम् । योऽन्यमर्चयते देवं परबुद्धया स दोषभाक् ॥' ઇત્યાદિ સ્મૃતિ વચનોમાં વિશદ છે. ઉપર પ્રમાણે **શ્રીવિષ્ણુ નારાયણનું પારમ્ય** સર્વસચ્છાસ્ત્રસિદ્ધ સર્વઆચાર્યઅભિમત સર્વસાત્વિકજનસંમાન્ય છે.

ઉપર જે વિષ્ણુ નારાયણ કહ્યા એજ સ્વયં **શ્રીકૃષ્ણ** છે. આ બાબત

'एष नारायणः श्रीमान् क्षीरार्णवनिकेतनः । नागपर्यङ्कमुत्सृज्य ह्यागतो मथुरां पुरीम ।' 'स त्वं साक्षात् विष्णुरध्यात्मदीपः' આ વચનમાં વ્યકત છે. વાસુદેવમાહાત્મ્યમાં– 'तत्राथ कृष्णं भगवन्तमैक्षन्नारायणं निर्गुणमास्थितं सः । सर्वज्ञमीशं पुरुषोत्तमं च यं वासुदेवं प्रवदन्ति सात्त्वताः ॥' એમ શ્રીકૃષ્ણને **પુરુષોત્તમ નારાયણપણે** પ્રતિપાદન કર્યા છે. શ્રીકૃષ્ણના પારમ્યને પ્રતિપાદનારાં વચનો 'कतमः परमो देव...कृष्णो वै परमं दैवतम्' (ગો. તા. ઉ.) 'कृष्ण एव हि लोकानामुत्पत्तिरपि चाप्ययः । कृष्णस्य हि कृते भूतमिदं विश्वं चराचरम् ।' 'नमस्ते भगवन् ! कृष्ण लोकानां प्रभवाप्यय । त्वं हि कर्ता हृषीकेश संहर्ता चापराजितः ॥' 'तदिदं ब्रह्म वार्ष्णेयम्' (ભારત) 'एष वै भगवान् साक्षादाद्या नारायणः पुमान्' 'कृष्णस्तु भगवान् स्वयम्' 'येषां गृहाना-वसतीति साक्षात् गूढं परंब्रह्म मनुष्यलिङ्गम्' 'सवा अयं ब्रह्म महद्भिमृग्यम्' 'श्रुत्वा कृष्णं परंब्रह्म पार्थः परमविस्मितः' 'अहो भाग्यमहो भाग्यं नन्दगोपव्रजौकसाम् ! यन्मित्रं परमानन्दं पूर्णं ब्रह्म सनातनम् ।' 'कृष्णं च तत्र छन्दोभिः स्तूयमानं सुविस्मिताः' (ભાગવત) 'उत्तमः पुरुषस्त्वन्यः परमात्मेत्युदीरितः' 'यस्मात्क्षरमतीतोऽहम-क्षरादपि चोत्तमः । अतोऽस्मि लोके वेदे च प्रथितः पुरुषोत्तमः ॥ 'अहमात्मा गुडाकेश ! सर्वभूताशयस्थितः' 'मत्तः परतरं नान्यत्किञ्चिदस्ति धनञ्जय' 'परंब्रह्म परंधाम पवित्रं परमं भवान् । पुरुषं शाश्वतं दिव्यमादिदेवमजं विभूम् ॥ आहुस्त्वा-मृषयः सर्वे देवर्षिर्नारदस्तथा । असितो देवलो व्यासः स्वयं चैव ब्रवीषि मे ।' 'न वासुदे-वात्परमस्ति दैवतम्' 'कृष्णात्परं किमपि तत्त्वमहं न जाने' ઇત્યાદિ અનેક છે. આનંદ-વલ્લીમાં નિરવધિકાતિશય આનંદઘનપણે જેનો પ્રસ્તાવ કર્યો છે એજ આનંદમય-મૂર્તિ પરબ્રહ્મને **કૃષ્ણ** શબ્દથી કહ્યાછે. માટે નારાયણ શબ્દની પેઠે આ **કૃષ્ણ** શબ્દ પણ પરંબ્રહ્મમાં યોગરૂઢ સમજવો. માટેજ **સત્ આત્મા** આદિક સામાન્ય શબ્દોથી તે તે સ્થળે સર્વ જગતના કારણપણે જેનો પ્રસ્તાવ કર્યોછે તેનેજ **નારાયણ** શબ્દથી અને **કૃષ્ણ** શબ્દથી શ્રુતિ સ્મૃતિમાં વિશેષતઃ નિર્દેશ કરવામાં આવે છે. એમ હોવાથીજ ભગવાનનો વસુદેવગૃહે પ્રાદુર્ભાવ થયા પહેલાં પણ **કૃષ્ણ** શબ્દથી કહ્યા છે તે ઘટતું આવેછે. એવાં વચનો ભાગવતમાં અનેક છે. આનંદમય હોવાથી **કૃષ્ણ** શબ્દની 'कृषिर्भूवाचकः शब्दो णश्च निर्वृतिवाचकः ! कृष्णस्तद्भावयोगाच्च परं ब्रह्माभिधीयते' એવી મળતી નિરુક્તિ કરી છે. આ રીતે **શ્રીકૃષ્ણ નારાયણનું પારમ્ય** ઉદ્‌ઘોષીને કહ્યું છે તેથી તેમની ધ્યેયતા અને પ્રાપ્યતા સ્વતઃ સિદ્ધ થાયછે.

ઉપરોકત સચ્છાસ્ત્રીય સિદ્ધાંત વાસ્તવિક ઉપયોગી હોવાથીજ **નારાયણ પુરુષોત્તમ વિષ્ણુ** આદિક નામોથી કહેલા **શ્રીકૃષ્ણનું પારમ્ય** ભગવાન શ્રીહરિએ સ્વસિદ્ધાંતે સ્વીકાર્યું છે. શિક્ષાપત્રીમાં 'श्री कृष्णं हृदि चिन्तये' 'तनोतु कृष्णोऽखिल-मङ्गलं नः' આ આદ્યન્ત શ્લોકથી નિરૂપ્યું છે. મધ્યે સર્વેશ્વર સ્વરૂપના નિરૂપણ

અવસરે 'हृदये जीववज्जीवे योऽन्तर्यामितया स्थितः । ज्ञेयः स्वतन्त्र ईशोऽसौ सर्वकर्मफलप्रदः ॥ स श्रीकृष्णः परंब्रह्म भगवान् पुरुषोत्तमः । उपास्य इष्टदेवो नः सर्वाविर्भावकारणम् ॥' આ રીતે **શ્રીકૃષ્ણને પરંબ્રહ્મ ભગવાન્ પુરુષોત્તમ ઉપાસ્ય ઇષ્ટદેવ સર્વાવિર્ભાવકારણપણે** નિરૂપણ કરીને સુસિદ્ધ કર્યું છે. આ રીતે શ્રીકૃષ્ણનું પારમ્ય સ્પષ્ટ શબ્દોમાં કહીને 'तस्यैव सर्वथा भक्तिः कर्तव्या मनुजैर्भुवि' 'कृष्णस्तद्रवताराश्च ध्येयास्तत्प्रतिमाऽपि च । न तु जीवा नृदेवाद्या भक्ता ब्रह्मविदोऽपि च ।' એમ ભવ બ્રહ્માદિ દેવો, સનકાદિક મનુષ્યો અને મુકતાદિ સર્વના ધ્યાનનો નિષેધ કરવા પૂર્વક એક ભગવાન્ શ્રીકૃષ્ણનીજ **ધ્યેયતાને** મોક્ષ માટે કહે છે. 'गोलोको धाम चेप्सितम् । तत्र ब्रह्मात्मना कृष्णसेवा मुक्तिश्च गम्यताम्' એમ ગોલોકાધિપતિ શ્રીકૃષ્ણની **પ્રાપ્યતાને** કહે છે. આ જોતાં **શ્રીકૃષ્ણના પારમ્યમાં સંશય રહેતો નથી.** નારાયણ મહેશની એકાત્મતા કહીને પણ સિદ્ધાંત ઉપર આવતાં શ્રીકૃષ્ણની **પરંબ્રહ્મતા** સમર્થન કરી છે.

સત્સંગિજીવનમાં–'श्रीकृष्णो भगवान् साक्षाद्यो विष्णुः पुरुषोत्तमः । स एव सर्वभावेन सेवनीयो मुमुक्षुभिः ॥' (પ્ર. ૧ અ. ૩૨) 'श्रीराधिकेशो भगवान् योऽस्ति सर्वेश्वरोऽनघ । इष्टदेवः स एवास्ति मम सच्छास्त्रसम्मतः ॥ ब्रह्मधर्मशिवादीनां देवानामपि देवता । वराहाद्यवताराणां धर्ता कृष्णः परं बृहत् ॥ संसारे भ्रमतां पुंसां दुःखितानां स्वकर्मभिः । कृष्णमेकं विना नान्या गतिरस्ति कलाविह ॥' (પ્ર. ૧ અ ૫૨) 'श्रीकृष्णो यः परंब्रह्म स्वयंज्योतिः परात्परः । ज्ञेयो नारायणो विष्णुर्भगवान् पुरुषोत्तमः ॥ महेश्वरो वासुदेवो भूमा च परमेश्वरः' 'श्रीकृष्णो वासुदेवो वै गोलोकाधिपतिः स्वयम् । उपास्या देवता ह्यस्यां दीक्षायां भवति प्रभुः ॥' 'वासुदेवो हि भगवान् साक्षान्नारायणः प्रभुः । मुमुक्षूणामुपास्योऽस्ति नान्य इत्यस्ति निश्चयः ।' 'जीवानामीश्वराणां च भक्त्योपास्यः स एव हि । श्रीवासुदेवो भगवानेक एवास्ति नापरः !' 'स श्रीकृष्णो दिव्यमूर्तिः प्रोच्यते पुरुषोत्तमः । परमात्मा परंब्रह्म विष्णुर्नारायणश्च सः ॥ ज्योतीरूपोऽक्षरातीतो हरिश्च परमः पुमान् । प्रोक्तः स एव वेदेषु पुराणेषु च भारते ॥' (પ્ર. ૪ અ. ૬૮) 'कृष्ण एकः स्वतन्त्रोऽस्ति सर्वसेव्यस्ततस्तु सः' 'सकलैश्वर्यसम्पन्नः सर्वशेषी परात्परः' (હ. વા. સુ.) આ રીતે શ્રીકૃષ્ણને પરંબ્રહ્મ પરમાત્મા સર્વેશ્વર ઇષ્ટિદેવપણે નિરૂપણ કરવાપૂર્વક તેમનું **પરાત્પરપણું** કહીને તેમનીજ **ધ્યેયતાને** સ્પષ્ટ કહેછે.

ઉપરોકત તાત્પર્ય વચનામૃતમાં વ્યકત છે. ઉપોદ્ઘાતમાં 'શ્રીગોલોકના મધ્યને વિષે **અક્ષરધામ** છે, તેને વિષે **શ્રીકૃષ્ણ ભગવાન** જે તે સદાય વિરાજમાન છે, તે કેવા છે તો જેને પુરુષોત્તમ કહેછે વાસુદેવ કહેછે નારાયણ કહેછે પરમાત્મા કહેછે બ્રહ્મ કહેછે પરબ્રહ્મ કહેછે ઇશ્વિર કહે છે પરમેશ્વર કહેછે વિષ્ણુ કહેછે...અને મધુરે સ્વરે કરીને વેણુને વજાડેછે અને **રાધિકાજી ને લક્ષ્મીજી** તેમણે

પૂજ્યા છે... અને વાસુદેવાદિક જે ચતુર્વ્યૂહ તથા કેશવાદિ જે ચોવીશ મૂર્તિઓ તથા વારાહાદિક અવતાર એ સર્વના ધરનારા છે.

લોયા ૧ "શિવતો તમોગુણના દેવતા છે અને આપણેતો **શાંતમૂર્તિ** એવા જે શ્રીકૃષ્ણ નારાયણ તેના ઉપાસક છીએ, તે માટે રજોગુણી તમોગુણી દેવ એવા જે બ્રહ્મા શિવ અને ઇન્દ્રાદિક દેવતા તેની ઉપર ભાવ બેસે નહિ...ક્રોધી જે માણસ તથા દેવતા તે અમને ગમેજ નહિ તથાપિ જે શિવજીને અમે માનીએ છીએ તેનું શું કારણ છે તો શિવજીતો ત્યાગી છે ને યોગી છે ને ભગવાનના મોટા ભકત છે માટે શિવજીને માનીએ છીએ" મધ્ય ૧૯ "શ્રીકૃષ્ણ નારાયણ એવા જે પુરુષોત્તમ ભગવાન તેના જે અવતાર...દેવ મનુષ્યાદિકનેવિષે થાયછે તેનેવિષે પતિવ્રતાના જેવી અનન્યપણે નિષ્ઠા રાખવી...ભગવાન્ વિના બીજા દેવની ઉપાસના કરીએ તો તેમાં મોટો દોષ લાગેછે ને પતિવ્રતાપણું જાયછે...અને તે ભગવાનનુંજ ધ્યાન કરવું અને તે વિના બીજા કોઇ દેવનું ધ્યાન ન કરવું. બીજું જે સાધુ સિદ્ધ ગતિને પામ્યા હોય ને સમાધિનિષ્ઠ હોય તેનુંપણ ધ્યાન ન કરવું.' પંચાળા ૬ 'શ્રીકૃષ્ણ જેવો અવતાર સર્વ શકિતએ યુકત બીજો કોઈ નથી થયો, કેમ જે બીજી જે સર્વ પોતાની અનંત મૂર્તિઓ ભિન્નભિન્ન પણે રહી છે તે સર્વેનો ભાવ પોતાનેવિષે દેખાડયો. કેવી રીતે તો-પ્રથમ પોતે દેવકીજીથકી જન્મ્યા ત્યારે **શંખ ચક્ર ગદા પદ્મ** ધારીને ચતુર્ભુજ રૂપે દર્શન દીધું તેણેકરીને લક્ષ્મીપતિ જે વૈકુંઠનાથ તેનો ભાવ પોતામાં જણાવ્યો...અને એ અવતાર સર્વોપરી વર્તે છે.' મધ્ય ૬૪ 'મત્સ્ય કચ્છ વારાહ નૃસિંહાદિક જે ભગવાનના અવતાર છે તે સર્વે અવતારના **અવતારી** તે શ્રીકૃષ્ણ ભગવાન છે...તે શ્રીકૃષ્ણ ભગવાન્ તે આપણા **ઈષ્ટદેવ છે**...એવા જે શ્રીકૃષ્ણ ભગવાન તે મુમુક્ષુને સર્વ **પ્રકારે ભજન** કરવા યોગ્ય છે' વરતાલ ૨ 'શ્રીકૃષ્ણ પુરુષોત્તમ છે તે પોતાના અક્ષરધામનેવિષે સદા દિવ્ય સાકાર મૂર્તિમાન્ રહ્યા છે અને તેજ ભગવાન્ જેતે શ્વેતદ્વીપવાસી જે અનંત નિરન્નમુકત તેમને પાંચ વખત પોતાનું દર્શન આપેછે તથા વૈકુંઠ લોકનેવિષે તેજ ભગવાન્ ચતુર્ભુજમૂર્તિથકા લક્ષ્મીજીએ સહિત છે ને શંખ ચક્ર, ગદા પદ્મને ધરી રહ્યા છે તથા વિશ્વક્સેનાદિક જે પાર્ષદ તેમણે સેવ્યા છે અને એજ ભગવાન્ **પૂજવા** યોગ્ય **ભજવા** યોગ્ય ને **પામવા** યોગ્ય છે અને તેજ ભગવાન્ રામકૃષ્ણાદિક અવતાર ધારણ કરેછે અને **વાસુદેવ સંકર્ષણ પ્રદ્યુમ્ન અનિરુદ્ધ** એ ચતુર્વ્યૂહરૂપે વર્તેછે" વરતાલ ૧૮ 'અને પાંચમાં આપણા **ઈષ્ટદેવ** જે શ્રીકૃષ્ણ ભગવાન તેમને જાણવા અને તે શ્રીકૃષ્ણ ભગવાનનાં જે **પરોક્ષ રૂપ ને પ્રત્યક્ષ રૂપ** તેને જાણવાં અને ઉપનિષદ્ તથા સાંખ્યશાસ્ત્ર ને યોગશાસ્ત્ર તથા પંચરાત્ર એમનેવિષે એજ સ્વરૂપનું વર્ણન કર્યું છે...સર્વ અવતારના ધરતલ જે પરમેશ્વર તેજ સ્વયં શ્રીકૃષ્ણ ભગવાન છે ને બીજા જે આવતાર છે તે

તે એના છે' મધ્ય ૩૯ 'દશમ સ્કંધનું તો એ રહસ્ય છે જે ઉપનિષદ વેદાંત ને શ્રુતિ સ્મૃતિ તેમાં જેને **બ્રહ્મ સૂક્ષ્મ નિરંજન ક્ષેત્રજ્ઞ સર્વકારણ પરબ્રહ્મ પુરુષોત્તમ વાસુદેવ વિષ્ણુ નારાયણ નિર્ગુણ** એવા નામે કરીને જેને **પરોક્ષપણે** કહ્યા છે તે તે આ **પ્રત્યક્ષ વસુદેવના પુત્ર શ્રીકૃષ્ણ વાસુદેવ** છે... એ **અનાદિ વાસુદેવરૂપ છે...**એ જે વાસુદેવ શ્રીકૃષ્ણ તેજ સર્વોપરી છે' લોયા ૭ 'જે ભગવાનના સ્વરૂપનેવિષે ઇન્દ્રિયો અંતઃકરણ અને અનુભવ એ ત્રણે પુગે એવા ભગવાનના સ્વરૂપને જ્ઞાનેકરીને મોક્ષ થાય એમ કહીએ છીએ. ત્યારે શ્રીજી-મહારાજ બોલ્યા જે એવા જે ભગવાન્ તે તો **શ્રીકૃષ્ણ છે'** ઇત્યાદિ. આ રીતે આ ગ્રંથમાં કારણ પ્રદર્શનપૂર્વક ભવ બ્રહ્માદિકની અનુપાસ્યતા ઠરાવીને એક **શ્રીકૃષ્ણ નારાયણની પરાત્પરતા** નક્કી કરીને તેમનીજ **ઉપાસ્યતા અને પ્રાપ્યતા** સપ્રમાણ સુનિશ્ચિત કરવામાં આવી છે. આમાં હવે સંશયલેશને સ્થાન રહેતું નથી.

ઉપર જે પરંબ્રહ્મ શ્રીકૃષ્ણ નારાયણનું **પારમ્ય** કહ્યું તે 'अन्योऽपि धर्मरक्षार्थै देहः सम्भ्रियते मया' (ભાગ–સ્કં–૧૦ અ–૫૦) આમાં શ્રીકૃષ્ણે કહ્યા મુજબ તદ્રૂપ તદભિન્ન ભગવાન્ શ્રીહરિને વિષે સારી રીતે ઘટેછે અને તેજ પ્રમાણે સંપ્રદાયના પ્રબન્ધોમાં ઘટાવ્યું છે. આ શ્લોકનું વિવેચન ગોપાલાનંદ-મુનિકૃત ગૂઢાર્થદીપિકા ટીકામાં શ્રીહરિના પ્રાદુર્ભાવપર કર્યું છે. 'कृतादिषु प्रजा राजन् कलाविच्छन्ति सम्भवम् । कलौ खलु भविष्यन्ति नारायणपरायणाः ।' (સ્કંધ ૧૧ અ. ૫) આ શ્લોકની ટીકામાં– "યુદ્ધાર્થે મથુરા આવેલા જરાસંધની સાથે સંગ્રામ સમયે શ્રીકૃષ્ણે પોતાના પ્રાદુર્ભાવનું પ્રયોજન વિચારતાં 'अन्योऽपि धर्मरक्षार्थै' એમ અન્ય અવતાર ધારણનો નિશ્ચય કર્યો હતો એજ અવતારને આ શ્લોકથી જણાવવા બીજું પણ કળિયુગનું માહાત્મ્ય કહેછે" આવું પ્રતીક આપીને 'कलौ एकान्तिकधर्मरक्षार्थं श्रीकृष्णो नारायणमुनिनाम्ना भक्तिधर्मात्मजो भविष्यति' (શ્રીકૃષ્ણજ નારાયણમુનિ નામથી પ્રગટ થશે.) श्रीकृष्णेन धर्मज्ञानवैराग्यसहितैकान्तिकी भक्तिरुद्धवं प्रत्युक्ता, सा तु अत्रागतरामानन्दाख्योद्धवसहितेन भक्तिधर्मसुतेन श्रीनारायणमुनिनैवात्र प्रवर्तिता नान्यैः' अतो 'देहः सम्भ्रियते मया' इत्येकवचनेन प्रोक्तः श्रीनारायणमुनिरेव स्वयं श्रीकृष्णः' (શ્રીકૃષ્ણે સાંગ એકાંતકી ભકિત ઉદ્ધવજીને કહેલી તેતો ઉદ્ધવાવતારભૂત રામાનંદે સહિત શ્રીનારાયણમુનિએજ અહીં પ્રવર્તાવી છે, બીજા કોઈએ નહિ, માટે देहः सम्भ्रियते मया' આ એક વચનથી શ્રીનારાયણમુનિજ શ્રીકૃષ્ણ છે) ઉદ્ધવજી શા માટે આવેલા ? તો શ્રી કૃષ્ણેજ પોતાના જ્ઞાનનો ઉપદેશ કરવા મોકલેલા, 'श्रीकृष्णश्चापि स्वप्रतिज्ञां सत्यां कर्तुमुद्धवसहायार्थतया धर्मदेवगृहे स्वयं प्रादुर्भूत इति बोध्यम्' (શ્રીકૃષ્ણ 'अन्योऽपि' આ કૃત પ્રતિજ્ઞાને સત્ય કરવા ઉદ્ધવજીની સહાય માટે સ્વયં ધર્મદેવના ગૃહમાં પ્રગટયા) ઇત્યાદિ વાકયો લખીને

"વસુદેવસુત શ્રીકૃષ્ણનોજ ધર્મસુત શ્રીહરિરૂપે ફરીથી અવતાર થયો છે' એમ સપ્રમાણ સયુકિત સમર્થન કર્યું છે.

'अन्योऽपि' આ શ્લોકની શ્રીભગવત્પ્રસાદાચાર્યપ્રણીત ભકતરંજની ટીકામાં શ્લોકાર્થને કહીને, વધારામાં 'આ શ્રીકૃષ્ણનો પુનઃ પ્રાદુર્ભાવ કયા ગ્રંથમાં કહ્યો છે ? તો વાસુદેવમાહાત્મ્યમાં 'मया कृष्णेन निहताः' (અ. ૧૮) ઇત્યાદિ ત્રણ શ્લોકોથી કહ્યો છે' એમ કહીને વળી 'એકજ કૃષ્ણનો બીજીવાર અવતાર કેમ ઘટે ? એવી શંકા કરીને જેમ મત્સ્ય કૂર્મ વરાહનો બે વાર અને ધન્વન્તરિનો ત્રણ વાર અવતાર કહ્યો છે તેમ શ્રીકૃષ્ણનો બે વાર અવતાર ઘટેછે.' એવું સમાધાન કર્યુંછે. આ રીતનો વિશેષ જણાવ્યો છે. દશમ સ્કંધની ટીકા ભકતરંજનીમાં ઉપરોકત અર્થની સ્પષ્ટતા મંગળાચરણમાંજ 'अन्यं सताम्‌वनहेतव एव देहं धास्ये प्रतिश्रुतमितीह बलाग्रतो यत्। सत्यं विधातुमुदभूद्दयया स कृष्णो धर्मस्य सद्मनि पुनस्तममुं नमामि ॥ यः पूर्वरूपमदधान्नृपभावयुक्तमन्यत्तु साधुजनभावयुतं सदीशः । तं च द्विरूपधरमेकगुणस्वभावं कृष्णं पितामहमहं शरणं गतोऽस्मि ॥' આ રીતે કરી છે. આમાં કૃષ્ણનાં **નૃપભાવવાળું અને સાધુભાવવાળું** એમ બે રૂપો કહ્યાં છે. અ–૯૦ શ્લો–૫૦ ની ટીકામાં અંત્ય મંગળમાં 'धर्माङ्गभूर्धर्मपरः सदीशः श्रीस्वामिनारायणनामधारी । कृष्णावतारो धरणीतलाद्योऽधर्मं समूलं जयताद्धरन् वै ॥' એમ **કૃષ્ણનો સ્વામિનારાયણ નામથી અન્ય અવતાર કહ્યો** છે. સ્કંધ ૧૦ અ. ૧ શ્લો. ૩ ની ટીકામાં 'तदवतारद्वयसत्त्वेन पूर्वावतारकृष्णचरितानि, भविष्यतो द्वितीयरूपस्य तदवतारचरितानि' આ રીતે કૃષ્ણના બે અવતારો જણાવ્યા છે. વળી સ્કં. ૧૦ અ. ૨ શ્લો. ૨૮ ની ટીકામાં कृष्णहरिकृष्णयोरेकावतारत्वाच्च' એમ કૃષ્ણ હરિકૃષ્ણની એકાવતારતા નકકી કરી છે. આ પ્રમાણે આ ટીકામાં **વસુદેવસુત શ્રીકૃષ્ણનોજ ધર્મસુતપણે અન્ય અવતાર છે.'** એમ સાબીત કર્યું છે. આ રીતે ભાગવત શ્લોકોનું વિવરણ શ્રીહરિને શ્રીકૃષ્ણના અવતારપર પૂર્વ વૃદ્ધોએ કરીને અનન્યતત્ત્વતા સમર્થન કરી છે. સાંપ્રદાયિક ઉપોદ્‌ઘાત એવોજ સુદૃઢ ઘડવામાં આવ્યો છે.

શિક્ષાપત્રી–શ્લો. ૧૦૭ માં અંતર્યામી સ્વતંત્ર સર્વેશ્વર પરમ તત્ત્વને નિરૂપીને એ સર્વેશ્વર બીજા કોઈ નહિ પણ શ્રીકૃષ્ણજ છે એમ સમર્થન કરવા 'स श्रीकृष्णः परंब्रह्म भगवान् पुरुषोत्तमः । उपास्य इष्टदेवो नः सर्वाविर्भावकारणम् ॥' આ ૧૦૮ શ્લોક કહ્યો છે. આ પરમ તત્ત્વના નિરૂપણ પ્રસંગે ૧૦૮ શ્લોકની ટીકામાં શતાનંદમુનિએ અંતે શ્રીકૃષ્ણ અને શ્રીહરિનો તત્ત્વતઃ અભિન્નતા જાણવારૂપ નિર્ગલિતાર્થ 'यः साक्षात् भगवान् क्षराक्षरपरः कृष्णः स एव स्वयं भक्तौ धर्मत आस भूरिकृपया श्रीस्वामिनारायणः । मानुष्यं भुवि नाटयन्निजजनाचार्यत्वधर्मे स्थितः कृष्णं प्राह परोक्षवन्न तु ततोऽन्यः सोऽस्ति यत्स स्वयम् ॥' આ રીતે કાઢયો છે. આ પ્રકારે આ પ્રબન્ધમાં પ્રતિપાદેલા જે **રાધાલક્ષ્મીવિશિષ્ટ વૃંદાવનવિહારી સર્વેશ્વર પરંબ્રહ્મ ભગવાન્**

**શ્રી કૃષ્ણ એજ શ્રીહરિ છે** એમ અનન્યપણું જાણવાનું કહ્યું છે.

સત્સંગિજીવન–મંગળાચરણમાંજ "श्रीकृष्णाय नमस्तस्मै यः साक्षात् धर्मनन्दनः। ...परमात्मा परात्परः। स एव साक्षाद्भगवान् स्वामिनारायणाख्यया प्रसिद्धोऽस्ति" એમ પરાત્પર પરમાત્મા શ્રીકૃષ્ણનો ધર્મનંદન સ્વામિનારાયણ નામથી પ્રસિદ્ધ પ્રાદુર્ભાવ કહીને તત્ત્વતઃ અનન્યપણું જણાવ્યું છે. 'अतोऽहमेव पुत्रत्वं दम्पत्योर्युवयोर्वृष। प्राप्य' (પ્ર. ૧ અ–૧૯) એમ અસુરોએ બહુ પીડેલાં ધર્મભક્તિને વૃંદાવનમાં શ્રીકૃષ્ણની સ્તુતિ કરતાં, રાધારમાદિ સાથે પ્રત્યક્ષ થએલા શ્રીકૃષ્ણે તેમને પુત્રરૂપે પ્રગટ થવાનું વરદાન આપ્યું છે. 'गोलोक एवाक्षरधाम्नि दिव्येऽनन्ते च यादृक् रमते स नित्यम्। तं तादृशं ते ददृशुर्द्विहस्तं निनादयन्तं मुरलीं मुकुन्दम्॥' (પ્ર. ૧ અ. ૨૨) એમ અવતરણ અવસરે આવેલા ભવ બ્રહ્માદિ દેવોને પ્રગટ થએલા શ્રીહરિનું ગોલોકાંતવર્તિ અક્ષરધામના અધિપતિ મુરલીધર શ્રીકૃષ્ણરૂપે દર્શન થયાનું કહ્યું છે. 'उपासनां यस्य कुर्मो वयं श्रीराधिकापतेः। स एव हरिनामाऽयं वर्तते सोदरो हि वाम्॥' (પ્ર. ૧ અ–૩૯) એમ ધર્મપિતાએ 'જે શ્રીરાધિકાપતિ શ્રીકૃષ્ણની ઉપાસના આપણે કરીએ છીએ એજ આ હરિ નામના તમારા ભાઈ છે.' એવો ઉપદેશ બીજા પુત્રોને આપ્યો છે. 'त्वं हि साक्षात्परंब्रह्म...गोलोकाधिपतिर्दिव्यवृन्दावनविहारकृत्। अखण्डरासलीलस्त्वं राधिकारमणः स्वयम्' (પ્ર. ૧ અ–૪૯) એમ વનમાં મળેલા પાર્વતી શંકરે 'સાક્ષાત્ પરંબ્રહ્મ ગોલોકાધિપતિ વૃંદાવનવિહારી રાસલીલાતત્પર રાધારમણજ તમે પ્રગટ થયા છો' એવી સ્તુતિ કરી છે. 'गोलोकसंस्थाक्षरदिव्यधाम्नि यादृक् स्वदृष्टश्च बृहद्वनादौ। विलोक्य तं तादृशमेव कृष्णमानन्दवार्धौ निममज्ज सद्यः॥' (પ્ર. ૧ અ–૫૯) એમ રામાનંદમુનિએ અક્ષરાધિપતિ શ્રીકૃષ્ણજ શ્રીહરિરૂપથી અવતર્યા છે' એવો નિશ્ચય જાહેર કર્યો છે. 'परमेश्वर एवायं नारायणमुनिः स्वयम्। श्रीकृष्णोऽस्तीति साश्चर्यं वदन्ति स्म समुत्सुकाः॥' (પ્ર. ૨ અ. ૬) એમ સ્વામિશિષ્યોએ 'આ નારાયણમુનિજ સ્વયં શ્રીકૃષ્ણજ છે' એવો નિશ્ચય કર્યો. 'सिताम्बरं नैष्ठिकवर्णिवेषं पीताम्बरं तं नटवर्यवेषम्। नवाम्बुदश्यामलसुन्दराङ्गं वन्दे हरिं धर्मसुतं च कृष्णम्॥' (પ્ર. ૨ અ. ૩૧) ઇત્યાદિ આઠ શ્લોકોથી અભય રાજાએ વસુદેવસુત શ્રીકૃષ્ણ અને ધર્મસુત શ્રીહરિની અભિન્નતત્ત્વપણે સ્તુતિ કરી છે. 'कृष्णतुल्याखिलाकारं वर्णिवेषमवस्थितम्' (પ્ર. ૧ અ. ૩૮) એમ શ્રીહરિનો સમસ્ત આકાર કૃષ્ણતુલ્ય જાણીને 'આ કૃષ્ણજ છે' એવી ધર્મદેવને સ્મૃતિ થઈ આવી. 'नारायणावतारोऽत्र हरिरस्ति गुरुर्हि नः' 'अहं तु साक्षात् श्रीविष्णोरवतारं कलावपि॥' (પ્ર. ૪ અ. ૩૫) એમ મુક્તાનંદમુનિએ વટપત્તનની વિદ્વત્પરિષદમાં શ્રીહરિને **વિષ્ણુ નારાયણના સાક્ષાત્ અવતારપણે નિરૂપ્યા છે.** 'श्रीकृष्णं ननु भगवन्तमेव ते तं जानन्तस्तदपि च धाम तस्य राजन्। निश्चित्याथ च वपुषोऽन्त आत्मलभ्यं तद्ध्येयेत्यपि विविदुः प्रहृष्टचित्ताः॥' (પ્ર. ૩ અ. ૪૧) એમ બ્રહ્મપુર ધામના

નિરૂપણ પ્રસંગે " શ્રીકૃષ્ણજ શ્રીહરિ છે, શ્રી કૃષ્ણનું ગોલોકાંતવર્તિ બ્રહ્મપુર ધામ છે એજ શ્રીહરિનું છે, એજ ધામ શ્રીહરિના આશ્રિતોને અંતે પામવાનું છે" એમ પ્રતિપાદન કર્યું છે. આ પ્રકારે શ્રીકૃષ્ણના **પારમ્ય** સાથે શ્રીહરિનું **પારમ્ય** અનન્યતત્ત્વ હોવાથી સુસિદ્ધ થાય છે.

વચનામૃત–સા ૧ 'અને ગોલોક વૈકુંઠ શ્વેતદ્વીપ તથા બ્રહ્મપુર તથા અનંતકોટી બ્રહ્માંડના પતિ જે બ્રહ્માદિક દેવ એ સર્વેના સ્વામી જે પુરુષોત્તમ ભગવન્ તે અમને પ્રત્યક્ષ મળ્યા છે અને તે મારા આત્માને વિષે પણ અખંડ વિરાજમાન છે' પ્રથમ ૩૧ 'આજ જે સર્વ હરિભક્ત છે ને એમ સમજે છે જે અક્ષરાતીત એવા જે ભગવાન પુરુષોત્તમ તે અમને પ્રત્યક્ષ મળ્યા છે' લોયા ૧૩ 'એ નારાયણ જેવા તો એક નારાયણજ છે એમ સર્વશાસ્ત્રનો સિદ્ધાંત છે, એવી રીતે ભક્તજનની શિક્ષાને અર્થે શ્રીજી મહારાજે વાર્તા કરી ને પોતે તો સાક્ષાત્ પુરુષોત્તમ નારાયણ છે' લોયા ૧૪ 'તથા ભગવાનના જે ઘણાક અવતાર થયા છે તેને એમ જાણીએ છીએ જે એ સર્વે અવતાર **નારાયણના** છે...એવી રીતે શ્રીજીમહારાજે વાર્તા કરી ને પોતેતો સાક્ષાત્ પુરુષોત્તમ નારાયણ છે' મધ્ય ૧૩ 'ને તેજને વિષે મૂર્તિ છે તેજ આ પ્રત્યક્ષ મહારાજ છે એમ જાણજો' મધ્ય ૩૫ 'અને આ તમો સર્વે છો તે મને ભગવાન્ જાણો છો' મધ્ય ૬૪ 'એવા જે શ્રીકૃષ્ણ ભગવાન્ તે આપણા ઇષ્ટદેવ છે...એવી રીતે પરોક્ષપણે પોતાના પુરુષોત્તમ-પણાની વાર્તા શ્રીજીમહારાજે કરી તેને સાંભળીને સર્વે હરિભક્ત એમ જાણતા હતા જે **એજ શ્રીકૃષ્ણ પુરુષોત્તમ તેજ આ ભક્તિધર્મના પુત્ર શ્રીજીમહારાજ** છે' વરતાલ ૧૮ 'અને પાંચમા આપણા ઇષ્ટદેવ શ્રીકૃષ્ણ ભગવાન્ તેમને જાણવા... એવી રીતની વાર્તાને સાંભળીને સર્વ સાધુ ને સત્સંગી તે એમ સમજતા હવા જે એ **પરોક્ષ જે શ્રીકૃષ્ણ ભગવાન્ કહ્યા તેજ આ ભક્તિધર્મના પુત્ર શ્રીજી મહારાજ છે** પણ એ થકી પર કોઈ નથી અને એજ આપણા ઇષ્ટદેવ છે ને ગુરુ પણ એજ છે' અંત્ય ૩૮ 'અને એવા જે સર્વોપરી જે પુરુષોત્તમ ભગવાન્ તેજ દયાયે કરીને જીવોના કલ્યાણને અર્થે આ પૃથ્વીને વિષે પ્રગટ થયાથકા સર્વ જનના નયનગોચર વર્તે છે અને તમારા ઇષ્ટદેવ છે...સર્વ અવતારના અવતારી છે અને તમારે સર્વેને એકાંતિક ભાવે કરીને ઉપાસના કરવા યોગ્ય છે' ઇત્યાદિ અમૃત વચનોથી ઉપાસ્ય ઇષ્ટદેવ શ્રીકૃષ્ણનું **પારમ્ય** કહેવાની સાથે શ્રીહરિનું **પારમ્ય** અને તેથીજ **ઉપાસ્યત્વ પ્રાપ્યત્વ** પ્રતિપાદન કર્યું છે. હવે આમાં સંશયને સ્થાન નથી.

ભગવાન્ શ્રીહરિએ પોતાના આશ્રિતોને 'એવા જે દૃઢ સત્સંગી **વૈષ્ણવ છે** તેજ અમારે તો સગાવહાલા છે ને તેજ અમારી નાત છે ને આ દેહે કરીને પણ એવા **વૈષ્ણવ** ભેળુંજ રહેવું છે ને શ્રીકૃષ્ણ ભગવાનના ધામમાં પણ એવા **વૈષ્ણવ**

ભેળુંજ રહેવું છે' (વચનામૃત અંત્ય ૨૧) 'एकान्तिनो वैष्णवा ये ते...गोलोकं धाम यान्ति हि ' (પ્ર. ૪ અ. ૬૭) એમ **વૈષ્ણવ** સંજ્ઞાથી સંબોધ્યા છે. **ઊર્ધ્વ-પુંડ્ર, તુલસીમાળા, તપ્તમુદ્રા, શાલગ્રામપૂજા** ઇત્યાદિ વિષ્ણુનાં ચિહ્નો પોતાના ભક્તોને ધારવાનાં કહ્યાં છે. વિષ્ણુગાયત્રીમંત્ર દીક્ષામાં આપવાનો કહ્યો છે. વળી 'विष्णोर्नामसहस्रकम्' એમ વિષ્ણુસહસ્ર નામનો જપ કરવાનો કહ્યો છે. 'अहिंसा वैष्णवा मखाः' એમ વિષ્ણુદેવતાક યજ્ઞો કરવાના કહ્યા છે. આદ્યા **દેવી લક્ષ્મીજી, ગરુડ, વિશ્વકસેન શેષ આદિક વિષ્ણુના પરિજનો** પણ સ્વીકાર્યા છે. **શંખ ચક્ર ગદા પદ્મ** આ વિષ્ણુનાં આયુધો સ્વીકાર્યાં છે. એકાદશી આદિક વ્રતો તથા ઉત્સવો પણ વિષ્ણુ સાથે સંબંધ ધરાવે છે. મંદિરોની રચના, દેવપ્રતિષ્ઠાવિધિ વિગેરે વિષ્ણુસાથે સંબન્ધ ધરાવનારા છે. વિષ્ણુ નારાયણના પારમ્યપર હોવાથીજ વેદાદિ આઠ સચ્છાસ્ત્રોને સ્વાભીષ્ટપણે સ્વીકાર્યા છે. આવી વિશાળ દૃષ્ટિએ પૂર્વાપરના અનુસંધાનથી જોઈએ તો કોઈ રીતે વિષ્ણુને ઉતારી પડાય નહિ. કોઈ સ્થળે અપકર્ષ કહ્યો હોય તેપણ તેમના ઉત્કર્ષને કહેનારાં વચનોને પ્રધાન માનીને ઉપર મુજબના ઉત્કર્ષમાં ઘટાડવાં ઘટે. આ રીતે વિષ્ણુ નારાયણનું **પારમ્ય** અને **ધ્યેયતા** સંપ્રદાય સિદ્ધાંતે સ્વીકાર્યું છે પોતાના અસાધારણ **'સ્વામિનારાયણ'** નામમાં નારાયણ શબ્દનો **નિવેશ** છે તેપણ એજ અર્થને જણાવે છે. આમાં હવે સંશયને સ્થાન નથી. ઉપર પ્રમાણે સમસ્ત મુમુક્ષુઓએ પ્રથમ અવશ્ય જાણવા યોગ્ય **નારાયણનું પારમ્ય છે.** સર્વોપરિપણાને **પારમ્ય** કહે છે. જેને સમાન કે જેનાથી અધિક કોઈ ન હોય એજ **પરમ તત્ત્વ** કહેવાય.

---

## પરમાત્મ પ્રાપ્તિના ઉપાયો—

ઉપરના પ્રથમના લેખમાં **ઉપાસ્ય પ્રાપ્ય** પરમાત્માના સ્વરૂપનું અને તત્સંબન્ધિ રૂપ, ગુણ, વિભૂતિ, વિગેરેનું નિરૂપણ પૃથક્ પૃથક્ કર્યું. હવે તેમની પ્રાપ્તિના ઉપાયો કે જેને **હિત** કે **સાધન** શબ્દથી પણ કહે છે તેનું નિરૂપણ કરાય છે. ધર્માદિ ઉપાયો અનેક કહ્યા છે તેમાં 'मोक्षकारणसामग्र्यां भक्तिरेव गरीयसी' 'गोविन्दभक्त्यधिकं श्रेयश्चान्यन्न विद्यते' (વિ. ધ.) એમાં કહ્યા મુજબ **ભક્તિને જ** મુખ્ય શ્રેષ્ઠ સાક્ષાત્ **ઉપાય** માન્યો છે.

'वेदाहमेतं पुरुषं महान्तं' 'ब्रह्मविदाप्नोति परम्' 'तमेव विदित्वाऽतिमृत्युमेति नान्यः पन्था विद्यतेऽयनाय' 'तमेव विद्वानमृत इह भवति' 'ऋते ज्ञानान्न मुक्तिः' 'विजिज्ञासितव्यः' ઇત્યાદિ શ્રુતિઓમાં મોક્ષના ઉપાયપણે કહેલું **વેદન**પર્યાય જે **જ્ઞાન** તે કેવળ 'तत्त्वमसि' 'अयमात्मा ब्रह्म' 'अहं ब्रह्मास्मि' ઇત્યાદિ વાકયોના અર્થજ્ઞાનરૂપનું નહિ, પણ તેથી જુદું બીજુંજ છે, જે 'ओमित्येवात्मानं ध्यायथ

'निदिध्यासितव्यः' 'आत्मानमेव लोकमुपासीत' ઇત્યાદિ શ્રુતિઓમાં **ધ્યાન ઉપાસન** શબ્દથી કહેલું છે. કેમ કે શ્રુતિઓમાં કોઈ સ્થળે 'मनो ब्रह्मेत्युपासीत' એમ **ઉપાસન** શબ્દથી ઉપક્રમ કરીને 'भाति च तपति च कीर्त्या यशसा ब्रह्मवर्चसेन य एवं वेद' એમ વેદનપર્યાય **જ્ઞાન** શબ્દથી ઉપસંહાર કર્યો છે. 'न स वेद अकृत्स्नो ह्येषः' એમ વેદનપર્યાય **જ્ઞાન** શબ્દથી ઉપક્રમ કરીને आत्मेत्येवोपासीत' એમ **ઉપાસન** શબ્દથી ઉપસંહાર કર્યોછે. આ જોતાં જ્ઞાનનેજ **ઉપાસન** શબ્દથી કહેછે એમ નિશ્ચિત થાયછે. એવો જ અર્થ હોવાથી **વૃત્તિકાર** 'वेदनमुपासनं स्यात् तद्विषये श्रवणात्' એમ વેદનને જ **ઉપાસન** કહેછે. વેદન કહો કે ઉપાસન કહો બન્નેનો એક જ અર્થ છે. વારે વારે આવૃત્તિ કરેલું જે જ્ઞાન તે **ધ્યાન** કે **ઉપાસન** કહેવાય. આ અર્થ વ્યાસે '**आवृत्तिरसकृदुपदेशात्**' આ સૂત્રથી સૂચવ્યો છે. આ ચિંતનપર્યાય **ધ્યાન** તૈલધારાવત્ અવિચ્છિન્ન સ્મૃતિસંતતિરૂપ કરવાનું સમજવું. આ બાબત 'ध्रुवा स्मृतिः स्मृतिलम्भे सर्वग्रन्थीनां विप्रमोक्षः' આ શ્રુતિમાં સ્પષ્ટ છે. વાક્યકારપણ 'उपासनं स्यात् ध्रुवानुस्मृतिर्दर्शनान्निर्वचनाच्च' એમ ધ્રુવા અનુસ્મૃતિને **ઉપાસન** કહેછે. 'ध्रुवा स्मृतिः' આ શ્રુતિમાં ધ્રુવા **સ્મૃતિની** મોક્ષમાં **હેતુતાને** કહેછે. અને 'भिद्यते हृदयग्रन्थिः.. तस्मिन् दृष्टे परावरे' આ શ્રુતિમાં **દર્શનની** મોક્ષમાં હેતુતાને કહે છે. બન્ને વાક્યોની એકાર્થતા કરતાં **દર્શન**સમાનાકારા જે **ધ્રુવા સ્મૃતિ** તે મોક્ષમાં હેતુ છે એમ નક્કી થાયછે. 'आत्मा वा अरे द्रष्टव्यः श्रोतव्यो मन्तव्यो निदिध्यासितव्यः' ઇત્યાદિ શ્રુતિઓપણ શ્રવણ મનનનો અનુવાદ કરીને **દર્શનસમાનાકાર ધ્યાન** કરવાનું કહેછે. અર્થ એ નિષ્પન્ન થયો કે, મોક્ષના ઉપાયપણે કહેવું સ્મૃતિપર્યાય ધ્યાન તેપણ દર્શનસમાનાકાર (જાણે પ્રત્યક્ષ દર્શન થતાં હોય એવું અત્યંત વિશદ) કરવાનું જાણવું. ભાવનાના અતિશયને લીધે સ્મૃતિની સાક્ષાત્ **દર્શનરૂપતા** થાયછે. એ બાબત **ભીરૂ કામુક** આદિકને વિષે લોકપ્રસિદ્ધ છે. આ અર્થ 'वृक्षे वृक्षे च पश्यामि चीरकृष्णाजिनाम्बरम् । गृहीतधनुषं रामं पाशहस्तमिवान्तकम्' (રામાયણ) આ વાક્યમાં વ્યકત છે જેની ભાવના બહુજ થાય તેનું તેને દર્શન **प्रत्यक्ष** જેવું જ થાયછે. **ધ્યાન સ્મૃતિ ચિંતન** આ શબ્દો એકાર્થવાચી છે. આવું જે ભગવદ્વિષયક **ધ્યાન** તેપણ શુષ્ક નહિ પરંતુ **પ્રીતિપૂર્વકનું** સમજવું. આ અર્થ 'नायमात्मा प्रवचनेन लभ्यो न मेधया न बहुना श्रुतेन । यमेवैष वृणुते तेन लभ्यस्तस्यैष आत्मा विवृणुते तनूं स्वाम्' આ શ્રુતિસિદ્ધ છે. (ભકિતએ વર્જીત એવા કેવલ શ્રવણ મનન નિદિધ્યાસનથી પરમાત્મા લભ્ય નથી, પરંતુ તેમની વરણીયતામાં હેતુભૂત ભકિતએ યુકત એવા ઉપાસકેજ એક લભ્ય છે, વરણીયતામાં હેતુભૂત મુખ્ય ગુણ **ભકિતજ** છે, જે પ્રિયતમ હોય એજ વરણીય થાય છે, પરમાત્મવિષય પ્રીતિમાનજ પરમાત્માએ વરણીય થાય) આ અર્થ 'प्रियो हि ज्ञानिनोऽत्यर्थमहं सच मम प्रियः' આ વાક્યથી સિદ્ધ છે.

પ્રીતિપૂર્વક કરાતું જે ધ્યાન એનેજ **ભકિત** શબ્દથી કહેછે. 'प्रेमपूर्वमनुध्यानं भक्तिरित्यभिधीयते' એવી નિરુકિત કરી છે. **પ્રીતિ પ્રેમ સ્નેહ ભકિત** આ બધા શબ્દો એકાર્થવાચી છે. 'न सन्दृशे तिष्ठति रूपमस्य न चक्षुषा पश्यति कश्चनैनम्। हृदा मनीषा मनसाभिक्लृप्तो य एवं विदुरमृतास्ते भवन्ति' (तै. ना) આ શ્રુતિમાં 'हृत्' શબ્દથી પ્રેમપર્યાય **ભકિત** કહીછે. 'न सन्दृशे तिष्ठति' એવો આરંભ કરીને 'भक्त्या च धृत्या च समाहितात्मा ज्ञानस्वरूपं परिपश्यतीह' (मा. मो.) એમ 'हृत्' શબ્દના સ્થાનમાં भक्ति શબ્દનો પ્રયોગ કર્યો છે. એવોજ શ્રુતિસિદ્ધ અભિપ્રાય હોવાથીજ ભગવાને ગીતામાં 'तेषां सततयुक्तानां भजतां प्रीतिपूर्वकम्' 'भज मां भक्तिभावतः' 'भक्त्या त्वनन्यया शक्यः' 'पुरुषः स परः पार्थ भक्त्या लभ्यस्त्वनन्यया' 'भक्त्या मामभिजानाति' 'प्रियो हि ज्ञानिनोऽत्यर्थमहं स च मम प्रियः' 'ये भजन्ति तु मां भक्त्या मयि ते तेषु चाप्यहम्' એમ પ્રીતિપર્યાય ભકિતથી મોક્ષ થવાનો કહેછે: આ અર્થ પુરાણાદિકમાં અતિપ્રસિદ્ધ છે—'भक्त्या तुतोष भगवान् गजयूथपाय' 'भक्त्याऽविच्छिन्नया मुक्तिः' 'या प्रीतिरविवेकिनां विषयेष्वनपायिनी। त्वामनुस्मरतः सा मे हृदयान्मापसर्पतु। नाथ योनिसहस्रेषु येषु येषु व्रजाम्यहम्। तेषु तेष्वचला भक्तिरच्युताऽस्तु सदा त्वयि॥' 'मनोगतिरविच्छिन्ना यथा गङ्गाम्भसोऽम्बुधौ। लक्षणं भक्तियोगस्य निर्गुणस्य ह्युदाहृतम्' 'येषां विष्णुः प्रियो नित्यं ये विष्णोः सततं प्रियाः। न ते पुनः संभवन्ति तद्भक्तास्तत्परायणाः॥' 'भक्त्यैकलभ्ये पुरुषे पुराणे' 'प्रीयतेऽमलया भक्त्या हरिरन्यद्विडम्बनम्' 'प्रायेण भक्तियोगेन...नोपायो विद्यते सध्र्यक्' 'एतावानेव लोकेऽस्मिन् पुंसां निःश्रेयसोदयः। तीव्रेण भक्तियोगेन' 'न युज्यमानया भक्त्या... सदृशोऽस्ति शिवः पन्था' 'भवान् भक्तिमता लभ्यो दुर्लभः सर्वदेहिनाम्' ઇત્યાદિ.

જે ઉપાસન ભજન છે તે એક સેવાવિશેષ જ છે. માટે જ નિઘંટુ કોષમાં 'सेवा भक्तिरुपास्तिः' એમ **સેવા ભકિત ઉપાસ્તિને** પર્યાય તરીકે કહેછે. 'भजते–सेवते–उपास्ते' એમ શ્રીરામાનુજાચાર્યે ગીતાભાષ્યમાં પર્યાયવાચીતરીકે ત્રણેય શબ્દોને લીધા છે. એટલે **સેવાનો** ભકિતમાં સમાવેશ છે. 'भज इत्येष धातुर्वै सेवायां परिकीर्तितः। तस्मात्सेवा बुधैः प्रोक्ता भक्तिशब्देन भूयसी' એમ લિંગપુરાણમાં ભક્તિનું લક્ષણ કર્યું છે. 'सेवा भक्तिः समाख्याता ज्ञानवासनया कृता। उत्पन्नायां ततस्तस्यां स्नेहभावः स्वयं भवेत्॥' એમ વિષ્ણુતત્ત્વમાં કહ્યું છે. આવો શાસ્ત્રીય અભિપ્રાય હોવાથી જ ભગવાન શ્રી હરિએ 'भजधातोस्तु सेवार्थः प्रेम क्तिन्प्रत्ययस्य च। स्नेहेन भगवत्सेवा भक्तिरित्युच्यते बुधैः॥ पतिव्रता यथा नारी सेवेत स्वपतिं यथा। अनन्यभावेन हरिं मुमुक्षुः सर्वदा भजेत्॥' એવું ભક્તિનું લક્ષણ કર્યું છે. પોતાના સ્વામિવિષે દાસની જે અનુરાગમયી સ્થિતિ વૃત્તિ એ જ ખરી ભકિત છે. ભકિતમાં **દાસત્વનો** ગર્ભિત છે. આ અર્થને જણાવનારાં 'मामनुस्मरन्' 'पार्थानुचिन्तयन्' (ગીતા) 'कृष्णानुस्मरणं परम्' (विंध) ઇત્યાદિ વચનો છે. **અનુ**

ઉપસર્ગનો અર્થ 'નિહીન' એવો થાય, સ્વાભાવિક દાસપણું એ જ નિહીન (નીચ) પણું છે. તેના અનુસંધાને ગર્ભિત એવું ઉપાસન એ જ **અનુસ્મરણ** કહેવાય.

આ રીતે સામાન્ય-વિશેષ ન્યાયથી જ્ઞાન કેવું? તો **ઉપાસન**રૂપનું, ઉપાસન કેવું? તો **ધ્રુવા સ્મૃતિ**રૂપનું, સ્મૃતિ કેવી? તો **દર્શન**સમાનાકાર **પ્રીતિ**રૂપની સમજવી. આ અર્થ અભિયુક્તોએ 'वेदनं ध्यानविश्रान्तं ध्यानं श्रान्तं ध्रुवास्मृतौ। सा च दृष्टित्वमभ्येति दृष्टिर्भक्तित्वमृच्छति ॥' આ રીતે જણાવ્યો છે. આ રીતે **જ્ઞાન, ઉપાસન, ધ્યાન, સ્મૃતિ, દર્શન** આદિક શબ્દોનું પર્યવસાન **ભક્તિમાં જ** થાયછે. એમ હોવાથી જ 'सा परानुरक्तिरीश्वरे' 'पूज्येष्वनुरागो भक्तिः' એવું ભક્તિનું લક્ષણ કર્યુંછે તે યોગ્ય છે. **પ્રીતિ, પ્રેમ, સ્નેહ, હેત, અનુરાગ, આસક્તિ** આદિક શબ્દો ભક્તિના જ પર્યાયો છે. આ પ્રકારે સામાન્ય-વિશેષ ન્યાયથી વ્યવસ્થા થતાં જ્ઞાન ઉપાસન ધ્યાન સ્મૃતિ દર્શન સેવા પ્રીતિ ભક્તિ અનુરાગ આદિકને મોક્ષોપાયપણે કહેનારી ભિન્ન ભિન્ન શ્રુતિ સ્મૃતિઓની અવિરોધથી એકાર્થતારૂપ સંગતિ થાયછે. જો આ રીતે વ્યવસ્થા કરવામાં ન આવે તો પરસ્પર વિરોધ આવે અને એકેય અર્થની સિદ્ધિ થાય નહિ, આવો શાસ્ત્રીય સિદ્ધાંત હોવાથીજ ભગવાન્ શ્રીહરિએ **શિક્ષાપત્રીમાં** ભક્તિના પરમ વિષયભૂત ભગવત્સ્વરૂપનું 'हृदये जीववज्जीवे योऽन्तर्यामितया स्थितः। स श्रीकृष्णः परंब्रह्म।' ઇત્યાદિકથી નિરૂપણ કરીને, 'तस्यैव सर्वथा भक्तिः कर्तव्या मनुजैर्भुवि। निःश्रेयसकरं किञ्चित्ततोऽन्यन्नेति दृश्यताम्' એમ અન્ય સાધનોનો નિષેધ કરવાપૂર્વક નિઃશ્રેયસતામાં એક **ભક્તિનીજ** હેતુતા સ્પષ્ટ શબ્દોમાં નિરૂપણ કરી છે. આવી **ભક્તિજ** સમગ્ર શાસ્ત્રાર્થના સારરૂપ હોવાથી તેને સ્વયં ભગવાન્ 'इदं तु ते गुह्यतमं' 'यज्ज्ञात्वा नेह भूयोऽन्यत् ज्ञातव्यमवशिष्यते' 'सर्वगुह्यतमं भूयः' એમ **ગુહ્યતમપણે** કહેછે.

'भक्त्या सञ्जातया भक्त्या' (ભાગ સ્કંધ ૧૧ અ ૩) આ વચનથી એક **સાધ્યરૂપ** અને બીજી **સાધનરૂપ** એવા ભેદથી બે પ્રકારની ભક્તિ પ્રતીત થાયછે. પ્રેમલક્ષણા કે જે ફળરૂપ છે તેને **સાધ્ય** કહે છે, જે બહુધા ગોપીજનોવિષે 'क्षणं युगशतमिव यासां येन विनाऽभवत्' 'त्रुटिर्युगायते त्वामपश्यताम्' 'निन्युर्दुःखेन वासरान्' 'न वियोगतीव्राधयोरन्यं ददृशुः सुखाय' 'यत्प्रेक्षणे दृशिषु पक्ष्मकृतं शपन्ति' આ રીતના વર્તનથી વર્ણવી છે. 'श्रवणं कीर्तनं विष्णोः स्मरणं पादसेवनम्। अर्चनं वन्दनं दास्यं सख्यमात्मनिवेदनम् ॥ इति पुंसार्पिता विष्णौ भक्तिश्चेन्नवलक्षणा। क्रियते भगवत्यद्धा तन्मन्येऽधीतमुत्तमम् ॥' (ભાગ. સ્કં. ૭ અ. ૫) આ રીતે પ્રહ્લાદજીએ નવ પ્રકારની ભક્તિને સર્વોત્તમ **અધ્યયન**પણે કહી છે. **પ્રેમલક્ષણાને** સિદ્ધ કરનારી હોવાથી એને **સાધન**ભક્તિ કહેછે. ખરી રીતે ભક્તિ તો **પ્રેમલક્ષણા** એક જ છે. શ્રવણાદિક તો તેનાં **સાધનો** છે. સાધનમાં ભક્તિશબ્દ તો ઉપચારથી પ્રવર્તેછે. **પરા** ભક્તિનાં શ્રવણ કીર્તનાદિક અંગો ગીતામાં 'सततं कीर्तयन्तो मां यतन्तश्च दृढव्रताः।

नमस्यन्तश्च मां भक्त्या नित्ययुक्ता उपासते ॥ मन्मना भव मद्भक्तो मद्याजी मां नमस्कुरु । मामेवैष्यसि युक्त्वैवमात्मानं मत्परायणः ॥' આ રીતે શ્રીકૃષ્ણે સૂચવ્યાં છે. આ અર્થ ભગવાન્ શ્રીહરિએ 'एवं भजन्ति ये कृष्णं श्रुत्यादिनवलक्षया' 'इति ज्ञात्वैव नवभिः प्रकारैः श्रवणादिभिः । सेवनं तस्य यत्प्रेम्णा तत्प्रोक्तं भक्तिलक्षणम् ॥' (સત્સંગિજીવન) આ રીતે મુખ્ય શાસ્ત્રમાં વર્ણવ્યો છે. વચનામૃત પ્રથમ ૪૦ માં 'श्रवणं कीर्तनं विष्णोः' આં શ્લોકને લઈને આ અર્થની અતિસ્પષ્ટતા કરી છે.

શ્રવણીય ભગવાનના **સ્વરૂપ, રૂપ,** તેના **ગુણો, વિભૂતિ** વગેરેના વર્ણનવાળા ભાગવતાદિ **ગ્રંથો,** અવતાર**ચરિત્રો,** ગુણચરિત્રાનુસારી મંગલ **નામો** તથા તેવાં સ્તોત્રો, મંત્રો, ગદ્યો, પદ્યો આદિકને પ્રીતિથી ધર્મનિષ્ઠ, ભક્તિનિષ્ઠ પુરુષથકી **શ્રવણથી પરીક્ષિતની** પેઠે સાંભળવાં તેને **શ્રવણ** કહે છે. કીર્તનીય ભગવાનનાં **નામો, ગુણો** અને **ચરિત્રોના** વર્ણનવાળા ગ્રંથો, તેવાં વિષ્ણુનામસહસ્રાદિ સ્તોત્રો, મંત્રો, ગદ્યો, પદ્યો આદિકનું **વાણીથી** ઉચ્ચારણ વાચન ગાયન જપ વિગેરે પ્રીતિથી નિર્લજ્જપણે **શુકદેવજીની** પેઠે કરવું તેને **કીર્તન** કહેછે. સ્મરણીય ભગવાનની સમગ્ર મૂર્તિનું અથવા હૃદયાદિ **એક** અંગનું તથા તેમના ગુણચરિત્રનામોનું પ્રેમથી હૃદયમાં **પ્રલ્હાદજીની** પેઠે ચિંતન કરવું તેને **સ્મરણ** કહે છે. પરિચરણીય ભગવાનના પવિત્ર ચરણો **લક્ષ્મીજીની** પેઠે ચાંપવા તેને **પાદસંવાહન** કહે છે. જ્યારે ભગવાન્ અવતાર રૂપથી પ્રત્યક્ષ હોય ત્યારે તે સાક્ષાત્ અને **જ્યારે** પ્રત્યક્ષ ન હોય ત્યારે માનસિક અથવા પ્રતિમાના ચરણસ્પર્શરૂપ જાણવું. પૂજનીય ભગવાનનું **બાહ્ય આંતર** ભેદથી બે પ્રકારનું પૂજન સોળ ઉપચારોવડે પ્રીતિથી **પૃથુરાજાની** પેઠે કરવું તેને **અર્ચન** કહે છે. દૃષ્ટ શ્રુત ભગવાનનું હૃદયમાં ધ્યાન ધરીને મનથી કલ્પેલા ચંદન પુષ્પાદિવડે પૂજન કરવું તે **આંતર** (માનસ) અને પ્રતિમામાં આવાહનાદિ સોળ ઉપચારો વડે પૂજન કરવું તે **બાહ્ય** જાણવું, પ્રથમ માનસ કરીને પછી બાહ્ય કરવું. વંદનીય ભગવાનને સાષ્ટાંગ કે પંચાગ યથાધિકાર **પ્રણામ** કરવા, ચરણસ્પર્શવાળી રજમાં **આળોટવું,** તેને **મસ્તકે** ધારવી, વિગેરે **અક્રૂરજીની** પેઠે કરવું તેને **વંદન** કહેછે. ભગવાનમાં સ્વામિપણાનું અને પોતામાં દાસપણાનું અનુસંધાન કરવાપૂર્વક ભગવાનની માન મુકીને સર્વ પ્રકારની દાસવૃત્તિમાંજ સદાય **હનુમાનજીની** પેઠે વર્તવું તેને **દાસ્ય** કહે છે. સાચા સખા ભગવાનમાં 'समप्राणः सखा मतः' આમાં કહ્યા પ્રમાણે **દ્રૌપદીજી** અને **અર્જુનની** પેઠે ભગવાનમાં દેહ ગેહ પુત્રાદિક કરતાં પણ અત્યધિક સ્નેહ રાખવો, દૃઢ વિશ્વાસ રાખવો, નિર્દોષ બુદ્ધિ રાખવી, નિષ્કપટપણે વર્તવું, એને **સખ્ય** કહેછે. આત્મા આત્મીય (સ્ત્રી પુત્ર ધનાદિ સર્વસ્વનું **બલિ અંબરીષ** રાજાની પેઠે પરમાત્માને અર્પણ કરીને તેમને ભગવદધીનપણે વર્તાવવાં તેને **આત્મનિવેદન** કહેછે. (આનું **વિવેચન** સ. પ્ર. ૧ અ. ૩૬ માં કર્યું છે તેથકી જાણવું.)

આ ભક્તિ **સકામા** અને **નિષ્કામા** એવા ભેદથી બે પ્રકારની કહેવાયછે. 'चतुर्विधा भजन्ते मां जनाः सुकृतिनोऽर्जन। आर्तो जिज्ञासुरर्थार्थी ज्ञानी च भरतर्षभ॥' આ ગીતાવાકયમાં કહ્યા મુજબ ઐશ્વર્યાદિ અર્થમાટે કરાતી જે ભક્તિ તે **સકામા** અને ભગવત્સેવારૂપ ફળમાટે કરાતી જે ભક્તિ તે **નિષ્કામા** સમજવી. નિષ્કામ ભક્તિનું રૂપ **એકાંતિકી** અને **આત્યંતિકી** છે. સકામ ભક્તિનું રૂપ તેથી જુદું છે. જેમ પતિવ્રતા વનિતાને પતિસેવા જ એક પરમ સ્વાર્થ છે તેમ 'ભગવાન જ મારે એક પરમ સ્વાર્થ છે' એમ માનીને ભગવાનથકી બીજા દેવમાં કે બીજા ફલમાં પ્રેમાનુબંધ બાંધ્યા વિના, એક સાચા પતિ ભગવાનમાં જ અનન્યભાવથી પ્રવર્તતી ભક્તિને **એકાંતિકી** કહી છે. જેને ફળની ઇચ્છાથી ભગવાનમાં ભક્તિ છે તેને તો જેવો ભગવાનની સાથે સંબંધ છે તેવો ફળની સાથેપણ છે. ફળમાં મુખ્ય સંબન્ધ છે અને ભગવાન સાથે તો તેના સાધનપણે સ્વલ્પ સંબન્ધ છે, આ કારણથી આ ભક્તિ એકાંતિકી (ફળ સાધન બન્નેમાં એક ભગવાનનો જ મુખ્ય સંબન્ધ ધરાવનારી) કહેવાય નહિ. વળી ફળલાભ થતાં ભગવાનસાથે સંબન્ધ નહિ રહેતો હોવાથી આ ભક્તિ અંતવાળી કહેવાય પણ આત્યંતિકી કહેવાય નહિ. ફળ સાધન બન્ને દશામાં જે અનુવર્તે એ જ **આત્યંતિકી** કહેવાય. નિષ્કામી નરોની જે ભક્તિ છે તેતો ફલ સાધનભેદે રહિત છે. એટલે ભગવાનને જ **સાધનરૂપ** અને **ફલરૂપ** માને છે. પ્રાપ્ય પ્રાપક ભિન્ન નથી, ભગવાનજ **પ્રાપ્ય** છે અને **પ્રાપકપણ** એજ છે. પ્રાપ્ય પરમાત્માથકી બીજા દેવોમાં કે બીજા ફળોમાં ભક્તિ નહિ હોવાથી આ ભક્તિને જ **એકાંતિકી** વસ્તુતઃ કહેવાય. (એકમાંજ જેનો અંત–નિશ્ચય તે એકાંત કહેવાય. તે કારણથી પ્રવર્તતી તે **આત્યંતિકી** કહેવાય) આવી ભક્તિની સદાય અનુવૃતિ ફલાંતરના પ્રતિરોધ વિના વર્તતી હોવાથી **એકાંતિકી** છે. (અંત જે નાશ તેને અતિક્રમ કરે તે અત્યંત કહેવાય, અર્થાત્ નાશનો અભાવ, અત્યંત એજ **આત્યંતિકી** કહેવાય) જો ભગવાનથકી બીજા ફળની લાલસા હોય તો વચ્ચે પ્રતિરોધ કરનાર હોવાથી આત્યંતિકી કહેવાય નહિ. નિષ્કામી નર તો બીજા ફળને ઇચ્છતો જ નહિ હોવાથી એની ભક્તિ સદાય અનુવર્તે છે, પણ સકામ નરની પેઠે ફળ મળતાં નિવૃત્તિ પામતી જ નથી, માટે જ **આત્યંતિકી** છે. અર્થાત્ ફળદશામાં પણ નહિ નિવૃત્તિ પામવાપણું એજ **આત્યંતિકપણું** છે. આ રીતે જે **એકાંતિકી** અને **આત્યંતિકી** હોય એજ **મુખ્ય ભક્તિ** માની છે. આ બાબત 'तेषां ज्ञानी नित्ययुक्त एकभक्तिर्विशिष्यते' આ વાકયથી જ્ઞાનીની અધિકતાના કારણપણે સ્વયં ભગવાને કહી છે. સકામોને પરમેશ્વરમાં જે ભક્તિ છે તે તો મુખ્ય નથી, આવા હેતુથી જ સકામ ભકતોની કનિષ્ઠતા કહેવા પૂર્વક નિષ્કામોની શ્રેષ્ઠતા કહી છે.

આ સગળો **અર્થ**, ગીતા વિગેરેમાં અતિ સ્પષ્ટપણે વર્ણવ્યો છે–'प्रियो हि ज्ञानिनोऽत्यर्थमहं सच मम प्रियः। उदाराः सर्व एवैते ज्ञानी त्वात्मैव मे मतम्।

आस्थितः स हि युक्तात्मा मामेवानुत्तमां गतिम् । वासुदेवः सर्वमिति स महात्मा सुदुर्लभः ।' 'भक्त्या लभ्यस्त्वनन्यया' 'भक्त्या त्वनन्यया शक्यः' 'मयि चानन्ययोगेन भक्तिरव्यभिचारिणी' 'मां च योऽव्यभिचारेण भक्तियोगेन सेवते' 'अनन्येनैव योगेन मां ध्यायन्त उपासते' 'भजते मामनन्यभाक्' 'अनन्यभक्तिं साध्वीवत् कुर्युरेकान्तिका हि ते' 'चतुर्विधा मम जना भक्ता एव हि ते श्रुताः । तेषामेकान्तिनः श्रेष्ठास्ते चैवानन्यदेवताः । अहमेव गतिस्तेषां निराशीः कर्मकारिणाम् । ये तु शिष्टास्त्रयो भक्ता फलकामा हि ते मताः । सर्वे च्यवनधर्माणः प्रतिबुद्धस्तु मोक्षभाक' 'अहैतुक्यव्यवहिता या भक्तिः पुरुषोत्तमे' 'कुर्वन्त्यहेतुकीं भक्तिमित्थंभूतगुणो हरिः' 'मय्येकान्तमतिर्नान्यन्मत्तो वाञ्छति किञ्चन' 'ज्ञानिनस्त्वहमेवेष्टः स्वार्थो हेतुश्च सम्मतः । स्वर्गश्चैवापवर्गश्च नान्योऽर्थो मदृते प्रियः' 'यस्त आशिष आसास्ते न स भृत्यः स वै वणिक् । आशासानो न वै भृत्यः स्वामिन्याशिष आत्मनः' ઇત્યાદિ. આમાં **નિત્યયુક્ત, એકભક્તિ, અવ્યભિચારિણી, એકાંતિક, અનન્યદૈવત, અહેતુકી, અવ્યવહિતા, એકાંતમતિ,** ઇત્યાદિ શબ્દો ભક્તિની **એકાંતિકતા** અને **આત્યંતિકતાને** નિરૂપનારા છે. આને જ પતિવ્રતાની ભક્તિ ફળરૂપ **નિષ્કામ** કહે છે. ઉપરની ભક્તિમાં **શારીરિક વાચિક** અને **માનસિક** એવા ભેદથી ત્રણ પ્રકાર કહેવાય છે. આ બાબત 'मनसो वृत्तयो नः स्युः कृष्णपादाम्बुजाश्रयाः । वाचोऽभिधायिनीर्नाम्नां कायस्तत्प्रह्वणादिषु ॥' 'मनः स्मरेतासुपतेर्गुणानां गृणीत वाक् कर्म करोतु कायः' આ વાક્યમાં વિશદ છે.

ઉપરનો અર્થ **સત્સંગિજીવનમાં** બહુધા અનુસ્યૂત છે. 'तत्राद्यास्तु सकामास्ते धर्ममर्थं च विस्तृतम् । कामं च स्वेप्सितं मोक्षं कृष्णादेवाप्नुवन्ति हि ॥ देहान्ते ते च कृष्णस्य गोलोकादिषु धामसु । लभन्ते स्वेष्टसौख्यानि तस्मादेवाक्षयाणि हि ॥ निष्कामा इतरे ते तु कृष्णसेवनमन्तरा । मुक्तीश्चतुर्विधाः सिद्धिमष्टौ नेच्छन्ति कर्हिचित । दीयमानं भगवताऽप्यैश्वर्यमिदमूर्जितम् । तस्य सेवान्तरायत्वात् न गृह्णन्ति हृदाऽपि ते ॥ निष्कामभावेनेत्थं यो मातः । कृष्णं भजेन्नरः भक्तोत्तमः स विज्ञेयः पूर्णो हृदयमस्य हि ॥' ઇત્યાદિ.

ઉપરની બધી બાબતો **વચનામૃતમાં** વિશેષતઃ વિશદ છે. प्र. १ 'અને જે મનુષ્યના મનની **વૃત્તિ** ભગવાનના સ્વરૂપમાં **અખંડ** રહે છે તેને તેથી બીજી અધિક પ્રાપ્તિ શાસ્ત્રમાં કહી નથી. (**આથી સ્મૃતિરૂપ ભક્તિની સ્વતઃફળરૂપતા કહી.**) प्र. ९ 'માટે જેને ભગવાનને વિષે **અનન્યનિષ્ઠા** હોય તેને પ્રત્યક્ષ ભગવાન વિના બીજુ કાંઈ ઈચ્છવું નહિ' (**આથી નિષ્કામ ભક્તિ કહી**) प्र. २६ 'માટે એવી રીતે કેવળ ભગવાનના સ્વરૂપમાં **પ્રીતિ** હોય એ **પતિવ્રતાની** ભક્તિ

છે' પ્ર. ૩૧ 'તે **ભક્તિવાળો** શ્રેષ્ઠ છે' પ્ર. ૪૦ 'श्रवणं कीर्तनं'-એવી રીતે (પ્રેમપૂર્વક) **નવપ્રકારે** કરીને જે ભગવાનને ભજવા તેને **ભક્તિ** કહીએ.' પ્ર. ૪૩ 'અને જે ચતુર્ધા મુક્તિને ન ઇચ્છે ને કેવળ ભગવાનની સેવાને જ ઇચ્છે તે **નિષ્કામ** ભક્ત કહેવાય. તે શ્રીમદ્‌ભાગવતમાં કહ્યું છે જે 'मत्सेवया प्रतीतं च सालोक्यादिचतुष्टयम् । नेच्छन्ति सेवया पूर्णाः कुतोऽन्यत् कालविप्लुतम् । सालोक्य-सार्ष्टिसामीप्यसारूप्यैकत्वमप्युत । दीयमानं न गृह्णन्ति विना मत्सेवनं जनाः ॥'...અને એ નિષ્કામ ભક્તનેજ ગીતામાં ભગવાને **જ્ઞાની** કહ્યો છે. અને જે સકામ ભક્ત છે તેને **અર્થાર્થી** કહ્યો છે. માટે ભગવાનના ભક્તને ભગવાનની **સેવા** વિના બીજું કાંઈ ન ઇચ્છવું. **(આથી સકામ નિષ્કામ ભક્તની સ્થિતિ કહી)** પ્ર. ૪૪ 'અને **સ્નેહ–તો** એનું નામ જે ભગવાનની મૂર્તિની અખંડ સ્મૃતિ રહે... અને જે ભક્તને પરિપૂર્ણ ભગવાનને વિષે સ્નેહ હોય તેને એક ભગવાન વિના બીજો સંકલ્પ જ ન થાય. અને જેને પરિપૂર્ણ ભગવાનમાં સ્નેહ હોય ને તેને જો જાણે અજાણે ભગવાનની મૂર્તિ વિના બીજો કાંઈક ઘાટ થાય તો જેમ પંચામૃત ભોજન જમતો હોય ને તેમાં કોઈક કાંકરા તથા ધૂળનો ખોબો ભરીને નાંખે ને જેવું વસમું લાગે અથવા કપાળમાં બળબળતો ડાંમ દે ને તે જેવો વસમો લાગે એવી રીતે જેને વર્તતું હોય તેને ભગવાનને વિષે **પ્રીતિ** છે એમ જાણવું. **(આથી સ્મૃતિની તૈલધારાવત્ અખંડિતા અને પ્રીતિરૂપતા** કહી.) પ્ર. ૫૬ 'ગીતામાં ચાર પ્રકારના ભક્ત કહ્યા છે તેમાં **જ્ઞાનીને** અધિક કહ્યો છે' તે સારૂં ભગવાનના ભક્તને ભગવાન વિના બીજી કોઈ જાતની **કામના** રહે એ મોટી ખોટ છે તથા પરમ પદને પામે છે એ સર્વે ભગવાનની ઉપાસનાને બળે પામે છે પણ ઉપાસના વિના કોઈ વાત સિદ્ધ થતી નથી અને જેને ગોપીઓના જેવી **પ્રેમલક્ષણા** ભક્તિ છે તેને તો સર્વે સાધન સંપૂર્ણ થયાં છે.' પ્ર. ૫૭ 'માટે **હેત તો** જેમ દેહના સંબંધી સંગાથે છે તેવું ભગવાનને વિષે હેત કરવું અને એ હેતને મૂઢપણાનું હેત કહીએ' પ્ર. ૬૧ 'એવી **અનન્ય ભક્તિ** જોઈને પોતે ભગવાન્ તે બળિના બંધનમાં આવતા હવા' **(આથી ભક્તિની અનન્યતા કહી)** સા. ૩ 'ભગવાનને વિષે **પ્રેમે** કરીને અતિ રોમાંચિત ગાત્ર થઈને તથા ગદ્‌ગદ કંઠ થઈને જો ભગવાનની પ્રત્યક્ષ પૂજા કરે છે અથવા એવી રીતે જ ભગવાનની **માનસી** પૂજા કરે છે તો એ બેય શ્રેષ્ઠ છે...અને જો ભગવાનનો એવી રીતે શ્રવણ મનન નિદિધ્યાસ કર્યો હોય તો ભગવાનનો એવી રીતે **સાક્ષાત્કાર** થાય છે' **(આથી પ્રેમની આવશ્યકતા અને સ્મૃતિની દર્શનસમાનાકારતા કહી)** સા. ૧૫ 'જેને ભગવાનમાં **અતિશય પ્રેમ** છે તેજ સરસ છે...જેને વિષયમાં પ્રીતિ થઈ જાય એને અમે પ્રેમી કહેતા નથી. અમે તો ગોપીયો જેવા **ભક્ત** હોય તેને કહીએ છીએ...અને એવા ભક્તની રીત તો આમ

છે જે શબ્દ સ્પર્શ રૂપ રસ અને ગંધ એ જે પાંચ વિષય તે ભગવાન સંબંધી જ ઇચ્છે, પણ બીજા કોઈ સંબંધી ઇચ્છે નહિ' સા. ૫ 'પોતાના જે **પ્રેમીભક્ત** તેના મનોરથ પૂરા કરવા એજ ભગવાનને અવતાર ધરવાનું પ્રયોજન છે.' કા. ૧૦ 'અને રાધિકાજી તથા લક્ષ્મીજીની પેઠે ભગવાનને **પ્રેમલક્ષણા** ભક્તિએ કરીને ભજવા એ અમારો સિદ્ધાંત છે' લો. ૧ 'સ્વામિ-સેવકપણે કરીને ભગવાનની દૃઢ **ઉપાસના** કરે' લો. ૨. 'તેમ જે ભગવાનનો ભક્ત **પતિવ્રતાની** પેઠે પોતાના પતિ એવા જે ભગવાન તેને વિષે જ **પ્રીતિ** રાખે' લો. ૭ 'ऋते ज्ञानान्न मुक्तिः' 'तमेव विदित्वाऽतिमृत्युमेति' એ શ્રુતિમાં એમ કહ્યું છે જે ભગવાનનું **સાક્ષાત્** જ્ઞાન થાય ત્યારે જીવનું કલ્યાણ થાય...માટે ઇન્દ્રિયો અંતઃકરણ અને અનુભવ એ ત્રણે પ્રકારે કરીને જે ભગવાનને યથાર્થપણે જાણતો હોય તેને **જ્ઞાની** કહીએ અને એવા જ્ઞાનીને ભગવાને ગીતામાં શ્રેષ્ઠ કહ્યો છે. 'आर्तो जिज्ञासुरर्थार्थी ज्ञानी च भरतर्षभ। तेषां ज्ञानी नित्ययुक्त एकभक्तिर्विशिष्यते' એવો જે જ્ઞાની તે તો...**અનન્યપણે** સેવે છે. એવી રીતે જે સમજવું તેને **જ્ઞાન** કહીએ અને એ જ્ઞાને કરીને આત્યંતિક **મોક્ષ** થાય' **(આથી સેવાગર્ભિત જ્ઞાનની મુક્તિ પ્રત્યે હેતુતા કહી)** લો. ૧૦. 'તેમ તે **હેતવાળાને** ભગવાન્ મળે તો તેમાં પણ એમજ જોડાય જે ભગવાનનો વિયોગ થાય તો પ્રાણ જાય.' લો. ૧૪ 'અને એ ભગવાન વિષે **ભક્તિ** તો જેવી **ગોપીઓની** હતી તેવી ગમે છે તે સારૂ અમે સૌ માણસને જોતા રહીએ છીએ જે કોઈક કામી સ્ત્રી હોય તેને પુરુષને વિષે જેવું હેત હોય તથા કામી પુરુષને સ્ત્રી વિષે જેવું હેત હોય તેને દેખીને એમ થાય જે એવું હેત આપણે ભગવાનમાં હોય તો ઠીક તથા કોઈકને પુત્રમાં ધનમાં બહુ હેત જણાય તેને દેખીને એમ થાય જે એવું હેત આપણે ભગવાનમાં હોય તો ઠીક...**ગોપીયો જેવી તો** એ પુરુષોત્તમ ભગવાન વિષે અમારે **ભક્તિ** છે,' પં૦ ૨ 'ભગવાનની જે **ઉપાસના ધ્યાન ભક્તિ તે** કરવાં' પં૦ ૭ 'તેનું જ **ધ્યાન ઉપાસન ભક્તિ કરવી.'** **(આથી ધ્યાન ઉપાસન ભક્તિની એકાર્થતા જણાવી)** પં૦ ૩ '**હેત** મોટી વાત છે અને હેતે કરીને ભગવાનને ભજવા એ ઠીક છે...ભગવાનને વિષે ભક્તિ કરવી તેને **એકાંતિકી** ભક્તિ કહીએ અને એને જ્ઞાની કહીએ' **(આથી જ્ઞાન ભક્તિની એકાર્થતા જણાવી)** મધ્ય ૧ 'માટે એવા જે પતિવ્રતાના અંગવાળા ભગવાનના ભક્ત છે તેજ ભગવાનને અતિશય વહાલા છે.' મધ્ય ૪ 'અને ભગવાનનું જે અખંડ **ચિંતવન** થવું તે કાંઈ થોડી વાત નથી.' મધ્ય ૧૦ 'ભક્તિને વિષે દૈવત ઘણું છે...એવી જે ભક્તિ તે તો મહા **દુર્લભ** છે અને એક બે જન્મને સુકૃતે કરીને એવી ભક્તિ ન આવે એ તો અનેક જન્મના જ્યારે શુભ સંસ્કાર ભેળા થાય છે ત્યારે તેને **ગોપીઓના** સરખી ભક્તિ ઉદય પામે છે અને એવી **ભક્તિ તેજ પરમ પદ છે** માટે આવી રીતની **જે ભક્તિ તે જ્ઞાન**

**વૈરાગ્યથી અધિક છે' (આથી ભક્તિની અધિકતા અને મહાદુર્લભતા અને સ્વતઃ ફળરૂપતા કહી)** મધ્ય ૧૯ 'માટે ભગવાનને વિષે સીતા ને રુક્મિણીના જેવી **(અનન્ય નિર્દોષ)** ભક્તિ કરવી અને ભગવાનનું જ તે **ધ્યાન** કરવું.' **(આથી ધ્યાનની ભક્તિરૂપતા જણાવી)** મધ્ય. ૧ 'આત્મજ્ઞાન તથા વૈરાગ્ય તથા ધર્મ તે જો અંતરાય કરતા હોય તો તેને પાછા પાડીને ભગવાનની ભક્તિનું જ **મુખ્યપણું** રાખવું' મધ્ય. ૩૨ 'પુરુષોત્તમ એવા જે વાસુદેવ ભગવાન્ તેના પ્રત્યક્ષ સ્વરૂપનું જ્ઞાન ધ્યાન કીર્તન અને કથાદિક એજ છે...અને જો **એકલી** ભગવાનની **ભક્તિ** હોય તોપણ એ જીવનું કલ્યાણ થાય ને માયાને તરે એટલો ધર્માદિક થકી **ભક્તિને** વિષે વિશેષ છે' **(આથી ભક્તિની અધિકતા જણાવી)** મધ્ય. ૩૩ 'ને ભગવાનની કથાશ્રવણાદિક જે **નવધા ભક્તિ** તેનેવિષે મનને અખંડ જોડી મેલવું, પણ ક્ષણમાત્ર નવરૂં રહેવા દેવું નહિ' મધ્ય. ૩૬ 'અને જ્યારે ભગવાનનેવિષે **હેત** થયું ત્યારે તેને ભગવાનમાં અખંડ વૃત્તિ રહે છે અને ત્યારે ભગવાનમાં અખંડ વૃત્તિ રહી ત્યારે તેને **બીજું કાંઈ કરવું** રહ્યું નથી. તેતો કૃતાર્થ થયો છે' મધ્ય ૪૮ 'માટે જેમ વિષયી જનને પંચ વિષયનું ચિંતવન અંતઃકરણમાં થયા કરે છે તેમ જેના અંતરમાં **અખંડ** ભગવાનનું **ચિંતવન** થયા કરે એથી ઉપરાંત મનુષ્ય દેહનો બીજો લાભ નથી અને એતો સર્વે હરિભક્તમાં મુખીયો છે અને એ ભક્તને શબ્દ સ્પર્શ રૂપ રસ ને ગંધ એ પંચ વિષય હોય તોપણ ભગવાનસંબન્ધીજ હોય...એવી રીતે જે વર્તે તે **એકાંતિક** ભક્ત કહેવાય.' મધ્ય ૫૫ 'અને ભગવાનના જે એકાંતિક ભક્ત હોય તેનું જે **મન** તે ભગવાનના સ્વરૂપનું જ **ચિંતવન** કરે અને **વાણી** તે ભગવાનના **યશનેજ** ગાય અને **હાથ** તે ભગવાનની સેવાપરિચર્યાનેજ કરે અને **કાન** તે અખંડ ભગવાનના **યશનેજ** સાંભળે.' **(આથી માનસિક વાચિક કાયિક એવા ભેદથી ભક્તિની ત્રિવિધતા જણાવી)** વરતાલ ૩ 'અતિશય **માહાત્મ્યસહિત ભક્તિ** ભગવાનનેવિષે હોય તો એક ભક્તિને વિષે ત્રણે આવી જાય...અને જે ગોપીયોને રાસક્રીડામાં ન જવા દીધી તે દેહ મુકીને શ્રીકૃષ્ણ પાસે ગઈ, એવી **અસાધારણ** ભક્તિ હોય તો જ્ઞાનાદિક ત્રણે એક ભક્તિમાં આવી જાય.' (આથી **ભક્તિની મુખ્યતા અને અધિકતા જણાવી**) અંત્ય ૭ 'જેમ વજ્રની પૃથ્વી હોય તેમાં વજ્રની ખીલી ચોડી હોય તે કોઈ રીતે ઉખડે નહિ તેમ ભગવાનના ચરણારવિંદનેવિષે પોતાના મનને દૃઢ રાખવું.' અંત્ય ૧૩ 'અને એવી રીતની જે ભગવાનનેવિષે દૃઢ પ્રીતિ તેણે યુક્ત એવો જે એ ભક્ત તેના જે ધર્મ જ્ઞાન વૈરાગ્ય ને ભક્તિ તેની રક્ષાને તો ભગવાન્ પોતેજ કરે છે.' અંત્ય ૧૪ 'નવધા ભક્તિમાંથી જેને જે ભક્તિએ કરીને ભગવાનમાં **દૃઢ સ્નેહ** થાય તેજ ભક્તિ તેને શ્રેષ્ઠ છે.' **(આથી ભક્તિની સાધન–સાધ્ય ભેદથી બે પ્રકારતા જણાવી)**

અંત્ય ૧૫ 'માટે એ નવધા ભક્તિમાંથી જે ભક્તિ કરતે થકે પોતાનું મન ભગવાનમાં ચોંટે અને ભગવાન્ વિના બીજો ઘાટ કરે નહિ ત્યારે તે હરિભક્તને એમ જાણવું જે મારૂં તો એજ અંગ છે. પછી તે જાતની ભક્તિ એને પ્રધાન રાખવી એ સિદ્ધાંત વાર્તા છે' (જેમ **પરીક્ષિત** રાજાએ શ્રવણભક્તિ મુખ્ય રાખી હતી, **શુકદેવે** કીર્તનભક્તિ મુખ્ય રાખી હતી, **પ્રહ્લાદજીએ** સ્મરણ ભક્તિ મુખ્ય રાખી હતી, **લક્ષ્મીજીએ** પાદસેવન ભક્તિ મુખ્ય રાખી હતી, **પૃથુરાજાએ** અર્ચન ભક્તિ મુખ્ય રાખી હતી, **અક્રુરજીએ** વંદન ભક્તિ મુખ્ય રાખી હતી, **હનુમાનજીએ** દાસત્વભક્તિ મુખ્ય રાખી હતી, **અર્જુને** સખા ભક્તિ મુખ્ય રાખી હતી, **બળિરાજાએ** આત્મનિવેદન ભક્તિ મુખ્ય રાખી હતી, એમ સર્વત્ર જાણી લેવું. **આથી નવધા ભક્તિની સાર્થકતા અને પ્રીતિરૂપ ભક્તિમાં ઉપયોગિતા જણાવી**) અંત્ય ૨૪ 'અને શાસ્ત્રમાં નવ પ્રકારની ભક્તિ કહી છે. તેમાં **શ્રવણ ભક્તિને** પ્રથમ ગણી છે, માટે શ્રવણ ભક્તિ જેને હોય તો પ્રેમલક્ષણા પર્યંત સર્વે ભક્તિનાં અંગ એને પ્રાપ્ત થશે' (**આથી નવધા ભક્તિમાં શ્રવણની મુખ્યતા જણાવી**) અંત્ય ૩૦ 'મરી તો સર્વેને જવું છે પણ આવી રીતે **ભક્તિ** કરવી એજ જીવ્યાનો લાભ છે' ઇત્યાદિ.

બીજાં ધર્માદિ સાધનો કરતાં **ભક્તિમાં અનેક ઉત્કર્ષો** રહ્યા છે–ભક્તિમાં સુખસ્વરૂપ પ્રિયતમ પરમાત્માજ અનુકૂળવિષય હોવાથી તેનું ઉપાદાન સુખેથી (ક્લેશ વિના) થઇ શકે છે. પ્રિયતમ પતિનું જે સ્મરણ તે પ્રિય કર થાય એમાં કહેવાપણું નથી. અને વળી વ્યય (ક્ષય) તથા પ્રયાસે રહિત હોવાથી સુખેથી કરી શકાય છે, બીજાં સાધનો તો સુખેથી સ્વીકારાતાં નથી અને કરાતાં પણ નથી. અને તેમાં ઘણો પ્રયાસ પડે છે અને એનો **વ્યય**–ફળ મળતાં ક્ષય થઈ જાયછે. આતો પરમાત્માની પ્રાપ્તિને સાધી આપીને પણ સ્વયં ક્ષય પામતી નથી મોક્ષરૂપ ફળપણ એને અલં નથી. આ અર્થ 'सुसुखं कर्तुमव्ययम्' આ ગીતાવચનમાં વ્યક્ત છે. અથવા **વ્યય** (દ્રવ્યનો ખર્ચ) કશો નથી તેમ બહુ દાખડો પણ નથી. આ **અર્થ** 'पत्रं पुष्पं फलं तोयं यो मे भक्त्या प्रयच्छति। तदहं भक्त्युपहृतमश्नामि प्रयतात्मनः॥' (ગીતા) 'यो न वित्तैर्न विभवैः न वासोभिर्न भूषणैः। तोष्यते हृदयेनैव कस्तमीशं न पूजयेत् ॥' (વિ. ધ.) 'दद्यात्पुरुषसूक्तेन यः पुष्पाण्यप एव वा । अर्चितं स्याज्जगदिदं तेन सर्वं चराचरम् ॥' (વ્યાસસ્મૃતિ) 'पत्रेषु पुष्पेषु फलेषु तोयेष्वक्रीतलभ्येषु सदैव सत्सु । भक्त्यैकलभ्ये पुरुषे पुराणे मुक्त्यै किमर्थं क्रियते न यत्नः ॥' (ગારુડે) 'अन्यत्पूर्णादपां कुम्भादन्यत्पादावनेजनात्। अन्यत्कुशल-संप्रश्नान्न चेच्छति जनार्दनः।' (ભાર. ઉ.) ઇત્યાદિકમાં બહુ સ્પષ્ટ છે. વળી ભક્તિમાં વિષયભૂત આત્મનાથ પરમાત્માજ પોતે ઉપાસન કરતાં તે સમયેજ ભક્તોને **પ્રત્યક્ષ** થતા હોવાથી અત્યંત **આકર્ષક** છે. બીજાં સાધનોમાં જે વિષય

છે તે પ્રત્યક્ષ નહિ હોવાથી કોઈને આકર્ષક થતાં નથી. આ અર્થ 'प्रत्यक्षावगमं' આ વચનથી સિદ્ધ છે. વળી વાઙ્મયસાધ્ય સંકીર્તનાદિરૂપ ભકિત સ્વરૂપથી અત્યંત **લઘુ** (સ્વલ્પ) છે તથાપિ અપુનરાવૃત્તિ આત્યંતિક મુકિતરૂપ મહાફળને આપનારી છે. બીજાં સાધનો તો બહુ **ગુરુ** (વ્યય આયાસનું બાહુલ્ય હોવાથી) હોવા છતાં ફળતો પુનરાવત્તિ **અત્યલ્પજ** (સ્વર્ગાદિ) આપે છે. આ બાબત 'स्वल्पमप्यस्य धर्मस्य त्रायते महतो भयात्' 'आर्ता विषण्णाः शिथिलाश्च भीता घोरेषु च व्याधिषु वर्तमानाः । सङ्कीर्त्य नारायणशब्दमात्रं विमुक्तदुःखाः सुखिनो भवन्ति ॥' 'सकृदुच्चरितं येन हरिरित्यक्षरद्वयम् । बद्धः परिकरस्तेन मोक्षाय गमनं प्रति ॥' 'यस्य नाम्नि स्मृते मर्त्यः समुत्क्रान्तेरनन्तरम् । प्राप्नोति वैष्णवं स्थानं पुनरावृत्तिवर्जितम् ॥' 'एतावताऽलमघनिर्हरणाय पुंसां सङ्कीर्तनं भगवतो गुणकर्मनाम्नाम्' ઇત્યાદિ વચનોમાં વ્યકત છે. વળી 'प्रत्यवायो न विद्यते' આમાં કહ્યા પ્રમાણે આરંભ કર્યા પછી યથાવિધિ અનુષ્ઠાન ન થાય અને પ્રબળ પ્રતિપક્ષ હોય તો પણ **પ્રત્યવાય** લાગતો નથી. વળી કીર્તનાદિ ભકિતમાં સ્ત્રી શૂદ્રાદિ સર્વને **અધિકાર** હોવાથી આખા વિશ્વનું હિત કરનારી છે, બીજાં સાધનોમાં તો ત્રૈવર્ણિકોનેજ અધિકાર કહ્યો છે. આ બાબત 'मां हि पार्थ व्यपाश्रित्य येऽपि स्युः पापयोनयः । स्त्रियो वैश्यास्तथा शूद्रास्तेऽपि यान्ति परां गतिम् ॥' 'देवोऽसुरो मनुष्यो वा यक्षो गन्धर्व एव च । भजन् मुकुन्दचरणं स्वस्तिमान् स्याद्यथा वयम् ॥ नालं द्विजत्वं देवत्वमृषित्वं वासुरात्मजाः । प्रीणनाय मुकुन्दस्य न वृत्तं न बहुज्ञता ॥ न दानं न तपो नेज्या न शौचं न व्रतानि च । प्रीयतेऽमलया भक्त्या हरिरन्यद्विडम्बनम् ॥' (ભાગ સ્કં. ૭) ઇત્યાદિકમાં સ્પષ્ટ છે. વળી દેશ કાળ અવસ્થા શૌચ વિશેષના વિક્ષેપે વર્જીત હોવાથી આ કીર્તનાદિ ભકિત **નિર્વ્યાજ** છે. અમુક દેશમાં કે અમુક કાળમાં કે અમુક અવસ્થાવાળાએજ આ ભકિત થાય એવો નિયમ નથી. સર્વ દેશમાં, સર્વ કાળમાં અને શૌચ વિના પણ કરી શકાય છે, આ અર્થ 'चक्रायुधस्य नामानि सदा सर्वत्र कीर्तयेत् । नाशौचं कीर्तने तस्य पवित्रं भगवान् हरिः ॥' 'प्रातर्दैवेति कृष्णेति, गोविन्देति च जल्पताम् । मध्याह्ने चापराह्ने च योऽवसादः स उच्यताम् ॥ (वि. ध.) 'न जातिभेदं न कुलं न लिङ्गं न गुणं क्रियाः । न देशकालौ नावस्थां योगो ह्ययमपेक्षते' આ વાકયમાં વ્યકત છે. બીજાં સાધનોમાં તો દેશ કાળ અવસ્થા શૌચ આદિકની અપેક્ષા જણાવી છે. વળી ભકિતમાં સર્વશકિત ભગવાનજ વિષય હોવાથી તેમના પ્રભાવને લીધે **કોઈ વિઘ્ન** આવતો નથી. કદાચિત્ આવે તો ભગવાનજ ભકિત તથા ભકતની રક્ષાને કરે છે. આ બાબત 'रक्षते भगवान् विष्णुः भक्तानात्मशरीरवत्' 'रक्षन्ति तद्भक्तिमतः परेभ्यो मत्तश्च मर्त्यानथ सर्वतश्च' 'कीर्तितः संस्मृतो ध्यातः पूजितः संस्कृतस्तथा । ऐहिकामुष्मिकीं रक्षां करोति भगवान् हरिः ॥' (वि. ध.) ઇત્યાદિકમાં સ્પષ્ટ છે.

આ અર્થની અતિસ્પષ્ટતા વચ૦ અંત્ય ૧૩ માં "અને આવી રીતની જે ભગવાનને વિષે **પ્રીતિ** તેણે યુક્ત એવા જે એ **ભક્ત** તેના જે **ધર્મ જ્ઞાન વૈરાગ્ય ને ભક્તિ** તેની રક્ષાને તો એ ભગવાન્ પોતેજ કરે છે." ઇત્યાદિ અમૃત વચનો વડે કરી છે. વળી 'नेहाभिक्रमनाशोऽस्ति' આ ગીતા વાક્યમાં કહ્યા પ્રમાણે **અભિક્રમનો નાશ** નથી. એટલે આરંભ્યા પછી તેની સમાપ્તિ ન થતાં, દેશ કાળાદિકની વિષમતાથી કે પ્રામાદિક અકૃત્યકરણ આદિકથી મધ્યે વિચ્છિન્ન થઈ જાય તથાપિ અવસ્ય તેનું સંધાન થઈ જતું હોવાથી તેનું **નિષ્ફળપણું** નથી. આ અર્થ 'पार्थ नैवेह नामुत्र विनाशस्तस्य विद्यते' આ શ્લોકને આરંભીને 'पूर्वाभ्यासेन तेनैव ह्रियते ह्यवशोऽपि सः ॥' આ પર્યંતના પાંચ શ્લોકોથી ભગવાને ગીતામાં વર્ણવ્યો છે. 'न मे भक्तः प्रणश्यति' (ગીતા) 'यं प्रणम्य न सीदति' (વિ. ધ.) 'न ह्यङ्गोपक्रमे ध्वंसो मद्धर्मस्योद्धवाण्वपि' 'धावन्निमिल्य वा नेत्रे न स्खलेन्न पतेदिह' (ભાગવત) ઇત્યાદિ બહુ વચનોમાં તેની પુષ્ટિ કરી છે. આ અર્થની પ્રસિદ્ધિ **ભરત, વિદુર, ભીષ્મ,** આદિકનાં વૃત્તાન્તોમાં જોઈ લેવી. બીજાં સાધનો તો વિચ્છિન્ન થતાં ફળ માટે થતાં નથી, ઉલટા પ્રત્યવાય માટે થાય છે. આ રીતે **ભક્તિમાં અનેક વિશેષો ઉત્કર્ષસાધક** હોવાથી તેની **સર્વાધિકતા** 'एष मे सर्वधर्माणां धर्मोऽधिकतमो मतः' આ વચનથી **ભીષ્મપિતાએ** કહી છે. 'सर्वेषामेव धर्माणामुत्तमो वैष्णवो विधिः' એમ ભક્તિરૂપ વૈષ્ણવધર્મની ઉત્તમતા કહી છે. વિષ્ણુજ જેને **ઉપાય** હોય અને વિષ્ણુજ જેને **ફળ** હોય તે **ખરો વૈષ્ણવ** કહેવાય.

'ध्यायन् स्तुवन् नमस्यंश्च यजमानस्तमेव च' આ વચનમાં **માનસિક વાચિક** અને **કાયિક** એમ ત્રણ કરણથી થતી હોવાથી **ત્રણ પ્રકારની ભક્તિ** કહી છે. ધ્યાન ઉપાસન એ **મનનો** વ્યાપાર છે, સ્તુતિ કીર્તન એ **વાણીનો** વ્યાપાર છે, નમસ્કાર પૂજન એ **કાયનો** વ્યાપાર છે. આમાં કલિયુગમાં **વાચિક** કીર્તનાદિ ભક્તિનું 'नारायणेति शब्दोऽस्ति वागस्ति वशवर्तिनी' 'आदरेण यया स्तौति धनवन्तं धनेच्छया । तया चेद्विश्वकर्तारं को न मुच्येत बन्धनात्' 'नारायणेति यस्यास्ये वर्तते नाम मङ्गलम् । नारायणस्तमन्वास्ते वत्सं गौरिव वत्सला ॥' 'स्वाध्यायेनार्चयन्त्येके भवन्तं संयमेन च' 'वाग्यज्ञेनार्चितो देवः प्रीयतां पुरुषोत्तमः' 'एष मे सर्वधर्माणां धर्मोऽधिकतमो मतः । यद्भक्त्या पुण्डरीकाक्षं स्तवैरर्चेन्नरः सदा' 'सा जिह्वा या हरिं स्तौति' 'सा वाक् यया तस्य गुणान् गृणीते' ઇત્યાદિકમાં કહ્યા મુજબ સુકરત્વાદિ ગુણયોગને લીધે **આધિક્ય** જણાવ્યું છે. "ध्यायन् कृते यजन् यज्ञैस्त्रेतायां द्वापरेऽर्चयन् । यदाप्नोति तदाप्नोति कलौ सङ्कीर्त्य केशवम् ॥' (વિ. પુ.) 'धन्यास्ते पुरुषव्याघ्र ! भवाम्भोधावमायिनः । यत्नेनापि कलौ विष्णोर्गृहिष्यन्त्यक्षयात्मनः ॥' 'शमायालं जलं वह्नेस्तमसो भास्करोदयः । शान्तिः कलेरघौघस्य नामसङ्कीर्तनं हरेः ॥' (વિ. ધ.) 'कलेर्दोषनिधे राजन्नस्ति ह्येको महान् गुणः । कीर्तनादेव कृष्णस्य मुक्तबन्धः परं

व्रजेत् ॥ कृते यद्ध्यायतो विष्णुं त्रेतायां यजतो मखैः । द्वापरे परिचर्यायां कलौ तद्धरिकीर्तनात् ॥ कलिं सभाजयन्त्यार्या गुणज्ञाः सारभागिनः । यत्र सङ्कीर्तनेनैव सर्वः स्वार्थोऽभिलभ्यते ॥' (ભાગ.) 'जप्येनैव तु संसिद्ध्येत् ब्राह्मणो नात्र संशयः । कुर्यादन्यन्न वा कुर्यान्मैत्रो ब्राह्मण उच्यते ॥ द्रव्ययज्ञाज्जपो यज्ञो विशिष्टो दशभिर्गुणैः ॥' (મનુ:) 'यज्ञानां जपयज्ञोऽस्मि' (ગીતા) ઇત્યાદિ. નામમંત્રાદિકનું નિયમવિશેષથી જીહ્વા વડે આવર્તન કરવું એને **જપ** કહે છે. એનેજ **કીર્તન ઉચ્ચારણ ગાયન વાચન સ્તુતિ કથા** આદિક શબ્દથી પણ કહે છે. કથાનો મહિમા 'कथा त्वदीया भवपाशमोचिनी सुधेव तापत्रयतप्तदेहिनाम् । अनेकजन्माघचयापहारिणी तनोति भक्तिं वयुनं तवाञ्जसा' (વા. મા.) આ રીતે બહુ કહ્યો છે.

ભગવાન્ **ભક્તિથીજ** પ્રસન્ન થાય છે પણ બીજા **વિદ્યાદિ ગુણોએ** કરીને નહિ. વિદ્યાદિ ગુણોનું પરમ ફળ ભગવાનમાં **ભક્તિ થવી એજ** કહ્યું છે. જો ભક્તિનો ઉદય ન થાય તો બીજા ગુણો નિરર્થક છે. આ અર્થપણ 'भक्त्या तुष्यति केवलं न तु गुणैर्भक्तिप्रियो माधवः' 'केवलेनैव भावेन गोप्यो गावो नगा मृगाः । येऽन्ये मूढधियो नागाः सिद्धा मामीयुरञ्जसा । यं न योगेन साङ्ख्येन ज्ञानव्रततपोऽध्वरैः । व्याख्यास्वाध्यायसन्यासैः प्राप्नुयाद्यत्नवानपि ॥' 'दानव्रततपोहोमजपस्वाध्यायसंयमैः । श्रेयोभिर्विविधैश्चान्यैः कृष्णे भक्तिर्हि साध्यते ॥' 'विद्यादिभिर्गुणैर्नृणां साधितैरपि किं फलम् । यद्यन्ते नीयते याम्यैर्दूतैर्भक्तिं विना हरेः ॥' 'इदं हि पुंसस्तपसः श्रुतस्य वा स्विष्टस्य सूक्तस्य च बुद्धिदत्तयोः । अविच्युतोऽर्थः कविभिर्निरूपितो यदुत्तमश्लोकगुणानुवर्णनम् ॥' 'अवैष्णवस्य तु गुणाः श्रुताद्या विमला अपि । न शोभन्ते यथा राजन् भूषणान्यधवस्त्रियाः ॥' 'तत्कर्म हरितोषं यत्सा विद्या तन्मतिर्यया' 'विप्राद् द्विषड्गुणयुतादरविन्दनाभपादारविन्दविमुखात् श्वपचं वरिष्ठम् । मन्ये तदर्पितमनोवचनेहितार्थप्राणं पुनाति सकुलं न तु भूरिमानः ॥' ઇત્યાદિ વચનોમાં વિસ્પષ્ટ છે. આ અર્થની સ્પષ્ટતા **શ્રીહરિએ** 'गुणिनां गुणवत्ताया ज्ञेयं ह्येतत्परं फलम् । कृष्णे भक्तिश्च सत्सङ्गोऽन्यथा यान्ति विदोऽप्यधः ।' આ શિક્ષાવચનથી કરી છે. 'निपुणमतिमतां गुणाश्च ये स्युः शमदमशीलदयादयो हि तेषाम् । फलमिदमुदितं नरेन्द्र शास्त्रे भगवत एव पदाम्बुजे रतिर्या ॥ यदि हरिचरणाम्बुजे स्वचित्तं दृढतरसंस्थितिमाप्नुयान्न भक्त्या । इतरगुणगणेन किं तदानीं भवजलधिभ्रमहेतुना फलं स्यात् ॥' ઇત્યાદિ વાક્યોથી **સત્સંગિજીવનમાં** એનું વિવેચન કર્યું છે.

ભગવાનમાં ભક્તિ થવી એ પણ બહુ **દુર્લભ** છે અને એવા ભક્તો થવા પણ બહુ **દુર્લભ** છે. આ અર્થ 'जन्मान्तरसहस्रेषु तपोदानसमाधिभिः । नराणां क्षीणपापानां कृष्णे भक्तिर्हि जायते' 'अनेकजन्मसंसिद्धस्ततो याति परां गतिम्' 'बहूनां जन्मनामन्ते ज्ञानवान् मां प्रपद्यते । वासुदेवः सर्वमिति स महात्मा सुदुर्लभः ॥' 'कश्चिन्मां वेत्ति तत्त्वतः' कोटिष्वपि महामुने' 'ये जन्मकोटिभिः सिद्धास्तेषामन्तेऽत्र

संस्थितिः' ઇત્યાદિકમાં વર્ણવ્યો છે.

ઉપર પ્રમાણે શ્રવણાદિ સાધનોએ સાધ્ય એવી **પ્રેમલક્ષણા ભક્તિજ** પરમાત્મપ્રાપ્તિમાં **પરમ સાધન** છે. જેને તુલ્ય કે અધિક ન હોય તેને **પરમ** કહે છે. આવી ભક્તિજ પરમ ઉપાય તરીકે વેદાદિ શાસ્ત્રોએ અને મહાપુરુષોએ માની છે. 'राजविद्या राजगुह्यं पवित्रमिदमुत्तमम्' 'कृष्णस्य भक्तिर्भगवन् जनानामशेषबन्धच्छिदिति प्रसिद्धः । वर्वर्ति घण्टापथ एव भूमौ' (સ. પ્ર. ૨ અ. ૫૧) એમાં કહ્યા પ્રમાણે ભક્તિજ મુક્તિનો મહાન્ **રાજમાર્ગ** નિષ્કંટક છે. સ. પ્ર. ૨ અ. ૫૧માં સુરતના શેઠ ભાલચંદ્રના પુછવાથી ભગવાન્ શ્રીહરિએ ભક્ત ભક્તિનું સ્વરૂપ અને ભગવાન વિષે ભક્તોને કેવી પ્રીતિ અને ભક્તો વિષે ભગવાનને કેવી પ્રીતિ હોય છે તેનું સ્વરૂપ વિસ્તારથી વર્ણવ્યું છે. તથા પ્ર. ૧ અ. ૩૬ માં પણ વર્ણવ્યું છે. વિશેષના જીજ્ઞાસુએ તે થકી જાણવું.

ઉપર જે **ભક્તિ**પર્યવસાયી **વિજ્ઞાન** મોક્ષસાધન કહ્યું, તેના **અંગભૂત** (તેને સાધનારાં) સાધનો **ધર્મ, આત્મજ્ઞાન, વૈરાગ્ય, માહાત્મ્યજ્ઞાન** વિગેરે છે. જેમ **ઉપાસનની** પ્રયાણપર્યંત આવૃત્તિ કરવાની છે તેમ **ધર્મની** પણ પ્રયાણપર્યંત ઉપાસનના અંગપણે **આવૃત્તિ** કરવાની છે. આ અર્થ 'सर्वापेक्षा च यज्ञादिश्रुतेरश्ववत्' 'सहकारित्वेन च' આ સૂત્રમાં **વ્યાસે** સમર્થન કર્યોછે. મોક્ષમાટે જે ધ્રુવા અનુસ્મૃતિ કહી છે તે અંતકરણની **શુદ્ધિવડે** સંપાદ્ય છે એમ 'सत्त्वशुद्धौ ध्रुवा स्मृतिः' આ શ્રુતિ કહેછે. અંતઃકરણની શુદ્ધિ તો આહારશુદ્ધિવડે નિષ્પાદ્ય છે એમ 'आहारशुद्धौ सत्त्वशुद्धिः' આ શ્રુતિ કહે છે. આહારની જે શુદ્ધિ છે તે જાતિ આશ્રય અને નિમિત્તથી દુષિત મનાતા અન્નાદિકના વર્જનથી અને યજ્ઞશિષ્ટના અશનથી થાય છે. આ રીતે ઉપાસનમાં ઉપયોગી જે **ચિત્તશુદ્ધિ** તે યજ્ઞમાં ઉપયોગ કરેલા શુદ્ધ સાત્વિક આહારના સેવનથી જ સંભવતી હોવાથી યજ્ઞાદિકમાં અધિકારને સંપાદનારૂં જે **નિત્ય નૈમિત્તાદિક કર્મ** તેપણ અનુષ્ઠાન કરવું જ પડે. યજ્ઞશિષ્ટ આહારનું જે સેવન તે પાપનિવૃત્તિદ્વારા રજતમની કલુષતાને નિવારીને સત્ત્વને વધારીને ચિત્તશુદ્ધિમાં ઉપયોગી થાય છે એમ ગીતામાં 'यज्ञशिष्टाशिनः सन्तो मुच्यन्ते सर्वकिल्बिषैः । ते त्वघं भुञ्जते पापा ये पचन्त्यात्मकारणात् ॥' આ શ્લોકથી કહ્યું છે. વળી 'शरीरमाद्यं खलु धर्मसाधनम्' આમાં કહ્યા મુજબ ઉપાસનમાં ઉપયોગિ જે **શરીરધારણ** છે તે યજ્ઞશિષ્ટ સાત્વિક આહારથી જ સંપાદ્ય હોવાથી **કર્મ કર્યા** વિના કોઈને પણ છુટકો નથી એમ ગીતામાં 'शरीरयात्राऽपि च ते न प्रसिद्ध्येदकर्मणः' આ શ્લોકથી કહ્યું છે. વળી 'આ તો સર્વતનુ ભગવાનનું જ આરાધાન છે.' એવા વેષથી **નિષ્કામપણે** કરાતું જે કર્મ તે ભગવાનના પ્રસાદદ્વારા ઉપાસનની સિદ્ધિમાં ઉપયોગિ થાય છે એમ પણ ગીતામાં 'स्वे स्वे कर्मण्यभिरतः संसिद्धिं लभते नरः' 'स्वकर्मणा तमभ्यर्च्य सिद्धिं विन्दति मानवः' આ શ્લોકથી કહ્યું છે. એ જ રીતે 'तस्मादेवंविच्छान्तो दान्त

उपरतस्तितिक्षुः समाहितो भूत्वाऽऽत्मन्येवात्मानं पश्येत्' 'नाविरतो दुश्चरितान्नाशान्तो नासमाहितः । नाशान्तमानसो वापि प्रज्ञानेनैनमाप्नुयात्' આ શ્રુતિમાં અન્વયવ્યતિરેકપણે દુશ્ચરિત થકી નિવૃત્તિ અને કામ ક્રોધાદિકના વેગે રહિતપણારૂપ શમ દમાદિકનું સહકારીપણું ઉપાસનમાં સમર્થન કર્યું છે. માટે જ 'शमदमाद्युपेतः स्यात्तथापि च' આ સૂત્રમાં વ્યાસે જેમ ભક્તિના અંગપણે **નિષ્કામ કર્મો** કરવાનાં છે તેમ **શમદમાદિક** સાધનો પણ સાધવાનાં કહ્યાંછે. શમદમાદિક એ આત્મગુણો હોવાથી ભક્તિમાં સાક્ષાત્ ઉપકારક છે અને વર્ણાશ્રમધર્મો જરા છેટેથી ઉપકારક છે એવો **વિશેષ** છે. ઉપાસનમાં તો બન્નેનો ઉપયોગ છે.

વૃત્તિકાર બોધાયને 'तल्लब्धिर्विवेकविमोकाभ्यासक्रियाकल्याणानवसादानुद्धर्षेभ्यः' सम्भवान्निर्वचनाच्च' આ રીતે **ધ્રુવા સ્મૃતિની** સિદ્ધિનાં **સાત સાધનો** કહ્યાં છે. (અર્થ-જાતિ આશ્રય અને નિમિત્તથી નહિ દૂષિત એવા અન્નથી શરીરની શુદ્ધિ રાખવી એને **વિવેક** કહેછે. અર્થાત્ દુષ્ટ આહારથકી સાત્વિક આહારોનું વિવેચન કરવું એ **વિવેક** જાણવો. કામ ક્રોધાદિ દોષનો અભાવ એને **વિમોક** કહે છે. શુભાશ્રય ભગવન્મૂર્તિની વારેવારે સ્મૃતિ કરવી એને **અભ્યાસ** કહે છે. પાંચ મહાયજ્ઞાદિકના અનુષ્ઠાનને **ક્રિયા** કહે છે. સત્ય આર્જવ દયા દાન અહિંસા અનભિધ્યા નિષ્ફળ ચિંતા નહિ કરવી ) આ ગુણોને **કલ્યાણ** કહે છે. મનમાં ખેદ ન કરવો એને **અનવસાદ** કહે છે. અત્યંત સંતોષ છે તે વિરોધી હોવાથી તે રાખવો નહિ તેને **અનુદ્ધર્ષ** કહે છે.) આ સાત સાધનોનું ધ્રુવા સ્મૃતિની લબ્ધિમાં હેતુપણું જેમ ઘટે તેમ દૃષ્ટ અદૃષ્ટ પ્રકારથી જાણી લેવું. આ સાત સાધનોમાં વર્ણાશ્રમ કર્મનો અને શમાદિકનો જેમ ઘટે તેમ અંતર્ભાવ જાણવો. આ રીતે **ધ્રુવા સ્મૃતિના અંગપણે કર્મો કરવાનાં કહ્યાં છે.**

વળી 'तत्प्राप्तिहेतुर्ज्ञानं च कर्म चोक्तं महामुने । आगमोत्थं विवेकाच्च द्विधा ज्ञानं तथोच्यते ॥' આ વિષ્ણુપુરાણના વચનમાં **કર્મ અને જ્ઞાનનું** અંગાંગિભાવથી બ્રહ્મપ્રાપ્તિમાં **હેતુપણું** માન્યું છે. એટલે બ્રહ્મપ્રાપ્તિના સાધનભૂત વિજ્ઞાનમાં **કર્મ એ અંગ** છે. શાસ્ત્રજન્ય જે જ્ઞાન તે **પ્રથમનું** જાણવું અને વિવેકાદિ સાત સાધનોવડે જન્ય જે ઉપાસનરૂપ જ્ઞાન તે **બીજું** જાણવું. વળી 'विद्यां चाविद्यां च यस्तद्वेदोभयं सह । अविद्यया मृत्युं तीर्त्वा विद्ययाऽमृतमश्नुते ॥' આ શ્રુતિમાં **કર્મજ્ઞાનનો સમુચ્ચય** અંગાંગિભાવથી માન્યો છે. અવિદ્યા જે કર્મ તેણે કરીને મૃત્યુ જે વિદ્યોત્પત્તિમાં પ્રતિબંધક પાપ તેને તરીને, વિદ્યા જે અનંતર પ્રવર્તનારી ઉપાસનરૂપ તેણે કરીને અમૃત જે મોક્ષ તેને પામેછે. એવો શ્લોકનો અર્થ છે. આથી ઉપાસનરૂપ વિદ્યામાં **કર્મનો ઉપયોગ** જણાવ્યો. 'इयाज सोऽपि सुबहून् यज्ञान् ज्ञानव्यपाश्रयः । ब्रह्मविद्यामधिष्ठाय तर्तुं मृत्युमविद्यया ॥' આ સ્મૃતિને અનુસરતો હોવાથી ઉપરની શ્રુતિનો એવોજ અર્થ ગ્રહણ કરવો. 'तमेतं वेदानुवचनेन ब्राह्मणा

विविदिषन्ति यज्ञेन दानेन तपसाऽनाशकेन ॥' આ શ્રુતિમાંપણ વેદનપર્યાય ઉપાસનના અંગપણે **યજ્ઞ દાન તપાદિકને** કહે છે. જેમ શમાદિક ચિત્તની એકાગ્રતા સંપાદનદ્વારા ઉપાસનમાં ઉપયોગી છે તેમ કર્મો પણ ચિત્તની નિર્મળતા સંપાદનદ્વારા ઉપયોગી થાય છે. તથી 'त्रयो धर्मस्कन्धाः-यज्ञोऽध्ययनं दानमिति प्रथमः, ( ગાર્હસ્થ્ય ) तप एव द्वितीयः, ( વાનપ્રસ્થ સંન્યાસ ) ब्रह्मचार्याचार्य-कुलवासीति तृतीयः, त्रयोऽप्येते पुण्यलोका भवन्ति, ब्रह्मसंस्थोऽमृतत्वमेति' આ શ્રુતિમાં સર્વકોઈ આશ્રમિઓએ અમૃતત્વના સાધનભૂત જે બ્રહ્મમાં ધ્યાનનિષ્ઠા તે સંપાદન કરવી એમ કહેલું હોવાથી તેતે આશ્રમને ઉચિત એવું કર્મ તે તે અધિકારીએ ફળની ઇચ્છા વિના અનુષ્ઠાન કરવાથી વિદ્યાનું અંગ થાયછે. આ રીતે **યજ્ઞાદિ કર્મો** ઉપાસનના અંગભૂત છે એમ સાબીત થાયછે.

ધર્મને **ભક્તિના અંગપણે** નિરૂપનારાં અનેક વચનો ભાગવતાદિકમાં છે– 'मयोदितेष्ववहितः स्वधर्मेषु मदाश्रयः । वर्णाश्रमकुलाचारमकामात्मा समाचरेत् ॥' 'यः स्वधर्मेण मां नित्यं निराशीः श्रद्धयाऽन्वितः । भजते शनकैस्तस्य मनो राजन् प्रसीदति ॥' 'इति मां यः स्वधर्मेण भजेन्नित्यमनन्यभाक्' 'एतैरन्यैश्च वेदोक्तैर्वर्तमानः स्वकर्मभिः । गृहेऽप्यस्य गतिं यायाद्राजंस्तद्भक्तिभाक् नरः ।' भक्तिः सिद्ध्यति धर्मेण' 'यद्भक्तियोगोऽभयदः स्वधर्ममनुतिष्ठताम्' 'धर्मो मद्भक्तिकृत्प्रोक्तः' ઇત્યાદિ.

**ધર્મ** એ ભક્તિનું અંગ હોવાથીજ ધર્મે સહિતજ ભક્તિની કર્તવ્યતા **શિક્ષાપત્રીમાં** શ્રીહરિએ 'धर्मेण सहिता कृष्णभक्तिः कार्येति तद्रहः' એમ સર્વ શાસ્ત્રના રહસ્ય અભિપ્રાયપણે કહેવાપૂર્વક કહી છે. ધર્મેરહિત ભક્તિ સર્વથા નહિ કરવાની પણ 'धर्मेण रहिता कृष्णभक्तिः कार्या न सर्वथा' આ વચનથી કહી છે **સત્સંગિજીવનમાં** પણ વર્ણાશ્રમોચિત ધર્મપરાયણ થઈનેજ કૃષ્ણભક્તિનીજ **કાર્યતા** અને જ્યાં સુધી દેહભાન રહે ત્યાં સુધી તે ધર્મોની **અત્યાજ્યતા** કહી છે–'स्ववर्णाश्रमधर्मेण युक्ता श्रीराधिकापतेः । भक्तिः कार्या दृढेत्येतल्लाक्षणं हयुद्धवाध्वनः ॥' 'तस्माद्भवद्भिः सततं स्वधर्मनियतस्थितैः । उत्साहेनैव कर्तव्या तद्भक्तिः श्रद्धयान्वितैः । यावद्देहस्मृतिर्वः स्यात्स्वस्वधर्मा मयोदिताः । तावन्नैते क्वचित्त्याज्या इत्याज्ञा मेऽस्ति सत्तमाः ॥' 'वर्णाश्रमोचितं धर्मं स्वाधिकारानुसारिणम । यावद्देहस्मृतिस्तावत्पालयंस्तं भजेत् सदा ।' 'मच्छ्रितो नैव कर्माणि बुद्धिपूर्वं त्यजेत्सुधीः । तान्येवैनं प्रहास्यन्ति समाधिविवशं यतः । मुक्तैरपि न हेयानि धर्मकार्याणि सर्वथा । कुतो मुमुक्षुभिस्तर्हि तानि हेयानि मूढवत् ।' ઇત્યાદિ.

ભક્તિમાં અંગભૂત થતો આ **ધર્મ** સકામતો નહિજ પણ **નિષ્કામજ** હોવો જોઈએ. જો નિષ્કામપણે કરવામાં ન આવે તો કર્તાપણાનું **અભિમાન, ફળકામના** અને **મમત્વ** આદિક દોષોના ઉપલેપને લીધે વિકાર પામતાં 'एवं नृणां क्रियायोगाः सर्वे संसृतिहेतवः' એમાં કહ્યા મુજબ જન્મ મરણાદિ દુઃખ માટેજ

थाय, माटे मुमुक्षुओए सर्व धर्मो **फळसंग-कर्तृत्वसंग-ममत्वसंग** आदिक दोषोथी नहि लेपाएलो **निष्कामज** सेववा योग्य छे. आ अर्थ भगवाने गीतामां 'कर्मण्येवाधिकारस्ते मा फलेषु कदाचन' 'यस्य सर्वे समारम्भाः कामसङ्कल्पवर्जिताः' 'ब्रह्मण्याधाय कर्माणि सङ्गं त्यक्त्वा करोति यः' 'मयि सर्वाणि कर्माणि सन्न्यस्याध्यात्मचेतसा । निराशीर्निर्ममो भूत्वा' 'यत्करोषि यदश्नासि यज्जुहोषि ददासि यत् । यत्तपस्यसि कौन्तेय तत्कुरुष्व मदर्पणम्' 'मदर्थमपि कर्माणि कुर्वन् सिद्धिमवाप्स्यसि' 'सर्वकर्माण्यपि सदा कुर्वाणो मद्व्यपाश्रयः' 'चेतसा सर्वकर्माणि मयि सन्न्यस्य मत्परः' 'एतान्यपि तु कर्माणि सङ्गं त्यक्त्वा फलानि च । कर्तव्यानीति मे पार्थ निश्चितं मतमुत्तमम्' 'कर्मणैव हि संसिद्धिमास्थिता जनकादयः' 'लोकसङ्ग्रहमेवापि संपश्यन् कर्तुमर्हसि' 'तस्मादसक्तः सततं कार्यं कर्म समाचर । असक्तो ह्याचरन् कर्म परमाप्नोति पुरुषः' 'कायेन मनसा बुद्ध्या केवलैरिन्द्रियैरपि । योगिनः कर्म कुर्वन्ति सङ्गं त्यक्त्वात्मशुद्धये' 'एवं ज्ञात्वा कृतं कर्म पूर्वैरपि मुमुक्षुभिः । कुरु कर्मैव तस्मात्त्वं पूर्वैः पूर्वतरं कृतम्' 'कायेन वाचा मनसेन्द्रियैर्वा बुद्ध्यात्मना वानुसृतस्वभावात् । करोति यद्यत्सकलं परस्मै नारायणेति समर्पयेत्तत्' 'एवं नृणां क्रियायोगाः सर्वे संसृतिहेतवः । त एवात्मविनाशाय कल्पन्ते कल्पिताः परे ॥' ઇत्यादि वाक्योथी वर्ण्व्यो छे.

आवा **निष्काम** कर्मनी भक्तिमां हेतुता होवाथी ज तेनी यावज्जीव **अनुष्ठेयता** कहेवापूर्वक तेनी आत्मज्ञानयोग थकी पण **श्रेष्ठताने** श्रुति-स्मृति कहे छे. 'कुर्वन्नेवेह कर्माणि जिजीविषेच्छतं समाः । एवं त्वयि नान्यथेतोऽस्ति न कर्म लिप्यते नरे ॥' 'क्रियावानेष ब्रह्मविदां वरिष्ठः' 'कर्म ज्यायो ह्यकर्मणः' 'तयोस्तु कर्मसन्न्यासात्कर्मयोगो विशिष्यते' इत्यादि.

वर्णाश्रमधर्मनी स्वतः मोक्षमां हेतुता नहि होवाथी अंतःकरणनी निर्मळता द्वारा भक्तिउपापन्न विज्ञानमां उपयोगिता श्रुति स्मृतिए संनिरूपण करी छे— 'धर्मेण पापमपनुदति' 'कषाये कर्मभिः पक्वे ततो ज्ञानं प्रवर्तते' 'यज्ञदानतपःकर्म न त्याज्यं कार्यमेव तत् । यज्ञो दानं तपश्चैव पावनानि मनीषिणाम्' इत्यादि.

हवे **धर्म केने जाणवो?** तो 'चोदनालक्षणोऽर्थो धर्मः' जे वेदविधिबोधित होईने अर्थ (अनर्थकर नहि) होय ते **धर्म** जाणवो' एवुं पूर्वमीमांसामां लक्षण कर्युं छे. 'वेदप्रणिहितो धर्मो ह्यधर्मस्तद्विपर्ययः । श्रुतिस्मृत्युदितं धर्ममनुतिष्ठन् हि मानवः । इह कीर्तिमवाप्नोति प्रेत्य चानुत्तमं सुखम् ॥' (स. प्र. ५ अ. १) जे वेदप्रणिहित होय ते **धर्म** अने तेथी जे विपरीत होय ते **अधर्म** एम धर्माधर्मनुं लक्षण कर्युं छे. आमां 'वेदप्रणिहितो धर्मः' आ वाक्यथी धर्मनुं **लक्षण** अने 'प्रेत्य चानुत्तमं सुखम्' आ वाक्यथी धर्मनी विज्ञानद्वारा निःश्रेयसतामां हेतुता कही छे. अनुत्तम सुखतो निःश्रेयसमांज होई शके. 'यमार्याः क्रियमाणं हि स्तुवन्त्यागमवेदिनः । स धर्मो यं च निन्दन्ति तमधर्मं प्रचक्षते ॥' 'आगमवेदी

આર્યો જે ક્રિયમાણને વખાણતા હોય તે **ધર્મ** અને જે ક્રિયમાણને નિંદતા હોય તે **અધર્મ'** એવું ધર્માધર્મનું પ્રકારાંતરે લક્ષણ કર્યું છે. સ. પ્ર. ૧ અ. ૩૩માં તો 'तत्र त्रयाणां लोकानां सेश्वराणां तु धारकः । धारणीयश्च जीवैशैसदा धर्मः स उच्यते ॥' એવું લક્ષણ કર્યું છે. અર્થ એવો છે કે–જીવો ઇશ્વરો આદિકને જે ધરનારો છે તે **ધર્મ** છે અને જેને જીવો ઇશ્વિરો આદિક ધારે છે તે **ધર્મ** છે. **ધર્મપદની** પ્રવૃત્તિનું નિમિત્ત **ધારકત્વ** અને **ધાર્યત્વ** એ બે પ્રકારે કહ્યું છે. ધર્મ એ સર્વનો ધારક છે તેમાં '**धर्मो** विश्वस्य जगतः प्रतिष्ठा लोके धर्मिष्ठं प्रजा उपसर्पन्ति धर्मेण पापमपनुदति' આ શ્રુતિજ પ્રમાણ છે. 'देवान् भावयतानेन ते देवा भावयन्तु वः' આમાં કહ્યા મુજબ પણ ત્રણ લોકોને ધરનારો **ધર્મ** છે. આ લોકમાં જે માનુષ્યાદિ શ્રેષ્ઠ યોનીની પ્રાપ્ત થાય છે તે પણ પૂર્વ જન્મમાં પાળેલા ધર્મના ફળભૂત છે. એમ ધર્મનું **ધારકપણું** ઘટે છે. દેવ મનુષ્યાદિ સર્વકોઈ ધર્મને ધારે છે માટે **ધાર્યપણું** પણ ઘટતું આવે છે. અર્થાત્ જે બ્રહ્માદિ સર્વ લોકોને સદા ધારે છે અને જેને બ્રહ્માદિ સર્વ લોકો ધારે છે તે **ધર્મ** જાણવો. યદ્યપિ ધર્મનાં 'अभ्युदयश्रेय साधनं धर्मः' ઇત્યાદિ લક્ષણો કર્યાં છે, પરંતુ આ તો ધર્મ પદની સાર્થકતા જણાવવા માટે પ્રકારાંતરે લક્ષણ કરેલું જાણવું. 'धारणाद्धर्ममित्याहुर्धर्मेण विधृताः प्रजाः । यः स्याद्धारणसंयुक्तः स धर्म इति निश्चयः' એવું ભારતમાં લક્ષણ કર્યું છે તેને મળતું આ લક્ષણ છે. આ ધર્મ **વર્ણ આશ્રમના** વિભાગથી જુદો જુદો વર્તે છે. આ ધર્મોનો જે વિભાગ વર્તે છે તે શ્રુતિ, સ્મૃતિ અને સદાચારે તત્ત્વથી બોધ કરેલો છે, એટલે એના તત્ત્વનિર્ણયમાં **શ્રુતિ સ્મૃતિ** અને **સદાચાર** એ ત્રણ જ પ્રમાણ છે. માટેજ ભગવાન્ ગીતામાં 'तस्माच्छास्त्रं प्रमाणं ते कार्याकार्यव्यवस्थितौ' એમ શાસ્ત્રને પ્રમાણપણે પરિગ્રહ કરવાનું કહે છે. આ બાબત 'स चापि वर्तते नृणां वर्णाश्रमविभागतः । श्रुतिस्मृतिसदाचारैः प्रमितो हि पृथक् पृथक् ।' (સ. પ્ર ૧ અ. ૩૩) આ શ્લોકમાં સ્પષ્ટ છે. આવી વસ્તુસ્થિતિ હોવાથી શિક્ષાપત્રીમાં 'धर्मो ज्ञेयः सदाचारः श्रुतिस्मृत्युपपादितः' આવું ધર્મનું લક્ષણ કર્યું છે તે યોગ્ય છે. 'साधूनां समयश्चापि प्रमाणं वेदवद्भवेत्' એમ **સદાચારનું** પણ શ્રુતિ–સ્મૃતિની પેઠેજ પ્રામાણ્ય હોવાથી સદાચારને શ્રુતિ–સ્મૃતિની સાથે લીધો છે. એમ હોવાથીજ મોક્ષધર્મમાં 'सदाचारः स्मृतिर्वेदास्त्रिविधं धर्मलक्षणम्' એમ ધર્મજ્ઞાનમાં ત્રણનું પ્રામાણ્ય કહ્યું છે. આ રીતે વર્ણાશ્રમના વિભાગથી વર્તતા **નિષ્કામ ધર્મની ભક્તિમાં હેતુતા સમર્થન કરી** છે.

**કેટલાકો** ધર્મને ઉપાસનમાં વિરોધી માનીને ત્યાગ કરવાનું કહે છે તે બીલકુલ યોગ્ય નથી. 'यदा यदा हि धर्मस्य...धर्मसंस्थापनार्थाय संभवामि युगेयुगे' આમાં કહ્યા પ્રમાણે જે ધર્મના સ્થાપન માટે ભગવાનને અવતાર લેવો પડે છે તે ધર્મનો ત્યાગ કોઈ રીતે પ્રમાણિત નથી. 'श्रुतिः स्मृतिर्ममैवाज्ञा यस्तामुल्लङ्घ्य वर्तते ।

आज्ञाभङ्गो मम द्वेषी स मद्भक्तो न वै धरे ॥' એમ વારાહમાં ભગવાને સ્વયં કહ્યું છે. 'अपहाय निजं धर्मं कृष्णकृष्णेति वादिनः । ते हरेर्द्वेषिणो ज्ञेया धर्मार्थं जन्म यद्धरेः ॥' એમ લઘુહારીત સ્મૃતિમાં સ્પષ્ટ કહ્યું છે. કિં બહુના–ભગવાન્ પોતે પણ 'न मे पार्थास्ति कर्तव्यं त्रिषु लोकेषु किञ्चन । नानवाप्तमवाप्तव्यं वर्त एव च कर्मणि ॥ એમ કર્મમાં વર્તવાનું સકારણ કહે છે. કર્મનો જે ત્યાગ કહ્યો છે, તે તો ફળસંગ, કર્તૃત્વસંગ અને મમત્વસંગના ત્યાગરૂપ જાણવો, કર્મનો સ્વરૂપથી ત્યાગ કોઈ રીતે પ્રમાણિત નથી. આ બાબત ગીતા અ. ૧૮માં ભગવાને 'नियतस्य च सन्न्यासः कर्मणो नोपपद्यते । मोहात्तस्य परित्यागस्तामसः परिकीर्तितः । कार्यमित्येव यत्कर्म नियतं क्रियतेऽर्जुन । सङ्गं त्यक्त्वा फलं चैव स त्यागः सात्त्विको मतः । नहि देहभृता शक्यं त्यक्तुं कर्माण्यशेषतः । यस्तु कर्मफलत्यागी स त्यागीत्यभिधीयते ॥' આ રીતે નિશ્ચિત કરી છે. કર્મમાં જે બંધન કરવારૂપ દોષ છે તેનું નિવારણ ફળસંગ કર્તૃત્વસંગ અને મમત્વસંગ આ ત્રણના ત્યાગથી થઈ જાય છે. એટલે કર્મો ઉપાસનમાં વિરોધી થતાં નથી, ઉલટાં સહકારી થાય છે. 'न कर्म लिप्यते नरे' એવું ઉપનિષદ્‌વાક્ય છે. 'कुर्वन्नपि न लिप्यते' એવું ગીતાવાક્ય છે.

**જ્ઞાન પણ ઉપાસનમાં અંગ છે.** તે જ્ઞાન, આત્મા પરમાત્માના વિવેક વિષયવાળું શાસ્ત્રજન્ય જાણવું. સ્વસ્વરૂપ અને પરસ્વરૂપના જ્ઞાતાનેજ ઉપાસનમાં **અધિકાર** પ્રાપ્ત થાય છે. આ અર્થ 'तच्च ज्ञानं द्विधा प्रोक्तं तत्रैकं ज्ञानमात्मनः । परमात्मस्वरूपस्य ज्ञानं चेत्यपरं मतम् ॥' (સ. પ્ર. ૧ અ. ૩૪) આ વચનમાં શ્રીમુખે કહ્યો છે. તેમાં **આત્મજ્ઞાન** કે જે પ્રકૃતિવિલક્ષણ જ્ઞાનૈકઘન પરિશુદ્ધ ગુણાષ્ટકવિશિષ્ટ નિત્ય સ્વાત્મસ્વરૂપના સાક્ષાત્કારમાં પર્યવસાન પામનારું, પરમાત્માની સ્વાભાવિક દાસતાના અવિચ્છિન્ન અનુસંધાનવાળું, આત્મનિષ્ઠા આત્મજ્ઞાન સ્થિતપ્રજ્ઞતા આત્મદર્શન આદિક શબ્દોથી કહેલું, જે 'प्रजहाति यदा कामान्' ઇત્યાદિ શ્લોકોથી કહેલા જ્ઞાનયોગથી સાધ્ય છે. આવું **આત્મજ્ઞાન** પણ મોક્ષ માટે સ્વતંત્ર નથી પરંતુ **ભક્તિના અંગભૂત** છે. ભક્તિદ્વારાજ મોક્ષને સાધનાર છે. આ સમગ્ર અર્થ–શ્રુતિ સ્મૃતિઓએ સ્પષ્ટ નિરૂપ્યો છે– 'अध्यात्मयोगाधिगमेन देवं मत्वा धीरो हर्षशोकौ जहाति' આ શ્રુતિ આત્મજ્ઞાનની પરમાત્મોપાસનમાં હેતુતાને કહે છે. 'य आत्मा अपहतपाप्मा विजरो विमृत्युर्विशोको विजिघत्सोऽपिपासः सत्यकामः सत्यसङ्कल्पः सोऽन्वेष्टव्यः स विजिज्ञासितव्यः' આ શ્રુતિમાં કહેલા આઠ ગુણોનો આવિર્ભાવ થાય એજ **પરિશુદ્ધ આત્મસ્વરૂપ** સમજવું. 'देहेन्द्रियमनःप्राणधीभ्योऽन्योन्यसाधनः । नित्यो व्यापी प्रतिक्षेत्रमात्मा भिन्नः स्वतः सुखी' 'अहमात्मा न देहोऽस्मि विष्णुशेषोऽपरिग्रहः' 'नायं देवो न मर्त्यो वा न तिर्यक् स्थावरोऽपि वा । ज्ञानानन्दमयः स्वात्मा शेषो हि परमात्मनः' 'दासभूताः स्वतः सर्वे ह्यात्मानः परमात्मनः । अतोऽहमपि ते दास इति मत्वा नमाम्यहम् ॥' 'ब्रह्माहं कृष्णदासोऽस्मि' ઇત્યાદિ વચનોમાં દેહાદિકથકી વિલક્ષણ જ્ઞાનાનંદમય આત્માની

**પરમાત્મદાસતા** પ્રતિપાદન કરી છે. 'ब्रह्मभूतः प्रसन्नात्मा न शोचति न काङ्क्षति । समः सर्वेषु भूतेषु मद्भक्तिं लभते पराम् ॥' આ ગીતાવાક્યમાં આત્માનુભવની પરાભકિતમાં અધિકાર સંપાદકતા કહી છે. આ બધો અર્થ ભગવાને શિક્ષાપત્રીમાં 'निजात्मानं ब्रह्मरूपं देहत्रयविलक्षणम् । विभाव्य तेन कर्तव्या भक्तिः कृष्णस्य सर्वदा ॥' આ શ્લોકથી કહ્યો છે. હ. વા. સુધાસિન્ધુમાં આ અર્થની અતિ સ્પષ્ટતા 'विशुद्धात्मस्वरूपेण भजनीयो हरिः सदा' 'नाहं देहोऽस्मि चिद्रूप आत्मैवेति निजान्तरे । भावयद्भिर्हरिः सेव्यो भक्तैः सोऽस्तीष्टसिद्धिदः ॥' ઇત્યાદિ બહુ વચનો વડે કરી છે. આ રીતે આત્મસ્વરૂપના આવિર્ભાવમાં પર્યવસાન પામનારા આત્મજ્ઞાનની મોક્ષપ્રતિ સ્વતંત્રપણે હેતુતા નથી પરંતુ **ભકિતદ્વારાજ** છે, માટે તેની ભકિતમાં **અંગતા** નિશ્ચિત થાય છે. એમ હોવાથી જ ભાગવતમાં 'श्रेयःसृतिं भक्तिमुदस्य ये विभो क्लिश्यन्ति ये केवलबोधलब्धये । तेषामसौ क्लेशल एव शिष्यते नान्यद्यथा स्थूलतुषावघातिनाम्' એમ કૈવલ્યાર્થીઓને કેવળ ક્લેશભાગી જ કહ્યા છે.

**વૈરાગ્ય પણ ભકિતનું અંગ** છે. આત્મા પરમાત્મા થકી વ્યતિરિકત માયિક શબ્દાદિ વિષયમાત્રમાં 'जन्ममृत्युजराव्याधिदुःखदोषानुदर्शनम्' 'ये हि संस्पर्शजा भोगा दुःखयोनय एव ते । आद्यन्तवन्तः कौन्तेय न तेषु रमते बुधः ॥ परिणामे विषमिव' (ગીતા) 'आपातरम्या विषयाः पर्यन्तपरितापिनः' એમાં કહ્યા મુજબ, તેમાં રહેલા **આર્જન રક્ષણ ક્ષય ભોગ હિંસા** ઇત્યાદિ દુરંત દુઃખદોષોના દર્શનથી અત્યંત **અરુચિ** થાય એ **વૈરાગ્યનું લક્ષણ** છે. જેમ વિષાદિકમાં 'આ તો અત્યંત પ્રતિકૂળ છે' એવો વિનિશ્ચય થતાં તેમાં **વિદ્વેષ** વર્તે છે તેમ વિષયો વિષે જે **વિદ્વેષ** એજ વૈરાગ્યનું વિસ્પષ્ટ સ્વરૂપ છે. ધર્મમાં નિષ્ઠા હોય અને આત્મા અનાત્માનો વિવેક હોય પરંતુ જો **વૈરાગ્ય** ન હોય તો આત્મામાં **નિષ્ઠા** અને પરમાત્મામાં **ભકિત** ઉદય પામતી નથી, માટે આત્મનિષ્ઠામાં તથા ભકિતનિષ્ઠામાં **વૈરાગ્ય** એ મુખ્ય અંગ છે. 'विषयतो विरतिश्च हरौ रतिः' 'परमात्मनि यो रक्तो विरक्तोऽपरमात्मनि' 'विषयाविष्टचित्तानां 'विष्ण्वावेशः सुदुष्करः ॥' ઇત્યાદિ વચનોમાં હરિરતિની સિદ્ધિમાં **વિષયવિરતિની** હેતુતા જણાવી છે. આત્મનિષ્ઠામાં વૈરાગ્યની હેતુતા 'प्रजहाति यदा कामान् सर्वान् पार्थ मनोगतान् । आत्मन्येवात्मना तुष्टः स्थितिप्रज्ञस्तदोच्यते ।' ઇત્યાદિ શ્લોકથી ગીતામાં કહી છે 'इन्द्रियार्थेषु वैराग्यम्' 'अभ्यासेन तु कौन्तेय वैराग्येण च गृह्यते' 'असक्तिरनभिष्वङ्गः पुत्रदारगृहादिषु' ઇત્યાદિકમાં **વૈરાગ્યની** ભકિત આદિકમાં અપેક્ષા વર્ણવી છે. વૈરાગ્યનું સ્વરૂપ **સ્કાંદમાં** 'इत्थं प्रभोः कालशकत्या लयैरेतैश्चतुर्विधैः । असद्बुध्वाऽखिलं तत्रारुचिर्वैराग्यमुच्यते ॥' એમ કહ્યું છે. 'यः स्वकात्परतो वेद जातनिर्वेद आत्मवान् । हृदि कृत्वा हरिं गेहात्प्रव्रजेत्स नरोत्तमः' 'गृहित्वात्मपातं गृहमन्धकूपं वनं गतो यद्धरिमाश्रयेत' એમ ભાગવતમાં વૈરાગ્યનું સ્વરૂપ જણાવ્યું છે. આ બધો અપેક્ષિત અર્થ ભગવાન્

શ્રીહરિએ 'वैराग्यं ज्ञेयमप्रीतिः श्रीकृष्णेतरवस्तुषु' ( શિક્ષાપત્રી ) 'वैराग्यस्य स्वरूपं ते कथयाम्यथ मानदे । भगवन्तं विनाऽन्यत्र रागाभावस्तदुच्यते' 'वैराग्यहीनस्य सुखं नास्ति दुःखविवर्जितम् । भक्तिर्न वर्धते पुंसां वैराग्येण विना द्रुतम् । मायिकेषु विरक्तानां पदार्थेषु विवर्धते । कृष्णोऽनुरागो जननि तेन यान्ति परां गतिम् ॥' (સ. પ્ર. ૧ અ. ૩૫) આ રીતે કહ્યો છે. જ્યાં સુધી વિષયોમાં **વિરકત** ન થાય ત્યાં સુધી પરમાત્મામાં **રકત** ન થાય એ સિદ્ધાંતની વાત છે. **આ રીતે ભકિતમાં વૈરાગ્યને અંગ તરીકે નિરૂપ્યો છે.**

ઉપર પ્રમાણે **સ્વધર્મ જ્ઞાન** અને **વૈરાગ્યની ભકિતમાં અંગતા કહી.** શ્રીરામાનુજાચાર્યના ગુરુ શ્રીયામુનાચાર્યે આખી ગીતાના અર્થનો એકજ શ્લોકમાં સંગ્રહ કરતાં 'स्वधर्मज्ञानवैराग्यसाध्यभक्त्येकगोचरः । नारायणः परंब्रह्म गीताशास्त्रे समीरितः' આ રીતે ભકિતમાં ત્રણેયની **અંગતા** વર્ણવી છે. **સત્સંગિજીવનમાં** 'सच्छास्त्रसंमतं मातः शृणु मद्वचनं हितम् । मायैव विष्णोः सर्वेषामस्ति संसृतिकष्टदा ॥ तस्यास्तु सन्निवृत्तिः स्यात्कृष्णे भक्त्यातितीव्रया ॥' 'धर्मो ज्ञानं च वैराग्यं भक्तेर्वेद्यानि तत्त्वतः । अङ्गानि शीर्ष्युत्तमाङ्गहृत्पादाख्यान्यनुक्रमात् ।' 'भक्तिर्भगवति श्रेयःसाधनं मे मतं परम् । धर्मज्ञानवैराग्ययुक्ता कार्या च सा दृढम् ॥ सच्छास्त्राणां च सर्वेषां सिद्धान्तोऽस्त्ययमेव हि' 'मुख्या मया तु तव भक्त्यधिकारिणो ये वैराग्यधर्मनिजबोधयुतास्त एव' **હ. વા.** સુધાસિંધુમાં 'स्वधर्मज्ञानवैराग्योपेता भक्तिर्दृढा तु या । सैवास्ति भगवत्तोषहेतुरित्यवगम्यताम् ॥' स्वधर्म आत्मनिष्ठा च वैराग्यं मायिकार्थतः । अङ्गान्येतानि भक्तेर्वै सन्ति तत्पुष्टिहेतवः ॥' આ રીતે ત્રણેયની ભકિતમાં **અંગતા** નિરૂપી છે. આવાં અંગોએ સહિત જો ભક્તિ હોય તો દેશ કાળાદિકની વિષમતામાં વિઘ્નોએ નહિ હણાતાં ઉલટી વૃદ્ધિ પામતી જાય છે. આ કારણથી જ ધર્માદિ અંગે સહિત જ ભક્તિ કરવાની સચ્છાસ્ત્રો કહેછે— 'वासुदेवे भगवति भक्तिमुद्वहतां नृणाम् । ज्ञानवैराग्यवीर्याणां नेह कश्चिद्व्यपाश्रयः ॥' 'स्वधर्मज्ञानवैराग्यभूषाजुंष्टो तु येऽच्युते । अनन्यभक्तिं साध्वीवत् कुर्युरेकान्तिका हि ते ॥ सुरूपाऽपि यथा नारी वस्त्रालङ्कारवर्जिता । न शोभते तथा भक्तिर्धर्मादिरहिता नृणाम् ॥ देशकालस्वभावादेः क्वचिद्वैषम्यसम्भवे । धर्मादिवर्जिता भक्तिस्तिरोधत्ते तडिद्यथा ॥ युक्ता धर्मादिभिः सातु क्वापि विघ्नैर्महापदि । अचला नाभिभूयेत ह्यासारैरद्रिराडिव ॥' ઇત્યાદિ. આ અર્થ **સત્સંગિજીવનમાં**-'युक्ताङ्गैस्तु स्वधर्मादिभिस्त्रिभिर्भक्तिर्महाव्रते । क्वापि केनापि विघ्नेन नैवेह प्रतिहन्यते ॥ एतेष्वेकतमेनापि सा हीनाङ्गेन चेद्भवेत् । देशकालादिवैषम्ये तस्यां विघ्नो भवेत् ध्रुवम् ॥' આ રીતે સ્પષ્ટપણે વર્ણવ્યો છે. આ પ્રકારે **ભકિતમાં સ્વધર્મ જ્ઞાન અને વૈરાગ્યની અંગતા સકારણ નિરૂપી છે.**

વૈરાગ્ય જેમ ભકિતમાં અંતરંગ છે (વિષયોમાં વૈરાગ્ય થાય તો જ પરમાત્મામાં અનુરાગ થાય) તેમ **માહાત્મ્યજ્ઞાન** પણ અંતરંગ છે. વિષયોમાં રહેલા **આર્જન**

**रक्षण क्षय भोग हिंसा** આ પાંચ દોષોના વિચારથી જેમ વિષયોથકી વૈરાગ્ય ઉપજે છે તેમ સુખસાગર ભગવાનના સ્વરૂપ, રૂપ, તેના ગુણો, નામ, વિભૂતિ વિગેરેનું **માહાત્મ્ય** વિચારવાથી ભગવાનમાં પરાનુરાગરૂપ **ભક્તિ** ઉપજે છે અને ઉત્તરોત્તર વધતિ જાય છે. ભગવાનજ સ્વરૂપાદિ સર્વ પ્રકારથી **મહાન્** સર્વોત્કૃષ્ટ છે એવો નિરતિશય ઉત્કર્ષ સમજવો એને **માહાત્મ્ય** કહે છે. જેનો મહામહિમા ( પ્રતાપ ) જાણવામાં આવે છે તેમાં પ્રીતિ ઉપજેછે એ લોકપ્રસિદ્ધ છે. મહિમા કેનો ? તો ભગવાનનો, એમ એમાં સ્વયં ભગવાનજ વિષય હોવાથી તેનું ભક્તિથી અન્યૂન ગૌરવ છે. આખરે **માહાત્મ્યજ્ઞાન** ભક્તિરૂપમાં પરિણમતું હોવાથી એનો **ભક્તિમાંજ સમાવેશ** થાય છે. ભક્તિની વૃદ્ધિમાં **નિશ્ચયાત્મક** જ્ઞાનની હેતુતા કહી છે તેનું ખરૂં સ્વરૂપ વિચારીએ તો માહાત્મ્યજ્ઞાનનેજ મળતું હોવાથી તેનોપણ માહાત્મ્ય જ્ઞાનમાંજ સમાવેશ સમજવો સમુચિત છે. **માહાત્મ્ય** જ્ઞાન મધ્યે રહીને એક તરફથી **વૈરાગ્યને** અને બીજી તરફથી **ભક્તિને** ઉપજાવે છે એવોપણ એમાં વિશેષ રહ્યો છે. ધર્મમાં તથા આત્મજ્ઞાનમાં દૃઢ સ્થિતિ રહેવામાં પણ માહાત્મ્યજ્ઞાનની હેતુતા જણાવી છે. આ **અર્થ** વચનામૃતમાં વિશેષતઃ વિશદ છે—"એવી રીતે ભગવાનનો મહિમા વિચારવો એજ આત્મા અનાત્માના વિવેકનું કારણ છે અને જેટલી એ ભક્તને ભગવાનના માહાત્મ્યે સહિત ભગવાનને વિષે નિષ્ઠા છે તેટલોજ એ ભક્તના હૃદયમાં વૈરાગ્ય આવે છે." ( પ્ર. ૫૬ ) 'માટે એ ગોપીઓનેવિષે તો આત્મનિષ્ઠા ને વૈરાગ્ય આદિક અનંત જે કલ્યાણકારી ગુણ તે ભગવાનના માહાત્મ્યને પ્રતાપે કરીને સર્વે સંપૂર્ણ હતાં.' ( સા. ૧૫ ) 'વિષયનો અભાવ થયાનું મુખ્ય સાધન **તો પરમેશ્વરનું** માહાત્મ્ય છે.' ( લો. ૧૭ ) 'ભગવાનનું માહાત્મ્ય જાણતો હોય તેતો એમ વિચારે જે ભગવાનની આજ્ઞાનેવિષે બ્રહ્માદિક સમગ્ર દેવ રહ્યા છે તે ભગવાનની આજ્ઞા મારાથી કેમ લોપાય ? એમ જાણીને ભગવાનના નિયમમાં તત્પર રહે.' ( વર. ૩ ) ઇત્યાદિ. હ. વા. સુ. માં સર્વ સદ્‌ગુણોની સિદ્ધિમાં તથા દુર્ગુણોની નિવૃત્તિમાં સમ્યક્ માહાત્મ્યજ્ઞાનની હેતુતા 'एवं हि कृष्णमाहात्म्यसम्यग्ज्ञानेन देहिनाम् । कः को न सद्‌गुणः सिद्धयेत् नश्येत्कः को न दुर्गुणः ॥' આ રીતે નિરૂપી છે. આ રીતે **માહાત્મ્યજ્ઞાનનો** ધર્મ, આત્મજ્ઞાન અને વૈરાગ્યની પણ સિદ્ધિમાં અને તેની સ્થિરતામાં **ઉપયોગિતા** સકારણ સમર્થન કરી છે.

ભગવાનના ગુણાદિકના **માહાત્મ્યજ્ઞાનથી** ભગવાનમાં ભક્તિ ઉપજે છે અને તેની અભિવૃદ્ધિ થતી જાય છે એમ ભગવાન્ શ્રીકૃષ્ણે ગીતામાં 'एतां विभूतिं योगं च मम यो वेत्ति तत्त्वतः । सोऽविकम्पेन योगेन युज्यते नात्र संशयः ॥

अहं सर्वस्य प्रभवो मत्तः सर्वं प्रवर्तते। इति मत्वा भजन्ते मां बुधा भावसमन्विताः॥' આ રીતે કહ્યું છે. ભક્ત **અર્જુને** પણ त्वत्तः कमलपत्राक्ष माहात्म्यमपि चाव्ययम्। 'सर्वमेतदृतं मन्ये यन्मां वदसि केशव' એમ માહાત્મ્ય સમજીને તેની સત્યતાને સ્વીકારી છે. શ્રીવલ્લભાચાર્યે 'माहात्म्यज्ञानपूर्वस्तु सुदृढः सर्वतोऽधिकः। स्नेहो भक्तिरिति प्रोक्तस्तया मुक्तिर्न चान्यथा॥' એમ મુક્તિહેતુ ભક્તિનું લક્ષણ કહેતાં તેમાં **માહાત્મ્યજ્ઞાનની** પૂર્વતા પ્રતિપાદન કરી છે.

આવી વસ્તુસ્થિતિ હોવાથી ભગવાન્ **શ્રીહરિએ શિક્ષાપત્રીમાં** 'माहात्म्यज्ञानयुक् भूरिस्नेहो भक्तिश्च माधवे' એમ ભક્તિનું સ્વરૂપ કહેતાં, તેમાં માહાત્મ્યજ્ઞાનની અંતરંગતા નિરૂપી છે. **સત્સંગિજીવનમાં**–'तदीयमाहात्म्यविबोधपूर्वं स्वभावतो वृत्तिरविच्युता या। सप्रेम तस्मिन् सकलेन्द्रियाणां सा भक्तिरुक्ता नवधाऽस्ति साऽपि॥' (પ્ર. ૨ અ. ૫૧) 'स्नेहेन सेवनं यत्तु माहात्म्यज्ञानपूर्वकम्। तदेव लक्षणं ज्ञेयं भक्तेरिह महाव्रताः'॥ क्रियमाणाऽपि भक्तिस्तु माहात्म्यज्ञानमन्तरा। न वर्धते न च गुणास्तं भजन्ति शमादयः॥ साऽप्यारम्भदशायां तु वर्धमानाऽपि निर्बला। ध्रुवं नश्यति तारुण्यात्प्राक् स्त्रीव क्षयरोगिणी॥ माहात्म्यज्ञानपूर्वं सा क्रियमाणा त्वनुक्षणम्। विवर्धतेऽतिबलिनी दाववह्निशिखा यथा॥ विज्ञातं येन माहात्म्यं यावत्तस्य तु तावती। श्रद्धा कृष्णे भवेत्तस्याश्च भक्तिः श्रद्धानुरूपिणी॥ विज्ञाय तस्य माहात्म्यं श्रद्धया या कृता दृढम्। भक्तिः सैकैव मेऽत्यन्तं प्रसन्नत्वस्य कारणम्॥' (પ્ર. ૩ અ. ૪૪) ઇત્યાદિ વચનો વડે ભક્તિનું લક્ષણ કહેવાપૂર્વક મહિમજ્ઞાનથી ભક્તિની દાવાગ્નિશિખાના દૃષ્ટાંતથી વૃદ્ધિ અને તેના વિના તો ક્ષયરોગિણી નારીના દૃષ્ટાંતથી ક્ષય થવાનો સમજાવ્યો છે. એમ કરીને ભક્તિની સિદ્ધિમાં અને વૃદ્ધિમાં **મહિમજ્ઞાનની** અત્યંત આવશ્યકતા જણાવી છે. **હ. વા. સુધાસિંધુમાં** "राधापतेः स्वरूपस्य माहात्म्यस्य च तत्त्वतः। वेदनं यत्तदेवोक्तं परमं मुक्तिकारणम्॥' सर्वेभ्योऽपि वरिष्ठेभ्यो महत्त्वं राधिकापतेः। श्रुतिस्मृतिपुराणाद्यैर्वर्णितं वर्तते भृशम्॥' એમ મહાત્મ્યજ્ઞાનને મુક્તિના પરમ કારણપણે કહેવાપૂર્વક રાધાપતિનું સર્વાધિક **માહાત્મ્ય** જાણવાનું સકારણ કહે છે.

**માહાત્મ્યનો પ્રકાર તો** 'एष सर्वभूतान्तरात्मा' 'व्याप्य नारायणः स्थितः' "अणोरणीयान् महतो महीयान्' 'महान्तं विभुमात्मानं' 'निरवद्यं निरञ्जनम्' 'स वा एष सर्वेभ्य पाप्मभ्य उदितः' 'निर्गुणं' 'सत्यं ज्ञानमनन्तं' 'विज्ञानमानन्दं ब्रह्म' 'समस्तकल्याणगुणात्मकोऽसौ' 'महद्गुणत्वाद्यमनन्तमाहुः' 'परमात्मा च सर्वेषामाधारः परमेश्वर;' 'ईशा वास्यमिदं सर्वं' 'पतिं विश्वस्य आत्मेश्वरम्' 'एक एव हरिः स्वामिशब्दवाच्योऽस्ति सर्वथा' 'यस्य पृथिवी शरीरं' 'यस्यात्मा शरीरं 'अहं हि सर्वयज्ञानां भोक्ता च प्रभुरेव च' 'यो विदधाति कामान्' 'सकलफलप्रदो हि विष्णुः' 'यतो वा इमानि भूतानि जायन्ते...तद्ब्रह्मेति' 'ध्येयो नारायणः सदा' 'मुक्तानां परमा गतिः'

'यतो वाचो निवर्तन्ते अप्राप्य मनसा सह' 'नेति नेति' 'यस्मात्परं नापरमस्ति किञ्चित्' 'न तत्समश्चाभ्यधिकश्च दृश्यते' 'नान्तोऽस्ति मम दिव्यानां विभूतीनां' 'प्रथितः पुरुषोत्तमः' परमात्मेत्युदाहृतः' 'द्युपतय एव ते न ययुरन्तमनन्तया त्वमपि' 'मेघोदयः सागरसन्निवृत्तिरिन्दोर्विभागः स्फुरितानि वायोः । विद्युद्विभङ्गो गतिरुष्णरश्मेर्विष्णोर्विचित्राः प्रभवन्ति मायाः ॥' 'मद्भयाद्वाति वातोऽयं सूर्यस्तपति मद्भयात्' ઇત્યાદિ શ્રુતિ–સ્મૃતિમાં નિરૂપ્યા પ્રમાણે સર્વભૂતોમાં અંતરાત્માપણે વ્યાપીને રહેવાપણું, તથાપિ નિત્ય નિર્દોષપણું, જ્ઞાનાદિ અનંત કલ્યાણ ગુણોએ સંપન્નપણું, સર્વના આધારપણું, સર્વનું નિયંતાપણું, સર્વનું સ્વામિપણું, ચેતન અચેતન સર્વનું શરીરિપણું, સમસ્ત કર્મોવડે સમારાધન કરવાપણું, સર્વ કર્મોનું ફળદાતાપણું, સમસ્ત જગતની ઉત્પત્તિ સ્થિતિ અને પ્રલયનું એક કારણપણું, મુમુક્ષુઓએ ઉપાસ્યપણું, મુક્તોએ પ્રાપ્યપણું, ઇત્યાદિ અનેક પ્રકારેથી ભગવાનનું **માહાત્મ્ય** અત્યાદરથી વર્ણવ્યું છે.

**સત્સંગિજીવનમાં** 'नराकृतिरपि कृष्णः सकलैश्वर्यसंयुतः । दिव्यविग्रह एवेति माहात्म्यं ज्ञेयमस्य च ॥' (પ્ર. ૩ અ. ૪૪) वासुदेवावतारेऽथ माहात्म्यज्ञानपूर्विका । स्नेहेन सेवा वृत्तिर्या सा भक्तिरिति कथ्यते ॥ श्वेतद्वीपे ब्रह्मपुरे गोलोकेऽपि च धामनि । वैकुण्ठादौ यदैश्वर्यं दिव्यं दिव्याश्च पार्षदाः ॥ स्वेच्छया मनुजाकारे हरौ तद्विद्यतेऽखिलम् । दिव्यभावेनेति बोधो माहात्म्यज्ञानमुच्यते ॥' (પ્ર. ૪ અ. ૬૭) આ રીતે **અવતારોને** સર્વ ઐશ્વર્ય સંપૂર્ણપણે અને દિવ્ય વિગ્રહપણે જાણવારૂપ **માહાત્મ્ય** કહ્યું છે. 'नामोच्चारणमाहात्म्यं हरेः पश्यत पुत्रकाः । अजामिलोऽपि येनैव मृत्युपाशादमुच्यत ॥' (ભાગ સ્કં. ૬) એમ **નામકીર્તનનો** પણ **મહિમા** જાણવાનો કહે છે. ઇત્યાદિ બહુ પ્રકારે માહાત્મ્ય જાણવાનું કહેછે. 'न तत्समश्चाभ्यधिकश्च दृश्यते' આ શ્રુતિમાં કહ્યા પ્રમાણે ભગવાનને ભવ બ્રહ્માદિ સર્વ થકી સ્વરૂપાદિ સર્વ પ્રકારે **સમધિક સમજવા** એનું જ નામ **માહાત્મ્ય** છે.

ઉપર પ્રમાણે કલ્યાણમાં **સદ્ધર્મ, જ્ઞાન, વૈરાગ્ય** અને **માહાત્મ્યજ્ઞાને સહિત ભક્તિ** આ ચારની કારણતા નક્કી કરી છે. આ અર્થ 'तस्य हेतुश्च सद्धर्मो ज्ञानं वैराग्यमेव च । माहात्म्यज्ञानयुग्भक्तिर्भूमन्श्चेति चतुष्टयम् ॥' (સ. પ્ર. ૪ અ. ૨) 'स्वधर्मो ज्ञानवैराग्ये सम्यक् माहात्म्यबोधयुक् । भक्तिर्भगवतश्चेति साधनानि महान्ति च ॥ स्वधर्मज्ञानवैराग्यैः सहिता यस्य रमापतेः । माहात्म्यज्ञानयुग्भक्तिः स्यात्सोऽस्ति बुद्धिमत्तरः ॥' (હ. વા. સુધાસિન્ધુ) ઇત્યાદિ વચનોએ વર્ણવ્યો છે. શિક્ષાપત્રીમાં 'धर्मो ज्ञेयः' ઇત્યાદિ શ્લોકોથી લક્ષણ કહેવાપૂર્વક **ચારની** હેતુતા સમર્થન કરી છે.

ઉપર કહ્યા પ્રમાણે **ધર્મ, જ્ઞાન** અને **વૈરાગ્ય** અંગ જેનું છે એવો જે **ભક્તિયોગ** તેનેજ **એકાંતિક ધર્મ** અને **ભાગવત ધર્મ** એવી સંજ્ઞાથી કહે છે. આ અર્થ **વા. મા. માં** 'स्वधर्मज्ञानवैराग्यैः सह लक्ष्मीवदीश्वरे । तस्मिन्ननन्या भक्तिर्या धर्म एकान्तिकः स वै ॥ त्रिभिः स्वधर्मप्रमुखैर्युक्ता भक्तिरियं मुने । धर्म एकान्तिक इति प्रोक्तो भागवतश्च सः ॥' આ રીતે નિરૂપ્યો છે.

**સત્સંગિજીવનમાં** પણ એજ પ્રકારથી 'इत्थं ये दीक्षिता भक्ताः स्वस्वधर्मेषु संस्थिताः। ज्ञानवैराग्यसम्पन्नाः प्रोक्ता एकान्तिका हि ते ॥' ( પ્ર. ૪ અ. ૫૨ ) 'एतानाश्रित्य सद्धर्मान् ज्ञानवैराग्यसंयुतान्। भजेयुर्ये वासुदेवं प्रोक्ता एकान्तिनो हि ते ॥' (પ્ર. ૪ અ. ૬૬) 'प्रवृत्तश्च निवृत्तश्च धर्मो हि द्विविधो मतः। द्वयोऽपि विष्णुसम्बन्धाद्भवत्येकान्तसंज्ञितः ॥ निवृत्तधर्मैकान्तित्वं प्रापुर्हि सनकादयः। प्रवृत्तधर्मैकान्तित्वं मरीच्याद्यास्तथाऽऽप्नुवन् ॥ एकान्तेनैव धर्मेण मुक्तिरात्यन्तिकी मता। न केवलं निवृत्तेन धर्मेणापीतरेण वा ॥ स्वरूपमस्य धर्मस्य कथ्यते चाधुना स्फुटम्। विद्वद्भिरपि दुर्ज्ञेयं विना हरिसमाश्रयम् ॥ आन्तराणां च बाह्यानां करणानां स्वभावतः। नैरन्तर्येण सक्ताः स्युर्विष्णावखिलवृत्तयः ॥ ततः पुमान् प्रवृत्तं वा निवृत्तं कर्म वैदिकम्। कुर्यादहिंसं निष्कामं ज्ञानवैराग्ययुक्तु यत् ॥ स एवैकान्त इत्युक्तो धर्मो निःश्रेयसप्रदः। तद्वन्तः पुरुषा ये ते प्रोक्ता एकान्तिका बुधैः ॥ स्वधर्मादियुतानन्यभगवद्भक्तिलक्षणः। एष धर्मो हि भवतीत्यल्पसत्वैः सुदुर्धरः ॥ तस्मान्मुमुक्षुरिच्छेद्यः श्रेय आत्यन्तिकं स तु। एकान्तधर्मं सेवेत मुक्तः स्यात्संसृतेस्ततः ॥' (પ્ર. ૪ અ. ૬૭) આ રીતે સવિસ્તર સુસ્પષ્ટ વર્ણવ્યો છે. **હ. વા. સુ. માં** પણ 'स्वधर्मज्ञानवैराग्यैर्युक्तां भक्तिं हरेस्तु यः। अनन्यां विदधीतासौ भक्त एकान्तिको मतः ॥' એમ **એકાંતિક ભક્તનું** લક્ષણ કર્યું છે.

આ ભક્તિરૂપ એકાંતિક ધર્મની પ્રાપ્તિ, **ભગવાનના અને ભાગવતોના સંગથી** થાય છે એમપણ 'साक्षाद्भगवतः सङ्गात्तद्भक्तानां च वेदशाम्। धर्मो ह्यैकान्तिकः पुम्भिः प्राप्यते नान्यथा क्वचित् ॥' ( સ. પ્ર. ૪ અ. ૬૭ ) આ વચનથી કહ્યું છે.

ઉક્તલક્ષણ ધર્માદિ ચારની સિદ્ધિમાં અને તદ્દ્વારા ભક્તિમાં **સત્સંગનું પ્રધાનપણે હેતુપણું** પ્રતિપાદન કર્યું છે. તેમાં આ સ્મૃતિવચનો વર્તે છે- 'सत्सङ्गमो यर्हि तदैव सद्गतौ परावरेशे त्वयि जायते मतिः' 'सतां प्रसङ्गात् मम.... श्रद्धा रतिर्भक्तिरनुक्रमिष्यति' 'नित्यं भागवतसेवया....भक्तिर्भवति नैष्ठिकी' 'महत्सेवां द्वारमाहुर्विमुक्तेः' 'सदुपासनया मतिः स्यात्' 'प्रसङ्गमजरं...स एव साधुषु कृतो मोक्षद्वारमपावृतम्' 'न रोधयति मां योगो...यथावरुन्धे सत्सङ्गः सर्वसङ्गापहो हि माम्' 'सत्सङ्गेन विनोद्धव। नोपायो विद्यते सध्र्यक्' 'सत्सङ्गेन हि दैतेया...सत्सङ्गान्मामुपाश्रिताः' 'सत्सङ्गः शेवधिर्नृणाम्' 'सत्सङ्गतिः कथय किं न करोति कार्यम्' 'सत्सङ्गलब्धया भक्त्या स हि मां यो निषेवते' ઇત્યાદિ. **સંતોના** મુખથકી ભગવાનનું **માહાત્મ્ય** સંભળવાથી **ભક્તિની** ઉત્પત્તિ અને સત્સંગથી **સાંગ ભક્તિની પુષ્ટિ** થવાની **સત્સંગિજીવનમાં** નિરૂપી છે-'एतेषामेव सङ्गेन साङ्गा भक्तिर्मुमुक्षुभिः। कृष्णस्य प्राप्यते नूनं माहात्म्यज्ञानपूर्विका ॥ एभ्यः कृष्णावताराणां चरित्रश्रवणं भवेत्।... सद्भ्य एतच्छ्रुतेः कृष्णमाहात्म्यं सम्यगीयते। तेनैव भक्तिः कृष्णे स्यात्स्वधर्मादि-

भिरन्विता ।। सतां सङ्गेन बुद्धवादौ तन्माहात्म्यं तदाप्तया । स्वधर्मज्ञानवैराग्ययुजा भक्त्या स सेव्यताम्' ( प्र. १ अ. ३२ ) 'पुंसां गुणाश्च दोषाश्च सद्सत्सङ्गतोऽपि हि । स्युस्तत्सङ्गः सतां कार्यो नासतां तु मुमुक्षुभिः ॥ यूयं सर्वे ततो भक्ताः सतामेव समागमम् । कुर्वन्त एवाचरत स्वस्वधर्मं यथोचितम् ॥' ( प्र. २ अ. २ ) 'सर्वेषां देहिनां भक्ताः कृष्णभक्तिर्विमुक्तिदा । उदेति सातु सत्सङ्गान्नश्यत्यसुरसङ्गतः ॥' 'एवं संसृतिदुःखं ये...तेषामुदेति वैराग्यं सत्सङ्गात्तच्च वर्धते' (प्र. १. अ. ३५) ઇત્યાદિ. **સત્સંગ** પદની નિરુક્તિ "सच्छब्देन परंब्रह्म साधवश्च तदाश्रिताः प्रोक्तास्तदीयो धर्मश्च शास्त्रं चैतत् त्रिकाश्रयम् ॥ सच्छब्दार्थ इति प्रोक्तः सङ्गशब्दार्थ उच्यते । सतः कृष्णस्य सङ्गस्तु साक्षाद्भक्तिर्दृढं स्थिरा ॥ साधून च सत्तां सङ्गः सेवाऽर्चा तद्वचःस्थितिः । धर्माणां तु सतां सङ्गस्तदत्यागो विपद्यपि ॥ सतः शास्त्रस्य सङ्गस्तु कृष्णभक्त्यादिपुष्टये । श्रवणं कीर्तनं प्रीत्या पाठनं श्रावणं तथा ॥" (स. प्र. ३. अ. २२) આ રીતે સવિસ્તર કરી છે. ઉપરનો સમગ્ર અર્થ સંગ્રહથી એકજ શ્લોકમાં 'धर्मस्त्याज्यो न कैश्चित्स्वनिगमविहितो वासुदेवे च भक्तिर्दिव्याकारे विधेया सितघनमहसि ब्रह्मणैक्यं निजस्य । निश्चित्यैवान्यवस्तुन्यणुमपि च रतिं सम्परित्यज्य सन्तस्तन्माहात्म्याय सेव्या इति बदति निजान् धार्मिको नीलकण्ठः ।' (प्र. ५ अ. ५५) આ રીતે જણાવ્યો છે. **"ધર્મ જ્ઞાન વૈરાગ્યે સહિત કરવી અને માહાત્મ્યજ્ઞાન માટે સંતોનો સમાગમ કરવો" આટલો આ શ્લોકનો** ભાવાર્થ છે,

પૂર્વોક્ત ધર્માદિકની સિદ્ધિમાં **શ્રદ્ધા** તથા **નિયમની** પણ હેતુતા પ્રતિપાદન કરી છે-'श्रद्धावान् लभते ज्ञानम्' 'श्रद्धावान् भजते यो मां स मे युक्ततमो मतः' 'श्रद्धया परयोपेतास्ते मे युक्ततमा मताः 'श्रद्दधाना मत्परमा भक्तास्तेऽतीव मे प्रियाः' (ગીતા) 'भक्त्याहमेकया ग्राह्यः श्रद्धयात्मा प्रियः सताम्' ઇત્યાદિ. આ અર્થની સ્પષ્ટતા 'कायक्लेशैर्न बहुभिर्न चैवार्थराशिभिः । धर्मः सम्प्राप्यते ह्येष श्रद्धाहीनैः सुरैरपि ॥ श्रद्धा मातेव सर्वेषां ज्ञानवैराग्ययोः प्रसूः । श्रद्धया साध्यते धर्मो नान्योपायेन केनचित् ॥ अपि निष्किञ्चना विप्राः श्रद्धावन्तो दिवं गताः । धर्मार्थकाममोक्षाणां श्रद्धा परमसाधनम् ॥' 'श्रध्धयाचर्यमाणोऽपि धर्मः शिथिलचेतसाम् । यथावत्फलदो न स्यात् कर्तव्यो नियमस्ततः ॥' 'असिधाराव्रतं ह्येतत्पुसां नियमशीलनम् । दुष्करो नियमः पुम्भी रागलोभाकुलात्मभिः ॥ देवत्वं देवताः प्राप्ताः प्रकाशन्ते च तारकाः । नियमाचरणादेव वेलां नाक्रमतेऽर्णवः ॥ नियमानां हि दृश्यन्ते समृद्धाः फलसिद्धयः । तथा विनियमानां च घोरा व्यापत्तयो भुवि ॥ श्रद्दधानैस्ततः पुम्भिर्धर्मो नियमपूर्वकम् । वर्धनीयः प्रतिदिनं परलोकसहायकृत् ॥' (प्र. २ अ. २) 'उत्साहेनैव कर्तव्या तद्भक्तिः श्रद्धयान्वितैः' (प्र. २ अ. ७) 'श्रद्धा कृष्णे भवेत्स्याच्च भक्तिः श्रद्धानुरूपिणी' (प्र. ३ अ. ४४) ઇત્યાદિ. 'શ્રદ્ધા જ સ્વાભિમતને સાધી આપે છે' એવા **વિશ્વાસ**પૂર્વકની જે સાધનમાં **ત્વરા** તેને **શ્રદ્ધા**

કહે છે. એને **આસ્તા આદર** શબ્દથીપણ કહે છે. પ્રતિદિન જે સમયે જે વિધિથી જેટલું જપાદિ કરવાનું વ્રત રાખ્યું હોય તેનો વિચ્છેદ ન થવા દેતાં અવશ્ય કરવું તેને **નિયમ** કહે છે. શ્રદ્ધા વિના કરેલાં દાન વ્રત તપાદિક પુણ્યોની નિષ્ફળતા ગીતામાં 'अश्रद्धया हुतं दत्तं तपस्तप्तं कृतं च यत् । असदित्युच्यते पार्थ न च तत्प्रेत्य नो इह ॥' આ રીતે કહી છે. 'सर्वस्वं जीवितं वापि दद्यादश्रद्धया यदि । नाप्नुयात्स फलं किञ्चित् श्रद्दधानस्ततो भवेत् ॥' (સ. પ્ર. ૨ અ. ૨) એમ શ્રીહરિએ પણ કહ્યું છે. આ રીતે ધર્માદિ બધી બાબતમાં **શ્રદ્ધા** અને **નિયમની** આવશ્યકતા જણાવી છે.

ઉક્ત ધર્માદિક સર્વની સિદ્ધિમાં વેદાદિ સચ્છાસ્ત્રોના **અભ્યાસની**પણ આપ્રયાણ આવશ્યકતા સકારણ કહી છે.–'धर्माधर्मौ साध्वसाधू न्यायान्यायौ च तत्त्वतः । कृष्णस्वरूपतद्भक्ती बुद्ध्यन्ते शास्त्रतः सत ॥ अवश्यमेव तत्कार्यः सच्छास्त्राभ्यास आदरात् । स्वस्वबुद्ध्यनुसारेण भवद्भिर्मदुपाश्रितैः ॥ नैर्गुण्यस्थितिमाप्यापि न सच्छास्त्राणि सन्त्यजेत् । सद्ग्रन्थवर्जनात्सिद्धा अपि जाड्यं व्रजन्ति यत् ॥ उत्साहशक्तिभङ्गश्च कृष्णभक्तौ ततो भवेत् । बुद्धिमोहश्च शैथिल्यं श्रद्धाया अपि जायते ॥' (સ. પ્ર. ૨ અ. ૨) 'संस्कृतप्राकृतग्रन्थाभ्यासश्चापि यथामति' 'स्वहितेच्छुभिरेतानि मच्छिष्यैः सकलैरपि । श्रोतव्यान्यथ पाठ्यानि कथनीयानि च द्विजैः ॥' 'कर्तव्यः सच्छास्त्राभ्यास आदरात्' (**શિક્ષાપત્રી**) 'तस्मात् श्रीकृष्णमाहात्म्यमञ्जसा सत्प्रसङ्गतः । सच्छास्त्रसेवनाद्वापि वेदितव्यं प्रयत्नतः' એમ **ઉ. વા. સુ.** માં **સંત** અને **સચ્છાસ્ત્રના** સેવનથી માહાત્મ્યજ્ઞાનની પ્રાપ્તિ જણાવી છે.

જેવો પુરુષનો સંગ, શુભાશુભ બુદ્ધિને ઉપજાવેછે તેવો શાસ્ત્રનો સંગપણ શુભાશુભ બુદ્ધિને ઉપજાવનારો હોવાથી જેમ સત્સંગની આવશ્યકતા છે તેમ **સચ્છાસ્ત્રાભ્યાસની** પણ છે. આ તાત્પર્ય 'यादृशो यस्य सङ्गः स्याच्छास्त्राणां वा नृणामपि । बुद्धिः स्यात्तादृशी तस्य कार्योऽतो नासतां हि सः ॥' (વા. ભા.) આ શ્લોકમાં જણાવ્યું છે. 'श्रुतिस्मृती उमे नेत्रे ब्राह्मणस्य प्रकीर्तिते । एकया रहितः काणो द्वाभ्यामन्धः स वै मतः ॥' આ સ્મૃતિપણ **સચ્છાસ્ત્રાભ્યાસની** આવશ્યકતા જણાવે છે. ભગવાનના સ્વરૂપ રૂપ ગુણ વિભૂતિ વિગેરેને **સત્યપણે** પ્રતિપાદન કરનારાં જે હોય તેને **સચ્છાસ્ત્ર** કહે છે. એમ હોવાથી જ 'स्थापिते येषु कृष्णस्य साकारत्वविशुद्धते । सच्छास्त्राणि तु तान्येव वेदार्थानुसृतानि हि ॥' 'मूर्तयश्चावताराणां श्रीविष्णोः प्रतिपादिताः । श्रीरामकृष्णमुख्यानां यत्र सच्छास्त्रमेव तत् ॥' 'यत्र स्युरवताराश्च शास्त्रेषु स्थापिता हरेः । तद्भक्त्या सह च ज्ञानमध्येतव्यानि तानि वै ॥ सच्छास्त्राणि च सर्वाणि श्रव्याणि सुधियो मुखात्' (પ્ર. ૨ અ. ૭) (સત્સંગિજીવન) એવું સચ્છાસ્ત્રોનું ઉપયોગી **લક્ષણ** કર્યું છે. આ રીતે **સચ્છાસ્ત્રાભ્યાસની આવશ્યકતા ધર્માદિ સર્વની સિદ્ધિમાં** જણાવી છે.

ઉક્ત ધર્માદિની નિષ્પત્તિમાં યથોક્ત બ્રહ્મચર્યવ્રત, ભોગસંકોચરૂપ તપ, શમ

દમ, ઉપરતિ, તિતિક્ષા, નિર્દંભપણું, નિર્માનપણું, નિષ્કપટપણું, નિર્મત્સરપણું, નિષ્પ્રમાદપણું, નિર્મોહપણું, કુસંગત્યાગ, ઇત્યાદિ ગુણોનો પણ ઉપયોગ तत्र तत्र વર્ણવ્યો છે. 'यदिच्छन्तो ब्रह्मचर्यं चरन्ति' 'ब्रह्मचर्यमहिंसा च शारीरं तप उच्यते' 'अमानित्वमदम्भित्वमहिंसा क्षान्तिरार्जवम्' 'अद्वेष्टा सर्वभूतानां मैत्रः करुण एव च' 'निर्मानमोहाः' (ગીતા) આ રીતે ઉક્ત ગુણોનો ધર્મ જ્ઞાન ભક્તિની સિદ્ધિમાં ઉપયોગ ભગવાને જણાવ્યો છે. 'दम्भो दर्पोऽभिमानश्च' એમ દંભને તો આસુરી સંપત્તિના દોષોમાં મુખ્ય તરીકે ભગવાન કહે છે.

'निर्मानत्वमसङ्गित्वमहिंसाहंममत्यजिः । आत्मनिष्ठा च तस्यैव सन्ति भक्तेरलङ्क्रिया ॥' (પ્ર. ૩ અ. ૩૭) એમ **નિર્માનત્વાદિકને** ભક્તિના અલંકાર (શોભાડનાર) તરીકે શ્રીહરિ કહે છે. 'शान्त्या दान्त्या चोपरात्या तितिक्षास्तिकतादिभिः । गुणैर्दैवादिदुष्प्राप्यैर्युक्तं भाव्यं च मच्छ्रितैः ॥' એમ શમ દમ દયાદિ ગુણો સંપાદન કરવાનું શ્રીમુખે કહેછે. 'सुजनैः स्वरिपुं विहाय दम्भम्' એમ **દંભને** ભક્તિના શત્રુતરીકે ઓળખાવેછે. 'सावधानैरतो भक्तैर्दूरादेते महारयः । हातव्यास्तेन भक्तिः स्यान्निर्विघ्नेष्टफलप्रदा ॥' (પ્ર. ૨ અ. ૧૫) એમ **લોભ કામ રસાસ્વાદ સ્નેહ** અને **માન** આ પાંચ દોષોને મહાશત્રુતરીકે ઓળખાવીને તેના પરિત્યાગથી ભક્તિની **નિર્વિઘ્નતા** અને **ઇષ્ટફળપ્રદતા** શ્રીહરિ કહેછે. 'ये ब्रह्मचर्यं तु बृहत्स्वरूपं योगेन संसाध्य जितेन्द्रियाः स्युः । ब्रह्मात्मना कृष्णमथो भजेयुः प्रोक्तास्त एवोत्तमभक्तसंज्ञाः ॥' (સ. પ્ર. ૧ અ. ૫૫) એમ **બ્રહ્મચર્યને** બ્રહ્મની ઉપમા આપીને તેનો ઉપયોગ **વૈરાગ્ય ભક્તિમાં** સૂચવ્યો છે. 'निर्मानैर्दासवत्सर्वैर्वर्तितव्यं सतां पुरः' 'दम्भहीनं स्वनुष्ठितै ।' 'निश्छद्म सेवया विष्णोः' 'भक्तिं विदध्यापतन्द्रि विष्णोः' 'पुंसां गुणाश्च दोषाश्च सदसत्सङ्गतोऽपि हि । स्युस्ततसङ्गः सतां कार्यो नासतां तु मुमुक्षुभिः ॥ दोषजालस्य वै योनिरसतां तु समागमः' આ કુસંગત્યાગ, નિર્દંભતા, નિર્માનતા, નિષ્કપટતા, નિષ્પ્રમાદતા, નિર્માનતા, વિગેરે બહુ ગુણોનો ઉપયોગ **ધર્મ ભક્તિ** આદિકની સિદ્ધિમાં સૂચવ્યો છે તે યથાયથ જાણી લેવો.

ઉપરનો સમગ્ર શાસ્ત્રાર્થ **વચનામૃતમાં** સાક્ષાત્ **શબ્દથી** તો **અર્થાત** સારીરીતે અનુવર્ણવ્યો છે, તે આ શ્રીમુખવચનોથી સુસ્પષ્ટ સમજાયછે. (પ્ર. ૧૧) 'અને જે સાધુને સંગેકરીને ભગવાનનું **માહાત્મ્ય** પરિપૂર્ણ જાણવામાં આવે છે.' **(આથી સાધુસંગની માહાત્મ્યજ્ઞાનમાં હેતુતા કહી)** પ્ર૦ ૮ 'અને જ્યારે એ કુસંગનો ત્યાગ કરીને સાધુનો સંગ કરેછે ત્યારે એને દેહને વિષે જે **અહંબુદ્ધિ** છે તે નિવૃત્તિ પામેછે અને દેહના સંબન્ધિનેવિષે જે **મમત્વબુદ્ધિ** છે તે નિવૃત્તિ પામે છે અને ભગવાનનેવિષે અસાધારણ **પ્રીતિ** થાયછે અને ભગવાન વિના અન્યને વિષે **વૈરાગ્ય** થાય છે' **(આથી સંત્સગની જ્ઞાન વૈરાગ્ય ભક્તિની સિદ્ધિમાં હેતુતા કહી)** પ્ર૦ ૧૭ 'ધર્મ જ્ઞાન વૈરાગ્ય અને ભક્તિ ઇત્યાદિક જે ભગવાનની

પ્રસન્નતાનાં સાધન' **(આથી ભગવત્પ્રસન્નતાનાં સાધનતરીકે ધર્મ જ્ઞાન વૈરાગ્ય ભક્તિની હેતુતા કહી)** પ્ર૦ ૧૯ 'આ સત્સંગનેવિષે પોતાના આત્યંતિક કલ્યાણને ઇચ્છતો એવો ભક્તજન તેને એકલી **આત્મનિષ્ઠાએ** કરીનેજ પોતાનું આત્યંતિક કલ્યાણરૂપ કાર્ય સરતું નથી. તથા એકલી **પ્રીતિ** જે પ્રેમેસહિત નવ પ્રકારની ભક્તિ કરવી તેણેકરીને પણ તે કાર્ય સરતું નથી તથા એકલો જે **વૈરાગ્ય** તેણે કરીનેપણ તે કાર્ય સરતું નથી તથા એકલો જે **સ્વધર્મ** તેણે કરીને પણ તે કાર્ય સરતું નથી, તે માટે એ **આત્મનિષ્ઠા આદિક જે ચારે ગુણ** તે સિદ્ધ કરવા .. તે માટે ભગવાનના એકાંતિક ભક્તનો સમાગમ કરીને જે ભક્તને ચારે ગુણ અતિશય દ્રઢપણે વર્તે છે તે ભક્તને સર્વ સાધન સંપૂર્ણ થયાં અને એને જ **એકાંતિક** ભક્ત જાણવો.' **(આથી કલ્યાણ માટે સ્વધર્મ જ્ઞાન વૈરાગ્ય અને ભક્તિની કારણતા કહી)** પ્ર૦ ૨૧ 'વર્ણાશ્રમનો જે **ધર્મ** તેનેવિષે અચલ નિષ્ઠા તથા **આત્મનિષ્ઠાની** અતિશય દ્રઢતા તથા એક ભગવાન વિના બીજા સર્વ પદાર્થને વિષે **અરુચિ** તથા ભગવાનને વિષે **માહાત્મ્યે** સહિત એવી નિષ્કામ **ભક્તિ,** એ ચાર સાધને કરીને ભગવાનની અતિશય પ્રસન્નતા થાય છે. અને એ ચાર સાધન તેને **એકાંતિક ધર્મ** કહીએ **(આથી ધર્માદિ ચાર નિષ્ઠાવાળાની એકાંતિકતા જણાવી)**...અને દિવસેદિવસે ભગવાનનું અતિશય માહાત્મ્ય જણાય તેને અર્થે **સાધુનો સંગ** નિરંતર રાખવો.' **(આથી મહિમાજ્ઞાનની સિદ્ધિમાં સત્સમાગમની હેતુતા કહી)** પ્ર. ૪૪ 'સત્પુરુષનો જે પ્રસંગ એ જ પરમેશ્વરને વિષે દઢ પ્રીતિ થયાનું કારણ છે. **(આથી ભક્તિની સિદ્ધિમાં સત્સંગની હેતુતા કહી)** પ્ર૦ ૪૭ 'પરમેશ્વરના ભક્ત હોય તેમાં કોઇકને **ધર્મનિષ્ઠા** પ્રધાન હોય ને કોઇકને **આત્મનિષ્ઠા** પ્રધાન હોય ને કોઇકને **વૈરાગ્યનિષ્ઠા** પ્રધાન હોય તો કોઇકને **ભક્તિનિષ્ઠા** પ્રધાન હોય અને ગૌણપણે તો એ સર્વે અંગ સર્વ હરિભક્તમાં હોય છે...અને જ્યારે એ **ચાર નિષ્ઠા** એકનેવિષે વર્તે ત્યારે તેને **પરમ ભાગવત** કહીએ અને એને જ **એકાંતિક ભક્ત** કહીએ.' **(આથી ચાર નિષ્ઠાવાળાની ભાગવતતા અને એકાંતિકતા કહી)** પ્ર૦ ૫૪ 'સ્વધર્મ જ્ઞાન વૈરાગ્ય અને માહાત્મ્યજ્ઞાન તેણે સહિત જે ભગવાનની ભક્તિ તેણે યુક્ત એવા જે ભગવાનના એકાંતિક સાધુ તેના પ્રસંગથકી ભાગવત ધર્મનું પોષણ થાય છે અને વળી જીવને મોક્ષનું જે દ્વાર તેપણ એવા સાધુના પ્રસંગથકી ઉઘાડું થાયછે, તે કપિલદેવ ભગવાને દેવહૂતી પ્રત્યે કહ્યુંછે જે 'प्रसङ्गमजरं पाशमात्मनः कवयो विदुः । स एव साधुषु कृतो मोक्षद्वारमपावृतम् ।' **(આથી સાંગ ભક્તિની સિદ્ધિમાં સત્સંગની હેતુતા કહી)** પ્ર૦ ૫૬ 'માટે જેને ભગવાનને પ્રસન્ન કરવા હોય તેને જ્ઞાન વૈરાગ્ય ભક્તિ તથા બીજા કોઈ શ્રેષ્ઠ ગુણ હોય તેને અભિમાને કરીને અટંટ થવું નહિ તો એ પુરુષના હૃદયનેવિષે પ્રગટ પ્રમાણ એવા જે શ્રીકૃષ્ણ નારાયણ તે પ્રસન્ન થઇને નિવાસ

કરીને રહે છે...અને જો ભકિતનું ભકતના હૃદયમાં માન આવે તો તેપણ એને અતિખોટ છે અને આત્મજ્ઞાનનું માન હોય અથવા વૈરાગ્યનું માન હોય પણ તે અભિમાનતો દેહાત્મબુદ્ધિને જ દૃઢ કરાવે, માટે ભગવાનના ભકત હોય તેને કોઈ પ્રકારે **અભિમાન** રાખવું નહિ...માટે માનરહિત જે જ્ઞાન વૈરાગ્ય અને ભકિત તેતો સોળવલ્લા સોના જેવા છે...તેમ માનરહિત જે ભકતના જ્ઞાન વૈરાગ્ય અને ભકિત તે આકાશ સરખાં બળવાન છે, માટે ઉપરથી તો જણાય નહિ પણ નિર્માની ભકત તે સર્વથી શ્રેષ્ઠ છે. **(આથી સાંગ ભકિતની સિદ્ધિમાં નિર્માનપણાની હેતુતા કહી)**...એવી રીતે ભગવાનનો મહિમા વિચારવો એ જ આત્મા અનાત્માના વિવેકનું કારણ છે અને જેટલી એ ભકતને ભગવાનના માહાત્મ્યે સહિત ભગવાનનેવિષે નિષ્ઠા છે તેટલો જ એ ભકતના હૃદયમાં વૈરાગ્ય આવેછે...ગમે તેવો પાપી હોય ને અંત સમે જો તેને **'સ્વામિનારાયણ'** એવા નામનું ઉચ્ચારણ થાય તો તે સર્વ પાપથકી છુટીને બ્રહ્મમહોલનેવિષે નિવાસ કરે.. એમ માહાત્મ્ય સમજે **(આથી વૈરાગ્ય આત્મજ્ઞાન અને ભક્તિમાં માહાત્માજ્ઞાનની હેતુતા કહી)** પ્ર. ૫૭ 'અને ભગવાનનું માહાત્મ્ય જાણીને જે હેત થાયછે. તેતો બીજી જ રીતનું છે' પ્ર. ૫૯ 'જો એ ભગવાનનો આવો મહિમા જાણે છે, તો એને ભગવાનનેવિષે અસાધારણ હેત છે.' **(આથી ભકિતમાં માહાત્મ્યજ્ઞાનની ખાસ કારણતા કહી)** પ્ર. ૭૭ 'માટે આજથી કોઈ પંચ વર્તમાનરૂપ જે **ધર્મ** તેને મુકીને જ્ઞાનનું કે ભકિતનું બલ લેશે તે ગુરુદ્રોહી વચનદ્રોહી છે' **(આથી ધર્મની અત્યાજયતા જણાવી)** પ્ર. ૭૮ 'પ્રત્યક્ષ શ્રીકૃષ્ણ પુરુષોત્તમ ભગવાન તેનો મહિમા અતિશયપણે કરીને સમજે તો તેને ભગવાનની શ્રવણાદિક જે નવધા ભક્તિ તે અચલ રહે' **(આથી ભકિતની અચલતામાં મહિમજ્ઞાનની આવશ્યકતા કહી)** સા. ૩ 'અને ઉદ્ધવજી જો શ્રીકૃષ્ણ ભગવાનની શ્રદ્ધા માહાત્મ્યે સહિત સેવા ચાકરી કરતા તો તે **પરમ ભાગવત** કહેવાયા અને તેની શાસ્ત્રમાં તથા લોકમાં અતિશય પ્રસિદ્ધિ છે.' સા. ૫ 'જેને **શ્રદ્ધા** તથા હરિ-હરિજનના વચનનેવિષે **વિશ્વાસ** તથા ભગવાનનેવિષે **પ્રીતિ** તથા ભગવાનના સ્વરૂપનું **માહાત્મ્ય** એ ચાર વાનાં જેના હૃદયમાં હોય તેની વાસના નિવૃત્ત થઈ જાયછે. તેમાંપણ એક **માહાત્મ્ય** અતિશય દૃઢ હોય તો **શ્રદ્ધા** તથા **વિશ્વાસ** તથા **પ્રીતિ** એ ત્રણ દુબળાં હોય તોપણ મહા બળવાન થાય છે. અને માહાત્મ્ય વિનાની ભક્તિ ઝાઝી જણાતી હોય તોપણ અંતે નાશ થઇ જાય છે. જેમ દશબાર વર્ષની કન્યા હોય ને તેને ક્ષયરોગ થાય પછી તે કન્યા યુવાન થયા મો'રજ મરી જાય પણ યુવાન થાય નહિ તેમ જેને માહાત્મ્ય વિનાની ભક્તિ હોય તેપણ પરિપકવ થતીથતી નાશ થઈ જાય અને જેના હૃદયમાં માહાત્મ્યે સહિત ભગવાનની ભક્તિ હોય તો બીજા કલ્યાણકારી ગુણ ન હોય તો પણ તેના હૃદયમાં સર્વે વર્તે છે...તે માટે માહાત્મ્યે સહિત ભગવાનની ભક્તિ

એ જ વાસના ટાળવાનું મહા મોટું સાધન છે' **(આથી આત્મનિષ્ઠા વૈરાગ્ય ભકિત આદિકની સિદ્ધિમાં માહાત્મ્યજ્ઞાનની ખાસ હેતુતા સકારણ કહી)** સા. ૯ 'અને ભગવાનનો મહિમા એમ વિચારવો જે' 'અજામેલ મહાપાપી હતો તે દીકરાને યોગે **નારાયણ** એવું નામ લીધુ તે સર્વ પાપથી છુટીને પરમ પદને પામ્યો **(આથી મહિમાનો પ્રકાર કહ્યો)** માટે ગમે તેવો આપત્કાળ પડે અથવા અમે આજ્ઞા કરીએ તોપણ તમારે પોતાના ધર્મમાંથી ચળવું નહિ...પોતાના ધર્મમાંથી ચલાયમાન થઇને પરમેશ્વરની પૂજા કરવી એ ઠીક નહિ **(આથી ધર્મની ભકિતમાં આવશ્યકતા કહી)** સા. ૧૪ 'વૈરાગ્ય આત્મનિષ્ઠા ભગવાનની ભક્તિ અને બ્રહ્મચર્યાદિક જે ધર્મ તેણેકરીને જે સિદ્ધ થાય તેતો જેવા શ્વેતદ્વીપનેવિષે મુક્ત છે તે સરખા છે...તેમ મદિરા ને ભાંગ્યરૂપ જે પ્રમાદ ને મોહ તેતો જેમ વિમુખ જીવને નડે તેમજ ભગવાનના ભકતને પણ નડે' **(આથી ભકિત આદિકની સિદ્ધિમાં નિષ્પ્રમાદતા અને નિર્મોહતાની કારણતા કહી)** સા. ૧૫ 'માટે એ ગોપિઓનેવિષે તો આત્મનિષ્ઠા ને વૈરાગ્ય આદિક અનંત જે કલ્યાણકારી ગુણ તે ભગવાનના માહાત્મ્યને પ્રતાપે કરીને સંપૂર્ણ હતા માટે આત્મનિષ્ઠા ને વૈરાગ્ય વિનાનો જે પ્રેમી ભક્ત જણાતો હોય તેતો અતિશય ન્યૂન છે,' **(આથી ભકિતમાં આત્મનિષ્ઠા વૈરાગ્ય અને માહાત્મ્યજ્ઞાનની અપેક્ષા જણાવી)** સા. ૧૮ 'જે શ્રદ્ધાવાન્ પુરુષ હોય અને તેને જો સાચા સંતનો સંગ મળે અને તે સંતના વચનને વિષે શ્રદ્ધાવાન્ થાય તો એના હૃદયને વિષે સ્વધર્મ વૈરાગ્ય વિવેક જ્ઞાન ભકિત આદિક જે કલ્યાણકારી ગુણ તે સર્વે પ્રગટ થઈ આવેછે અને કામ ક્રોધાદિક જે વિકાર તે બળી જાયછે.' **(આથી સાંગ ભકિતની સિદ્ધિમાં શ્રદ્ધા અને સત્સમાગમની પૂર્વતા કહી)** કા. ૬ 'જે ભક્તજન કામ ક્રોધ લોભ કપટ માન ઈર્ષ્યા અને મત્સર એટલા વાનાએ રહિત થઈ ભગવાનની ભકિત કરે તેની ઉપર ભગવાન રાજી થાયછે, તેમાંપણ મત્સર છે તે સર્વ વિકારમાત્રનો આધાર છે....માટે શ્રીવ્યાસજીએ શ્રીમદ્ભાગવતનેવિષે નિર્મત્સર એવા જે સંત તેને જ ભાગવત ધર્મના અધિકારી કહ્યા છે' **(આથી નિષ્કામ નિષ્ક્રોધ નિર્લોભ નિષ્કપટ નિર્માન નિર્મત્સર આદિક ગુણોની ભકિત આદિકની સિદ્ધિમાં હેતુતા કહી)** કા. ૯ 'માટે જે ભગવાનનું માહાત્મ્ય ન જાણતો હોય ને તે સત્સંગી છે તો પણ તેને અર્ધો વિમુખ જાણવો અને ભગવાનનો જે મહિમા સમજે તેને જ પુરો સત્સંગી જાણવો.' **(આથી મહિમાની ખાસ આવશ્યકતા કહી)** લો. ૬ 'એકાંતિકપણું એમાં આવે એ અતિશય દુર્લભ છે. તે એકાંતિકપણું તે શું? તો ધર્મ જ્ઞાન અને વૈરાગ્ય એ ત્રણે યુકત જે ભગવાનની ભકિત કરવી તેને **એકાંતિકપણું** કહીએ' **(આથી એકાંતિકપણામાં ધર્માદિકની જરૂર જણાવી)** લો. ૭ 'અને જે બ્રહ્મરૂપ થયો તેને જ પુરુષોત્તમની ભકિતનો અધિકાર છે...તે ભગવાને ગીતામાં કહ્યું છે જે

'ब्रह्मभूतः प्रसन्नात्मा न शोचति न काङ्क्षति । समः सर्वेषु भूतेषु मद्भक्तिं लभते पराम् ॥'...એવી રીતે મહિમાએ સહિત જે ભગવાનને જાણે ને દેખે એને પરિપૂર્ણ જ્ઞાન કહીએ.' **(આથી ભક્તિમાં આત્મજ્ઞાનની અંગતા કહી)** લો. ૯ 'વૈરાગ્ય જ્ઞાન ભક્તિ અને ધર્મ આ ચારને ઉપજ્યાનો હેતુ શો છે ? **(આમાં ચારને ઉપજ્યાના હેતુઓ વિવેચનથી કહ્યા છે)** લોયા ૧૬ 'ભગવાનનું માહાત્મ્ય જેમ કપિલદેવજીએ દેવહૂતીપ્રત્યે કહ્યું છે જે 'मद्भयाद्वाति वातोऽयं सूर्यस्तपति मद्भयात्' એવી રીતે અનંત પ્રકારના માહત્મ્યે સહિત એવી જે ભગવાનની ભક્તિ તે જેને હોય તેના દોષમાત્ર ટળી જાય અને તેને જ્ઞાન વૈરાગ્ય ધર્મ એ ન હોય તોપણ સર્વે આવે છે, માટે એ સાધન સર્વમાં મોટું છે' **(આથી દોષમાત્રની નિવૃત્તિ અને ધર્મ જ્ઞાન વૈરાગ્ય ભક્તિ આદિક ગુણમાત્રની પ્રાપ્તિમાં માહાત્મ્યજ્ઞાનની મુખ્ય હેતુતા કહી)** લોયા. ૧૭ 'વિષયનો અભાવ થયાનું મુખ્ય સાધન તો પરમેશ્વરનું માહાત્મ્ય છે ને તે પછી આત્મનિષ્ઠા ને વૈરાગ્ય છે, તે માહાત્મ્ય તે શું? તો 'જે ભગવાનની બ્હીકે કરીને ઇન્દ્ર વર્ષે છે, સૂર્ય, અગ્નિ, ચંદ્રમા પ્રકાશ કરેછે, પૃથ્વી સર્વને ધારી રહી છે, સમુંદ્ર મર્યાદા નથી લોપતા, ઔષધિઓ ઋતુને પામીને ફળેછે, અને જે ભગવાન જગતની ઉત્પત્તિ સ્થિતિ પ્રલયને કરેછે અને જેની શક્તિ કાળ છે, માયા છે, પુરુષ છે, અક્ષરે છે' એવી રીતે જે ભગવાનની મોટપને સમજતો હોય તેને જગતમાં એવું શું પદાર્થ છે તે બંધન કરે ?...તેમ એવું જેણે ભગવાનનું માહાત્મ્ય જાણ્યું છે તે ભગવાનનો પાડ્યો પણ તે ભગવાનના ચરણારવિંદથકી પડે નહિ, તો શું બીજે પદાર્થે કરીને એ પડે ? ન જ પડે...માટે જેને ભગવાનનું માહાત્મ્ય સમજાણું છે તેનો પાયો સત્સંગમાં અચળ છે અને જેને માહાત્મ્ય નથી સમજાણું તેનો વિશ્વાસ નહિ' **(આથી વિષયોનો અભાવ વિગેરે સર્વ અર્થની સિદ્ધિમાં માહાત્મ્યની હેતુતા અને તેની દિશા દર્શાવી.)** પંચાલા ૩ 'માટે કેવળ આત્મારૂપ થયેથકે જે ભગવાનને વિષે હેત થાય તે ઠીક છે એમ અમારો સિદ્ધાંત છે. **(આથી ભક્તિમાં દૃઢ આત્મજ્ઞાનની કારણતા કહી)** મધ્ય ૪ 'એમ ભગવાનનું માહાત્મ્ય જાણે તો તેને ભગવાનનું અખંડ ચિંતવન થાય' મધ્ય ૯ 'પણ જેને પરમેશ્વર વિષે અતિશય પ્રીતિતો ન હોય તેનેતો જરૂર ભગવાનના સ્વરૂપનો મહિમા સમજવો જોઈએ' મધ્ય ૧૧ 'અને જો ધર્મ અર્થ ને કામસબંધી જે ફળની ઇચ્છા તેનો ત્યાગ કરીને તેનાં તે શુભ કર્મ જો ભગવાનની પ્રસન્નતાને અર્થે કરે તો એ જ શુભ કર્મ છે તે ભક્તિરૂપ થઈને કેવળ મોક્ષને અર્થે થાય છે. ત્યાં શ્લોક છે. 'आमयो येन भूतानां जायते यश्च सुव्रत। तदेव ह्यामयं द्रव्यं न पुनाति चिकित्सितम् ॥ एवं नृणां क्रियायोगाः सर्वे संसृतिहेतवः । त एवात्मविनाशाय कल्पन्ते कल्पिताः परे ॥' **(આથી નિષ્કામ સર્વ કર્મોની ભગવદારાધનરૂપતા જણાવી)** મધ્ય ૧૬ 'અને જેને બળવાન્ શ્રદ્ધા હોય તેતો તત્કાળ સિદ્ધ થાયછે,

તેપણ ગીતામાં કહ્યું છે 'श्रद्धावान् लभते ज्ञानं तत्परः संयतेन्द्रियः ।...માટે જે અતિશય શ્રદ્ધાવાન્ હોય તેને વહેલી સાધનની સમાપ્તિ થાયછે...માટે જે પ્રકારે ભગવાનનું માહાત્મ્ય સમજાય તે ઉપાય કરવો ને જો એ ઉપાય કરે તો શ્રદ્ધા ન હોય તોપણ શ્રદ્ધા થાયછે અને જો મંદ શ્રદ્ધા હોય તો તે વૃદ્ધિને પામેછે.' **(આથી માહાત્મ્યજ્ઞાનથી શ્રદ્ધા અને શ્રદ્ધાથી સર્વ અર્થની સિદ્ધિ કહી)** મધ્ય ૨૬ 'ભગવાનની ભકિત કરતાં આત્મજ્ઞાન તથા વૈરાગ્ય તથા ધર્મ તે જો અંતરાય કરતા હોય તો તેનેપણ પાછા પાડીને ભગવાનની ભકિતનું જ મુખ્યપણું રાખવું અને જો ભકિતનેવિષે સહાયરૂપ થતા હોય તોતો ઠીક છે એમ સમજે તે જ પુરો ભકત કહેવાય.' **(આથી ભકિતની મુખ્યતા અને તેમાં ધર્માદિકની સહાયતા કહી)** મધ્ય ૨૭ 'અને જે ઉપાસક હોય તે પોતાના ધર્મમાંથી ભ્રષ્ટ થાય જ નહિ, માટે પોતપોતાના ધર્મમાં રહીને ભકિત ઉપાસના કરવી એ અમારો સિદ્ધાંત છે.' **(આથી ધર્મસહિત ભકિત કરવાનો સ્વસિદ્ધાંત શ્રીહરિએ કહ્યો)** મધ્ય ૩૨ અને આત્મનિષ્ઠા વૈરાગ્ય ને ધર્મ તેતો ભકિતનાં સહાયરૂપ ઉપકરણ છે...ધર્માદિક અંગનું સહાયપણું હોય તો એ ભકિતનેવિષે કોઈ વિઘ્ન થતું નથી. અને જો ધર્માદિક અંગનું સહાયપણું ન હોય તો વિષમ દેશ કાળાદિકે કરીને ભકિતનેવિષે વિઘ્ન જરૂર થાય છે, તે માટે ધર્માદિક અંગે સહિત ભકિત કરવી' **(આથી ભકિતમાં ધર્માદિકની અંગતા અને તેની સિદ્ધિમાં તેની સહેતુક આવશ્યકતા કહી)** મધ્ય ૩૫ 'અને અમે જે આત્મજ્ઞાનની વાર્તા કરીએ છીએ તેમાં તો એટલું જ પ્રયોજન છે જે જો પોતાના આત્માને દેહથી જુદો માને તો દેહનેવિષે પ્રીતિ ન રહે તથા દેહના સંબન્ધિનેવિષે હેત ન રહે તથા ભકિતનેવિષે કોઈ વિઘ્ન ન થાય એટલું જ પ્રયોજન છે પણ **કેવળ** એણે કરીને જ કલ્યાણ થાય એમ તો માનવું નહિ.. કેવળ ધર્મે કરીને કલ્યાણ થાવું તેતો તુંબડાં બાંધીને સમુદ્ર તરવો તેવું કઠણ છે...ને જો તેમાં ધર્મ ન હોય તો તે માથે પાણો લઈને સમુદ્રને તરવા ઇચ્છે એવો જાણવો ને તેને ચંડાળ જેવો જાણવો' **(આથી ધર્મ અને આત્મજ્ઞાનની મોક્ષ પ્રત્યે સ્વતંત્ર હેતુતાનું નિરાકરણ કરવા પૂર્વક તે બન્નેની ભકિતમાં અંગતા કહી)** મધ્ય ૩૬ 'અને જે પુરુષને ભગવાન વિના બીજામાંથી હેત તુટેછે તેને ભગવાનનેવિષે હેત થાય છે.' **(આથી હરિરતિમાં વિષયવિરતિની હેતુતા જણાવી)** મધ્ય ૪૧ 'માટે માનને તજીને જે ભગવાનને ભજે તેનેતો સર્વ હરિભકતમાં અતિશય મોટો જાણવો.' મધ્ય ૫૨ 'માટે શ્રદ્ધાએ સહિત ને ઈર્ષ્યાએ રહિત જે ભકિત કરે તે અમને ગમે છે.' **(આથી ભકિતમાં માન ઈર્ષ્યાના રાહિત્યની હેતુતા જણાવી)** મધ્ય ૬૫ 'માટે આત્મનિષ્ઠા વૈરાગ્ય ને ભગવાનનેવિષે ભકિત એ ત્રણેય ભેળાં હોય ત્યારે કોઈ જાતની ખોટ ન કહેવાય અને એવો જે હોય તેતો **જ્ઞાનીભકત** કહેવાય **એકાંતિકભકત** કહેવાય **અનન્યભકત** કહેવાય.' વર. ૩ 'આપણા ઉદ્ધવ સંપ્રદાયને

વિષે જ્ઞાન વૈરાગ્ય ધર્મ અને ભગવાનની ભકિત એ ચાર વાનાં જેમાં હોય તે **એકાંતિકભકત** કહેવાય અને આપણા સત્સંગમાં મોટો કરવા યોગ્ય પણ તેજ છે... જો માહાત્મ્યે સહિત ભકિત હોય ને આત્મનિષ્ઠા ધર્મ ને વૈરાગ્ય એ સામાન્યપણે હોય તોપણ કોઈ દિવસ એ ધર્મમાંથી પડે નહિ, કેમ જે જે ભગવાનનું માહાત્મ્ય જાણતો હોય તેતો એમ વિચારે જે ભગવાનની આજ્ઞાને વિષે બ્રહ્માદિક સમગ્ર દેવ રહ્યાછે તે ભગવાનની આજ્ઞા મારાથી કેમ લોપાય ? એમ જાણીને ભગવાનના નિયમમાં તત્પર રહે...માટે ચાર વાનાંએ સહિત જે ભકિત તે જેમાં હોય તે **એકાંતિકભકત** કહેવાય.' **(આથી માહાત્મ્યજ્ઞાનની ધર્માદિકની સિદ્ધિમાં કારણતા કહી)** વર. ૪ 'ત્રીશ લક્ષણે યુકત એવા જે સંત તેનો જે સંગ તે મન કર્મ વચને કરીને રાખે તો જેટલાં કલ્યાણને અર્થે સાધન કહ્યાં છે તે સર્વે તેના સંગમાં આવી જાય છે.' **(આથી સંતનું લક્ષણ અને તેના સંગની સર્વાર્થસિદ્ધિમાં પ્રથમાવશ્યકતા જણાવી )** અમ. ૩ 'માયામય એવાં જે ત્રણ શરીર તેની ભાવનાએ રહિત કેવળ **આત્મસત્તારૂપે** રહીને જે ભકત પરમેશ્વરની મૂર્તિનું ચિંતન કરતો હોય.' **(આથી ભકિતમાં આત્મજ્ઞાનની અંગતા જણાવી)** અંત્ય ૫ 'ભગવાનની જે ભકિત છે તેમાં કોઈ રીતનું વિઘ્ન ન થાય એવી તે કઈ ભકિત છે ?....'यन्नामधेयश्रवणानुकीर्तनात्' 'अहो बत श्वपचोऽतिगरीयान्' આ બે શ્લોકેકરીને જેવું ભગવાનનું **માહાત્મ્ય** કહ્યું છે તથા કપિલજીએ માતા દેવહૂતી પ્રત્યે પોતાનું **માહાત્મ્ય** કહ્યું છે જે 'मद्भयाद्वाति वातोऽयं' એવી રીતે **માહાત્મ્યે** સહિત ભગવાનની **ભકિત** હોય તેમાંતો કોઈ જાતનું વિઘ્ન આવે નહિ **(આથી ભકિતની નિર્વિઘ્નતામાં માહાત્મ્યજ્ઞાનની મુખ્ય હેતુતા જણાવી)**...શુક સનકાદિક જેવા જે મોટા પુરુષ તેની જે સેવા ને પ્રસંગ તેમાંથી **માહાત્મ્યે** સહવર્તમાન એવી જે ભકિત તે જીવના હૃદયમાં ઉદય પામેછે' **(આથી સત્સંગની સમાહાત્મ્ય ભકિતમાં કારણતા કહી)** અંત્ય. ૧૩ 'અને શાસ્ત્રમાં તો એમ જ કહ્યું છે જે ધર્મ જ્ઞાન વૈરાગ્ય અને ભકિત એ **ચાર પરિપૂર્ણ** હોય ત્યારે એકાંતિક ભકત કહેવાય અને એકાંતિકની જે મુકિત છે તેને પામે' અંત્ય. ૨૪ 'શ્રદ્ધા, સ્વધર્મ, વૈરાગ્ય, સર્વ પ્રકારે ઇન્દ્રિયોનો નિગ્રહ કરવો, અહિંસા, બ્રહ્મચર્ય, સાધુનો સમાગમ, આત્મનિષ્ઠા, માહાત્મ્યજ્ઞાને યુકત એવી ભગવાનની નિશ્ચળ ભકિત, સંતોષ, નિર્દંભપણું, દયા, તપ, પોતાથી ગુણે કરીને મોટા જે ભકત તેમને વિષે ગુરુભાવ રાખીને તેમને બહુ પ્રકારે માનવા, પોતાને બરોબરીયા જે ભકત તેમનેવિષે મિત્રભાવ રાખવો, પોતાથી ઉતરતા જે ભકત તેમને વિષે શિષ્યભાવ રાખીને તેમનું હિત કરવું, એવી રીતે આ **સોળ સાધને** કરીને ભગવાનના એકાંતિક ભકત જેતે અક્ષરધામને વિષે ભગવાનની સેવાને રુડી રીતે પામે છે.' **(આથી આત્યંતિક સેવારૂપ મુકિતમાં સ્વધર્માદિ સોળ**

**સાધનોની હેતુતા કહી)** અંત્ય. ૨૫ 'શ્રદ્ધાસહિત જળ પત્ર ફળ ફુલ ભગવાનને અર્પણ કરે તો એટલામાં રાજી થાય' અંત્ય. ૨૮ ભગવાનને **માહાત્મ્યે** સહિત જે સમજતો હોય તે કોઈ પદાર્થમાં બંધાય જ નહિ...'द्युपतय एव ते न ययुरन्तमनन्ततया' એવી રીતે **માહાત્મ્યે** સહિત ભગવાનને જાણ્યા હોય...એમ માહાત્મ્ય સમજે તો માન ટળે' અંત્ય ૩૨ 'એવું જાણીને તે ભગવાને બાંધી જે ધર્મમર્યાદા તેનેવિષે તે ભગવાનની પ્રસન્નતાને અર્થે પોતે નિરંતર વર્તે પણ ધર્મમર્યાદાનો ક્યારેય લોપ કરે નહિ' **(આથી ભગવત્પ્રસન્નતામાં ધર્મમર્યાદાની હેતુતા કહી)** અંત્ય ૩૩ 'જેનેવિષે સ્વધર્મ જ્ઞાન વૈરાગ્ય અને માહાત્મ્યે યુક્ત એવી વાસુદેવ ભગવાનની અનન્ય ભક્તિ એટલાં વાનાં હોય તેને **એકાંતિક ભક્ત** કહીએ' **(આથી એકાંતિક ભક્તનું લક્ષણ કહ્યું)** અંત્ય ૩૯ 'અને ભગવાનનો જે ભક્ત હોય તેને **આત્મનિષ્ઠાનું બળ** તથા ભગવાનના **માહાત્મ્યનું બળ** એ બે બળ જોઈએ... અને સત્સંગી પણ એને જ કહીએ, કેમ જે સત્સ્વરૂપ એવો જે પોતાનો **આત્મા** તથા સત્સ્વરૂપ એવા જે **ભગવાન્** તેનો જેને આવી રીતે **સંગ** થયો તેને **સત્સંગી** કહીએ...માટે એ બે વાત અમારે સિદ્ધ થઈ છે તે સારૂ એમ અમારે વર્તાય છે... માટે આ વાત સમજવાની છે.' **(આથી ભકિતમાં આત્મજ્ઞાન અને ભગવન્માહાત્મ્યજ્ઞાનની મુખ્ય હેતુતા જણાવી)** ઉપર પ્રમાણે આ પ્રબન્ધમાં **મુક્તિહેતુ ભક્તિમાં** ઉપયોગી **સ્વધર્મ આત્મજ્ઞાન વૈરાગ્ય** અને **માહાત્મ્યજ્ઞાન** અને તદુપયોગી **સત્સંગ, સચ્છાસ્ત્રાભ્યાસ, શ્રદ્ધા, નિયમ, બ્રહ્મચર્ય** વિગેરે સર્વનું નિરૂપણ સ્પષ્ટ શબ્દોમાં કર્યું છે. ઉપર પ્રમાણે મોક્ષમાં મુખ્યહેતુ **ભકિત** અને તેનાં સ્વધર્માદિ **અંગો** અને તદુપયોગી **સત્સમાગમાદિ** સર્વનો ઉપાયમાં સમાવેશ છે.

---

## સર્વમાન્ય સુગમ શરણાગતિ માર્ગ—

ઉપર પ્રમાણે નિરૂપેલી **ભકિત** યદ્યપિ સ્વરૂપથી એક જ છે–જુદી જુદી નથી, તથાપિ **ભાવભેદ** (નિષ્કામ–સકામ) ને લીધે **સાધ્યસાધન** ભાવને પામતાં ભિન્ન (સાધ્ય ભકિત સાધન ભકિત) કહેવાયછે. જેમ અગ્નિહોત્ર સ્વરૂપથી એક જ છે પરંતુ **જીવનાધિકાર** (જીવિતપર્યંત નિષ્કામપણે કરવું) અને **કામનાધિકાર** (ફળની ઇચ્છા હોય તો કરવું) એવા ભેદથી **નિત્યાગ્નિહોત્ર** અને **કામ્યાગ્નિહોત્ર** એવો ભેદ કહેવાય છે તેમ. પરમાત્મા પ્રાપ્ત્યર્થે સ્વીકારાતી, પ્રતિદિન યોગસમયે અનુષ્ઠાન કરાતો જે ધ્યાનયોગ (તૈલધારાવત્ અવિચ્છિન્ન પ્રીતિપૂર્વક પરમાત્મસ્મૃતિરૂપ) તેનાથી સંપાદ્ય પરિપાકવિશેષ (દર્શનસમાનાકારતા અને અત્યંત પ્રીતિરૂપતા) જેનો છે એવી ભકિતને **સાધનભકિત** કહે છે. આમાં તો **કર્મયોગ** (ફળસંગ કર્તૃત્વસંગાદિકના

ત્યાગપૂર્વક, જેમાં આત્મજ્ઞાન અંતર્ગત છે, 'આ તો સર્વતનુ ભગવાનનું આરાધન છે' એવી બુદ્ધિથી અનુષ્ઠાન કરાતું; વર્ણાશ્રમોચિત કર્મ) અને **જ્ઞાનયોગ** (પ્રકૃતિ વિલક્ષણ જ્ઞાનૈકઘન સ્વાત્મસ્વરૂપનું અનુસ્મરણ જે પ્રતિદિન યોગ સમયે અનુષ્ઠાન કરાય છે તે) તેની અપેક્ષા વર્તે છે. માટે આ તો બન્ને અંગવાળી ઠરે છે. તે બે અંગની સિદ્ધિ ન થાય તો એની સિદ્ધિ ન થાય. જેતો પરમાત્માવિષે જ સ્વયંપ્રયોજન (ફળ)પણે સ્વીકારવામાં આવે તેને **સાધ્યભક્તિ** કહે છે. આમાં તો કર્મજ્ઞાનાદિ અંગની અપેક્ષા નથી. **(આ એક એમાં વિશેષ છે.)** કેમકે એમાં સ્વયં ભગવાન જ ઉપાય છે. 'મારે તો ભગવાન જ ઉપાય છે' એવી દૃઢ નિષ્ઠાવાળા જેઓ છે તેઓ ભગવાનનેજ જેમ એમ ભક્તિને પણ પરમપ્રયોજન (ફળ)પણે ઇચ્છે છે. ઉપાયપણે વરેલા ભગવાન ભક્તોએ સિદ્ધ કરવાના નથી, કેમકે તેતો **નિત્યસિદ્ધ** છે, જેથી સાધનશરીરની સિદ્ધિમાટે કર્મજ્ઞાનાદિકની અપેક્ષા હોઈ શકે. ભગવાનનો **ઉપાય**પણે જેમણે આશ્રય કર્યો છે અને જેમને બીજી કોઈ ગતિ નથી એવાઓને જ કર્મયોગ જ્ઞાનયોગની અપેક્ષા વિના પરમપ્રયોજનપણે ઇચ્છેલા ભક્તિવિશેષને સ્વયં આપે છે. એટલે 'ભગવાન **નિત્યસિદ્ધ** ઉપાય છે તો તમામને કેમ ફળલાભ થતો નથી' એવી આશંકાને **અવકાશ** નથી. નિત્ય સિદ્ધનો પણ ઉપાયપણે આશ્રય કરવાની અપેક્ષા રહે છે. જે આશ્રય કરે તેને જ ફળલાભ થાય. બીજાનો પ્રસંગ નથી. સાધનભક્તિમાં જે કર્મયોગાદિ અંગ છે તેનું રાહિત્યજ આ સિદ્ધોપાય પરિગ્રહમાં **અંગ** છે, માટે કર્માદિકની અપેક્ષાતો વિરુદ્ધ જ છે. આ રીતે **સાધ્યભક્તિમાં** દૃઢ નિષ્ઠાવાળાઓને ક્યારેય કૈવલ્યરૂપ ખાડામાં ખસી પડવાનો અવસર નથી, કેમકે એને જ્ઞાનયોગની કર્તવ્યતાનો પ્રસંગ નથી. જેતો સાધનભૂત ભક્તિયોગમાં પ્રવર્તનારા છે તેઓને તો તેના અંગભૂત જે આત્મદર્શનફળવાળો **જ્ઞાનયોગ** તેમાં પ્રવર્તતાં કૈવલ્યગર્તમાં પડવા અવસર સંભવિત છે. **(આ બીજો વિશેષ છે.)**

આ અનુત્તમ સુગમ સાક્ષાત્ **મુક્તિમાર્ગ** કપોળકલ્પિત નથી, પરંતુ સ્વયં ભગવાને જ **ગીતામાં** **'सर्वधर्मान् परित्यज्य मामेकं शरणं व्रज । अहं त्वां सर्वपापेभ्यो मोक्षयिष्यामि मा शुचः ॥'** આ અંતિમ શ્લોકથી પ્રકાશ્યો છે. બીજાપણ બહુ સ્મૃતિવચનો છે—'शरणं त्वां प्रपन्ना ये ध्यानयोगविवर्जिताः । तेऽपि मृत्युमतिक्रम्य यान्ति तद्वैष्णवं पदम् ॥' (ગારુડે) 'अनन्तज्ञानशक्त्यादिकल्याणगुणसागरे । परे ब्रह्मणि लक्ष्मीशे मुख्योऽयं सर्वसिद्धिकृत् ॥ प्रशासितुरशेषाणामात्मनां परमात्मनः । नहि प्रसादनं विष्णोरन्यदात्मार्पणादृते ॥ अहमस्मि तवैवेति प्रपन्नाय सकृत्स्वयम् । देवो नारायणः श्रीमान् ददात्यभयमुत्सुकः ॥' (भारद्वाज सं०) 'मामेकमेव शरणमात्मानं सर्वदेहिनाम् । याहि सर्वात्मभावेन यास्यसि ह्यकुतोभयम् ॥' (भाग०) 'सर्वधर्मान् सर्वकामान् ऐहिकामुष्मिकानपि । सन्त्यज्य विधिना नित्यं षड्विधां शरणागतिम् ॥ आचार्यानुज्ञया कुर्याच्छास्त्रदृष्टेन वर्त्मना ।' (વિશ્વક્સં०) ઇત્યાદિ. શ્રુતિમાં પણ આનું ઉપપાદન છે—

'यो ब्रह्माणं विदधाति...मुमुक्षुर्वै शरणमहं प्रपद्ये' (श्वे. उ.) 'न्यासमेषां तपसामतिरिक्तमाहुः' (तैत्ति. आर) ઇત્યાદિ. **પૂર્વાચાર્યોએ** પણ બહુ માનેલો છે.

ઉપર પ્રમાણે આ સહેલો સાક્ષાત્ નિષ્કંટક મુક્તિમાર્ગ **પ્રપત્તિ શરણાગતિ આશ્રય બળ ન્યાસ** આદિક શબ્દોથી ત્યાંત્યાં નિરૂપ્યો છે. પ્રપત્તિ એટલે એક પ્રકારનો **આશ્રય.** ભગવાનને જ ઉપાયપણે વરવા તે. જો બરોબર કથીને એને નિરૂપીએ તો–પોતાના રક્ષણમાં કોઈ પણ ગતિને નહિ પામેલાએ વાત્સલ્યાદિગુણ-સાગર પુરુષોત્તમની સન્નિધિમાં કરાતી **'આપ જ ઉપાયભૂત થાવ'** એવી પ્રાર્થના એ જ **પ્રપત્તિ** કહેવાય. પ્રપત્તિને જ **શરણાગતિ** શબ્દથી કહે છે. તેવું વચન છે–'अनन्यसाध्ये स्वाभीष्टे महाविश्वासपूर्वकम् । तदेकोपायतायाञ्चा प्रपत्तिः शरणागतिः ॥' **(भरतमुनिः)** આ વચનમાં 'प्रपत्तिः शरणागतिः' એમ પર્યાય પાઠ મુકયો છે. 'तदेकोपायतायाञ्चा' આ પદથી પ્રપત્તિનું સ્વરૂપ નિરૂપ્યું છે. બીજું પણ એવું વચન છે–'अहमस्म्यपराधानामालयोऽकिञ्चनोऽगतिः । त्वमेवोपायभूतो मे भवेति प्रार्थना मतिः । शरणागतिरित्युक्ता सा देवेऽस्मिन् प्रयुज्यताम्' ઇતિ. (अहि. सं.) **પ્રાર્થનાવિશેષ એ જ પ્રપત્તિ છે** એવું તાત્પર્ય નીકળે છે. **શરણ** શબ્દનો 'ઉપાય' એવો અર્થ 'उपाये गृहरक्षित्रोः शब्दः शरणमित्ययम् । वर्तते साम्प्रतं त्वेष उपायार्थैकवाचकः ॥' (अहिर्बु. सं०) આ વચનમાં કર્યો છે. **આ સ્થળે આટલું અવશ્ય સમજવું–** કેવળ **ઉપાયપણાની** યાચનાથી કૃત્યકૃત્યતા નથી. કિંતુ ઉપાયપણાની પ્રાર્થનાપૂર્વક **ભરન્યાસની** પણ અપેક્ષા છે. 'હું સમર્થ છું, તે આ કાર્યને આ સાધનથી સિદ્ધ કરીશ' એવા સ્વતંત્રપણાના અભિમાનથી પોતાને **મસ્તકે મુકેલો ભાર 'હું અકિંચન અનન્યગતિ છું'** એવું અનુસંધાન કરીને 'આપ જ ઉપાયભૂત મને થાવ' એવી પ્રાર્થનાપૂર્વક 'वपुरादिषु योऽपि कोऽपि वा गुणतोऽसानि यथातथाविधः । तदयं तव पादपद्मयोरहमद्यैव मया समर्पितः' (स्तोत्ररत्न) એમાં કહેલી રીતિએ ભગવાનને અર્પણ કરવો તેને **ભરન્યાસ** કહે છે. માટે જ પ્રપત્તિનું સ્વરૂપ નિરૂપવા પ્રવર્તેલા 'गोप्तृत्ववरणं तथा । आत्मनिक्षेपकार्पण्ये षड्विधा शरणागतिः' આ વચનમાં **આત્મનિક્ષેપને**પણ લીધો છે. ન્યાસને જ આત્મનિક્ષેપ સમજવો. આ અર્થ 'आत्मात्मीयभरन्यासो आत्मनिक्षेप उच्यते' આ વચનમાં વ્યક્ત છે. આ રીતે પ્રાર્થના-પૂર્વક **આત્મનિક્ષેપ** એ જ પ્રપત્તિનું સ્વરૂપ હોવાથી જ્યારે વિશેષ્યાંશ (પ્રાર્થના)નો આદર કરવામાં આવે ત્યારે **શરણાગતિ** શબ્દનો અને જ્યારે વિશેષણાંશનો આદર કરવામાં આવે ત્યારે **ન્યાસ** શબ્દનો પ્રયોગ કરવામાં આવે છે. આથી **પ્રપત્તિ ન્યાસ શરણાગતિ** શબ્દોની પર્યાયતા સિદ્ધ થાય છે. માટે જ 'निक्षेपापरपर्यायो न्यासः पञ्चाङ्गसंयुतः । प्रपत्तिं तां प्रयुञ्जीत स्वाङ्गैः पञ्चभिरावृताम् ॥' આવી સ્મૃતિ પ્રવર્તે છે. (लक्ष्मीतंत्र सं.)

આ વચનથી પ્રપત્તિમાં **અંગસંબન્ધ** જાણવામાં આવે છે. તે આ અંગ–

વિશેષોને વચનો વિવેચન કરીને કહેછે—'आनुकूल्यस्य सङ्कल्पः प्रातिकूल्यस्य वर्जनम् । रक्षिष्यतीति विश्वासो गोप्तृत्ववरणं तथा । आत्मनिक्षेपकार्पण्ये षड्विधा शरणागतिः ॥' (अहि० सं०) ઇત્યાદિ. ઉપાયપણે વરેલા ભગવાનની અનુવૃત્તિ પ્રમાણે વર્તવું એને **આનુકૂલ્ય સંકલ્પ** કહે છે. જેને કંઈ પણ ગતિ નથી એવાને પોતાના શરણ્ય સ્વામીની અનુવૃત્તિ પાળવા થકી બીજું કંઈ પણ અનુકૂળ આ લોકમાં નથી. તાત્પર્ય એ નીકળ્યું કે જેના શરણને પામે તેની સેવામાં સદા તત્પર રહેવું જોઈએ. ઉપાયપણે વરેલા ભગવાનને જે અભિમત ન હોય તેના થકી નિવૃત્તિ પામવી તેને **પ્રાતિકૂલ્યવિવર્જન** કહે છે. આથી ભગવાનના શરણને પામેલાએ તેમની આજ્ઞારૂપ શાસ્ત્રોક્ત વિધિ નિષેધોમાં નિષેધ થકી નિવૃત્તિ અને વિહિતને વિષે યથાયોગ્ય દાસ-વૃત્તિથી તત્પર રહેવું જોઈએ એ અર્થ જણાવ્યો. શાસ્ત્રની આજ્ઞાને અનુસરવું અને ન અનુસરવું એ જ ભગવાનને **અભિમત અનભિમત** છે. બીજું કોઈ નહિ. જો એમ ન કરે તો ભગવાનની આજ્ઞાની અનુવૃત્તિ સિદ્ધ ન થતાં પ્રપત્તિનો ભંગ થાય છે. 'મારૂં રક્ષણ કરશે જ' એવો **વિશ્વાસ** રાખવો. 'મારાં પાપ અપાર છે અને જે અભીષ્ટ પરમપુરુષાર્થ છે તે બહુ ગુરુ છે' એમ વિચારીને 'મારૂં રક્ષણ આ કેમ કરશે' એવો સંશય થાય જ. જો આવો સંશય થાય તો સ્વીકારેલા સિદ્ધોપાય થકી ભ્રષ્ટ થાય. સંશય તો ભગવાનના સામર્થ્યમાં કે કૃપામાં ન્યૂનતા બુદ્ધિથી થાય છે. તે થાય તો તેની ઉપર ભગવાનનો અનુગ્રહ ન થાય એવો ભાવાર્થ છે. માટે 'આ મારા સ્વામી પરમવત્સલ પરમોદાર છે તે મારૂ રક્ષણ કરશે જ' એવા **મહાવિશ્વાસની** આમાં અપેક્ષા છે. 'આપ જ ઉપાયભૂત થાવ' એવી પ્રાર્થનાને **ગોપ્તૃત્વવરણ** કહે છે. ભગવાન્ પરમોદાર છે પણ જો તેમની પ્રાર્થના આ ચેતન ન કરે તો આ પોતે જ ઉપાયભૂત થઇને પરમપુરુષાર્થને કેમ આપે ? ન જ આપે. જે જે જન જે જે વસ્તુને ઇચ્છે તેના તેના પ્રદાનમાં ભગવાનનો સંકલ્પ તો છે જ. દાતાનો આજ સ્વભાવ સમુચિત છે. (માગે તેને આપવું) **ભીલડી** ચણોઠીના પુંજથી જેવી રાજી થાય છે તેવી રાજયોગ્ય **રત્નથી** પણ રાજી થતી નથી, તેણીને તે આપવું તે દાતાની અજ્ઞાનતાને જ જણાવે. માટે **પ્રાર્થનાની** અવશ્ય અપેક્ષા રહે છે. એમ ન કરે તો લોકમર્યાદાનો ભંગ થાય છે. 'માગ્યા વિના મા પણ ન પિરસે' એવી લોકમાં કહેવત છે. માટે જ 'रक्षापेक्षां प्रतीक्षते' એવું વચન વર્તે છે. ભગવાન પરિપૂર્ણ હોવાથી બીજી કશી અપેક્ષા રાખતા નથી, પણ **'મારી રક્ષા કરો'** એવી પ્રાર્થનામાત્રની અપેક્ષા રાખે છે. **આત્મનિક્ષેપનું** વ્યાખ્યાન ઉપર આવી ગયું છે. कार्पण्यं—દીનપણું, જેને અકિંચનતા કહે છે. જ્યાં સુધી અન્ય ઉપાયોમાં સંબન્ધ હોય ત્યાં સુધી આ ઉપાયની સિદ્ધિ થતી નથી. આ માર્ગ તો અકિંચન (જેને અન્ય કશું જ સાધન નથી) જનોનો છે. 'षड्विधा शरणागतिः' આ શબ્દ ઉપરથી

'શરણાગતિ છ પ્રકારની છે' એમ ભરમાવું નહિ. **અંગાંગિભાવ** સમજવો. આનુકૂલ્યસંકલ્પ આદિક પાંચ અંગોએ યુકત જે આત્મનિક્ષેપ તે શરણાગતિ છે એવો ભાવાર્થ જાણવો. માટે જ 'कृतानुकूल्यसङ्कल्पः प्रातिकूल्यं विवर्जयन् विश्वासशाली कृपणः प्रार्थयन् रक्षणं प्रति। आत्मानं निक्षिपति यत् विप्रदेवस्य पादयोः। सा प्रपतिः' (भारद्वाज सं०) એવું વચન પ્રવર્તે છે. 'આવો આવો થઇને આત્મનિક્ષેપ કરવો તે પ્રપત્તિ છે' એવો નિર્દેશ હોવાથી **અંગાંગિભાવ** સમજાય છે. આ રીતે પ્રપત્તિનું **સ્વરૂપ** અને તેમાં **અંગાંગિભાવ** જાણવો.

સાધનાન્તરની અપેક્ષાએ પ્રપત્તિમાં અનેક **વિશેષો** ઉત્કર્ષસાધક વર્ણવ્યા છે. તેમાં પ્રથમ તો **સુગમતારૂપ મહાન્ વિશેષ પ્રથમ છે.** ભક્તિયોગ તો દુરધિગમ છે. તેમાં કર્મ એ અંગ હોવાથી તેનું અનુષ્ઠાન કરતાં તેનું સ્વરૂપ સમજવું પડે છે. કર્મ શું ? અને અકર્મ (જ્ઞાન) શું ? એના સ્વરૂપ જ્ઞાનમાં વિદ્વાનો પણ મોહ પામેલા રહે છે. યથાર્થ જાણી શકતા નથી. કર્મમાં પણ જાણવાનું રહ્યું છે, વિકર્મ (વિવિધ કર્મ) માં પણ જાણવાનું રહ્યું છે, અને અકર્મ જે જ્ઞાન તેમાં પણ જાણવાનું રહ્યું છે, એથી કર્મની ગતિ ઘણી ગહન ન જાણી શકાય એવી છે. એમ હોવાથી કર્મયોગ બહુ કઠિન થાય છે. ભક્તિયોગમાં સાક્ષાત્ ઉપયોગી જ્ઞાનયોગ છે એ પણ દુષ્પ્રાપ છે. 'सन्न्यासस्तु महाबाहो दुःखमाप्तुमयोगतः' એમ સ્વયં ભગવાને ગાયું છે. ભગવાને બહુ બોધ દીધેલા અર્જુને પણ 'योऽयं योगस्त्वया प्रोक्तः साम्येन मधुसूदन। तस्याहं न पश्यामि चञ्चलत्वात्स्थितिं स्थिराम्॥ चञ्चलं हि मनः कृष्ण प्रमाथि बलवद् दृढम्। तस्याहं निग्रहं मन्ये वायोरिव सुदुष्करम्॥' એમ સુદુષ્કરતા કહી છે. વળી ભગવાને 'असंशयं महाबाहो मनो दुर्निग्रहं चलम्' એમ કહીને જ્ઞાનયોગની દુષ્કરતા સુદૃઢ કરી છે. 'क्लेशोऽधिकतरस्तेषामव्यक्तासक्तचेतसाम्' એમ એમાં કલેશની અત્યંત અધિકતા પણ સમર્થન કરી છે. 'आत्मानं रथिनं विद्धि शरीरं रथमेव च' આ શ્રુતિમાં નિરૂપેલા રૂપક પ્રમાણે રથરૂપ **શરીર** બહુ શિથિલ વર્તે છે, અધ્યવસાય (બુદ્ધિ) રૂપ **સારથી** કર્ણરાજાનો સારથી શલ્ય જ જેમ એમ વિપરીત વર્તનવાળો વર્તે છે, રાશોરૂપ **મનતો** અતિ ચંચળ રહે છે, ઇન્દ્રિયરૂપ **અશ્વો** અતિ ઉદ્ધત દુષ્ટ છે, ગોચરદમ વિષયરૂપ માર્ગો બહુ રજવાળા અને ઉંચા નીચા છે, **રથિરૂપ** સ્વયં **આત્મા** તમથી ગ્રસ્ત નેત્રવાળો થઈ બેઠો છે, તેણે મુમુક્ષામાત્રથી વગર વિચારે 'तद्विष्णोः परमं पदम्' આ શ્રુતિમાં કહેલા બહુ દૂર મહામાર્ગે પ્રયાણ કર્યું છે, આવાં શિથિલ ભાગેલ તુટેલ વિપરીત ઉપકરણોવાળો મુમુક્ષુ આપત્તિના પ્રસંગ વિના કેટલા કાળે કેવી રીતે નિર્દિષ્ટ વિષ્ણુપદે પહોંચશે તે જાણી શકાતું નથી. તો આ રીતે કલેશબહુલ ઉપાસન માર્ગથકી આ પ્રપત્તિ માર્ગ **સરલ** છે. ભગવાન્ સંરક્ષક હોવાથી આ તો **બહુ સુગમ** છે.

સર્વને **અધિકાર** હોવારૂપ **અપર વિશેષ** છે. મોક્ષના સાધનપણે વેદાંતમાં

કહેલા બ્રહ્મોપાસનમાં તો ત્રૈવર્ણિકોને જ અધિકાર છે બીજાઓને નથી એમ શારીરક મીમાંસામાં સમર્થન કર્યું છે. આને વિષે તો અધિકારિનિયમ નથી. તેવાં વચનો 'प्राप्तुमिच्छन् परां सिद्धिं जनः सर्वो ह्यकिञ्चनः। श्रद्धया परया युक्तो हरिं शरणमाश्रयेत। ब्रह्मक्षत्रविशः शूद्राः स्त्रियश्चान्तरजास्तथा ।। सर्वे एव प्रपद्येरन् सर्वधातारमच्युतम् ॥' 'न जातिभेदं न कुलं न लिङ्गं न गुणं क्रियाः। न देशकालौ नावस्था योगो ह्ययमपेक्षते ॥' (भारद्वाज सं०) ઇત્યાદિ છે. આ વચનો 'केनापायेन भगवन्निह सर्वेऽपि जन्तवः। प्राप्नुयुः परमां सिद्धिं सद्यो विगतकल्मषाः ॥' આ પ્રશ્નના પ્રત્યુત્તર રૂપે છે. તો આ વચનોથી **સર્વાધિકારતા** સાબીત થાય છે. ગીતામાં 'मां हि पार्थ व्यपाश्रित्य येऽपि स्युः पापयोनयः। स्त्रियो वैश्यास्तथा शूद्रास्तेऽपि यान्ति परां गतिम् ॥' આ રીતે સ્વયં ભગવાને સર્વને **અધિકાર** આપ્યો છે. અનુષ્ઠાન જોતાં પણ સર્વાધિકારતા સિદ્ધ થાય છે. **દ્રૌપદીજીએ** દુઃશાસનથકી આવેલી વસ્ત્રાપહરણની આપત્તિમાં શું શરણાગતિ કરી ન હતી ? કરી જ હતી. ભલે મુક્તિમાટે ન કરી હતી, તથાપિ ફળની વિલક્ષણતામાત્ર છે, એમાં ઉપાય તો ભગવાન જ હતા. એ રીતે ગ્રાહે પરાભવેલો **ગજેન્દ્ર** કે જે પશુજાતિનો હતો પણ શરણાગતિથી **અભીષ્ટને** પામ્યો હતો એ બાબત બહુ પ્રસિદ્ધ છે. રાવણનો નાનો ભાઈ **વિભીષણ** રાક્ષસ હતો તથાપિ અભીષ્ટને પામ્યો હતો. આ રીતે વચનો અને અનુષ્ઠાન જોતાં એમાં **સર્વને અધિકાર સિદ્ધ થાય છે.** પ્રપત્તિનું સ્વરૂપ વિચારીએ તોપણ સર્વને **અધિકાર** સિદ્ધ થાય છે. કોઈનેપણ સામર્થ્ય નથી એમ નથી. સર્વને સામર્થ્ય છે. આમાં ગ્રહણ કરાતો ઉપાય તો સર્વેશ્વર છે. તે તો આશ્રયણીયપણામાં સર્વને સમાન છે. 'समोऽहं सर्वभूतेषु न मे द्वेष्योऽस्ति न प्रियः' એવું શ્રીકૃષ્ણવચન છે. તેમનું ગ્રહણ પણ **પ્રાર્થનામાત્ર** છે બહુ કઠિન નથી. તેમાંતો ચૈતન્યમાત્રની અપેક્ષા છે–ચેતન હોય તે કરી શકે છે. જે અકિંચનપણાનું અનુસંધાન કરવાનું છે તેતો જેને બીજી ગતિ નથી એવાઓને સુગમ છે. આ રીતે ઉપપત્તિથી પણ એ બાબત સિદ્ધ છે, માટે આમાં **સર્વને અધિકાર છે જ.**

આ **અપર વિશેષ છે**–અન્ય ઉપાય તો શરીરપાતપર્યંત કરવા પડેછે. આ અર્થ 'आप्रयाणात्तत्रापि हि दृष्टं' આ સૂત્રથી વ્યાસે નિરૂપ્યો છે. તેપણ વારે વારે આવૃત્તિરૂપ છે. ધ્યાનયોગનું સ્વરૂપ તૈલધારાવત્ અવિચ્છિન્ન વારંવાર અનુસ્મૃતિરૂપ છે, આવું ધ્યાન યોગસમુચિત સમયે કરવું જોઈએ એવો સૂત્રકારનો આશ્રય છે. આ **પ્રપત્તિ** તો એક જ વાર કરવાની છે, તેટલાથી જ પ્રપત્તિના સ્વરૂપની સિદ્ધિ છે. એવાં વચનો પણ છે–'आर्तानामाशु फलदा सकृदेव कृता ह्यसौ। दृप्तानामपि जन्तूनां देहान्तरनिवारिणी ॥' (भार० सं०) 'सकृदेव प्रपन्नाय तवास्मीति च याचते। अभयं सर्वभूतेभ्यो ददाम्येतद् व्रतं मम ॥' (रामा यु०) ઇત્યાદિ.

આ **બીજો વિશેષ છે**–અન્ય સાધનોમાં **અંતિમ સ્મરણની** અપેક્ષા છે.

આ અર્થ ગીતામાં 'प्रयाणकालेऽपि च मां ते विदुर्युक्तचेतसः' 'अन्तकाले च मामेव स्मरन् मुक्त्वा कलेवरम् । यः प्रयाति स मद्भावं याति नास्त्यत्र संशयः ।' આ રીતે ભગવાને કહ્યો છે. એનું વિવરણ રામાનુજાચાર્યે 'આ પણ ત્રણેય (ઐશ્વર્યાર્થી આત્માર્થી અને ભગવદર્થી) ને સાધારણ છે' આ રીતે કર્યું છે. આમાં તો તેની અપેક્ષા નથી, કારણ કે આણે તો સમસ્ત ભાર ભગવાનને સોંપી દીધેલો હોવાથી કશું સંભારવાનું નથી. એને તો ભગવાન જ સંભારી લે છે. એવું સ્વયં ભગવાનનું વચન છે–'स्थिरे मनसि सुस्वस्थे शरीरे सति यो नरः । धातुसाम्ये स्थिते स्मर्ता विश्वरूपं च मामजम् । ततस्तं म्रियमाणं तु काष्ठपाषाणसन्निभम् । अहं स्मरामि मद्भक्तं नयामि परमां गतिम् ।।' (વારાહે)

આ **અન્ય વિશેષ છે–પ્રારબ્ધ** કર્મ કે જે 'अवश्यमेव भोक्तव्यं कृतं कर्म शुभाशुभम्' એમાં કહ્યા પ્રમાણે અવશ્ય ભોગવવું પડે છે તેનો પણ પ્રપત્તિથી નાશ થાય છે. અન્ય સાધન ઉપાસનથી તો સંચિતનો નાશ થાય છે પણ પ્રારબ્ધનો નહિ એવો નિર્ણય 'अनारब्धकार्ये एव तु पूर्वे तदवधेः' આ સૂત્રમાં વ્યાસે કર્યો છે. શરણાગતિથી **પ્રારબ્ધનો નાશ** કહેનારાં વચનો 'उपायभक्तिः प्रारब्धव्यतिरिक्ताघनाशिनी । साध्यभक्तिस्तु सा हन्त्री प्रारब्धस्यापि भूयसी' 'आर्तानामाशुफलदा...दृप्तानामपि जन्तूनां देहान्तरनिवारणी' (भार. सं.) ઇત્યાદિ છે. **આર્ત** અને **દૃપ્ત** એમ બે પ્રકારના પ્રપન્ન છે, તેમાં આર્તને પ્રપત્તિના અનુષ્ઠાન પછી તત્ક્ષણ જ મોક્ષને આપનારી છે અને દૃપ્તને તો અન્ય શરીરના સંબન્ધને સંપાદનારા પ્રારબ્ધનો નાશ કરીને વર્તમાન શરીરના અવસાનમાં જ મોક્ષને આપનારી છે. એવો શ્લોકાશય છે.

**બીજો વિશેષ એ છે** કે–અન્ય સાધનમાં નિષ્ઠાવાળાને સાધ્યોપાયભૂત સ્વસ્વીકૃત ધ્યાનયોગમાં અને તેનાથી પ્રસન્ન થનારા પરમાત્મા એમ બેમાં ઉપાયપણાનો બુદ્ધિયોગ છે. પ્રપત્તિમાં નિષ્ઠાવાળાને તો **સિદ્ધોપાય એક ભગવાનમાં જ છે,** કેમકે પ્રપત્તિપણ ઉપાય નથી. પ્રપત્તિને ઉપાયપણે ઇચ્છનારાએપણ પ્રપત્તિનું સ્વરૂપ વિચારતાં તેના અનુષ્ઠાન સમયે તેમાં ઉપાયબુદ્ધિ રાખવી તે અનુચિત જ છે. માટેજ પ્રપત્તિમાં ઉપાયત્વબુદ્ધિ યોગનો નિષેધ કરવામાં આવ્યો છે. એવા અર્થનું સૂચક વચન 'त्वय्येव त्वदुपायधीरपिहितस्वोपायभावास्तु मे' (वेदान्ताचार्य) આ રીતે છે. (કરાતી આ પ્રપત્તિમાં મારે ઉપાયત્વ બુદ્ધિ ન થાય, પણ એક આપ ભગવાન વિષે જ થાવ' એવો એનો આશય છે.

**બીજો વિશેષ** એ **છે** કે–આ એક જ ઉપાય સશક્ત હોવાથી ઇચ્છિત સમસ્ત ફળને સ્વયં આપે છે. બીજા ઉપાયો તો તેતે નિયમિત પરિમિત ફળને આપે છે, પણ અપેક્ષિત સર્વ ફળને આપવા શક્ત નથી. તો **અભિલષિત સમસ્ત અર્થને આપવારૂપ આમાં વિશેષ** છે. આ અર્થનું ઉપપાદન 'यद्येन कामकामेन

न साध्यं साधनान्तरैः । मुमुक्षुणा यत्साङ्ख्येन योगेन न च भक्तितः ॥ प्राप्यते परमं धाम यतो नावर्तते यतिः । तेन तेनाप्यते तत्तन्न्यासेनैव महामुने । परमात्मा च तेनैव साध्यते पुरुषोत्तमः ॥ (अहि. सं.) 'सुदुष्करेण शोचेद्यो येन येनेष्टहेतुना । स स तस्याहमित्येव चरमश्लोकसङ्ग्रहः ॥' (वेदान्ताचार्याः) ઇત્યાદિ વચનોમાં વર્તે છે.

આમાં **અન્ય વિશેષ એ છે** કે-પ્રપત્તિનિષ્ઠને અન્ય સાધનની અપેક્ષા નથી. કર્મયોગાદિ અન્ય સાધનનિષ્ઠને તો તેની અપેક્ષા છે. આ અર્થ 'दैवी ह्येषा गुणमयी मम माया दुरत्यया । मामेव ये प्रपद्यन्ते मायामेतां तरन्ति ते ' (ગીતા) આ વચનમાં શ્રીમુખે જણાવ્યો છે જો પ્રપત્તિને ન સ્વીકારે તો ભગવાનની માયા પ્રબળ હોવાથી સોએ સો કરાતા ઈંદ્રિયનિગ્રહના ઉપાયથી પણ તેની સિદ્ધિ થતી નથી. આ અર્થ 'इन्द्रियेभ्यः परा ह्यर्थाः....पुरुषः परः । पुरुषान्न परं किञ्चित्सा काष्ठा सा परा गतिः' આ શ્રુતિમાં પણ સમજાવ્યો છે. ઇન્દ્રિયાદિકના જયમાં પ્રવર્તેલાએ પ્રથમ **પરમપુરુષને વશ** કરવા. તેમને વશ કરવામાં તો **પ્રપત્તિ** પ્રથમ ઉપાય છે. તો આ શ્રુતિથી પરમપુરુષની પ્રપત્તિ વિના ઇન્દ્રિયજય ન થાય એવું તાત્પર્ય નીકળે છે. માટે સાધનાન્તરનિષ્ઠોને પ્રપત્તિની અપેક્ષા અને પ્રપત્તિનિષ્ઠને અન્ય સાધનની નિરપેક્ષતા આવો વિશેષ છે. આ અર્થ 'अनेनैव हि कर्माद्या योगाः सिद्ध्यन्ति योगिनाम् । सिद्धिर्न तद्व्यपेक्षाऽस्य तस्मादेनं परं विदुः ॥' (भारद्वाज सं०) આ વચનમાં પણ વ્યક્ત છે.

**અન્ય વિશેષ એ છે કે**—આ ઉપાયમાં કેવળ અન્ય ઉપાયની અનપેક્ષતા છે એટલું જ નહિ, પરંતુ અન્ય ઉપાયને નહિ સહન કરવાપણું પણ છે. જેમ શણવલ્કલ (દોરા-ધાગા) બાંધવાથી બ્રહ્માસ્ત્રનો મહિમા જતો રહે છે તેમ જો ભગવાન વિના અન્ય દેવ કે જંત્ર મંત્રમાં પ્રતીતિ રાખે તો પ્રપત્તિનો મહિમા જતો રહે છે. વિશ્વાસે વર્જીત હોવાથી કશા કાર્યની સિદ્ધિ કરે નહિ. આ વિશેષ પ્રત્યક્ષ થએલો પ્રસિદ્ધ જ છે. જ્યાં સુધી **દ્રૌપદીજી** 'આ મારા પતિઓ મહારથ લૌકિકવીર છે તથા આ ભીષ્માદિ ગુરુજનો મારા પક્ષમાં રહેલા છે તે મારૂં રક્ષણ કરશે જ' એમ મનમાં માની રહ્યાં હતાં અને પોતે પણ પોતાના માન રક્ષણમાં પ્રયત્નપર રહ્યાં. તેમજ **ગજેન્દ્ર**પણ જ્યાંસુધી પોતાના તથા સંબન્ધીઓના બળમાં રક્ષણનો આદર રાખી રહ્યો, ત્યાંસુધી તેમના કુટિલ કલેશનો અંત આવ્યો નહિ, ઉલટા માનભંગપર્યંત પ્રાણપ્રયાણપર્યંતનો કલેશ જ આવી પડયો. પછીથી જ્યારે આત્મા આત્મીય સર્વને અકિંચિત્કર સમજીને પોતાના પણ પ્રયત્નને પડતો મુકીને સર્વરક્ષક વાત્સલ્યવારિધિ પુરુષોત્તમને શરણે ગયાં ત્યારે જ તત્ક્ષણ જ શોકસાગરમાંથી સમુત્તરણ થયું. આ બાબતનો સંગ્રહ 'पाञ्चालीगजराजौ हरिणा दुःशासनावहाराभ्याम् । त्रातौ क्षणात्प्रपन्नौ हरिं भयार्तः प्रपद्येत ॥' આ વચનમાં છે. માટે આવા સિદ્ધોપાય પરિગ્રહમાં સાધનોના સંબન્ધનો અભાવ અંગપણે અપેક્ષિત છે. આથી સિદ્ધ થયું કે આ

પ્રપતિ ઉપાય અન્ય ઉપાયને સહન કરી શકતો નથી, તેનો આદર ત્યાગ કરીને એક ભગવાનને જ **ઉપાયપણે** વરવા એ એનો નિર્ગલિતાર્થ છે.

વળી **બીજો વિશેષ એ છે** કે–અન્ય સાધનનિષ્ઠતો બીજાઓનો કિંકર અને ઋણી થઈ રહે છે. 'ऋणानि त्रीण्यपाकृत्य मनो मोक्षे निवेशयेत्' એવું વચન છે. પ્રપન્નતો કોઈનો પણ કિંકર કે ઋણી રહેતો નથી. 'देवर्षिभूतात्मनृणां पितृणां न किङ्करो नायमृणी च राजन् । सर्वात्मना यः शरणं शरण्यं नारायणं लोकगुरुं प्रपन्नः ॥ स्वपादमूलं भजतः प्रियस्य त्यक्तान्यभावस्य हरिः परेशः । विकर्म यच्चोत्पतितं कथञ्चिद् धुनोति सर्वं हृदि सन्निविष्टः ।।' (ભાગ) ઈત્યાદિ વચનોમાં એ વાત સ્ફુટ છે.

આ **પણ એક વિશેષ** વર્ણવ્યો છે–સાધનાંતરનિષ્ઠોને યમાદિકનો ભય છે, પ્રપત્તિનિષ્ઠને તો યમાદિકનોપણ ભય નથી. આ બાબત 'स्वपुरुषमभिवीक्ष्य पाशहस्तं वदति यमः किल तस्य कर्णमूले । परिहर मधुसूदनप्रपन्नान् प्रभुरहमन्यनृणां न वैष्णवानाम् ॥' (वि. पु.) 'ते देवसिद्धपरिगीतपवित्रगाथा ये साधवः समदृशो भगवत्प्रपन्नाः । तान्नोपसीदत हरेर्गदयाभिगुप्तान्नैषां वयं न च वयः प्रभवाम दण्डे ॥ इत्थं स्वभर्तृगदितं भगवन्महित्वं संस्मृत्य विस्मितधियो यमकिङ्करास्ते । नैवाच्युताश्रयजनं प्रति शङ्कमाना द्रष्टुं च बिभ्यति ततःप्रभृति स्म राजन् ।' (ભાગ) ઈત્યાદિ વચનોમાં સ્પષ્ટ છે. ઉપર પ્રમાણે **પ્રપત્તિમાં પ્રકર્ષસૂચક અનેક વિશેષો વર્તે છે.**

ઉપર પ્રમાણે પ્રપત્તિનું નાનાવિધ **વિશિષ્ટપણું** હોવાના અભિપ્રાયથી જ તેનું **સર્વોપરિ માહાત્મ્ય** શાસ્ત્રોમાં બહુધા વર્ણવ્યું છે. 'न्यासमेषां तपसामतिरिक्तमाहुः' 'अनेनैवं प्रपन्नस्य भगवन्तं सनातनम् । तस्यानुबन्धाः पाप्मन सर्वे नश्यन्ति तत्क्षणात् ॥ कृतान्यनेन सर्वाणि तपांसि तपतां वर । सर्वतीर्थाः सर्वयज्ञाः सर्वदानानि तत्क्षणात् ॥ कृतान्यनेन मोक्षश्च तस्य हस्ते न संशयः' (भारद्वाज सं०) 'दुराचारोऽपि सर्वाशी कृतघ्नो नास्तिकः पुरा । समाश्रयेदादिदेवं श्रद्धया शरणं यदि । निर्दोषं विद्धि तं जन्तुं प्रभावात्परमात्मनः ।।' (सात्वत सं०) 'येनृशंसा दुरात्मानः पापाचाररतास्तथा । तेऽपि यान्ति परंधाम नरा नारायणाश्रयाः ।.' (પુંડરીકના ઉપાખ્યાનમાં) ઈત્યાદિ. ભગવત્પ્રપન્નના આશ્રયથી પશુ આદિકને પણ વિષ્ણુપદની પ્રાપ્તિ કહે છે–'पशुर्मनुष्यः पक्षी वा ये च वैष्णवसंश्रयाः । तेनैव ते प्रयास्यन्ति तद्विष्णोः परमं पदम् ॥' ઈતિ.

શરણાગતિ **કેની કરવી ?** તો જે ભવ બ્રહ્માદિ સર્વેના મુખ્ય આશ્રયભૂત **પરબ્રહ્મ વિષ્ણુ ભગવાન્** છે તેમની જ કરવી પણ બીજાની ન કરવી. તે ભગવાને પોતે જ કહ્યું છે–'अनाश्रित्योच्छ्रयो नास्ति मुख्यमाश्रयमाश्रयेत् । रुद्रं समाश्रिता देवा रुद्रो ब्रह्माणमाश्रितः । ब्रह्मा मामाश्रितो राजन् नाहं कञ्चिदुपाश्रितः । ममाश्रयो न कश्चित्तु सर्वेषामाश्रयो ह्यहम् । इदं रहस्यं कौन्तेय प्रोक्तवानहमव्ययम् ।।' ઈત્યાદિ. એવી વસ્તુસ્થિતિ હોવાથી જ ભવ બ્રહ્મા ઈન્દ્ર આદિક **દેવોએ** પોતાને આવેલી આપત્તિમાં

ભગવાન્ વિષ્ણુ નારાયણની અનેકવાર કરેલી **શરણાગતિ** તે તે શાસ્ત્રોમાં સ્પષ્ટપણે વર્ણવેલી સુપ્રસિદ્ધ છે.

આ પ્રપત્તિમાં **અધિકારી** કોણ થાય છે ? તો જે આ અસહ્ય સંસારની નિવૃત્તિના ઉપાયો કરતાં થાકીને નિરાશ થવાથી ઉપજેલા શોકથી વ્યાપ્ત હૃદયવાળો છે અને શરણ્ય પરમાત્માના કારુણ્ય વાત્સલ્ય ઔદાર્ય આદિક ગુણોના નિશ્ચયવાળો છે તે **અધિકારી** થાયછે. આ અર્થ 'अहं भीतोऽस्मि देवेश ! संसारेऽस्मिन् भयावहे । पाहि मां पुण्डरीकाक्ष ! न जाने शरणं परम् ।' 'वृथैव भवतो याता भूयसी जन्मसन्ततिः । तस्यामन्यतमं जन्म सञ्चिन्त्य शरणं व्रज । अथ पातकभीतस्त्वं सर्वभावेन भारत । विमुक्तान्यसमारम्भो नारायणपरो भव ॥ सर्वयोग्यमनायासमप्रमादमनुपमम् । प्रणतार्तिहरं विष्णुं शरणं गन्तुमर्हसि ॥' ઇત્યાદિ વચનોમાં વ્યક્ત છે.

આ **સાધ્ય ભક્તિરૂપ પ્રપત્તિની** સંક્ષિપ્ત **પ્રક્રિયા** એવી છે કે-આ જગતમાં સંસારચક્ર ઉપર એમ તેમ ભમ્યા કરતો **પુરુષ** કોઈપણ પૂર્વના સદ્ભાગ્યવશાત્ શાસ્ત્રાધિકારને યોગ્ય **મનુષ્ય** જન્મને પામતાં, તેમાં પણ 'जायमानं हि पुरुषं यं पश्येन्मधुसूदनः ॥ सात्त्विकः स तु विज्ञेयः स वै मोक्षार्थचिन्तकः ।' આમાં કહ્યા પ્રમાણે ભગવાનનો **કૃપાકટાક્ષ** થવાથી પરમપુરુષાર્થમાં **રુચિ** ઉપજતાં, શાસ્ત્રોક્ત કર્મયોગ જ્ઞાનયોગ ભક્તિયોગનેવિષે અજ્ઞાન અશક્તિ આદિકને લીધે પોતાને અધિકાર નથી એમ વિચારીને, 'दासभूताः स्वतः सर्वे ह्यात्मानः परमात्मनः' એમાં કહ્યા પ્રમાણે **'હું પરમાત્માનો પરતંત્ર સ્વતઃ દાસ છું.'** એવા જ્ઞાનની જેમાં અનુગુણતા છે એવા સુગમ **પ્રપત્તિ** માર્ગમાં ભાગ્યવશાત્ **રુચિ** થતાં, સદાકાળ સ્વામિની આજ્ઞામાં વર્તવાનો સ્વભાવ પડી જવાથી પ્રતિકૂળ (અધર્મ) થકી નિવૃત્તિ પામવાપૂર્વક અનુકૂળ (ધર્મ) માં પ્રવર્તતોથકો ભગવાનના **મહાવિશ્વાસ**પૂર્વક પોતાના સ્વામી સર્વજ્ઞ સર્વશક્તિ સત્યસંકલ્પ વાત્સલ્યાદિ સમગ્ર કલ્યાણગુણપરિપૂર્ણ પરમપુરુષ ભગવાન **શ્રીનારાયણના** શરણને પામીને, તેમના **પ્રસાદથી** તેમનેવિષે સ્વયંપ્રયોજનભૂત ભક્તિરસને પામીને કૃતાર્થ થએલો અને આત્મસ્વરૂપમાં પરમાત્માના જ એક દાસપણાના અનુસંધાનથી વર્ણાશ્રમોચિત કર્મોને પણ **'આ તો મારા સ્વામીની આજ્ઞારૂપ હોવાથી સેવાતુલ્ય છે'** એમ સ્વયંપ્રયોજન બુદ્ધિથી કરતો, શરણ્ય શ્રીહરિના પ્રસાદથી સંચિત પ્રારબ્ધ આદિક સમગ્ર કર્મનો નાશ થતાં ફક્ત શરીર-પાતની વાટ જોઈ રહેલો, વર્તમાન શરીરનો પાત થતાં જ નિત્ય મુક્તોએ સદા સેવાતાં ચરણકમળ જેનાં છે એવા ક્ષરાક્ષરાતીત પુરુષોત્તમને પામીને સ્વસ્વરૂપનો આવિર્ભાવ થતાં પરમાત્માનું જે અવિચ્છિન્ન **દાસપણું** તે રૂપ સામ્રાજ્યરૂપ **મુક્તિશ્રીને** અનુભવે છે. **આવી સંક્ષિપ્ત પ્રક્રિયા પ્રપત્તિ માર્ગની છે.**

પરમાત્માના સામર્થ્યને નહિ સમજનારા **કોઈ** એવી શંકાને સેવેછે કે-'જેણે ચિરકાળથી પુણ્ય-પાપનો સંચય ઉપાર્જન કર્યો છે એવો પુરુષ તેના પરિહરણના

શાસ્ત્રોક્ત કર્મજ્ઞાનાદિ ઉપાયનું અનુષ્ઠાન કર્યા વિના કેવળ પ્રાર્થનામાત્રથી (પ્રાર્થના એ એક પ્રકારની ઇચ્છારૂપ છે, પ્રયત્ન કર્યા વિના ઇચ્છામાત્ર લોકમાં સાધન થતું જોવામાં આવતું નથી) સંસારસાગર કે જેને તરવાને માટે **ગુરુ** સાધનની અપેક્ષા છે તેને કેમ તરી શકે ?' આ શંકાનું **સમાધાન** એમ છે કે-શાસ્ત્રમાં કહેલા કર્મજ્ઞાનાદિ ઉપાયો ફળમાં સાધન કેવીરીતે થાયછે તેનો પ્રથમ વિચાર કરવો જોઇએ. કોઈ સર્વજ્ઞ સર્વશક્ત ફળદાતાની અપેક્ષા નહિ રાખીને પોતે જ સાધનો ફળને સાધી આપે નહિ, કેમકે તેતો **અચેતન** હોવાથી તેમાં તેમનું સામર્થ્ય નથી. **કર્મમીમાંસકોનું** એવું માનવું છે કે-'ફળપ્રદાતા ચેતન જ હોવો જોઇએ એવો નિયમ નથી, સાધનોનો જ કાળેકરીને ફળ આપવાનો **સ્વભાવ** છે, બીજ કાળે કરીને શું અંકુરરૂપને નથી પામતું ? પામે જ છે. એમ આ લોકમાં અનુષ્ઠાન કરેલો જ્યોતિષ્ટોમાદિ **ઉપાય** કિંચિત્ **અપૂર્વને** ઉત્પન્ન કરીને તેદ્વારા પારલૌકિક સ્વર્ગાદિ ફળને સાધી આપેછે.' આ જે એમની **મનમાની** માન્યતા છે તે વેદાંતનિષ્ણાતોને **અભિમત** નથી. એમનો આશય એવો છે કે-કિમપિ **સાધન** ચેતનના અધિષ્ઠાન વિના ફળ આપવા સમર્થ થતું નથી, જે અપૂર્વને દ્વારપણે કલ્પવામાં આવે છે તે 'वायुमेव स्वेन भागेनोपधावति स **एवैनं** भूतिं गमयति' ઇત્યાદિ પ્રત્યક્ષ શ્રુતિઓએ બાધિત છે. કર્મોવડે આરાધેલા તેતો દેવો જ પ્રસન્ન થઈને ફળને આપે છે એવો શ્રુત્યર્થ છે. એમ હોવાથી સર્વ કર્મોનો પરમપુરુષની **પ્રસન્નતા દ્વારા જ** ફળમાં ઉપયોગ છે. એમ એમનું માનવું છે.' આ અર્થ **વ્યાસે** 'फलमत उपपत्तेः' આ સૂત્રમાં સપ્રમાણ સમર્થન કર્યો છે. 'मयैव विहितान् हि तान्' એમ ભગવાને ગાયું છે. આ રીતે અદષ્ટ ફળનાં સમગ્ર **સાધનો** પરમાત્માની પ્રસન્નતા **દ્વારા** ફળમાં સાધન થતાં હોવાથી પુણ્ય કે પાપ એ અપૂર્વ કાંઈ નથી. પરંતુ એક પ્રકારનો 'આ અપરાધીને **અધોગતિ** પમાડું, આ સુકૃતિને **ઊર્ધ્વ** ગતિએ પહોંચાડું'' એવો **સંકલ્પ જ** છે. તો મોક્ષસાધન કર્મયોગાદિકનો પણ ભગવાનના **પ્રસાદ** સંપાદનમાં ઉપયોગ સિદ્ધ થાય છે. સાક્ષાત્ **ઉપાયપણુ** તો ભગવાનમાં રહ્યું છે, તો મુખ્ય ઉપાયભૂત સ્વયં ભગવાન જ તેતે પ્રસાદોપાયભૂત કર્મયોગાદિવડે પ્રસન્ન થઇને ફળને આપે છે. સંસૃતિને સંપાદનારો સંકલ્પ ભગવાન્ ન કરે એ જ પુણ્યપાપની નિવૃત્તિ જાણવી. જ્યારે મુમુક્ષુ મોક્ષના સાધનપણે ભગવાને કરેલી આજ્ઞાને પાળેછે ત્યારે ભગવાન તેના મોક્ષમાટે જ સંકલ્પ કરેછે, પણ અન્યથા નહિ. એને જ પુણ્યપાપની નિવૃત્તિ કહેવામાં આવે છે. ભગવાન તો નિરુપાધિ **કૃપાનિધિ** છે અને **શ્રીનિધિ** છે, તો પોતે અકિંચન આત્મૈકશરણ ભક્તને અવલોકીને પ્રસન્ન થઇને પોતાનું પદ આપી દે તો દંડથી કોણ વારે ? તેમને કોઈ દંડથી વારી શકે નહિ. જ્યારે સાધનમાત્ર ભગવાનના પ્રસાદમાં ઉપાય થાયછે તો આનુકૂલ્યાદિવિશિષ્ટ પ્રાર્થનાવિશેષ પ્રસાદમાં ઉપાય કેમ ન થાય ? થાય જ. તો આ **સિદ્ધોપાય વરણરૂપ પ્રપત્તિમાં** ક્ષુદ્ર જનોની **શંકાને** અવકાશ નથી.

આ બાબત ઉત્પ્રેક્ષિત નથી, પણ પ્રસિદ્ધ પ્રમાણપ્રતિપન્ન છે, 'मामेव मे प्रपद्यन्ते मायामेतां तरन्ति ते' (ગીતા) **આ** વચનમાં ભગવાને **પ્રપત્તિને** માયાતરણના ઉપાયપણે સ્પષ્ટ શબ્દોમાં કહી છે. તેનું ઉપપાદન કરવું જોઇએ, જો કર્મયોગાદિ સાધનોને સંપાદન કરી આપનારી હોવાથી પરંપરાએ પ્રપત્તિનો ઉપયોગ માયાતરણમાં થાય છે પણ સાક્ષાત્ નહિ, એટલે પ્રપત્તિથી કર્મયોગાદિકની સિદ્ધિ, તેનાથી માયાની નિવૃત્તિ એમ પ્રપત્તિને અંગતરીકે જ લઇ જવામાં આવે તો ભલે તેમ લઇ જાઓ. પરંતુ તે પણ કેવી રીતે ? ઇશ્વરના પ્રસાદદ્વારા ફળ આપેછે એમ કહો તો પોતાને અભિમાનથી સમર્થ માનનારાની ઉપર તેવી રીતે પ્રસન્ન થાય છે, તો સર્વથા અશક્ત ઉપાયાન્તરે રહિત, સંસાર દાવાનળથી અત્યંત ભય પામેલા, પોતાનાજ એક શરણે આવેલા ભક્ત ઉપર કેમ પ્રસન્ન ન થાય ? અને નિજપદને કેમ ન આપે ? પ્રસન્ન થઇને નિજપદ આપે જ. ભગવાન્ શું અસમર્થ છે ? કે શું અસર્વજ્ઞ છે ? કે શું વત્સલ નથી ? સમર્થ સર્વજ્ઞ વત્સલ હોવાથી પ્રપન્નને પ્રસન્ન થઇને સ્વપદ જરૂરથી આપે જ. જેઓ કેવળ વ્યવહારમાટે જ ઇશ્વરને સકળકલ્યાણગુણવાન્ અંગીકાર કરીને વસ્તુસ્થિતિમાં તો તે ગુણોનો તિરસ્કાર કરીને નિર્વિશેષ જ્ઞપ્તિમાત્ર ઇશ્વરને માને છે તેમના મતમાં સાક્ષાત્ મોક્ષ સાધનપણું **પ્રપત્તિમાં** દુર્લભ છે. સર્વજ્ઞાદિ સકળકલ્યાણગુણસાગર પરાત્પર સર્વસ્વામી વેદાંતગમ્ય પરબ્રહ્મભૂત પુરુષોત્તમ નારાયણને પોતાના સ્વામિપણે સ્વીકારનારાને તેમની શરણાગતિથી શું દુર્લભ છે ? કાંઇ પણ નથી. માટે પરમાત્માનું **દાસપણું** એ જ આત્માનું સ્વરૂપ છે, પરમાત્માની **પ્રાપ્તિ** એ જ મોક્ષ છે, પરમાત્મા અનંત કલ્યાણ **ગુણસાગર** છે, એમ માનનારાને પ્રાર્થનામાત્રરૂપ આ પ્રપત્તિથી મોક્ષરૂપ મહાફળની પ્રાપ્તિ કેમ થાય ? માટે આવી **આશંકા** અત્યંત અનુચિત છે.

**વળી કોઇ** ગુરુ ઉપાયમાં ગૌરવ માનનારાઓ એવી શંકાને સેવેછે કે-'ભલે ઉપરોક્ત લક્ષણવાળી કોઇ પ્રપત્તિ હોય અને ભલે તે કોઇ (પ્રાકૃત) લઘુ ફળમાં સાધન થતી હોય, પરંતુ પરમ**પુરુષાર્થ** મોક્ષ કે જે મહત્તર છે તેમાં સાધન થવામાં કોઇ પ્રમાણ નથી. શ્રુતિ-સ્મૃતિમાં તેવાં બહુ પ્રમાણો ભલે પ્રદર્શાવવામાં આવ્યાં છે પણ તે સ્વાર્થમાં સમર્થ પ્રમાણભૂત નથી તેતો પ્રશંસાપર હોઇને અર્થવાદમાં અવકાશને પામેછે. ખરા અર્થમાં તેનું તાત્પર્ય નથી.' એનું **સમાધાન** એ છે કે- જેનો અબાધિત અર્થ હોય તેને અર્થવાદ કહેવો એતો એક ગુરુભાર વહનની કઠોરતા છે. શાસ્ત્રભારનો અભ્યાસ કરીને કેવળ પ્રાણોને નિયમીને આત્માને કોઇ અવ્યકત ગહન પદમાં આકર્ષનારા અને ભગવાનનેવિષે પ્રેમરસરૂપ સર્વસ્વ સંપત્તિને નહિ સમજનારા અને ખેડુતોની પેઠે કેવળ કલેશને વહન કરનારા કૈવલ્યાર્થીઓનો આ અવળો અભિપ્રાય છે. આ અર્થનો બાધ કેનાથી થાય છે ? કે જેથી અર્થવાદને આશરવો પડે. જો એમ કહેવામાં આવે કે-અતિ **લઘુ** સાધનથી **મહત્તર** ફળ મેળવી

શકાતું નથી. આ લોકન્યાયથી તેનો બાધ થાય છે, તો તેમ નથી. અતિ લઘુ ધનાદિક વડે મહન્તર પરલૌકિક સ્વર્ગાદિ ફળ શું નથી મળતું ? મળે જ છે. એવાં ફળ કરતાં અતિ નાનાં સાધનો હજારો હજાર શ્રુતિ–સ્મૃતિમાં વર્ણવ્યાં છે. સાધન અલ્પ હોય અને ફળ મહત્ થાય છે. માટે એકદેશી લોકન્યાયથી અબાધિત અર્થને લઈને **પ્રપત્તિફલવાદને અર્થવાદ કહી શકાય નહિ.**

વળી **જો એમ કહેવામાં** આવે કે–'आत्मा वारे द्रष्टव्यः श्रोतव्यो मन्तव्यो निदिध्यासितव्यः' ઇત્યાદિકમાં શ્રવણ મનન ધ્યાનાદિ **અતિ ગુરુ** સાધનોના વિધિઓ કર્યા છે એ જ પોતાને અવકાશ નહિ મળતો હોવાથી પ્રદર્શાવેલાં પ્રપત્તિવિષયક વચનોના વાચ્યાર્થને બાધ પમાડે છે. એનું **સમાધાન** એ છે કે–જો ગુરુવિધિઓ અવકાશને ન પામતા હોય તો લઘુવિધિને બાધ પમાડે એ ઠીક છે. **પરંતુ** એમનો અવકાશતો શકતોવિષે છે જ. **શક્ત** હોય તે **ગુરુ** સાધનને સાધે. જેઓ ધ્યાનયોગની નિષ્પત્તિ પહેલાં કાળની દીર્ઘતાના સંભવને તથા મધ્યે પ્રસ્ખલનાદિ કલેશના સંભવને તથા પછીથી અવર્જનીય પ્રારબ્ધફળના ભોગમાટે અવશ્ય આવનારા અનેક જન્મોના વિલંબ સંભવને સહેવા શક્તિમાન હોય તેને **શક્ત** કહ્યા છે. જે તો પોતાના પરમાત્મા સાથેના **નવ** પ્રકારના સંબન્ધને સંભારીને ક્ષણપણ તેમના વિરહને નહિ સહન થવાથી તેમના ગુણાનુસ્મરણમાત્રથી અત્યંત શિથિલ સમગ્ર શરીરવાળા અને તેમના સંશ્લેષના જ એક જીવિતવાળા છે તેને **અશક્ત** કહ્યા છે. આ રીતે **શક્ત અશક્તનો** વિભાગ પડવાથી આ **ગુરુ–લઘુ પક્ષનો** પરસ્પર બાધ કે વિરોધ આવતો નથી. **શક્ત** હોય તે ગુરુસાધનમાં અને **અશક્ત** હોય તે લઘુ સાધનમાં પ્રવર્તે. કિલષ્ટ એવાં પણ સાધનોમાં કોઈની પ્રવૃત્તિ થાયછે અને સરલમાં થતી નથી એમાં તો 'भिन्नरुचिर्हि लोकः' એમાં કહ્યા પ્રમાણે લોકોની રુચિવિચિત્રતા જ મુખ્ય કારણ છે. રુચિની વિચિત્રતામાં તો સુકૃતની ન્યૂનાધિકતા કારણ છે. જેને જેવું સુકૃત હોય તેને તેવી રુચિ થાય અને રુચિ પ્રમાણે કાર્યમાં પ્રવર્તે. એમાં કોઇનો નિગ્રહ ચાલતો નથી. આ રીતે વ્યવસ્થા થવાથી **કશો બાધ** કે **વિરોધ આવતો નથી.**

**એવી પણ કોઈ શંકા કરે છે** કે–'तमेव विदित्वाऽतिमृत्युमेति नान्यः पन्था विद्यतेऽयनाय' આ શ્રુતિમાં વેદનને જ મુક્તિમાં સાધનપણે નિરૂપીને, તેનાથકી અન્યની સાધનતાને બાધ પમાડે છે. પ્રપત્તિપણ અન્ય શબ્દાર્થમાં આવી જાય છે. ભલે એમ માનો એમાં વાંધો નથી. પ્રપત્તિ એ કોઈ અન્ય વસ્તુ નથી, પણ એક પ્રકારનું વેદન જ છે. એ જ ઉપાયભૂત હોવાથી તે સુદૃઢ અધ્યવસાયરૂપા થાય છે, જે ઉપાયત્વ પ્રાર્થના છે તે પણ અધ્યવસાય મૂળવાળી હોઇને તેના વિસ્તારરૂપ જ છે. **ન્યાસ** પણ આત્માઆત્મીય સર્વ ભાર ભગવાનને સોંપવારૂપ હોવાથી એપણ એક પ્રકારનો **અધ્યવસાય જ** છે. આ રીતે **પ્રપત્તિ પણ** ભગવદ્વિષયક સુદૃઢ જ્ઞાનવિશેષરૂપ હોવાથી 'तमेव विदित्वा' આ શ્રુતિનો વિરોધ પ્રપત્તિનું મુક્તિના ઉપાયત્વમાં આવતો

નથી. વસ્તુતાએ 'नान्यः पन्था विद्यतेऽयनाय' આ શ્રુતિમાં અન્યના પ્રતિબન્ધી તરીકે વેદન લેવાનું નથી. કિંતુ 'तमेवं विद्वानमृत इह भवति' આ શ્રુતિમાં **तत्** શબ્દથી પ્રસ્તુતેલા પરમાત્મા જ લેવા. કેમકે તેમની જ મુખ્ય **ઉપાયતા** નક્કી છે. અન્ય શ્રુતિમાં પરમાત્માને **સેતુ** શબ્દથી પણ નિરૂપ્યા છે. પરમાત્મા થકી બીજો કોઈ મોક્ષ માટે પન્થા–મુખ્ય ઉપાય નથી એવો વાકયાર્થ સમજવો. આ અર્થ સર્વશાસ્ત્રમાન્ય હોવાથી એનો કશાથી બાધ કરી શકાય નહિ. જ્ઞાની ભકતોને અને પ્રપન્નોને પણ ભગવાન જ **મુખ્ય ઉપાય** છે.

ઉપર પ્રમાણે સાધનાન્તર સાધવામાં સમર્થ હોય પણ જો વિના વિલંબે મોક્ષની આકાંક્ષા રાખતા હોય તો તેમને **પ્રપત્તિમાં** અધિકાર છે. આ અર્થ 'भक्त्या परमया वाऽपि प्रपत्त्या वा महामुने। प्राप्योऽहं नान्यथा प्राप्यो मम कैङ्कर्यलिप्सुभिः ॥' આ વચનમાં વિશદ છે. આમાં જે **ભક્તિ** કે **પ્રપત્તિ** એવો વિકલ્પ કર્યો છે તેપણ શકત, અશકત, વિલંબસહ, વિલંબાસહ, એવા જુદા જુદા અધિકારી ભેદથી વ્યવસ્થિત છે. **શકત** હોય તથા **વિલંબસહ** હોય તે ભક્તિયોગમાં પ્રવર્તે અને જે **અશકત** તથા **વિલંબાસહ** હોય તે પ્રપત્તિયોગમાં પ્રવર્તે. માટે 'ગુરુ લઘુ વિકલ્પ ઘટે નહિ' એવી શંકાને અવકાશ આવતો નથી. વસ્તુવિચાર કરીએ તો પ્રપત્તિનિષ્ઠા પણ સુદૃઢ અધ્યવસાયગર્ભિત હોવાથી એમાં **ગુરુત્વ ઘણું** છે. એમાં આનુકૂલ્યાદિ પાંચ અંગો સાધવાનાં કહેલાં હોવાથી **પ્રપત્તિ પણ સહેલી** નથી. માટે જ 'उपायः सुकरः सोऽयं दुष्करश्च मतो मम' એમ **સુકર દુષ્કર** બન્ને બાબતો કહેવામાં આવી છે. 'नरस्य बुद्धिदौर्बल्यादुपायान्तरमिष्यते। त्वामेव शरणं प्राप्य निस्तरन्ति मनीषिणः ॥' આ વચનમાં **બુદ્ધિદૌર્બલ્ય** શબ્દથી અધ્યવસાયની દૃઢતાએ રહિતપણું અને **મનીષી** શબ્દથી અધ્યવસાયની દૃઢતા કહેવાની ઈચ્છાથી એમ કહેવામાં આવ્યું છે. તાત્પર્ય એ નીકળ્યું કે **દુર્બળબુદ્ધિને** દુષ્કર અને **સબળબુદ્ધિને સુકર** ઉપાય થાય છે. એમ પ્રપત્તિમાં **ગુરુત્વ પણ** છે.

'सर्वधर्मान् परित्यज्य' આમાં જે ભગવાન્ ધર્માનુષ્ઠાનની ના પાડે છે, તેતો ઉપાયપણે અનુષ્ઠાનની ના પાડે છે, પણ સ્વરૂપથી ધર્માનુષ્ઠાનની ના કહેતા નથી. માટે જ સર્વ ધર્મો ભગવાનની આજ્ઞારૂપ હોવાથી દાસભૂત પ્રપન્ને પાળવાજ જોઇએ. ભકિત તો ભગવાનના ગુણોના અનુભવરૂપ હોવાથી અવશ્ય કરવી જ જોઇએ. જ્ઞાન તથા વૈરાગ્ય પણ વસ્તુવિચાર કરતાં પ્રપન્નને આવશ્યક જ છે. અર્ચનાદિકનેવિષે પ્રપન્નને રાગથી જ પ્રવૃત્તિ છે પણ ઉપાયબુદ્ધિથી નહિ. ઉપાયબુદ્ધિ તો એક ભગવાન વિષે જ પ્રપન્નને રાખવાની છે. આ રીતે **પ્રપત્તિ** એ અધ્યાત્મશાસ્ત્રનો **સારતમ** રહસ્યાર્થ છે. એનો મુખ્ય ઉપાયમાં સમાવેશ છે.

ઉપરોકત **સારતમ સુગમ શરણાગતિયોગ** સંપ્રદાયનાં શાસ્ત્રોમાં અનુસ્યૂત

છે. ભગવાનનેવિષે જ ઉપાયપણાની પ્રાર્થનારૂપ જે **પ્રપત્તિ** તે 'श्रीकृष्ण त्वं गतिर्मम' આ મંત્રમાં ગર્ભિત છે. મુક્તિરૂપ સેવા પુરુષાર્થની **પ્રાર્થના** 'ब्रह्माहं कृष्णदासोऽस्मि' આ મંત્રમાં ગર્ભિત છે. 'कालमायापापकर्मयमदूतभयादहम् । श्रीकृष्णदेवं शरणं प्रपन्नोऽस्मि स पातु मां' આ સંકલ્પમંત્રમાં **શરણાગતિ** અને તેના **પ્રકારો** સારી રીતે સૂચવ્યા છે. (આનું વિવરણ ભાષ્યટીકાથકી જાણવું) શરણાગતિના સ્વરૂપને નિરૂપનારાં એવાં વચનો **સત્સંગિજીવનમાં** સ્થળે સ્થળે બહુધા છે. **હરિવાક્યસુધાસિંધુમાં** પણ 'सर्वधर्मान् परित्यज्य' 'मामेव ये प्रपद्यन्ते' ઈત્યાદિ વાક્યોને પ્રમાણપણે પરિગ્રહીને **પ્રપત્તિપ્રકાર** વર્ણવ્યો છે–'आश्रयोऽतिदृढः स्याच्चेत् श्रीकृष्णस्य नृणामिह । तेनैकेनैव भगवान् संप्रसीदति निश्चितम् ॥ कृष्णप्रसादहेतुभ्यः सर्वेभ्योऽपि महत्तरम् । एतद्धि साधनमिति ज्ञातव्यं श्रेय इच्छता ॥' (तरङ्ग ३३) ઈત્યાદિ. **આશ્રય**શબ્દ પ્રપત્તિપર્યાય છે.

ઉપરનો સમસ્ત અર્થ **વચનામૃતમાં** વિસ્પષ્ટ વર્ણવ્યો છે–પ્ર૦ ૧ 'ભગવાનની મૂર્તિ છે તે ચિંતામણીતુલ્ય છે' **(આથી ભગવાનની સ્વત સિદ્ધ ઉપાયતા સૂચવી)** પ્ર૦ ૧૪ 'જેને સાક્ષાત્ ભગવાનની પ્રાપ્તિ (શરણદ્વારા) થઈછે તેને અંતકાળે સ્મૃતિ રહે અથવા ન રહે તોપણ તેનું અકલ્યાણ થાય નહિ. તેનીતો ભગવાન્ રક્ષા કરે છે...અને જે ભગવાનના દાસ થયા છે તેનેતો કાંઈ કરવું રહ્યું નથી **(આથી પ્રપત્તિમાં અંતિમ સ્મરણની અનપેક્ષતારૂપ વિશેષ દર્શાવ્યો)** પણ ભગવાનનું દાસપણું આવવું એ ઘણું કઠણ છે...પોતાના સ્વામીનું ગમતું મુકીને બીજું આચરણ કરે જ નહિ એવો હોય તે હરિનો દાસ કહેવાય' **(આથી આનુકૂલ્યસંકલ્પ અને પ્રાતિકૂલ્યવર્જનરૂપ પ્રપત્તિનું અંગ** જણાવ્યું) પ્ર૦ ૩૩ 'ભગવાનને પ્રસન્ન કરવાનાં **સાધન** (ધર્મ જ્ઞાન વૈરાગ્ય વિગેરે) અનંત પ્રકારનાં શાસ્ત્રમાં કહ્યાંછે, પણ તે મધ્યે એવું એક સાધન કયું બળવાન્ છે જે સમગ્ર સાધન કર્યે જેવા ભગવાન્ પ્રસન્ન થાય તેવા એક જ સાધને કરીને ભગવાન્ રાજી થાય. તે એવો એક ઉપાય કહો? ભગવાનનો જે દઢ (મહાવિશ્વાસાદિપૂર્વક) **આશરો** (શરણ એ જ એક સર્વ સાધનમાં મોટું **સાધન** છે તેણે કરીને ભગવાન્ રાજી થાય છે અને તે આશરો અતિદઢ જોઈએ જેને વિષે કોઈ પોલ્ય (ભગવાન્ વિના બીજા ઉપાયના અવલંબનરૂપ) રહે નહિ' **(આથી આશ્રયશબ્દવાચ્ય શરણની સર્વોત્કૃષ્ટતા અને તેનાં અંગો મહાવિશ્વાસાદિ જણાવ્યાં)** પ્ર૦ ૩૭ 'અને એને માથે કાળ કર્મ ને માયા તેનો હુકમ નથી અને જો એને દંડ દેવો હોય તો ભગવાન્ પોતે દે છે પણ બીજા કોઈનો (યમરાજા વિગેરે) એને માથે હુકમ નથી **(આથી પ્રપત્તિમાં યમાદિભયના અભાવરૂપ વિશેષ જણાવ્યો)** અને એવી નિષ્ઠા વિનાનો જે જીવ છે તે પોતાના સાધનને બળે કરીને પોતાનું કલ્યાણ ઈચ્છે છે પણ એવા પરમેશ્વરના પ્રતાપે કરીને પોતાનું કલ્યાણ ઈચ્છતા નથી એવા જે જડમતિવાળા

પુરુષ છે તેતો જેમ નાવ વિના પોતાના **બાહુ બળે** કરીને સમુદ્ર તરવાને ઇચ્છે તેવા મૂર્ખ છે અને જે એવા ભગવાનના પ્રતાપે કરીને પોતાનું કલ્યાણ ઇચ્છે છે તે તો જેમ **નાવમાં** બેસીને સમુદ્ર તરવાને ઇચ્છે એવા ડાહ્યા છે' **(આથી ભગવદાશ્રય બળની પ્રબળતા કહી)** પ્ર૦ ૪૮ 'ભગવાન પાસે એમ માંગવું જે હે મહારાજ હે સ્વામિન્ હે કૃપાસિંધો હે શરણાગતપ્રતિપાલક કુસંગીથકી મારી રક્ષા કરજ્યો...અને વળી એમ **પ્રાર્થના** કરવી જે હે મહારાજ કામ ક્રોધ લોભ મોહ અહંકાર ઇર્ષ્યા અને દેહાભિમાન એ આદિક જે અંતઃશત્રુ તેથકી રક્ષા કરજ્યો ને નિત્ય તમારા ભક્તનો સમાગમ દેજ્યો' **(આથી શરણાગતે કરવા યોગ્ય પ્રાર્થનાનો પ્રકાર કહ્યો)** સા૦ ૯ 'જો એને સંત તથા પરમેશ્વરના વચનનેવિષે અતિશય **શ્રદ્ધા** હોય અને અતિ દૃઢ **વિશ્વાસ** હોય તો ગમે તેવાં તામસી કર્મ હોય પણ તેનો નાશ થઈ જાય' લોયા. ૧૩ 'તે ભગવાને કહ્યું છે જે 'दैवी ह्येषा गुणमयी मम माया दुरत्यया । मामेव ये प्रपद्यन्ते मायामेतां तरन्ति ते ।।' પંચાલા ૩ 'પછી ભગવાનની પ્રાર્થના કરવી જે હે મહારાજ હે સ્વામિન્ હે ભક્તવત્સલ હે દયાનિધે આ ઇન્દ્રિયો અંતઃકરણનો વાંક છે ને હું તો એથી નાંખો છું ને એતો મારા શત્રુ છે માટે એ થકી મારી રક્ષા કરજ્યો એમ નિરંતર **પ્રાર્થના** કરવી' **(આથી રક્ષણની પ્રાર્થના કહી)** મધ્ય ૯ 'જે સમજુ હોય તેને ભગવાનના વચનમાં તો જેટલું પોતાની સામર્થી પ્રમાણે રહેવાય તેટલું અવશ્ય રહેવું પણ ભગવાનની મૂર્તિનું **બલ અતિશય** રાખવું...જ્યારે ભારતી લડાઈ થઈ ત્યારે શ્રીકૃષ્ણ ભગવાને અર્જુનને કહ્યું જે 'सर्वधर्मान् परित्यज्य मामेकं शरणं व्रज । अहं त्वां सर्वपापेभ्यो मोक्षयिष्यामि मा शुचः ।।'...એ વચનને માનીને અર્જુન જે તે લડાઇને વિષે અનંત દોષ થયા તો પણ લેશમાત્ર ઝાંખા થયા નહિ અને ભગવાનના **આશ્રયનું બળ** રાખી રહ્યા માટે બુદ્ધિમાનને તો ભગવત્સ્વરૂપનું **બળ** અતિશય રાખવું જોઇએ, એ બળ જો લેશમાત્ર હોય તો મોટા ભયથી રક્ષા કરે છે. તે પણ શ્રીકૃષ્ણ ભગવાને કહ્યું છે કે-- 'स्वल्पमप्यस्य धर्मस्य त्रायते महतो भयात्'...તે ભયથી જે અર્જુનની રક્ષા થઈ તે ભગવત્સ્વરૂપના **બળના** પ્રતાપે થઈ માટે જેને સર્વથી ભગવત્સ્વરૂપનું **બળ** અધિક હોય એ જ **એકાંતિક** ભક્ત કહેવાય અને તે જ પાકો **સત્સંગી** કહેવાય અને શ્રીમદ્ભાગવતમાં એ જ વાત પ્રધાન છે જે શ્રુતિસ્મૃતિના ધર્મને કાંઇક તજાય તો તેની ચિંતા નહિ પણ ભગવાનનો **આશ્રય** તજવો નહિ. માટે જે ડાહ્યો હોય તેને તો આ વાર્તા સમજી વિચારીને અતિ દૃઢ ભગવાનનો **આશરો** કરવો એ જ મત સારમાં **અતિસાર** છે' **(આથી શરણાગતિનું સપ્રમાણ સ્વરૂપ અને તેની મોક્ષોપાયમાં સારતમતા કહી)** મધ્ય ૧૩ 'માટે એ જે ભગવાનનો દૃઢ **આશ્રય** છે એવો નિર્વિઘ્ન માર્ગ કોઈ નથી' **(આથી પ્રપત્તિ માર્ગની નિર્વિઘ્નતારૂપ વિશેષ કહ્યો)** મધ્ય ૧૮ 'જેને પરમેશ્વરની ભક્તિ નહિ અને ભગવાન્ સર્વના સ્વામી

છે ભક્તવત્સલ છે પતિતપાવન છે અધમઉદ્ધારણ છે એવો પણ ભગવાનની કોરનો જેના હૈયામાં **વિશ્વાસ** નહિ' **(આથી પ્રપત્તિમાં અંગભૂત મહાવિશ્વાસની પ્રથમાપેક્ષતા સૂચવી)** મધ્ય ૨૮ 'રઘુનાથજીને વિષે શરણાગતવત્સલપણું તો ખરું પણ તે જો જરાય વાંકમાં આવ્યો હોય તો તેનો તત્કાળ ત્યાગ કરી દે' **(આથી ભગવાનમાં શરણાગતવાત્સલ્ય ગુણ અને શરણાગતિનો ઉપાયાંતરની અસહિષ્ણુતારૂપ વિશેષ જણાવ્યો)** મધ્ય ૪૫ 'અને ભગવાન ને સંત રાજી થાય એવું કર્મ હોય અને તેને જો નરકમાં જવાનું પ્રારબ્ધ હોય તોપણ તે ભુંડા કર્મનો નાશ થઈ જાય' **(આથી પ્રપત્તિમાં પ્રારબ્ધનાશરૂપ વિશેષ કહ્યો)** મધ્ય ૬૬ 'ભગવાનને પામ્યાનું એક જ સાધન છે કે ઘણાંક સાધને કરીને ભગવાન પમાય છે જ્યારે એ ચાર સાધને કરીને ભગવાનની પ્રાપ્તિ થાય છે ત્યારે એક ભગવાનના **આશ્રયે** કરીને જ કલ્યાણ થાય એવા અનન્યભાવનો નિર્ધાર રહ્યો નહિ...કલ્યાણ તો એક ભગવાનને **આશ્રયે** કરીને જ છે. **(આથી ભગવાનની જ મુખ્ય ઉપાયતા કહી)** પણ ભગવાન છે તે અતિ સમર્થ છે ને તેની આજ્ઞાને બ્રહ્માદિક સમગ્ર દેવ પાળે છે...માટે ભગવાનની આજ્ઞા છે તે દૃઢ કરીને માનવી એ જ ભગવાનના ભક્તનું લક્ષણ છે. તે સારૂ **સાધન** સર્વે અતિ દૃઢ કરીને રાખવાં એટલે એક ભગવાનવતે જ કલ્યાણ છે અને એ સાધન છે તેતો ભગવાનની પ્રસન્નતાને અર્થે છે.' **(આથી સર્વ સાધનોની ભગવત્પ્રસન્નતાદ્વારા ઉપયોગિતા અને પ્રપત્તિનિષ્ઠને પણ આજ્ઞારૂપ ધર્માદિકની અપેક્ષા જણાવી)** વર૦ ૫ 'પછી મુકતાનંદસ્વામીએ પ્રશ્ન પુછ્યો જે 'दैवी ह्येषा गुणामयी मम माया दुरत्यया । मामेव ये प्रपद्यन्ते मायामेतां तरन्ति ते ।।' એ શ્લોકમાં શ્રીકૃષ્ણ ભગવાને એમ કહ્યું છે જે જે પુરુષ મને પામે તે દુઃખે કરીનેપણ ન તરાય એવી જે મારી ગુણમયી માયા તેને તરે છે...તે આશરાનું શું રૂપ છે ? પછી શ્રીજી મહારાજ બોલ્યા જે ભગવાને ગીતામાં કહ્યું છે જે 'सर्वधर्मान् परित्यज्य मामेकं शरणं व्रज । अहं त्वां सर्वपापेभ्यो मोक्षयिष्यामि मा शुचः ॥'...એવો જે ભગવાનનો **દૃઢ આશ્રય** તે જેને હોય' **(આથી આશ્રય શબ્દની શરણપર્યાયતા જણાવી)** તેને મહા પ્રલય જેવું દુઃખ આવી પડે તો પણ તે દુઃખની રક્ષાનો કરનારો ભગવાન વિના બીજાને ન જાણે અને પોતાને સુખ જોઈતું હોય તે પણ ભગવાનથકી જ ઈચ્છે પણ પ્રભુ વિના બીજાને સુખદાયક ન જાણે અને પ્રભુની જેમ મરજી હોય તે પ્રમાણે જ વર્તે એવો જે હોય તે પ્રભુનો **શરણાગત** કહેવાય.' **(આથી શરણાગતનું લક્ષણ અને શરણાગતિનાં આનુકૂલ્યસંકલ્પાદિ કેટલાંક અંગ કહ્યાં)** વર ૧૦ 'માટે જેને પોતાનું કલ્યાણ ઈચ્છવું તેને તેતે લક્ષણે કરીને તે ભગવાનને ઓળખીને તેને શરણે થવું અને તેનો દૃઢ **વિશ્વાસ** રાખવો ને તેની આજ્ઞામાં રહીને તેની ભક્તિ કરવી એ જ કલ્યાણનો ઉપાય છે' અંત્ય ૧૩ 'જેમ એ ભગવાનનું ગમતું હોય તેમજ

આપણને ગમેછે પણ ભગવાનના ગમતાથકી પોતાનું ગમતું લેશમાત્ર નાંખુ રાખવું નથી અને આપણે જ્યારે **તન મન ધન** ભગવાનને અર્પણ કર્યું. **(આથી પ્રપત્તિનું આત્મનિક્ષેપ રૂપ અંગ જણાવ્યું)** ત્યારે ભગવાનની ઇચ્છા તેજ આપણું પ્રારબ્ધ છે તે વિના બીજું કોઈ પ્રારબ્ધ નથી...એવો જે ભક્ત તેના જે ધર્મ જ્ઞાન વૈરાગ્ય ને ભક્તિ તેની રક્ષાને તો એ ભગવાન્ પોતે જ કરે છે' **(આથી ભગવત્સંકલ્પની જ પ્રારબ્ધરૂપતા અને આશ્રિતસંરક્ષકતા જણાવી)** અંત્ય ૧૪ 'તે રામકથામાં રામચંદ્રજીએ કહ્યું છે જે જે મારે દૃઢ વિશ્વાસે રહે તેની માતા જેમ બાળકની રક્ષા કરે છે તેમ હું રક્ષા કરૂં છું' **(આથી શરણવરણમાં દૃઢ વિશ્વાસરૂપ અંગની અપેક્ષા જણાવી)** અંત્ય ૨૫ 'આમ હું કરીશ આમ હું કરીશ એમ કેવળ પોતાનું જ **બળ** રાખે પણ ભગવાનનું બળ ન રાખે તે ન ગમે' **(આથી અન્ય સાધનોનું બળ તજીને એક ભગવાનનું જ બળ રાખવાનું કહ્યું)** ઇત્યાદિ.

આ રીતે ધર્માદિ સર્વ સાધનોની અપેક્ષાએ શરણાગતિની **સારતમતા નિરૂપી છે.** આનો મુખ્ય ઉપાયમાં સમાવેશ સમજવો આ રીતે પ્રાપ્ય પરમાત્માની પ્રાપ્તિના ઉપાયોનું નિરૂપણ છે.

---

## મુખ્ય મોક્ષરૂપ પુરુષાર્થ—

ઉપર પ્રમાણે ઉપાયનો વિચાર કર્યો, હવે **પુરુષાર્થનો** વિચાર કરીએ. પુરુષો જેને અર્થેછે–ઇચ્છે છે તે **પુરુષાર્થ** કહેવાય. જેને **પ્રાપ્ય** કે **ફળ** શબ્દથી કહેવામાં આવેછે. પુરુષો **ધર્મ, અર્થ, કામ** અને **મોક્ષને** ઇચ્છે છે. આ ચારેયને **પુરુષાર્થ** શબ્દથી કહેવામાં આવેછે. બીજી બધી ઇચ્છાઓનો આ ચારમાં જ સમાવેશ થાયછે. ધર્મ, અર્થ અને કામ આ ત્રણને **ત્રિવર્ગ** કહેછે. ત્રણેયને એક વર્ગમાં મુકયા છે. આ **ત્રિવર્ગ** તો ઐહિક છે અને **ચતુર્થ** મોક્ષતો આમુષ્મિક (પારલૌકિક) છે. તેને પરમ (એને સમાન કે આધક કોઈ નહિ હોવાથી) પુરુષાર્થ કહેછે. તેમાંપણ જે **ધર્મ** અને **અર્થ** છે તેતો કામ માટેછે. એ બેનો ઉપયોગ કામ (વિષયભોગ) માટે કરવામાં આવેછે, જેથી તે બે સ્વતંત્ર પુરુષાર્થ નથી. ખરી રીતે કહીએતો કામ (ઐહિક) અને મોક્ષ (આમુષ્મિક) આ બે જ પુરુષાર્થ છે. ધર્મનો અને અર્થનો ઉપયોગ મોક્ષમાટે પણ થાયછે. 'धनं च धर्मैकफलं' એમાં કહ્યા પ્રમાણે અર્થનો ઉપયોગ ધર્મમાં પણ કરવામાં આવેછે 'धर्माविरुद्धो भूतेषु कामोऽस्मि' એમાં કહ્યામુજબ ધર્મમાં અવિરુદ્ધ એવો **કામપણ** ઉપયોગી માન્યો છે. કોઈની **ધર્મમાં,** કોઈની **અર્થમાં,** કોઈની **કામમાં** અને કોઈની **મોક્ષમાં** રુચિ થાયછે તેનું કારણતો સુકૃતની ન્યૂનાધિકતા છે, કર્મને અનુસારે **રુચિ** થાય છે અને રુચિને અનુસારે **પ્રવૃત્તિ** કરેછે. આ અર્થ ભગવાને ગીતામાં 'चतुर्विधा भजन्ते मां जनाः

सुकृतिनोऽर्जुन' એમ ભક્તભેદ કહેતાં સૂચવ્યો છે. કર્મતંત્ર લોકોની બહુધા રુચિ ત્રિવર્ગમાં જ વર્તે છે. અને મોક્ષમાં તો કોઈ વિરલાને જ રુચિ થાય છે.

ઉપર પ્રમાણે પુરુષપ્રાપ્ય તો બહુવિધ છે, પણ તેમાં અક્ષર પરમ ધામમાં દિવ્યમૂર્તિથી વિરાજમાન નિત્યમુક્તાનુભાવ્ય પરંબ્રહ્મ ભગવાન જ **મુખ્ય પ્રાપ્ય** છે. આ અર્થ શ્રુતિ–સ્મૃતિઓએ બહુ આદરથી અનુવર્ણવ્યો છે–'ब्रह्मविदाप्नोति परं' આ શ્રુતિમાં બ્રહ્મવિત્ શબ્દથી **પ્રાપ્તા** જીવ કહ્યો અને તેણે **પ્રાપ્ય** પરબ્રહ્મને કહ્યા. આ અર્થનું વિવેચન 'यो वेद निहितं गुहायां परमे व्योमन् सोऽश्नुते सर्वान् कामान् सह ब्रह्मणा विपश्चिता' આ શ્રુતિમાં કર્યું છે. તથા એ જ પ્રકરણમાં આવેલી 'रसो वै सः रसं ह्येवायं लब्ध्वाऽऽनन्दीभवति' આ શ્રુતિમાં લબ્ધા અને લભ્ય પરમાત્માનો ભેદથી નિર્દેશ કરીને જીવે **પામવા યોગ્ય** આનંદમયને કહેછે. જેના નિરવધિ આનંદને પામીને જીવ આનંદી થાય છે એમ કહેછે. આ ઉપરથી આનંદમૂર્તિ પરમાત્મા જ **પરમ પ્રાપ્ય** સાબીત થાયછે. 'विज्ञानसारथिर्यस्तु मनःप्रग्रहवान्नरः । सोऽध्वनः पारमाप्नोति तद्विष्णोः परमं पदम्' આ શ્રુતિ **બુદ્ધિ** નામના અનુકૂળ સારથિએ શોભિત **માર્ગે** લઈ જવાથી **રથી** આત્માને ભવમાર્ગના પારભૂત **વિષ્ણુપદની** પ્રાપ્તિ પ્રતિપાદન કરેછે. 'एतैरुपायैर्यतते यस्तु विद्वांस्तस्यैष आत्मा विशते ब्रह्मधाम' આ શ્રુતિમાં મુક્તપ્રાપ્ય ધામ અને ધામીનો મુક્તથકી ભેદ પ્રતિપાદીને મુક્તોએ **પ્રાપ્ય** છે એમ નક્કી થાયછે. 'एष एव आनन्दयाति' આ પરમાત્મા જ મુક્તાત્માને આનંદ આપેછે. આ ઉપરથી આનંદમયની જ **પ્રાપ્યતા** સુસિદ્ધ થાયછે. 'परात्परं पुरुषमुपैति दिव्यम्' આ શ્રુતિતો સ્પષ્ટ શબ્દોમાં પરાત્પર દિવ્ય પરમપુરુષને **પરમ પ્રાપ્ય** પ્રતિપાદેછે. 'नारायणं महाज्ञेयं विश्वात्मानं परायणम्' આ શ્રુતિમાં પર અયન (**પ્રાપ્ય**) તરીકે વિશ્વાત્મા નારાયણને જ જાણવાના કહ્યાછે. 'पुरुषान्न परं किञ्चित्सा काष्ठा सा परा गतिः' આ શ્રુતિતો પરમપુરુષને સર્વોપરી તત્ત્વપણે નિરૂપવાપૂર્વક બીજી ગતિનો પ્રતિષેધ કરીને એક એમને જ પ્રાપ્તિમાં **પરા કાષ્ઠાપણે** નિરૂપેછે.

વિષ્ણુનામસહસ્રમાં યુધિષ્ઠિર રાજાએ 'किमेकं दैवतंलोके किंवाप्येकं परायणम्' એમ **પરમ તત્ત્વ** અને **પરમ પ્રાપ્ય** કોણ છે ? એમ પુછતાં ભીષ્મ પિતામહે 'परमं यो महत्तेजः....परमं यः परायणम्' 'दैवतं देवतानां च' આ ત્રણ શ્લોકથી નારાયણ વિષ્ણુને જ **પરમ તત્ત્વ** અને **પરમ પ્રાપ્યપણે** નિરૂપ્યા છે. જે પરમ તત્ત્વ હોય એ જ પરમ પ્રાપ્ય હોઈ શકે. વળી એમાં જ 'मुक्तानां परमा गतिः' એમ મુક્તોની પરમ ગતિ (પ્રાપ્ય) તરીકે નારાયણને નિરૂપ્યા છે. **ગતિ** શબ્દનો 'પ્રાપ્તિ' એવો અર્થ છે. આ ગતિ અવર નહિ પણ **પરમા** (એને સમાન કે અધિક કોઈ નહિ) છે. તેપણ બીજા બદ્ધ અર્વાચીનોની નહિ પણ મુક્તોની પરમા ગતિ કહેછે. આથી **પ્રાપ્તા મુક્ત** અને **પ્રાપ્ય પરમાત્મા** એમ બન્નેનો આત્યંતિક ભેદ સાબીત થાયછે, એટલે મુક્તોની પરમા ગતિપણે પરમાત્માને સુખેથી કહી શકાય.

ગીતામાં ભગવાન્ શ્રીકૃષ્ણ શ્રીમુખે 'अतोऽस्मि लोके वेदे च प्रथितः पुरुषोत्तमः' 'उत्तमः पुरुषस्त्वन्यः परमात्मेत्युदाहृतः' એમ પોતાને ક્ષરાક્ષરાતીત પુરુષોત્તમ પરમાત્માપણે પ્રતિપાદીને 'मामेवानुत्तमां गतिम्' 'मामुपेत्य तु कौन्तेय ! पुनर्जन्म न विद्यते' એમ **અનુત્તમ** (સર્વોત્તમ) ગતિ તરીકે પોતાને જ સ્પષ્ટ શબ્દોમાં કહેછે. ભાગવતમાં 'नारायणपरा गतिः' 'वासुदेवपरा गतिः' 'ज्ञानिनस्त्वहमेवेष्टः स्वार्थो हेतुश्च संमतः । स्वर्गश्चैवापवर्गश्च नान्योऽर्थो मदृते प्रियः' (ભાગ સ્કં. ૧૧) એમ નારાયણ વાસુદેવને જ **પરમ પ્રાપ્ય** અને **પરમ પ્રાપકપણે** પ્રતિપાદે છે. વાસુદેવમાહાત્મ્યમાં 'न वासुदेवात्परमस्ति दैवतं...न वासुदेवात्परमस्ति वाञ्छितम्' 'त्वमेवात्यन्तिकं श्रेयोऽभीप्सतां परमा गतिः' એમ વાસુદેવ જ **પરમ તત્ત્વ અને પરમ પ્રાપ્ય છે** એવો છેવટનો નિર્ણય કર્યો છે. વિ. પુ. માં 'नास्ति विष्णोः परं तत्त्वम्' 'नहि विष्णुसमा काचिद्गतिरन्या विधीयते' એમ વિષ્ણુને **પરમ તત્ત્વ** અને **પરમ પ્રાપ્યપણે** પ્રતિપાદ્યા છે.

જેઓ ઉપર મુજબ ભગવાનને જ **પરમ પ્રાપ્ય** (ફળ) માનનારા છે તેઓ ભગવાન્ સિવાય બીજા કોઈપણ અર્થને (મોક્ષને પણ) ઇચ્છતા નથી. ભગવત્સેવાનેજ **પરમા મુક્તિ** (ફળ) માનેછે, માટે જ શ્રીહરિએ 'कृष्णसेवा मुक्तिश्च गम्यताम्' એમ મુક્તિનું લક્ષણ કહેતાં સેવાને જ પરમ મુક્તિ કહી છે તે બહુ યોગ્ય છે. આ અર્થ ભાગવતમાં–'मत्सेवया प्रतीतं च सालोक्यादि चतुष्टयम् । नेच्छन्ति सेवया पूर्णाः कुतोऽन्यत् कालविप्लुतम् ॥ सालोक्यसार्ष्टिसामीप्यसारूप्यैकत्वमप्युत । दीयमानं न गृह्णन्ति विना मत्सेवनं जनाः ॥' 'अपवर्गमात्यन्तिकं परमपुरुषार्थमपि नो एवाद्रियन्ते भगवदीयत्वेनैव परिसमाप्तसर्वार्थाः' 'सेवानुरक्तमनसामभवोऽपि फल्गुः' 'को न्वीश ते पादसरोजभाजां सुदुर्लभोऽर्थेषु चतुर्ष्वपीह । तथापि नाहं प्रवृणोमि भूमन् भवत्पदाम्भोजनिषेवणोत्सुकः' 'न पारमेष्ठ्यं न महेन्द्रधिष्ण्यं न सार्वभौमं न रसाधिपत्यम् । न योगसिद्धीरपुनर्भवं वा मय्यर्पितात्मेच्छति मद्विनाऽन्यत् ॥' ઇત્યાદિ બહુ વચનોએ સ્પષ્ટ નિરૂપ્યો છે. હવે નારાયણની **પરમ પ્રાપ્યતામાં** કશો સંશય રહેતો નથી.

આ પરમ પુરુષાર્થમાં બે વસ્તુ આવેછે–એકતો **અનિષ્ટની નિવૃત્તિ** અને બીજી **ઇષ્ટની પ્રાપ્તિ.** અનિષ્ટતો પ્રકૃતિબંધ, અવિદ્યા, કર્મસંસ્કાર, રુચિવિપાક, આશય વિગેરે બહુવિધ છે. આ બધાં આવરણો થકી એકાંતતઃ અને અત્યંતતઃ વિશ્લિષ્ટતા એને જ **મુક્તિ** કે **મોક્ષ**શબ્દથી કહેવામાં આવેછે. કેના થકી મુક્તિ કે મોક્ષ ? તો આ અનિષ્ટોથકી...કેવળ અનિષ્ટોની નિવૃત્તિથી કશો અર્થ સરતો નથી તે ઉપરાંત બીજું વિશેષ ઇચ્છિત મળે એ જ ખરો લાભ છે. એવા લાભો તો બહુવિધ છે, પણ તેમાં આનંદમય પરમાત્માની પ્રાપ્તિ એ જ **પરમ ઇષ્ટ** છે. આ છેવટનું પ્રાપ્ય છે. આ પામ્યા પછી બીજું કશું પ્રાપ્તવ્ય રહેતું નથી. એથી જ એને **અનુત્તમ** કે **પર પરમ** શબ્દથી સંબોધવામાં આવેછે.

કેટલાકો યદ્યપિ 'जरामरणमोक्षाय मामाश्रित्य यतन्ति ये' ઇત્યાદિ વચનોથી જાણવામાં આવતી અક્ષરપ્રાપ્તિ માત્રને મુક્તિ માનેછે, પરંતુ તે જ પરમ પ્રાપ્ય નથી. એથી અત્યધિક પરમપુરુષ જ પરમ પ્રાપ્ય કહ્યાછે, માટે જ કૈવલ્યાર્થીની અપેક્ષાએ 'ज्ञानी त्वात्मैव मे मतम्' એમ જ્ઞાનીની પ્રશંસા કરવામાં આવી છે. કૈવલ્યાર્થીને તો અર્વાચીન ફળની ઇચ્છાવાળાઓની સાથે સમાનકક્ષામાં 'उदाराः सर्व एवैते' એમ ગણવામાં આવ્યો છે. 'आर्तो जिज्ञासुरर्थार्थी ज्ञानी च भरतर्षभ' એમ ચાર પ્રકારના ભક્તો ગણ્યા છે તેમાં કૈવલ્યાર્થીને પણ લીધો છે. પ્રકૃતિથકી વિલક્ષણ આત્મસ્વરૂપની પ્રાપ્તિની ઇચ્છાવાળાને **જીજ્ઞાસુ** કહે છે. આજ જીજ્ઞાસુને ભજનને અનુસારે અક્ષરસ્વરૂપને પામતાં '**કેવળ**' કહેવામાં આવેછે. આ પરબ્રહ્મની સાથે સર્વ કામોને પામતો નથી, પોતે કેવળ અક્ષરસ્વરૂપ સ્વાત્મામાં જ રમેછે, તેથીજ '**કેવળ**' સંજ્ઞાથી સંબોધવામાં આવેછે.

યદ્યપિ 'अव्यक्तोऽक्षर इत्युक्तस्तमाहुः परमां गतिम्' એમ અક્ષરાત્માને **પરમા ગતિ** તરીકે કહે છે પરંતુ 'यं प्राप्य न निवर्तन्ते तद्धाम परमं मम' આ વાક્યશેષનો વિચાર કરતાં અક્ષરસ્વરૂપને ભગવાનના પોતાના ધામ (શેષભૂત) કહેછે. માટે પરમપણું આપેક્ષિક સમજવું પડે. એટલે એની પુનરાવૃત્તિ નહિ થતી હોવાથી પરમા ગતિ તરીકે કહેછે. રામાનુજાચાર્યે તો 'तद्धाम परमं मम' એનું વ્યાખ્યાન 'परमं धाम—परं नियमनस्थानं' એવું કર્યુંછે. એમ કરીને આત્માને પરં નિયમન સ્થાન તરીકે કહે છે. તે પછી તરત જ 'पुरुषः स परः पार्थ भक्त्या लभ्यस्त्वनन्यया' એમ અક્ષરની અપેક્ષાએ પરમપુરુષની પ્રાપ્તિને અનન્ય ભક્તિથી થવાની કહીને ભગવાનનો **ઉત્કર્ષ** કહે છે. એટલે પરમાત્મા પ્રાપ્તિને જ સર્વોત્કૃષ્ટપણે કારણદર્શન—પૂર્વક નિરૂપેછે. **પુરુષ** શબ્દ ગુણયોગને લીધે પરમાત્માપર લેવામાં આવ્યો છે. 'भगवानिति शब्दोऽयं तथा पुरुष इत्यपि । निरुपाधी च वर्तेते वासुदेवे सनातने' એવી સ્મૃતિ છે. આવી તત્ત્વસ્થિતિ હોવાથી જ 'योगिनामपि सर्वेषां मद्गतेनान्तरात्मना । श्रद्धावान् भजते यो मां स मे युक्ततमो मतः ॥' (અ. ६) એમ અન્ય ઉપાસકોની અપેક્ષાએ ભગવદુપાસકની શ્રેષ્ઠતા શ્રીમુખે કહી છે. વળી 'एवं सततयुक्ता ये भक्तास्त्वां पर्युपासते । ये चाप्यक्षरमव्यक्तं तेषां के योगवित्तमाः ॥' આ રીતે પુછેલા ભગવાને 'मय्यावेश्य मनो ये मां नित्ययुक्ता उपासते । श्रद्धया परयोपेतास्ते मे युक्ततमा मताः ॥ क्लेशोऽधिकतरस्तेषामव्यक्तासक्तचेतसाम् । अव्यक्ता हि गतिर्दुःखं देहवद्भिरवाप्यते ॥ ये तु सर्वाणि कर्माणि मयि सन्न्यस्य मत्पराः । अनन्येनैव योगेन मां ध्यायन्त उपासते ॥ तेषामहं समुद्धर्ता मृत्युसंसारसागरात् । भवामि नचिरात्पार्थ मय्यावेशि—तचेतसाम् ॥ (અ. ૧૨) એમ પોતાના ઉપાસનની અને પ્રાપ્તિની અક્ષરાદિકની અપેક્ષાએ **અત્યુત્કૃષ્ટતા** સ્પષ્ટ શબ્દોમાં નિરૂપી છે. એમાં હવે પરાત્પર **પરબ્રહ્મ** પરમાત્માની **પરમા પ્રાપ્તિમાં** સંશયને સ્થાન રહેતું નથી.

જરા મરણના તીવ્ર ત્રાસવાળા ઘણા મુમુક્ષુઓ તેની નિવૃત્તિમાત્રથી પોતાને કૃતકૃત્ય માનીને સ્વાત્મામાં ધ્યાનપર થઇને અક્ષરલાભમાત્રને ઇચ્છેછે, અક્ષરાનંદ પણ અલ્પાનંદ નથી, કેમકે તે નિત્ય છે. વળી બ્રહ્માદિકના આનંદ કરતાં તે અત્યધિક છે. તો પરમાત્મોપાસનના અંગપણે પ્રત્યગાત્માના ચિંતનમાં પ્રવર્તતાં કદાચિત્ અક્ષરમાં સ્વાદ મનાઈ જાય. પરબ્રહ્મરૂપ સર્વોપરી મહેલ ઉપર ચઢવા ઇચ્છતા જનને તો આજ પ્રચ્યુતિનું પદ બની જાય. માટે ભગવાનની સેવારૂપ મુક્તિથકી બીજા કોઈ અર્થની સ્પૃહા રાખવી જોઇએ નહિ એ સિદ્ધાંતની વાત છે.

બીજા બીજાએ બહુવિધ મોક્ષ મનફાવતો માન્યો છે પરંતુ તેમાં મુખ્ય મોક્ષ વેદાંતમાન્ય તો એ છે કે—આ ગુણમય સંસારમંડળ કે જે એક બંધનાગાર છે તેના થકી બહાર નિકળી જવાપૂર્વક, અક્ષરધામસ્થ નિત્યમુક્તાનુભાવ્ય દિવ્યાકાર પરમ–પુરુષની પ્રાપ્તિ થયા પછી સ્વસ્વરૂપની અભિનિષ્પત્તિલક્ષણવાળો હોઇને તેમના અનુભવરૂપે સેવાગર્ભિત છે. આ અર્થ 'एष सम्प्रसादोऽस्माच्छरीरात्समुत्थाय परंज्योतिरूपसंपद्य स्वेन रूपेणाभिनिष्पद्यते' આ શ્રુતિમાં વ્યક્ત છે. **પરંજ્યોતિ** શબ્દથી પરમાત્મા નક્કી કર્યા છે. આ સ્વસ્વરૂપનો આવિર્ભાવ તે શ્રુતિસ્મૃતિમાં પ્રતિપાદેલા અપુનરાવૃત્તિલક્ષણ **અર્ચિમાર્ગે** કરીને, ગોલોક વૈકુંઠ અક્ષર બ્રહ્મપુર આદિક શબ્દોથી તે તે શ્રુતિ સ્મૃતિમાં પ્રતિપાદેલા અક્ષરધામને પામીને પરમાત્માને પામેલા મુક્તને થાયછે. આ લોકમાં નહિ. 'अपहतपाप्मा विजरो विमृत्युर्विशोकोऽविजिघत्सोऽपिपासः सत्यकामः सत्यसङ्कल्पः' આ શ્રુતિમાં કહેલા અપહતપાપ્મત્વ આદિક અષ્ટ ગુણોવાળું સ્વસ્વરૂપ છે. તે અનાદિ કર્મપ્રવાહથી અભિભૂત થએલા ગુણો કર્મનો ક્ષય થતાં પ્રકાશમાં આવે એ જ આવિર્ભાવ સમજવો. અપૂર્વ સ્વરૂપનો ઉદય નહિ. મુક્તિદશામાં સ્વાભાવિક ગુણોનો આવિર્ભાવ થાયછે પણ અપૂર્વ ગુણોની ઉત્પત્તિ થતી નથી એમ 'यथा न क्रियते ज्योत्स्ना मलप्रक्षालनान्मणेः। दोषप्रहाणान्न ज्ञानमात्मनः क्रियते तथा ॥ यथोदपानकरणात्क्रियते न जलाम्बरम् । सदेव नीयते व्यक्तिमसतः सम्भवः कुतः ॥ तथा हेयगुणध्वंसादवबोधादयो गुणाः। प्रकाश्यन्ते न जन्यन्ते नित्या एवात्मनो हि ते ॥' આ સ્મૃતિમાં સ્પષ્ટ નિરૂપણ છે.

'तद्विष्णोः परमं पदं सदा पश्यन्ति सूरयः' 'तेह नाकं महिमानः सचन्ते यत्र पूर्वे साध्याः सन्ति देवाः' 'स खल्वेवं वर्तयन् यावदायुषं ब्रह्मलोकमभिसम्पद्यते न च पुनरावर्तते' 'तमेव शरणं गच्छ सर्वभावेन भारत । तत्प्रसादात्परां शान्तिं स्थानं प्राप्स्यसि शाश्वतम् ॥' 'दर्शयामास लोकं स्वं गोपानां तमसः परम्' 'लोकं विकुण्ठमुपनेष्यति गोकुलं स्म' 'क्रान्त्वा दशोत्तरगुणाः प्राप गोलोकमद्भुतम् । धाम तेजोमयं तद्धि प्राप्यमेकान्तिकैर्हरेः ॥' 'प्राप्यावध्यं ब्रह्मपुरं राजेव स्यामहं सुखी' 'क्षेमं विन्दन्ति मत्स्थानं यद्ब्रह्म परमं विदुः' ઇત્યાદિ શ્રુતિ સ્મૃતિમાં **ગોલોક વૈકુંઠ બ્રહ્મપુર પરમપદ** આદિક શબ્દોથી વર્ણવેલા સ્થાનરૂપ **ધામ** અને તત્સ્થ **મુક્તોને**

પણ પ્રાપ્યપણે કહેછે. પરંતુ આતો અવાંતર અવર પ્રાપ્તિ છે. મુખ્ય પ્રાપ્તિ તો પરમાત્માની છે. આપણે કોઈ મિત્રાદિકને મળવા જઈએ તેમાં પ્રથમ માર્ગ, પછીથી તેનું ગ્રામ, પછી તેનું ગૃહ અને પછીથી મિત્રાદિકનો મેળાપ થાયછે. આમાં મુખ્ય પ્રાપ્ય મિત્રાદિક છે. બીજા માર્ગ ગૃહાદિકતો અવાંતર છે. તેમ આમાં જાણી લેવું. એવી વસ્તુસ્થિતિ હોવાથી અર્ચિમાર્ગ, તે વડે પ્રાપ્ય પરમ ધામ અને તત્સ્થ મુક્તાદિકનો મેળાપ વર્ણવીને પછી છેવટે પરમ પ્રાપ્તિતો 'तत्पुरुषोऽमानवः स एनान् ब्रह्म गमयति' આ શ્રુતિમાં કહ્યા મુજબ પરમાત્માની જ પ્રતિપાદન કરવામાં આવી છે. ધામ મુક્તાદિકની પ્રાપ્તિ કહી છે તેપણ તેમાં દિવ્ય રૂપથી વિરાજમાન ભગવાનની પ્રાપ્તિ માટે છે. સ્વતંત્રપણે ધામાદિકની પ્રાપ્તિ નથી. આ અર્થ ભગવાન શ્રીહરિએ હ. વા. સુધાસિંધુમાં–'अमूर्तं धाम कृष्णस्य स नित्यं तत्र राजते । चिदाकाशादिपर्या–यैस्तदेवान्यत्र तूदितम् ॥ भक्ता एकान्तिका येऽत्र देहान्ते तेऽपि धाम तत् । प्राप्याक्षरसधर्माणः सेवन्ते कोटिशो हरिम् ॥ अतः सत्सङ्गिभिः सर्वैः प्राप्यं धामाक्षरं बृहत् । तन्मुक्तपङ्क्तौ स्थास्याम इति कार्योऽत्र निश्चयः ॥' (તરંગ ૨૧) આ વચનમાં વ્યુક્ત છે. આમાં **અક્ષરધામ,** તત્સ્થ **મુક્તો** અને તત્સેવ્ય **પરમાત્મા** એમ ત્રણની પ્રાપ્તિ સૂચવી છે. દિવ્યમૂર્તિથી વિરાજમાન ભગવાનનું નિત્ય નિવાસસ્થાન હોવાથી અને મુક્તો ભગવાનની નિત્ય પરિચર્યામાં નિરત હોવાથી તેમની પ્રાપ્તિ જણાવી છે. આ કાંઈ પરમા પ્રાપ્તિ નથી. એવી વસ્તુસ્થિતિ હોવાથી જ 'श्रीकृष्ण ! त्वं गतिर्मम' આ અષ્ટાક્ષર મંત્રમાં એક શ્રીકૃષ્ણની જ ગતિ (ઉપાય અને પ્રાપ્તિ) જણાવી છે. મુક્તિતો દાસત્વગર્ભિત હોવાથી 'ब्रह्माहं कृष्णदासोऽस्मि' આ મંત્રમાં કૃષ્ણદાસતા નિરૂપી છે. આત્માઓનું સ્વરૂપ જ સ્વતઃ કૃષ્ણદાસતા છે. 'दासभूताः स्वतः सर्वे ह्यात्मानः परमात्मनः' એવી સ્મૃતિ છે.

ઉપરનો **તત્ત્વાર્થ** સંપ્રદાયનાં શાસ્ત્રોમાં સભર ભર્યો છે–'गोलोको धाम चेप्सितम् । तत्र ब्रह्मात्मना कृष्णसेवा मुक्तिश्च गम्यताम्' (શિક્ષાપત્રી) એમ બીજા બીજાએ માનેલી બધી મુક્તિઓને અવર તુચ્છ ગણીને અર્ચિમાર્ગે ગોલોકધામને પામતાં સ્વસ્વરૂપનો આવિર્ભાવ પામ્યા પછી દિવ્યમૂર્તિ ભગવાનની પરિચર્યારૂપ સેવાની પ્રાપ્તિ થાય એનેજ **પરમા મુક્તિ** કહેછે. 'अर्चिर्मार्गाधिष्ठितदेवैश्च नियन्ता मुक्तानां वै ब्रह्मगतिं प्रापयिताऽसि' 'ते स्निग्धभक्ता देहान्ते गत्वा भागवतं पदम् ।... प्रेम्णा संसेवमानास्तु वर्तन्तेऽतिमुदान्विताः ॥' 'भक्त एवंविधो ज्ञानी देहान्ते चिन्मयाकृतिः । ब्रह्मधामैव संप्राप्य सेवायां वर्तते हरेः ॥' 'गोलोके सोऽक्षरे धाम्नि वैकुण्ठे वापि भक्तराट् । कृष्णस्य वर्ततेऽखण्डं सेवायां सर्ववन्दितः ।' 'वासुदेवप्रसादेन ततो भागवतीं तनुम् । सम्प्राप्य परमानन्दं जुषमाणः स वर्तते ॥' (સત્સંગિજીવન) આ રીતે અર્ચિમાર્ગે પ્રાપ્ય નિત્ય દિવ્ય ધામમાં ભાગવતી તનુથી ભગવાનની સેવા કરવી એનેજ **પરમા મુક્તિ** તરીકે કહે છે. વચનામૃતમાં–પ્ર. ૧ 'ભગવાનની મૂર્તિ

